ગતિ ગ્રંથમાળાનું

ત્રીજા વર્ષનું છેલ્લું

અને ચોથું પુસ્તક

મૂલ્ય અઢી રૂપિયા

"શેરીનાં જીવનસંઘર્ષનો 'સમ પકડવા જતાં ઘણીવાર ઘઉંને બદલે ફોતરાં હાથ આવ્યા હશે. પણ એક વાત જાળવવાનો તો પ્રામાણિક યત્ન કર્યો જ છે. વાતનું વતેસર ન બને, માનવીનો અતિમાનવી ન બને કે અલ્પમાનવી ન બને, એની કાળજી પૂરા ભાનથી રાખી છે. સંભવ છે કે ઘણાંને એમાં સંઘર્ષણને પ્રાણહીન બનાવ્યાની ગંધ આવે. જેમને શેરીનો અનુભવ છે, માનવીને સમુદાયમાં રહેતો, સામૂહિત રીતે જીવતો જોયો જાણ્યો છે, એ કહી શકશે, આ સંઘર્ષમાં રંગીલાપણુ નથી હોતું, પણ સચ્ચાઈ તો છે જ. અને શેરીમાં તો એ જ અભિપ્રેત છે."

(લેખકની પ્રસ્તાવનામાંથી)

# શહેરની શેરી




જયંતિ દલાલ

**ગતિ ગ્રંથમાળા**

વર્ષ ત્રીજું

લવાજમ નવ રૂપિયા

(ટપાલ ખર્ચ માફ)

પહેલાં ત્રણ પુસ્તકો

પાદરનાં તીરથ

જયંતી દલાલ કૃત

માનતા

ઈશ્વર પેટલીકર કૃત

પાછલે બારણે

પન્નાલાલ પટેલ કૃત

છૂટક કીમત દરેકની અઢી રૂપિયા

ગતિ ગ્રંથમાળાનાં ગ્રાહક થનારને ચારે પુસ્તકો ઘેરબેઠા રૂપિયા નવમાં પહોંચાડાશે.


ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધી રસ્તો : અમદાવાદ
ભીમરાજ બિલ્ડિંગ, ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૮ : 'નવરચના' વર્ષ ૬૩ અંક સાતમો

ઑક્ટોબર : ૧૯૪૮

ક્રમ ૧૪૨૬૪



વાર્ષિક લવાજમ

દેશમાં : રૂ. ૭-૮-૦ :: પરદેશમાં રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ મુંબઈ-૨

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ

પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી જમનાદાસ માણેકચંદ રવાણી : મોટા આંકડિયા : કાઠિયાવાડ.

મુદ્રક: જમનાદાસ માણેકચંદ રવાણી : અનેકાન્ત મુદ્રણાલય, મોટા આંકડિયા : કાઠિયાવાડ.

વિજ્ઞાપના વ્યવસ્થાપક : સાયન્ટિફિક પબ્લિસિટી કાં. ફરનાન્ડીઝ પુલ પાસે : અમદાવાદ.









મનુષ્યને મળેલી તમામ શક્તિમાં આ મહાન શક્તિ સર્વોત્તમ છે. એનું જીવન ઝરણા સમાન છે. નિરંતર વહેતું, નિરંતર આનંદ કરતું, નિરંતર ઉત્કર્ષ સાધતું. માણસ એ ઝરણામાંથી ગમે તેટલું મેળવે, એ ઝરણાને એની ખોટ જણાતી નથી.

અને એ ઝરણા જેવી એક શક્તિ માણસ પાસે છે જેમાં કોઈ દિવસ દેનારને નુકશાન જ હોતું નથી. એ એની પ્રેમની શક્તિ. કદાચ જીવન અને પ્રેમ એ પર્યાય શબ્દો છે.

માણસને મળેલી તમામ શક્તિમાં—એને મળેલી બુદ્ધિ, ઊર્મિ, કલ્પના, એ તમામ શક્તિમાં આ શક્તિ જ મહાન છે. પ્રેમની શક્તિ. જેની પાસે એ શક્તિ નથી તે ખરેખરો અપંગ છે.

માણસ જાતની જરૂરિયાતો બદલાતી રહે છે. એની દુનિયામાં, અનેક વસ્તુઓ જે આજે મૂલ્યવાન ગણાતી હોય છે, તે આવતી કાલે કોડીની કિમ્મતે પણ કોઈ રાખતું નથી. પણ એની પાસે રહેલો આ એક અમૂલ્ય પદાર્થ—પ્રેમ એ કોઈ દિવસ એના મૂલ્યાંકનમાં પૈભાર પણ ઓછો અંકાતો નથી. એનું મૂલ્ય દુનિયાના ઋગ્વેદકાલીન જમાનામાં જે હતું એનું એ આજે છે!

માણસને મહાન બનાવનાર એ છે. માણસ સામાન્ય જણાય છે, કારણ કે એનામાં આ તત્ત્વ સામાન્ય હોય છે. માણસ ક્ષુદ્ર દેખાય છે, કારણ કે આ મહાન વસ્તુના અસ્તિત્વ વિષે એ અજ્ઞાન હોય છે.

અને છતાં આ પ્રેમ વડે માણસ પૃથ્વીની સાથે બંધાઈ રહે એવું પણ બને. અને એને સ્વર્ગનું દર્શન મળે એવું પણ બને, પ્રેમ વિષેની એની જેવી સમજણ તે પ્રમાણે એ શક્તિહીન પંગુ કે અનંતશક્તિનો સ્વામી બને.

અતિજ્ઞાન એ જેમ કવિતાના સૌન્દર્યને હણી નાખે છે, તેમ વધારે પડતો સંસાર-વ્યવહાર આ પ્રેમને હણી નાખે છે. નાનકડા શિશુને ને સાચા સંતને એ બેને જ પ્રેમ-સમુદ્રનાં દર્શન મળે છે. બીજા તમામ એને કાંઠે કોરાધાક ઊભા ઊભા કાખલી કૂટે છે! એટલા માટે તો ઉપર કહ્યું કે કોઈ રીતે તમારું થોડું ડહાપણ નાશ પામે!

પરંતુ જેમ સુંદરમાં સુંદર સુક્તાવલિના આધારે, માણસ પોતાની નબળામાં નબળી વૃત્તિ માટે ટેકો શોધી શકે છે, તેમ જ આ પ્રેમપદાર્થનું પણ જાણવું.

જેને એનો ખરો રંગ લાગ્યો નથી તે ઘણી વખત પોતાની આળસને, પોતાના પુરુષાર્થહીન તત્ત્વને, પોતાની જ પંગુતાને, આ કોઈકના પ્રેમપદાર્થના છાયા નીચે બેસારી-ને બે ઘડી આરામ શોધે છે, આવી પ્રેમની ભીખ—એ હલકામાં હલકી ભીખ કરતાં પણ હલકી ભીખ છે. પ્રેમ પદાર્થ માણસને પોતાની શક્તિની ઉપાસનામાં નિરંતર શ્રદ્ધા-વાળો ને નિર્ભય બનાવી મૂકે છે. તો જ એ પ્રેમ ઉપાસના છે—નહિતર એ પ્રેમ વ્યવહાર છે.

તમે આપ્યે જ જાઓ—અને છતાં તમે જાણો નહિ કે તમે આપો છો એનું નામ પ્રેમ. કાલિદાસને ખબર ન હતી કે એ શકુંતલા આપી રહ્યો છે. શેકસપીઅરને ખબર નહિ કે એ હેમલેટ આપી રહ્યો છે. 'પ્રેમાનંદની જાણ બહાર જ—પેલો સુદામો કોણ જાણે કઈ સૃષ્ટિમાંથી આવી ચડયો! અને આ બધાં આપણાં નિકટનાં સ્વજનો થઈ ગયાં



છે. કારણ કે એ પ્રેમની ઉપાસના હતી! મીરાંની વાણી, નરસિંહનાં પદ, જિબ્રાનની કવિતા, આપણને આ પ્રમાણે એ બધાં મળ્યાં છે. એમના આપનારને ખબર પણ નહિ–એ દુનિયાને કાંઈક આપે છે!

કોઈકે બહુ યોગ્ય રીતે કહ્યું નથી–માણસમાં જ્યારે પોતાની જ જાત ઉપરનો પ્રેમ રહે– અને બીજું કાંઈ જ ન રહે, ત્યારે નિરંતર વહેતા જળમાં પોતાનું મુખ જ જોયા કરતી પેલી સુંદરી, જેમ છેવટે જડ સૃષ્ટિની બની ગઈ, તેમ એ પણ જડસૃષ્ટિનો એક પદાર્થ–પથ્થર બની રહે! જ્યારે એ કેવળ પોતાની જાતને જ જોયા કરે!

તમને એક બીજી ખબર છે? તમારી સદ્દકૃતિઓની નોંધ— કેટલાક રાજદ્વારી પુરુષો હમણાં બનાવવા માંડયા છે એમ બનાવવા માંડો–એટલે એમાંથી એક શાપ ઊભો થાય છે! કોઈક મહાનને આપણે સૌએ અનુસરવાનું છે એવો!

આપણે ક્યારે સમજીશું કે આપણે મનુષ્યની નિકટમાં જવા માટે મનુષ્યથી દૂર જવું જોઈએ?

એ દૂર ગયેલો માણસ, પછી મનુષ્યનો નિકટતમ પરિચય મેળવે છે. ભગવાન તથાગતનું આ સત્ય છે. સત્યની શોધમાં કોઈ દિવસ ન નીકળેલો માણસ, સોંઘાં સૂત્રોનું સત્ય આપવા માંડે, એ કાંઈ હૃદયસ્પર્શી નીવડે ખરું?

પ્રેમની સાચી સો ટચની ઉપાસના વિના મેળવેલી તમામ શક્તિ–છેવટે આપણને દગો દે છે.

## વાણીની વાણી

સ્વર્ગ, સ્થાયી છે; પૃથ્વી, કાલવિજયી છે. કારણ કે તેઓ, પોતાનામાં જ પર્યાપ્ત થતું હોય એવું જીવન જાણે કે કદી જીવતાં નથી.

જે પોતાને માટે જ જીવે છે, એ ક્ષણિક છે. એ દરેક ક્ષણે વિનાશી છે.

સ્વર્ગ, પૃથ્વી, અને સંત એ ત્રણેની રીત આ બાબતમાં સમજવા જેવી છે.

સંત, પોતાની જાતને સૌથી ઓછામાં ઓછું મહત્ત્વ આપે છે. અને એથી જ એની મહત્તા નિઃસીમ થઈ રહે છે.

તે પોતાને પણ ભૂલી જવા મથે છે; અને તેથી એ કદાપિ નામશેષ બનતો નથી.

કારણ કે એનો પોતાનો સ્વાર્થ એણે કોઈ દિવસ જાણ્યો નહિ, એમાંથી આ ચિરંતન રસાયન ઊભું થયું છે. જાણનારા એ જાણે છે અને મોદ પામે છે.

[૨]

ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ પ્રકારની સહજ સજ્જનતા પાણી જેવી છે.

એ સજ્જનતાનો વિવેક વ્યવહારુ નહિ, સાધુરંગી છે. એ તમામને ઉપયોગી થઈ પડશે; પણ રાગ ક્યાંય નહિ બાંધે. બીજાને જે સ્થળોમાં ઊભા રહેતાં લઘુતા લાગશે–ત્યાં ઊભીને એ કામ કરશે. દ્વારકાધીશ ગૌરવશાળી તો ત્યારે લાગે છે, જ્યારે એ અર્જુનનો રથ હાંકે છે; જ્યારે યુધિષ્ઠિરને આંગણે એઠજૂઠ સંભાળે છે.

[૩]

નિવાસ બાંધો, ત્યારે એમાં જીવન જીવવ માટેના માળાની તૈયારી રાખજો; એમાં





ઠઠારો ઓછો કરશો તો ચાલશે; પણ તમારો એ માળો છે એ ભાવના હણાય એવું કરશો તો એનો હેતુ માર્યો જાશે. પછી એ નિવાસ નહિ હોય, ઘર નહિ હોય, શ્રીમંત ભિખારીનો મહાલય હશે.

[૪]

લાગણી સારી છે કે નરસી, એનો વિચાર કરવાનું બુદ્ધિને કદાપિ સોંપતા નહિ. એનો બિચારીનો એ વિષય નથી. પણ જે લાગણી જીવન-ખરેખરા અતળ ઊંડાણમાંથી પોતાનો ઉદ્ગમ મેળવશે, એ ઊંડા પાતાળકૂવાના પાણીની માફક સ્વચ્છ હશે. જરૂરિયાત, તમારું હૃદય અત્યંત અગાધ બનાવવાની છે. લાગણીને દાબવાની પણ નથી; એનો ઉચ્છેદ કરવાની પણ નથી; એને બુદ્ધિને આંગણે દાસી બનાવવાની પણ નથી. અનેક તર્કવિદો ન સમજી શકે એટલી અગાધ લાગણી જો તમારી હશે, તો ચોક્કસ સમજજો કે એ લાગણી પછી સ્ફટિક જેવી નિર્મળ જ હશે. પણ જરૂરિયાત, તમારા હૃદયના અગાધ ઊંડાણની છે. તે વિના એને બિચારીને નાહકની બોલાવ બોલાવ કરશો માં. એ બહુ જ નાજુક હવાપરી છે. કોઈકની પાસે જ પોતાનું અંતર ખોલે છે. ન માનતા હો તો રાજરાણી-મીરાંને પૂછજો ને !

[૫]

મૈત્રી, માણસ માણસની સમજણ માટે છે; અત્યારે એનો ઉપયોગ અરસપરસ મળવા માટે, સાહેબજી હાજી કરવા માટે; બહુ તો ચા પીવા માટે—અને વધુ તો પાછળની નિંદા માટે થાય છે. આના કરતાં, જે જંગલીઓ એકબીજાને જોતાં તરત લડી પડે છે —એ વધારે સારા મિત્રો કોઇક દિવસ થઇ શકવાનો સંભવ છે ખરો. બાકી આ ભણેલા જીભમિત્રો-ઇશ્વર એમનાથી બચાવો !

[૬]

શબ્દ ન બોલનારો શબ્દની પવિત્રતા સમજે છે; શ્રદ્ધાથી બોલનારો એનું તેજ જાણે છે; વાચાળતાથી બોલનારો એનો થાક મેળવે છે; અશ્રદ્ધાથી બોલનારો, એની કાતિલ અસર નીચે જીવન ગુમાવે છે. શબ્દ, એ મનુષ્યનો નિકટતમ સાથી અને મિત્ર છે. શબ્દને તોળે છે એ જીવનને સંયમમાં આણે છે; એને તોડે છે, એ જીવન વેડફે છે.

[૭]

સત્તાનો નિષ્કર્ષ વ્યવસ્થા; ઉદ્યોગનો, સરલતા; વિદ્યાનો, નિઃસ્વાર્થતા. એટલો બધો સંગ્રહ કરવો કે છેવટે એ સંગ્રહને ગમે તેમ વેડફવો પડે-એના કરતાં બિલકુલ સંગ્રહ ન કરવો, એમાં વધારે શ્રીમંતાઇ રહી છે.

જ્યારે અઢળક સોનું દીવાનખંડમાં ઊભરાતું હોય, ત્યારે એનું રક્ષણ કોઇ જ કરી શકતું નથી; એનો સ્વામી પણ.

જ્યારે અઢળક સોનું હોય, પ્રતિષ્ઠા હોય, અને ગર્વ હોય, ત્યારે વિનાશ એ એનું નૈસર્ગિક સંતાન છે.

[૮]

કૃપા મેળવવી, એટલે ભયને નોતરવો; ભાગ્ય હોવું, અટલે આળસ આણવું; વિજ્ઞપ્તિ કરવી, એટલે પુરુષાર્થને હણવો. જીવનમાંથી બને તો એ ત્રણેને કાઢો-કોઇની કૃપા મેળવવાની નિર્બળતાને, ભાગ્યશાળી થઇ જવાની આશાને, વિજ્ઞપ્તિ કરીને લાભ મેળવવાની હલકાઇને.

[૯]

સત્તાધીશો-ખરા અને મહાન સત્તાધીશો,



એમના હોવા ન હોવા વિષે લોકોને ભાગ્યે જ ખ્યાલ હોય છે; એટલી બધી સંપૂર્ણ અને સૂર્યોદય સૂર્યાસ્ત જેવી વ્યવસ્થા એમની કરેલી ચાલ્યા કરે છે.

એથી ઊતરતા સામાન્ય સત્તાધીશો—લોકો એમને વખાણે છે.

એથી પણ ઊતરતા—લોકો એમનાથી ડરે છે.

એથી વધુ ઊતરતા-લોકો એમને નિંદે છે. ટીકા કરે છે. એમની બિન આવડતના જાહેર ઉલ્લેખો થાય છે.

કારણ કે શબ્દ અને ક્રિયા એક થયા વિના વિશ્વાસ સ્થપાતો નથી.

નિરર્થક શબ્દ બોલવાની ટેવથી સારું શાસન પણ ખરાબ જેવું લાગે છે.

કારણ કે જે શબ્દ બોલાય છે—તે શબ્દ જ રૂપે રહે છે. એની પાછળની ક્રિયા તો અણુવિકસેલી જ હોય છે.

એટલે શબ્દને બ્રહ્મ સમજવાનું કામ એકલા કવિનું છે એમ નહિ; સત્તાધીશનું પણ છે.

[૧૦]

અધીર માણસ, કોઇ સ્થાયી પ્રગતિ સાધી શકે નહિ; પોતાનું જ વારંવાર પ્રદર્શન કરનારો, પ્રકાશ આવી શકે નહિ; પોતાની જાતને વખાણ વખાણ કરનારો, ભાગ્યે જ કોઈ સદ્‌ગુણને સમજી શકે; પોતાની કીર્તિમાં તલ્લીન, પોતાની જ કબર ખોદે; આ તમામ અતિભોજી જેવા છે. વધારે પડતું ખાઈને, ઓછામાં ઓછું પોષણ મેળવનારા.

* આમાંના કેટલાંક "Taoist scriptures" ઉપર આધાર રાખનારાં છે.

## જીવનના અંધારે

આભમહીં વાદળ ઘેરાયાં;
દિશેદિશા અંધારું !
શીત સમીરણ વ્હાલી ! વાયાં;
એ સૌ સમરણ તારું ! ૧

ડુંગર, ડુંગર, હાથ મિલાવી
ઊંચે કેવાં જાતાં !
ચડવાં પડતાં ઊજળું ભાવિ
ન્યાળી હર્ષિત થાતાં ! ૨

આભ થયું ત્યાં કાળું, કાળું,
વાદળથી ઘેરાયું !
ચોદિશમાં અંધકાર ન્યાળું;
ઉર એનું ગભરાયું: ૩

'કાંઇ ન રે દેખાતું વ્હાલા !
'કાંઇ ન રે દેખાતું !
'ઉર મારું ગભરાતું વ્હાલા !
'નહીં કશું જ કળાતું !' ૪

એવું ઘોર તિમિર રે જામ્યું
જીવનસરિતકિનારે,
સ્મરણકિરણ મુજ હૈયું પામ્યું
જીવનના અંધારે ! ૫

શેખઆદમ આબુવાલા




ધૂમકેતુ

માણસનું જીવન કેટલું બધું રહસ્યમય છે! બહાઉદ્દીન કોલેજનો એ ઘુમ્મટ, એનું હરિયાળું મોટું મેદાન, પૂર્વ દિશા તરફની પાણખાણો અને પેલો વાંકળો કાળવો–આજ પણ જાણે એ જીવન-સંગાથી મિત્રોની જેમ સાથે રહ્યાં છે, એ કોલેજમાં અસંખ્ય વિદ્યાર્થીઓ આવ્યા અને ગયા. એક મને એની આ મોહિની શા માટે લાગવી જોઇએ? આ પ્રમાણે આપણને મળેલી શક્તિ અશક્તિ કે જે હોય તે–એનો કોઇ પૂર્વ ઇતિહાસ હશે કે એ પણ વૈજ્ઞાનિક કોઈ પરિસ્થિતિનું પરિણામ હશે, અકસ્માત હશે કે અંધકાર હશે? એ કોણ કહી શકે? અને કોઇ કહી શકે તો એ કોણ સમજી શકે?

એ વખતે હું વીશીમાં જમવા જતો. વીશીવાળા મહિને બે મહિને બદલાવવા જ પડતા. એક વખત તો મેં હાઇસ્કૂલના થોડા વિદ્યાર્થીઓ, અને એક બે કોલેજિયનો એમ કરીને, એક કરસનજી બ્રાહ્મણને ઊભો કરી એને થોડી રકમ અગાઉથી આપી એની પાસે નવી જ વીશી કઢાવી. પણ આ કરસનજી અમારા માથાનો નીકળ્યો. એ બધાં ટીંડોરિયાં હાઇસ્કૂલમાં ભણે એવાં મેં ભેગાં કરેલાં, એટલે એમાં નહિ ઝાડ ત્યાં એરંડો પ્રધાનની પેઠે મુખ્ય સંચાલક તરીકે હું હતો. અમે ભાત, દાળ, રોટલી, શાક એવા વૈભવને તિલાંજલિ આપી. સવારે ભાખરી ને શાક અને સાંજે ખીચડી ને કઢી રખાવ્યાં. બીજાને એટલું ઓછું આવ્યું કે બીજે જ મહિને આ મારી સંચાલિત વીશીમાં દાખલ થવા માટે પૃચ્છા થવા માંડી. મેં સંખ્યા વધારી પણ ખરી. પણ આ કરસનજી અમને વટાવી ખાય એવો તો. એણે તો સરસામાન, ભાડું, રાચરચીલું, એ બહાને સૌની પાસેથી અગાઉ રકમ કઢાવી. વળી કોઇ જીભ સ્વાદિયાને, હું ન જાણું એમ સાધીને, એનું મોઢું મીઠું કરાવી બે પૈસા વધુ પણ પડાવ્યા. ગમે એમ કરીને ઠીક ઠીક રકમ ભેગી કરી. એક દિવસ રવિવારે અમે સૌ જમવાવાળા 'ફિસ્ટ' હતી માટે બરાબર 'ટાઇમસર' ભેગા થયા! પણ વીશીને બારણે ખંભાતી લટકે ને કરસનજી ગુમ!

હવે? હવે શું થાય? 'ફિસ્ટ' તો 'ફિસ્ટ' ને ઠેકાણે રહી. દૂધપાક પૂરીને બદલે ખીચડીના પણ વાંધા પડ્યા! બે ત્રણ દિવસ ધક્કા ખાધા, પણ કરસનજી શેનો દેખાય? નિરાશ થઇને સૌ નવી વેતરણ કરવાની તૈયારીમાં હતા ત્યાં એ અચાનક દેખાયો, પણ એકલો નહિ–કોઇકની નાનકડી દશ અગિયાર વરસની છોકરી ઉપાડી લાવ્યો હોય તેમ લાગ્યું. એ તો પછી પાછળથી ખબર પડી કે કરસનજી સૌના પૈસા ભેગા કરી એક બૈરું પરણી લાવ્યો છે. 'સા'બ! એકલું કામે પહોંચાતું નો'તું. હવે જુઓ તમે–એક દિ' પડે નહિ ને રસોઇ ટ'ચન!' એવો ખુલાસો કરી એ પાછો ભાખરી શેકવા બેસી ગયો. અમારે માટે પણ પૈસા એણે સાલવેલા એટલે તાત્કાલિક બીજો ઉપાય ન હતો. નીચી મૂંડીએ કરસનજીની વહુના જેવા મળે તેવા ઢગા ખાધા વિના છૂટકો ન હતો.

પણ સાધારણ રીતે ઘણાખરા રસોયાના વહુઓની જેમ કરસનજીની વહુ બેઠી બેઠી તમે આપો એટલું ખાય તેમ હતી! એને ચૂલામાં એબાળ ભરતાં પણ ન આવડે ને આંધણ ક્યારે ઊકળ્યું કહેવાય એ પણ ન જાણે. હમણાં જેમ બૈરાં થર્મામીટરની મદદથી આંધણ ક્યારે ઊકળ્યું કહેવાય એ જાણવા મથે છે તેવું. કરસનજી એને મારે પીટે

પણ એવડી નાની છોકરી શી રીતે શીખે ? એટલે હવે ત્યાં ગેરવ્યવસ્થા થવા માંડી.

સંચાલક તરીકે તો હું હતો. એટલે એ બધાનો ભાર મારે વેંઢારવાનો. એમાં પાછો હું મોટો, એટલે કરસનજીની વહુ મારી તો લાજ કાઢે. ને હાઇસ્કૂલના ટીડોરિયાં બેઠાં એની સાથે ટોળટપ્પે ચડી જાય. એમાં એક રબારીનો છોકરો કાંઇક રૂપાળો, હસમુખો ને વિનોદી. કરસનજીની વહુ એને બે ફૂલકાં વધારે મૂકે. એમાંથી કરસનજીએ વહુને મારી. છોકરાઓને આ ગમ્યું નહિ. અમારી એ વીશી તૂટી પડી. અને પાછા સૌ નોખનોખાં વેરાઇ ગયા.

પછી ઘણું કરીને મેં એક ફ્રેંચ માસ્તરને ત્યાં જમવાનું રાખ્યું. ફ્રેંચમાસ્તર એ હાઇસ્કૂલમાં માસ્તર જ હતા. પણ એમને ત્યાં એમના પિતાના વખતની વીશી ચાલતી એ એમણે પછી ચાલુ રખાવી હતી. એ જગ્યાએ ઘણી સ્વચ્છતા રહેતી. ને ખોરાક પણ સારો મળતો ત્યાં જમવા આવનારા પણ ઘણાખરા કોલેજના જ વિદ્યાર્થી હતા. કે કોઇ કોઇ શિક્ષક હતા.

પ્રોફે. કેશવલાલ હિમ્મતરામ કામદાર એ મૂળ તો ગોંડલના પણ તે વખતે ત્યાં નવા નવા હાઇસ્કૂલમાં નીમાયલા એ ત્યાં જમવા આવતા ને પા અરધો કલાક અમે સૌ જમવામાં સાથે ગાળતા ત્યારે વિદ્યાવિનોદ મળતો.

આ ઉપરાંત પણ બીજી બે વીશી અમારી જાણીતી હતી. એક શામળભાઇની, અને બીજી માવજી પટાવાળાની, માવજી કોલેજમાં પટાવાળો હતો. અને કાળવા દરવાજાની રાંગે એનું ઘર હતું ત્યાં વીશી ચલાવતો. એને ત્યાં પાંચ સાત કોલેજિયન મારા જેવા ભેગા થતા. ત્યાં ઘર જેવું લાગતું. ને વીશીમાં જમીએ છીએ એમ જણાતું પણ નહિ. આપણે ત્યાં હજી પ્રથા પડી નથી, તેમ જ વિદ્યાર્થીઓ પોતાના સ્વભાવની કેટલીક ખામીઓ જે હેતુ કરતાં વધારે તો અવસ્થાને લીધે જ પ્રગટ થાય છે, એમને કાબૂમાં રાખવાનો વિવેક દર્શાવી શકતા નથી, બાકી નહિતર—આવી પ્રણાલિકાથી અર્થલાભ ઉપરાંત, સંસ્કાર વિનિમયનો લાભ પણ એમાંથી મળે—ને કેટલુંક વ્યવહારુ જ્ઞાન પણ મળે. મને લાગે છે અમદાવાદમાં શારદા મંદિરવાળા રા. ભાઇ ચંદુલાલે આ પ્રયોગ કરવાની હિમ્મત દર્શાવી હતી. ઘણું કરીને હું એક દિવસ ત્યાં જમવા ગયો હતો. અને આપણી અસ્વચ્છ, ધમાલિયા ને રોગોના ધામ જેવી હોટલો ને કલબો કરતાં એનું ધોરણ ઘણું જ ઊંચું હતું. પણ એ પ્રયોગ સ્થાયી સ્વરૂપ લઇ શકયો નહિ. અમદાવાદમાં વિદ્યાર્થીઓ અને સંસ્કારીઓ માટે એક ઊંચા પ્રકારના ભોજનગૃહની જરૂરિયાત હજી પણ ઊભી જ છે. એ દિશામાં કોઇ પ્રયત્ન કરે તો એ કામનું ઓછું મહત્ત્વ નથી.

આ પ્રમાણે જ્યારે હું બહાઉદ્દીન કોલેજની હોસ્ટેલમાં રહીને વીશી બદલાવ્યા કરતો હતો ત્યારે સમય તો પોતાનું કામ નિયમિત કર્યે જ જતો હતો. એક આંકડો ન સમજાય એવું 'લોજીક' આગળ વધતું હતું. પ્રોફે. હોડીવાલાના બુલંદ અવાજે 'એડમીનીસ્ટ્રેશન' નાં પ્રકરણ ઉપર પ્રકરણ ચાલી રહ્યાં હતાં. ને એમના જેવા દુરારાધ્યના હાથે સેકન્ડકલાસ માર્કસ મેળવવાથી મને એ વિષયનો વિશ્વાસ બેઠો હતો, પણ ત્રિવેદી સાહેબનું 'લોજીક' ખોગી ખોગીને ખંગ વાળ્યા છતાં કોઇ રીતે 'લોજીક' માં વિશ્વાસ બેસતો ન હતો. લાગતું હતું કે આમાં ઊડયા—તો હવે કોલેજ જીવનને આ વખતે તો ખંભાતી જ લગાવવાનું છે!

પણ તે છતાં ગણિત ન હતું એટલે મારો આત્મવિશ્વાસ બહુ ડગ્યો ન હતો.

એ વખતથી જ મારી આખી માફી તો પ્રોફે. જોશીના પ્રયાસે થઇ ગઇ હતી. એ ઉપરાંત તે વખતે ત્યાં નવાબી નહિ અને એડમીનીસ્ટ્રેટરના હાથ નીચે પણ મોટા હોદ્દા ઉપર મી. તામ્બે કરીને એક ગૃહસ્થ હતા. આ તામ્બે સાહેબ વિષે આગળ ઉલ્લેખ આવી ગયેલ છે. ઘણું કરીને એ અપુત્ર હતા. એક દીકરી હતી પણ તે નિત્ય માંદી જેવી રહેતી. આ તામ્બે સાહેબને બંગલે હું જ્યારે જ્યારે

જતો ત્યારે ત્યારે એક દૃશ્ય જોઇને મનમાં ઉલ્લાસ પામતો. એ પોતે ખરી રીતે તો જેમ અનેક સહી કરનારા તુમારિયા ઓફિસરો હોય છે તેવા ઓફિસર હતા. લૂલાં, લંગડાં, અપંગ, અશક્ત, ગરીબ, અન્યાય પામેલાં, ન્યાય માગનારાં, વૃદ્ધ અને ફકીર, સાધુ, સંન્યાસી, વૈરાગી અને વિદ્યાર્થીઓનાં ટોળાં ત્યાં એમના દીવાનખંડની બહાર બેઠાં જ હોય! અને એમાંનો એક પણ માણસ તામ્બે સાહેબને નહિ મળી શકે એવું બનવાનું નહિ. આ તામ્બે સાહેબ પોતાને મળતા ૮૦૦ રૂપિયાના પગારમાંથી ૫૦૦ રૂપિયા પૂરેપૂરા બીજાને મદદ કરવામાં વાપરી નાખતા. એમની સાદાઇ એમની જ હતી. એ વખતે જૂનાગઢમાં ચારે તરફથી-ઘણા ઓફિસરોની ભરતી થતી રહેતી–પણ એ સૌમાં તામ્બે સાહેબની ગણના એક અનોખા આદમી તરીકે થતી. વિદ્યાર્થીઓનાં તો એ રાજા ભોજ હતા. કોઇ વિદ્યાર્થીને સ્કોલરશીપની ના નહિ. એક વખત હું તેમને વિજ્ઞપ્તિ કરવા જઇ ચડયો, મને એ માસિક ત્રણ રૂપિયાની સ્કોલરશીપ આપતા. મેં એ પાંચ કરી આપવા વિનંતી કરી. એમણે આપેલો જવાબ ઘણો લાક્ષણિક હતો અને ગુજરાતીઓએ તો ખાસ ધ્યાનમાં રાખવા જેવો હતો: 'હું વિદ્યાર્થીને ત્રણ રૂપિયા એટલા માટે આપું છું કે એથી વધારેમાં વધારે સંખ્યાને લાભ મળે. બીજું આંહીં તમારા કેટલાક ગુજરાતી ઓફિસરો છે, એ પણ, વધુ નહિ તો એક કે બે રૂપિયા જેવી રકમ થોડા વિદ્યાર્થીઓને ઉત્તેજન તરીકે આપતા રહે તો ઘણાને થોડી વધુ રાહત મળે. એ માટે પ્રયત્ન તમે લોકો કરો તો જ થાય. ત્રીજું વિદ્યાર્થી બી. એ. માં આવે ત્યારે પાંચ રૂપિયા કરી આપવાનો એક નિયમ મેં રાખ્યો છે. એ નિયમને તમારા માટે અપવાદ ગણું તો ઘણા માટે મારે અપવાદ કરવો પડે !'

મારા મન ઉપર તામ્બે સાહેબના આ વચનની ઘણી અસર થઇ. મેં એથી પ્રેરાઇને ત્યાં રહેલા એક બે ગુજરાતી ઓફિસરોને આ માર્ગે વાળવા એક બે વખત વિજ્ઞપ્તિ કરી જોઇ, પણ ગુજરાત પાસે આવેલ કચ્છના રણની રેતીમાં પડેલાં જલબિંદુ જેવી એની અવસ્થા થઇ. સ્વયં પ્રેરણાથી પ્રેરિત બનીને કોઇ ગુજરાતી નાત જાતના ભેદ વિના કેવળ વિદ્યાપ્રીતિથી કાર્ય કરે એ દૃશ્ય હજી સુધી પણ વિરલ જ રહ્યું છે, એ ગુજરાતની સંસ્કારિતા માટે બહુ આશાજનક ચિન્હ ન ગણાય. મોટા ભા થવા માટે ઘણા આગળ આવે; નાતજાતને ધરમસંપ્રદાયી ગૌરવમાં નાચનારા ગંડુઓ તો ડગલે ને પગલે; પણ કેવળ વિદ્યાપ્રીતિ એ જ જેનું પ્રેરણાબળ હોય અને જે સ્વયંપ્રેરિત કામ કરે એવા ગુજરાતીઓ હજી પણ વિરલ છે.

આ કૉલેજ દિવસોમાં પણ જે કાંઇ પળ મળી જાતી તેમાં સાહિત્યપ્રવૃત્તિ તો ચાલુ રહેતી. સ્વ. ભાઇશંકર ત્રિવેદી, કવિ ગિરધર, સ્વ. મણિશંકર ત્રિવેદી, છોટાલાલ માનસંગ કામદાર, અને બીજા પણ ઘણા સાહિત્યમિત્રો દ્વારા સાહિત્યનો રસ પોષાતો રહેતો. એ વખતે હજી નવલિકાનું લેખન હાથ ચડયું ન હતું. પણ 'મરીચિ' અને 'રમા' એ નામની બે લાંબી નવલકથાઓ શરૂ કરેલી હતી. વળી પાછળથી શ્રી. આનંદશંકરભાઇએ ખાસ ઉત્તેજન આપીને માણસદ્વારા મંગાવેલા– 'કેટલાક પત્રો' એ નામના તદ્દન કાલ્પનિક પત્રો પણ એ સમયમાં શરૂ થયેલા.

તે વખતના કૉલેજ મૅગેઝીનમાં મારી એક કવિતા પણ છપાયલી. એના ઉપર કલાપીની સ્પષ્ટ છાયા છે. એ કવિતા હજી પણ સચવાયલી છે એટલે એમાંથી થોડી પંક્તિઓ આંહીં આપી છે.

મ્હારે ફરવું પૃથ્વીપટમાં,
સર્વ સૌન્દર્ય જોવું,
કિન્તુ કોઈ ગમ સ્વજન ના,
જ્યાં બધું ચિત્ર કહેવું !
મ્હારે ત્યારે ફરવું સઘળે,
ક્યાંય પાછું ન જાવા,
વિશ્રાન્તિ શું ઘડીભર હવે
ક્યાંય લેવી રહી નાં ?
ફાટે છે આ હૃદય ધડકે,
ક્યાંય આરામ ના શું ?



કંટાળેલા આ મગજ દિલને,
ક્યાંય વિશ્રાન્તિ ના શું ?
મ્હારે માટે જગત પર શું
ક્યાંય ના સ્થાન નાનું ?
મ્હારી યાદી થકી જહીં રહે,
સર્વ ગર્વે ફૂલાતું !
ખોયું શું મેં મમ હૃદયનું,
એક વિશ્રામ સ્થાન

* * * *

શાને ધડકે હૃદય સઘળું
જાય તૂટી અરે શું ?
આંસુ આવે નયન થકી વા,
પીગળી જાય છે શું ?
કાયામાંથી જીવન અથવા,
આજ છાનું સરે શું ?
આંસુમાં વા રસમય બધી,
સૃષ્ટિ ચાલી ગઇ શું ?

એ વખતે લખાયલી આ કવિતાની પંક્તિઓમાં જીવનની એકલતાનો કરુણ સ્વર ઊઠયો છે. એમાંની કેટલીકમાંથી, જાણે કોઇ પદાર્થની શોધમાં સાંપડેલી નિરાશાનો પ્રધાન સૂર છે. પાછળથી ધારણ કરેલ તખલ્લુસનાં બીજ–આંહી આ પંક્તિઓમાં મળે છે:

'મ્હારે ત્યારે ફરવું સઘળે,
ક્યાંય પાછું ન જાવા,
વિશ્રાન્તિ શું ઘડીભર હવે,
ક્યાંય લેવી રહી નાં !

એ વખતે ને ત્યાર પછી જી. બી. એ. માં 'કેટલાક કાલ્પનિક સંવાદો' શરૂ થયા છે. એક સંવાદ 'શિવાજી ને સદાશિવરાવ ભાઉ' વિષેનો છે. બીજો એક 'રામચંદ્ર ને વાલી' વિષે છે. ગોવળધોડાની ખીણમાં 'લયલા અને ફકીર' એ સંવાદ પણ નારાયણ વસનજી ઠક્કુરની કોઇ નવલ-કથાને આધારે લખાયલો હજી અપ્રગટ છે. 'ગુલાબ-સિંહ અને મત્સ્યેન્દ્રનાથ' 'સંન્યાસી ને યશલાલ સિંહ' 'મરીચિ–એક સંવાદ' વગેરે ત્યારે લખેલા એ હજી ક્યાંય પ્રગટ થયા નથી. એમાંનો એક 'બિપિન કે પૃથ્વીશ' એ નામનો કોલેજ મેગેઝીન માટે આપેલો પણ તે ક્યાંક ગુમ થઇ ગયો હતો.

આ સઘળી સાહિત્યપ્રવૃત્તિમાં મિત્રોની હૂંફની જેમ ગિરનારની છાયાનો પણ જેવો તેવો ફાળો નથી. 'ગિરનારનું રુદન' એ નામનો એક લેખ તે વખતે લખી રાખેલો. પણ મને જ્યારે જ્યારે વખત મળતો ત્યારે હું ગિરનારને ચરણે જઇ કોઇ એકાંત વનછાયામાં બેસી જવામાં આનંદનો અવધિ માણતો. એટલાં વર્ષો ગિરનાર જીવનસંગાથીની જેમ સાથે રહ્યો હતો. હૃદયમાંથી એક ધ્વનિ પણ ઊઠતો કે,

ગિરિ ગંભીર નિર્મળ જ્યાં ઝરણાં,
વહતાં, કરી શબ્દ ફરે હરણાં

જહીં મંદ સુગંધ અનિલ વહે,
કુસુમોથી બધું વન મહેકી રહે;
જહીં નિર્મળ વારિ ભરી સરિતા,
વહતી કરી ભૂમિ બધી લલિતા !

જહીં કુંજ નિકુંજ પરે રશ્મિ,
રવિનાં નવ તેય જરી ગરમી;
અતિ ગંભીર છાય નીચે સૂર પંચમ,
કોકિલ ગાય મધુ હૃદયંગમ.

જહીં મિશ્ર કરે સ્વર પક્ષી મધુ,
મધ્યાહ્ન થતાં વળી શાન્ત બધું.

જહીં દુઃખ નહિ પ્રિય વિશ્વતણું,
કટુ તીક્ષ્ણ ક્રૂર ધ્વનિય નહિ;
જહીં શાન્ત થયેલ મનુ દિલને
સ્થળમાંથી મળે આરામ દિને.

જહીં દુઃસહ ઘાવ રુઝાય અને,
જહીં શાંતિ થકી ત્રણ શાંત બને.

પ્રિય ! ચાલ હવે જઇ ત્યાં રહીએ,
સહવાનું બધું અન્યોન્ય સહીએ;
પ્રિય ! ચાલ કરી મહુલી રહીશું,
ગુણગાન હવે પ્રભુનું કરીશું.

આ પ્રમાણે ગિરનારની વનછાયાનું અજબ આકર્ષણ પણ ચાલુ હતું. એમ કરતાં, ઘણું કરીને જાન્યુઆરી મહિનામાં જ પ્લેગને લીધે કોલેજ બંધ થવાનો વખત આવ્યો. તે સાત આઠ દિવસ વિદ્યાર્થીઓમાં જે ધમાલ થયેલી તેની નોંધ રખાયલી પડી છે. એમાંથી માલૂમ પડે છે કે ૨૯ મી





જાન્યુ. ૧૯૧૮ લગભગ કોલેજ બંધ થઇ. હું મારા નિયમ પ્રમાણે પ્રોફે. મહાદેવ મલ્હાર જોશીને મળવા ગયો. તેમણે અભ્યાસની કેટલીક આંટીઘૂંટી ને પરીક્ષામાં પાસ થવા માટે, મારા જેવાએ શું કરવું તે બતાવ્યું. એ વખતે એમણે કહેલી એકવાત અત્યંત અત્યંત નવાઇ ભરેલી હતી. હું ત્યાં બેઠો હતો ને બારણું ઉઘાડીને એક સીદી આવ્યો. આ સીદી રેસીડન્સીની આસપાસમાં પડયો પાથર્યો રહેતો. મહા ઠગ જેવો હતો. મોંમાંથી ભાગ્યે જ સારો શબ્દ બોલતો. અરધો ગાંડો હતો. કદાવર, બિહામણો ને કાળો અબનૂસ જેવો દેખાતો. કોઇ પણ માણસ એને પોતાની પાસે બેસારે નહિ. પણ હું ત્યાં બેઠો હતો ને સીદી આવ્યોઃ 'જોશી, દો પૈસા લાવ, દો પૈસા લાવ' એમ બોલતો ક ને એ ત્યાં સામે ખુરશીમાં જ બેસી ગયો. જોશી સાહેબે કહ્યું કે હમણાં પૈસા નથી પછી આવજે પણ એ ત્યાંથી પૈસા લીધા પછી જ ગયો.

જોશી સાહેબ, અકારણ આ સીદીને ઉત્તેજન આપે છે ને સીદી મહા લુચ્ચો છે, એ વિદ્યાર્થીઓમાં ઘણો જ ટીકાપાત્ર વિષય ગણાતો હતો, જોશી સાહેબને એ ધ્યાનમાં હતું. એમણે મારી સામે જોયું આવતી ટર્મમાં તમે આંહીં આવો, આપણે સાહિત્યસભા શરૂ કરીએ એવી એવી વાતો થઇ. પછી એમણે કહ્યુંઃ 'મી. જોશી, આ જે સીદી આવ્યો એને મેં પરાણે પૈસા આપ્યા એ તમે જોયું. વિદ્યાર્થીઓ આ વિષે ટીકા કરે છે એ પણ મને ખબર છે. પરંતુ એક પ્રસંગ એવો બની ગયો છે કે હજી સુધી મને એ કોયડાનો કોઇ ઉકેલ મળ્યો નથી. થોડાં વર્ષો પહેલાંની વાત છે. તે વખતે પણ આ સીદી આંહીં જ રખડતો. અત્યારે છે એના કરતાં વધારે ભયંકર હતો. કોઇ જાતનો વિવેક એ જાણતો નહિ. એ વખતે મારા ઘરમાં પ્રસૂતિ આવે તેમ હતી. એક અધરાતે અચાનક જ ઘરમાં ગભરાટ થઇ પડયો. ડોકટર ને નર્સને બોલાવવાની દોડાદોડી થઇ ગઇ. અત્યંત પીડાથી આખું ઘર અશાંત બની ગયું.

એ વખતે અચાનક, આ સીદી આવી ચડયો. એ ઓશરીમાં આવ્યો ને અમારા સૌના તો હાંજા જ ગગડી ગયાં ! આટલી બધી ચિંતા વખતે આ ભયંકર માણસને આંહીં આવવાનું કયાંથી સૂઝ્યું.

પણ સીદી બે પળ ત્યાં ઊભો રહ્યો. ને પછી અચાનક જ 'જોશી! હમેરે પેટમાં બો'ત પીડા હોતી હય, બો'ત હોતી હય, બો'ત હોતી હય' એમ કહેતો બે હાથે પેટ દાબીને, દુઃખથી દબાયલો અવાજ કાઢતો, પાછે પગલે ખડકી તરફ ચાલવા માંડયો! અને નવાઇની વાત તો આ બની—જેમ જેમ એ પાછો હઠતો ગયો તેમ તેમ ઘરમાં દુઃખ જાણે ઓછું થતું ગયું. થોડીવારમાં એ ખડકી બહાર નીકળી ગયો, અને બહાર નીકળીને 'દુખતા હય, દુખતા હય' એમ બૂમો પાડતો અદૃશ્ય થઇ ગયો. અને એની સાથે જ આંહીં પણ દુઃખ જાણે હતું જ નહિ—એવું થઇ ગયું. આ શી રીતે બન્યું એ હજી સુધી મને સમજાયું નથી. આ માણસમાં એક હજાર દોષ હશે—પણ એની આ એક શકિત કે અકસ્માતનો કોયડો અણઉકલ્યો જ રહ્યો છે! આટલા માટે હું આ માણસને આંહીં બેસવા દઉં છું. આપણી જોયેલી સૃષ્ટિ તો મહાન છે જ. પણ બહારની દુનિયામાં જેમ અનેક અદ્‌ભુત વસ્તુઓ પડી છે—એવું માનવ વિષે પણ ન હોય? એમાં ઢોંગ, દંભ લુચ્ચાઇ ને ભયંકર અનાચાર તો છે જ. પણ જે એક શતાંશટકાના એક શતાંશ ભાગ જેટલું સત્ય છે—એટલું સત્ય પણ આપણે ગુમાવીશું, પછી એ આવવું થતાં તો પાછાં હજારો વર્ષ જાશે.

ત્યાર પછી થોડાં વર્ષે 'African short stories' મારા વાંચવામાં આવી, અને સાહિત્યમાં તો કલ્પના જ હોય—એ બધા ટકા બાદ કરતાં—ઘણી ખરી વાર્તાઓ આવા આવા પ્રસંગોને ઉદ્દેશીને લખાયલી હતી એ જોઇને મને ઘણી નવાઈ લાગી હતી.

આ વખતે ઇન્ટરઆર્ટસમાં હું ને કામદાર વાંચવા માટે થોડો વખત સાથે રહ્યા હતા. મારે ઇન્ટર-



આર્ટ્સની પરીક્ષા આપવા માટે અમદાવાદ આવવાનું હતું. અમદાવાદમાં ક્યાંય ઊતરવાનું ઠેકાણું મળે નહિ. ઓળખે તો કોણ ? કોઇ સગાંવહાલાં પણ મળે નહિ. અંતે બીલખા આશ્રમમાં રહી ગયેલા મારા જૂના ઓળખીતા, હીપ્નોટીઝમના અભ્યાસી, મણિલાલને રાયપુર પખાલીની પોળને સરનામે અઠેઠે કાગળ લખ્યો. એનો ત્રીજે દિવસે જ પ્રત્યુત્તર મળ્યો. મારે ત્યાં જ ઊતરજો ને કોઇ જાતનો સંકોચ રાખતા નહિ.

આ પ્રમાણે અમદાવાદમાં ઊતરવાનું ઠેકાણું મળી ગયું તેથી મને ઘણો આનંદ થયો. સાધારણ રીતે રહેવાની છૂટ ન હોય તો મને માંદું પડી જતાં વાર લાગતી નથી. અને એ ભયને લીધે ઘણી મુસાફરીઓ રદ જ કરવી પડે છે. પણ મણિભાઇને ત્યાં આનંદથી રહેવાય તેવું હતું. એમણે સામે કોઇની આખી ઓરડી મારે માટે જ માગી લીધેલી.

પણ આંહીં હું લોજીકનાં થોથાં પોથાં લઇને આવ્યો હતો અને એક વધુ નવાઇની વાત સાંભળવા મળી. મણિભાઇ તો હીપ્નોટીઝમમાં ઘણા આગળ વધી ગયા હતા. કેવળ માનસ પ્રયોગથી રોગ સારા કરવાનું કામ ધપાવી રહ્યા હતા. મને તો ભારે આશ્ચર્ય થયું. રાત્રે તો એમને ત્યાં મોટી સભા મળે. અનેક જણા પ્રયોગ જોવા આવે. પણ મારે તો મન કબજે રાખવાનું હતું. પરીક્ષા માથે ગાજી રહી હતી. હજી 'લોજીક' નો 'પેપર' આવ્યો ન હતો.

બહુ મનસથામણ કરી મેં મારા મનને આ ઘટનામાં રસ લેતું રોકી રાખ્યું. પણ મન તો અંદરથી પોકાર કરી રહ્યું હતું કે ક્યારે લોજીકફોજીક પૂરું થાય અને ક્યારે હું આ પ્રયોગો નિહાળું. મણિલાલ નભુભાઇનું 'પ્રાણવિનિમય' વગેરે કેટલાંક પુસ્તકો તો મેં જોયાં હતાં. એટલે આ વિષયમાં મારો રસ લેવા જેટલો ચંચુપ્રવેશ કહી શકાય. વળી મણિભાઇએ તો બીલખા આશ્રમમાં ઘણી વખત મારી સમક્ષ તે પહેલાં પણ પ્રયોગ કરેલા. ચતુરભાઇ આશાભાઇ પટેલ–ભાદરણવાળા, હું અને બીજા પણ એક બે શિષ્યો એમના પ્રયોગમાં ત્યારે સક્રિય રસ લઇ રહ્યા હતા.

પરીક્ષા પૂરી થઇ તે જ દિવસે સાંજે હું તો આ પ્રયોગો જોવા પહોંચી ગયો. બીજા પણ ઘણા ગૃહસ્થો ત્યાં હતા. હું તેમાંના કોઇને ઓળખતો ન હતો. કેટલીક બાઇઓ હતી. એક બાઇ ઉપર પ્રયોગ થઇ રહ્યો હતો.

પ્રયોગ કરતાં એમણે કાંઇક એવું કહ્યું કે 'હવે પૃથ્વી તત્ત્વમાં મેં આને બાંધી લીધેલ છે. એટલે કોઇ મલિન સત્ત્વનો ભય નથી.'

બીલખા આશ્રમમાં આમ બોલ્યા હોત તો વાત જુદી હતી. પણ હવે મારી સમક્ષ એ આમ બોલ્યા તેથી મને નવાઇ લાગી. અમારે તે દિવસે જ થોડીક દલીલો થયેલી ત્યારે મેં એમના આ 'ધતિંગ' ઉપર પ્રહાર પણ કરેલા. એટલે અત્યારે એમણે આ વિધાન કર્યું કે તરત મેં પ્રશ્ન કર્યો: 'એની ખાતરી શી ?' તેમણે પ્રત્યુત્તર વાળ્યો: 'હું તમને સમજાવું એના કરતાં તમે જ અનુભવ લ્યો ને !'

'શી રીતે ?'

'તમે આંહીં આવો' એમણે કહ્યું: 'આ બાઇનો પગ ઉપાડો !'

હું તરત ઊભો થયો. એ બાઇ પાસે ગયો. તે નિદ્રા અવસ્થામાં હતી. એનું શરીર શાંત હલન ચલન વિનાનું, મુડદાં જેવું પડેલું હોય તેમ પડયું હતું. મેં એની તરફ થોડીવાર જોયું. જેના ઉપર પ્રયોગ થઇ રહ્યો હતો, એ જુવાન સ્ત્રી જણાતી હતી. એના પોપચાં ઉપર સુંદરતા રમી રહી હતી. સ્ત્રીનો અને જુવાન રૂપાળી સ્ત્રીનો કિસ્સો હતો એટલે વધારે શંકા મૂકવાનું મન થાય તેમ હતું. પણ એમણે શાંતિથી કહ્યું: 'પૃથ્વી તત્ત્વ એટલે ઘન. ભાર. આને મેં આંહીં પૃથ્વીતત્ત્વથી બાંધી દીધેલ છે. તમે ન માનતા હો તો એનો પગ ઉપાડી જુઓ. અત્યારે એ આંહીં નથી એમ સમજવું. એનામાં કોઈ જાતની સંજ્ઞા રહી નથી એ તો તમે જોઇ શકો છો'.

મેં આહ્‌વાન ઉપાડી લીધું–અત્યંત વિશ્વાસથી અને કાંઇક ઉપેક્ષા ભરેલા ગર્વથી.





એના પગને ઘૂંટી પાસેથી પકડીને ઊંચો કર્યો. પણ મારો હાથ ભોંઠો પડતો લાગ્યો. પગનો ભાર વધારે હતો.

મેં વધારે જોરથી એના પગને ઉપાડવાનો પ્રયત્ન કર્યો. સૂઇ રહેનાર સ્ત્રી જાણી જોઇને ધારે તો પગમાં વધારે ભારનો દેખાવ કરી શકે, પણ એનામાં એવી ઇચ્છા શક્તિનો સ્પષ્ટ અભાવ શરીર ઉપરથી તો લાગતો હતો. અને પગનો ભાર નક્કર લોઢા જેવો જણાતો હતો.

વધારે જોરથી મેં ઊંચો કર્યો. પણ મારે બે હાથનો આધાર લેવો પડયો. ભારે વજનવાળા કોઇ જડ પદાર્થને આપણે ઉપાડતા હોઇએ એવી લાગણી થઇ આવી. લાગ્યું કે કદાચ બે હાથ પણ દગો દઇ દેશે. થોડીવાર પછી મેં પગને હળવેકથી નીચે મૂકી દીધો.

શી રીતે આ થયું તે તે વખતે સમજાયું ન હતું. હજી પણ સમજાયું નથી. એની સમજૂતી પૃથ્વીતત્ત્વ વગેરેનીને કોઇ પણ તર્કશાસ્ત્રી ઘડીના છઠ્ઠા ભાગમાં તોડી વછોડીને ફેંકી દે. પણ તે છતાં આનું નિરાકરણ તો શેષ જ રહે. આ શેષ પદાર્થ આપણને ભયંકર રીતે અશાંતિ આપે તેવો છે. આ બધું ધતિંગ હોય તો આ જે બન્યું તે મારા પોતાના મનનો જ ભ્રમ હોઇ શકે ? પણ તો આ મનની માયા એ જ સંસાર નહિ ? ને એ જ સંસાર હોય તો મનપદાર્થ ઘણો અભ્યાસ કરવા જેવો સિદ્ધ થાય તેનું શું ? પણ 'મન' એ અભ્યાસ કરવા જેવો પદાર્થ છે ને આટલું જો કોઇ સ્વીકારે તો એને એક પ્રશ્ન પૂછવાનું મને મન થાય છે: હું દશ્યની પાછળ અદશ્ય જોવા મથું છું એનું નામ Romantic mind કહેવાય, એ ખરું કે તમે જે કાંઇ જોવા માગતા જ નથી—એટલે કે એવા અપંગ છો—એ તર્કવિહીન ગણાઓ ! એ ખરું ? કે બન્નેમાં સત્ય ?

ઇન્ટર આર્ટસની પરીક્ષા આપીને લાંબુ વેકેશન ગાળવા હું પાછો વીરપુર ગયો—અને ત્યાંની રાજકુમાર કોલેજમાં પાછો શિક્ષક થઇ ગયો.

જૂનીયર બી. એ. માં ભણવા માટે પૈસા પાછા ભેગા કરવાના એટલેસ્તો આ દોડધામ.

આ બધા પ્રસંગોની નોંધ આંહીં તો મેં એક મન ઉપરની છાપ તરીકે લીધેલી છે એમ કોઇ સમજે તો કાંઇ જ વાંધો નથી. મારી- માન્યતા ભલે જુદી રહે. કારણ કે હમણાં જ—બે ત્રણ વર્ષ પહેલાં જ—કોઇ પીટકલાસ પ્રદર્શન રંગભૂમિમાં હું બેઠો હતો ત્યારે આવો જ અનુભવ પાછો થયો હતો એ પણ નોંધવો જોઇએ.

એક Medium—દ્વારા હીપ્નોટીસ્ટ માણસના ખીસાની વસ્તુ કહી આપતો હતો. મેં મારી પાસે બેઠેલા એક છેલબટાઉને કહ્યું કે તારા ખીસામાં રહેલા પૈસાની સાલ પૂછી જો ને. એ કહે પણ આંહીં અંગ્રેજી કોણ ભાઇ ભણ્યો છે? મેં સાલ જોઇ આપી. એણે પૂછી. જવાબ મળ્યો તેમાં સાલ સાચી હતી. કદાચ, અકસ્માત્ જ—પણ આ બધામાંથી આપણે આટલી જ વસ્તુના સ્વીકાર તરફ જવું ઘટે. માણસનું મન એ નામની કોઇ અત્યંત બળવાન વસ્તુ લાગે છે.

એ મન—સૌથી બળવાન છે માટે સૌથી વધારે એનો અભ્યાસ કરવો ઘટે. બસ આટલું જ. *

* 'જીવનપંથ' વિષેની પુસ્તકાકારની પૃચ્છા થઇ રહી છે. પણ આ વસ્તુ હજી ફરીવાર એક વખત મઠાર્યા વિના છપાવવાની નથી. એટલે વખત લેશે, પણ વખત મળશે કે તરત એના ઉપર કામ કરવાનું છે. હમણાં તો 'આમ્રપાલી' ચાલે છે. વિદ્યાર્થીમિત્રો આ વાંચીને કેટલાક અંગત પ્રશ્નો કાગળ દ્વારા પૂછે છે, ને જવાબી ટિકિટ બીડી દે છે કે જવાબ આપવો જ પડે, એ પણ ઠીક નથી.

## પ્રકરણ ૯ મું
## જેમાં એક વિભૂતિનાં તેજ પથરાય છે.

રોહિણીએ મકાન પર જઈને પોતે ઘેર જવાની છે એમ કહ્યું, ત્યારે બૅરિસ્ટરને નવાઈ લાગી.

"અમે તને મળવા આવ્યાં ને તું ચાલી? હજુ ક્યાં બરાબર સારું થયું છે?"

"તમે રહેવાના હો એટલા દિવસ તો હું જ પણ હવે મન ઊઠી ગયું છે."

આબુમાં સૌ ત્રણ ચાર દિવસ રહ્યા. સવાર સાંજ સૌ ફરવા જતાં, રમતાં, ગમ્મત કરતાં—રોહિણી પણ એમાં ભાગ લેતી. પણ સૌ સમજી શકતા કે એ ભાગ કોઈક વિનયી માણસ અન્યની લાગણી લક્ષમાં રાખીને લે તેવો જ હતો. બૅરિસ્ટરે એક બે વાર હેમંત ને રોહિણીને એકલાં મૂકી ફરવા જવા પ્રયાસ કર્યો પણ નવાઈ જેવું તો એ હતું કે હેમંતે જ એને ઉત્તેજન ન આપ્યું.

પાછા વળતી વખતે બૅરિસ્ટરે અમદાવાદ ઊતરી જવાનો ખૂબ આગ્રહ કર્યો. પણ રોહિણી ઊતરી નહિ. કહે "થોડા દિવસ પછી આવીશ. અત્યારે જવા દો--મારું તો આ ઘર જ છે ને!"

"માનતી હોય એવું દેખાતું તો નથી." બૅરિસ્ટરે કહ્યું.

"ના. કાકા, હું સાચ્ચે જ તમારા સૌના ઉપકાર નીચે એટલી દબાયલી છું કે શ્વાસ લેવાતો નથી."

"એટલે શ્વાસ લેવા છટકી જાય છે?"

"હા. ત્યારે તમે એમ ઇચ્છો છો કે હું મરી જાઉં!"

"તમારો ઈશ્વર એવો દિવસ ન દેખાડે."

ગાડી ઊપડતી વખતે બૅરિસ્ટરનાં વહુએ કહ્યું, "એ દિવસ ઊતરી હોત તો સારું લાગત." રોહિણી સમજી શકી કે એમાં વ્યાવહારિક વિવેક સિવાય કશું નહોતું. એને થયું કે પોતાના પારસમણિ જેવા દીકરાની સોના જેવી વાત ન સ્વીકારનારી છોકરી તરફ ગુસ્સો આવે તે સ્વાભાવિક હતું. [illegible] હોક ફરી આંસુને ખાળી રાખવા મથતા અચ્યુતને પાસે બોલાવી કહે "તમારા ઘણા દિવસો બગાડ્યા છે. હવે પાસ થયાના સમાચાર દેવા જ મારી પાસે આવવાનું છે. એવું કોઈ ન કહે કે મારી સારવારમાં તમે વર્ષ ખોયું."

અચ્યુતે ખાળી રાખેલ આંસુ છલકાયાં. એ ધારતો હતો કે રોહિણીબહેન સૌની જેમ જ એના પર પણ ગુસ્સે થયાં હતાં એટલે સાથે નહોતાં લઈ જતાં. ચાલતી ગાડીએ રોહિણીએ હેમન્ત તરફ જોઈ હાથ જોડ્યા. હેમન્ત હસ્યો ને કહ્યું. "નિશ્ચિંત રહેજો."

રોહિણીએ ફરી હાથ જોડ્યા

× × ×

રોહિણીએ ઘણા દિવસે વાડીનો ઝાંપો, ગાયો, ભેંસો, આંબા-જાંબુડાનાં ઝુંડ બધું જોયું. એના અંતરના ખૂણાઓ જાણે ભરાવા લાગ્યા. સાથોસાથ સત્યકામ ને બાપાની સ્મૃતિ પણ તાજી થઈ. પણ આ વખતે એના અભાવનું-વિયોગનું તીવ્ર દુઃખ ન થયું. ઘા રુઝાઈ ગયો હતો? કે કાળના ઔષધનું પરિણામ હતું? એણે બોરસલીના ઝાડ નીચે બેઠાં બેઠાં ઘણીવાર આ સવાલ મનને પૂછ્યા કર્યો. એને જવાબ નહોતો મળતો. પણ ફૂલ વિનાની સુગંધ જે કામ કરે તે તો સત્યકામ ને બાપા કરી જ રહ્યા હતા. તે વહેલી ઊઠતી બાપા પરોઢિયાં ગાતાં તે ગાતી ગાતી ગાયોને ખાણ મૂકતી, દોહતી—સાથીઓ-ને કામે ચડાવી નાહી મંદિર પર લખીરામજી પાસે જતી. બપોર વચાળે કોઈ વાર નરસિંહ મહેતાને ત્યાં પાઠ કે સેર વગાડવા જતી. નરસિંહ મહેતા ફરી પાછા યોગ પાછળ પડ્યા હતા. એટલે દુકાન બાંધી મૂકી હતી. ને એની ખોટ એમનાં વહુ આ રીતે પૂરતાં હતાં. સાંજે વળી ઢોર હાળિયાંને મજૂરી ચૂકવવાનું કામ જોવાનું એમ ચાલ્યા કરતું. શરીરને જાણે ઘડિયાળની જેમ કોઈક રાત્રે ચાવી આપી દેતું ને સવાર થતાં ટીકટીક ટીકટીક અનવરત ચાલવા માંડતું. મન ક્યાંક ઊડી ગયું હતું. એના અસ્તિત્વની જાણે જાણ ન હતી. વાડીના ખૂણે ખૂણે એના માટે કરવાનું કામ ને હામ મૂકી રાખ્યાં હતાં. કાળની ચિંતા એણે ચિંતા કરવાવાળાને ભળાવી હતી.





આણુથી આવ્યા પછી એણે એક નવી વાત અહીં દાખલ કરી હતી. ને તે છાપાં વાંચવાની. બહારનો આ એક ચેપ એ સાથે લાવી હતી.

બારડોલી સત્યાગ્રહના દિવસો હતા. ગુજરાત સ્વાર્પણયજ્ઞની હવાથી મઘમઘતું હતું. એક નવી જાતની લડાઇ શરૂ થઇ હતી. ભેરી તૂરી સાથે નહિ પણ તંબૂર ને મંજીરાં સાથે. ભણેલાં આશંકાથી જોતાં હતાં. અભણો આભા બનીને જોતાં હતાં. સૌને એક વાતની ખાતરી હતી કે ગુજરાતનું ભાવિ એ નાનકડા તાલુકાના પટેલ પટલાણીઓ ને એમનો સરદાર ઘડી રહ્યાં હતાં. ચપટી દારૂ જેમ જબ્બર બુરજને ઉડાવી દે તેમ આ હથેળી જેવડો તાલુકો એ ભીતત્રસ્ત સમાજની ભયગ્રસ્તતાને ઉડાડી રહ્યો હતો. એક મંત્રદ્રષ્ટા ઋષિના તેજે ત્યાં મુત્સદ્દીઓને ભૂ પાય ને સેનાપતિઓને શેહ દે તેવો સરદાર, પ્રાચીન કાળના સર્વમેધ યજ્ઞને યાદ આપે તેવો ત્યાગ કરનાર રાજવી દંપતી, સોરઠી સંતોની પરંપરાના વારસ સમા ભજનિક ને ભડ સૌ મળ્યાં હતાં. રોહિણી એ બધું વાંચતી ને રાત્રે પોતાના ખેડુ ને મજૂરોને એ સમજાવતી. એમને થતું હતું કે કોઇક એમના અંતરમાં પડેલ શક્તિના બારણાં ભડભડાવનારું સત્વ જન્મ લઇ રહ્યું છે.

રોજના નિયમ મુજબ એ દૂધ પીને છાપું ઉઘાડતી હતી. એણે વાંચ્યું " અમદાવાદના જાણીતા બૅરિસ્ટર...ના દીકરાની ધરપકડ—ને સજા " સાથે હેમંતનો ફોટો હતો. ને નીચે લખ્યું હતું "હેમંતકુમાર હાઇડલબર્ગ (જર્મની) યુનિવર્સિટીના પી. એચ. ડી. થએલા છે. ને મુંબઇની કોલેજમાં વાઇસ પ્રિન્સીપાલ હતા. બારડોલીની લડતમાં ભાગ લેવા એમણે પોતાનું પદ છોડયું હતું, એમની ધરપકડ પછી એમનું સ્થાન લેવાનો એમના પિતાએ સંકલ્પ કર્યાનું જાણવા મળ્યું છે."

રોહિણીના અંતરમાં કોઇક ખૂણેથી જાણે ભરતી આવી. હેમન્ત અને બૅરિસ્ટર એના પરિચિત હતા. એ શા સારુ ગૌરવ ન અનુભવે ?

એનાં સગાં ભલે ન હોય ? પણ સગાંયે ન કરે તેવી સારવાર એણે કરી હતી ને? પણ એણે તો અહીં આવ્યા બાદ પહોંચનો એકાદ કાગળ લખ્યા સિવાય કશું લખ્યું ન હતું, એ યાદ આવતાં એને સહેજ શરમ પણ થઇ. એ બધાં પ્રત્યે એના મનમાં જે અભાવ થએલો તે શું વ્યાજબી હતો ? એમની રીતભાતો ને ખ્યાલો કદાચ જુદા હશે. પણ એમના દિલની મોટાઇ કાંઇ જેવી તેવી નહોતી. હેમન્તે છેલ્લે એને શું કહ્યું હતું. "નિશ્ચિંત રહેજો." બૅરિસ્ટરની એ કશી સગીસંબંધી નહોતી. છતાં પેટની દીકરીથીએ વિશેષ સંભાળ લીધી હતી. ને અચ્યુત? કેટલો સ્વમાની છતાં કેટલો આજ્ઞાધીન! દીકરો હોય તો એવો. એણે કલમ લઇને કાગળ લખવા માંડયો.

ચિ. અચ્યુત ભાઈ!

ચિરંજીવી લખું છું તે ગમશે કે? કોલેજમાં મોટાં મોટાં થોથાં લઇ વિદ્યા ભણનારને કોઇ ચિરંજીવી લખે તે કદાચ ન પણ ગમે.

આજે છાપામાં વાંચ્યું કે હેમંતભાઈ પકડાયા છે ને છ માસની સજા થઇ છે. કાકાજી પણ વકીલાત છોડી ત્યાં જવા તૈયાર થયા છે.

'હેમંતભાઇને મારાવતી' થોડી વાર થોભીને લખ્યું 'ધન્યવાદ' પહોંચાડજો. ને તમારા કુટુંબના આ ગૌરવમાં હું પણ એક આભારવશ પરિચિતજન તરીકે ગૌરવ અનુભવું છું. તેમ કાકાજીને કહેજો

કાકાજીની ગેરહાજરીમાં મારા લાયક કાંઇ કામ હોય તો પણ જણાવજો. કાકી મૂઝાતાં નથી ને?

બારડોલીએ વેરવિખેર ગુજરાતને એકસૂત્રે બાંધ્યું છે.

તમારી બહેન

રોહિણીના આશિષ.

થોડા દિવસ પછી અચ્યુતનો કાગળ મળ્યો કે તમારા આશિષ વખતસર જ મળ્યા. બૅરિસ્ટરને બદલે હું જ લડતમાં આવ્યો છું. બાને બહુ કલેશ થતો હતો. એટલે એ રોકાઇ ગયા. - અહીં ગામને



પાદર એક ઝાડ પર બેસી રહું છું ને સિપાહીઓ જપ્તી કરવા આવે ત્યારે નગારું વગાડું છું. એટલે હું નગારચી છું. તોપચી તો આ લડાઇમાં નથી જોતા. પણ નગારચીની જરૂર રહી છે, તેટલું સારું છે. બાને હેમંતભાઇની ચિંતા રહે છે. કારણ કે એમને સી ક્લાસ મળ્યો છે. એટલે ખોરાક ફાવશે કે નહિ તે સવાલ છે. નિયમ મુજબ એ પી. એચ. ડી. છે. એટલે એ ક્લાસ મળવો જોઇએ, પણ સરકારે નિયમોને તો હમણાં કોરે મૂક્યા છે ને? અહીંના વાતાવરણનો ત્યાં બેઠાં ખ્યાલ નહિ આવે. એક આંટો આવો તો ખબર પડે વગેરે વગેરે.

રોહિણીને એક આંટો જવાનું મન તો થયું, પણ પ્રેક્ષક કે ભાટ ચારણની જેમ ત્યાં જવાનું ઉચિત ન લાગ્યું. એ અચ્યુતને પત્રો લખ્યા કરતી. ને ત્યાંના ખબરો મેળવતી. એક દિવસે ખબર આવ્યા કે બારડોલીનો વિજય થયો છે. રોહિણીએ તે દિવસે સહુને જમાડ્યા. આનંદ ઉત્સવ કર્યો. “સત્ય આગળ સત્તાએ પહેલી જ વાર પાણી ભર્યું.”

દિવસો માળાના મણકાની જેમ પસાર થવા લાગ્યા. માત્ર રોહિણીએ પોતાના નિત્યકામમાં એક વાત ઉમેરી હતી ને તે બહેનોને લાજ છોડાવવાની. બારડોલીની લડતના અભ્યાસે એને ખાતરી કરાવી હતી કે બારડોલીની સ્ત્રીઓ જો ન જાગી હોત તો લડત જલદી ન પતત. સ્ત્રીઓને બહાર લાવ્યા સિવાય છૂટકો ન હતો.

એક દિવસે અચ્યુતનો કાગળ આવ્યો.

“બારડોલીની લડત પૂરી થયાના ખબર તો તમે છાપામાં વાંચ્યા હશે. મોટાભાઇ છૂટીને ઘેર આવી ગયા છે. એમનું શરીર ખરાબ ખોરાક ને ચક્કી પીસવાને લીધે સાવ લાશ ગયું છે. પણ ચિંતાજનક એ છે કે દાક્તરના કહેવા મુજબ એમને ક્ષયની થોડી અસર શરૂ થઇ છે. અમે એમને વાત નથી કરી તેમ બાને પણ વાત કરી નથી. એમને લઇને હું એ ચાર દિવસમાં જ પંચગની જવા ધારું છું. તમારી સારવારમાં જે કુશળતા મેળવી તેનો હવે લાભ મળશે. બૅરિસ્ટરનું મન થોડુંક વ્યગ્ર થયું છે. તમે કાગળ લખજો.”

રોહિણીને કાગળ વાંચી ભય લાગ્યો. જે ગામડાંની હવામાં ઊછરી હતી. તેમાં એ રોગ એ જીવલેણ રોગ ગણાતો હતો. એમાં સપડાએલું, માનવી પાછું બેઠું થાય તે વાત જ અશક્ય હતી. હેમંતભાઇ શું એ વ્યાધિમાં સપડાયા હશે? શરીર તો કેટલું મજબૂત છે! બને પણ ખરું. જેલમાં કોઇક ક્ષયરોગી કેદીની પડોશમાં રહેવાનું થયું હશે. વખતે એને જે વાસણ મળ્યાં હોય તે એવા કોઇક રોગીનાં પણ હોય. રોહિણીને કમકમાં આવ્યાં. એનાં જે થોડાં સ્વજનો હતાં તે પણ શું ઝૂંટવાઇ જવાનાં હતાં? ને ક્ષય રોગીની પાસે જે રહે તેને પણ ક્ષય લાગે એમ લોકો વાત કરતા હતા. તો તો અચ્યુતને પણ જંતુ વળગે? એની સામે સ્નેહાળ ને રમતિયાળ અચ્યુત ખડો થયો. એ પણ હોમાવાનો? તો તો એક નાની બહેન રેખા સિવાય એનું રહ્યું કોણ? ને શા સારુ એ એને મરવા દે? પોતે જ જે મોત ને જીવન બંને કાંઠા વટાવી ચૂકી છે તે શા સારુ ઉપયોગી ન થાય? જો રોગ વળગશે તો પણ કશું ગુમાવવાનું નથી ને જો હેમંતભાઇ સારા થશે તો યત્કિંચિત્ ઋણમુક્તિ થશે. પણ વળી થયું તારે ને એને શું? લોકોને વિચિત્ર નહિ લાગે? કોઇ નિંદા નહિ કરે? એ એમની શું સગી થતી હતી? છતાં એમણે એની સારવાર શા સારુ કરી હતી? હેમંતનો અંગૂઠો ચૂસી ઝેર લઇ લીધું ત્યારે એ એની શું સગી હતી? પરસ્પરના સેવા દ્વારા એ સૌ સ્વજનો થયાં હતાં. એ વાત તેના કપાળેથી ભૂંસી ભૂંસાય તેમ ક્યાં હતી? તો વલખાં શા સારુ મારવાં? ગયેલાંને નામે છે તેમને દુઃખાઇ દઇ વિચ્છેદ કરવાનો શો અર્થ છે!

બીજે દિવસે એ સામાન લઇને ગાડીમાં બેસતી હતી. નરસિંહ મહેતા એને વળાવવા આવ્યા હતા. પરમાણંદ કાકા ને મહેતાને એ કહે.

“વાડીનું જોતા રહેજો.”

“વાડી અમને ભળી. બહેન! તું સારવારમાં તારું





શરીર જાળવજે."

પરમાણંદ કાકા આ છોકરી ક્ષયરોગીની સારવાર કરવા સામેથી ચાલીને જતી હતી તે જોઇ ગળગળા થઇ ગયા હતા.

"કાકા ! મેં તમને વાડી ભળાવી એટલે તમારો યોગ તો અધૂરો રહેવાનો." રોહિણીએ નરસિંહ મહેતાને કહ્યું.

"વાડી કાંઇ તારી એકલાની થોડી જ છે. એ તો અમારા સૌની છે. દીકરી તો પારકું ધન કહેવાય; તું આવી ગઇ હોત તો અમે વાડીને સંભાળત જ ને?

"આવી પડેલું હસતે મોઢે ઝીલવું તે જ યોગ, સમાધિ તો ચડે ને ઊતરે." પરમાણંદદાસે કહ્યું. દાસકાકા એને શું વિદાય સંદેશો દેતા હતા? ગાડી ચાલી ત્યારે કહે. "બહેન ઊંચું મન રાખ્યા વિના રહેવું. એના ધાર્યા પ્રમાણે થશે."

રોહિણીને બૅરિસ્ટરના મકાનની ચોકકસ ખબર ન હતી. પણ આશ્રમની બાજુમાં કયાંક છે એટલી ખબર હતી. આશ્રમ પાસે જઇને કોઇકને પૂછીશ એમ ધાર્યું હતું, સાબરમતી સ્ટેશનેથી મજૂર સાથે એ ચાલી આવતી હતી. શિયાળાના સવારના ઝાકળે ઝાડ–પાન–ઘાસ–સડકને ભીંજવ્યાં હતાં. એના માથા પર પણ ઝાડ પરથી ઝાકળનાં ટીપાં પડતાં હતાં. ઘેરથી નીકળતી વખતે એણે તત્કાલ નિર્ણય લીધો હતો પણ મનમાં હજુ ગડમથલ મટી ન હોતી. એ ક્યાં જઈ રહી હતી? કેટલે દૂર જવાનું હતું? હેમંત તરફની એની લાગણી કેવળ કરુણાપૂર્ણ મૈત્રી હતી. એ વાતનો કોઇ ઊંધો અર્થ તો નહિ ઘટાવે? જો આજે એ મૈત્રીનો હાથ ન લંબાવે તો એનામાં એનાપણું રહ્યું શું? એણે જવું જ જોઇએ. ટેકો આપવો જ જોઇએ. જે થવું હોય તે થાઓ. સત્ય કામ– સત્ય કામ તો મારા અંતર તારો નચાવતો મેરો છે. હેમંતને માટે તો છે વત્સલ—કરુણાપૂર્ણ શીતળ હાથ—;

એની ધૂનમાં ને ધૂનમાં એ ચાલી જતી હતી ત્યાં સંભળાયું.

"અરે તું કયાંથી?"

જોયું તો બૅરિસ્ટર પૂછતા હતા. બરફ જેવી ખાદીમાં શોભતું એક સ્ત્રી પુરુષોનું ટોળું ફરવા જતું હતું.

વચમાં એક હાથમાં લાકડી લઇ, બીજે હાથ એક તેર ચૌદ વર્ષની કન્યાને ખભે મૂકી ગાંધીજી ચાલતા હતા. પછવાડે આકાશની આભામાં સુમેરુનું અમલધવલ શિખર શોભે તેવા સંસ્કાર મૂર્તિ મહાદેવભાઈ હતા. રોહિણીએ ગાંધીજીને કદી જોયા ન હતા, પણ તેથી શું? ગાંધીજી તો ઘરોઘર વ્યાપેલા હતા જ ને! એણે ઝટ ઝટ પગે માથું નમાવી પ્રણામ કર્યા. જે અનેક સંતોના ભજનો એણે રાતોરાત ગાઇને અંતરને ભરી દીધું હતું તે સર્વ સંતશિરોમણિને આજે જીવનના એક કઠિન ને લાંબા વળાંક પર જ મળતી હતી. સુભાગ્ય હતાં એનાં. માથે હાથ મૂકીને એમણે બૅરિસ્ટરને પૂછ્યું.

"કોણ?"

"જેને હેમંત માટે ઘરમાં લાવવા દશ વર્ષથી મથી રહ્યો છું પણ આવતી નથી તે રોહિણી"

બાપુ મુક્તપણે હસીને કહે.

"માગ્યું તે કંઇ મળતું હશે?"

બૅરિસ્ટર કહે,

"તો?"

"આપવાથી મળે એટલું અહીંની હવામાંથી નથી શીખ્યા?"

"તેની શરૂઆત તેમણે કરી છે" રોહિણીએ કહ્યું.

"બસ તો આપ્યું એળે જતું નથી" કહી એ આગળ ચાલ્યા ને બૅરિસ્ટર રોહિણીને લઇને ઘરભણી વળ્યા.

અચ્યુતના હર્ષનો પાર ન રહ્યો. રોહિણી પહેલી જ વાર અમદાવાદ આવતી હતી. એટલે એ એને અમદાવાદ બતાવવાના મનસૂબા ઘડતો હતો. રોહિણીએ જોયું તો હેમંત દૂબળો પડયો હતો તેમ જ ચહેરા પર ફિક્કાશ આવી હતી. પણ મન ઉપર માંદગીની કંઇ અસર ન જણાઇ. સૂતાં સૂતાં હાથ



પહોંચી શકે એટલે દૂર એક અલમારી પર પુસ્તકો ગોઠવ્યાં હતાં. નાની ટીપાઇ પર નોકરે મૂકેલ ફૂલોને એ ફૂલદાનીમાં ગોઠવતો હતો. રોહિણીને જોઇને એની આંખમાં નવાઇ ને આનંદ દેખાયાં.

"અચ્યુતે ખબર આપ્યા હશે.. એ રેડિયો છે" પથારીમાં મોટાં થોથાં જોઇને કહે,

"આરામ કેમ નથી કરતા ?"

યુનિવર્સિટીમાં ગ્રીક શિલ્પકલા પર મારે ત્રણ વ્યાખ્યાનો આપવાનાં છે તેની તૈયારી વચમાં વચમાં કરું છે.

બૅરિસ્ટરનાં વહુ રોહિણી આવ્યાના ખબર સાંભળી અંદર આવ્યા.

"આવી બહેન ! તને સારું રહે છે ને ? હેમંતને આ અઠવાડિયાથી ઠીક વરતાય છે. પણ પડયો ન રહે, કાંઇક, ને કાંઇક કામ મારી જેમ કર્યા જ કરે."

"એમના પર કોઇક ચોકીદાર રાખો કે હાથ બાંધી રાખે'

"એવું હોય તો તો જોઇએ જ શું ?"

"આ હાથ બાંધનાર કોઇક હોય પણ મનને કોણ બાંધી શકશે ?"

"એવું કોઇક શોધી કાઢો. હેમંતભાઇ"

હેમંત સહેજ ઉદાસીન ભાવે હસીને સામેથી અલમારી પર પડેલ પુસ્તકો, શિલ્પના નમુના, ચિત્ર-સંપુટો તરફ આંગળી ચીંધીને કહે. "આથી કોઇ ચડિયાતું મળે તેમ ધારતો નથી. મનને સમાધિ ચડે એવી સામગ્રી ત્યાં ભરી છે, પછી કહે:

તમે અંગ્રેજી નથી જાણતા ખરું ? મને જેલમાં એક વાર તમે અંગ્રેજી શીખી લો તેમ લખવાનું મન થએલું.

"હવે શીખવજો"

હેમંત નવાઇ પામીને કહે 'હું ?'

"તમે અથવા અચ્યુતભાઇ. હું તમારી સાથે આવવાની છું."

"તો તો તારાં મોંમાં સાકર" બૅરિસ્ટરનાં વહુ પણ બોલી ઊઠયાં.

"સાકર ખાવા ખવરાવવા જેટલો ઉત્સાહ તો નથી પણ હેમંતભાઇને સાજા કરવાનો ઉત્સાહ તો છે. સાથોસાથ મને પણ હવાફેરનો લાભ મળશે."

જમીને એ હેમંત માટે મોસંબીનો રસ કાઢતી હતી ત્યાં હેમંત કહે:

"મને કયો રોગ છે તે ખબર છે તમને ?"

રોહિણીએ મૂંગા મૂંગા જ હા કહી.

કાકા ને એ બધા એમ ધારે છે કે મને જ એની ખબર નથી; પણ મારી નજર બહાર આ નહોતું. તમને ખબર છે કે આ કેમ બન્યું ?

"અચ્યુતભાઇ એમ લખતા હતા કે જેલની મહેનત ને સત્વહીન ખોરાકથી આ થયું."

હેમંતે ડોકું ધૂણાવ્યું. "ખરાબ ખોરાકથી એમ ઝટ ઝટ હારી જાય તેવું મારું શરીર નથી." પછી થોડી વાર થંભી, કહેવું ન કહેવું તેનો વિચાર કરી કહે "છોટાચકકરમાં મારી પડખેની ઓરડીમાં એક કેદી ડોસો રહેતો હતો. નાનજી એનું નામ. જાતે કુંભાર. ૫૫–૬૦ વર્ષની અવસ્થા. દશ વર્ષની સજામાં આઠ દશ માસ બાકી હતા, એમાં એને ક્ષય થયો. એની સારવાર કરે કોણ? ને કરે તે કેવીક કરે ? જેલમાં તો દરદીનો બરદાસી જ દરદીનું બધું ખાઇ જાય ને ઉપર જતાં ડોળા કાઢે. હું ગયો તે અરસામાં એ માંદો નહોતો; પહેલો કે બીજો દિવસ હશે, જાર દળવા આપેલી, સવારની મહેનત કરતો હતો. દશ શેર દળાએલું.

"તમે' તમને દળવા આપતા ?"

"ખાસ્સું પોણો મણ."

"હાથમાં ફરફોલા પડેલા—તોના પર અપદ્યાગદ્યમાં કાવ્યરચના કરતાં કરતાં ઘંટી ફેરવતો હતો, ત્યાં એણે આવી મારી સામે ઊભો રહી દળાવવા માંડયો, એને ઘરડો હોવાથી સફાઇનું કામ સોંપેલું, મેં ના કહી તો પણ કહે "ભાંગ્યું ભાંગ્યું તો ય ભરુચ." પછી તો ઘણી વાર મદદ કરવા આવતો. એની પાસેથી જાણ્યું કે એની માથે ગુનો હતો ખૂનનો. પણ એણે ખૂન કર્યું નહોતું. સાંભળજો હં. ખૂન કર્યું હતું એના





છોકરાએ. છોકરાની વહુને કોઇક કોળી સાથે સંબંધ હશે, એટલે છોકરાએ લાગ જોઇને કોળીનું ખૂન કરી નાખ્યું.' ડોસાને ખબર પડી ત્યારે માથે ઓઢી લીધું. છોકરાને કહે " તારે હજુ ઘણું ય જોવા જીવવાનું છે, હું ખાઇ–પી ઊતર્યા જેવો છું. મરીને ય આમે નરકમાં કરમ પ્રમાણે થોડું ઝાઝું જાવું તો પડશે ને–આ બે દિવસ વહેલાં." આ મહાપ્રાણ ડોસાને ક્ષય થયો. છૂટવાને દશ જ મહિના આડા. બહાર જવા જીવ ઝંખ્યા કરતો હતો. બીજી બાજુ જો સંભાળપૂર્વક સારવાર ન થાય તો બહાર નીકળે નહિ તે વાત પણ સાચી. એનો તલખાટ સાંભળીને મને થયું કે વખતે મને ચંટી દળાવવાથી એના રોગે વહેલું જોર કર્યું હોય. જે હોય તે પણ આવો મહામૂલો માણસ મારી સામે જ સારવારને અભાવે મરી જાય તે કેમ જોવાય? ને હું તાજો જ બાપુ પાસે દિક્ષિત થએલો–બસ મેં સારવાર કરવાનું માથે લીધું.

'એટલે' કહી રોહિણી ચૂપ થઇ ગઇ. વાણીની યે પેલી પાર જે શબ્દાતીત ભાષા છે તેમાં એનું મન કહેવા લાગ્યું: આવો મહામૂલો માણસ મારી સામે જ મરી જાય તે કેમ જોવાય ?

ઘણી વારે એણે પૂછ્યું:

'પછી ડોસો બચ્યો?'

"હું નીકળ્યો ત્યારે તો તબિયત સારી હતી. અમે તો સહુ ઓચિંતાના છૂટયા ને, છૂટતી વખતે ડોસો શું છૂટે મને રડેલો ! મને કહેતો ભગવાન ગાંધીજીની જરૂર જે કરશે. પણ હવે શું થશે તે તો સીમલાના દેવતાઓ જાણે."

'કેમ સીમલાના ?'

"એ બધા આ જેલો ચલાવે છે ને!"

થોડીવાર રહી રોહિણી કહે "આ વાત મને કહીને તમે મને એમ ગભરાવવા માગો છો કે મને પણ વખતે તમારી સારવાર કરતાં રોગ વળગી જાય ?"

" તમે ગભરાઓ એ માટીના નથી તે હું ને કાકા બંને જાણીએ છીએ–એટલે તો આટલો બધો લોભ " પછી વાત ગળી જઇને કહે "મેં તો કહ્યું પેલા ડોસાનો પરિચય આપવા. દુનિયામાં હજુ ય આવા માણસો પડયા છે. હું શિલ્પી નથી નહિતર એની મૂર્તિ ઊભી કરું–જે જૈ માટે મરી પડનારા આ ગેગેલા સમાજને કાંઇક ધડો મળે." હેમંતે સહેજ ઉધરસ ખાધી. પછી કહે " જેલે મને બહુ શીખવ્યું. નવી જ દુનિયા દેખાડી. કોલેજની નોકરી છોડી લડતમાં જોડાવા વખતે બાપુને પગે લાગવા ગયેલો ત્યારે એમણે બે વાત કહેલી ' જો જો હાથીના દંતૂશળ નીકળ્યા તે નીકળ્યા ફરી પાછા ન જાય–" ને બીજું કહેલું "તમે હવે નવી યુનિવર્સિટીમાં પ્રવેશ કરો છો–I think I have stood the test and perhaps with distinction."

રોહિણી ઓસીકા સરખા મૂકતાં કહે ' અંગ્રેજી હું નથી ભણી તે તમ ભૂલી જાઓ છો.'

"હું એમ કહું છું કે એ પરીક્ષામાં પણ હું પાસ થયો છું ને કદાચ માન સાથે ઉત્તીર્ણ થયો છું. I have never stood second"

રોહિણી હસીને કહે "ફરી ?"

હેમંત કહે "કૂતરાની પૂંછડી ઝટ સીધી નહિ થાય."

'એતો થશે ધીમે ધીમે.' પણ મને કહેશો કે કયે દિવસે નીકળવાનું છે ? સાથે કોણ કોણ આવવાનું છે ? ને શું શું સાથે લેવાનું છે ? '

"પહેલાં કાકા હા તો પાડે. તમે તો કહો પણ અમારાથી કેમ હા પડાય ? શું અધિકારે ?"

"ધન્ય છે–તમે પણ આટલા વિવેકચતુર હશો તેની મને ખબર નહોતી. પણ એ તો કાકા સાથે હું સમજી લઇશ."

કહી એ બહાર ચાલી ગઇ.

સાંજે બૅરિસ્ટર સાથે આશ્રમની પ્રાર્થનામાં જતી હતી ત્યારે વાત થઇ.

"તું સાથે જવા આવી છે પણ હું સંમતિ આપવાનો નથી."



'કેમ ?'

"ગોપાળબાપા જીવતા હોય તો તેને કેવું લાગે તેનો વિચાર કરું છું. એ જૂના વિચારના હતા."

"બાપા જીવતા હોત તો શું કરત તેનો જ વિચાર કરીને આવી છું."

બૅરિસ્ટર મૂંગા રહ્યા.

"તમને એમાં કોઇક અપવાદ મૂકે એવું લાગે પણ મને મારામાં શ્રદ્ધા છે."

બૅરિસ્ટર કહે "મને મારામાં નથી. હેમંત ડાહ્યો છે, ધીર છે પણ અર્ધો કવિ છે. તમે બે એકઠાં હો..."

"પણ મારી કાકી હશે ને, એમને મોકલજો એટલે પતી જાય."

"એ ઠીક છે. ને એક વાત કરી રાખું. હેમંતની તબિયત ૯૯ ટકા તો સુધરી જશે, પણ મેં ગોપાળબાપા પાસે જે વાત મૂકી હતી તે હવે નથી એમ તારે સમજવું."

રોહિણી રસ્તા વચ્ચે થંભી સહેજ કરુણ ને સહેજ ઘવાયલા સ્વરે કહે

"કાકાજી મારી દયા ખાવાની કોઇને જરૂર નથી. જો ઇશ્વરે પણ મારી દયા નથી ખાધી તો બીજાની દયા મને શું ખપ લાગવાની હતી ? મારો રસ્તો મને જેટલો સૂઝે છે તેટલો હું કાપીશ." હેમંતે બપોરે કરેલ વાત યાદ આવતાં કહે, "હેમંતભાઇને હું સાજા કરી શકીશ તોયે મેં જીવનમાં મોટું પુણ્ય મેળવ્યું ગણીશ"

"તને તો ભારે દેખુ" બૅરિસ્ટર બોલી ઊઠ્યા. પ્રાર્થના ચોકમાંથી ખરેસાહેબ આર્દ્રસ્વરે ગાતા હતા—

અનબોલત મેરી બીરથાજાની...

ક્રમશઃ

# અલાખો

અમે અનઘની બધી ઉરજનિત ઊર્મિલતા
ભરી સફળ જીવની જગત ભોમમાં ત્યાગતા,
રહી અફર ત્યાગનાં સતત પ્રેમબંધો મહીં
અચૂક અમ ધ્યેયને ઉરઉછાળ પ્રેરે ત્યહીં.

ઘડી જીવન આકરું મરણથી ઘણું ભાસતું
અનેક વિષમો ઘડીક જગને ત્યજી નાસતું
વિકાસ ન રહે ત્યહીં મન-ઘડી-સંવેદના
સલજ્જિત થઇ અહીં ઉર ખમે બધી વેદના.

પરન્તુ ચળતું વળી જીવને શું ફરી જુદ્ધવા
કરી જીવનનાં બધાં સ્ફૂરિત યત્ન વિશુદ્ધવા,
કરી મરણ કલ્પના કવચિત ઉદ્ભવે ના અને
પ્રબુદ્ધ જગમાં બધી જીવન પ્રેરણાઓ કને
વિશાળ જગભુવને અમિત આવરે દિલને
સત્ત્યાગ જગપ્રેમની અચળ ઘોષણા-મિલને.

પ્રવાત

# વેરાન

**વિ. સ. ખાંડેકર : અનુ૦ જયંતકુમાર**

માણસનાં બતાવવાનાં દાંત જુદા અને ચાવવાના પણ જુદા હોય છે એમ કહેવાય છે ને ? તેનો ભાવાર્થ પણ એવો જ હશે એમ મને લાગે છે. નહિ તો જાહેર સભાઓમાં બધી યે જૂની પુરાણી સામાજિક કલ્પનાઓ પર છેલ્લા પચીસ વરસોથી જોરશોરથી હલ્લો કરનાર મારા જેવા મનુષ્યે 'પરોઢનાં સ્વપ્નો સાચા પડે છે'એ ગણગણતા તે દિવસે સવારે પથારી પર આંખો ઉઘાડી ન રાખી હોત. એ પલંગની વચ્ચે દિવાલ પાસે મૂકેલા ડ્રેસીંગ-ટેબલનાં આયના સામે ઊભી રહીને વાળ ઓળતી મારી પત્નીનાં કાને તે શબ્દો પડયા હશે. જમણા હાથમાંનો નાજુક તામ્રવર્ણો કાંસકો પોતાનાં વાળના ગુચ્છમાં એવો ને એવો ગોઠવેલો રાખીને તે ઝટ કરતી ક મારા પલંગ તરફ ફરીને બોલીઃ 'શું કહ્યું ?'

'કેલકરની કવિતા ગણગણતો હતો—

रचिसि वेषभूषा अथवा कुसुमचापपाशा...'

'કુસુમચાપપાશા એટલે શું વળી ? કમાલપાશાનું નામ તો મેં નાનપણમાં સાંભળેલું હતું, પણ–'

મારા મનનો પ્રણયભાવ પાંચહજાર ફૂટ ઉપરથી જાણે નીચે પટકાયો ! મારા જીવનનાં છેલ્લા પચીસ વર્ષો માલતીએ ખૂબ સંભાળપૂર્વક વીતાવ્યા હતા, મારા વધતા જતા વૈભવને શોભે એવી સુંદર રીતે સસજાવ્યા હતા. તેની આ સૌંદર્યદૃષ્ટિ જોઇને તે સ્વભાવે કવયિત્રી હોવી જોઇએ એવો જ બધાને ભાસ થતો. શાળા–કોલેજોનાં સંમેલનોમાં હું પ્રમુખ હોઉં ત્યારે ઇનામ વહેંચાવાનું તેના હાથે બનતું. તે એક જાતની વિલક્ષણતાથી ઇનામો આપતી. તે વખતનો તેનો અભિનય જોઇને આ સ્ત્રી મહાન વિદુષી હશે, સંસાર વમળની આડે તેને પોતાની વિદ્વતા પ્રગટ કરવાનો સમય નહિ મળતો હોય, એમ જ લોકો કહેતા. માલતી મૂળ તો એક ગામડાનાં ભિક્ષુકની છોકરી હોવાથી અક્ષરજ્ઞાનથી આગળ તેનું શિક્ષણ વધેલું નહિ. છાપાઓનાં વિશ્વયુદ્ધની વાતો કરતાં કામવાળી અરીસા જેવા ચોખ્ખા વાસણ માંજે છે કે નહિ તે વાતમાં જ તે વધુ ધ્યાન આપતી. સમાજના નવા નવા વાદ કરતાં બંગડીઓનાં નવા નવા નમૂનાઓની જ તેની આતુરતા રહેતી, કયાંય પણ કવિતા જુએ કે તે મોં મચકોડતી, વગેરે વગેરે વાતોની એ લોકોને ખબર હોવાનો સંભવ જ નહોતો !

મને યાદ આવ્યું. કાવ્ય માટેની માલતીની અપ્રીતિ ધ્યાનમાં લઇને મારે કેલકરની તે લીટી તેને કહી બતાવવી જોઇતી નહોતી ! 'કુસુમચાપપાશ' એટલે શું એ ચાર છોકરાની મા થયેલ અમારા આ રાણીસાહેબને હવે સમજાવીને કહેવું પણ શી રીતે ?

હું ઓશીકા પર માથું રાખીને મચ્છરદાનીમાંથી માલતી તરફ જોતો એમ ને એમ જ પડી રહ્યો. મેં માલતીનાં મોં તરફ બારીકાઇથી જોયું. ત્યાં રોષ અને રીસની જાણે શરત લાગી હતી. તેનું પરિણામ જણાયા પહેલા જ તે બોલી, 'પરોઢ' એ શબ્દ કંઇ તમારા પેલા કેલકરની કવિતામાં નથી. મેં તે ચોખ્ખે ચોખ્ખો સાંભળ્યો છે 'સ્પષ્ટ ન સાંભળી શકું એવી ઘરડી તો હજુ હું નથી થઇ ! '

ચિનગારી આગમાં રૂપાંતર ન થાય તેથી મેં હસતા હસતા કહ્યુંઃ ' તે જ હું કહેતો હતો ! તું કેવી આ પરોઢ જેવી પ્રસન્ન અને સુંદર દેખાય છે. તારા આ છુટા વાળ ઉષા જેવા છે અને તેમાંનો આ કાંસકો તો જાણે ઉષાને ઝળહળ કરતો અરુણ !...' મારી પ્રતિભાના ઘોડા અહીંજ અટકી જતા લાગ્યા- આગળ શું બોલવું એની ફિકરમાં હું પડયો. પણ ત્યાં તો માલતીનાં મોઢા તરફ મારી નજર ગઇ. મારી કવિતાનું પરિણામ તેના પર તો બરાબર ઊંધું જ થયું હતું !

તે છણકો કરીને બોલી, 'ગડકરીનાં કોઇએક નાટકનું પેલું વાકય તો બરાબર સાચું જ છે ! પુરુષની જાત જ કપટી, કઠોર,...સાચો પથ્થર ! સ્ત્રીઓને ફસાવવામાં જ તેને આનંદ આવે છે. પરોઢ અને સ્વપ્ન એ બે શબ્દો તો મેં ચોખ્ખેચોખ્ખા



સાંભળ્યા છે. પણ તે સીધી રીતે તો તમે કબૂલ કરવાનાં નથી જ !'

હવે બીજો તોપગોળો શરીર પર આવીને પડે તે પહેલાં જ સુલેહનું સફેદ નિશાન બતાવવું સારું એવો વિચાર કરીને હું વચ્ચે જ બોલી ઊઠયો: "સાચું કહું ? હસતી નહિ હં ! હું પ્રધાન થયો છું એવું મને સ્વપ્ન આવ્યું. તરત જ હું જાગી ગયો, જોઉં છું તો સવાર પડ્યું છે ! એકાએક મારા મોઢામાંથી શબ્દો નીકળી પડયા— પરોઢના સ્વપ્નો સાચા હોય છે'..."

મારી તરફ પીઠ કરીને ગર્વપૂર્વક પોતાનો વિચાર જણાવતી માલતી બોલી: "જો આ સ્વપ્ન સાચું પડવાનું હોય તો તે પરોઢિયે જ શા માટે આવે ? આજ નહિ તો કાલે હું પ્રધાનપત્ની થવાની છું એ ભગવાને જ કહ્યું છે !'

પોતાના મનમાં ચાલતી ઇચ્છાને વ્યક્ત કરનાર માણસ કોને ન ગમે ? માલતીનું જક્કીપણું, તેની સંકુચિતતા, તેની બોલચાલ, તેનું સૌંદર્ય માટેનું ઉચ્છૃંખલપણું આ બધા દુર્ગુણ હું ઘડીભર ભૂલી ગયો. તેણે તે એક જ વાક્યથી મારું મન પ્રફુલ્લ બનાવી દીધું.

હું ધીમેથી ઊઠયો અને ચોર પગે બહાર આવ્યો. યૌવનમાં પ્રવેશતી મુગ્ધાની જેમ આખી દુનિયા જરા ગાભરી છતાં ઘણી જ પ્રફુલ્લ દેખાતી હતી. માલતીને ગમે તેવું મોટું ગુલાબનું ફૂલ શોધવા માટે આખા બાગમાં હું ફર્યો. ચારે બાજુ છેક ક્ષિતિજ સુધી ફેલાયેલ વેરાન વચ્ચેનાં આ એકનાં એક બાગમાં પરિભ્રમણ કરતાં તેમાં મારા જીવનનું પ્રતિબિંબ મને દેખાવા લાગ્યું. આખું યે જીવન મારી આંખ સામે આવી ઊભું. ત્રણેક દાયકા પહેલાં પીંપળગામમાં ભિક્ષા માગીને અભ્યાસ કરતો એક ગરીબ વિદ્યાર્થી એક ધ્યેયવાદી શિક્ષકે પેટે પાટા બાંધીને મદદ કરવાથી કોલેજમાં જઈને ઝળકી જનાર હોશિયાર સ્કોલર—ધંધામાં ધીમે ધીમે છેક ઉપરની પાયરીએ જઈ પહોંચનાર ચતુર વકીલ—દેશભક્તોનાં મુકદમાઓ બહાદુરીપૂર્વક લડીને આખા દેશમાં કીર્તિ મેળવનાર પ્રસિદ્ધ પુરુષ—આજે પોતાના સંભાષણથી આખા યે વકીલ મંડળને મંત્રમુગ્ધ કરનાર વક્તા—આવતી કાલનો લોકપ્રધાન...

આ ચિત્રમાળા તરત જ તૂટી. મારે જોઈતું હતું તેવડું સુંદર ફૂલ મળ્યું. મેં ધીમે રહીને તે તોડી લીધું. ઊગતા સૂર્ય કરતાં યે મારા હાથમાં સુંદર દેખાનારું તે ફૂલ જાણે કે દુનિયાની બધી યે વસ્તુઓનો તિરસ્કાર કરતું હતું, બાગની પેલી બાજુ ફેલાયેલ ઉજ્જડ વેરાનને હસતું હતું—તારું જીવન તો તુચ્છ છે એમ કહીને તેને ચીડવતું હતું.

માલતી મારા પ્યાલામાં ચા રેડતી વખતે મારું બધું ધ્યાન તેનાં ઝૂલતા અંબોડા ઉપર શોભતા તે ગુલાબના ફૂલ પર ચોંટી રહ્યું હતું. અને તે પ્યાલામાં ચા રેડીને તે મારી સામે બેઠી ત્યારે મેં તેને કહ્યું, 'રાજકારણમાં પુરુષો કરતાં સ્ત્રીઓ જ વધારે સફળ થાય એમ મને લાગે છે ! છેવટ ગૃહમંત્રીનું કાર્ય તો સ્ત્રીઓ પાસે જ હોવું જોઈએ ! જે દિવસે એકાદ બિલમાં સભાસદોનો વધુ વિરોધ થવાનો સંભવ હોય તે દિવસે ગૃહમંત્રીએ જરા વધુ શણગાર સજીને આવવું એટલે બધા સભાસદો તેનાં મોઢા સામે જ જોઈ રહેશે અને તેને જોઈશે તે કાયદા હા, હા. કહીને મંજૂર કરાવતા આવડશે !'

મારી આ મશ્કરીની બરોબર તપાસ કરવા માલતીએ તીવ્ર દૃષ્ટિએ મારી તરફ જોયું. તેનાં હોઠ ઉઘડયા પણ ખરા. એવામાં ટપાલ આવી. હું ભડાભડ પત્રો ફોડીને વાંચવા લાગ્યો. ત્રણ ચાર પત્રો વંચાયા ત્યાં તો માલતી બોલી, 'ચા તો ઠંડી પડવા લાગી !'

હું ચાના ઘૂંટડા ભરવા લાગ્યો. માલતી હસતી હસતી બોલી, 'હું ગૃહમંત્રી થાઉં તો પહેલો કાયદો કયો કરીશ એ ખબર છે ?'

'કયો ?'

'સવારે ચાના સમયે કોઈના ઘેર ટપાલ ન આવે એ !'





તેનો કશો જવાબ ન આપતા મેં આવેલા પત્રોમાંથી ઉપરનો એક પત્ર ફેંક્યો. તે એક વખત વાંચીને ફરી પાછો વાંચ્યો. તે પત્રથી મને થએલો આનંદ મારા મોં પર પ્રતિબિંબિત થએલો હોવો જોઇએ ! મારી અગાઉની ઠંડી થઇ ગએલી ચા બાજુ પર લઇને બીજા કપમાં કીટલીમાંથી ગરમ ગરમ ચા રેડતી માલતી બોલી, "કંઇક પણ સારી વાત દેખાય છે, પરોઢનું સ્વપ્ન સાચું પડયું લાગે છે કે શું ?"

'એ સ્વપ્ન કરતાં યે આ વાત તો વધુ સુંદર છે !' હાથમાંનો પત્ર તેને આપતા મેં જવાબ આપ્યો.

પત્ર ઉપર ઉતાવળથી નજર ફેરવીને તેણે તે મારી પાસે ફેંકી દીધો.

જે પીંપળગામમાં મેં ભિક્ષા માગીને વિદ્યા મેળવી ત્યાં ગાંધીજીનાં અર્ધ પૂતળાનું અનાવરણ કરવા માટે હું જવાનો એ કલ્પનાથી મારું મન પ્રફુલ્લિત થયું હતું. પણ મારો એ આનંદ માલતી પાસે શી રીતે વ્યક્ત કરવો એ મને કેમે કર્યું ન સમજાયું. માણસ ગમે તેટલો મહાન થાય તો પણ પોતાની અભણ માતા માટેનો તેનાં મનનો ભક્તિ-ભાવ ઓછો થતો નથી. એવું જ કાંઇક મને પીંપળગામ માટે લાગતું હતું. ગમે તેમ તો પણ તે મારું ગામ હતું. અને પિયર ગમે તેવું ગરીબ હોય તો પણ વૃદ્ધ થયેલી વહુને પણ તેના માટે અભિમાન રહે છે જ !

ગરમ ગરમ ચાનો ઘૂંટડો ભરતાં મેં માલતીને કહ્યું, 'આવતા રવિવારે જ આ સમારંભ છે ! તું મારી સાથે આવીશ ને ?'

'રવિવારે તો' 'ફૂળવધુ'માં હું જવાની છું.' તેણે ટાઢે કોઠે જવાબ દીધો.

એવામાં નાનકડી પુષ્પા અંદર આવી. તે બન્ને હાથ નચાવતી બોલી, 'બાપુ, હું તમારી સાથે આવવાની !'

પાંચ વરસની પુષ્પાને બહારગામ સાથે લઇ જવી કંઇ સહેલી નહોતી. પણ બાળહઠ અને સ્ત્રી-હઠ આગળ નમતું ન મૂકનાર સંસારનો કોઇપણ પુરુષ દુનિયાભરમાં પણ મળવો મુશ્કેલ છે ! જે હશે તેને બિચારાને તરત જ સંન્યાસ લેવો પડે ! રમકડાંથી બાળકોનાં અને દાગીનાથી સ્ત્રીઓનાં મોં બંધ કરી શકાય છે. પુષ્પા ઉપર પણ આ જ સનાતન સૂત્રનો પ્રયોગ અજમાવ્યો, તેની પાસે નવા નવા રમકડાંનો મોટો સંગ્રહ હતો. ફક્ત તેમાં પિસ્તોલ નહોતી. પીંપળગામથી તે લાવવાનું કબૂલ કરતાં તે રાજી રાજી થઇને બોલી, 'બાપુ, આપણા બાગમાં કળીઓનાં ફૂલ શી રીતે થાય છે હેં ? રાત્રે ભગવાન ધીમેથી આવે છે અને આપણે જે રીતે રબરનાં ફૂગા ફુલાવીએ છીએ તેમ તે—'

'ગાંડી રે ગાંડી !' એમ કહેતા તો તેણે પોતાનું નાનકડું માથું મારા ખોળામાં છૂપાવી દીધું. જાણે કે માણસનો પગરવ થતા જ ઝટપટ ઝાડપર ચડીને પાંદડામાં છૂપાઇ જનારી ખિસકોલી ! 'ભગવાન કળીઓ શી રીતે ખીલવે છે તે તને બતાવું છું હં ! એમ કહેતાં જ એકાદ સસલાનું બચ્ચું દર-માંથી પોતાનું નાજુક ડોકું બહાર કાઢીને ટગુમગુ આંખોથી જુએ તે પ્રમાણે તે મારી સામે જોવા લાગી. મેં તેને ગલાપચી કરતાં કહ્યું. 'ભગવાન રોજ રાતે બિલ્લી પગલે આવે છે અને કળીએ કળીએ એવી તો ગલીપચી કરે છે !' મારી ગલી-પચીથી હસી હસીને તે થાકી ગઇ. એકદમ મારા ખોળામાંથી ઊઠીને તે બારી પાસે જઇને ઊભી રહી. તરત જ પાછળ ફરી તે બોલી, 'બાપુ, ભગવાનને જે જોઇએ તે કરતા આવડે ને ?'

'હા.' મેં જવાબ આપ્યો.

'તો આપણા આ બાગ જેવા ફૂલો પેલી બાજુનાં વેરાનમાં કેમ નથી થતાં ? તે જમીન ભગવાનને નહીં ગમતી હોય ?

મેં તેની પાસે જઇને બારીમાંથી બહાર જોવાનો ઢોંગ કર્યો. બંગલા સામે મારો બાગ હસતો હતો. પણ તેની બન્ને બાજુ ઉજ્જડ વેરાન પથરાયું હતું એ મૂંગી ધરતી....

હું ગૂંચવાયો. પુષ્પાને શી રીતે સમજાવવી તેનાં વિચારમાં હું પડયો.

× × ×



રવિવારે સવારની પાંચની ગાડીમાં નીકળીને આઠે પીંપળગામ પહોંચવું અને ત્યાંનો બધો કાર્યક્રમ ઉકેલીને રાત્રે સાડાઆઠની ગાડીમાં ઘેર પાછું આવવા નીકળવું એમ મેં ઠરાવ્યું હતું. સવારમાં ઘેરથી નીકળતી વખતે માલતીએ પુષ્પાની પિસ્તોલની મને યાદ દેવડાવી દીધી. પણ ગાડીમાં બેઠા પછી તે પિસ્તોલ, મોટરમાં બેસતા બેસતા 'બહુ મહેનત કરતા નહીં હં! હમણાં પહેલાનાં જેવું તમારું સ્વાસ્થ્ય રહ્યું નથી!' એવું માલતીએ ખૂબ પ્રેમપૂર્વક કહેલું એ વાક્ય, સમય પસાર થાય એ માટે સાથે લીધેલી એક અંગ્રેજી નવલકથા એ બધું હું ભૂલી ગયો. મારું મન આજ પીંપળગામમાં થનારા વિવિધ કાર્યક્રમ અને મારા ત્યાંનાં સ્વાગતનાં સ્વપ્નો જોવામાં લીન થઇ ગયું.

આજ હું ત્યાંનાં નગરશેઠને ત્યાં ઊતરીશ—કહે છે કે તે કરોડપતિ છે! અગાઉ ગાંધીજી જ્યાં ઊતર્યા હતા તે જ બંગલામાં મારા માટે સગવડ કરી છે. એ શેઠનાં તેલનાં કારખાનાનાં મેદાનમાં મારા હાથથી રાષ્ટ્રધ્વજ ફરકાવવાનો સમારંભ થવાનો છે. તે વખતે ત્યાં કામ કરનારી સ્ત્રીઓને શો ઉપદેશ આપીશ વારુ? 'જેનાં હાથમાં પારણાની દોરી તે જ દેશનાં ઉદ્ધારક!' અરે! સાથ નાં વાળ જેટલા છોકરાંનાં લંગરથી ત્રાસી ગયેલી તે સ્ત્રીઓ પર આવા ભાષણથી ઊલટું ઊંધું જ પરિણામ આવશે! હા, સારું વાક્ય તો આ થશે—તદ્દન સરળ—'આ રાષ્ટ્રધ્વજમાં જેવા ત્રણ રંગ છે તેવું સ્ત્રીનું જીવન પણ ત્રિવિધ છે. કન્યા, પત્ની અને માતા એ ત્રણે સગાઇથી તે...' પણ અજ્ઞાન સ્ત્રીઓને આ બધું સમજાશે કે? ભગવાન જાણે! બીજું ગમે તે તે વખતે બોલીને પ્રસંગ પતાવી દઇશ. મારું મુખ્ય ભાષણ તો ગાંધીજીનાં પૂતળાનાં ઉદ્‌ઘાટન વખતે થવાનું છે. તે ફક્ત પ્રભાવશાળી થવું જોઇએ. તાળીઓનો વરસાદ પડે એવું કંઇક ભવ્ય, ઉચ્ચ અને ઉદાત્ત ત્યાં બોલાવું જોઇએ. 'ગાંધીજીનો સંદેશ' એ જ મારા વ્યાખ્યાનનો વિષય રાખીશ એટલે બધું ઠીક થશે.

મારા બાળપણમાં પીંપળગામની વસ્તી પંદરેક હજારની હશે! કહે છે કે આજે તે સાઠ સિત્તેર હજાર સુધી પહોંચી છે! ગામમાં બે ત્રણ કારખાના શરૂ થયા છે, મુખ્ય રસ્તા ડામરી થયા છે, મુંબઇ-પૂના જેવી સુસજ્જ સુંદર હોટલો ત્યાં દેખાવા લાગી છે. દર બે વરસે સિનેમાનું એક નવું થિયેટર થાય છે.

અરે! આજ સાંજે વ્યાખ્યાન પૂરું થયા પછી કોઇ એક નવા થિયેટરનાં પહેલા ચિત્રનું ઉદ્‌ઘાટન કરવા પણ મારે જવાનું છે! એ સિવાય મારી શાળા તરફથી મારો સત્કાર થવાનો છે. બ્રાહ્મણ સભાએ પણ આમંત્રણ આપેલું છે, નગર વાચનાલયે ભાષણ કરવાની સગવડ નહેવા છતાં મુલાકાત આપવા આગ્રહ કર્યો છે...

માલતીએ પોતાનાં આ માનસન્માન જોવા, પોતાનો આનંદ બેવડો કરવા પોતાની સાથે હોંશથી આવવું જોઇતું હતું, પણ માણસને વ્યવહાર સમજાયો એટલે કંઇ બીજાનાં મન સમજાય જ એવું નથી. માલતી ગમેતેમ તો યે એક ગામડિયાની છોકરી! કાર્યરત પતિની કિંમત તેને ક્યાંથી—તદ્દન ભાવના શૂન્ય છે એ તો! નહીં તો જે પીંપળગામમાંથી મેં ભિક્ષા માગીને વિદ્યા મેળવી તે મોટું સુધરેલું શહેર થઇને આજ મારા પર પુષ્પવૃષ્ટિ કરવા માટે તૈયાર થયું હોવા છતાં આ સંધિ જોવાની તેને જરા યે ઇચ્છા ન થાય? કેવી વિચિત્ર આ વાત છે!

સાંજે હું નગરશેઠની સાથે તેની મોટરમાં સભાસ્થાને આવ્યો ત્યારે ત્યાંનો ભભકો અને ગર્દી જોઇને મારા મનમાં જાણે કે દિવાળી જ પ્રવેશી. મારા શરીરનાં રોમેરોમમાંથી એક એક આકાશદીપ હસતો હતો. સમુદ્રમાં તરતા તરતા ખૂબ આઘે ગયા પછી જ્યાં જુઓ ત્યાં પાણી જ પાણી દેખાય છે ને? વ્યાસ પીઠ ઉપરથી મેં ચારે બાજુ જોયું ત્યારે મને તેવો જ ભાસ થયો. જ્યાં જોઉં ત્યાં માણસો જ માણસો દેખાતા હતા. નાના મોટા, સ્ત્રી પુરુષ, ગરીબ-શ્રીમંત આ બધાનો શંભુમેળો મને ખૂબ મનોહર લાગતો હતો. સભા શાની?





મોટો મેળો જ ભરાયો હતો એ તો! જે ભગવાન માટે આ મેળો હતો તે હું હતો. બધા લોકો મને જોવા આવ્યા છે, મારું ભાષણ સાંભળવા આવ્યા છે એ કલ્પનાથી હું ફૂલી ગયો. અવકાશમાં સ્વચ્છંદે વિહરનાર પક્ષીનો મારા મનને તે વખતે પાશ લાગ્યો હશે!

સભાનાં મંત્રી સભાને મારી ઓળખાણ કરાવતા હતા. મારી શરૂઆતની ગરીબી, મારી વિદ્વતા, મારી દેશભક્તિ, મારું વક્તૃત્વ—એ બધા વર્ણન વખતે તાળીઓ પડતી હતી. ગાંધીજીની જેમ મારું નામ પણ બાપુ છે તેનો પણ તેણે ઉલ્લેખ કર્યો

મારું મન અભિમાનથી સવારથી અત્યારસુધીની બધી ઘટનાઓ યાદ કરવા લાગ્યું. 'હવે આજથી તમારું રાજ્ય થવાનું છે, બધી સત્તા ખેડૂતો અને કામદારોનાં હાથમાં જ આવવાની છે. એનાં માટે જ અમે દોડાદોડ કરીએ છીએ.' એવા શબ્દો મારા મોંમાંથી બહાર પડતાંની સાથે જ તેલનાં કારખાનામાંનાં હાડિયાઓએ કેવા ઉત્સાહથી તાળીઓ પાડી હતી! બ્રાહ્મણ સભામાં મેં માનપત્રનો સ્વીકાર કર્યો ત્યારે પણ તેવો જ આવકાર મળેલો હતો. નગરવાચનાલયમાં 'ધી મેન ઇન ન્યુ સુટ્સ' નામનું પ્રીસ્ટલીનું પુસ્તક તમારી પાસે છે?' એવું મેં પૂછ્યું ત્યારે મારી વિદ્વત્તા માટે લોકોને કેવું કૌતક થયું હતું! નિશાળનાં સમારંભમાં 'અહીં કોલસાનાં હીરા થાય છે એવો મારો અનુભવ છે' એ શબ્દો તો મેં ફક્ત ઉચ્ચારેલા જ! બે ત્રણ મિનિટ સુધી તો તાળીઓનો ગડગડાટ સાંભળતા મારે ઊભું જ રહેવું પડેલું!

શરત પહેલાં ઘોડાઓને દારૂ પીવડાવે છે ને? ભાષણ માટે ઊભા થતા અગાઉ હું પણ આ યાદથી મારો આત્મવિશ્વાસ જગાડતો હતો. પણ એકાદ ટાંકણી ઘોંચવાથી ફૂટબોલમાંની બધી હવા જેમ નાશ પામે છે તેમ સવારની એક યાદથી મારું દિલ થીજી ગયું. મને કોલેજમાં જવા માટે મદદ કરનાર શિક્ષક કેટલાય વરસોથી મૃત્યુ પામ્યા હતા. નિશાળમાં ચા પીતી વખતે તેમનાં કુટુંબમાં કોણ કોણ છે તેની મેં તપાસ કરી. એક વૃદ્ધ પત્ની સિવાય તેમનાં કુટુંબનાં બીજા કોઈ પણ માણસ હયાત નથી અને તે બિચારી સાઠી વટાવી ચૂકેલી વૃદ્ધા રસોઈ કરીને પોતાનું પેટ ભરે છે એવું મેં સાંભળ્યું ત્યારે હોઠે અડાડેલ પ્યાલામાંનો ચા મને ખૂબ કડવો લાગ્યો. એ જ યાદથી મારું મન ફરી પાછું બેચેન બની ગયું. સભા પૂરી થયા પછી તે બાઈને મળવા જવું, તેમને કંઈક પણ મદદ કરવી એવું મેં નક્કી કર્યું ત્યારે કોઈક વ્યાખ્યાનનાં જેટલો મને સંતોષ થયો.

ધીમે ધીમે મારા વ્યાખ્યાનનો રંગ ચડયો. ત્યાગ, સેવા અને માણસાઈ એ ગાંધીજીની શિખામણનાં મુખ્ય અંગો છે એવું કહીને તેમના જીવનનાં કેટલાયે હૃદયસ્પર્શી પ્રસંગો હું રસભરી રીતે બધા શ્રોતાઓને કહેતો હતો. એકાદ ગીતનો રંગ જામે તેવું મારું વ્યાખ્યાન વધતું જ ગયું. હું ભાષણ કરીને નીચે બેઠો ત્યારે શ્રોતાઓનાં મુખભાવ જોઈને મેં સંતોષનો ઉદ્ગાર કાઢ્યો.

મારા પર ઉપકાર કરનારા શિક્ષકપત્ની ક્યાં રહે છે એની કોઈની પાસેથી પણ ખાતરી કરવા હું આમતેમ જોવા લાગ્યો. એવામાં નગરશેઠ બોલ્યા, 'સાહેબ, ત્યાં થિયેટરમાં બધા આપની રાહ જોઈ રહ્યા છે.' એ ઉદ્દ્ઘાટનની ક્રિયા કરીને જ મારા શિક્ષકનાં પત્ની પાસે જઈશ એવો વિચાર કરીને હું ગાડીમાં બેઠો. બાળપણમાં જે નાટકશાળામાં પિટક્લાસમાં બેસીને બે આનામાં 'બાઈબંધી' અને 'સંત તુકારામ' એ નાટકો મેં જોયા હતા તે જ આ થિયેટર હતું' તે નગરશેઠની માલિકીનું જ હતું. વચ્ચે તેમાં તમાશા પણ થતા હતા, હવે સમય પ્રમાણે તેનું ભવ્ય ચિત્રપટગૃહમાં રૂપાંતર થયું હતું. ગાડી થિયેટર પાસે આવી ત્યારે રસ્તાની બન્ને બાજુ મેં સહજ જ જોયું. મારા બાળપણનાં વખતની જેમ હજુ પણ ત્યાં વેશ્યાની જ વસ્તી હતી. પાનથી હોઠ રંગીને, કૃત્રિમતાને લીધે વિચિત્ર દેખાતા નખરા કરીને અને શરીર વેચવા બેઠેલી એ દુર્દૈવી સ્ત્રીઓ...

થિયેટરમાં હું બોલવા ઊભો થયો ત્યારે પણ તે કમકમાટી ભર્યું દૃશ્ય મારા મનનાં અંદરનાં ભાગમાં કયાંક પણ ખૂંચતું હતું જ.

ચિત્રમાં શરૂઆતથી જ મીઠા ગીતો, મસ્ત નૃત્યો અને શૃંગારિક હાવભાવની રેલંછેલ હતી. દિવસ-ભરનું થાકેલું શરીર હોવાને લીધે હોય કે મનુષ્યની સુપ્ત કામુકતા જગાડનાગ તે ચિત્રનાં દૃશ્યો હોય, એમદમ માલતીની મૂર્તિ મારી આંખો સામે ઊભી રહી. ઘેર જવાને મારું મન તત્પર થયું.

ચિત્રનાં ખલનાયકે નાયક ઉપર ગોળી મારવા પિસ્તોલ કાઢેલી જોતાં જ મને પુષ્પાની પિસ્તોલ યાદ આવી. નગરશેઠ ચિત્રમાં એકરૂપ થઇ ગયા હતા તેમની સમાધિનો ભંગ કરાવીને મેં કહ્યું, 'નાના બાળકોની રમવાની એક પિસ્તોલ મારે લેવી છે !'

'હજુ એક સંસ્થાની મુલાકાત લેવાની છે ! પતિત સ્ત્રીઓ માટે એક આશ્રમ અમે અહીં હમણાં જ શરૂ કર્યો છે!'

પુષ્પાની પિસ્તોલ લેવામાં બજારમાં ઘણો વખત લાગ્યો. નગરશેઠ પણ એકસરખી આશ્રમ તરફ જવાની ઉતાવળ કરતા હતા; છેવટે પિસ્તોલ મળી અને અમારી ગાડી આશ્રમ તરફ વળી.

આશ્રમનાં મંત્રીનાં મોઢેથી ત્યાંની એક બે કમનસીબ સ્ત્રીઓની હકીકત સાંભળીને મારું મન ફરી બેચેન થયું. સુપ્ત જવાળામુખી પર્વત પર શાંતિથી ચરનારા ઘેટાંનાં ટોળાંની જેમ પણ સમાજમાંનાં મારા જેવા સુખી માણસનું જીવન બધાનું નથી એવો વિચાર મારા મનમાં આવી ગયો.

એટલામાં શરબત લઇને આશરે વીસ વરસની એક યુવતી અંદર આવી. શરબતનાં ત્રણ પ્યાલા અમારા ત્રણે સામે મૂકતી વખતે પળભર તેણે ઊંચું મોં કરી જોયું. તેની દૃષ્ટિમાં કંઇક પણ અતૃપ્તિ હતી, આર્તતા હતી. કાળા ઘનઘોર આકાશમાં એકાએક વીજળી ચમકી ઊઠે તેવી તેની તે દૃષ્ટિ લાગી. પ્યાલા અમારી આગળ મૂકીને તે ચાલી ગઇ.

શરબત પીતા પીતા તેની હકીકત હું સાંભળવા લાગ્યો. તે એક ભિખારીની છોકરી હતી; પણ છોકરીને નાનપણથી જ નાચવા કૂદવાની ભયંકર કુટેવ હતી !

મારા મનમાં એકદમ આવ્યું...માલતી પણ છેક આવી જ હતી. માલતી અને આ યુવતી—બળતી દિવાસળી ઉપર પગ ઘસીને આપણે તે બોલવી નાખીએ છીએ ને ? તેવી આ વિચિત્ર સ્મૃતિ દાબીને મેં છોડી દીધી.

મંત્રી કહેતા હતા—'આ છોકરીનું નામ તારા. એને નાનપણથી જ નાટક ખૂબ ગમતા. નિશાળનાં સમારંભોમાં પણ તે સંવાદ વગેરે ખૂબ હસ્સાપૂર્વક ભજવતી. થોડી મોટી થયા પછી તેને ચિત્રો જોવાનું ઘેલું લાગ્યું. તે જોવા, તેમાંનાં ગીતો ગણગણવા, તેમાંનો અભિનય કરી બતાવવો એ સિવાય બીજું કંઇ તેને ગમતું જ નહીં ! તેની આ ખૂબ ઘેલછા જોઇને તે ચૌદ વર્ષની થતાં જ તેના બાપે એક ગામડાનાં ભિક્ષુક સાથે તેનાં લગ્ન કરી નાખ્યા. તેનો પતિ કદરૂપો હતો, સાસુ કજાત હતી. આનું થવાનું હતું તે જ પરિણામ થયું. તારા એક દિવસ રાત્રે પોતાનાં પતિનું ઘર છોડીને નાસી ગઇ. મુંબઇની કોઇક ફીલ્મકંપનીમાં તેને નોકરી મળી જશે એવી તેને ખાતરી હતી. છેવટે તેને નોકરી તો મળી, પણ તેનાં માટે તેને મોટી કિંમત ચૂકવવી પડી. ઇચ્છા નહોવા છતાં પોતાનું ચારિત્ર્ય તે ગુમાવી બેઠી. આ ધંધામાં આજ નહીં તો કાલ પણ પોતે આગળ આવશે અને આજ જેની પોતે ખુશામત કરે છે તેમને ઠોકરે મારી પોતે સ્વતંત્ર અને સન્માન્ય જીવન ગાળશે એવું તેને રહી રહીને લાગતું પણ માણસનાં બધા જ સ્વપ્ના કયાં ખરા પડે છે? ફક્ત એક્સ્ટ્રામાં કામ કરવામાં જ તેનાં દિવસો ગયા. પોતાની સ્થિતિની જાણ થતાં જ તે રડી પડી. પણ તરત જ તેનું માતૃત્વ જાગૃત થયું. સમાજની નિંદાની પરવા ન કરતાં પોતાનું બાળક મોટું કરવાનું તેણે નકકી કર્યું. પણ તે જેનાં સકંજામાં સપડાઇ હતી તે પાપીને આ પસંદ ન પડયું. તે બાળક કોઇક શ્રીમં-





તને ત્યાં મૂકવું છે એમ સમજાવી તે લઇ ગયો. ફરી તેનાં દર્શન પણ તેને ન થયા. એ રાક્ષસે બાળકને મારી તો નહીં નાખ્યું હોય એવી ખરાબ શંકાથી તારા અસ્વસ્થ થતી ગઇ. છેવટે તેમનામાંનાં એકે 'તારું બાળક આશ્રમમાં છે' એવું તેને કહ્યું. હવે તેને બાળકની જ ધૂન લાગી. કોઇપણ આશ્રમમાં તે પોતાને દેખાશે, પોતે તેને તરત જ ઓળખશે એવી ગાંડી કલ્પનાથી તે ગામેગામ ભટકવા લાગી. આઠ દશ દિવસ પહેલાં તે અહીં આવી. તેનાં બાળકની શોધ કરવાનું 'મેં વચન દીધું તેથી તે અહીં રહી છે. પણ—'

પુષ્પા માટે વેચાતી લીધેલી ખીસામાંની પિસ્તોલ સાથે મારા હાથની એક સરખી રમત ચાલતી હતી. હવે તે મેં જરા ગજવા બહાર કાઢી. તે જોઇને મંત્રી બોલ્યા, 'તમારા ઘેર નાનું બાળક હોય એમ લાગે છે !'

મેં હકારમાં ડોકું હલાવ્યું અને કહ્યું. 'પાંચ વરસની મારે છોકરી છે.'

તે અચકાતા અચકાતા બોલ્યા, 'આ કમનસીબ છોકરીને તમે આશ્રય આપશો તો...નાના બાળકના સહવાસમાં તેનું મન ઠેકાણે આવશે, તેનાં હૃદયનો જખમ—'

મેં સામેની ઘડિયાળ તરફ જોયું અને જલદી જલદી ઊભો થતો બોલ્યો, 'ગાડીનો સમય થવા આવ્યો, આ તારાબાઇની બાબતમાં જલદી કંઇક પણ...'

પણ આ શબ્દ ઉચ્ચારતી વખતે હું તદ્દન ખોટું બોલું છું એની મને ખબર હતી. એમ જોવા જાઉં તો એક માણસને પોષવાનું મને જરાયે મુશ્કેલ નહોતું; પણ તારા જેવી યુવતીને સહી લેવા જેટલી સહૃદયતા માલતીમાં ક્યાં હતી? પત્નીને શંકા આવે એવી એક પણ વાત આખા જીવનમાં મારા હાથે થવા પામી નહોતી.

ગાડી દોડતી હતી. બીજા વર્ગની ગાદી પર હું પડયો હતો. ઠંડી પવનની લહેરો શરીરને આનંદ આપતી હતી. પણ કેમે કરી મને ઊંઘ ન આવી. તારાની કરુણ મુદ્રા એક સરખી મારી આગળ ઊભી રહેતી હતી. તે પોતાની આર્ત, અતૃપ્ત નજરે મને જોઇ રહી છે એવું રહી રહીને પણ મને લાગતું હતું. ગાડીમાંનાં ત્રણ સાડાત્રણ કલાક આરોપીનાં પિંજરામાં ઊભેલા જેવા ખૂબ અસ્વસ્થપણે મેં કાઢયા.

× × ×

ઘેર ગયા પછી માલતીના મીઠા સહવાસમાં તારાને હું ભૂલી જઇશ એવી મારી કલ્પના હતી. પણ સૂતેલી પુષ્પાના ઓસીકે પિસ્તોલ મૂકવા માટે હું ગયો ત્યાં તેનાં ગાલ પર રેલાયેલા આંસુ મને દેખાયા. તેની આંખો પણ રડી રડીને સૂઝી ગઇ હતી. બા ની સાથે 'કુળવધુ' જોવા જવાની તેણે હઠ પકડી હતી. પણ માલતી તેને ઘેર જ મૂકી ગઇ. બા નાટકમાંથી પાછી આવે ત્યાં સુધી છોકરી રડતી રહી અને માર ખાઇને સૂઇ ગઇ.

હું તારાને ભૂલતો જતો હતો, પણ હવે મને તેની જીવનકથા વધુ તીવ્રતાથી યાદ આવી. સમાજની દૃષ્ટિએ કલંકિત થયેલ તેનાં માતૃત્વમાંની એ ઉત્કટતા—

મારા મનમાં થયું—ભાવનાની બહેરાશ એ મનનો મહારોગ છે, એ જ્યાં સુધી જગતને નહીં સમજાય ત્યાં સુધી તે સુખી નહીં જ થાય.

પથારી પર જઇને પડયો ત્યાં સુધી માલતી સાથે હું એક શબ્દ પણ બોલ્યો નહીં. મારા ગુસ્સાનો પારો ઊતરે તેથી તે મારી પાસે આવી ને બેઠી. પોતાનાં બધા નાજુક હથિયારોનો તેણે હમેશ માફક કુશળતાથી ઉપયોગ કર્યો. પણ આજ મારા પર તેનું કશું પરિણામ ન આવ્યું. આંધળાને એકાએક દૃષ્ટિ મળે અને અગાઉ કલ્પનામાં જોયેલ આખી દુનિયા કેવી કદરૂપી છે એની જાણ થતાં જ તે સંતાપી જાય છે તેવી જ કંઈક મારા મનની સ્થિતિ થઇ હતી.

ઘણા વખત પછી મને ઊંઘ આવી. પણ ઊંઘમાં યે એક સરખા ચિત્રવિચિત્ર સ્વપ્નો આવવા



શરૂ થયા. સ્વપ્નોને લીધે ચારપાંચ વખત તો હું ચમકીને જાગી ગયો. એક સ્વપ્નમાં—મેં જેનું ઉદ્ઘાટન કર્યું તે ગાંધીજીનું પૂતળું મોટેથી હસવા લાગ્યું. હસતાં હસતાં જ તેનું રૂપ બદલાયું. મારા પર ઉપકાર કરનાર શિક્ષક જેવા તે દેખાવા લાગ્યા. પાછળથી આવેલી એક ડોશી તેમનાં ગળામાં હાર પહેરાવવા આગળ આવી, પણ તેનાં થરથર કંપતા હાથમાં તો કંઇ દેખાતું જ નહોતું. તે પેલા પૂતળા સામે હાથ જોડી ઊભી રહી અને બોલી, 'ભગવાન, હું ફૂલ ક્યાંથી લાવું? કોઇ મારું પેટ ચીરે તો અંદરનાં આ તરવરાટ કરતા આંતરડા હું ખુશીથી તમારા ગળામાં પહેરાવું.' બીજા સ્વપ્નમાં—તારા જેવા ચહેરાવાળા એક રખડેલ છોકરાએ પુષ્પાનાં હાથમાંથી પિસ્તોલ ખૂંચવી લઇને તેના પર ગોળીઓ છોડવી શરૂ કરી. ત્રીજામાં પેલા થિયેટર પાસેની વેશ્યાએ અમારી મોટર અટકાવી રાખી અને નગરશેઠનો ને મારો હાથ પકડીને 'તમે...તમે... ...અમારું સત્યાનાશ વાળ્યું' કહેતી મોટા અવાજે રડવા લાગી. ચોથામાં એક મોટું કારખાનું મને દેખાયું. બંગાળનાં દુકાળમાં ભૂખથી મરેલા માણુસોનાં શબો ભડોભડ તે કારખાનામાં લાવવામાં આવતા હતા અને ત્યાં તેમનાં હાડકાનું તેલ કાઢવામાં આવતું હતું! પાંચમામાં—

આ બધા કરતાં મને પરોઢિયે આવેલ સ્વપ્ન ખૂબ વિચિત્ર હતું. માલતી રીસાઇ હતી, તેને મનાવવા માટે એક સુંદર અત્તરની બાટલી મેં તેના નાક પાસે ધરી અને તેને કહ્યું. 'આ જોયું કે હું તારા માટે શું લાવ્યો છું?' તે ખડખડાટ હસી, એવામાં કોઇ એક સંશોધક ત્યાં આવ્યો. પેલા અત્તરનું પૃથક્કરણ કરવાની તેણે શરૂઆત કરી, અત્તરનાં ટીપેટીપામાંથી લોહીની ધાર થવા લાગી. તેનાં તરફ શાંતિથી આંગળી બતાવી તે શાસ્ત્રજ્ઞ કહેતો હતો, 'આ ત્યાગી માણસનું લોહી, આ સજ્જનનું, આ ગરીબનું, આ અભાગીનું, આ નિરપરાધીનું લોહી—'

આ સ્વપ્નથી મારી ઊંઘ ક્યાંની ક્યાં ઊડી ગઇ. હું બેબાકળો બની ઊઠયો અને બંગલાની બહાર આવીને બાગનાં ખૂણામાંનાં ઓટલા ઉપર જઇને બેઠો.

મોંસૂઝણું થવા આવ્યું હતું. એ મોહક સંધિપ્રકાશમાં બાગનું સૌંદર્ય ખૂબ ચોખ્ખું દેખાવા લાગ્યું. મારા બાગની તુલના મેં ઘણી યે વાર મારા પોતાનાં જીવન સાથે કરી હતી. પણ હવે મને થવા લાગ્યું, આપણું જીવન આ બાગ જેવું નથી, એ તો પેલી તરફના વેરાન જેવું છે. માનવધરતીમાં પણ સુગંધી ફૂલો કંઇ આપોઆપ ખીલતા નથી; તે માટે ખૂબખૂબ મહેનત કરવી પડે છે.

બાગની ઠંડકને લીધે મારી આંખ કોને ખબર ક્યાં સુધી મળી ગઇ! મેં જ્યારે આંખો ઉઘાડી ત્યારે માલતી હાથમાં એક મોટું ગુલાબનું ફૂલ લઇને તે વડે મારા ગાલ પર ગલીપચી કરે છે એવું મને દેખાવા લાગ્યું. મેં તેના તરફ જોયું ત્યાં તેણે રીસભરી મુદ્રા ધારણ કરી. તેનાં હાથમાંનું ફૂલ લઇને હું તેનાં વાળમાં ખોસું એ તેની ઇચ્છા મેં જાણી. પણ હંમેશ મુજબ આજ મને આ શણગારમાં રસ નહોતો. મેં તેનાં હાથમાંથી તે ફૂલ લીધું અને દૂર ફેંકી દીધું. બાગની પેલી બાજુનાં વેરાનમાં જઇને તે પડ્યું!

એટલામાં પુષ્પા હાથમાં પિસ્તોલ લઇને દોડતી આવી. તેનાં મોઢા પર આનંદ માતો નહોતો. 'બાપુ, કેવી સરસ આ પિસ્તોલ છે! હું આ પિસ્તોલથી કોને મારવાની છું કહું?'

'કોને?'

'આપણા બાગમાં ફૂલ ચોરવા આવે તેને!'

મેં હસીને તેને કહ્યું, 'અંહ, તેમને નહીં મારવાના!'

'કેમ?'

કાલ સાંજથી મારાં અસ્વસ્થ થયેલાં મનનો આજે બધો ભાર હળવો કરી નાખવા હું બોલી ગયો, 'ફૂલો ચોરનારા ખરા ચોર નથી હોતા.





સાચા ચોર અમે છીએ. પુષ્પા, તારે અમારા જેવા માણસો પર પિસ્તોલ ચલાવવી જોઇએ. જે ગરીબાઇને લીધે આંધળા બને છે. જે ક્ષુદ્ર સુખની લાલસાથી નિષ્ક્રિય બને છે, જે પ્રવાહ સાથે વહી જઇને પણ તરવાનો ઢોંગ કરે છે, જે આંખ હોવા છતાં જોતાં નથી, કાન હોવા છતાં સાંભળતાં નથી, આત્મા હોવા છતાં તેનો વિકાસ કરતાં નથી, એ બધાં ઉપર તારી પેઢીએ પિસ્તોલ ચલાવવી જોઇએ !'

પુષ્પા મારા તરફ તાકી રહી. પોતાના બાપાને ગાંડપણ તો નથી લાગ્યું ને એવી શંકા તેનાં મનમાં ઘણું કરી આવી હશે. હું તેના તરફ પીઠ કરીને સામે જોવા લાગ્યો. રૂક્ષ, નિસ્તેજ, વેરાન મારી સામે ફેલાયેલું હતું. મેં આંખો બંધ કરી દીધી. પુષ્પાએ પિસ્તોલ ફોડી. ખડક ફોડનારા સુરંગનો ધડ-ધડ અવાજ મને સંભળાતો લાગ્યો.

## મૃત્યુ

( પૃથ્વી )

સુણી 'મરણ' શબ્દને વ્યથિત આર્દ્ર ઉદ્વેગથી,
અકર્મમયતા થકી, જીવન આમ શાને તમે
રડી; પ્રિયતમે ખરે નયન આંસુ સારો વૃથા?
અને પ્રખર દુઃખથી ઉર અસહ્ય ભારે વહો?

અહીં મનુજ બાળકો જનમ મૃત્યુના ફેરથી
રહે સતત હિલતા જીવન પંથ ઝોલા પરે.
લઇ જનમ આ જગે પરમ પૂંજ ચૈતન્યમાં
થવું લય પછી તહીં, અફર મંત્ર એવો દીસે.

જગે જનમ મૃત્યુને સૃજન નાશ લીલા મહીં
પ્રકાશિત બને વધુ, જીવન દિવ્ય શકિત ગ્રહી.
મહાન જન મૃત્યુથી, અડગ પૌરુષે નિર્ભય-
થઇ પથ ધપે ખરો, જીવન આત્મ કલ્યાણનો.

અજય્ય અનિવાર્ય છે મરણ જિંદગીમાં; વળી
અનુપ યશ આપતું, અધિક મૂલ્ય એના વડે;
થવું મરણને સખે, શરણ પ્રેમ આનંદથી
ખરે મરણ એક સત્યં શિવં સુંદરમ્ સૃષ્ટિમાં-

કપીલરામ ન. અધ્વર્યુ

# સાચાં શમણાં

પન્નાલાલ પટેલ

[૧]

પાદરણે ઝૂલતી વસંતની એક સવાર હતી. ઊગતા સૂર્યનાં બાલકિરણો પોતાનો મૂળગત સ્વભાવ ભૂલી ગુલાબી ઠંડી ભરી પવન લહરિયો સાથે જાણે રમતે વળી ગયાં હતાં. મકાનોના મોભ ઉપર રસાણે બેઠેલાં પારેવડાં પણ—ટાઢ ન ઊડવાથી જ હશે બીજો નુસ્કો અજમાવવા લાગ્યાં—અંદર અંદર મસ્તી તોફાન આદરી જાણે ગરમાવો પેદા કરવા લાગ્યાં.

આંગણામાં બંધાતાં ઢોરને પણ બહાર રસાણ હોવા છતાંય કોઢ કરતાં વધારે ટાઢ લાગતી હોય એમ દેખાઈ આવતું હતું. છોકરાં હજુ ગોદડિયોમાં જ ગાંસડી બંધાઈ રહ્યાં હતાં. જ્યારે વૃદ્ધ માણસો તાપણી ઉપર છાતીનું લગભગ છજું કરી રહ્યાં હતાં.

બરાબર આજ વખતે પચ્ચીસેક વર્ષનો એક જુવાન ગળે વીંટેલી પછેડીમાં હાથ સંતાડી ઘેર ઘેર ફરી રહ્યો હતો, કહી રહ્યો હતો; 'ફલાણા કાકા અફીણ આપણે ત્યાં લેવાનું છે હેંડજો ઝટ. ઢીકણા ભાઈ! ચાની તપેલી ન ચઢાવતા, મારે ઘેર મૂકાય છે.'

કોઈએ વિવેક ખાતર—અજાણ્યા થઈને સવાલ પૂછયોઃ 'કેમ કંઈ છે કે શું મથુર?' તો કોઈએ ભળતી જ વાત કરી 'અમે તો જાણતા જ'તા કે મથુરને ઘેર આજ નામું થાય છે એટલે ચા-પાણી ત્યાં જ ઊડવાનાં.'

પણ જાણવા છતાં ય કોઈએ એમ તો ન જ કહ્યું કે હા ભાઈ, આજ તું છસો સાતસો રૂપિયાની સોનાની રકમ ખરીદે છે; ગામમાં અવ્વલ નંબરનો હસાગી બને છે?

પણ એકલું ગામ જ શા માટે આસપાસનાં પેલાં કૂકડા ઉડણ ગામ પણ એ દિવસથી જાણતાં હતાં કે મથુર છ-સાત તોલાનો ટૂંપિયો વહોરે છે.

અને કેમ ન જાણે? ખુદ મથુરે જ આ સંબંધીઓની સલાહ લઈ-લગભગ ઢોલ પીટયો હતો.

પૂછવું તો પડે જ ને? આવી ભારે રકમ ખરીદતા પહેલાં સસરાને પૂછવું જોઈએ ને! બનેવીની સલાહ પણ લેવી પડે. આ સિવાય માસી, કોઈ વગેરેને ન પૂછે તો પણ દુઃખ! કે'શેઃ 'હાસ્તો! અમે હવે છેટે પડયાં—અમને તે કોણ પૂછતું હશે ભા!'

અલબત્ત, મથુરે વાત તો કાનમાં જ કરી હતી, અને એ લોકોએ પણ ઘરમાં તથા ગામમાં જેને વાત કરી એને કાનમાં જ કરી. આજ રીતે ગામમાં પણ કાનમાં જ વાત થઈ હતી. ને તેથી જ તો મથુર આગળ પણ કોઈએ પેલી છાની વાત છતી ન કરીને?

મથુરના ઘરની ત્રીસ હાથ લાંબી ચોપાડનાં એક ભાગમાં શેઠનો મુકામ હતો. બીજો ભાગ ગામ લોકોએ રોકવા માંડયો.

મથુરે, વચ્ચે આવેલા તાપણા આગળ ગડાકુ તમાકુનો લાડવો અને પાણી નાખીને તૈયાર કરેલો રૂપેરી હોકો મૂકી જ રાખ્યાં હતાં. અલબત્ત આવનારાઓમાંના ઘણા ખરા હોકો ગડગડાવતા જ આવતા હતા ને તેથી જ તો મથુરના રૂપેરી હોકાની ઠીક ઠીક વાર સુધી કોઈએ સંભાળ ન કરીને? અલબત્ત તમાકુના લાડવાની તો દરેક હોકાવાળાએ આવતામાં જ ખબર લેવા માંડી હતી, કોઈ કોઈએ તો ચલમ સાથે ખીસું પણ તમાકુથી રતો ભરવા માંડયું હતું.

પણ ઝાઝા ભાગના માણસો તો કલાક વાર પછી જ આવ્યા. કારણ તો એ લોકમાંના બે-ત્રણ જણે આપ્યું એ જ સૌને ય હતું. 'આવતો'તો તો મથુરની પાછળ જ પણ મોકું લાવ એ બેડાં પાણી ભરી આવતો જઉં.' તો કોઈએ છાશવારો હોઈ માખણ ઉતારવામાં તથા ગોળી અવેરવામાં ગુંથાઈ રહ્યાની વાત કરી.

ગમે તેમ પણ પાછળથી આવેલા આ માણસોમાંના બેચાર બોલકા જુવાનોએ ચોપાડમાં જરાક ગરમાવો આણ્યોઃ કોઈએ કોઈ ભલા માણસ પાસેથી હોકો ઝૂટાવી લીધો તો કોઈએ કોઈની જગ્યા પચાવી પાડી. સુખાએ તો વળી ખુદ મથુરને જ વાતમાં વણ્યો. 'કેમ મથુર! આ ગામ ભેગું કરીને કંઈ નવા-જૂની કરે છે કે શું?'





'આ અફીણ કરશે એ; બીજી શી નવાજૂની વળી ?' બીજા એક જુવાને વાતને વધુ ચમકાવવા ટાપસી સાથે સવાલ કર્યો.

'હા ભાઇ હા, પણ આ પાણી કરવાનું ય કાંઇ કારણ તો હશે ને !'–

'રાજી ખુશીનાં વળી.' મથુરે શરમાળ હાસ્ય કરતાં કહ્યું.

પેલો બીજો જુવાન મથુરની મદદે આવ્યો જાણે: 'કેમ તારા મનથી કે વિવા–વાજન જેવું હોય તો જ ચાપાણી કરે ?'

વિવાનું નામ સાંભળતાં જ પેલા લખાકાકાના કાન જાણે ખડા થઇ ગયા, બોલી ઊઠયા: 'વિવા વાજન કરે તો ય શોભતું છે; કેમ મથુર બોલતો નથી ? આ બે છોકરાં એ તો રેખાની વાત છે, બાકી એની ઉમ્મર તો આખી પચ્ચીસની.'

ને પછી તો, પચ્ચીસ વર્ષના મથુરને કોઈ આઘેડે પોતાના વીસ વર્ષના દિકરા સાથે સરખાવ્યો, તો કોઇએ બે બૈરાં બાંધે' એવી આર્થિક સ્થિતિ આગળ ધરી. જ્યારે લખાકાકા તો આદુને બદલે જાણે અફીણ ખાઇને મથુર પાછળ પડયા હતા. ચેંત અધ્ધર થતાં બોલી ઊઠયા: 'તમે બધા ત્યારે ભૂલતાં હશો. મથુરના કુળમાં તો ઠેઠથી બે બૈરાં થતાં આવ્યાં છે. જુવો એના બાપને બે બૈરાં હતાં ખરું ! ને એના દાદાને ય બે બૈરાં હતાં, ન માનો તો પૂછો આપણા આ ઘેડમળને...'

એંશી વર્ષના એ બુઢ્ઢાએ હકારમાં માથું હલાવ્યું, એટલું જ નહિ, ઉપરથી ઉમેર્યું: ' ને એના દાદાને વળી ત્રણ થયાં'તાં. '

આ સાથે જ પેલી જુવાન ટોળકી રાચી–નાચી ઊઠી. ફળી ગાજી ઊઠે એટલા મોટા અવાજ સાથે બોલી પડયા : 'બસ ને મથુર ? હવે તો કબૂલ કર્યું ને ?...થવા દે ત્યારે...તું કે'તો હોય તો અત્યારે—આ બેઠી મંડળીએ જ લૂગડાં પેરાવી દઇએ. બોલ ? વિચાર હોય તો ઘરમાં રતનભાભીને ય પૂછી લાવું ?'

આ બધા તો મશ્કરી કરતા હતા, બાકી મથુરને તો સાચેસાચ ડર લાગવા માંડયો. 'આમ કરતાં કરતાં આ બધા ઠોકી બેસાડે કે શું ? ભલું પૂછવું !'

ઓછું હોય તેમ ખુદ એના અંતરની જ વાત પેલા બુઢ્ઢાએ કરવા માંડી : ' આપણ બધા આ મશ્કરી કરીએ છીએ એમ મશ્કરી મશ્કરીમાં જ એના બાપને બીજું બૈરું ઠોકી બેસાડેલું.'

અને આ સાંભળીને તો પેલી જુવાન ટોળી ઔર ખીલી. જ્યારે મથુર સાચેસાચ ગભરાયો. જોર કરીને એ ટોળી વચ્ચેથી નાસી છૂટયો. સીધો જ ઘરમાં.

પણ આ–શું ? જુવે છે તો સદાય હસતી મલકાતી પત્નીનું મોઢું સાવ પડી ગયું છે. એટલું જ નહિ કોઇ ગહન વિચારમાં હોય તેમ છેટેના ખાંડણિયા તરફ તાકી રહી છે. દોઢેક વર્ષનો છોકરો લીંપણનાં પોડાં ખાઇ રહ્યો છે એનું ય એને ભાન નથી... મથુર સામે જઇ ઊભો પણ એ તરફે ય એણે ન જોયું.

'કેમ કાંઇ મૂઢ પડી ગયું છે ?' મથુરને પૂછવું જ પડયું.

'કાંઇ નઇ. અમસ્થી જ.' કહી રતન જાણે ભાનમાં આવી. બાળકના મોંમાંથી માટી કાઢવા લાગી.

'ના...! કાંક ને કાંક તને થયું છે નક્કી.' પત્નીને ચૂપ જોઇ એણે ઉમેર્યું: ' કે પછી બા'ર પેલા ઠઠ્ઠો કરતા'તા એટલે?'

'ઠઠ્ઠો કરીને ય મારે શું !' ભારે શ્વાસ લઇ હસવાના પ્રયત્ન સાથે ઉમેર્યું: ને સાચમુચ બૈરું કરશો તો ય મારું શું... જવાનું છે.' પણ છેલ્લા બે શબ્દોમાં ભળેલી રુદનની છાંટ સાક્ષી પૂરતી હતી કે એનું ઘણું બધું જાય એમ છે. ઓછું હોય તેમ આંખમાંથી બે આંસુ પણ પાકા બોરની જેમ ખરી પડયાં.

મથુર વધુ ગભરાયો. પાસે બેસવા જતાં કહ્યું, 'તું ના કે'તી હોય તો આપણે આ ટૂંપિયો ય–' પણ વાકય પૂરું કરે કે પૂરો બેસે તે પહેલાં તો મહેમાન તરીકે આવેલી મથુરને દૂરની સગાઇએ



થતી સાળી પાણીના બેડા સાથે ઘરમાં દાખલ થઇ. ને મથુર શરમાઇને બહાર ચાલ્યો-ગયો.

× × ×

કોણ જાણે કેમ એ તો–પણ જ્યારથી પેલા કોદરા વેચવાની વાત શરૂ થઇ ત્યારથી જ પત્નીની તો નામરજી હતી. મથુરને એણે કહ્યું પણ ખરું: 'રૂપિયા તો આ હાથેથી આ હાથે હેંડયા જશે ને આ ધાન તો-કોક કાળેદકાળે કામ આવશે.'

'એ ખરું પણ આ આવો છ રૂપિયે મણનો ભાવ ફરી પાછો નહિ આવે હોં!' મથુરે કહેલું.

ખરું પૂછો તો ઘરમાં પત્નીનું જ ચલણ હતું. મથુર કરતાં એ ઉમ્મરમાં જ નહિ બુદ્ધિમાં પણ મોટી હતી. સાસુએ પણ પોતાના જીવતર દરમિયાન આ વાત સમજી લીધી હતી. મરતી ઘડીયે ભાળવણ કરી તે પણ વહુને જ 'જો જે હોં! મારો મથુરો તો સાવ ભોળો છે ને આ ઘરનો ભાર તારે જ એકલીએ ઉપાડવાને છે વગેરે.' મથુરને પણ એ બધી વહેવારોની ને લેવડદેવડની–ડખલ ટળી. એમ જ હતું.

પણ સાચું પૂછો તો રતનમાં બુદ્ધિ જ નહિ સમજણ પણ સારી હતી, સાત્ત વર્ષના સહજીવનમાં એણે કોઇ દિવસ મથુરને 'તું' એટલું નથી કહ્યું. બલકે પતિ તરીકેનું પૂરેપૂરું માન સાચવ્યું છે. મથુરની હઠો અને અવળચંડાઇઓને એણે મીઠા ઠપકા સાથે સહી લીધી હશે. લેવડદેવડ અને વહેવારવટમાં પણ એ, મથુરની મરજીને માન આપતી હોય એમ જ દેખાડતી.

મથુરને પણ કોઇ દિવસ એમ નથી લાગ્યું કે પોતાના ઘરમાં પત્નીનું જ રાજ ચાલે છે. અલબત્ત શરૂ શરૂમાં લોકોએ એનું આ તરફ ધ્યાન દોરેલું. કોઇ કોઇએ તો મહેણાં પણ મારેલા. અને મથુરને પણ પત્ની ઉપર દાઝ ચઢેલી...પરંતુ જ્યાં પત્નીની ચોખવટ સાંભળતો કે તરત જ જાણે પેલી ખસી ગએલી સાન ઠેકાણે આવતી. ટાઢા પડતાં એ પોતે જ કહેતો: 'મારાં હાળાં લોક આપણને વઢાવી મારવા આમ કે છે હોં!'

ને પત્નીના આ સરળ સ્વભાવના પતિ ઉપર એવડું બધું વહાલ છૂટતું કે કોઈ કોઇ વાર તો એ પોતાની હાવકાઇ પણ ભૂલી બેસતી...

અને આમ અત્યાર સુધી તો આ બે જીવમાંથી એકકેયને જીવનમાં કોઇ પણ પ્રકારની ઊણપ નહોતી લાગી. ને શા માટે લાગે? પોતાની હૈસિયત પ્રમાણે ઘરમાં ઢોર–ઢાંખર હતાં, ખેતરવાડી પણ પોતાના પૂરતી હતી ને સંતાનમાં પણ એક દીકરો ને એક દીકરી હતાં. આ બધા ય ઉપરાંત કહ્યાગરો પતિ હતો ને વહાલસોઇ પત્ની હતી. માણસને આથી વધારે શું જોઇએ!

મથુરે ભાવની લાલચ દેખાડી. સાથે સાથે, 'કોદરા જેવું ધાન! ન સળે ન ડળે ને કાળે દુકાળે તો ઘઉંની જ ગરજ સારે!' આમ બીજી દિશાનો વિચાર પણ જણાવ્યો.

પરંતુ પત્નીની વહેવારુ બુદ્ધિને પણ, 'આવો ભાવ ફરી ફરી નઇ આવે!' એ વાત સાચી લાગી. આ સિવાય પોતાની પાસે એકકે ય ભારે દાગીનો નથી એ પણ થોડીક ઊણપ જેવું લાગ્યા કરતું હતું. ને એમ બેઉ જણે અડધી રાતની માથાકૂટ પછી નક્કી કર્યું કે સો એ સો મણ કોદરા વેચી દેવા ને આવે એ પૈસા બારોબાર દાગીનામાં ખરચવા...

છતાં ય જ્યારે ત્રાજવાં પાંચશેરી સાથે વાણિયો આવ્યો ત્યારે તો પત્ની લગભગ ફરી જ બેઠી. જીબાન ફેર તો કેમ થવાય એટલે આમ જ કહ્યું: 'કોદરા ખરા, પણ પેણા છે હો શેઠ. પછી તમે કે'શો કે કહ્યું નઇ.'

આ સાંભળી મથુરને પત્ની ઉપર સહેજ રીસ ચઢી. એટલું જ નહિ એ મૂર્ખ પણ લાગી. મન સાથે પેલી કહેવત પણ બબડી ગયો: 'કે'નાર કાંઇ ભૂલ્યો નથી, બૈરાંની મત પાનિયે જ!' કોદરા તોલાઇ ગયા પછી એણે કહ્યું પણ ખરું: 'તારામાં અક્કલ તો નથી હોં. એ તો ઠીક છે કે વાણિયો ગરજવાન હતો નકર તો પેણા જાણીને પડતાં જ મેલે ને!'





'મેલ્યા હોત તે ય કોઠીમાંથી કંઇ નાસી જવાના ઓછા હતા?' પત્નીએ ઉદાસભાવે કહ્યું. ભારે શ્વાસ લઇ કંઇક રંજ ભરી નજરે એણે પતિ સામે જોયું, ઉમેર્યું: 'મને તો ઘણું ય હતું કે એ કાંક કરતાંય પડતા મેલે છે. એટલે જ તો પેલાં ઢેફાં ય-'

મથુર એટલું તો સમજી ગયો કે કોદરા ન આપવામાં પત્ની પાસે કંઇક ભેદ તો જરૂર છે, બદન પરથી રાખ ખંખેરતાં વચ્ચે જ પૂછ્યું: 'પણ એમ કરીને, ન આપવાનું કાંઇ કારણ?'

પત્ની જાણે સ્વગત બોલતી હોય તેમ ગુંચવાતી ગુંચવાતી બોલવા લાગી: 'કારણ તો...રામ જાણે! મને ય કાંઇ ગમ નથી પડતી. પણ ઊંડે ઊંડે એમ થાય છે કે જાણે ન આલ્યા હોત તો સારું.'

'એ તો ઘરમાંથી કોઠી ઠાલી થાય એટલે લાગે. એમ તો મને ય કોદરા કાઢતાં કાઢતાં થતું'તું કે આટલા તો રે'વા દઉં, દશ મણ તો ભલે પડયા પણ '—અને હસીને ઉમેર્યું. 'લાલચ ગળું કપાવે એનાવાળી વાત છે!'

પતિનું ડહાપણ જોઇને હોય કે પછી એ ભભૂતભર્યાં અંગની વિચિત્ર કાન્તિ જોઇને હોય, પત્ની એની તરફ મીઠી નજરે ક્ષણેક તાકી રહી. ઊભા થતાં બોલી: 'જાણ્યું એ તો! બહુ રૂપાળા દેખાઓ છો તે નાહી લો, હેંડો પાણી કાઢી આપું.'...

અલબત્ત આ પછી તો સો મણ કોદરાની સો સો રૂપિયાની છ ઢગલિયો કલ્પીને પત્ની પણ મનમાં મનમાં ફુલ્યા કરતી હતી. જ્યારે મથુર તો જાણે પેલી સો સોની છ ઢગલિયોને સાથે ઉપાડીને ન ફરતો હોય એમ ભારેખમ બની બેઠો હતો.

તેમાં ય આજે છ-સાત તોલાનો ટૂંપિયો ખરીદતાં તો એ ભાર ઔર વધી ગયો હતો. અને કેમ ન વધે? આવો ભારે દાગીનો ધરાવનાર, આ સો ઘરની વસ્તીમાં એ પહેલો જ હતો! અધૂરામાં પૂરું ગામ લોકોએ એને 'વરરાજા'ને છાપરે ચઢાવ્યો... કેટલીક ક્ષણો સુધી તો મથુરને એમ જ લાગેલું પોતે સાચેસાચ બીજું ઘેરું કરી રહ્યો છે ને તેમાં જ ગામ આખું ભેગું થયું છે....

પણ પત્નીના પડી ગએલા મોંએ અને પેલાં આંસુએ મથુરની સાનને ઠેકાણે આણી. વરગજાનો કેફ અને દાગીનાનો મદ બધું ય સાપની કાંચળીની જેમ ઊતરી ગયું. કોણ જાણે કેમ પણ એને ય ખાસ કરીને પત્ની પાસે હોય ત્યારે—પત્નીના અંતરનો પેલો ચેપ લાગી જતો:

'ઘરમાંથી કોદરા કાઢ્યા એ સારું તો નથી જ કર્યું.' અત્યારે પણ એમ જ થવા લાગ્યું: 'શેઠને કહી દઉં કે ટૂંપિયો નથી લેવો. રૂપિયા ય ઘરમાં તો નથી જ ઘાલવા, ભલે પડયા એમને ત્યાં જ હમણાં'

અને એ, ઘરમાંથી નીકળ્યો એવો ડાબી બાજુ શેઠના મુકામ તરફ વળ્યો પણ ખરો. પણ હાયરે નસીબ! પેલો મુખો તો આજ જાણે એની પાછળ જ પડયો હતો: 'મથુર એક વાર આ કોસંબો લઇ લે પછી—' છેવટે એને ખેંચીને પણ લઇ ગયો.

અને વળી પાછી બે બૈરાંની ને પુનર્લગ્નની વાત ઊપડી. તેવાં ય પુનર્લગ્નના અનુસંધાનમાં તો પેલા અવળચંડા મુખાએ મહેમાન તરીકે આવેલી સાળીને જોડી પણ દીધી: 'મણિને બિચારીને પિયરમાં ય કોઇ નથી ને સાસરીમાં ય છાશ વારે મારપીટ થાય છે! રાખી લે જુગતે જોડી છે હો. રતનભાભી તો હવે ઘૈડાં થયાં માટે'—

અને વળી પાછો મથુર, આગ વચ્ચે ફસાયલો વાછડો દામણું તોડીને ભાગે એમ અફીણ પીધા વગર જ ભાગી છૂટયો. આ વખત એ ન ઘરમાં ગયો કે ન વળ્યો શેઠ તરફે ય. સીધો ચાલતો થયો ખેતર તરફ જતાં જતાં કહેતો ગયો: 'હું ખેતરમાં આંટો મારી આવું ને આ ખાંડ જે જોઇએ એ ઘરમાંથી માગી લેજો 'લે.'

ખેતરની આ લાંબી વાટે મથુરને એના એ જ વિચાર આવતા હતા: 'આ બધા શું જોઇને મારી વાત તો ઠીક પણ પેલી બાપડી પરોણીની આબરૂ બગાડે છે!... દશ દિવસથી આવી છે પણ ઊલટી એણે કોઇ દિવસ મારી મશ્કરી કરી હશે પણ

આપણે તો—અરે રામ રામ ! આપણાથી એવું થાય ! એનું નામ જ નહિ ને ?' અને મથુરે અત્યારથી જ એનું નામ લેવાનું—એને વિષે વિચારવાનું જાણે બંધ કર્યું ! 'આવી કાંઈ વાત જ ન થવા દેવી, ડાહ્યું લવે ને ગાંડુ ગાંઠ પાડે; એનામાં (મણિમાં) તે કંઇ અક્કલ છે. આવી વાતમાંથી જ કાં તો લઇ બેસે.... રૂપે અલબેલી બાકી અક્કલે તો અલ્લડ જ ને?'

અને આ સાથે જ મથુરની નજર સામે અઢાર વર્ષની અલબેલી મણિ દેખાઇ રહી. ઉદા પોમચામાં એ ગોળમટોળ મોં એવું લાગતું જાણે તળાવનાં નીલવર્ણા નીરમાં કોઇ કમળ જોઇ લ્યો ! એમાં ય પેલી અણિયાળી આંખોમાંનાં તોફાન તો—મથુરથી બોલી જ પડાયું: 'ગમે એમ પણ એની આંખો તો મારકણી! રાત દન ભભૂતમાં આળોટનારો જોગી ય એની આગળ ડૂલ થઇ જાય !...'

ને આ પછી તો મારકણી આંખોવાળી મણિ જાણે માછલી બનીને મથુરના અંતરમાં—અરે રગે-રગમાં ભમી રહી—રમી રહી....

[૨]

મથુર ગયો, તો એની જગ્યાએ એક જણે ખુદ પેલા શરૂઆત કરનાર સુખાને જ ગોઠવી દીધો: 'બીજાની વાત કરવા કરતાં તું જ બીજું બૈરું કર ને.'

'હાં હાં!' લગભગ સૌ કોઇ બોલી ઊઠયા. લખાકાકાએ તો વળી ગંભીર બનીને જ કહ્યું: 'લાંબી પહોળી ખેતી છે ને ઘરમાં બિચારું બૈરું તો છોરાનું કરે ઢોરાનું કરે કે બાર વાઢણાં નેં દણાંનું કરે ?'

અને આ પછી તો લગભગ સૌ કોઇ બીજા બૈરાંની જરૂરત અને લાયકાતનાં પ્રમાણપત્રો આપવા લેવામાં ચડસાચડસી કરી રહ્યા.

એવો ઘોંઘાટ અને ગમ્મત મચી રહ્યાં કે પેલી બાજુ નાહી ધોઇને સેવા પૂજા કરવા બેઠેલા શેઠનો પચાસની ઉમ્મરે પહોંચેલો જીવ પણ માળાને બદલે માયામાં જઇ ભરાયો. ત્યાં સુધી કે આ કર્મકાંડ વિનાની અબૂધ જાતની અદેખાઇ પણ આવવા લાગી... એક ભારે શ્વાસ લેતાં મન સાથે બબડયા પણ ખરા: 'નાથજી આવાની ય અકળ કળા જ લાગે છે ને? અમારે વૈષ્ણવોને રૂપિયાની પોઠી ભરી કાઠિયાવાડથી કાશી લગી ભટકીયે તો ય બૈરાંનો જોગ નથી ખાતો ને આ 'શૂદ્ર' જાતને અરે આ વાત વાતમાંથી બીજું બૈરું કરી બેસે ! એ લોકનું ભલું પૂછવું. !

એમનાથી બોલ્યા વગર-બોલાવ્યા વગર ન રહેવાયું: 'અરે મુખી; ઓ લખા ડોસા; અલ્યા સુખા...? ભલા માણસ તો અત્યારના પોરમાં ભગવાનનું નામ લેવું મેલીને આ શું બૈરાંની વાતે ચઢી ગયા છો ? પછી કો'છો ને કે ભગવાન અમને—આટ-આટલી મજૂરી કરવા છતાં ય સુખ નથી આપતો. પછી કયાંથી આપે કો' જોઉં ? આટલો દન ચઢયો છે પણ કોઇએ દાતણ કરીને ય ભગવાનનું નામ'....

સુખો તો— શેઠની શિખામણ ન ગમવાથી હોય કે પછી માણ ઉપર માણ ચઢાવ્યા છતાં ય જાણે ખાલી હાથે ચાલી આવતી હોય એવી મણિને આંગણામાં દાખલ થતી જોઇને હોય વચ્ચે જ બોલી ઊઠયો: તમે ય શું જમનાકાકા ! પેલો રામ-લીલાવાળો ન'તો ગાતો:

'ઘડપણમાં ગોવિંદ ગુણ ગાશું ગરુરાજ. હમણાં નથી નવરાશ !'

'આવું જ અમારે ય છે. કેમ 'લે કોઇ બોલતા નથી ?' કહી એણે, જોયું તો મણિ તરફ જ.

પેલા જુવાનો 'વાત તો ખરી છે ઠીક જવાબ આલ્યો હોં' આમ કહી ખુશ થઇ રહ્યા. જ્યારે મણિ બેઉ હાથનાં આંગળાં પર પોણામણની માણ તોલતાં ઉતારતાં, સુખા સામે એક આછી નજર નાખી લેતાં હોઠમાં હસી રહી ...

પેલી બાજુ શેઠ પણ આ અબૂધ લોક ઉપર મનમાં મનમાં ચીડાઇ રહ્યા.... ત્યાં સુધી કે સેવા પતાવી તે પણ ચીડમાં, ને અંગરખું ચઢાવી ગાદી





ઉપર આવી બેઠા ત્યારે ય—લગભગ ચીડમાં જ હાંક મારી, 'ક્યાં ગયો મથુર લે હેંડ ભાઈ, કર અંગૂઠો' સામેના મહેતાજી પાસેથી ચોપડો ખેંચતાં ઉમેર્યું- લાવ, ઘરમાંથી પેલું પટારું, લાવ ચાલ ટૂંપિયો કાઢી આપું'.

પણ મથુર તો ખેતરમાં હતો. ને શેઠે રતનને બોલાવીને સુણાવી દીધું: 'એના વગર નહિ ચાલે. અંગૂઠો કર્યા વગર ટૂંપિયો નહિ મળે,'

રતનનો વિચાર તો હતો આંગણામાં રમતાં છોકરાંમાંથી કોઈને મોકલવાનો. પણ ત્યાં તો કલુ-ખડીમાં ઊભીને પેલાં જુવાનોનાં ટિખળ સાંભળતી મણિને જોઈને આ સાથે જ એણે એને ઉદ્દેશી: 'જાને ત્યારે મણિ તું જ, તારા બનેવીને બોલાવી લાવને !'

પણ જ્યારે મણિએ પગ ઉપાડયો. ત્યારે તો રતનને પશ્ચાત્તાપ જ થવા લાગ્યો...પાછી બોલાવ-વાનો વિચાર પણ આવ્યો પણ હવે શું ? હરિણીની જેમ ફાળ ભરતી જઈ રહેલી મણિ ઘરનો વાડો પણ વટાવી ચૂકી હતી....

ઝીણી નજરે જોવા છતાં ય મથુરને ખેતરમાં ક્યાં ય હરતો ફરતો ન જોતાં મણિએ વાટમાંથી જ વિચાર કરી રાખ્યો: 'દબતા દબતા ઝાકળિયા આગળ જવું ને 'હૂક' કરતાકને મથુરને ભડકાવવો'

ઝાકળિયાનાં ઝાંખરામાંથી જુએ છે તો મથુર, જાણે કે પેટમાં ચડેલી ચૂંક દબાવીને ન પડયો હોય તેમ કોકડું વળીને સાથરા ઉપર પડયો હતો, મણિએ બાકોરામાંથી એક ખાસ્સો મોટો કાંકરો ફેંક્યો. બરાબર મથુરના બરડામાં જ વાગ્યો. આ સાથે જ તંદ્રાસાનું—કલ્પનાનું પેલું મેઘધનુ જાણે ઝણઝણી ઊઠયું. ઝબકીને જાગી ઊઠયો હોય તેમ એ બેઠો થઈ ગયો, પણ સાચું પૂછો તો શું થયું—શા માટે પોતે બેઠો થઈ ગયો એની પૂરેપૂરી ખબર તો હજુ ય મથુરને ન પડી. આસપાસ જોતાં વિચારમાં જ પડી ગયો: 'આ તો સાચેસાચ કોઈએ જગાડયો કે પછી શમણાંમાંની મણિ જ-'

ત્યાં તો 'હૂક' કરતીકને મણિ, જાણે ધરતીમાંથી જ ફૂટી નીકળી, મથુર તો કોઈ ભૂતને જોતો હોય એ રીતે-ફાટી આંખે બારણા તરફ-મણિ તરફ તાકી જ રહ્યો. અનેક વિચાર આવી ગયા. 'આ તો શમણાંની મણિ છે કે ભૂત છે કે સાચસુચ મણિ'—ત્યાં તો ખડખડાટ હસી રહેલી મણિ બોલી ઊઠી: 'ધોળે દા'ડે આટલા બી ગયા ત્યારે રાતે તો કોણ જાણે કેવી ય ધાડ મારતા હશો !' અને અનિ-મેષ આંખે તાકી રહેલા મથુરને કહ્યું: લો ઊઠો ઘેર પેલા શેઠ બોલાવે છે.

'ને જો પેલા બધા હાથ પકડીને લૂગડાં પે'રાવા બેસાડી દેશે તો ?' મથુર પોતે પણ સમજી શકે એમ ન હતું કે એ ડર વ્યક્ત કરી રહ્યો છે યા મણિનું મન જાણવા પૂછી રહ્યો છે ?

મણિ શો જવાબ આપે ? મથુર સાથે પોતાનાં લૂગડાં પે'રાવવા વિષેની મશ્કરી વખતે તો એ પાણી ભરવા ગયેલી હતી. ને તેથી જ તો નવાઇ સાથે પૂછયું ને? 'શાનાં લૂગડાં ને શો લવારો કરો છો ?... ઊઠો ને !'

ત્યાં તો મથુર ખડો થઈ ગયો. 'શાનાં લૂગડાં ' એમ ?...શાનાં તે એ...'

'હાય હાય !' મણિ તો મથુરનું આ વણદેખેલું અરે વણકલ્પેલું રૂપ જોઈને ભડકી જ ઊઠી. ક્ષણ ભર તો એને થયું કે મથુર મશ્કરી કરે છે, એમ કરી પોતાને બીવરાવે છે, પણ જ્યાં એણે કાંડું પકડવા માટે હાથ લંબાવ્યો ત્યાં તો એ ભડકી જ ઊઠી ને આ સાથે જ—'ફ્રૂરૂરૂ' કરતી ઊડી ગઈ. જાણે દોડતાં દોડતાં કહેતી જતી હતી: 'મી' તો મારે ક્હીં આવવું હોય તો આવજે નકર !'

આ સાથે જ મથુરનું ચસકેલું મગજ જાણે ઠેકાણે આવ્યું. ને ઠેકાણે આવતાં પશ્ચાત્તાપનો પાર ન રહ્યો: 'અરે રામ ! ક્યારેં ય નહિ ને આજ મને આ સૂજયું શું ? એ તો ઠીક થયું કે એ નાસી છૂટી નહિ તો-' પણ આ પછી પોતે શું કરત એની તો એ કલ્પના

# સન ૧૯૪૨ના સંસ્મરણો

પં. શ્રીરામ શર્મા અનુ૦ જયેન્દ્ર ગિ. ત્રિવેદી

## રહસ્યોદ્‌ઘાટન

### [ ૧ ]

શાસ્ત્રોની એ વાતમાં મારો પૂર્ણ વિશ્વાસ છે કે, પાપ અને પુણ્ય જાહેર કરવાથી ક્ષય પામે છે. એનો અર્થ એવો નથી કે મનુષ્ય પાપ કરતો રહે અને એ જાહેર કરતો રહે તો પાપોનો નાશ થઇ જશે. એનો સીધો અર્થ એ છે—પ્રાયશ્ચિત્તનો પણ એ જ અર્થ છે—કે સચ્ચાઇ અને સદ્‌ભાવનાથી લોકો પોતાની ભૂલ કબૂલ કરી લે અને પછી ફરી વાર એવી ભૂલ ન કરે. ક્ષમા-દાનનું તાત્પર્ય એ પણ છે કે ક્ષમા કર્યા પછી દોષિત વ્યક્તિના દોષ ભૂલી જવા જોઇએ.

પરંતુ પુણ્યનો ક્ષય તો, જાહેર કરવાથી જરૂર થાય છે. સારું કામ કર્યા પછી એની ચર્ચા કરવાથી તો એવો પણ અર્થ નીકળે કે સારું કામ કરનારમાં પુણ્યની યોગ્યતા નથી રહી. સને ૧૯૪૨ ના આંદોલનના સંબંધમાં કેટલીક વાતો એવી છે જેની ચર્ચા કરવાથી મારા આત્માને સંતોષ થશે અને દિલનું એક દર્દ—કે જે વાત ગુપ્ત રાખી છે એ ન લખવાથી મારી નૈતિકતાને હાની પહોંચશે—નીકળી જશે. શિષ્ટાચારને અંગે બીજાઓના કાળા કામો તરફ મેં માત્ર સંકેત જ કર્યો છે. દાખલા તરીકે આગ્રા જિલ્લાના સુનારી ગામમાં પાડવામાં આવેલી ધાડમાં સામેલ થયેલ કોંગ્રેસ-જનોના નામ મેં નથી આપ્યા. પોલિસના મુખ્ય જાસૂસ તરીકે કામ કરનાર વ્યક્તિની વધુ ચર્ચા કરવામાં ઘૃણા આવે છે. યુ. પી. ની ઉપર જણાવેલ ક્રાન્તિકારીઓ દ્વારા પાડવામાં આવેલ ધાડોનો મેં ફક્ત ઇશારો જ કર્યો છે. સ્થળ અને વ્યક્તિઓના નામ જાણી બૂઝીને છોડી દીધા છે. પરંતુ કોઇ પૂછી શકે છે કે શું મારા તરફથી એવી કોઇ વાત નથી થઇ જેને હું ભૂલ ભરેલી અને કોંગ્રેસના ધ્યેયથી વિરુદ્ધ સમજતો હોઉં ? હા, એવી એક બે વાતો હતી જે કોંગ્રેસ-નીતિની કસોટી પર ખરી ન ઊતરે. પરમાત્માની કૃપાથી એ કામ કરવાનો વખત ન આવ્યો. એ વાત ફરી જાહેર કરવામાં હું કશું અનુચિત નથી સમજતો કે, એ દિવસોના ધ્વંસાત્મક કાર્યોને હું ત્યારે અને આજે પણ યોગ્ય સમજું છું. એ દિવસોમાં હથિયારો બોમ્બો અને અન્ય વિસ્ફોટક પદાર્થો રાખવામાં કોઇ પાપ નહોતું સમજતું. સંગઠનની વાત હતી. કોંગ્રેસવાળાઓએ ભેગા મળીને બધું નક્કી કર્યું હતું. ધાડ પાડવાનો હું વિરોધી હતો અને મારી શક્તિ મુજબ, બને તેટલી ધાડ મેં રોકી. કોઇની કતલ કરવાનો વિચાર ન હતો અને કતલ કરવામાં પણ નથી આવી. પરંતુ એ એક વાતો એવી છે જેના વિષે હું હજુ સુધી નિર્ણય પર આવી શક્યો નથી કે તે પાપ હતું કે ભૂલ. એટલે ઘટનાઓના તારતમ્યની દૃષ્ટિએ અહીં એ વાતો લખવી જરૂરી છે. સાથીદારોને પણ એ ગુપ્ત વાતોની ખબર નથી. આ વાંચીને તેઓ નિર્ણય કરે કે હું કેટલો દોષિત હતો. મારો અંગત અભિપ્રાય તો એ છે કે જે કંઇ કરવાનો મનસૂબો હતો, એની પાછળ એકે સ્વાર્થ ન હતો. સ્થિતિ જ કંઇક એવી હતી.

વાત એમ છે કે જ્યારે આત્મ-રક્ષા માટે અથવા લડવા માટે અમારી પાસે આટલા હથિયાર હતા ત્યારે અમારાં લાઇસન્સી હથિયાર શા માટે સાથે

---

પણ ન કરી શક્યો....હજુય એને વહેમ હતો, 'આતો શમણું હતું કે પછી-'

પણ ત્યાં તો દુઃખભર્યું-દિલગીરી ભર્યું હાસ્ય કરતાં પોતે જ પોતાને કહી રહ્યો: 'શમણું ગણુ કે સાચું ગણુ પણ ન કરવા જેવું આજ કરી બેઠો છે એ તો નક્કી!'....

ને આ પછી તો મથુર પોતે જ પોતાનાથી ડરવા લાગ્યો ગભરાવા લાગ્યો: માન ન માન પણ કોક ભમતા વાયરામાં પડી ગયો છું.... નક્કી કાંક ઓળંગવામાં આવ્યું છે નહિ તો હું-કોઇની સામે ન જોઉં એ આમ તે કરું વળી ?' અને બબડી રહ્યો ' કોઇને વાત કરી હોય તો માને ય નહિ કે હું મણિને હાવા'-

[ક્રમશઃ]





રાખ્યા ? એનો એક માત્ર જવાબ એ છે કે હથિયારોની અછત હતી. મારી પાસે મારી પોતાની ૧૨ નંબરની ઉત્તમ બંદૂક હતી. ૧૦૦-૧૨૫ કારતૂસો સાથે રેમિંગ્ટન રાયફલ હતી. મારા હથિયાર સાથે જ રાખતો. ઘરે એને રાખવામાં એ ભય હતો કે પોલિસ એને લઇ જાય. આ વિષયમાં પોલિસની મૂર્ખતાનું કંઇક વર્ણન કરવું અપ્રાસંગિક નહિ થાય. મારી ધરપકડ ૭ ડિસેમ્બર ૧૯૪૨ ના દિવસે થઇ. ૧૯૪૩ ના જાન્યુઆરી ના પ્રથમ સપ્તાહમાં મારા પુત્ર રમેશે આગ્રામાંથી જ હથિયારોનું લાઇસન્સ બદલાવી લીધું. ધરપકડ પછી જ્યારે મારા હથિયાર ઘરે લાવીને રાખવામાં આવ્યા ત્યારે કેટલીયે વાર તપાસ કરવા છતાં પોલિસને એ ન જડયા. ૨૬ જુલાઇ '૪૩ ના દિવસે છેવટની તપાસમાં જ્યારે ભૂદેવ પાલીવાલે એ બતાવી દીધું કે તેમને કયાં રાખવામાં આવ્યા છે ત્યારે ચક્રવર્તી અને રામપ્રસાદે લાઇસન્સ સહિત એ હથિયાર કબજે કર્યા, લાઇસન્સને બદલી દેવામાં આવ્યા છે એ જાણતાં તેમના મોંપર શાહી ઢળી ગઇ. હથિયારને જમીનમાં દાટવામાં નહોતા આવ્યા. વાંસની વળગણી પર ગોદડામાં વીંટીને વાંસની બંને બાજુએ લટકાવવામાં આવ્યા હતા. વજનની સમતુલા પરથી એમ જ લાગતું હતું કે બે ત્રણ ગોદડાં લટકી રહ્યા છે. વાચક યૂ. પી. ની ત્યારની પોલિસની નાલાયકીનો વિચાર એ પરથી જ કરી લે કે, જે મનુષ્યને જીવતો કે મરેલો પકડવાની વાત હોય તેના હથિયારોના લાઇસન્સ આગ્રાના જ મેજીસ્ટ્રેટ બદલી દે અને રામપ્રસાદ અને ચક્રવર્તીને એ પણ ખબર ન હોય કે મારી પાસે હિંદુસ્તાન-ભરનું લાઇસન્સ છે ! ઑગસ્ટની શરૂઆતમાં જ તેમણે મારા હથિયારોની શોધખોળ શરૂ કરી દેવી જોઇતી હતી. સ્પેશિયલ બ્રાંચના માણસો મારી ધરપકડ માટે તનતોડ પ્રયત્નો કરતા હતા અને એમને ત્યાં સૂબાના હથિયારોનાં લાઇસન્સનું રજિસ્ટર રહેતું હતું. આ તો પોલિસની નાલાયકીની વાત થઇ, જેનો મેં એ દિવસોમાં પૂરો લાભ ઉઠાવ્યો. નાલાયકીની પણ એક સીમા હોય છે; પણ એ દિવસોની પોલિસની નાલાયકી અસીમ અને અનંત હતી. પોલિસે પછી ખિજાઇને તુમારોની એક ફાઇલ તૈયાર કરી જેમાં મારી વિરુધ યૂ. પી, બિહાર અને બંગાળમાં શી શી ફરિયાદો છે અને કયે કયે-સ્થળે મેં મારું લાયસન્સ બદલાવ્યું છે વગેરે વાતો હતી. જેલમાં મને પૂછવામાં આવ્યું હતું કે મેં કયાં કયાં લાઇસન્સ બદલાવેલ ? મેં જવાબ આપ્યો હતો કે મથુરા, આગ્રા, મૈનપુરી, દહેરાદૂન અને હરદોઇ જીલ્લા તો મને યાદ છે. બાકીના સ્થળોની માહિતી સરકાર રજિસ્ટર અને લાઇસન્સ પરથી મેળવી લે. જેલમાંથી છૂટયા પછી ખબર પડી કે મારું લાઇસન્સ પોલિસવાળાઓએ ખોઇ નાંખ્યું. હું ધારું છું કે જાણી બૂજીને એમ કરવામાં આવ્યું. સહુથી મજાની વાત તો એ છે કે. મારું લાઇસન્સ રદ કરવામાં આવ્યું ૧૯૪૬ ના મે માં—કોંગ્રેસી મંત્રીમંડળના અમલમાં ! એટલા માટે કિડવાઇ સાહેબ પાસે મને મજાક કરવાનું મળ્યું કે મારા હથિયારોની જપ્તી હૅલેટશાહી ન કરી શકી, પણ કોંગ્રેસશાહીએ એ કર્યું ! ચયેલું એમ કે તુમાર ચાલ્યા કરતા હતા. દરેક જિલ્લાના રિપોર્ટ મેળવીને પોલિસ મારી વિરુદ્ધ એક મોટો કેસ તૈયાર કરવા માગતી હતી. લાઇસન્સ રદ કરવાનો હુકમ તો પહેલેથી જ તૈયાર હશે. પણ ફાઇલ તૈયાર થઇ શકી ૧૯૪૬ ના એપ્રિલમાં અને ફાઇલોના ઢગલામાંથી મારું લાઇસન્સ ૧૯૪૬ ના મે માં રદ થયું ! પોલિસની આવડતનો ખ્યાલ આ પરથી વાચકને આવી જશે. થોડા જ દિવસ પછી વર્ષોની વિયોગિની બન્ને માનીની રાયફલ અને બંદૂક—પોતાના મૂળ ધણીને મળી. ત્રણ ચાર વર્ષોના વિયોગ અને ક્ષોભને અંગે તે બન્ને કેટલી મનમલિન અને સોહાગ લુંટાયેલ જેવી દેખાતી હતી !

હા. તો મૂળ વાત હતી એક પ્રકારના પાપ-પુણ્યના ખાતાની અથવા કંઇક ગુપ્ત રહસ્યના ઉદ્ઘાટનની, છાવણી સાથે મારે સંપર્ક હતો. આગ્રાની મેડિકલ કોલેજમાં એક મોડલરની સહાયથી આ



સંપર્ક ગાઢ થયો. હિન્દી અને અંગ્રેજીમાં પોસ્ટરો છપાવવામાં આવ્યા અને હિંદુસ્તાની સૈનિકોના પાયખાનાઓમાં ચોંટાડી દીધા. એ વાંચીને શીખો અને હિન્દુઓમાં પણ અસંતોષ ફેલાયો. એ પ્રકારના સાહિત્યની માગ વધી. દેશના નામ પર અપીલ કરવામાં આવી કે દેશ તો આઝાદ થશે જ. ભારતીય સૈનિકો વહેતી ગંગામાં સ્નાન કરી લે અને બ્રિટિશ-સામ્રાજ્યરૂપી મરતા રાક્ષસને જલદી ખતમ કરવામાં કોંગ્રેસને શા માટે સહાય ન કરે ? એક પોસ્ટરની અંતિમ પંક્તિઓ હજુ પણ યાદ છે. ૧૦-૧૫ પંક્તિઓનું પોસ્ટર હતું. અપીલ કરવામાં આવી હતી કે અંગ્રેજોની નોકરી કરીને તમારા પોતાના જ દેશ પર કરવામાં આવેલા જુલમના ભાગીદાર ન બનો. આજે દેશના પીડિત અને લાચાર બન્ધુઓ આપની તરફ નજર લગાવી રહ્યા છે. આપના દેશવાસી ગરીબ બન્ધુઓની પ્રાર્થના છે.—

'ન દુનિયા સાથ જાતી હૈ
ન દૌલત સાથ જાતી હૈ,
દુઆ બેકસકી લેકિન
તાબે તુરબત સાથ જાતી હૈ'

બસ, પછી શું ? સૈનિકોનું દિલ પીગળ્યું અને વિચારોની વાટાઘાટ શરૂ થઈ. કોટવાળી અને અન્ય સ્થાનો પર સૈનિક દ્રષ્ટિએ કેવી રીતે અધિકાર મેળવી લેવાય એ યોજના સૈનિક અફસરોએ બતાવી. મેં એમને કહ્યું કે કોટવાળી અને અન્ય સરકારી સ્થળોનો કબજો લેવો એ તો બહુ સરળ વાત છે. સૈનિકોને ફરિયાદ કરવામાં આવી કે મારી સમજણમાં એ નથી આવતું કે એસ. એ. સી. ( Special armed constabluary) ના સૈનિકો નકામા અને નિર્દોષ ગરીબ માણસોને શા માટે મારે છે ? જિલ્લામાં કોઈ ભલા ભોળા ખેડૂતે દિવસના રેલવે લાઈન ઓળંગી કે તરત જ એસ. એ. સી. ના ચોકિયાત એને ગોળીએ ઉડાવી દે છે !

એક જવાબદાર સૈનિક અમલદારે કહ્યું—'આપને એક વાતની નથી ખબર. અમને સૈનિકોને સશસ્ત્ર વિરોધને દબાવી દેવાની તાલીમ આપવામાં આવી છે જ્યારે એસ. એ. સી. ના સૈનિકોને નાગરિકોના વિરોધને કચડી નાખવાની તાલીમ આપવામાં આવી છે. આ ઉપરાંત એસ. એ. સી. માં જાણી બૂઝીને લગભગ ૮૦ ટકા લોકોને મુસ્લીમ લીગી હોવાના કારણે રાખવામાં આવ્યા છે. એક ઉપાય છે કે સિકન્દરા પાસે આગ્રા તરફ જો એસ. એ. સી. ના એ એક બે બદમાશ માણસોને મારી નાખવામાં આવે. જેમણે નિર્દોષ લોકોને માર્યા છે તો હું ધારું છું કે એ ટુકડીને ઉઠાવી લેવામાં સારી સહાય મળશે. અમે લોકો એવી તકની શોધમાં જ છીએ. જ્યારે સુભાષ બાબુ પોતાની ફોજ લઈને હિંદુસ્તાન પર ચડાઈ કરશે ત્યારે અમે અંગ્રેજો વિરુદ્ધ બળવો કરી દઈશું. સિપાહીઓ ખાવાનું બહુ સારું માગે છે અને રહેવા માટે પણ એને આરામ મળે એવી જગ્યા જોઈએ. આ બે સગવડ વિના એ લડી નથી શકતા. શું આપ આટલા સૈનિકોના ભોજનનો પ્રબંધ કરી દેશો ? અને અમારા સૈનિકોને રહેવાની સારી વ્યવસ્થા મળી શકશે ? પરંતુ પહેલાં તો આપ પેલા બે બદમાશ એસ. એ. સી.વાળાઓ સાથે પતાવી લ્યો.'

મેં જવાબ આપ્યો—"ખાવા પીવાનો પ્રબંધ તો થઈ જશે. પરંતુ જરૂર પડે તો આપણે ગોરીલા સૈનિક પણ થવું પડશે. ભૂખ્યા તરસ્યા રહીને લડતાં લડતાં મરવું પણ પડે. પરંતુ કાર્યક્રમ કોંગ્રેસ આપશે અને એનું નેતૃત્વ બધાએ કબૂલ કરવું પડશે."

ઉપર્યુક્ત વાર્તાલાપ પછી મારા મસ્તકમાં ઉથલ પાથલ મચી ગઈ કે આખરે આ કોયડાનો ઉકેલ કેમ લાવવો. ગોરખપુરના કલેકટરની કતલને મેં રોકી. રામપ્રસાદ અને ચક્રવર્તીને ગોળીઓનાં શિકાર ન બનવા દીધા. તો પછી હું પોતે સૈનિક-અફસર પાસે વચનબદ્ધ થઈને વાતને કેમ ટાળી શકું ! આટલા સૈનિકોનો સાથ મળે એ પણ નાની સૂની વાત ન હતી. આખી રાત પડખાં ઘસીને નિર્ણય કર્યો કે પેટ્રોલ-ડ્યુટી બજાવતા એ હત્યા-





રાઓની હિલચાલને બરાબર જાણી લેવી જોઇએ. એમાં બે દિવસ તો લાગશે કારણ બે જગ્યાઓથી એમનું નિરીક્ષણ કરવું હતું અને પછી યોગ્ય સ્થળ નક્કી કરીને રાત પડે ધડાધડ ગોળીઓ છોડી એમને વિદાય આપવી અને એમની રાયફલો ઊઠાવીને નાસી જવું. મગજ ખૂબ અવ્યવસ્થિત હતું. એવું લાગતું હતું કે હું આ દુનિયાનો જીવ નથી અને મારે કોંગ્રેસ સાથે કે એના સંગઠન સાથે, કે કોંગ્રેસના અત્યાર સુધી નિભાવેલ સિદ્ધાંત સાથે લેવા દેવા નથી. સલાહ પણ કોની લેવી ? અને દિલમાં તો એક જ વાત હતી કે જો આ હત્યારાઓનો નાશ કરવામાં આવે તો આખી રેજીમેન્ટનો સાથ મળી જાય, છેવટ દ્વન્દ્વનો અંધકાર દૂર થઈ ગયો. એક કાગળ પર લખી નાખ્યું કે હું પૂરી પ્રમાણિકતાપૂર્વક કોંગ્રેસમાંથી રાજીનામું આપું છું અને મારી અંગત જવાબદારી પર એસ. એ. સી. ના તે બન્ને રાક્ષસોને મારી રહ્યો છું જેમણે ભલાભોળા અને નિર્દોષ લોકોના ઘર સૂના કરી દીધા છે.

ત્રીજે દિવસે પ્રાતઃકાળે ઊઠયો. ચા પીધી. અને નારાયણ-ભવનમાં લગભગ દશ વાગે પહોંચી ગયો. લગભગ ચાર વાગે લાકડાના નાના એવા ભારામાં બાંધીને બંદૂક લઈ જવી હતી. ફાટેલું ખમીશ પહેરીને એક ગારુડિયાના વેષમાં સડક પરથી સાંજે ચાર વાગે પસાર થવું હતું, પરંતુ વિધિનું વિધાન! લગભગ બે વાગે છાવણીમાંથી અમારો એક જાસૂસ આવ્યો કે સરકારે તે જ દિવસથી રેલવેના પાટા પરની પેટ્રોલ-ટુકડી ઉઠાવી લીધી છે. પરમાત્માની પ્રેરણા સિવાય બીજું શું માનવું ? અને મારો વિચાર કરીએ તો નૈતિક દૃષ્ટિએ હું પૂરેપૂરો દોષિત જ ગણાઉં. લોકો કહી શકે છે— 'વહ શોખિયાઁ કહાં ગઈ, જીનપર ગરર થા ?'

એ જેમ ગણો તેમ, જે વાત હતી તે મેં તો ખુલ્લી કરી દીધી. એટલું તો માનવું જ પડશે કે એ કામ પરમાત્માએ જ ન કરવા દીધું. મેં તો મૂળ વાત વાચકોની સમક્ષ રજૂ કરી દીધી. હવે જેને જે ઠીક પડે તેવો તે ન્યાય આપે. છતાં ય કોણ જાણે કેમ પાપ અને દોષ કબૂલ કરવા મન તૈયાર નથી થતું કારણ કે પ્રમાણિકતાપૂર્વક કોંગ્રેસમાંથી રાજીનામું આપીને વિશ્વ—પ્રચલિત સૈનિક ધર્મનું પાલન કરવાનો મેં નિર્ણય કર્યો હતો. પરંતુ એ પળ જ ન આવી.

એક બીજી વાત પણ છે. ખબર મળ્યા કે આગ્રાના કિલ્લામાં આશરે ચાર કરોડનો ફોજી સામાન રાખવામાં આવ્યો છે, જેમાં ભયંકર બોમ્બ અને શાર્પનલ હતાં. કિલ્લાની અંદર આવજા કરનાર કારકુનનું સરનામું પણ શ્રી. અવધવિહારીલાલ દીક્ષિતે મેળવી આપ્યું. એવી યુક્તિ વિચારી કે એક પાસ બનાવીને ત્યાં જવું અને એ ભંડારમાં આગ લગાવી દેવી. ત્યાંથી જીવતાં નીકળવું અસંભવિત હતું. પરંતુ એક જણના ભોગે આવું મોટું કામ થઈ જાય તો ઘણું સારું ગણાય. આપ મુવા વિના સ્વર્ગે ન પહોંચાય, એવા સાથીઓ પણ હતા જેમને કહ્યું હોત તો તેઓ પણ આ કામ કરવા તત્પર થાત. પરંતુ કોઈ બીજાને મરવાનું કહેવું એ યોગ્ય ન લાગ્યું એટલે હું જ તૈયાર થયો. એક અમલદાર પાસેથી માહિતી મળી કે જો આગ્રાના કિલ્લામાં રાખેલ સામાનને જરાક પણ આગ લાગી તો એવો ભયંકર ધડાકો થશે કે આખું રાવતપાડા, બેલનગંજ અને કચેરી ઘાટનો ભાગ ઊડી જશે. બસ, આ કાર્યક્રમ પણ બંધ રાખ્યો. કારણ પોતાની આઝાદી માટે આટલા નિર્દોષ મનુષ્યોનું મોત આણવું એ વાત લજ્જાસ્પદ અને વિઘાતક લાગી, મારા મૃત્યુની તો મને પરવા જ ન હતી. અને અહીં પણ પરમાત્માએ મારા શરીરની નહીં પણ આગ્રાના આટલા મનુષ્યોની રક્ષા કરી. રહી મારી વાત. એ ચર્ચાને પણ—

'કાતિલને દિયા ચુપકેસે ચરકા મેરે દિલમેં.'

એક ત્રીજી વાતનો અહીં ઉલ્લેખ કરું તો એ અપ્રાસંગિક નહીં ગણાય. જો ૭ ડિસેમ્બર '૪૨ ના



દિવસે અમારી ધરપકડ ન થઇ હોત તો, મેરઠની આલ્કોહોલ ફેક્ટરી—જેમાં પંચોતેર હજાર ગેલન આલ્કોહોલ રાખવામાં આવ્યું હતું—નો નાશ કરવાનું માન આગ્રાના શ્રી. સૂરજભાણ જૈસોરિયાના નાના ભાઇ શ્રી. વિશ્વભંરજીને મળત. મજાની વાત તો એ છે કે શ્રી. સૂરજભાણ જૈસોરિયાને આ વાતની ખબર જ નહોતી. કદાચ હજી પણ નહીં હોય.

આગ્રાના પ્રતિષ્ઠિત કોંગ્રેસ–કાર્યકર્તા શ્રી. બાલમુકુન્દ બલ્લા લોઢાનાં કારખાનાનાં માલિક છે. જેલ જતી વખતે પોતાના ચતુર મુનીમને આદેશ આપતા ગયા હતા કે કોઇ પણ રીતે એકેય ચીજ—આંદોલન માટેની—તેમને ત્યાં બનવા ન પામે. ભલા, પોતાના દેહને આંચ ન આવે અને કામ થઇ જાય, એ કંઇ શકય છે? દુકાનદારીમાં ભલે એ સંભવિત હોય પણ રાષ્ટ્રીય યુદ્ધમાં એ નથી તો શકય કે નથી વાંછનીય. કોંગ્રેસ–આંદોલનની રીત તો 'કબીર' ની આ પંકિતઓ પ્રમાણે રહી છે:—

'કબીરા ખડા બાજારમેં
લિએ લુકાટી હાથ,
જો ઘર ફૂંકે આપના
હોય હમારે સાથ.'

તો પછી બલ્લાજીને હું કેમ છોડી શકું? ધ્વંસાત્મક કાર્ય, જોખમની વાત અને હથિયારો તરફ યુવકોની સાધારણ રુચિ હતી. બલ્લાજીના ભાણેજ હજ્જોને મળ્યો. સ્થિતિ સમજાવી: બલ્લાજીની વાતની તો ખબર જ હતી. બસ, અનુભવી મુનીમજીની આંખોમાં ધૂળ નાખીને બલ્લાજીના કારખાનામાં પણ બોમ્બના ખોખાં ઢાળવામાં આવ્યાં. બોમ્બની બહુ શોધખોળ અને પકડાપકડી થવાથી હજ્જોએ એ બોમ્બના ખોખાંઓને કારખાનાની અંદર જ દાટી દીધાં. બલ્લાજીએ જો હજુ સુધી તેમને ખોદાવીને ન ગળાવી નાખ્યા હોય તો હજ્જોને પૂછીને તે ખોદાવીને ગળાવી કાઢે.

આજકાલ ઘણાયે લોકોનો—જેમાં કોંગ્રેસના કેટલાક કાર્યકર્તા પણ સામેલ છે—એવો ખ્યાલ છે કે ધંધાદારી ધાડપાડુઓનો રાષ્ટ્રિય નિર્માણ અને રાષ્ટ્રની રક્ષામાં ઉપયોગ થઇ શકે તેમ છે. મારા ગુરુ સ્વર્ગીય શ્રધ્ધેય ગણેશશંકર વિદ્યાર્થીની અનેક વાતોમાંથી એક વાત અમે કદી નહીં ભૂલી શકીયે અને તે એ કે ગુંડાઓનો કોઇ ઉપયોગ નથી કરી શકતું. જેઓ ગુંડાઓનો ઉપયોગ કરે છે, તેમનો જ ઉપયોગ થોડા દિવસ પછી ગુંડાઓ કરે છે. સને ૧૯૪૨ના આંદોલનમાં મેં એ કોશિશ કરી કે કદાચ સ્વાતંત્ર્ય–યુદ્ધના અગ્નિએ ધાડપાડુઓના દિલોમાં કંઇક પ્રકાશ ફેંકયો હોય. વિચાર્યું કે શા માટે આ લોકોનો પણ ઉપયોગ ન કરવો જેથી આ લોકોનાં થોડાં પાપ પણ ધોવાઇ જાય અને આંદોલનની ભઠ્ઠીમાં જો તે લોકો ઇંધનનું કામ કરી જાય તો એમાં કંઇ ખરાબ નથી. પણ આજ મને સમજાય છે કે ધંધાદારી ધાડપાડુઓ વિષે આવી સુંદર ધારણા રાખવામાં મેં ભૂલ કરી હતી. પતિત, ગુંડા, ઠગ અને ધંધાદારી ધાડપાડુઓનો ઉદ્ધાર મારા જેવો સામાન્ય મનુષ્ય ન કરી શકે. આ કાર્યને તો કોઇ મહાપુરુષ જ સિદ્ધ કરી શકે—એવો મહાપુરુષ જેના રોમેરોમમાંથી તપસ્યા, ત્યાગ અને સત્યનિષ્ઠાના સ્ફુલ્લિંગ નીકળીને આ વિવિધ ગુનેગારોના પાપનો નાશ કરી નવીન ભાવોને પ્રગટાવી શકે. અને પતિત સુંદરીઓનો ઉદ્ધાર કરવાની ક્ષમતા કેટલા જુવાનોમાં છે? જેમણે યમ–નિયમનું પાલન કર્યું છે, જેમણે વાસનાઓ રૂપી વિષધરોને કાબૂમાં રાખ્યા છે તે લોકો જ આવું કરી શકે. પણ કેટલા છે એવા શિવ જે વાસનાઓના વિષધરોથી આવેષ્ટિત થયા છતાં—ભયંકર વાસનાઓને જાગ્રત કરવા છતાં—પોતાની વાસ્તવિક શક્તિથી–સંયમના પ્રકાશપુંજથી હર ઘડી, આખાને આખા ગળી જનાર પુષ્પધન્વાની પકડમાંથી પોતાને બચાવી શકે? મારી જેવા સાધારણ મનુષ્ય માટે તો ધાડપાડુઓનો ઉપયોગ કરવાનો વિચાર જ યોગ્ય ન હતો.





હું વિચાર કરીને જ બેસી ન રહ્યો, પરંતુ આગ્રા, ધોલપુર, ગ્વાલિયર અને બીજા સ્થળોના ધાડપાડુઓને મળ્યો અથવા એમની પાસે સંદેશા મોકલ્યા કે તેઓ સરકારી ખજાના અને માલગાડીઓ લૂંટવામાં સહાયક થાય. કોંગ્રેસ અથવા કોંગ્રેસના કાર્યકર્તાઓને લૂંટના માલની જરૂર નથી. પણ તેઓ આ કામ કરે. યુદ્ધ-સામગ્રી લૂંટીને જનતાનું રક્ષણ કરે. ધોલપુર, ગ્વાલિયર, ભૂપાલ, ભરતપુર અને બીજા રાજ્યોની હદમાં માલગાડીઓ રોકવાનું અને એન્જિન બગાડવાનું કામ અમે કરશું. લૂંટી-ધસડીને માલગાડીઓના માલને લઇ જવાનું કામ એ લોકોએ કરવાનું.

પણ મોટી મોટી વાતો હાંકનારા, અસહાય લોકોને સતાવનારા, અને નિશસ્ત્ર વાણિયાઓને ત્યાં ધાડ પાડનારાઓ પાસેથી મેં વધુ પડતી આશા રાખી હતી. સામસામી સશસ્ત્ર લડાઇ કરવી પડે તે માટે અને સરકારી અમલદારો સાથે ઝઘડવું પડે એ બીકે કોઇ પણ આ કામ કરવા રાજી ન થયું. બધા લોકોએ સીધા-સાદા અને નિશસ્ત્ર લોકોને ત્યાં ધાડ પાડવા માટે ખૂબ તત્પરતા દેખાડી. પણ એ માટે તો મારો એક જ જવાબ હતો કે જો તે લોકો એવું કરશે તો અમારે જ તેમની સાથે સીધી લડાઇ કરવી પડશે. પરિણામ એનું એ આવ્યું કે એ દિવસોમાં ધંધાદારી ધાડપાડુઓએ લગભગ એકે ધાડ ન પાડી. ઉપર નિર્દેશ કરેલ ક્રાન્તિકારીઓનો જ્યાં એમને સાથ મળ્યો ત્યાં તેમણે આવાં કામ કર્યાં.

મારી વાતના ટેકામાં હું લીગીઓની વર્તમાન સ્થિતિ ધરું છું. કોંગ્રેસ અને હિંદુઓ વિરુદ્ધ લીગી નેતાઓએ ગુંડાઓના દળ ઊભા કર્યાં ત્રાસ, લૂંટ-ફાટ, નરહત્યા અને બીજા ભ્રષ્ટાચારો વડે એમણે પાકિસ્તાનના જાદુને જન્મ આપ્યો. આજે તે જ ગુંડાઓ પાકિસ્તાનનો ઉપયોગ કરી રહ્યા છે. કયા પાકિસ્તાનીમાં એટલી શક્તિ છે કે જે પોતાના જ હાથે પાળેલ પોષેલ રાક્ષસો અને ગુંડાઓને કાબૂમાં રાખી શકે? એ ઠીક છે કે પ્રતિક્રિયા સ્વરૂપ અનેક લીગ-વિરોધી લોકોના મગજ પણ ખરાબ થઇ ગયા છે; પણ એમણે સમજવું જોઇએ કે ખરાબ માર્ગના ઉપયોગથી ફળ પણ ખરાબ જ મળશે.

સને '૪૨ ના આંદોલન-સંબંધી કેટલીક ગુપ્ત વાતો, સ્પષ્ટ રીતે ખુલ્લી કરી દીધી છે, જેથી દેશવાસીઓ સમજી શકે કે સાચી આઝાદીનો રસ્તો કયો છે, દિલ ખોલીને અથવા દિલ ચીરીને મેં બધી વાત કહી નાખી છે. પાપ-પુણ્યની જવાબદારીનો ફેંસલો મારા સાથી અને કોંગ્રેસજન કરે. દિલના ખૂણામાં જે લોકોના નામ છૂપાવી રાખ્યા છે તે એટલા માટે કે આશાવાદી કાર્યકર્તાની દષ્ટિએ મારો એવો ખ્યાલ છે કે, ખોટે રસ્તે ચડી ગયેલ તે કોંગ્રેસજનો– જે હજી પણ કેટલાક ધંધાદારી ડાકુઓ સાથે સંબંધ રાખે છે અને એમની ખોટી પ્રશંસા કરીને લોકોની આંખોમાં ધૂળ નાખવાનો પ્રયત્ન કરે છે-એક વાત સમજી લે કે જનતા જનાર્દનના હિત માટે તેઓ પોતાના સ્વાર્થ અને ચાલબાજીઓ છોડી દે અને મારી પાસે વધુ ન લખાવે:—

"અપની ગલીમેં મુઝકો
ન કર દફન બાદ કત્લ,
મેરે પતે સે ખલ્ક કો ક્યોં
તેરા ઘર મિલે.

## અંતરાય

આંખ આજે ચહે ઉર નિહાળવા,
ઉર અંતર સહે વાત કરવું.
આંખને ઉરની સાથ અબોલડા,
ઉર અર્પિતતામાં ફુલાતું

ઉર સાથે રહી આંખનાં કાર્ય સૌ
એક સાથે થઇ જાય સિદ્ધ.
એજ ઉર માહરું, આંખડી માહરીઃ
બેઉને અંતરાયો કયહાંનાં? —જ૦

# લોકસાગરને તીરે તીરે

પરિવ્રાજક

એક હરિજન બાઇ આશ્રમમાં આવી. એની ફરિયાદ એ હતી કે એની દીકરીને જમાઇ તેડતો ન હતો. એ તેડે એ કામ કરી આપવા એની માગણી હતી.

મેં વાતને પામવા કહ્યું; 'જો એને ન જ તેડવી હોય તો ફારગતી લેઇ લો. તમારી નાતમાં બીજે વળાવવામાં ઓછો બાધ છે?'

બાઇ બોલી 'એ ખરું સાહેબ, પણ ખોટું આળ મૂક્યું છે એનો વાંધો છે ને? છોડીને આઠ મહિનાનો ભાણિયો છે, એ બીજાનો છે એમ એણે આળ મેલ્યું છે; આખી નાતમાં છોડી નિંદાઇ ગઇ.'

મેં કહ્યું 'પણ એવું ખોટું આળ મૂકવાનું શું કારણ?'

બાઇ:- 'એને નથી તેડવી, બે વચ્ચે ટંટો પણ થતો. એટલે એ આમ કરી બીજું બૈરું કરશે, અને મારી છોડીને કલંક મૂકી રઝળાવશે. આવું તો અમારામાં નખોદિયા ઘણા કરે છે. અમારી હલકી વરણ તો સાહેબ આવું બોલતાં શરમાતી પણ નથી.'

હું: 'તમારી છોડીમાં કોઇ લક્ષણ નથી ને'

બાઇ: 'તમે કહો એમ કરવા અમે તૈયાર છીએ. સાચજૂઠ જોવું હોય તો મારી છોડી પીરાણાની બેડી પહેરે અને એ જમાઇ પહેરે. તરત પારખું થઇ જશે.'

મેં એને ચકાસવા કહ્યું: 'એ ખરું છે. તમારી છોડી તૈયાર હોય તો હું એ જમાઇને પૂછી જોઉં.'

બાઇ: 'એ ના પાડે છે. અમે તો એને કહેવડાવ્યું. પણ કહે છે—મારે તો બેડી ય નથી પહેરવી અને ચોખા ય નથી ચાવવા!'

એ ઘાણી વધારે પીલવાની જરૂર ન જોતાં મેં કહ્યું: 'સારું; હું એને મળીશ. નામ અને ગામ પૂરેપૂરું લખાવ. તારું પણ લખાવ.'

મેં ડાયરી કાઢી લખવા પેન ખોલી.

બાઇ બોલી: 'ખ્રિસ્તી........'

હું વચ્ચે બોલ્યો: 'તમે ખ્રિસ્તી છો?'

બાઇ અચકાઇને બોલી: 'ના, ના, સાહેબ. છીએ તો ઢેડ, પણ તમારા જેવા સારા માણસો આગળ ખ્રિસ્તી કહીએ તે સારું દેખાય.'

મેં ખાતરી કરતાં કહ્યું: 'તમે હરિજન કે ખ્રિસ્તી?'

બાઇ: 'અમે, સાહેબ, હરિજન નહિ. હરિજન તો ભંગી કહેવાય. અમે તો વણકર.'

હું: 'તમારો ધર્મ હિન્દુ કે ખ્રિસ્તી?'

બાઇ: 'અમે હિન્દુ. પણ સાહેબ, જેવી જગાએ જઇએ તેવું કહીએ. દવાખાનામાં જઇએ ત્યારે ખ્રિસ્તી કહીએ. મફત દવા મળે. તમારા જેવા મોટા લોક પાસે આવીએ ત્યારે ઢેડ કહીએ તો સારું ન લાગે એટલે ખ્રિસ્તી કહીએ. બાકી અમે હિન્દુ, વણકર, હરિજન નહિ!'

× × ×

........જવાનું હતું. એકાદ બે વખત પહેલાં ગયેલો પણ હિંદમાં જેની ખ્યાતિ છે, મહાત્માજીના જેના ઉપર આશીર્વાદ ઊતરેલા છે, અને દેશભક્તોમાંના એક તપનિષ્ઠ જેના સંચાલક છે, એવા...... ની સાથે પરિચય થશે. ઘણું જાણવા—શીખવાનું મળશે, એવા ઉમંગ સાથે હું ત્યાં જઇ રહ્યો હતો.

જો કે હું એ સંસ્થા જોવા નહોતો જતો. મારે હિન્દુસ્તાનીની મુખપરીક્ષા લેવા ત્યાં જવાનું હતું. પરંતુ એ પરીક્ષાનું સ્થળ એ સંસ્થા હતી એટલે મને સામાન્ય લાગેલું કે આ વખતે કામ સાથે તીર્થયાત્રા પણ થશે.

સાંજના ૭ વાગે ઘેરથી હું નીકળેલો, બીજે દિવસે ગાડી મને ૯ વાગે પહોંચાડશે, એ રેલ્વે ટાઇમ ટેબલની ગણતરી હતી. પરંતુ ગાડીઓ એ ટેબલને હમણાં હમણાં ક્યારે ય તાબે થતી નથી એટલે હું બાર વાગે ત્યાં પહોંચ્યો. જે ભાઇને ત્યાં ઊતરવાનો હતો ત્યાં જમી પરવારીને દોઢ વાગે હું પરીક્ષાના સ્થળ ઉપર જવા નીકળ્યો. પરીક્ષાનો વખત મેં બે વાગે આપેલો હતો. મારી સાથે યજમાનને ઘેરથી એમના એક કુટુંબીજનને લેઇને નીકળ્યો હતો. બે થયા, અઢી થયા પણ ન તો વિદ્યાર્થીઓ જણાયા, ન પરીક્ષાના યોજક જણાયા!





હું એ મોટા શહેરમાં પરીક્ષાના સંચાલકનું ઘર શોધતો નીકળ્યો. સાથે સ્નેહી હતા એટલે અમે બંનેએ સંચાલક ભાઈનું ઘર તો શોધી કાઢ્યું. ચારેક વાગ્યા હશે.

એ ભાઈ કહે: 'હું ત્યાં આવવાની તૈયારીમાં જ હતો. જરા બીજું કામ નીકળ્યું એટલે મોડું થયું.'

આપણી સેવાધારી સંસ્થાઓ અને કાર્યકર્તાઓની આ રેઢિયાળ રંગઢંગ ઉપરનો ગુસ્સો દાબી દેઈ મેં કહ્યું 'હવે પરીક્ષાનું શું કરવાનું છે?'

એ ભાઈ કહે: 'શું કરીશું?'

મેં કહ્યું: 'અત્યાર સુધી કોઈ ત્યાં ફરક્યું નથી. બોલાવવા જતાં વખત જાય. એટલે આવતી કાલે સવારમાં આઠ વાગે રાખો.'

એ ભાઈ: 'કાલે મારે બહારગામ જવાનું છે.' વિદ્યાર્થીઓ જાણે નહિ એટલે એટલા વહેલા ક્યાંથી આવશે?'

હું: 'ફક્ત ત્રણ વિદ્યાર્થીઓ છે. સાયકલ ઉપર કોઈને મોકલી એમને ખબર આપો. આવતી કાલે બપોરે તો મારે નીકળી જવાનું છે. ...પરીક્ષા રાખેલી છે.'

બીજો ઉપાય ન હતો એટલે એ ભાઈ સંમત થયા.

બીજે દિવસે હું સંસ્થામાં ગયો. પ્રાર્થના ચાલતી હતી, હું પણ જઈને ચૂપચાપ પ્રાર્થનામાં બેસી ગયો. કોઈ મંદિરમાં કથાની ગોઠવણ હોય તેવી વ્યવસ્થા હતી. સંચાલક અને એક જુવાન ભાઈ અધિકારની રૂએ બેઠા હોય તેમ સામે બેઠા હતા, બંને બાજુ ભાઈબહેન બેઠાં હતાં. સમાનતા મને ન લાગી. પરંતુ મનની, કાગડાની વૃત્તિની જેમ મેલું જોવાની વૃત્તિને મેં હાંકી કાઢી.

પ્રાર્થના પૂરી થઈ. સૌ ઊઠ્યા. પેલા ભાઈ કાલ સવાર જાય તો આવવાના ન હતા. એ વહીવટકર્તા ઉપ-કાર્યકર્તા હતા. મુખ્ય હતા. તેમનું નામ એમણે મને આપ્યું હતું. પ્રાર્થના વખતે હોદ્દાની રૂએ આગળ બેઠેલા એ ભાઈને મેં આપોઆપ કલ્પી લીધા. મેં માનેલું કે પેલા ભાઈએ એમને સૂચના આપી હશે એટલે મને પ્રાર્થના પૂરી થયે પૂછશે. પરંતુ હું નવીન, બહારનો છું, એમ જોયા છતાં, એ હાથ દૂર હોવા છતાં નથી કોઈ પૂછતું! હું ઊઠીને એ ભાઈ પાસે ગયો. કહ્યું—હું પરીક્ષા લેવા આવ્યો છું. એ ભાઈ કંઈ બોલ્યા વગર ઊઠ્યા. મુખ્ય સંચાલક ત્રણ હાથ દૂર કામે વળગ્યા હતા એમની સાથે વાતચીત કરવા લાગ્યા. મેં માન્યું કે પ્રાથમિક વાત કરી મને બોલાવશે. પરિચય કરાવશે. પણ એ ભાઈએ વાત પતતાં મને કહ્યું 'ચાલો, હું તમને ઉપર લેઈ જાઉં.'

એ આગળ અને હું પાછળ. બહાર લોબીમાં મને પરીક્ષા લેવાનું કહ્યું. ત્રણ વિદ્યાર્થીઓને હાજર કર્યા. મેં કહ્યું: 'કંઈ આ વિદ્યાર્થીઓને સગવડ તો જોઈશે ને? શ્રુતલેખન લખવા માટે એ લોકોને ડેસ્ક જોઈશે.'

વ્યવસ્થા કરી. મેં પરીક્ષા લીધી. એક ઠીક લાગ્યો. બે કાચા હતા. પતી જતાં એ ભાઈ આવ્યા. પૂછ્યું. 'કેવું લાગ્યું તમને?'

હું: 'લેખન પરીક્ષામાં સારા માર્ક્સ હોય અને પાસ થાય તો જુદી વાત છે. બાકી મુખ પરીક્ષામાં કાચા છે.'

એ કંઈ ન બોલ્યા. મેં કહ્યું: 'હું જાઉં છું ત્યારે!' અને હીરો ચોરે જઈ આવે તેમ હું એ સંસ્થામાં પગ મૂકી આવ્યો એટલું જ. મારું સ્વપ્ન ભાંગી ગયું. ન થયો કોઈનો પરિચય, ન મળ્યું ત્યાંનું કામ જોવાનું. મને થયું કે ડુંગર દૂરથી રળિયામણા એ કહેવતને બદલે સંસ્થાઓ દૂરથી રળિયામણી એ નવી કહેવત જોડવી જોઈએ!

આ અનુભવ મેં મારા એક શિક્ષક મિત્રને કહ્યો ત્યારે એ કહે 'આજે દેશમાં ચારિત્ર્યનું જે ધોરણ નીચું ઊતરી ગયું છે એની પૂરેપૂરી કોઈને કલ્પના આવવી મુશ્કેલ છે. કાળાં બજાર, લાંચરુશ્વત, ભેળ-સેળ, દંભ, પ્રપંચ એ બધું એટલું બધું વ્યાપક છે કે કેળવણીની સંસ્થાઓ અને સેવાભાવી

સંસ્થાઓ પણ એનાથી મુક્ત નથી. એ પણ કાળું બજાર કરે છે.'

હું નવાઇ પામ્યો. બોલ્યો, 'નિશાળો વળી કેવી રીતે કાળુ બજાર કરે છે?'

શિક્ષક મિત્રઃ 'જે વસ્તુની માગ વધારે અને બજારમાં તેની તંગી એ દરેકનું કાળું બજાર થાય છે. આજે નિશાળોનું પણ એવું છે. વિદ્યાર્થીઓ દિવસે દિવસે વધતા જાય છે, અને તેમને દાખલ થવાનું મુશ્કેલ બને છે. વળી દરેકને સારી નિશાળમાં દાખલ થવાની વૃત્તિ હોય તે સ્વાભાવિક છે. એટલે એનો લાભ નિશાળો લે છે.'

મેં પૂછ્યુંઃ ' કેવી રીતે લાભ લે છે? ફી વધારે છે?

શિક્ષક મિત્રઃ ' ફી વધારતા હોત તો તો સારું ગણાત. એ તો ઉઘાડી વાત કહેવાય. પરંતુ આ તો જૂઠ આચરે છે.' અને એ મારા સામે તાકીને બોલ્યા. 'કરો કલ્પના, જો તમને એનો ખ્યાલ આવતો હોય તો. '

મેં કહ્યુંઃ 'ભાઇ! આ તો નહિ કલ્પેલી વાત તમે કરો છો, પછી આમાં બિચારી કલ્પના શું કરે !'

શિક્ષક મિત્ર હસીને બોલ્યાઃ 'એક વર્ગમાં ઠરેલી સંખ્યા કરતાં દશ વિદ્યાર્થી વધારે દાખલ કરે છે. બે પાંચ વધતા ઓછા પણ હોય.'

હુંઃ 'એ પોલ શી રીતે ચાલે? તપાસણી વખતે શું થાય,? રજિસ્ટરમાં નામ વધારે હોય તેનું શું?'

'એ જ ખૂબી છે ને!' હસીને મિત્રે કહ્યું; 'કાળા બજારિયા જો ખાંડ ખાતા હોય કે એ કળા એમને જ આવડે છે, તો એ ભીંત ભૂલે છે. અમારી નિશાળોને, અને તે ય ધંધાદારી નહિ, પણ સેવાધારી નિશાળોને પણ એ કળા આવડે છે—અજમાવે છે—અને સફળ રીતે પાર ઉતારે છે!'

મેં ય હસીને કહ્યુંઃ 'પણ એ તમારી કળાનો ખ્યાલ તો આપો. '

**મિત્રઃ 'વધારાના** વિદ્યાર્થીઓ નપાસ થયેલા લેવાના એટલે x વિદ્યાર્થી તરીકે એ વાર્ષિક પરીક્ષામાં બેસી શકે. '

મેં સવાલ કર્યોઃ 'રજિસ્ટરમાં હાજરી પૂરાતી હોય તેનું કેમ?'

મિત્રઃ 'રજિસ્ટરમાં એમની હાજરી પૂરવાની નહિ. એમનાં નામ જુદા લીસ્ટ ઉપર રાખી હાજરી વખતે સાથે નામ બોલવાનાં. હાજરી પૂરવાનો ઢોંગ કરવાનો એટલું જ!'

હું ડઘાઇ ગયો. પણ દલીલ કરતાં બોલ્યોઃ 'પણ તપાસણી આવે ત્યારે વર્ગમાં સંખ્યા હોય તેનું શું કરો?'

શિક્ષક મિત્રઃ 'અરે! ઇન્સ્પેક્શન વરસમાં આવવાનું એક વખત કે વધારે? એ ઓછું ઓચિંતું આવી પડે છે? એની તારીખ તો આગળથી નક્કી થાય છે. તે દિવસોએ એ વિદ્યાર્થીઓને કહી દેવાનું કે તમારે નિશાળમાં આવવાનું નથી.'

હુંઃ 'પણ વિદ્યાર્થીઓ કેમ માને? એ લોકો જાણી ન જાય કે આમ આપણને છેતરે છે?'

શિક્ષકઃ 'ઘરાક વેપારી પાસેથી જાણીને નથી કાળા બજારમાંથી માલ લેતો? મતલબ હોય એટલે વિદ્યાર્થી શું કરે? એને સારી નિશાળમાં ભણવું છે, પછી એ એવી ચીકણાશ શું કામ કરે?'

કેળવણીની સંસ્થાઓ, વળી તે ધંધાદારી નહિ, પણ સેવાધારી સાર્વજનિકમાં પણ જો આવું કાળું બજાર ચાલતું હોય તો પછી........ મારો વિચારનો દોર આગળ ચાલ્યો જ નહિ!

× × ×

રવિવારને દિવસે એક યુવક આશ્રમમાં મને મળવા આવ્યો. ચોવીસ વર્ષની ઉંમર હતી મીકેનીકલ લાઇનનો ડીપ્લોમા લેઇ એ...... મિલમાં જોડાયો હતો. સવાસો રૂપિયા પગાર મળતો હતો. નોકરી શરૂઆતની હતી. હજુ એનો પગાર આગળ સારો વધે એવી તક પડેલી હતી.

એણે આ પ્રાથમિક ભૂમિકા કરીને કહ્યું 'હું એ બાબતમાં આપની સલાહ અને મદદ લેવા આવ્યો છું.'





મેં કહ્યું 'ખુશીથી. કહો.'

યુવક બોલ્યો, 'હું તેજસ્વી વિદ્યાર્થી હતો. મને હજુ પણ પરદેશ જઈ વધુ અભ્યાસ કરવાની ઇચ્છા છે— જો મને કોઇ રૂપિયા મારી અંગત જવાબદારી ઉપર ધીરે તો. એ બાબતમાં મારે આપની સાથે વાતચીત કરવી છે.'

યુવક એટલું કહીને અટક્યો એટલે મેં કહ્યું: બીજો સવાલ પણ સાથે કહી દ્યો એટલે પછી સાથે વાતચીત થાય.'

'બીજો સવાલ મારા લગ્નનો છે.' યુવકે સંકોચ સાથે કહ્યું: 'મારાં બા એ અંગે આગ્રહ કરે છે. બે વર્ષથી હું બહાનાં બતાવું છું. મારા મનમાં એવી ઇચ્છા છે કે મારે સુધારક લગ્ન કરવું. કોઇ વિધવા હોય તો તેમ, અગર કોઇ પરજ્ઞાતિની હોય તો તેમ.'

મેં કહ્યું: 'બંને વિચાર સારા છે. આપણા દેશના બુદ્ધિશાળી યુવકો પરદેશ જઇ વધુ અભ્યાસ કરી દેશને ઉપયોગી થાય એની આજે સૌથી વધુ જરૂર છે. વળી નાતજાત કે કુરુઢિ તોડી તમે લગ્ન કરો એ પણ એટલું જ સારું છે.'

યુવકના મોં ઉપર તેજી પથરાઇ. મેં જણાવ્યું. 'માની લ્યો કે તમારી બંને ઇચ્છાઓ પૂર્ણ–થાય એવી તમને તક મળી, તો તમે શું કરો? પરણીને પરદેશ જાઓ, અગર પરણ્યા વગર જાઓ કે પરણીને પરદેશ જવાનું માંડી વાળો?'

યુવક જરા વિચારમાં પડયો. ત્રણ પ્રશ્નમાંથી કયો સ્વીકારવો તેનો નિર્ણય જાતે ન કરતાં એ છેવટે બોલ્યો: 'એ બંને પક્ષ, રૂપિયા આપી પરદેશ મોકલનાર અને સુધારક રીતે કન્યા આપનાર, બંને મારા હિતેચ્છુ હોય એ સ્વાભાવિક છે એટલે તેમની સલાહ પ્રમાણે વર્તવામાં મને વાંધો ન આવે.'

મેં કહ્યું 'બરાબર છે. બંને હિતેચ્છુ હોય એ ખરું. પણ માનો કે કોઇ વિધવા કે કન્યા સુધારક રીતે તમારી સાથે લગ્ન કરવા માબાપનું ઘર ત્યજીને આવે. તમારા હિતેચ્છુ તરીકે એની ઘણીય ઇચ્છા હોય કે તમે પરદેશ જાવ. પણ અહીં એની સ્થિતિ અટુલું બનેલી હોય તે સંજોગોમાં એ એવી રજા શી રીતે આપે? અને આપે તો એને અહીં કોનો આશરો? ખાય શું? એટલે બંને પક્ષ હિતેચ્છુ હોય છતાં આવી મુશ્કેલીમાં તમે શું કરો?'

યુવકે ક્યાંય સુધી જવાબ ન આપ્યો. એ ગૂંચાયો એમ મને સમજ પડી ગઇ.

મેં પછી કહ્યું: 'જુઓ ભાઇ, તમે માબાપની સંમતિથી વ્યવહારિક લગ્ન કરો તો તમારે માટે પરદેશ જવું, પત્નીને ઘેર મૂકી જાવી શક્ય છે. બાકી સુધારક તરીકેના, માબાપ વિરુદ્ધના લગ્નમાં શક્ય નથી. વળી વિદ્યાર્થી અવસ્થામાં મૂકાઇ પરદેશ સ્વપુરુષાર્થે જવું હોય ત્યારે એ જવાબદારી લેવી પણ ઠીક નથી. માટે એ બંને નિર્ણયો જો જીવનમાં પાર પાડવા હોય તો કાં તો પરદેશ જવાના એક નિર્ણય ઉપર પ્રથમ આવો, અગર સુધારક લગ્ન કરી સંસાર માંડવાના નિર્ણય ઉપર આવો. આ બંને સાથે બને તેવા નથી.'

યુવક પોતાના વિચારની ભૂલ સમજ્યો. વિદાય થતાં બોલ્યો 'હું ફરી એક નિર્ણય ઉપર આવ્યા પછી આપને મળીશ.'

## ટ્રેક્ટર વિ. બળદ

એક વાત ભારપૂર્વક કહેવી જરૂરી છે કે હિંદુસ્તાનમાં યંત્રો બળદનું સ્થાન લઇ શકે એમ નથી. કેટલાંક એવાં મૂળભૂત કારણો છે કે જે હિંદમાં ટ્રેક્ટરો દ્વારા ખેતી કરવાની રીતને અવરોધે છે. ૨૫ કે ૩૦ અશ્વશક્તિ ધરાવતાં ટ્રેક્ટરો હેઠળ કરકસરની દ્રષ્ટિએ ઓછામાં ઓછી ૧૫૦ થી ૨૦૦ એકર જમીન આવવી જોઇએ. પાક એક પછી એક એવી ઝડપથી ઉગાડવામાં આવવા જોઇએ કે વર્ષ દરમિયાન ટ્રેક્ટરે ૧૮૦૦ કલાક ખેડકામ કર્યું હોવું જોઇએ. આનો અર્થ એ થયો કે જમીનને પૂરું પાણી મળતું રહેવું જોઇએ અને તે ઉપર એવડો પાક ઊતરતો હોવો જોઇએ. તેથી ચોખાનું વાવેતર યાન્ત્રિક સાધનો દ્વારા થઈ શકે એમ નથી. તેવી જ રીતે જે વિસ્તારોમાં વરસાદ પૂરતા પ્રમાણમાં પડતો નથી ત્યાં પણ યાંત્રિક ખેડ નકામી છે. તેથી હિંદમાં ખેતી માટે બળદ-શક્તિ ઉપર જ બહુધા આધાર રાખવો પડે એમ છે, સિવાય કે દેશભરમાં કોઇ આર્થિક ક્રાંતિ જાગી ઊઠે.

# * યશોવર્મા !

ધૂમકેતુ

અવંતીને જે જોતા તે અવંતીની મહત્તાના પછી જીવનભર પ્રશંસક બની રહેતા—ભલે પછી, એ અવંતીને હરાવવાનો કે એના વિજયનો ગર્વ લેતા રહે! મહારાજને, અવંતીનાથના 'સરસ્વતી કંઠાભરણ' નો પરિચય કરાવવામાં, વામન સ્વામીની એ દૃષ્ટિ હતી. સેનાપતિ ઉબકે તો એ વાત ઉપર જ મદાર બાંધ્યો હતો. પછી તો અણીચૂકયાની જેમ એક વખત ફરીને અવંતી ઊભું થવાનું જ ! મહારાજ ભોજનું 'સરસ્વતી કંઠાભરણ' એ અવંતી દેશનું એક મનોરમ જીવનસ્વપ્ન હતું. એમાં એક વખત પ્રવેશ કરનારો માણસ, કાં કવિ બની જતો. કાં ઘેલો થઇ જતો. એમાં જઇને ડાહ્યો રહેનારો મૂરખ કે જંગલી હજી સુધી તો અવંતીમાં કોઇ પાકયો ન હતો, કે આવ્યો ન હતો.

મહારાજ જયદેવ એ 'સરસ્વતી કંઠાભરણ' નીરખે એ છાની અભિલાષા તો દરેક માલવીને હતી જ. એટલે જ્યારે ખબર પડી કે જયદેવ મહારાજ ત્યાં જવાના છે ત્યારે એક નાની સરખી' પંડિત વિદ્વાન કવિજનોની મંડળી પણ ત્યાં હાજર થઈ ગઇ હતી.

મહારાજનો ઉત્તુંગ ગજરાજ દેખાયો. સાથે મંત્રીશ્વરો, સામંતો, સૈનિકો આવતાં જણાયા. સૌ પંડિતો જરા ખિન્ન થયા. પણ છતાં આ નાની સરખી મેદની, ઉત્કંઠાથી એમના આવવાની રાહ જોતી ત્યાં ઊભી રહી. વિજયી નૃપતિ તરીકે 'સરસ્વતી કંઠાભરણ' નો પ્રવેશ કોઇને માટે ન હોય-આ તો ભોજરાજનું સ્વપ્નમંદિર છે, એવી માન્યતામાં રાચના વિદ્વદ્જનોને, મહારાજની યુદ્ધ સવારીમાં જરાક અનાર્યતા દેખાઇ. પણ વિદ્યાધામ થોડે દૂર રહ્યું અને મહારાજનો ગજરાજ અટકી પડયો લાગ્યો. પાછળ આવતા ઉદયન, કાક, મુંજાલ, કૃષ્ણદેવ, અશ્વરાજ સૌના આશ્ચર્યની વચ્ચે, મહારાજ જયસિંહદેવ પોતે થોડીવારમાં પગેપાળા 'સરસ્વતી કંઠાભરણ' ની દિશામાં ચાલી રહેલા દેખાયા !

સવારી ત્યાં થંભી ગઈ હતી. તમામ હાથી, ઘોડા ત્યાં જ ઊભા રહી ગયા. મંત્રીઓ ટપોટપ પગપાળા થઇ ગયા. આ અનુપમ દૃશ્યે, 'સરસ્વતી કંઠાભરણ' ની પંડિતજનોની મેદની પાસે એક જયઘોષ કરાવ્યો 'મહારાજ પાટણપતિનો જય ! મહારાજ અવંતીનાથનો જય !' એમને માટે યશોવર્મા જ હજી 'અવંતીનાથ' હતો.' પણ, દૂર ઊભીને મહારાજને આવતાં નિહાળી રહેલી પાટણની ત્યાંની સૈનિકોની છાવણીમાંથી આના પ્રત્યુત્તરમાં એક મહા ઘોષનો પડઘો પડયોઃ 'અવંતીનાથનો જય !' મહારાજ સિદ્ધરાજનો જય !' એ પડઘાએ સૌ ચમકી ઊઠયા.

મહારાજે દ્વાર ઉપર આવીને બે પળ બહાર ઊભા રહી ભોજરાજના સ્વપ્નને પહેલાં તો ભક્તિથી નીરખ્યું. દૂર દૂર હરિયાળી ટેકરીઓ ઉપર, વૃક્ષનાં ઝુંડ શોભતાં હતાં. પાસે ખળખળ વહેતા કોઇ ઝરણાના પડઘા આંહીં આવી રહ્યા હતા. હરિયાળી વનકુંજો આઘે આઘે ડોકિયાં કરી રહી હતી. વિદ્યાધામની જે કલ્પના પોતે પાટણ માટે કરી હતી, તે કલ્પનાને આંહીં મૂર્તિમંત ઊભેલી જોઇને એમણે બે હાથ જોડયાઃ પંડિતોને નમસ્કાર કર્યા. અને પછી ભોજરાજની સ્વપ્નનગરીમાં પ્રવેશ કર્યો. ત્યાં સ્થળે સ્થળે વિદ્યાની, કવિતાની, વાણીની, સુંદર મનોરમ પંક્તિઓ શિલાલેખમાં કોતરેલી એમની દૃષ્ટિએ પડી. માલવના કલ્પના વૈભવનું જાણે કોઇ સ્વર્ગીય પારિજાત ઉદ્યાન ત્યાં શોભી રહ્યું હતું !

'ઉબકજીને જોયા ?' વામન, કેશવને ધીમેથી પૂછી રહ્યો હતો.

'મહારાજનો ભંડાર, દંડનાયક મહાદેવને સોંપાય છે, ત્યાં હશે. કેમ ?'

વામનસ્વામીના પગ ભાંગી ગયા. પણ તે મહારાજ પાસે જવા માટે આગળ વધ્યો. વધારે પૃચ્છા થાય તેમ તો ન હતું. એટલામાં તો મહારાજની

* શ્રી ધૂમકેતુની 'ચૌલુક્ય નવલગ્રંથાવલિ' માં 'અવંતીનાથ– જયસિંહ સિદ્ધરાજ' પ્રગટ થાય છે તેનું એક પ્રકરણ.





સાથે ચાલી રહેલા કવિ ધારાષેણે કહ્યું: 'પ્રભુ ! આ મહારાજ મુંજ !'

મહારાજ જયસિંહદેવ ત્યાં થોભી ગયા:

ત્યાં બીજા પણ હતા. કવિ ધનપાલ હતો. કવિરાજ ખરિમલ હતો. ધનિક હતો. અવંતીસુંદરી, સીતા અને તિલકમંજરી હતાં. ત્યાં મુંજ અને ભોજ સમા નૃપતિઓ પણ કવિજન તરીકે હતા. ત્યાં પોતે જેની સામે યુદ્ધ કર્યું હતું—તે નરવર્મદેવ પણ હતો. જોદ્ધાઓની અને કવિઓની જાણે અવંતીમાં રત્નખાણ હોય એવાં કેંક રત્નો ત્યાં શોભી રહ્યાં હતાં. માનવવાણીમાં જે કાંઇ ઉત્તમ રીતે કહી શકાય એ સઘળું જ ત્યાં હતું. ત્યાં ઊભનારો જો એક પળ પણ કવિ ન બને તો સમજવું કે એ માનવ રહ્યો નથી ! મહારાજ આશ્ચર્યચકિત થતા આગળ ચાલ્યા. એક પછી એક માલવરાજાઓની પ્રતિમાઓ આવતી ગઇ. કવિરાજો, વિદ્વાનો, વિદુષીઓ પંડિતો, શિલ્પાચાર્યો, એમની પ્રતિમાઓ સામે શોભી રહી હતી. મહારાજ મુંજના જમાનાથી આજ સુધીના જમાનાની એક જીવન્ત સભા જાણે હજી ત્યાં ઊભી હતી ! અને કાવ્યરસ ચર્ચા કરી રહી હતી ! મહારાજ સિદ્ધરાજ, પોતાના પાટણ માટે જે સ્વપ્નમાં જોઈ રહ્યા હતા, જેને માટે એનો આત્મા તલસી રહ્યો હતો તે આંહીં તાદૃશ દિલ ડોલાવનાર ચિત્રમાં ખડું ઊભું હતું ! મહારાજ જોતા ગયા, ડોલતા રહ્યા; એમનું મન સ્વપ્ન હિંડોળે ચડ્યું. એમને થઇ ગયું કે અવંતી એ અવંતી! વ્યાકરણ, કવિતા, નાટક, મહાકાવ્યો શિલ્પસમૃદ્ધિ ઠેર ઠેર દેખાતાં હતાં.

મહારાજ મુંજની પાસે એનો જીવનસમર્પણી મહાઅમાત્ય રુદ્રાદિત્ય ઊભો હતો, જાણે પોતાની તેજસ્વી વાગ્ધારા હમણાં કહેશે તેવો. મહારાજ એની તરફ જોઇ રહ્યા! દંડ દાદાકજી તરફ એમણે એક દૃષ્ટિ કરી: 'દાદાકજી !' વધારે કાંઇ કહ્યું નહિ. એ આગળ ગયા.

દાદાકજી સમજી ગયા. પાટણમાં મહાઅમાત્યોની, મહાકવિઓની, મહાજનોની, મહાનૃપતિઓની એક પરંપરા સ્થપાય—દેશ તો જ જીવે, તો જ જીવે, તો જ જીવી શકે, એ વિષે આ ઉલ્લેખ હતો.

ઉદયન દાદાકજી પાસે જ ચાલી રહ્યો હતો. તેણે ધીમેથી દાદાકજીના કાનમાં કહ્યું: 'પ્રભુ ! આ આપણા અશ્વરાજ કહે છે તે તમે સાંભળ્યું ? મને એ વિચારવા જેવું લાગે છે. મહારાજ તો આગળ વધતા જાય છે...પણ...'

'શું પણ !' દાદાકે ધીમેથી એક તરફ થઇ જઇને પૂછ્યું. 'શું છે અશ્વરાજજી ? કાંઇ દગાની ગંધ લાગે છે?'

'ગંધ નથી, પણ કોને ખબર ? હજી તો જુદ્ધની હવા છે ! આપણું સૈન્ય તો આ સ્થળેથી દૂર છે. આપણે જાગતા ન હોઇએ—એ ઠીક નથી થાતું !'

દાદાકજી સમજી ગયા. વાત અશ્વરાજની સાચી હતી. 'અશ્વરાજજી !' તેમણે કહ્યું 'મહારાજ જ્યાં સાચી મહત્તા જુએ છે ત્યાં રાચી રહે છે એ ખરું; આંહીં એ થયું છે. પણ એમનું હૃદય એમનું પોતાનું જ રહે છે; પાટણમાં આવી ગૌરવભરી પરંપરા સ્થપાય એ વિચાર અત્યારે પણ એમના દિલમાં ચાલી રહ્યો છે. છતાં તમે કહ્યું તે જ બરાબર છે, આપણે સૌ મહારાજની પાસે જ રહો—ને સચેત પણ રહો. અને અશ્વરાજજી ! તમે તો ત્યાં જ રહો ! મહારાજની સંમુખમાં જ !'

અશ્વરાજે દૃષ્ટિ કરી. મહારાજ, કવિ ધનપાલની પ્રતિમા જોઇ રહ્યા હતા. અવંતીનાથ મહાન ભોજરાજની સરસ્વતીની વાણીનો જાણે ત્યાં ઝંકાર સંભળાઇ રહ્યો હોય તેમ પળ બે પળ સૌ એ ઠેકાણે ધ્યાનમગ્ન બની ગયા હતા. કવિ ધારાષેણ બોલી રહ્યો હતો:

* आकैलासान्मलयगिरितोऽस्तोदयाद्रिद्वयाद्वा
भुक्ता पृथ्वी पृथुनरपते स्तुल्यरूपेण येन ।
उन्मूल्योर्वी भरगुरुगणा लीलया चापयज्या
क्षिप्ता विक्षुप्तितिरपि परां प्रीतिमापादिता च ॥

*ભોજરાજની પ્રશંસા છે, હિમાલયથી મલય પર્વત સુધી રાજ કર્યાનો એમાં કવિ ઉલ્લેખ છે.

અવંતીનાથ ભોજરાજની પ્રતિમાને, ને એમણે જ કરાવેલી મહાન શિલ્પી મંથરની સરસ્વતીની પ્રતિમાને નિહાળતા જયદેવ મહારાજ ત્યાં એ પળ ઊભા રહ્યા! એક રાજવી કરતાં એક કવિને નિહાળતા હોય તેમ એ એના તરફ જોઇ રહ્યા હતા! એમના મનમાં એક વિચાર પણ આવી ગયો: કોણ મહાન? કવિરાજ કે ભોજરાજ? એમણે આસપાસ એક દૃષ્ટિ કરી. ત્યાં મંત્રીઓની મુખમુદ્રા ઉપર એક પ્રકારની ચિંતારેખા એમણે જોઇ. એણે અશ્વરાજને પોતાની વધુ પાસે ને પાસે આવતો જોયો. યશોવર્મા હજી અપ્રગટ રહ્યો છે એ વિચારનો પડઘો સઘળે વ્યાપી ગયેલો મહારાજે દીઠો.

પોતે સચેત થઇ ગયા. ભોજરાજની પછી તરત મહારાજ ઉદયાદિત્યની વીરપ્રતિમા દેખાઇ. પૃથ્વીનો જાણે ઉદ્ધાર કરવા માગતો હોય એવો એક મહત્ત્વાકાંક્ષી ક્ષત્રિય ત્યાં ઊભેલો મહારાજે દીઠો. મહારાજે એના તરફ–ને ભોજરાજ તરફ–એક બે વખત દૃષ્ટિ કરી.

ઉદયને એ જોયું. એણે કાકને પકડયો: 'કાકભટ્ટ! આ તમે જોયું, મહારાજ શું જોઇ રહ્યા છે તે?'

'શું જોઇ રહ્યા છે? ઝીણવટથી જોવા જેવી આંહીં બુદ્ધિ રહે તેવું ક્યાં છે મંત્રીશ્વર? આંહીં વિદ્યા છે, વૈભવ છે, વીરશ્રી છે અને શું નથી? આંહીં તે શું જોઇએ ને શું ન જોઇએ? જોદ્ધાને પણ કાવ્ય લખાવે એવી આ હવા જ છે, જૂઓને!'

'મહારાજ એ જ શોધી રહ્યા છે કાકભટ્ટજી! ભોજરાજની પ્રતિમા પાસે– અને ઉદયાદિત્યની પ્રતિમા પાસે જુઓ!'

'શું છે?'

'એ હું તમને પછી કહીશ. પણ અત્યારે મહારાજને આંહીંની વિદ્યાસભાનું મનોરમ સ્વપ્ન ડોલાવી ગયું છે. મહારાજને આખું અવંતી–પાટણને આંગણે ઊભું કરવું છે. આંહીં દંડનાયક આવી પણ ગયો. એ તમે સાંભળ્યું નાં?'

'પણ યશોવર્મા હજી છૂટો છે મંત્રીશ્વર! એનું શું?'

'યશોવર્મા પણ આવી જશે. અત્યારે સૌને એ જ ચિંતા થઇ રહી છે. આમાંથી ક્યાંક દગો તો નહિ નીકળે? મહારાજ તો આત્મવિશ્વાસે આગળ ધપી રહ્યા છે. તમે હવે તમારું સ્થાન મહારાજ પાસે સંભાળી લ્યો. કોઇ પળે મહારાજને વિદ્યાપ્રીતિની વાત કરવાની ઇચ્છા થાય–તો એ ડગલાં આગળ ભરીને, એક મહાન વિદ્વાન, સાધુ હેમચંદ્રાચાર્યનું નામ દઇ દેવાનું છે એ મારે તમને સંભારી દેવાનું હતું. આ હવા છે. ને આ સમય પણ છે!'

'અલ્યા હા... પ્રભુ! એ બરાબર!'

'આપણે પછી વાત કરીશું કાકભટ્ટ! જુઓ મારી રાહ જોવાય છે!'

મહારાજે પાછળ એક દૃષ્ટિ કરી હતી. એણે ઉદયનને જ બોલાવ્યો. ઉદયન એકદમ ઉતાવળે ત્યાં ગયો:

જયદેવ મહારાજ ઉદયાદિત્યની સ્વપ્નોદ્ધારક વીરમૂર્તિ જોઇ રહ્યા હતા. એણે બનાવેલા નીલકંઠેશ્વર મહાદેવના મંદિરનું નાનકડું પ્રતીક આંહીં જોતાં એ થંભી ગયા હતા. એમાં દુનિયાના તમામ પથ્થરની સુંદરતા જાણે કોઇકે સંઘરી લીધી હતી!

'ઉદયન! આ જોયું? આ નીલકંઠેશ્વરનું મંદિર. અને આ 'સરસ્વતીકંઠાભરણ!'

'પ્રભુ! આ તો વિદ્યાનું ધામ છે ને!'

'દાદાકજી!' મહારાજે કહ્યું: 'તમે છો, કુલ-સદ્‌ગુરુ છે, શ્રીપાલ છે, આપણે પાટણમાં એક વિદ્યાધામ રચાવો. ભારતવર્ષનું એ કીર્તિકેન્દ્ર બને. આંહીં જેમ મહાકાલેશ્વરની ધજા ફરકે છે–અને તમામ ધજાઓ એ વખતે ગૌણ થઇ રહે છે, આપણે પાટણમાં પણ રુદ્રમહાલયના ધ્વજને એ ગૌરવ આપો.' ઉદયન ચમકી ગયો લાગ્યો. પણ તે ધ્યાનથી સાંભળી રહ્યો હતો...'વિદ્યા–અને વિક્રમ એ બે વિના તો દાદાકજી!—ત્યાગભટ્ટ ક્યાં છે?'

ત્યાગભટ્ટ ત્યાં પાસે જ ઊભો હતો: મહારાજે ઉદયાદિત્યની વીરમૂર્તિ એને બતાવી. એટલામાં





વયોવૃદ્ધ શિલ્પી લક્ષ્મીધર આવતો દેખાયો. મહારાજે શિલ્પીના ખભા ઉપર પ્રેમથી હાથ મૂક્યોઃ 'લક્ષ્મીધરજી! તમે હજી અવંતીનાથ ન બનાવ્યા હો. આ ભોજરાજ–એ કવિરાજ છે. મુંજ મહારાજ તો રસકવિને જાણે દીઠા. વીરશ્રી જેવા આ મહારાજ ઉદયાદિત્ય છે. પણ તમે કલ્પેલા 'અવંતીનાથ' ક્યાંય નથી !'

'મહારાજ !' લક્ષ્મીધરે બે હાથ જોડયા: 'અવંતીનાથ' કલ્પેલ છે; એ કલ્પના આ રહી પ્રભુ !'

ઉદયાદિત્યની પાસે જ લક્ષ્મદેવ, માલવના અદ્ભુત રણોત્સાહી વીર નૃપતિની, એક પ્રતિમા ઊભી હતી. 'આ હા !' મહારાજ મનમાં જ ઘા ખાઇ ગયા. જગદેવ પરમાર ત્યાં હતો. માલવીઓનો રણઘેલો લક્ષ્મદેવ. તેણે મુંજાલ સામે જોયું. 'મહેતા ! ...પરમાર...એ જ નહિ કાં ?'

મુંજાલ પણ જોઇ રહ્યોઃ તેણે માથું નમાવ્યું. 'એ જ છે પ્રભુ !' જગદેવ પરમાર ત્યાં હતો. એનો અશ્વ, એની મુખમુદ્રા, એનું સ્વપ્ન, એની વીરશ્રી, એની જીવનકથા–સઘળામાંથી 'અવંતીનાથ' ઊભો થતો હતો. જે અવંતીનાથ શિલ્પીએ કલ્પ્યો હતો. એમાં વિદ્યાપ્રીતિ ને વિક્રમી સત્ત્વ કરતાં પણ એક અદ્ભુત વસ્તુ વસી રહી હતી. પરદુઃખભંજન ! શિલ્પીએ એ મહાન માની હતી. 'અવંતીનાથ' પદ–એની સાથે પરંપરાથી જોડાયલું હતું.

'મહારાજ !' વૃદ્ધ શિલ્પી નમી રહ્યોઃ 'વિદ્યા, એનો વિલાસ રાજદરબારોમાં એક કરતાં બીજે વિશેષ એમ મળ્યા જ કરશે; વિક્રમ–એ પણ રાજગૌરવનો વિષય; પરંતુ મહારાજ ! જે માટે આબુના અગ્નિકુંડમાંથી વસિષ્ઠ ઋષિએ 'પરમારને ઊભા કર્યા, એનું ગૌરવ તો આમાં રહ્યું છેઃ પરદુઃખભંજન !' એ જ્યાં નહિ, ત્યાં વિદ્યા એ ફીકાં: વિક્રમ, એ પણ ફીકાં; રાજગૌરવ-ફીકાં, ચક્રવર્તીપદ સમ્રાટપદ–બધું જ ફીકાં. મહારાજ ! આ ધરતીએ સમ્રાટો અનેક દીઠા છે. પણ–સમશેર અવંતીનાથ લક્ષ્મદેવે ધારી -એ એમણે જ ધારી જાણી. પરદુઃખભંજની અવંતીનાથ, એ જ લોકના મનનો 'અવંતીનાથ' છે; વિદ્વાનોનો ગમે તે હોય ! મેં મારો 'અવંતીનાથ' એવી રીતે આંકી કલ્પ્યો છે. મહારાજ લક્ષ્મદેવ !'

મહારાજ જયસિંહદેવ, પોતાની પાસે વસી ગયેલા –અને પછી આકાશી કલ્પના પેઠે ઊડી ગયેલા, માલવનરપતિ લક્ષ્મદેવની પ્રતિમા જોઇ રહ્યા. એમાંથી ઊભો થયેલો જગદેવ પરમાર–એ તો ઘર ઘરનો એક અદ્ભુત કાવ્યકથાનો નાયક બની ગયો હતો. મહારાજ જયસિંહદેવ પોતે શિલ્પી લક્ષ્મીધરને બે હાથ જોડીને નમી પડયાઃ શિલ્પીએ કાંઇક એવું કહ્યું હતું, જે એમણે પોતે પોતાના અંતરમાં વર્ષોથી સ્વપ્નરૂપે સંઘરી રાખ્યું હતું. જે એમણે પોતાનું જ ગણ્યું હતું. ઉદયાદિત્યની માલવોદ્ધારક પ્રતિમાની પડખે જ એના આ જુવાન કુમારની–જન જન ઉદ્ધારક પ્રતિમા–ભગવાન શંકરની પડખે ઊભેલા કાર્તિકસ્વામી જેવી, અનોખી દીપ્તિથી પ્રકાશી રહી હતી.

મહારાજના ચહેરા ઉપર એક સહેજ–આછી શોકછાયા જાણે ફરી વળી હતી. પોતાના પછી–પોતાની પરંપરા જાળવનાર જગદેવની શોધમાં એણે એક દૃષ્ટિ કરી. ત્યાગભટ્ટ ત્યાં ઊભો હતો ! એના ચહેરા ઉપર વીરશ્રી તો એ જ હતી -પણ મહારાજે ચારે તરફ ઊભેલા પાટણના બળવાન મંત્રીઓ તરફ જોયું–ને ઘર્ષણથી નબળા બનતા પાટણની કલ્પનાથી એ ધ્રૂજી ઊઠયા. તેમણે વિનમ્રતાથી પિતાપુત્રને માથું નમાવ્યું. આગળ ચાલ્યા.

નરવર્મદેવ ત્યાં હતો. એની પાસે જ લક્ષ્મીધરે છુપાવવા માગતો હતો–એવો એક સર્વનાશનો, પતનનો માણસ ચહેરો જણાતો હતો. મહારાજ એ તરફ ચાલ્યા. 'આ તમારા યશોવર્મા...લક્ષ્મીધ...'

પણ મહારાજ એક શબ્દ બોલ્યા ન બોલ્યા, અને જેમ આકાશમાંથી વીજળી પડે, તેમ એક કોઇ જોદ્ધો, યશોવર્માના પૂતળા પાછળથી કૂદી પડયો હતો. એની કટાર સીધી મહારાજની છાતી ઉપર જ જાણે ઘા કરતી દેખાઇ–પણ એ દશ્યે ગભરાઇ ઊઠેલા મંત્રીઓ



આમ તેમ જરાક હરેફરે તે પહેલાં તો, યશોવર્માના હાથ ઉપર જ મહારાજનો પોતાનો સિંદપંજો દેખાયો. અને એ જ વખતે વિદ્યુત્વેગે કૂદીને જયવર્માને હાથભુજાથી બાંધીને તેના ઉગામેલા હથિયારને અદ્ધર જ રાખી દેતો અશ્વરાજ દેખાયો.

આ બધું એટલી ઝડપથી ને એવી તો વેગીલી પળ વિપળમાં બની ગયું કે કોઇ કાંઇ સમજી શક્યું નહિ. લક્ષ્મીધર ફિક્કે ચહેરે ત્યાં ઊભો હતો. રાજદૂત વામનજી નીચે મોંએ પૃથ્વી ભણી જોઇ રહ્યો હતો. એણે યશોવર્માને આ ખોટા સાહસે સર્વનાશ તરફ જતો જોયો. લક્ષ્મીધરની 'સર્વનાશ'ની મુખમુદ્રા એને યાદ આવી ગઇ. મહારાજ જયદેવ આંહીં આવે, એ વખતે પ્રગટ થઇને પ્રીતિભેટે એક બીજા વચ્ચે મૈત્રી સંબંધનો ઉહાવાવ તેટલો લાભ અત્યારે ઉઠાવી લેવાની યોજના વિષે વાત હતી. સેનાપતિ ઉબક પણ આવી ગાંડીસાહસ વાત કરી ન હતી. એટલામાં તો ત્યાં તરત ચારે તરફથી સશસ્ત્ર મંત્રીઓ ને સામંતોની દોડાદોડી થઇ રહી. ત્યાગભટ્ટે શંખ ફૂંકયો ને સોલંકી સેનાનાં ઘોડાં બે પળમાં તો વિદ્યાધામમાં આવીને ઊભાં રહ્યાં.

યશોવર્મા અને જયવર્માને તરત જ બંધનમાં નાખી દેવામાં આવ્યા. રાજદૂત વામનજીને આવા ખોટા સાહસની જાણ ન હતી--તે બે હાથ જોડીને મહારાજને વિજ્ઞપ્તિ કરવા આવ્યો--પણ એને મંત્રીઓએ પહેલાં બંધનમાં મૂકી દીધો.

પણ એટલામાં તો મહારાજે આજ્ઞા આપી: 'એક પણ સૈનિક વિદ્યાધામમાં રહે નહિ.' બીજી જ ક્ષણે આખું લશ્કર ત્યાંથી ફરી ગયું. યશોવર્માને મહારાજના પોતાના મુકામ પાસે પટકુટિમાં રાખવાની આજ્ઞા થઇ. રાજકુટુંબીજનો થોડી શોધ થતાં ગુપ્તમાર્ગમાંથી મળી આવ્યાં. લક્ષ્મીધરનું કોઇ અપમાન કરી ન બેસે એની મહારાજે ખાસ આજ્ઞા આપી હતી. શિલ્પી તો તદ્દન નિર્દોષ હતો. મહારાજે પોતાને હાથે જ એને શિલ્પાચાર્ય તરીકે બહુમાન કર્યું. એક વખત રુદ્રમાળ જોવા આવવાની વિજ્ઞપ્તિ પણ કરી. અને એને તરત મુક્ત કર્યો.

યશોવર્મા ને જયવર્મા બંધનમાં હોવાના સમાચાર ધારાદુર્ગમાં ફેલાઇ ગયા. પણ એ વખતે તો તમામ સ્થળે સોલંકી સેનાની ચોકી બેસી ગઇ હતી. દંડનાયક મહાદેવ ને સેનાપતિ કેશવ લોકોને આશ્વાસન ને વિશ્વાસ આપતા ચારે તરફ ફરવા લાગ્યા.

કેવળ એક જ માણસ હાથતાળી દઇને નાસી જઇ શકયો હતો. સેનાપતિ ઉબક.

એક સપ્તાહ સુધી ધારાદુર્ગમાં ઠેકાણે ઠેકાણે ફરીને મહારાજે પોતે—'અવંતીનાથ' વિષેની શિલ્પી લક્ષ્મીધરની કલ્પના સાર્થક કરતા હોય તેમ, વ્યવસ્થા ને શાંતિ સ્થાપવા માંડી સૌથી પહેલાં તો એ શૂર-વીર ગંગપરમારની માતે મળ્યા ! માલવીઓમાં એક વાત પ્રચલિત થવા માંડી. વીર વિક્રમનો આ રાજા અવતાર છે. ને વેતાળ બર્બરક રૂપે આવ્યો છે. વાતાવરણ જ્યારે શાંત થતું જણાયું ત્યારે એક પ્રભાતે સોલંકી સેનાને પાટણપંથે પળવાની આજ્ઞા થઇ. કાષ્ઠના પિંજરમાં યશોવર્મા ને જયવર્મા એક ગજ ઉપર સાથે હતા.

## પ્રાન્તીય સરકારોની જવાબદારી

હિંદમાં ખેતી હજુ યે વરસાદને આશ્રયે રહી છે. બે ચાર અઠવાડિયાંની ઢીલ થાય કે અનાવૃષ્ટિ લંબાય તો આખાયે વર્ષના પાકમાં ઘણો ઘટાડો નોંધાય. ખેતીવાડી એ પ્રાન્તીય સરકારનો જવાબદારીનો વિષય છે. મધ્યસ્થ સરકાર પ્રાન્તીય યોજનાઓ માટે અમુક ફાળો આપે, નિષ્ણાતી સલાહ સૂચનો આપે, સંશોધન કાર્ય કરે, દોરવણી આપે, આવશ્યક સાધનોની પ્રાપ્તિ માટે સરળતા કરી આપે અને વિદ્યુતશક્તિથી પાતાળ કૂવાઓનું પાણી ખેતીને પહોંચાડવાની કે યંત્રોનાં સાધનો વડે પડતર જમીનને હળ હેઠળ લાવવાની, જળ સિંચનની વિશિષ્ટ યોજનાઓ હાથ ધરે. પરંતુ એક છોડની જગ્યાએ બે ઉગાડવાની જવાબદારી પ્રાન્તીય સરકારોની છે.

मंगपु ते रवीन्द्रनाथ [मैत्रेयीदेवी]मांथी

અનુવાદક : રમણિક મેઘાણી

એકલો બેઠો રેડિયોમાં ગીત સાંભળતો હતો. દીપ નિભે ગેછે મમ નિશીથ સમીરે–વળી રહી રહીને કહે— 'તમને એ નહિ ફાવે' —હું કહું છું, મને તો ફાવે જ છે, હવે તમને ફાવે તો નિરાંત કરું! અને જો, રવિ ઠાકુર ગીતો કંઈ મોળાં નથી લખતા, એક રીતે ચલાવી લેવાય એવાં તો એને કહેવા જ પડશે. चलिते पाबे रजनीगंधार गंध मिशेछे समीरे, धीरे धीरे —ને ગીતો પણ કંઈ ઓછાં લખ્યાં છે! હજાર–હજાર ગીતો, ગીતોનો સાગર–એ તરફ ખાસ કોઈએ જોયું નથી કે બંગાળ આખાને મેં ગીતોમાં તરબોળ કરી દીધું છે. મને તો ભૂલી શકશો, પણ મારાં ગીતોને કઈ રીતે ભૂલી શકશો?......એ પણ ધારો કે થયું, પણ આ વળી શું લાવ્યા?

'ઓવલટીન'

'મહામાન્ય ઓવલટીન. પણ ખાંડ જ નાંખી નથી, જરા જેટલી ખાંડ નાંખવામાં શું વાંધો હતો? જરા મધુરતા વિસ્તારતાં–કેવો કઠોર છે તારો સ્વભાવ! તમારે કેવી સગવડ છે ઓ હે ધીર મધુરભાષિણી બોલો ધીર મધુર ભાખે,–તમારે તો આટલાથી જ ચાલ્યું જાય, તમે તો જરા મીઠા હાસ્યે –મૃદુ સાદે આ લો, પેલું લો કર્યે જ જીવન આનંદમાં વીતાવી શકો છો, અને પુરુષોને?–અરે બાપ! કેટ કેટલી આફત–બી. એ. પાસ થવું, કાગળો પર કાગળો લખવા, ફોરવર્ડ બ્લોક, કોન્ગ્રેસ ચળવળ કંઈ પાર છે!'

'પણ આજ કાલ તો સ્ત્રીઓમાં પણ આ બધું ચાલ્યું છે. અને તે સાથે વળી નૃત્ય–ગીત અને શાક સમાર પણ છે. પહેલાંની જેમ માત્ર ઓરે મા દીકરા આ ખાવ ને તે ખાવ કર્યે આજ કાલ ઓછું ચાલે છે?'

'એ સાચું છે, નિરર્થક તોફાનોયે ક્યાં ઓછાં શરૂ થયાં છે? તે દિવસે જે છોકરીનાં ગીતો સાંભળ્યા, તે યે પરણવાની તો ખરી જ. હવે વિચારો એનાં પતિની સ્થિતિ! એ પ્રકારનું સંગીત ન શીખ્યે કંઈ વાંધો આવત? શું કરવું કહે,–યુગધર્મ–એ કરતાં ચાલો પેલા વરંડામાં બેસીએ ચારુ, અમે નહોતા, ત્યારે તમે એકલા એકલા અહીં શું કરતા હતા? આ નિર્જનતામાં દિવસ કઈ રીતે વીતાવતા? તમારો નિત્ય–ક્રમ જરા કહી જાવને! આ જ ને–સવારમાં ઊઠીને જરાક ઘરકામ, ઓવલટીન બનાવવું, એક ને અર્ધું–દોઢ જણની જ ચિન્તા, બેશક અર્ધું જણ કંઈ નાનું–સૂનું નથી!'

'શરૂ–શરૂઆતમાં જરા આકરું લાગતું જ. અને વળી મારો સ્વભાવ તો તમે જાણો જ છો ને–'

'એ તો જાણું જ છું ને, મઝાનો ગુંજન જેવો, લોકો સાથે હળવું, મળવું, મિત્રમંડળ જમાવવું–'

પહેલવહેલી આવી ત્યારે તો કોઈ જ નહોતું. હવે તો ઘણાં આવી ગયાં છે. છતાં આ કરતાં એકદમ કોઈ જ ન હોય એ એક રીતે સારું.'

'એ બરાબર છે. આ તો હોય તોયે ન હોય તેવા, નિર્જન છતાંયે પૂરેપૂરું નિર્જન નહિ, આ બરાબર નહિ.'

'પણ હવે મને ફાવી ગયું છે–વાંચું છું, સીવું છું'......

'જાણું છું, જાણું છું, બીજું પણ એક કામ કરે છે, તે તે પાનાં ને પાનાં ભરી પત્રો લખવાનું. એ પણ એક કામ જેવું કામ છે. એ જ તો તમારું સાહિત્ય છે! અને અમારું! દીપ નિભે ગેછે મમ નિશીથ સમીરે....'આ પથે જશો જ્યારે અંધારે, માર્ગે મળશે રજનીગંધા સૌરભ સમીરે, ધીરે ધીરે–મને પણ ગમે છે આ જનશૂન્ય દિવસ. કદી કદી જ્યારે તડકો ઝળહળી ઊઠે છે યા જે દિવસે ચારે બાજુ ગાઢ ધુમ્મસથી ઘેરાઈ જાય છે ત્યારે ચૂપચાપ બેઠો હું એ સ્તબ્ધ ગાઢ નિર્જનતાને માણું છું. એનો એક સ્પર્શ છે જે હૃદયના મર્મ સુધી પહોંચી જાય છે. તારે બદલે જો મારો સંબંધ અહીં થયો હોત તો અજબ લહેર આવત. પતિદેવને કહેત કે–'જાવ તમે કવીનાઇન બનાવો, હું અહીં શાંત બેઠી રહીશ.' મને અહીં કંઇક કામ આપો ને એક ઝૂંપડું બાંધી પડ્યો



રહીશ! અને મારી શારીર સ્થિતિ જોઈને એ નક્કી દયા બતાવીને કંઈક હળવું કામ મને આપશે? મઝાથી પડ્યો રહીશ. નહિ ફોરવર્ડ બ્લોકની ચિન્તા કે નહિ આશીર્વાદ આપવાની ઉપાધિ, નહિ વ્યાખ્યાન આપવા, કે નહિ નામકરણની પંચાત, કે નહિ ઈશ્વર દયાળુ છે યા નથી તેનું પ્રમાણપત્ર આપવાનું.

ખુકુ થોડાંક તાજાં ફૂલ-પાંદડાં લઈને આવી-'કેમ તારામાં કંઈ બુદ્ધિ-શુદ્ધિ ન આવી કે? વૃક્ષનાં પાંદડાં-ફૂલ તોડતાં એને દુઃખ થાય છે તે જાણે છે?'

'સાચે જ એવું થાય છે?'

હું નાનો હતો, ૧૦-૧૨ વર્ષનો હઈશ ત્યારે કોઈને ઝાડનાં પાંદડાં યા ફૂલ તોડતાં જોતો ત્યારે બહુ દુઃખ થતું. ઘણાંને ચાલતા ચાલતા દોથો એક પાંદડાં તોડતા જવાની ટેવ હોય છે, મને એ બહુ ખરાબ લાગે છે. મનમાં કંઈક અમળાતું હોય એવું લાગે છે. અને એથીયે વધુ ખરાબ લાગતું કોઈ છોકરું યા કૂતરું બિલાડીને હેરાન કરી ત્રાસ આપતું ત્યારે-અસહાય પ્રાણીની મૂક વેદના અંતરને બહુ સ્પર્શી જાય છે. એક વાર દિપુએ એક કૂતરાને નાહકનો માર્યો હતો, મેં માંડ માંડ એ કૂતરાને છોડાવ્યો. દિપુ હતો અમારો ભાણેજ-બહુ લાડિલો. એણે જઈને ફરિયાદ કરી મોટાભાઈને કે મેં એને માર્યો છે. 'શા માટે માર્યો? જા, ખૂણે ઊભો રહે' ઊભો રહ્યો. આ રીતે નાનાઓ ઉપર લગભગ અન્યાય થાય છે. એની વેદના મનમાં ખટકયા જ કરે છે. કંઈ કહેવાનો કંઈ ઉપાય નથી, કે વિરોધ માટે વાણી નથી.

जन छूँयो मोरी बैंया नगरवा
नगर लोक सब आत जात है,
काहे करत लडकैइया.
हामार तुमार से प्रीत लगी है
सुन मनमोहन प्यारे,
बाट घाटमें अयसे न करियाँ
पड्हुं तोरि पैंया.

મારગ વચ્ચાળે મારો હાથ ન ઝાલો, કેટલાયે નગર-જનો આવે જાય છે તેઓ શું વિચારશે? -પરદેશ હતો ત્યારે આ બધાં ગીતો ખૂબ ગાતો. આ ગીતોમાં વતનની છબી એવી સ્પષ્ટ ઊપસી આવતી કે પરદેશ રહેવા છતાંયે એનાં સૂરની વાટે દેશમાં દઇ જઇ શકાતું. રસ્તા પર જાણે તડકો ઝળહળે છે. કેટલાયે લોકો ત્યાં થઇને આવે-જાય છે, એની વચ્ચે વિપદામાં પડી છે માથે-મટુકી લઇને જતી એક સ્ત્રી. પરંતુ એ વિપદા બહુ અવાંછનિય છે એવું નથી. જન છૂંયો મોરી બૈંયા......

અને આ ગીત સાંભળ્યું છે?

की यातना यतने मने मने...
की यातना यतने मनइ जाने...
की यातना यतने मनेमने मनइ जाने.
पाछे लोके हासे शुने
आमि लाजे प्रकाशित पारिने.
प्रथम मिलनाविधि जेन कत अपराधी
निरवधि साधि प्राण-पणे
तबु ता से नाहि तोषे,—
मोरा दोषे अकारणे.
की यातना यतने मनइ जाने.

આ ગીતોનાં શબ્દો સાદા છે, સૂર સાદા છે, છતાં એની સહજ સ્વાભાવિક સૂરાવલિમાં કંઈક એવું છે જે ગાઢ-પણે મનને સ્પર્શી જાય છે એનાં સૂરનાં Pathos અંતરને આકુલ કરી મૂકે છે. આ બધા અમારા વખતનાં ગીતો છે. કોણે એ લખ્યા એની પણ ખબર નથી,-આ બધું વડે તિયાણુ સાહિત્ય છે. બીજું એક ગીત

'कत कैंदे छे ओ कॉदाये गे छे
जावार बेलाय हाते धरे कैंदे छे
ओ जार बँधु विदेशे जाय से कि काद्या सय
काँदते रथामेर काचामुख मने पड़छे
कत कैंदे छे ओ काँदाय गे छे, कैंदे छे...

આ ગીતોનાં શબ્દોમાં કોઈ સાહિત્ય સંપદ ભરી નથી, છતાં એનાં સૂરનાં Pathos જોયાં? અને કેટલું સહજ રીતે એ બોલાય છે! આમ બોલવું કે જેથી સ્પષ્ટપણે એનું રુદન અનુભવી





શકીએ પરદેશમાં આ ગીતો ખૂબ ગાતો, ત્યાંનું વાતાવરણ જુદી જાતનું છે. પુસ્તકોમાં પણ તમે એ જોઇ શકો છો કે ત્યાં અહીં જેવું નથી. ત્યાં આ ગીતોનાં સૂર એક એવું ચિત્ર ખડું કરી આપતા કે જેમાં હું બંગાળી ઘરની કન્યાને-બંગાળને સ્પષ્ટપણે જોઇ શકતો. આજકાલનાં આધુનિક ગીતોમાં શબ્દ વૈવિધ્ય અને સુકુમારતા ખૂબ હોય છે પરંતુ એ યાદ નથી રહેતાં. અગાઉનાં સાદા શબ્દો અને સહજ મીઠા સૂરવાળા ગીતો જ મને વધુ યાદ છે...

मने रये गेलो मनेर कथा
चोखेर जल आर प्राणेर व्यथा
मने करि दुटो कथा बले जाइ
केन मुख पाने चेये चले जाइ
से जदि चाहे, मरि जे ताहे
केनो मुदे आसे आंखिर पाता.
मने रये गेलो मनेर कथा......
म्लान मुखे सखी से जे चले जाय
तारे फिराये डेके निये आय
बुझिल ना से जे केंदे गेलो
धूलाय लुटाइलो हृदय लताय—

આ બધા થયા અમારા જમાનાનાં ગીતો. આ ગીતો તમે કદીયે ક્યાંય સાંભળ્યા નહિ હોય. અત્યારનાં ગીતોથી એ અનેક રીતે જુદાં છે.

× × ×

ક્રમશઃ

## પૂલ ઉપરથી

પૂલ ઉપરથી કો કુમારી
બજવંતી અંગે રૂપસિતારી

આવતી'તી, દૂરથી હું દેખતો તનુ દૃષ્ટિ તેની,
ક્યારે સરે નજદીક, ને હું ન્હાઉં એ રસરૂપ હેલી !

ધીમે ધીમે વધતા કદમ,
જીભ પર સરે સાકી, સનમ,

અંતર તલસતું'તું પિપાસુ દર્શને થાવા ખતમ !

આવી નજીક, નયનો બિરાદર,
તાકે ફનાના રાહ પર,

પણ હાય ! ક્યાંથી આભથી જલબિંદુ કો ચસ્મા ઉપર,
ગઈ વાદળી ટપકી, બગાડયો ખેલ આખર બેકદર !

પ્રા. શશિન્. ઓઝા

# પ્રસંગાવલિ

ધૂમકેતુ

એક સાધુ મહારાજ પાસે એક સ્ત્રી આવી. એની આંખમાંથી આંસુ ચાલ્યા જતા હતાં. બોલવાના શબ્દો ગળામાંથી નીકળી શકતા ન હતા. એનું દિલ ભાંગી ગયું હતું. એનું એકનું એક સંતાન બીમારીથી હમણાં જ મરી ગયું હતું. માતાના હૃદયમાં હોય એવો અપાર શોક એના હૃદયમાં બેઠો હતો. એ શોકમાં ને શોકમાં એ આંહીં દોડી આવી હતી. એણે આવીને સાધુ મહારાજના ચરણમાં માથું મૂક્યું: 'મહારાજ ! ભગવાન નઠોર ન હોય તો આ બને કેમ ? મારા પ્રેમમાં ક્યાં કહેવાપણું હતું કે મને આ સજા થઇ ? તમે કહો છો પ્રભુ પરમ દયાળુ છે, તો આ એની દયા છે ? મારું છોકરું શા માટે મરે ? મારો વાંક શું ?'

સાધુએ મંદ મંદ હસીને કહ્યું: 'બાઇ ! પ્રભુ તો પ્રેમનો મહાસાગર છે. તું પણ જો પ્રેમનો મહાસાગર બને તો તને કોઇ શોક ન હોય !'

'હા મહારાજ ! હું તમારી પાસે એક વાત મૂકૂં છું લ્યો. મારી જિંદગીનાં તમામ બાકી રહેલાં વરસો, ભગવાન ભલે આ છોકરાને આપી દે. પણ છોકરો મારો જીવે !'

'બાઈ ! ભગવાનને ત્યાં તું ધારે છે એમ કોઇ નામું લખનારો બેઠો નથી. પણ જેમ તારું સંતાન મરણપથારી ઉપર છે, એમ કોઇ ને કોઈ નાનકડા શિશુની માતા મરણપથારી ઉપર શું નહિ પડી હોય ? આ સંસારમાં તો એવું હર પગલે જોવા મળે છે !'

'અમારી પાડોશણ જ મરવા પડી છે મહારાજ ! તે એનું નાનકડું છોકરું બચારું એ ઝૂરે !'

'ત્યારે બાઈ ! એ છોકરાને તું તારું કરી લે. એટલે તને શોક નહિ રહે.'

'પણ એ બચારું તો એની મા માટે ઝૂરે છે !'

'પણ ત્યારે તું શું મા નથી ? જો બાઇ ! ભગવાનને આપણે સૌ છેતરીએ છીએ પણ હું તને એક વાત કહું. મેં આજ વરસો થયાં ભગવાનની શોધ માંડી છે. ભગવાન ક્યાંય છે નહિ. તમારા પોતાના હૃદયમાં જ્યારે પ્રેમસાગરની એક જરા સરખી પણ લહરી આવે છે ત્યારે એટલી વાર એ ફક્ત દેખાય છે. તમારો એ પ્રેમ, દયારૂપ થઈ રહે છે, અને ભગવાન અદૃશ્ય થઇ જાય છે. તું છોકરાની દયા ખાવાનું છોડી દે. એના ઉપર દયા રાખનારા તો ઘણા છે. તારી પાસે પ્રેમ હોય તો એ દેખાડ !'

'પણ મહારાજ ! એ તો પરનાત છે !'

'ત્યારે તો બાઈ ! તું ભગવાનને મફતની વગોવે છે જે જે કાંઈ ખૂએ તે આટલું નોંધી રાખે, કે એના પોતાના જીવનનો જ એ પડછાયો છે, તો ય એને ફાયદો થાય. કોઇને કાંઈ ખોવું ન હોય તો કોઇ કાંઇ ન ખૂએ, એવી પ્રેમસાગરની છોળને પૃથ્વી ઉપર પથરાવો. પછી કોઈ કાંઈ નહિ ખૂએ. પછી કાંઈ ખોવાનો શોક નહિ રહે. એની સાચી ચાવી તો આ છે. બાકી તમામ જ્ઞાનવાર્તા ખોટી છે !'

[ ૨ ]

એક ચેલો પોતાના મનને વારંવાર મારે અને મન પાછું એને વારંવાર દગો દે.

* જનસામાન્ય સંસ્કારને દૃષ્ટિ સમક્ષ રાખીને લખાતા 'જ્ઞાનગોષ્ઠી' જેવા બીજા પુસ્તકમાંથી લીધેલા પ્રસંગો.





બહુ બહુ મહેનત કરે પણ મન માને નહિ. થાકીને એ ગુરુજી પાસે ગયો. એને વાત કરી. પોતાનાં ભગવાં પાછાં લઇ લેવાની વિનતિ કરી. ગુરુજી બહુ જ્ઞાની હતા. સમજી ગયા કે આ બિચારાનો દોષ નથી. એણે ગીતાજીનો અક્ષર વાંચ્યો છે, પણ એ અક્ષરમાં રહેલું સત્ય જાણ્યું નથી. ભગવાને અર્જુનને કહ્યું હતું કે અર્જુન! મન તો શનૈઃ ધીમે ધીમે વશ થાય. ઉતાવળ કરનારો તો એમાં ગોથું ખાય.

એટલે સાધુ મહારાજે એને કહ્યું: 'આજ તું રાતે મારી પાસે આવજે. આપણે સામેના જંગલમાંથી એક જડીબુટ્ટી લાવીશું. એના સેવનથી મન કબજામાં આવી જશે!'

સમય પ્રમાણે ચેલો તો હાજર થઈ ગયો. ગુરુ અને શિષ્ય જંગલ તરફ ઉપડયા. જંગલમાં એક નાનકડી કેડી ઉપર બન્ને જણા ચાલવા માંડયા.

ગુરુની પાસે એક નાની સરખી વીજળી ચાંપ હતી. અંધારું બહુ લાગે ત્યારે એને જરાક સતેજ કરે. માર્ગ સૂઝે એટલે પાછી ચાંપ બંધ.

રસ્તે ગુરુએ કહ્યું: 'પરમાનંદ! આમ ને આમ રસ્તો આપણે, પંદર માઇલનો અંધારામાં કાપવાનો છે!'

'પંદર માઇલનો? પણ શું વાંધો છે આ વીજળીચાંપ છે ને!'

'વીજળીચાંપ, કાંઈ ગાંડાભાઈ! પંદરે પંદર માઇલના આખે આખા રસ્તાને એકી સાથે પ્રકાશ આપવાની છે?'

'એકી સાથે આખા રસ્તાને પ્રકાશમય જોવાનું આપણે કામ પણ શું છે?' પરમાનંદે કહ્યું.

'ત્યારે?' ગુરુ હવે તો કેડી ઉપર જ ઊભા રહી ગયા.

'આપણને કામ પૂરતો પ્રકાશ મળે એટલે થયું. એટલો પ્રકાશ આપણો તરતનો આગળ રસ્તો બતાવે એટલે બસ. પછી વળી બીજો પ્રકાશ!'

'એમ? ત્યારે પરમાનંદ! ભલા માણસ જડીબુટ્ટી તો તને જડી ગઇ છે, હવે આગળ શું કરવા જવું?'

'પણ જડીબુટ્ટી?'

'જડીબુટ્ટી તો ગાંડાભાઈ! હમણાં તેં જે સમજણ દેખાડી એ જડીબુટ્ટી છે. જે રીતે તું આ આખા રસ્તાને પ્રકાશમય જુએ છે, જો કે તારું સાધન તો પાંચદશ ડગલાંને જ પ્રકાશ આપે તેવું છે, એ જ રીત, તારા આખા મનને જીતી લેવાનું છે. મન તારું તને પળે પળે ભરમાવે છે. એનો અર્થ એ કે તું પળે પળે જાગતો રહે. આ તો તું સવારે બે માળા ફેરવી ને પછી આખો દિ તો મનને ગમે ત્યાં ભટકવા દે છે એમ કાંઇ મન તને જીતવા દે. જડીબુટ્ટી આ પળ પળમાં રહી છે. પળ પળ કરતાં જીવનનો કેટલો બધો વખત કપાઇ જાય છે. માટે પરમાનંદ! તું આ રીતે મનની પાસેથી કામ લે!'

[ ૩ ]

એક વિજ્ઞાની હતો. એક તત્ત્વજ્ઞાની હતો. બન્નેની વચ્ચે ભારે મતભેદ પ્રવર્તે. વિજ્ઞાની કહેશે તમારો પંથ આળસુનો છે. તત્ત્વજ્ઞાની કહે તમારો પંથ ધમાલિયાનો છે.

બન્નેની વચ્ચે બહુ તકરાર થવા માંડી એટલે પછી બન્ને છૂટા પડી ગયા. પાસે પાસે રહે પણ કયારેક જ મળે.



વિજ્ઞાની પોતાના કામમાં તલ્લીન થઇ ગયો. તત્વજ્ઞાની પોતાના ધ્યાનમાં લીન થઇ ગયો.

એક સવારે એક આશ્ચર્ય થયું. પેલો તત્ત્વજ્ઞાની ધીમે ધીમે વિજ્ઞાનીને મળવા માટે આવી રહ્યો હતો.

તે પાસે આવ્યો ત્યાં જ પેલા વિજ્ઞાનીએ કહ્યુંઃ 'ભાઈ! તમે આવ્યા તે બહુ સારું થયું. નહિતર હું તમારે ત્યાં આવવાનો હતો!'

'કેમ?'

'જે કોયડો ઉકેલવા વર્ષોથી પ્રયત્ન કરાતો હતો તે કોયડો કાલે અચાનક ઉકેલી શકાયો!'

'એમ? ત્યારે હું પણ તમને એટલા માટે મળવા આવ્યો હતો. મને કાલે એક પરમ સત્યનું દર્શન થયું!'

'તમારું સત્ય ભાઇ–શું હતું એ?'

'કે કોઇપણ સત્યનું બીજાંકુર ત્યારે જ મળે છે, જ્યારે કયાંય અહમ્ રહેતો નથી.'

પેલો વિજ્ઞાની હમણાં એની મશ્કરી કરશે એમ ધારીને ફિલસૂફ કાંઇક વધુ બોલવા જતો હતો, પણ ત્યાં તો એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. વિજ્ઞાની ઊભો થઈને એને ભેટી પડયો હતો. એણે એને બે ઘડી પ્રેમથી નવારી દીધો. 'અકસ્માત જ્યારે કાલે પેલો કોયડો ઊકલ્યો ત્યારે શું થયું હતું કહું?'

'શું?'

'મને એમ થઇ ગયું કે જાણે 'હું' જ આ પૃથ્વી ઉપર નથી રહ્યો! જ્યાં સુધી હું કામ કરું છું, હું લખું છું, હું મેળવું છું, આ મને મળ્યું, આ મેં મેળવ્યું, એવું એવું કાંઇક પણ ભાન હતું ત્યાં સુધી જાણે આ મળ્યું આ મળ્યું કરીને સત્ય સરી જતું હતું. પણ એમાં એક પળ આવી–અને 'હું' હું જ રહ્યો નહિ, બરાબર એ પળે પેલો કોયડો ઊકલી ગયો!'

'ત્યારે તો મેં કહ્યું તે જ–'હું' ન હોય ત્યારે સત્યનું બીજાંકુર પ્રગટે!'

તે સાંજે નગર આખું એક વિચિત્ર ઘોષ સાંભળતું હતુંઃ 'સાંભળજો નગરજનો! એક નવી વાતનો ઉદય થાય છે. વિજ્ઞાન એ ધર્મનો મોટામાં મોટો મિત્ર છે. ધર્મ એ વિજ્ઞાનનો પરમ હિતેચ્છુ પાડોશી છે!'

## ભવિષ્યનું શું?

સ્વાધીનતાના પહેલા બાર માસનો સમય દેશનાં કેટલાક ભાગોમાં ગભરાટનો અને તપશ્ચર્યા સમી માપ–બંધીનો કાળ હતો. છતાં ભૂખમરો આવતો અટકાવવામાં આવ્યો છે જ, અને ખોરાકના ભાવો અને ખોરાકના વપરાશ ઉપરના નિયંત્રણો દૂર થતાં સામાન્યતઃ રાહતનો અનુભવ થયો છે. ખોરાકની અછત સામેનું યુદ્ધ તો હજી ચાલુ જ છે પણ સખત અંકુશની અસલ વ્યૂહરચનાનું હવે પુનરાવર્તન નહિ થાય. ઉત્પાદકો, વ્યાપારીઓ અને ઉપયોગકર્તાઓની અત્યારની સંગ્રહવૃત્તિ સામે સરકાર શું પગલાં લેશે તે અત્યારે કહેવું મુશ્કેલ છે પણ, પરિસ્થિતિ ચિન્તારહિત છે અથવા તો યોગ્ય ઉપાયો વખતસર નહિ લેવાય એવો દાવો કરવો એ વ્યર્થ કાળક્ષેપ છે. કદાચ આયોજનપૂર્વકના અંકુશ ત્યાગનો છેલ્લા સાત માસ દરમ્યાનનો અનુભવ અન્નવિષયક દીર્ઘકાલીન આયોજનની દિશામાં માર્ગદર્શક થઇ પડશે અને ક્ષુધાના પંજામાંથી મુક્તિ મેળવવાના અંતિમ લક્ષ્યને પ્રાપ્ત કરતાં પહેલાં જે સુરંગ–ક્ષેત્રો વચ્ચેથી આપણે પસાર થવું પડશે અને જે માર્ગ–અવરોધો દૂર કરવા પડશે તે દર્શાવતો નકશો પણ સાથે સાથે દોરાતો જશે.

# સાધુતાની પગદંડી

નવલભાઈ

[સંતબાલજીના કાર્યથી હવે ભાગ્યે જ કોઇ અપરિચિત હશે એમની સાથે કામ કરતાં કરતાં. અવારનવાર જે અનેક પ્રસંગો આંખે નિહાળ્યા અને સાંભળ્યા તથા જે જે લાગણીઓ અનુભવી તે 'સાધુતાની પગદંડી'ના મથાળા હેઠળ આપવા વિચાર્યું છે.]

ચોર વડોદરા !

વડોદરા તો અનેકવાર જોઇ નાખ્યું છે. ત્યાં ભણ્યો છું. એના વિશાળ રાજમાર્ગ ને રંગબેરંગી બગીચા; પથ્થરે પથ્થર યાદ છે.

પણ આ તો છે ચોર વડોદરા. ચોર લોકોનું વડોદરા. ચુંવાળનું એક બહુખ્યાત ગામ.

નળકાંઠામાં ચોરીનો એક જુદો જ પ્રકાર છે. ખેડૂત એના ખેતરમાં કામ કરતો હોય એટલામાં આજુબાજુથી બેચાર બુકાનીવાળા ખેતરમાં ધસી આવે. ખેડૂતને ઘેરી લઇ બંદૂકની નાળ બતાવે. આંગળીના ઇશારાથી કહી દે, 'બળદ છોડી આપ!'

બૂમ કોને પાડવી ? વિશાળ ધરતી પરની છૂટી છવાયી વસ્તીમાં એનો સાદ સાંભળવા કોણ નવરું બેઠું છે ? અને એ ક્યાં એક બે દિવસનું છે ! રોજની લપ ! કોઇ મદદે ન આવે.

ચૂં કે ચાં કર્યા સિવાય ખેડૂતને બળદ છોડી આપવો પડે. બુકાનીધારી કહે કે આ બળદ અમારી સાથે આવીને ફલાણે ઠેકાણે મૂકી જા, તો લાચારીથી એ ય મંજૂર !

રોજની ફરિયાદ. આજે આ ગામમાંથી તો કાલે પેલા ગામમાંથી, આજે અહીંથી, કાલે ત્યાંથી; કંઇક ને કંઇક ચોરાયાની ફરિયાદ આવી જ હોય.

કોઇ કહે મારા બળદ લૂંટારા લઇ ગયા. કોઇ કહે મારી ભેંસો લઇ ગયા.

જર તો આ ગામડાંએ ઝાઝો દીઠો નથી ને જમીનની ચોરી થઈ નથી; તેથી કોઇ કોઇ વાર કોઇની જોરુ ઉપાડી ગયાની બૂમો પણ ભેગીભેગી આવે છે ખરી.

અને ચોરીઓ તેય કેવી ? રસ્તે જતાં ઇચ્છા થઇ આવે કે લાવો, લાગ સારો છે—ફલાણા પાસેથી કંઈ પડાવી લઇએ; એવું નહિ. ચોરી કરવા માટે અહીં બધું કામ પદ્ધત્તિસર ચાલે. તેમાં ય ઢોરચોરીનો તો વ્યવસ્થિત વેપાર. ચોરી કરી લાવનારા, ચોરીનો માલ સંઘરનારા એને વેચનારા અને ખરીદનારાઓની જાળ આજુબાજુનાં ગામડાંમાં ગૂંથાઇ ગઇ છે.

ખેડૂતો બિચારા શું કરે ! બે ચાર સાથે હોય ત્યારે કોઇ ચોરી કરવા ન આવે. અને એકલો હોય ત્યારે બે ચાર ચોરની સામે એનું ગજું નહિ દહાડો આથમતાં પહેલાં તો હળ છોડી ઘરભેગા થઇ જવાનું.

બીજું તો ઠીક છે. પણ બળદ ચોરાય એટલે ખેડૂત અપંગ. બળદ એટલે ખેડૂતના હૃદયની ધોરી નસ. એ તૂટે એટલે એનું મોત. બળદ વિના એ ખેતી કરે શાનાથી ?

પણ જે ગામમાં ચોર હોય ત્યાં ચૌદસિયા પણ મળી રહે.

'ચૌદસિયો' અહીં વિશેષ અર્થમાં વપરાય છે. જે ચારે બાજુએથી સમાજને લૂંટે તેનું નામ ચૌદસિયો. કંઇ પણ ચોરી થાય એટલે ખેડૂત આવા ચૌદસિયા પાસે પોતાનું દુઃખ રડે. પેલો એના બળદ પાછા અપાવવા પ્રયત્ન કરીશ એમ કહે. બારસોના બળદ હોય તો પાંચસો-સાતસો રોકડા આપવાથી સોદો પતી જાય.

બે ત્રણ દિવસમાં એના બળદો એના જ ખેતરની આસપાસ ક્યાંકથી મળી જાય.

ચોર વડોદરા આ બધી પ્રવૃત્તિઓનું કેંદ્ર.

* *

હમણાં જ આથમી ગયેલો સૂરજ જોતજોતામાં તો ક્યાંય નીકળી ગયો હશે. દિવસના નાથની ગતિનું માપ અમે રાત્રિના અંધકારથી કાઢ્યું. તમરાં બોલી રહ્યાં હતાં, અને રસ્તો પણ ઝાંખો પડતો જતો હતો.

એકલવાયા માર્ગ પર અમે ત્રણ જણ ચાલ્યા જતા હતા.

જે ભાઇ આ રસ્તાથી પરિચિત હતા, તે વારેઘડીએ મારો હાથ દબાવ્યા કરે. કેમ, તે મને સમ-




જાય નહિ. પૂછવા જાઉં ત્યારે એ ચાલવાની ઝડપ વધારી મૂકે.

ગામની ભાગોળ આવી ત્યારે એમણે શ્વાસ હેઠો મૂક્યો.

'મને સહેજ વહેમ હતો. અજાણ્યા રસ્તા પર રાત્રે......

ચોરો આવી ગયો છે, ને અમે વારાફરતી દાદર પર ચઢીએ છીએ. ઉપર આવતાં જ ક્યાં જવું તે મને ખબર પડતી નથી. પણ મારી સાથે આ અનુભવી ભાઈ છે એટલે હરકત નહિ.

ખૂણામાં પેલી હીંચકાની પાટ ઉપર સફેદ વસ્ત્ર લપેટીને કોઈ બેઠું છે. થોડો અંધકાર છે એટલે બહુ સ્પષ્ટ દેખાતું નથી. તોયે મોઢે બાંધેલું સફેદ વસ્ત્ર અને મસ્તક પરનો તેવો જ રૂમાલ અને તેથીયે વધુ ચમકતી બે આંખો તો સૌ કોઈ દેખી શકે. દેખીને સમજી શકે.

'મહારાજશ્રી!' કોઇ બોલ્યું. હેં! આ જ મુનિ શ્રી સંતબાલજી! મારો તો પહેલો જ પરિચય હતો, મેં એમને આ વેશમાં ને આ રીતે, આવી ઢબે જોવાની આશા નહોતી રાખી. મારી કલ્પના કંઇ જુદી જ હતી.

મોઢે બાંધેલું સફેદ કપડું મને થોડું ખટક્યું.

પણ પ્રાર્થના પૂરી થતાં જ રાત્રિ સભામાં જવાનું હતું. એમને વિશે ખરો ખોટો અભિપ્રાય બાંધી લેતાં પહેલાં મારે ઘણું જોવાનું હતું.

સંતબાલજી ઊઠ્યા ને હું એમનું એકવડું શરીર ને ગૌર વર્ણ જોઇ શક્યો. એમના માથાના ને દાઢીના વાળ વધી ગયા હતા.

લાંબા ડગ માંડતા તેઓ પ્રવચનને સ્થળે આવી પહોંચ્યા. રસ્તામાં મળનાર પ્રત્યેકને એમની આંખમાંથી અમી ઝરતી દેખાતી. બગલમાંથી ઊનની સાવરણી (ઓઘો) વડે પાટ સાફ કરી, ઊનનો કકડો પાથરી તે બેસી ગયા.

સંતબાલજી બોલે છે કેટલું સરસ! રણકતો અવાજ ને પ્રવાહી ભાષા. લોકોની ઘરગથ્થુ બોલી અને તેમાં વચમાં વચમાં કથા-પ્રસંગો ને કાવ્યની કડીઓ.

એકચિત્તે બધાંયે સાંભળ્યા કર્યું.

ને પછી સંતે શરૂ કર્યું:

कुल्लुमिन अभय हैं फानीम

वयब्क़ा वजहा रब्बिरका—

ઇશ્વરના નામ સિવાય આ બધું જ વ્યર્થ છે.'

આ તો કુરાનની આયાત!

હિંદુ, ને તેમાંય જૈન— તેય વળી સાધુને મોઢે કુરાન!

મેં આ રીતે, આ ભાવવાહી ઢબથી અને જૈન સાધુને મુખે પહેલી જ વાર સાંભળ્યું. મારા આશ્ચર્યનો પાર ન રહ્યો.

સભા મળી હતી, ચોરી બંધ કરાવવા માટે. ચોરીઓ થતી અટકે તો જ લોકોને હૈયે ધરપત રહે ને કામધંધો થઇ શકે. ને ચોરી અટકાવવી હોય તો બહારની મદદથી નહિ બને. અંદરોઅંદર જ સમજી લેવાનું છે.

સભાનું મન ફેરવાઇ ગયું. સમિતિ નીમીને ભવિષ્યમાં કોઇ પણ જાતની ચોરી નહિ કરવાનું ને એવાં કામમાં સાથ નહિ આપવાનું નક્કી થયું.

અગિયાર વાગ્યા સુધી કામ ચાલ્યું. હિંદુમુસ્લીમ એક હતા. સૌએ પોતપોતાના ફળિયાની જવાબદારી લઈ લીધી.

છેવટે ગામ લોકોએ કહ્યું, 'મહારાજ! એક બે દિ' વધુ રોકાઓ તો કામ પાકું થઇ જાય. બધાની સહીઓ લઈ લઇએ.'

'ના, આટલેથી જ સંતોષ માનો. સંતે કહ્યું.

લોકોએ ખૂબ વીનવ્યા, પણ સંત મક્કમ હતા.

હું બાજુમાં બેઠો હતો. હું અકળાયો, કામ કરવાની આ તે કઇ રીત? જે કામ કરવા તે આ બાજુ નીકળ્યા છે, તે પાર પડી જતું હોય તો બે દિવસ રોકાઇ જવામાં એમનું શું બગડી જવાનું છે?





બધા ગયા એટલે મેં ધીમેથી કહ્યું, 'મહારાજ ! આપ રોકાઇ જાઓ તો કામ વધારે સારું ન થાય ?'

મારે માથે હાથ ફેરવતાં એ બોલ્યા, 'જેટલું થાય એનાથી સંતોષ માનવો જોઇએ. સમય પહેલેથી નક્કી થઈ ચૂકયો છે. ને આપણે માટે સમય એ મુખ્ય વસ્તુ છે. નાનાં પ્રલોભનો માટે આપણે સંકલ્પો બદલતા રહીએ તો આપણાથી કંઇ જ ન થઇ શકે.'

'તો શું આપણે સમયના ગુલામ બની જવું', એમ ?' મારાથી બોલી જવાયું.

'ના, આપણે સમયને ગુલામ બનાવવો છે.' એમણે શાંતિથી કહ્યું. 'ને તેથી જ આટલી જાગૃતિની જરૂર છે. આગળ વધવું હોય તો એક ક્ષણની પણ ગાફેલિયત નહિ ચાલી શકે.'

હું મૂંગો રહ્યો. સાંભળ્યા કર્યું.

બીજે દિવસે સવારે વીરમગામ જવાનું હતું. સંતબાલજી વાહનમાં મુસાફરી નથી કરતા. એટલું જ નહિ, પોતાની વસ્તુઓ પોતે જ ઉપાડીને ચાલે છે.

કઇ વસ્તુ ક્યાં ને કેમ મૂકવી તેની તેમની પાસે પદ્ધત્તિ હતી. થોડીવારમાં તો એમણે પોતાનો બિસ્ત્રો, કપડાં, પુસ્તકો, ખાવાપીવાનાં લાકડાનાં વાસણ અને પાણીનું સાધન–બધું જ પોતાના શરીરની આસપાસ વીંટી લીધું. અને જાણે કંઇ જ વજન ન હોય તેમ છૂટે હાથે ચાલવા માંડયું !

મારી કલ્પનામાં યુદ્ધનું મેદાન તરવરી રહ્યું. સૈનિકો આવે છે ને જાય છે. સૌએ પોતપોતાની મિલકત પોતાના ખભાપર, માથાપર કે કમરે વીટાળી દીધી છે.

એને રાખવા માટે જગ્યા નથી જોઇતી, ઉપાડવા માટે મજૂરો નથી જોઇતા. પોતાના શરીર પર જ પોતાનું ઘર. પેલા ગાયકવાડના જિન ઘર જિન તખ્ત જેવું.

સંતબાલજી પણ આધ્યાત્મિક જગતના એક સૈનિક તો ખરા જ ને !

પણ બંને સૈનિકો બે ધ્રુવ સમાન હતા. પેલાને બીજાનો સંહાર કરવાનો, પોતાની જાત બચાવવાની ને વિજય મેળવવાનો, પછી ભલે એ વિજયની કિંમત કોડી જેટલી પણ ન હોય.

આમને તો પોતાની જાત હોમી દેવાની હતી, અને પોતાની સાથે બીજાનો પણ વિકાસ કરવાનો હતો.

ઝેરીગેસથી બચવા માટે પેલો સનિક મોઢા પર ગેસમારક (બુરખો) રાખે છે, જ્યારે આ તો પોતાની રજમાત્ર પ્રવૃત્તિથી બીજા જીવોને રખે આઘાત પહોંચે એ ભયે મોઢે મુહપત્તિ (કપડું) બાંધે છે.

પેલા સૈનિકની પેઠે દુશ્મનને શોધી શોધીને મારવાનો પ્રયત્ન આ સાધુ કદી કરતો નથી. આ તો ઊલટું ભૂલથી પણ પગ નીચે કોઇ જીવ ન કચડાઇ જાય તે માટે ચાર કદમ પર નજર રાખીને જ ચાલે છે. તેય ઉઘાડ પગે.

આસમાન જમીનનો ફેર.

ત્યાં એકબીજાને વીંખી નાખવાની ધમાલ છે. અહીં 'આપણે સૌ એક છીએ, એક છીએ પણ છૂટાં પડેલાં છીએ–તો ભેગાં થઇએ !' ની પ્રવૃત્તિની શાંતિ છે.

ત્યાં આવેગ છે, ઉશ્કેરાટ છે, તોફાન છે, અહીં પ્રસન્નતા છે. હૃદયની શાંતિ છે.

ત્યાં વેર ને ક્રોધ, દ્વેષ ને ઇરખાની આગ ભભૂકે છે ! અહીં તો અંતરમાં કરુણાનાં ઝરણની ધારા રેલી રહી છે.

બંને સિપાહી છે. એક સંહારનો, બીજો સર્જનનો, એકને સંહાર કરવો છે. સંહારીને શાંતિ લાવવી છે; બીજો બધાંને બચાવીને વિકસાવવા ઝંખે છે. એકને દારૂગોળાનું, યંત્રોનું, શસ્ત્રોનું પીઠબળ છે. બીજાની પાસે આત્માના ચેતનની અદ્ભુત શકિત છે.

અહીં સર્જન છે, ત્યાં વિસર્જન છે.

× × ×

અમે ત્રણેક માઇલ ગયા હોઇશું, એટલામાં સંતબાલજી થોભ્યા, અમે પણ બેઠા.

એમણે ઝોળીમાંથી લાકડાનું એક મઝાનું વાસણ કાઢી લાકડાના તૂંબામાંથી પાણી લઇ પીવા માંડયું.

તરસ તો મને પણ લાગી હતી, અને અમે કોઇ સાથે પાણી લાવ્યા નહોતા. મેં એમના તરફ જોયું.

મારા મનનો ભાવ સમજી જઈ એમણે થોડું વિચારીને કહ્યું.

'લો, તમારે પણ પાણી પીવું હોય તો.'

તરસ તો લાગી હતી, પણ મેં કહ્યું, 'ના રે, ચાલશે.'

'ના, ના, તમે જરાય ગભરાશો નહિ,' એમણે કહ્યું: 'હું પ્રાયશ્ચિત નહિ લઉં.'

પ્રાયશ્ચિત્ત? પાણી આપવામાંયે પ્રાયશ્ચિત્ત? મને કંઈ સમજ ન પડી.

એમણે પાણી પી લીધું. મેં ન પીધું.

અમે આગળ ચાલવા માંડયું.

'એવું છે કે અમારાથી કોઇને કંઇ અપાય નહિ' સંતબાલજીએ વાત શરૂ કરતાં કહ્યું. મારો ગૂંચવાડો વધતો ગયો. સાધુથી બીજાને કંઇ અપાય નહિ? જનતાની સેવા કરનાર બીજાને કંઇ આપી ન શકે?

એમણે આગળ શરૂ કર્યું.

'આ બધા નિયમો પતનથી બચવા માટે જ છે. અને સાધુનો વેશ ધારણ કરવાથી કંઇ સાધુતા આવી જતી નથી. સાધુઓમાં પણ ઘણે ઠેકાણે આસક્તિ હોય છે. ભિક્ષા લેવા જતાં સારું ખાવાનું મળી જાય, તો 'લાવોને પોતાના કોઇ આત્મીય શિષ્યને કે બીજાને આપીશું' એવી વૃત્તિ સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય. એમાંથી તરત તો નહિ, પણ ધીમે ધીમે આસક્તિ વધે. એટલે જ સાધુને માટે આવા કડક નિયમો હોય છે.

ગાડીના પાટાની એક બાજુ પર મહારાજ અને તેમની પછવાડે હું ચાલ્યા જતા હતા.

મને એમની આ જાતની વિચારસરણી જરા વિચિત્ર લાગી, આ સાધના કઇ જાતની?

ચારેક માઇલ પહોંચતાં જ એક ગામ આવી પહોંચ્યું. મહારાજે લાકડાના વાસણમાં જે પાણી વધ્યું હતું તે બધું જ ઢોળી દીધું, અને જાણે કંઇ જ બન્યું ન હોય એમ ચાલવા માંડયું.

આ સાધુતા? મારો જીવ અકળાઇ ઊઠયો. પાણી ઢોળી દેવાય ખરું, પણ એક તરસ્યા માણસને પીવા માટે ન આપી શકાય.

મારી મૂંઝવણ કળી ગયા હોય એમ મહારાજે બોલવા માંડયું, 'સાધુને માટે આ પણ એક નિયમ છે, ગામથી ચાર માઇલ જેટલે જાય એટલે એની પાસેની ખાનપાનની વસ્તુઓ એને માટે નકામી થઇ જાય.'

મનમાં થયું, કદાચ ખાનપાનમાં જીવ પડયા હશે, તેથી એમ હોય.

'એની પાછળ સંયમની સુંદર કલ્પના છે.' એમણે કહ્યું, 'એષણા સમિતિ અંગેનો આ એક પેટા નિયમ છે. સાધુને માટે ચાર માઇલની મર્યાદા હોય છે. તેથી ખાનપાનની વસ્તુ એક ઠેકાણેથી બીજે લઇ જવાની વૃત્તિ ન થાય. શ્રાવકોને પણ આવું દિશાની મર્યાદાનું વ્રત હોય છે. આજે તો બધાંને ધનનો હડકવા લાગ્યો છે. ગામડાથી પેટ નથી ભરાતું તો શહેરમાં જઇએ છીએ, એક પેઢીથી પૂરું નથી થતું તો બે પાંચ પેઢીઓ ઊભી કરીએ છીએ. આ વ્રતમાં આવી બધી પ્રવૃત્તિઓની મર્યાદા છે. એટલે સંપત્તિની મર્યાદા પણ એમાં આપો-આપ આવી જ જાય છે.'

સૂર્ય માથે આવતો જતો હતો અને વિચારો પણ ધૂમાડાની માફક હૃદયમાંથી મગજ તરફ ચઢી રહ્યા હતા.

આજે તો આપણો નાનામાં નાનો પ્રશ્ન આખી દુનિયાનો પ્રશ્ન બની રહે છે, એટલી વિશ્વવ્યાપી એની અસર થઈ ગઇ છે. તેવે વખતે ચાર માઇલની મર્યાદાની વાતો? આજે બીજા દેશના અનાજથી જ એક દેશ જીવે એવી સ્થિતિ આવી ગઇ છે, ત્યાં પાણી પણ ન આપવાની પ્રણાલિકા!

અનુસંધાન પાન ૬૪ ઉપર

# હરીફાઈ વિરુદ્ધ સહકાર

સર ઑલિવર લૉજ  અનુ૦ ભૂપેન્દ્ર ઉપાધ્યાય

હરીફાઇ ખૂબ જ યોગ્ય વસ્તુ છે ને એના વિના વ્યહવાર મુશ્કેલ અને આજના કરતાં વધારે દુષ્કર બની જાય એવો બેહૂદો વિચારભ્રમ વ્યાપક બનેલો જોવામાં આવે છે. આજનું અર્થશાસ્ત્ર એમ શીખવવા મથી રહ્યું છે, કે હરીફાઇ પ્રામાણિક અને સુયોગ્ય વસ્તુ છે, ને એ પ્રથાના અંતનું પરિણામ સતત રીતે વિકાસ પામતી બુદ્ધિશક્તિને રૂંધવામાં ને આજના જીવનને જ નહિ, બલકે સંસ્કૃતિને વધારે અણઘડ પરિસ્થિતિમાં મૂકી દેવામાં જ આવે.

હરીફાઇની ધમાલ ને એના આંતરિક ઉત્તેજક રસ વિના માણસો એમના કાર્યાલયોમાં વહેલા પહોંચી મોડે સુધી રોકાય નહિ, કે આખો દિવસ પૂરઉત્સાહ ને જોમથી કામમાં મંડયા નહિ રહે. ને તીવ્ર આતુરતાથી ભાવની ચઢઊતર પર પણ ધ્યાન ચોંટાડે નહિ; જેને પરિણામે ધંધો રોજગાર આજના જેટલા ફૂલીફાલી નહિ શકે. કે પછી એમ કહીએ કે એની ગેરહાજરીમાં કાંઇક ઓછી શક્તિવાળા ને એ પ્રકારના ઉત્સાહ વિનાના માણસો, આજના જેવી ભયંકર મહેનત મજૂરી કર્યા વિના આજીવિકા મેળવતા બની જાય ?

પણ સાચી વાત તો એ છે કે વિવિધ પ્રકારની હરીફાઇઓ આપણી સમૃદ્ધિ વધારવામાં કે સમાજને હિતકારક થઇ પડવામાં જરાએ ઉપયોગી થઇ પડે એમ નથી. સંસ્કૃતિના અનેક કષ્ટદાયક શાપમાં જ એને ગણી શકાય: એટલું જ નહિ, પણ એના આમૂલ ઉચ્છેદ વિના વાસ્તવિક વિકાસ તદ્દન અશક્ય બની જાય છે. હરીફાઇની પ્રથાથી જો ધનસંપત્તિમાં વધારો થતો હોય તો તે માત્ર માલેતુજારોની સંપત્તિમાં જ. અર્થશાસ્ત્રીઓ ભૌતિક ઉન્નત્તિમાં વધારો કરવાનું સ્વપ્ન સેવી રહ્યા છે તેની ઉન્નતિ આ પ્રથાથી થોડી પણ પ્રાપ્ત થાય છે કે કેમ, એ શંકાસ્પદ છે.

શહેરમાં ટોપીવાળાઓની એકવીશ દુકાનો છે ને એમાંથી હું ટોપી ખરીદી શકું છું, એથી મને શો લાભ ? મારે કાંઇ એકવીશ ટોપીઓની જરૂર નથી. ટોપી પસંદ કરવાની લાંબી માથાકૂટમાં પણ મારે નથી ઊતરવું. એક સારી દુકાન પૂરતી છે. મુખ્ય દુકાનને જુદી જુદી શાખાઓ જરૂર હોય, હાથગાડીઓ કે ફેરિયાઓ દ્વારા પણ, ગ્રાહકોની સગવડ ખાતર, અને નહિ કે હરીફાઇ માટે, જરૂર મુખ્ય દુકાન ખપત કરે; આખા શહેરમાં એક જ વ્યવસ્થા હેઠળની એક દુકાન પૂરતી છે, એમાં વાજબી ભાવે સારી ટોપીઓ પૂરી પાડવામાં આવે. બજારમાંથી સાબુ ખરીદતી વખતે મારે શા માટે ટ્રામ કે રેલવેમાં લટકાવેલા પાટીઆઓ, વર્તમાનપત્રોમાંની જાહેરખબરો ને દેશમાં ઠેર ઠેર ભીંતો ઉપર, સાબુમાં હોય કે ન હોય તેવા ગુણોના દાવાઓ કરતા જાહેરખબરીઆ લખાણો કે પોસ્ટરોનો ખરચ પણ ચૂકવી આપવો જોઇએ ! મારે એ ખર્ચ જરૂર ઉપાડવો જ પડવાનો, સિવાય કે આ જાહેરાતો, પોસ્ટરો ને ગુણદર્શક અભિપ્રાયો, માત્ર પ્રજાકલ્યાણની શુદ્ધ ભાવનાથી, જગતમાં એ જ એક વાપરવા જેવી શ્રેષ્ઠ વસ્તુ છે, એવું સ્વાર્થી હેતુ સિવાય, મોટો ખર્ચ વેઠી, ખૂબ આતુરતાપૂર્વક કરેલું કોઇ સર્વજનાનુરાગી પરોપકારી સજ્જનનું કાર્ય હોય. ને એતો ખૂબ શોચનીય છે કે સુન્દર ભીંતો ને મનોહર દૃશ્યવાળા લત્તાઓને જાહેરખબરોના પાટિયાં પોસ્ટરો આદિથી કદરૂપા બનાવી, પ્રજાની રુચિને ત્રાસ આપી વિકૃત કરવામાં આવે છે. સિનેમાઓમાં, આરંભ, અંત કે વિશ્રાન્તિકાળ

---

અનુસંધાન પાન ૬૩ થી ચાલુ

સંતબાલજીનો મને આ પહેલો જ અનુભવ હતો. એમના વિષે ગમે તેટલું સારું સાંભળ્યા છતાં એમનો વેશ અને વર્તન જોઇ કોઇ પણ અજાણ્યા માણસને પૂર્વગ્રહ બાંધતાં વાર ન લાગે.

છતાં એમનામાં એક એવી વસ્તુ છે કે એમની પાસે એક વાર આવ્યા પછી એવી સહજ રીતે તેઓ આવનારને પોતાનાં બનાવી લે છે કે પછી ગમે તેટલે દૂર ફેંકાઇ જવા છતાં એ એકતા તૂટી શકતી નથી. અને પછી તો જેમ જેમ વધુને વધુ નિકટ અવાય છે તેમ તેમ આ બાહ્ય વેશ અને વર્તન બધું ગૌણ બની જાય છે.



વેળાએ જાહેરખબરોની સ્લાઇડોની કતારોનું આક્રમણ આપણે કેમ સહન કરી લેતા હઇશું ? ) જાહેરખબર, પ્રચારક, કેનવાસર, દલાલ, એમની મુસાફરી—એ બધાનું ખર્ચ, છેવટે તો, ગ્રાહકને શિરે જ ચઢતું હોય છે. વેપારીએ પોતાની ઇચ્છાએ કરેલો ખર્ચ તેના વતી ગ્રાહકે ચૂકવી આપવાનો હોય છે. આ બધાનું કારણ હરીફાઇ છે.

અત્યારની આપણી ટપાલ વ્યવસ્થા તદ્દન સસ્તી ન હોય પણ ખૂબ જ આશ્ચર્યકારક છે. બે પૈસાની નજીવી કિંમતમાં, એક કાગળ દેશના એક ખૂણામાંથી બીજા છેડાના ખૂણા પરના, કોઈ એક ગામમાં, જેને લખવામાં આવ્યો હોય છે તેને, નિયમિત ત્વરાથી પહોંચાડવામાં આવે છે. એક જ સરકારી ટપાલખાતાને બદલે ટપાલ પહોંચાડવાની અનેક ખાનગી ટપાલ પેઢીઓ અને ખેપિયાઓ હોત તો શું આમ બની શકતે ? દરેક જણ, પોતાના ઢોલ પીટવામાં ને જાહેરખબર કરવામાં મંડી રહેત, જાતજાતના કાગળો ને ટપાલ ટિકિટો નીકળત, ઘરાકોની ખેંચતાણ માટે જાહેરાત થાત, તેના દલાલો, પ્રચારકો વગેરે હોત ને ભાવ ચઢઊતરના અજાયબ નિયમ પ્રમાણે ભાવમાં ચઢ-ઊતર થયા કરતી હોત. હરીફાઈને કારણે વારંવાર ફેરવતા ભાવોનું શું પરિણામ આવે ? ટિકિટોના ભાવ કેટલા વધશે કે ઘટશે, એની ધારણામાં કેટલાએ લોકો પરોવાઇ રહેત, આખો જથ્થો ખરીદી લેવા કે વખત આવે વેચી કાઢવાનો ધંધો માંડી કેટલાઓએ પોતાના ઘર ભરવા માંડયા હોત ! હરીફાઇની ગેરહાજરીમાં, આવો અનુત્પાદક ફોગટનો ધંધો કરી પૈસો ભેગો કરી લેતા, વેપારીઓની જમાત અસ્તિત્વમાં આવતી અટકી ગઇ. આ દાખલો હરીફાઇની બિનઉપયોગીતા સમજવા માટે ઉપયોગી થઇ પડે એવો છે.

પણ, હરીફાઇની પ્રથા બંધ કરીશું તો ઇજારા પદ્ધતિનું રાજ ચાલશે એમ કહેવાય છે; અને શું એ પ્રથા પણ એવી જ ભયંકર થઇ નહિ પડે ?

એ પ્રથા ભયંકર બની શકે એમ નથી. દેખીતી રીતે કહાય, એમ લાગે, પણ ખરી રીતે, એ પ્રથામાં રહેલાં અનિષ્ટ તત્ત્વોને દૂર કરવાં સહેજે સરળ થઈ પડે એમ છે. કોઇ એક ઇજારદાર વ્યક્તિથી આખો સમાજ દોરવાઇ જતો હોય તો સમાજ, ઊંધુ ઘાલીને એકની પાછળ પાછળ ચાલ્યા કરતા મેંઢાઓ જેવો જ કહેવાય. અનિષ્ટ જ્યારે એક વ્યક્તિને વળગીને બેઠું હોય છે ત્યારે એને દૂર કરવું કાંઇ વિકટ કાર્ય નથી.

પણ એ તો ચોક્કસ છે કે અત્યારે આખો સમાજ તંદ્રામાં પડીને આંધળીઆ કરી રહ્યો છે. બહુ બહુ તો કહી શકાય કે અત્યારે સમાજ દૃષ્ટિપ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરી રહ્યો છે; ક્યાં તો એને દૃષ્ટિ લાધી નથી અથવા તો એની આંખે આ બધા સૈકાઓ દરમિયાન પાટા બાંધી મૂકેલાં હોવા જોઇએ. જરૂર છે, સ્પષ્ટ અને પ્રસન્ન સમજની, ને એ સમજ આપણે પ્રાપ્ત કરી રહ્યા હોઇએ એમ લાગે છે. ધનિકને આનંદપ્રમોદ ભરેલા સમાજની કલ્પનાને બદલે હવે આપણે સમાજની વાસ્તવિક સ્થિતિ તપાસવા લાગ્યા છીએ; એ પરિસ્થિતિમાં જીવન કેવું હોવું જોઇએ તેની કલ્પનાઓ નહિ પણ ગંભીર વિચારણાઓ ચલાવીએ છીએ ને જીવનની નક્કરતાઓ ઉપર આંખો ઠેરવીએ છીએ. વ્યક્તિની દૃષ્ટિએ વિચાર કરવાનો મૂકી સમષ્ટિને ધ્યાનમાં લેવાનો આરંભ થવા માંડયો છે. સાહિત્યમાં પણ આ રીતનો ફેરફાર નિહાળી શકાય છે. સમાજમાં ઘર કરી બેઠેલી ભ્રમજાળોને તોડી પાડવાનો ને સ્થપાઇ ચૂકેલા સિદ્ધાન્તો ને માન્યતાઓની પુનર્વિચારણા કરવાનો સમય ક્યારનો ય પાકી ગયો છે. સંભવ છે કે વિયોગના ઘર્ષણને પરિણામે આપણી દૃષ્ટિ આડેના એ પડળો ખૂલી જશે ત્યારે થોડો કાળ સમાજ હિંસક કૃત્યોનું આચરણ કે એવી બીજી ભૂલો કરી બેસે. ક્રાન્તિનો સમય સુખી જીવન જીવવા માટે નથી, શાન્તિમય જીવન જીવનારને માટે એ સમયમાં જીવન વિકટ અને દુષ્કર લાગવાનું પણ ક્રાન્તિનો એવો તબક્કો તો જરૂર આવવાનો જ. એ સમય ફ્રેન્ચ-ક્રાન્તિની માફક માત્ર રક્તપાતથી જ ભરેલો હોય





એમ પણ નથી. એમાંથી ઊપજતાં અનિષ્ટો દૂર ન કરી શકાય એવાં પણ નથી હોતાં. ક્રાન્તિ પ્રજાજીવનમાં સંક્ષોભ ઊભો કરે છે; પ્રજાજીવન એથી ખળભળી ઊઠે છે, વેરવિખેર ને અસ્થિર બની જાય છે. પણ, એ અશાન્તિની પાછળ ચિરકાળ ટકી રહે એવી શાન્તિ પ્રગટાવવાની તમન્ના રહેલી હોય છે. સંભવ છે કે, અત્યારે એ અશાન્તિના આરંભકાળમાં આપણે પ્રવેશી ચૂકયા હોઈએ.

આ ઉપરથી કહી શકાય કે જાગૃત બનતા જતા સમાજમાંથી ઇજારાપદ્ધતિના અનિષ્ટો ઉખાડી નાખવાનું સરળ થઈ પડશે. સહકારની ભાવના ઉપર રચાએલી પદ્ધતિ પણ આપણે અજમાવી શકીશું, પણ હરીફાઈ સામે કેવી રીતે કામ લઈ શકાય ?

સાબુનો દાખલો લઈ વિચારીએ: હરીફાઈ વિના સારો અને સસ્તો સાબુ કેવી રીતે પૂરો પાડવામાં આવે ? હરીફાઈને જ કારણે વિશ્વખ્યાતી મેળવવાની ગુણકક્ષાએ પહોંચેલા ઉત્તમ પ્રકારના સાબુ બનાવવાનું ને પૂરતા પ્રમાણમાં પૂરો પાડવાનું હરીફાઈ વિના કેવી રીતે શકય બનશે ? કે પછી ઝાંખા પીળા-રંગની, હલકા પ્રકારની, કશા પણ બાહ્ય શણગાર વિનાની સાબુની પાટો જ-હરીફાઈની ગેરહાજરીમાં વાપરવાની રહેશે ?

પણ આ એક બહુ સરળ બાબત બની જાય એમ છે. આપણે સ્વીકારીએ કે સાબુની ઉત્પત્તિ રાસાયણિક ક્રિયા છે ને એનો જાણકાર રસાયણશાસ્ત્રી જ સાબુના ઉત્પાદન કેન્દ્રનો વડો હોય, એના હાથમાં જ બધી વ્યવસ્થા ને સત્તા હોય. એને સારો એવો પગાર આપી એ કામ માટે રોકી લેવામાં આવે. કારખાનાનું બધું જ તંત્ર સંભાળતો હોવા છતાં નફાનો એ ભાગીદાર ન હોય. આ પરિસ્થિતિમાં સાબુ બનાવવાનું કારખાનું સામાજિક સેવા માટેની સંસ્થા બની જાય છે. નફો કરવાના ને મૂડી ભેગી કરી બંગલાઓ બાંધવાના ઉદ્દેશ વિના થતું એનું સંચાલન સમાજને લાભદાયી જ થઈ પડે. કારખાનાનો વડો રસાયણશાસ્ત્રી, પોસ્ટમાસ્તર પોતાની ટપાલકચેરીનું સંચાલન કરે તેમ સરળતાથી સંચાલન કર્યા કરે અને એમ કરતાં કદાચ, એ કારખાનું યોગ્ય રીતે ચાલતું ન હોય, એનો માલ ઊંચા પ્રકારનો ન આવતો હોય તો સમાજે શું કરવું ? અવ્યવસ્થિત રીતે કામ કરી રહેલી ટપાલ કચેરીની બાબતમાં આપણે શું કરીએ છીએ ? વધારે સમર્થ ને ઉત્સાહી રસાયણશાસ્ત્રીને કારખાનું સોંપી દેવું જોઈએ. તેને વધારે યોગ્ય સાધન સરંજામ પૂરા પાડી યોગ્ય પ્રકારના સાબુ બનાવવાનું કહેવું જોઈએ, પ્રયોગો કરવાની એને છૂટ રહેવી જોઈએ, ઉત્તમ પ્રકારના સાબુ બનાવી તેની 'ફોર્મ્યુલા' શોધી કાઢવામાં જો એ સફળ થાય તો એને મોટો ઇલકાબ આપવામાં આવે કે ચન્દ્રક અર્પણ કરવામાં આવે. એણે તૈયાર કરેલી રીતે સાબુના કારખાનાઓ -દેશભરમાં શરૂ કરવામાં આવે.

વ્યક્તિઓમાં ઉત્સાહ પ્રેરી તેમને મહાન કાર્યો કરવાં ઉત્તેજવા ને તેમની પાસેથી શ્રમભરેલાં કાર્યો લેવાં-એ સમાજની અપ્રતિમ શક્તિ છે. સમાજ જ વ્યક્તિને મહાન કે કાર્યશીલ બનાવે છે, રાવબહાદુર, વીર કે સરદાર જેવો એકાદ ખિતાબ કોઈ વ્યક્તિની આગળ ધરી દો અને જુઓ કે એ વ્યક્તિ જીવનને ભોગે પણ સમાજનું કેટકેટલું કામ કરવા ખડે પગે હંમેશ તૈયાર રહે છે ? એક ચંદ્રકના બદલામાં સાહસ, હિંમત, કુરબાની અને પરિશ્રમની-રોમાંચક કથા તમારી આગળ તૈયાર થઈ જાય છે. માનના વિશેષણના નાનાશા બદલામાં જાણે કે સમાજને પોતાની સઘળી સેવાઓ ધરી દેવા માટે પુરુષાર્થથી ઓપતી, સેવાભાવથી ભરેલી બુદ્ધિની તેજસ્વિતાથી દીપતી ને આદર્શને માટે પ્રાણાર્પણ કરવા તત્પર બનેલી વ્યક્તિઓની કતાર ખડી થઈ જાય છે. સમાજ ધારે છે ત્યારે વ્યક્તિઓ ઉપર પોતાની પૂરેપૂરી લાગવગ જમાવી શકે છે. આને પરિણામે સામાજિક સેવાના કે કાર્યના ક્ષેત્રમાં બીજાઓ કરતાં કાર્યમાં આગળ નીકળી જવાની સ્પર્ધા જન્મે છે.

કાર્યસ્પર્ધા હરીફાઇ નથી પણ ઉદ્દીપક તરીકે એ યોગ્ય અને શુદ્ધ સાધન છે. જીવન આહારનું એ અન્નસત્ત્વ નથી પણ મસાલાનું કામ જરૂર આપે છે. રોટલીના ટુકડા માટે જંગલીઓની વઢ-વાડ કે કુદરતના કાનૂનોના રૂપમાં પરમશક્તિના પીરસણીઆઓથી અણાતી ભોજનથાળીઓની લૂંટ-ફાટને હરીફાઇ સાથે સરખાવી શકાય. નિર્બળ પાડોશીનો હિસ્સો ખૂંચવી લઇ તેને ભૂખે મારવો ને પોતે અકરાંતિયા બની અજીર્ણ થાય એટલું ઝાપટવું એનું નામ હરીફાઇ.

નિષ્ફળ આશા સાથે આગળ ધપતા સૈનિકની આકાંક્ષા, સંશોધકની નવી શોધ માટેની તાલાવેલી, દેશને સમૃદ્ધ કરવા માટેની કે નવો માર્ગ શોધી કાઢવાની વેપારીની મહત્ત્વાકાંક્ષામાં કાર્યસ્પર્ધા રહેલી છે. હાડકાના એક ટુકડા માટે કૂતરાઓનું એકબીજાની સામે ભસવું ને ઘૂરકવું એનું નામ હરીફાઇ છે.

બીજાએ. કર્યું છે એના કરતાં વધારે સારું કરવાની સ્વાભાવિક ઇચ્છા કાર્યસ્પર્ધા છે. બીજાઓ યોગ્ય રીતે જે કામ કરી રહ્યા છે તે પોતે જ કરવું તેનું નામ હરીફાઇ છે. એક કૉલેજ, બીજી કૉલેજથી શિક્ષણ, રમત વગેરેમાં ચઢિયાતા થવાની કાર્યસ્પર્ધા રાખે એમાં કશું ખોટું નથી-પણ એક કૉલેજ, વિદ્યાર્થીઓ દ્વારા કે જાહેરાતો દ્વારા, બીજી કૉલેજને ઉતારી પાડી વિદ્યાર્થીઓને પોતા તરફ ખેંચવાનો પ્રયત્ન કરે કે સહચારી સંસ્થાને નુક-સાનમાં ઉતારે તેનું નામ હરીફાઇ છે.

ભોજનના મેજ આગળ સહકારની ભાવના રાખવાનું શું પરિણામ આવે ? કૉલેજો પણ એવી જ ભાવનાથી ચાલતી હોય તો શું બને ? બધા આનંદ પ્રમોદમાં કિલ્લોલ કરતાં ખાતાં અને ખવ-ડાવતાં, ઉપહારનો આનંદ માણી શકે છે. ને વિદ્યા-ર્થીઓ પણ પોતાને મનગમતે સ્થાને અભ્યાસ ચાલુ રાખવાની સ્વતંત્રતા ભોગવી શકે છે, પોતાના મુખ્ય કામમાં જ આથી તેઓ પરોવાએલા રહી શકે. ખોટી ખટપટોના ભોગ બન્યા વિના, યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કરી સમાજના રક્ષકોમાં સ્થાન મેળવી શકે.

હવે પાછા આપણે, સસ્તો અને સારો સાબુ હરીફાઇ વિના કેવી રીતે મેળવવો તે મૂળ વાત ઉપર આવીએ. સારો સાબુ કે સાબુની વિવિધ જાતો તૈયાર થયા પછી, યોગ્ય સ્થાને એક જ દામે, વેચાણ માટે મૂકવામાં આવે. વસ્તુ, મજૂરી ને વ્ય-વસ્થા માટેનો ખર્ચ સાબુની કિંમતમાં સમાવી લેવામાં આવે, ખરીદનાર સમાજે એટલો ખર્ચ તો ઉપાડવો જ જોઇએ અને છતાં પણ કિંમતની બાબતમાં કાંઇ વાંધો હોય તો, સમાજે એક લવા-દનો ખર્ચ ઉપાડી લેવો ને તેની પાસે વસ્તુની ગુણ-મત્તા પ્રમાણે દશ વીશ વર્ષો કે ચોક્કસ સમય માટે તેની કિંમત મૂકરર કરાવી લેવી જોઇએ. એ સમય દરમિયાન સમાજ એ સાબુ વિશે પોતાનાં અનુભવો મેળવે ને વધારે સારો માલ બનાવવાની શકયતા ઉપર વિચાર અને પ્રયોગો કરે. આ પદ્ધતિથી જરૂર પૂરતો સાબુ તઇયાર કરવામાં આવે ને ટપાલની ટિકિટોની માફક સરળતાથી એનું વેચાણ ઠેર ઠેર કરી શકાય. પરિણામે, અત્યારે સાબુના ઉત્પા-દનમાં કામ કરી રહેલાં માણસોમાંથી પચાસટકા માણસો આ કામ માટે પૂરતા થઇ પડે. અથવા તો માત્ર એ બધા જ, એ કામ, દિવસના બહુ થોડા કલાકો મજૂરી કરી પૂરું કરે ને બાકીનો સમય બીજી પ્રવૃત્તિમાં ગાળે. જો કે એ ધંધાની જાહેરાત કરનાર કેનવાસરો, દલાલો વગેરેનું એક મોટું લશ્કર ધંધા વિનાનું થઇ પડે.

પણ એમ થાય એને શું અનિષ્ટ ગણીશું ? તેમનો ધંધો બિનઉત્પાદક, અનુમાનો દોડાવવાનો ને નકામો હતો. શું વ્યર્થ મજૂરી ઇષ્ટ છે ?

સાદી અને સીધી રીતે કહીએ તો દરેક નિર-ર્થક મજૂરી શાપ સમાન છે. ધરતી ઉપર માણસ જે મહેનત મજૂરી કરે છે તેમાંથી કેટલીએ મહેનત નિરર્થક હોય છે. જીવનના સાચા હેતુઓને પોષે એવું કામ તો બહુ થોડું જ થતું હોય છે.

તો પછી એ લોકોના સમયનો સારે માર્ગે ઉપયોગ થવો જોઇએ. આ કથનની સામે, મજૂરો





આરામના કલાકોમાં જે ગેરવર્તણૂક આચરી રહ્યા છે તે હકીકત રજૂ કરવામાં આવે. જુગાર, દારૂ વગેરેમાં ફુરસદનો આજે ઉપયોગ થઇ રહ્યો છે, પણ એમાં વાંક કોનો છે? એમ હોય તો શું? હંમેશ એમ રહેશે? શું કુદરતે માણસનો આવો સ્વભાવ બનાવ્યો છે? કે પછી માણસ જાતે એવો થયો છે? મજૂરોના જીવનનો વિચાર કરો, આપણે મજૂરની વ્યાખ્યા કેવી બાંધીશું? એમાં અનેક જાતની કક્ષાઓ હોવાની. રસપૂર્વક કાર્ય કરનારાઓની ગણતરી નહિ કરીએ. 'મજૂર' શબ્દનું સૌથી હલકા પ્રકારનું અભિધાલક્ષણ બાંધીએ તો 'કંટાળાભરેલા ધંધામાં, કોઇ પણ જાતના રસ વિના રોકાએલાઓનો સમૂહ'–એમ થાય. એમનો દેખાવ કમનીય કે પ્રેરણાત્મક નથી. એઓ માયાળુ પણ બની શકતા નથી, એમને વાંચવા માટે લખાએલાં પુસ્તકોનું વાંચન કંટાળા–ભરેલું છે. એ વર્ગને આપણે આવકારીએ કે નહિ તો પણ માનવસંખ્યાનો મોટો ભાગ એમનો બનેલો છે. એમના દેખાવની કર્કશતાને માટે એઓ જાતે કારણરૂપ નથી તેમ, તેમનું કામ પણ જવાબદાર નથી. એમાં વાંક હોય તો કામ કરાવવાની રીતનો ને તેમના પગારનો છે.

જ્યારે પરીક્ષાના ઉત્તરપત્રોના ઢગલાઓ તપાસું છું ત્યારે હું મજૂરોમાંનો એક બની જાઉં છું. એ વખતે, માત્ર પગાર સિવાય બીજી એકે વસ્તુ માટે હું કામ કરતો નથી હોતો. આવું જ કામ મારે આખા જીવન સુધી ઘસડબ કરવાનું હોય તો પૂરેપૂરો સંભવ છે કે હું પણ પીવેલ દારૂડિયો બની જાઉં, અથવા તો અત્યારે જેને મૂર્ખાઇ ભરેલી ફેશન ગણવામાં આવે છે તેમાં સપડાઇ જાઉં. પણ જ્યારે હું લેખ લખું છું, ભાષણ આપું છું, કોઇ પ્રયોગ કરું છું કે કોઇ સમીકરણ ઊકેલું છું ત્યારે હું મજૂર નથી. એ કાર્ય ખૂબ રસિક છે ને હું આનંદપૂર્વક યોગ્ય રીતે એ કરું છું. ઊંચા પ્રકારના ઘણા કામો માટે આવું કહી શકાય ને થોડા ઘણા માણસો એ રીતે કામ કરે છે. એઓ સુખી માણસો છે. જે કામમાં રસ પડયો છે તે કામથી ઉત્પન્ન થતો શારીરિક કે માનસિક શ્રમ આપણે ગણકારતા નથી. એક માણસને સાઇકલ ઉપર ફરવા જવાનું કહો તો કલાકો કે દિવસો સુધી આનંદપૂર્વક એમ કરવા એ તૈયાર રહેશે પણ એને ટ્રેડમીલના પૈડાંના પેડલ ફેરવ્યા કરવાનું કહો તો અર્ધા જ કલાકમાં એ મરવા જેવો થઇ જશે. યાંત્રિક રીતે ગણતરી કરવામાં આવે તો ઉપલા બન્ને કાર્યોમાં સરખો જ શ્રમ પહોંચે છે, અર્થશાસ્ત્રીને આ બધું સરખું જ લાગે પણ એઓ માને કે નહિ માને તો પણ આત્મા, જુસ્સો, ઉત્સાહ, રુચિ જેવી વસ્તુઓ રહેલી છે. અર્થશાસ્ત્રીઓ જીવન વિષેના તેમના સિદ્ધાન્તોમાંથી આ બધાને બાદ રાખે છે. નૂતન અર્થશાસ્ત્રી આ બધાને ગણતરીમાં લઇને ઉદ્યોગોની રચના કરે એવા દિવસની આપણે રાહ જોઇશું.

જ્યારે કોઇ ધંધાદારી માલિક કે વેપારી આઠ કલાકના કામના કાયદાની કટાક્ષપૂર્ણ ટીકા કરી પોતે કેટલા કલાક કામ કરે છે તેની વાત ઉપાડે છે ત્યારે તે માત્ર બેહૂદી ને અક્કલ વિનાની વાત કરી રહ્યો હોય છે. જ્યારે માણસ સ્વતંત્ર હોય છે, પોતે જ પોતાનો ધણી હોય છે, પહેરવાને સારા કપડાં ને ખાવાને સારું ભાણું નિયમિત રીતે તૈયાર મળતું હોય છે ત્યારે ગમ્મત ખાતર, આરામ ખાતર કે ગમે તેની ખાતર, એને ચાહે તો બાર કલાક એ કામ કરી શકે છે. કોઇ સર્જન એકાદ વખત ખેડવાનું, લાકડા કાપવાનું કે પથ્થર ફોડવાનું, કામ થોડો વખત કરે ને પછી એકદમ વિધાન કરવા મંડી પડે કે રોજ દશ કલાક આવું કામ કરવું એ સંતોષપ્રેરક અને આનંદપ્રેરક કામ છે, એથી પણ માણસ તરીકેનો યોગ્ય વિકાસ મળી રહે છે; તો એનું એ વિધાન યોગ્ય કે ઉપયોગી કહી શકાય નહિ.

ધંધાદારી માણસો ખૂબ કામ કરે છે એ સાચી વાત છે. ભૂખની ઉગ્ર આકાંક્ષા ને પોતાના પ્રિયજનોની ચિન્તાને પરિણામે માણસો પાસેથી ધાર્યું કામ લઇ શકાય એમ માનનારાઓ સદંતર–સાચા નથી. ઊંચા પ્રકારનું માનનીય કામ ઘણે ભાગે

તો ખાવે પીવે સુખી ને સાનુકૂળ પરિસ્થિતિમાં મૂકાએલા જ કરી શકે છે-

કોઇ સર્જન, કદી પણ ગેરરસ્તે એક પણ કોડી કમાવવાનો પ્રયત્ન કરશે? નહિ જ કરે. હલકા ને અપ્રમાણિક કામો ન કરવાના કામોની યાદીમાં જ શોભે.

પણ સાથે સાથે ધ્યાનમાં રાખવાનું તો એ છે કે ભંગીનું, વણકરનું, દરજીનું, કડિયાનું કે માણસ જાતને કોઇપણ રીતે ઉપયોગી થઇ પડતું કામ હલકું કે અપ્રમાણિક કદી નથી. ભંગીના કામ કરતાં શારીરિક હિતની દૃષ્ટિએ ડૉકટરનું કામ મોટું જરૂર કહેવાવવાનું. માનવીનો ગમે તે દૃષ્ટિએ વિચાર કરીએ તો એટલું તો સ્વીકારવું જ પડશે કે સમાજનો ઘણો મોટો ભાગ મહાન કલાકાર, મહાન ચિન્તક, કે કંઇ પણ મહાન નથી. સામાન્ય અને અરસિક લાગતું વણકરનું, સુથારનું કે એવું કામ કરવા માટે લાખોની સંખ્યામાં માણસો સદા તૈયાર રહેવાના. પણ, મહત્ત્વની વાત એ છે કે આ બધું કામ સરળતાથી, શાન્તિથી, આનંદપૂર્વક ને માનભેર થવું જોઇએ. ભૂખે મરવાનું ને કારખાનાના કારાગારોમાં પૂરાઇ રહેવાનું બંધ થઈ જવું જોઇએ. એઓ પણ સમાજના માનનીય કાર્યકર્તાઓ છે, ને પોતાની રીતે યોગ્ય કામ કરનારા તરીકે આદરને પાત્ર છે. ખરું હલકું કામ તો નિરર્થક કાર્ય છે, જે માણસના શુભ જુસ્સાને મારી નાંખે છે ને બુદ્ધિને પાંગળી બનાવી દે છે. આ જાતનું કામ આજે બેલાશક અસ્તિત્વ ધરાવે છે, ને એમાંથી જ કહેવાતા ઊંચા વર્ગના અને મધ્યમવર્ગના લોકોનું પોષણ થઇ રહ્યું છે. દુનિયાનો બદલો તો આજે આવું વ્યર્થ કામ કરી રહેલાઓને જ મળી રહેલો જણાય છે.

પણ જો આપણે માનવતાનું પૂનર્નિર્માણ જોવાની મહત્ત્વાકાંક્ષા રાખતા હોઇએ ને આ પૃથ્વી ઉપર જીવન કદી પણ ઉલ્લાસપૂર્ણ ઓજસ્વી ને ખરેખરું સુખી બને એમ ઇચ્છતા હોઇએ તો હરીફાઇની અનિષ્ટ પ્રથાને કારણે પોષાતો નિરર્થક કામમાંથી કમાણી કરનારાઓનો વર્ગ નાબૂદ કરવો જ પડશે. એમને એમનું અસ્તિત્વ આ બ્રહ્માંડમાં ટકાવ્યા વિના નહિ ચાલતું હોય તો એમણે બીજા કોઇ ગ્રહ-ઉપગ્રહ ઉપર પોતાનું સ્થાન શોધી લેવું જોઇએ. ભાઇઓ! તમારું, અમારી આ પૃથ્વી ઉપર કાંઇ કામ નથી!

પણ એમ માની લેવું બરાબર નથી. ખરી રીતે એ પ્રકારના માણસો છે જ નહિ. માત્ર આપણે જ એમને વિકસવા દઇએ છીએ. ગુનાહિત વૃત્તિવાળા ને ગાંડપણથી પીડાતા થોડા લોકો છે ખરા કે જેઓ જુગાર માંડે છે, ઘોડાઓની શરત દોડાવે છે ને વસ્તુઓ ખરીદવાનો લોકોને આગ્રહ કરતા હોય છે. આપણે ઇચ્છીએ કે આવું કરનારાઓનો એમ જ કરવાનો કુદરતી સ્વભાવ ન હોય.

પણ જો આપણે આટલું બધું કામ નિરર્થક ગણી અટકાવી દેવા ઇચ્છતા હોઇએ તો પછી એ લોકો ખાશે શું?

આજે પણ તેઓ પોતાનું અન્ન ધરતીમાંથી જ મેળવે છે. ખેતી એ કાંઇ બિનજરૂરી ધંધો નથી. આપણે મૂર્ખાઓ આજે એને અવગણી બેઠા છીએ, ને એક ઠેકાણે શહેરમાં ઊભરાવવાનું ચાલુ રાખ્યું છે ને એ સિવાયની બીજી અનેક બિનઉપયોગી પ્રવૃત્તિઓ ઉપાડવા માંડી છે. ખેતી એ પ્રાણભૂત કલા, વિજ્ઞાન અને ઉદ્યોગ છે. એનું વિજ્ઞાન કેટલું બધું અવગણાયું છે? પડતર પડી રહેલી લાખો એકર જમીન ખેડવા યોગ્ય બનાવીને કે જમીનની ફળદ્રુપતામાં વધારો કરી આજની વસતિ કરતાં લાખોની વધારે વસતિને પણ સારી રીતે ખવડાવી શકાય એટલું અનાજ ઉત્પન્ન કરી શકાય એમ છે. આપણા સૌના મહાન જમણવારમાં અન્નની જરા પણ તાણ નથી. જો આપણે લૂંટાલૂંટ ન કરીએ, એકબીજા સાથે વિખવાદમાં ન પડીએ ને સૌને સૌનું લેવા દઇએ—

નકામી અને અપવિત્ર મહેનતને સમૂળગી નાબૂદ કરવામાં આવે તો પણ અનાજના પૂરવઠામાં





જરા પણ ખામી આવે એમ નથી. અને જો ખોરાક હશે તો લોકોને ખવડાવી શકાશે, વસ્ત્રો હશે તો લોકોને પહેરાવી શકાશે, ઘરો હશે તો લોકોને વસાવી શકાશે. આજે પૂરાં ઘરો નથી, વસ્ત્રો નથી, ખોરાક નથી, આટલી બધી કાળી મહેનત મજૂરી ને ભયંકર હરીફાઈને પરિણામે પણ સમાજનો મોટો વર્ગ અતિશય કંગાળ અવસ્થામાં દિવસો પૂરા કરી રહેલો છે.

એક જબરજસ્ત યાદગાર સામાજિક ક્રાન્તિ પૂર્ણપણાને પ્રાપ્ત કરવાની રાહ જોઇ રહી છે– અને પૂર્ણ થવા દેવામાં જેઓ પોતાનો હાથ ટેકવશે તેઓ ધન્ય કહેવાશે !

અંતમાં, નીચેના નિર્ણયો ઉપર આપણે આવીએ;

(૧) માણસની મોટા ભાગની મજૂરી નિરર્થક છે.

(૨) ભૌતિક જરૂરિયાતો, માનસિક ઉન્નત્તિ ને આત્માના વિકાસની વસ્તુઓ સાથે જેને સંબંધ નથી, અથવા તો એ ત્રણે જેને પરિણામે પૂરા પાડવામાં નથી આવતા, તેવી પ્રત્યેક મજૂરી નિરર્થક છે.

(૩) હરીફાઈની ગેરહાજરીમાં એવી મજૂરી આપોઆપ બંધ થઇ જશે.

(૪) હરીફાઈનો ઉત્તેજક રસ સફળ માણસની શક્તિને નકામી બાબતો તરફ ખેંચી જઈ તેમના ચારિત્ર્યને હલકું બનાવે છે, અશક્ત માટે જીવન અશક્ય કરે છે અને સામાન્ય માણસને માટે એથી માત્ર તીવ્ર ઉત્પાત જ સહન કરવાનો રહે છે.

(૫) મિત્રતાભરી સહકારની ભાવનાથી આજના કરતા ઓછા ઘર્ષણથી ને વધારે સરળતાથી ઉપયોગી કાર્યો પાર પાડી શકાશે. જીવન ગૂંચવાડાઓ વિનાનું, સરળ અને આનંદદાયક બનશે અને તે પણ માત્ર થોડા નસીબદારોને માટે જ નહિ, પણ સર્વ સામાન્ય માણસને માટે. આજે જેમને માથે ખૂબ ભાર છે તેઓ અને દરેક વર્ગમાં રહેલા આળસુઓ પણ પોતાને ફાળે પડતું કામ મેળવી સુખી બનશે. આપણી આ પૃથ્વી ઉપર સૌ સુખી, ઓજસ્વી અને તેજસ્વી હોવા જ જોઇએ.

(૬) સંપૂર્ણપણે વિકસેલું જીવન જ સુખી છે, એમાંથી આપણા અસ્તિત્વને પૂર્ણપણે જાળવી રાખવાની પૂરી તાલીમ મળી રહે છે. વિકૃત ને પંગુ માનવીને બદલે સંસ્કારી વિરાટ માનવી એ દ્વારા જ પ્રગટાવી શકાય.

(૭) સહકાર એ ભાવનાને પોષે છે, હરીફાઈ એનો ઉચ્છેદ કરે છે.






अ. म. रा.

## ભગવાનની લીલા

[ લે. પ્રિ. ડોલરરાય રં. માંકડ; વાણીપ્રકાશન, આણંદ ]

આપણા જાણીતા વિદ્વાન અને વિવેચક શ્રી ડોલરરાય માંકડ આ પુસ્તિકામાં કવિ બન્યા છે. સુદામાને કૃષ્ણે દેખાડેલી અકળ લીલાની લોક કથાનું સ્મરણ કરાવતી, ભગવાનની લીલા સંબંધી પોતે બાળપણમાં સાંભળેલી એક લોક-કથાને પ્રવાહી અનુષ્ટુપમાં શ્રી. માંકડે પદ્યબધ્ધ કરી છે. કવિત્વને અવકાશ આપતાં વર્ણનો એમાં સારાં થયાં છે. ખંડ ૧લાનું ગ્રામવર્ણન તથા ખં. ૨નું ફલ્ગુવર્ણન ને વિદ્યાધરપુરીનું વર્ણન (પંક્તિઓ ૮૮૦-૯૯૦) એનાં સારાં ઉદાહરણો છે. આખી કથામાંથી સ્ફુરતો સાર પંક્તિઓ ૧૨૪૫ થી ૧૨૬૪ સુધીની સાધુની ઉક્તિમાં સુંદર રીતે રજૂ થાય છે. આખી વાત, અંદરની બ્રાહ્મણપુત્રે જોયેલી લીલા જેવી કવિની કલ્પના લીલા જ છે એમ બતાવતું કાવ્યનું છેલ્લું ચરણ 'ગામડું ય હતું, કહીં?' ચમત્કૃતિવાળું છે.

## આરાધિકા

[ લે. પૂજાલાલ; પ્ર. શ્રી. અરવિંદ સર્કલ, મુંબઈ; મૂલ્ય, રૂપિયો એક. ]

શ્રી અરવિંદાશ્રમ પોંડિચેરીનાં શ્રી માતાજીના 'મંગલમય માનવ જીવનની શુભ સિત્તેરી'ના આરંભ દિને એમના અનુગ્રહાકાંક્ષી ભક્ત હૃદય પૂજાલાલે 'આ સિત્તેર મુક્તકોનું અર્ઘ્ય આરાધનાની અંજલિમાં એમને ચરણે અર્પણ કરી' કૃતાર્થતા અનુભવી છે. કવિનો શબ્દવિલાસ નહિ પણ ભક્તનું હૃદય સિત્તેરે શ્લોકોમાં મા સચ્ચિદાનંદિનીનું અત્યંત ભાવભીનું મહિમ્નસ્તોત્ર ગૂંજી રહ્યું છે. માએ કરેલો અનુગ્રહ, એ માટે કૃતજ્ઞતાની અંજલિ, વધુ અનુગ્રહની યાચના, કવિનો ઉત્કટ શરણભાવ ભાવિક વર્ગના અંતરમાં સબળ પાડશે. વિષયનું વૈવિધ્ય નથી, કવિ હૃદયનો શુચિમૃદુ ભક્તિભાવ કથનનું વૈવિધ્ય સાધે છે. બધા શ્લોકોમાં પ્રસાદ છે.

## ઊર્મિલાનું સ્વપ્ન અને બીજાં કાવ્યો

[ લે ભાઇશંકર કુબેરજી શુકલ; પ્રકા૦ લેખક પોતે, મોરબી; મૂલ્ય એક રૂપિયો. ]

વર્ષોથી છૂટક છૂટક કવિતા લખતા રહેલા આપણા લેખનક્ષેત્રના એક જૂના જોગી શ્રી. ભાઇશંકર શુકલે 'મોર્ડન રિવ્યુ' ના એક અંકમાં આવેલા શ્રી. દેવેન્દ્ર સત્યાર્થીના 'Urmila's Sleep' નામના લેખમાંથી મેળવેલા 'ઊર્મિલાદેવી-નિદ્રા' નામના એક આંધ્ર લોકગીતના પરિચયને મનમાં ભરી આ કાવ્યસંગ્રહનું નામદાતા કાવ્ય 'ઊર્મિલાનું સ્વપ્ન' લખ્યું છે. રામ લક્ષ્મણની વનવિદાય વેળા લક્ષ્મણપત્ની ઊર્મિલાને મૂર્છા આવી, જે ચૌદ વરસ પછી તેમના અયોધ્યામાં પુનરાગમનના પ્રસંગે વળી, એ કલ્પનાનો આશ્રય લઇ કાવ્ય રચાયું છે. લક્ષ્મણ આવે છે ને ઊર્મિલાને જગાડે છે ત્યાંથી આ કાવ્યની શરૂઆત કરી છે. મોરબીના મહામહોપાધ્યાય શ્રી. શંકરલાલ શાસ્ત્રીજીના સહવાસમાં રહેલા શ્રી. શુકલની કવિતા આલંકારિક પદ્ધતિની સંસ્કૃત કવિતાની પ્રણાલીની છે. બીજાં કાવ્યોમાં 'વર્ષાત્રાસિતા,' 'અપ્સરા' અને 'શ્રી કૃષ્ણની વિદાય' એ ત્રણ જ ઠીક છે.

## ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ

[ લે. બબલભાઈ મહેતા; પ્ર. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ વડોદરા; મૂલ્ય, બે રૂપિયા ]

'મારું ગામડું' ના લેખક અને એ પુસ્તકથી જેમની પ્રશસ્ય ગ્રામસેવા ગુજરાતજાણીતી થઈ એ આપણા એક ભાવનાશાળી સાચા ગ્રામસેવક શ્રી. બબલભાઇ મહેતાનું આ બીજું પુસ્તક છે. તેમના સેવા-ક્ષેત્ર થામણા ગામમાં લોકોને તેમના રોજના વ્યવહારમાં અને તેમના સંસ્કાર ઘડતરમાં માર્ગદર્શક અને ઉપયોગી નીવડે એવાં ભીંતપત્રો તેઓ લખતા. તેમાંથી ચૂંટી કાઢેલો સંગ્રહ અહીં ગ્રંથસ્થ થઇ થામણાનો મટી સમગ્ર ગુજરાતનો બને છે અને પ્રાસંગિક મટી સ્થાયી મૂલ્યવત્તાવાળો બને





છે. લેખકની દૃષ્ટિ સાફ છે. ગામડાના લોકજીવનના સારા, માઠા ને સુધારણાપાત્ર અંશો કયા છે એ તે બરાબર પકડી શકે છે, અને સ્વચ્છ તથા સામાન્ય લખી વાંચી જાણવો ગ્રામજન સમજી શકે એટલી સરળ ભાષામાં તે એ સંબંધમાં ઉપયોગી માહિતી અને સૂચનાઓ આપે છે. આ ભીંતપત્રો પરોક્ષ રીતે ગ્રામજીવનનો સાચો ખ્યાલ આપે છે અને ગ્રામસેવકોને ગ્રામસેવાની થોડી સૂઝ પણ આપે છે. પુસ્તક ગામડાનાં ગ્રામસેવકોએ ને લોકોએ જ વાંચવા જેવું છે એમ નથી; સૌ કોઈ, અને ખાસ કરીને જુવાન વિદ્યાર્થીવર્ગ એ વાંચી એમાંથી જરૂર કાંઈક મેળવશે આવું ઉપયોગી પુસ્તક બીજી આવૃત્તિ જુએ છે એ એક સારું ચિહ્ન છે.

## 'ધૂમકેતુ' પ્રૌઢ શિક્ષણમાલા

[લે. 'ધૂમકેતુ'; પ્ર. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય, 'નાનીપોથી'ના બે આના; પહેલી ચોપડીના ત્રણ, બીજીના ચાર અને ત્રીજીના પાંચ આના].

આપણા પ્રસિદ્ધ સાહિત્યકાર 'ધૂમકેતુ'એ જમાનાની જરૂરત પિછાની એમના જેવા સાહિત્યકાર કરી શકે તે લોકસેવા બજાવવાના સ્તુત્ય આશયથી પ્રેરાઈને જે 'પ્રૌઢશિક્ષણમાલા' 'આપણે સૌ ભણીએ' પુસ્તિકા–શ્રેણી લખી છે તેની પહેલી ચાર પુસ્તિકાઓ—'નાનીપોથી', 'પહેલી ચોપડી', 'બીજી ચોપડી', અને 'ત્રીજી ચોપડી'–ની આ બીજી આવૃત્તિઓ છે. એનો ઉપયોગ કરનાર વર્ગ કર્તાએ પ્રૌઢોનો કલ્પ્યો છે એટલે બાળકો માટેનાં આવાં પુસ્તકોમાં હોય છે તેવી શૈલી રાખી છે, પણ અંદર સામગ્રી પ્રૌઢોના સંસ્કારવિકાસ અને જીવન–સુધારણામાં મદદગાર થાય એવી તેમણે મૂકી છે. ભણતર સીધું : જીવનસ્પર્શી થાય એની એમણે રાખેલી ફિકર ચારે પુસ્તિકાઓમાં દેખાય છે. પ્રૌઢશિક્ષણનું કાર્ય હાથ ધરનારાઓએ 'ધૂમકેતુ'ની આ પુસ્તિકાઓનો લાભ લેવા જેવો છે.

## ખેડુતપોથી

[સં. વિઠ્ઠલદાસ કોઠારી અને નગીનભાઈ શેઠ; પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; મૂલ્ય, સવા બે રૂપિયા.]

ખેડૂતોને માટે જ ગૂજરાત વિદ્યાપીઠે ખાસ તૈયાર કરાવેલું આ પુસ્તક તેના બે સંપાદકોએ પ્રથમ પોતપોતાની રીતે એક જ વિષય સંબંધી તૈયાર કરેલાં લખાણનું સમન્વિત સ્વરૂપ છે. ખેડૂતવર્ગે જાણવા જેવી અને જાણીને ઉપયોગમાં લેવા જેવી માહિતી સરળ ભાષામાં એમાં પીરસવામાં આવી છે. એના ચારમાંથી પહેલા ખંડમાં ખેતી સંબંધી, બીજામાં ખેડૂતોને સ્પર્શતા કાયદા સંબંધી, ત્રીજામાં ઢોરઉછેર ને ઢોરના રોગ–ઉપચાર સંબંધી અને ચોથામાં ગૃહઉદ્યોગો, આરોગ્ય, સ્વચ્છતા, આહાર, રોગોપચાર ને રેલ્વે–પોસ્ટ–ખાતાં જેવી પરચુરણ બાબતો સંબંધી જરૂરી માહિતી રજૂ થાય છે. ખંતીલા ગ્રામસેવકો દ્વારા આ પુસ્તકનો અથવા તેમાંની માહિતીનો ખેડૂતોમાં બહોળો પ્રચાર થવો જરૂરી છે.

## સ્વપ્નદ્રષ્ટા

[લે. કનૈયાલાલ મુનશી; પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ મૂલ્ય, પાંચ રૂપિયા]

'સમકાલીન રાજકીય બળો નવલકથામાં મઢવાના પહેલાં યત્ન'ને મૂર્ત કરતી, ભાવનાશાળી તરુણ મુનશી અને વાસ્તવદર્શી મોટા મુનશીનું અંતર દર્શન કરાવતી, બંગભંગના વાતાવરણ અને સૂરત કોંગ્રેસના બનાવને અમર કરતી, કરતી, ભાવનાભ્રષ્ટ જુવાનોના માનસનો પરિચય કરાવતી, અને હાસ્ય તથા કરુણ બંને રસને એક સાથે જમાવતી શ્રી. મુનશીની આ સામાજિક નવલકથા આ વર્ષે પાંચમી આવૃત્તિએ પહોંચી છે એ સાહિત્યજગતનો એક નોંધપાત્ર બનાવ લેખાવો જોઈએ.

# અમારાં નવાં પ્રકાશનો

યુરોપ અમેરિકા જેવા દેશોમાં મામુલીમાં મામુલી લેખકનું પુસ્તક પણ નવું બહાર પડે ન પડે ત્યાં તો હજારો—લાખોની ગણતરીએ તેની નકલો ચપોચપ ઉપડી જાય છે. ગુજરાતી ભાષાની, સાહિત્યની વૃદ્ધિની સાથે તેનાં લાડીલા લેખકોની કૃતિઓને હજુ ગુજરાત કોઈપણ દેશની હરોળમાં બેસવા જેટલો આવકાર નથી આપતું. છતાં અમારી પ્રકાશન સંસ્થા એ નેમને પહોંચવાનો જે યત્કિંચિત પ્રયત્ન કરી રહી છે તેમાં ગુજરાતનાં અગ્રણી લેખકો ઉપરાંત બૃહદ્ ગુજરાતનાં ભાષાપ્રિય અને સંસ્થાનાં આપ્તજન બનેલા અમારા વાચકવર્ગ અમને એ જ સહકાર આપે છે એ અમારે મન ખૂબ મહત્ત્વનું છે. દર મહિને ઉત્કૃષ્ટ સાહિત્યનાં વીણીવીણીને પ્રકાશનો પૂરા પાડનાર સંસ્થાનાં છેલ્લાં નવાં પુસ્તકો આ રહ્યાઃ

## સંશોધનને માર્ગે

કેશવરામ કા. શાસ્ત્રી
મૂલ્ય ત્રણ રૂપિયા
રજિ. ટ. ખ. આઠ આના

ભાષા સાહિત્યનાં પ્રત્યેક અભ્યાસી, વિદ્યાર્થી, શિક્ષક અને જિજ્ઞાસુ માટેનો આ નવો જ લેખસંગ્રહ. કર્તાની અભ્યાસુ કલમનો એક વધુ પરિચય આપી જાય છે.

## વ ન છા યા

ધૂમકેતુ કૃત
મૂલ્ય ત્રણ રૂપિયા
રજિ. ટ. ખ. આઠ આના

ગુજરાતમાં તો ઠીક પણ હિંદની બીજી ભાષાઓમાં પણ જે લેખકની કલમ બિરદાવાઈ છે તે જ ધૂમકેતુનો નવો વાર્તાસંગ્રહ નવી નોખી રીતે પોતાનું મહત્ત્વનું સ્થાન જમાવી જાય છે.

## થોડાંક બાળકો કિશોરો માટેનાં નવાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| લીલી અજાયબ દેશમાં | .... | .... | ૧—૦—૦ |
| ચીનનાં બાળકો | .... | .... | ૦—૬—૦ |
| મહાન વૈજ્ઞાનિકો ભા. ૧–૨ | .... | .... | ૨—૦—૦ |
| જ્ઞાન ગોષ્ઠિ | .... | .... | ૧—૦—૦ |
| શિશુ રંજના | .... | .... | ૦–૧૦–૦ |
| જંગલનો રાજા ટારઝન | .... | .... | ૪—૦—૦ |

અમારા બધા પુસ્તકોનાં વિસ્તૃત સૂચિપત્ર માટે એક પોષ્ટકાર્ડ લખવાથી તુરત આપને મળી જશે



**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ** ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધી રસ્તો : અમદાવાદ
ભીમરાજ બિલ્ડિંગ, ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨

# ગુજરાતનાં લાડીલા રંગચિત્રકારનો બીજો ચિત્ર સંપૂટ

ગુજરાતને રંગચુંદડીના સાત રંગચિત્રોનો પ્રથમ ચિત્રસંપૂટ આપીને ગુજરાતમાં તેમજ બૃહદ્ ગુજરાતમાં ખ્યાત થયેલ આપણા લાડીલા રંગ-ચિત્રકનો એવી જ રંગની વૈવિધ્યભરી પીંછીનો કસબ આ નવા ચિત્રસંપૂટનાં સાતેસાત ચિત્રો રજુ કરે છે.

કલમ પણ જેની સામે જોઇને થંભી જાય એવા ચિત્રોનો પરિચય વધુ તો ચિત્ર પોતે જ આપે. ઘરનાં શણગારમાં વસંતની મંજરીઓ મહોરાવીને ઘેરેઘેર વસંત ફૂલીફાલી લચકાવા માંડે એ તો કવિનું–ચિત્રકારનું–કલાકારનું જન્મથી જ ધ્યેય હોય

આપણા કલાગુરુ રવિભાઈ રાવળ, નંદલાલ બોઝ, ગુરુદયાળ મલ્લિક, કાકાસાહેબ કાલેલકર, ઉદયશંકર, ઝાકીરહુસેન જેવા ધીટ વિચારકોએ જે ચિત્રકારની મુક્ત કંઠે પ્રસંશા કરી છે એ ચિત્રકારનો આ બીજો ચિત્રસંપૂટ જરૂર એટલા જ ભાવભર્યા આકર્ષણથી ગુજરાત આવકારશે.



ચિત્રકાર
વ્રજલાલ
ત્રિવેદી

મૂલ્ય ૩ રૂપિયા
રજિ. ટ. ખર્ચ બારઆના



પ્રાપ્તિસ્થાન: ભારતી સાહિત્ય સંઘ લિ. ૪૦૫ કાલબાદેવી રોડ, મુંબઈ-૨ : ગાંધી માર્ગ, અમદાવાદ



રંગોળી

ચિત્રલેખા - કુમારી ભક્તિબેન શાહ

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૮ : 'નવરચના' વર્ષ ૧૩ અંક આઠમો

નવેમ્બર : ૧૯૪૮

ક્રમ



વાર્ષિક લવાજમ

દેશમાં : રૂ. ૭-૮-૦ :: પરદેશમાં રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ

પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી જમનાદાસ માણેકચંદ રવાણી : મોટા આંકડિયા : કાઠિયાવાડ.

મુદ્રક : જમનાદાસ માણેકચંદ રવાણી : અનેકાન્ત મુદ્રણાલય, મોટા આંકડિયા : કાઠિયાવાડ.

વિજ્ઞાપના વ્યવસ્થાપક : સાયન્ટિફિક પબ્લિસિટી કં.
ફરનાન્ડીઝ પુલ પાસે : અમદાવાદ.



## મંગલપ્રદીપ

ધૂમકેતુ

માણસના જીવનમાં બે પરસ્પર વિરોધી વિચારો વચ્ચે યુદ્ધ તો ઘણી વખત જામે છે: આવું યુદ્ધ જીવનમાં હોવું એ એક વાત ; : એવા યુદ્ધમાં સદ્‌વૃત્તિ માટે વિજય હોવો એ વસ્તુસ્થિતિ જુદી જ વાત છે. પરંતુ એ વિજય છતાં જેને આપણે Self–જાત–કહીએ એ જાત ઉપરનો એ સંપૂર્ણ વિજય નથી. જાત ઉપર તો માણસે સંપૂર્ણ વિજય ત્યારે મેળવ્યો કહેવાય, જ્યારે એ વિચારયુદ્ધમાં નહિ, પણ જીવનની ખરેખરી રણભૂમિમાં, એટલે કે જીવનની નરી વાસ્તવિકતાઓમાં પણ સોંસરવો નીકળે. કારણ કે ભલે વિચારયુદ્ધમાં એક સદ્‌વિચાર ઘડીભર વિજયી નીવડે અને દુર્વિચારને હઠાવી મારે, પણ સંગ્રામની નરી વાસ્તવિકતામાં માણસ પોતાની એ વૃત્તિને ક્યાં સુધી વળગી રહેશે, એ કહી શકાતું નથી. ગમે તેમ ગણો પણ વિચારોનું આવું જુદ્ધ એ પણ માણસ માટે એક રીતે દૂર ઊભેલા પ્રેક્ષક સમું છે. પ્રેક્ષક કોઇ રસભર્યું જુદ્ધ જોતાં ઘણી વખત મનમાં મોટેથી બોલે પણ છે કે હું આમ લગાવી દઉં, અલ્યા એ, આમથી ઉપાડને એટલે હેઠો, પણ એનો એ પ્રેક્ષક, જ્યારે ખરેખરા જુદ્ધમેદાનમાં આવે ત્યારે એની જાત એના બહાદુરી ભરેલા વિચારોને કેટલે અંશે વફાદાર નીવડશે, એ એ પોતે જ જાણતો હોતો નથી. કારણ કે સદ્‌વિચાર, દુર્વિચાર, સદ્‌ભાવના, ઉત્તમ લાગણી, એવું એવું સઘળું, જીવનના કલ્પનારંગી પ્રદેશમાંથી મેળવવું એ એક વસ્તુ છે, પણ એમને ક્રિયાત્મક સ્વરૂપ આપવું એ જુદી જ પરિસ્થિતિ છે. ખરું યુદ્ધ જ—વિચારો વચ્ચે થાય છે તે નથી, પણ વિચારને ક્રિયામાં મૂકતા ને ક્રિયાત્મક પગલું ભરતાં થાય છે, તે છે. વિચારોનું જુદ્ધ પ્રાથમિક ભૂમિકા ઘડનારું છે, પણ એ હવાઇ ખ્યાલોની મનોહર કાવ્યપંક્તિ રૂપે જ રહી જશે, કે જીવનના અંતરંગી પ્રાણરૂપે સ્થાયી થશે,





તેનો આધાર તો જાતજુદ્ધમાં આવતા પરિણામ ઉપર અવલંબે છે. એ આગિયો નીકળશે કે સ્થાયી દીપપ્રકાશ નીવડશે એ પરીક્ષા ત્યારે થાય.

એ જુદ્ધ એક રીતે પારાશીશીનું કામ કરે છે. માણસમાં સમજણ હોય, બુદ્ધિ હોય, બીજું ઘણું ઘણું હોય અને છતા જોઈએ તેટલી વિજય મેળવનારી ક્રિયાશક્તિ ન પણ હોય, એમ પણ બને, એમ પણ શું, ઘણીવખત એમ જ બને છે, માટે તો ઉપનિષદ્‌કારોએ કહ્યું કે ન મેધયા વગેરે; માણસ જે જાણે છે તે એનું એક માપ છે. એ એનું જ્ઞાનમાપ. એને જે કરવાનું છે તે એનું બીજું માપ છે. એ ક્રિયા માપ. એ બે માપની વચ્ચે–અથવા આ બે લક્ષ્યબિન્દુઓની વચ્ચે એ પોતે મુસાફર રૂપે છે. નાનામાં નાનું બાળક પણ, અને ઘણી વખત તો અજ્ઞ, અર્ધદગ્ધ અને પડેલા માણસો પણ, ઉત્તમ વસ્તુ શું છે એ નથી જાણતા એમ નથી બનતું. ઉત્તમ શું– અથવા શ્રેયસ્ કયું–એ એમના મનમાં તો હોય જ છે. અને વળી આ શ્રેયસ વિષેની અજ્ઞાનીમાં અજ્ઞાનીની, ને જ્ઞાનીમાં જ્ઞાનીની અંતઃકરણમાં રહેલી સમજણમાં બહુ તફાવત પણ હોતો નથી, પરંતુ જીવનની કરુણતા આ વસ્તુસ્થિતિમાં રહી છે કે. જાણનારો જે જાણે છે અને એ પોતે જે કરે છે– એની વચ્ચે જીવનનો આખો સમય –સમુદ્ર વહી જાય છે. આનું એક જ કારણ આપી શકાતું હોય તો એ આટલું જ કે બુદ્ધિશાળી બનેલી આ દુનિયામાં અત્યારે શ્રદ્ધાનો જબરજસ્ત ઓટ આવ્યો છે. કારણ કે એ શ્રદ્ધાએ એકવખત માનવજાતને ભારે દગો દીધો હતો– અને એણે અંધશ્રદ્ધારૂપે વિચરવા માંડયું હતું. એટલે હવે એ જીવનમાંથી પદભ્રષ્ટ થઇ ગયેલ છે. પરંતુ જીવનને ઘડનારા આ અનુપમ બળને એનું યોગ્ય સ્થાન મળશે ત્યારે જ જીવનમાં શાંતિ આવશે. શ્રદ્ધા એટલે સમજણને ક્રિયામાં મૂકનારી શક્તિ. એ દરેકની પાસે હોવી જોઈએ. એની મૂડી ઉપર જ એ જે જીવનવ્યાપાર કરે તે સાચો, નહિતર જીવન એક રૂપાળુ ખોખું થઇ રહે.

જીવનસંગ્રામથી દૂર રહીને આપણે સૌ શ્રેયસ્‌ના પંથ વિષે પ્રવચનો કરી શકીએ. પણ જે વિચારને આપણે ક્રિયામાં મૂકી શકતા નથી, એ વિચાર આપણે માટે એક પ્રકારનો આળસુ વિલાસ થઇ જાય છે. કદાચ એ વ્યસન થઇ જાય છે. એવું વ્યસન કોઇ દિવસ જીવન ઘડી શકે નહિ.

આપણે જરૂર સ્થાયી દીપપ્રકાશની છે. આપણી શ્રેયસ્ વિષેની શ્રદ્ધા એટલી બળવાન હોવી જોઈએ કે આપણે એને ક્રિયામાં ઉતાર્યા વિના એનો સંપૂર્ણ આનંદ માણી જ ન શકીએ. ત્યારે જ આપણે ઉત્તમ વસ્તુઓ વિષે જે કાંઈ ખ્યાલ મેળવ્યો છે તે સાચો પડે. ક્રિયા—અને ઉત્તમ વિચાર—એ બન્ને વચ્ચે જેટલું અંતર, તેટલું જીવન નિર્બળ.

કદાચ ધર્મમા જે શ્રદ્ધાની વાત કહેવામાં આવે છે, તેનો અર્થ આ જ છે. પણ લોકો પોતાની સમજણને ઉપર ઉપરનો સ્વાંગ આપવામાં જ બધું બળ વેડફી નાખે છે. એટલે એમની શ્રદ્ધાની ખરી કસોટી માટે એ તૈયાર થતા જ નથી અને પોતે જે આચરે છે એ ધર્મ છે એ ભ્રમમાં અથડાયા કરે છે.

સ્થાયી દીપપ્રકાશની જેમ જે અંધારઘેરા માર્ગમાં રસ્તો બતાવે છે તે ધર્મ છે. એ ધર્મ શ્રદ્ધાનું સંતાન છે. એ શ્રદ્ધા, જ્ઞાનને ક્રિયામાં



ઉતારવાથી જ આવે; અન્યથા નહિ. એટલે છેવટે ધર્મ એ છે—કે જે, પળપળની જીવન-ક્રિયામાં માણસ વ્યવહારમાં મૂકે છે.

માણસનો ધર્મ એટલે માણસ જે જીવન જીવે છે તે: જે જીવનનો એ વિચાર કરે છે તે નહિ. ઘણું કરીને શેક્સપીઅરનો એક સુંદર વિચાર છે કે હું જૂનાં ખાસડાં સાંધનારો ફાલતુ મોચી હોઉં, તો મારો સાંધો એટલો સુંદર હશે કે નગર આખામાં એ સાંધાની તોલે કોઈનો સાંધો નહિ આવે; અને જો હું જૂનાં ડબલાં ડુબલીનો રેણ દેનારો કારીગર હોઈશ, તો મારું રેણ મારા હાથની શોભા થઈ જશે. હું ભલે ને ગમે તે હોઉં, મારું કામ મારી શોભા થશે. અને મારા કાર્યની હું શોભા થઈશ. જીવનની કર્મક્રિયા વિષેની આવી શ્રદ્ધા એનું નામ જ જીવનનો સ્થાયી મંગલપ્રદીપ.

"પરદુઃખે વ્યથા પામુ છું. કરુણાનો ગુણ જ એ હોવો જોઈએ કે તે બીજાનું દુઃખ જ્યારે મટાડવા અશક્ત હોય ત્યારે સહન ન કરી શકે. મનની દશાનાં વર્ણન વિશે ન્યાયશાસ્ત્ર ન ચાલે, મેં લાગણીનું આમેહૂબ વર્ણન કર્યું છે, એ લાગણી જ દોષિત હોય. પણ એ લખતી વેળાની લાગણી મોક્ષની પણ હતી—એ વખતે કંઈ મોક્ષની લાગણી મંદ ન હતી—પણ સાચી વાત એ છે કે હું મોક્ષાર્થી છું. પણ આ જન્મે મોક્ષને લાયક આજ નથી થયો, મારી તપશ્ચર્યા એટલી બળવાન નથી, વિકારોને હું વશ રાખી શકું છું, પણ વિકારો રહિત નથી થયો. સ્વાદને દાબી શકું છું, પણ જીભ સ્વાદ લેતી બંધ નથી થઈ. વિષયેંદ્રિયોને દાબમાં રાખે તે સંયમી છે, પણ જેની ઇંદ્રિય, અભ્યાસ વડે વિષય ભોગવવા અશક્ત થઈ છે તે સંયમાતીત છે, મોક્ષગત છે. સ્વરાજની લાલચે પણ હું મોક્ષનો પ્રયત્ન ન છોડું, પણ તેથી કંઈ મોક્ષ મળ્યો ? એટલે મારી ભાષામાં તમે ત્રુટીઓ જરૂર જોઈ શકો. સ્વરાજ મેળવવાનો પ્રયાસ તે પણ મારે સારુ મોક્ષ મેળવવાનો પ્રયાસ છે. તેમ છતાં મન તો મદિરાપાન કરેલું વાંદરું છે, એટલે તેને રોકવામાં કેવળ પુરુષાર્થ બસ નથી, કર્મ પણ આડે આવ્યા જ કરતાં હશે.

ગાંધીજી

'બાપુની પ્રસાદી'માંથી

# પ્રેમનું દાન

મકરન્દ દવે

આજ અરે પ્રિય, જીવન કેરાં
જાગે નવ-પ્રસ્થાન
આપવું શું મારે પથ ઉજાળતું
પ્રેમનું પરમ દાન ?

મૂક હૃદયમાં એકલ પ્રાણનું
ઊઠે નવોદિત ગાન.

આંખ સામે જુઓ, દૂર સુદૂરે
મારગ જાય અનંત
રતરતો તણાં રંગ સોહાગે
શોભતો ચેતનાવંત

આથમે નહીં જ્યાં એક ઘડીયે
સાચનાં તેજ મહાન
આજ અરે પ્રિય, પ્રેમના દાને
જાગે એ હૃદયગાન.

પગલે પગલે મ્હેકતો ખીલે
અંતરે ફૂલ-ઉલ્લાસ
મેરુની પાંખનો પ્રિય, કદાપિ
ચળે ન હો વિશ્વાસ

ઘોર તોફાન કે આંધી મહીં પણ
મુખ બને નહીં મ્લાન
આજ અરે મારે હૃદયગાને
જાગે એ પ્રેમનું દાન.

કોણ જાણે ક્યાં આવશે આપણુ
આખર એક મુકામ
પ્રેમની પુનિત જ્યોત ન લેશે
દીન બની વિશ્રામ

ઉર્ધ્વ ગગને એક બની સદા
ઝગશે દીપ્તિમાન.
ઓ રે ! હૃદયના એક આ ગાને
આપવું પ્રેમનું દાન




ધૂમકેતુ

ઓગણીસસો સત્તર–અઢાર એ બંન્ને સાલ સાહિત્યપ્રવૃત્તિમાં કાંઇ ને કાંઇ ચંચુપાત કરવાની વૃત્તિવાળી ગઇ એમ કહીએ તો ચાલે. જો કે એ વિષે ગંભીરતાથી, જાણે એ કોઇ જીવનધ્યેયી વસ્તુ હોય એમ એનો સ્વીકાર કરવાની શક્તિનો એ વખતે પ્રાદુર્ભાવ થયો હોય એમ જણાતું નથી. એવો સ્વીકાર તો હંમેશાં પાછળથી જ આવે છે. શરૂઆતનાં વર્ષોની પ્રાથમિક તૈયારી તો શક્તિની અનિવાર્યતા ઉપરાંત, કાંઇક અંશે લોકેષણા ઉપર આધાર રાખનારી હોય છે. સૌને માટે એ એક સામાન્ય નિયમ તરીકે ન મૂકાય. પણ સાધારણ રીતે ક્રમ આવો જણાય છે.

ઇ. સ. ૧૯૧૭ની સાલમાં ઘણું કરીને તે વખતના મટુભાઇ સંચાલિત 'સાહિત્ય' પત્રે એક ઇનામ જાહેર કર્યું હતું. 'ગુજરાતી સાહિત્યમાં સર્વોત્તમ ગ્રંથ કયો અને તે શા માટે?'

એ હરીફાઇમાં મેં ભાગ લીધેલો. ઇ. સ. ૧૯૧૭ના ઓકટોબરના અંકમાં એનું પરિણામ જાહેર થયું હતું. એ વિષે નોંધ લખાયલી કે, "સૌથી શ્રેષ્ઠ ગ્રંથ કયો અને શા માટે" એ વિષય ઉપરનું ઇનામ રૂ. ૧૦) દશનું રા. ગૌરીશંકર ગોવર્ધનરામ જોશીને આપવામાં આવ્યું છે. આ નિબંધ ઘણો લાંબો છે તેથી ફુરસદે 'સાહિત્ય'માં છાપવામાં આવશે. એમાં જે પુસ્તકને સૌથી શ્રેષ્ઠ સાબીત કર્યું છે તે અમારા મત પ્રમાણે શ્રેષ્ઠ છે એમ માનવાનું નથી. માત્ર નિબંધની શૈલી અને દલીલ ઘટાવવાની ખૂબી ધ્યાનમાં લઇને જ આ ઇનામ આપેલું છે."

ટોળામાં લાંબો માણસ પોતાની લંબાઇથી સૌનું ધ્યાન ખેંચે છે એવું આ નિબંધ વિષે થયું હોય તો ના ન કહેવાય. એ નિબંધ પછી 'સાહિત્ય'માં પ્રગટ થયો કે નહિ એ ધ્યાનમાં રહ્યું નથી. પણ ઘણું કરીને પ્રગટ થયો છે. એમાં સૌથી શ્રેષ્ઠ પુસ્તક તરીકે 'સરસ્વતીચંદ્ર'ને ગણાવ્યો હતો એવું કાંઇક યાદ છે. કદાચ આ અરસામાં, આ પ્રકારની પ્રવૃત્તિ –ગુજરાતી સાહિત્યનો અભ્યાસ કરવાની, ચાલુ થયેલી તેમાં આ નિબંધના પરિણામે પ્રોત્સાહન આપ્યું જણાય છે. 'બહાઉદ્દીન કોલેજ મેગેઝીન'ના ઓગસ્ટ ૧૯૧૮ના એક અંકમાં 'ગુજરાતી સાહિત્ય સભા, બહાઉદ્દીન કોલેજ જુનાગઢ'ની સમક્ષ સ્વ. પ્રોફે. હરિલાલ મા. ભટ્ટના પ્રમુખપણા નીચે એક ભાષણ આપેલું તે આ પ્રવૃત્તિનો સારો ખ્યાલ આપે તેમ છે. એ આખું ભાષણ સચવાયેલું હોઇ, **કીમતી છે માટે નહિ,** પણ જે સોપાન ઉપર થઇને આ સાહિત્ય પ્રવાસ શરુ કરેલો, તેના એક નમૂના તરીકે આંહીં આપ્યું છે. વિષય 'ગુજરાતી સાહિત્યનું સૌન્દર્ય' એ છે.

"માનસશાસ્ત્રના અભ્યાસીઓ એવો મત ધરાવે છે કે ઘણું કરીને મનુષ્યની બાહ્ય અને આંતર સૃષ્ટિ વચ્ચે બહુ નજીકનો સંબંધ છે. મનુષ્યની માનસ–સૃષ્ટિ કેટલી ઉચ્ચ છે તે તેના બાહ્યવર્તનથી જાણી શકાય. આટલા માટે જે ભાષામાં આપણો જન્મ થયો છે, અને મરણ થવાનું છે, તે ભાષાનું સાહિત્ય કેટલું સમૃદ્ધ છે એનું જ્ઞાન કેટલેક અંશે, હાલમાં સર્વત્ર ચર્ચાતા રાષ્ટ્રીય ભાવના કેળવવાના માર્ગમાં સહાય્ય રૂપ થઇ પડશે. મહાન તત્ત્વવેત્તા અરિસ્ટોટલના Law of association પ્રમાણે, મનુષ્યને પોતાની-





પરિચિત વસ્તુઓથી સ્નેહ જન્મે છે. આફ્રિકાના શુષ્ક મેદાનપર વર્ષોનાં વર્ષો ગાળ્યા પછી, ચાર પૈસાના ભાવથી ખપતી ગુજરાતી ભાષાના શબ્દો, જેમ કોઇ ગુજરાતીની આંખમાં આંસુ લાવે છે, અને જેમ કોઇ માતાથી છૂટું પડેલું બાળક, પોતાની પિછાનવાળા મનુષ્યને મળતાં રોઇ પડે છે, તેમ આજે તમને સૌને- આપણી માતૃભાષાના સાહિત્યનું સૌન્દર્ય જોવા ઉત્સાહ ધરાવનારાઓને- જોઇને મારું દિલ પાણી પાણી થઇ જાય છે. પરંતુ એ સૌન્દર્ય જાણવું એ આપણા જીવનને નવીન ચેતન આપવા જેવું છે, મ્હારી ભાષામાં મ્હારા સાહિત્યમાં આટલું સૌન્દર્ય છે, એ વાસ્તવિક અને નિર્મળ અભિમાન એ જ રાષ્ટ્રની ભાવનાની સિદ્ધિ છે.

ગુજરાતી સાહિત્યની શરૂઆત નરસિંહ મહેતાના-સમયથી ગણીએ તો જો કે તે પહેલાંથી સાહિત્યનો-જન્મ થઇ ચૂકયો હતો-- નરસિંહ મહેતાની હૃદયની સાદી, સીધી અને સાચી વાણી એ ગુજરાતી સાહિત્યનું ત્ત્વજ્ઞાન છે, નરસિંહ મહેતાને ભકત તરીકે નહિ ણ કવિ તરીકે લેખતાં, કદાચ, તેનું સ્થાન ગુજરાતી સાહિત્યમાં બહુ ઉચ્ચ ન કહેવાય, પરંતુ ગુજરાતી સાહિત્યનો તત્ત્વજ્ઞાન તરફનો સર્વ પ્રદેશ, નરસિંહ મહેતાના,

'જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહિ,
ત્યાં લગી સાધના સર્વ ખોટી.'

ત્વા ઊંડી ફિલસૂફીના સિદ્ધાંતોથી ઉજ્જવલ છે. નરસિંહ મહેતાના સિદ્ધાંત તેના સમય કરતાં ઘણા આગળ વધેલા છે; અને તેથી એ ભકત કવિને કેટલેક અંશે સામાજિક પ્રશ્નોને પણ હાથ ધરનાર તરીકે લેખી શકાય; એ દિશામાં યત્ન કરનાર અખાએ પણ આ પ્રશ્નને હાથમાં લીધો છે. અને અંગ્રેજ કવિ પોપની માફક 'Know thyself' એ સૂત્રને હાથમાં લેનાર અખા,

'ગુરુ થા ત્હારો તું નથી કોઇ બીજો ભજવા,
બાહ્ય સુરતને ટાળ્ય, વાળ્ય અંતરમાં સેવા'.

એથી એનું સચ્ચોટ અને સત્ય જ્ઞાન દર્શાવે છે; પરંતુ ભકત કવિ જયારે,

'સંસાર વ્હેવાર સાચવીએ,
વિકારથી વેગળા રહીએ રે,'

એવી રીતે, સમાજને નમ્રતાથી સત્ય વૈરાગ્યનું સ્વરૂપ સમજાવે છે, ત્યારે અખો—સતરમી સદીમાં જન્મેલો વીસમી સદીનો કરડો સુધારક—ચાબખા ઉપર ચાબખા લગાવ્યે જાય છે. એ 'સામે સામાં ઘૂડ' ઉપર પ્રહાર કરે છે, અને,

'એક મુરખને એવી ટેવ, પત્થર એટલા પૂજે દેવ
તુળશી દેખી તોડે પાન -વગેરે.

મર્મ ભેદક પ્રહાર કર્યેજ જાય છે. અખાના આ ચાબખામાં એથી પણ વધારે સખ્ત પ્રહાર કરનાર 'ભોજલ' ભગત મળ્યો છે. ગુજરાતી સાહિત્યનું તત્ત્વજ્ઞાન ત્યારપછી એક મધુર કવિ શોભાવે છે.

અસાડે અમરિત તણા, વરસ્યા વરસાદ;
હરિ હરિ સઘળે થઇ રહ્યું, સ્થાવર જંગમ જાત.
સુખ સાગર સેંજે ઊછળ્યો, સરિતા શુભ સાર;
બ્રહ્મ નિરંતર જળ ભર્યાં, કોઇ પામે ન પાર.

આ વર્ડ્ઝવર્થના જેવી કુદરતમાં સર્વોત્તમશકિતની પ્રતીતિ થતી મધુર પંકિતઓ પ્રીતમની છે. પ્રીતમ કોમળ અને અસરકારક છે અને બાર માસના વિવિધ સૌન્દર્યમાં કુદરતનું સનાતન સૌંદર્ય ગાનાર પ્રીતમ ગુજરાતી સાહિત્યમાં થોડી પરંતુ મધુર સમૃદ્ધિ આપે છે. એ દિશામાં ખાસ પ્રયત્ન કરી, ગુજરાતી સાહિત્યનું તત્ત્વજ્ઞાન વિકસાવનાર તરીકે, સ્વર્ગસ્થ ઇચ્છારામ સૂર્યરામનો સુંદર 'અક્ષરદેહ' ચન્દ્રકાન્ત છે. સમયના અભાવે હું તમને દરેક દુકાનની બધી મીઠાઇ નહિ આપી શકું, પણ થોડી દુકાનની સારી મીઠાઇ આપીશ. ગુજરાતના બાયરનનું નામ લેતાં, તમે સમજી જશો કે, એ કુંકુમના ચાંદલામાં કસ્તુરીની ટીપકીથી રાધાને શૃંગાર સજાવતો ફક્કડ દયારામ છે. એ ગુજરાતી સાહિત્યમાં વસંત જેવો છે; અને એવા 'ઇશ્કે મિજાજીમાં ખરેખર ઇશ્કે હકીકી' દર્શાવનાર વિદેહ ગોવરધનરામની કૃતિ 'દયારામનો અક્ષરદેહ' તમને પરિચિત છે. ખુલ્લા દેખાતા દયારામના શૃંગારમાં કાંઇ કાંઇ ગુપ્ત જ્ઞાન છે, અને તેથી એની કિમ્મત વધે છે. અરેબીયન નાઇટ્સના કર્તા જેવી કલ્પના-



શક્તિથી, ગુજરાતી સાહિત્ય મંદિરમાં ચિત્ર પૂરનાર શામળની ઘણી કૃતિઓ હજી પણ હોંશથી વંચાય છે: એમાં માનવહૃદયનું ચિત્ર છે; સ્ત્રીનું ચરિત્ર છે; સંસારનું વર્ણન છે. એ મનરંજન કરનાર કવિ છે. પરંતુ હું ગુજરાતીને 'મધુકણ' ઝરતી કરી સર્વોપરી કરવાની વાંચ્છા ધરાવનાર, ગુજરાતના 'શેક્સપીઅર' પ્રેમાનંદનું પરમ સૌન્દર્યમંદિર તમારી પાસે ખુલ્લું મૂકું છું. પ્રેમાનંદ સુંદર છે; ભવ્ય છે; ગંભીર છે; અને મનરંજન કરે છે. અલબત્ત, પ્રેમાનંદ જે સમયમાં જન્મ્યો તે સમય કવિનો નહિ પણ કથાકારનો હોવાથી તેનું બાહ્યસ્વરૂપ ભટ્ટના જેવું છે, પરંતુ તેની માનસસૃષ્ટિ એકેય ઉત્કૃષ્ટ કવિના જેવી છે. પ્રેમાનંદ કોઇપણ ભાષામાં માન પ્રાપ્ત કરત. પ્રેમાનંદની કૃતિઓ ઘણી છે; અને સુંદર છે. જેના વિષે શંકા દર્શાવાય છે, એવા પ્રેમાનંદના નાટકોમાં કાલીદાસના જેવું સ્ત્રી હૃદયનું સ્પષ્ટ પૃથક્કરણ છે. સત્યભામાપ્રસન્નાખ્યાનમાં, સત્યભામાના મોઢામાં મૂકેલા શબ્દો એવા સ્ત્રીનાં જેવાં છે કે, આપણે આપણા ઘર વચ્ચે સ્ત્રી-પાર્લામેન્ટમાં બેઠા હોઇએ તેવું ભાન થાય છે. મહાકાવ્યમાં ગણના થઇ શકે, તેવા નળાખ્યાનમાં, તે વધારે ને વધારે સુંદર દૃશ્ય આપતો જાય છે: નળની સ્વયંવર તરફ આવતી સવારી, અને સ્વયંવરમાં,

'વાગી હાક એ નળ આવ્યો રે'.

એ વર્ણન, એવી તેજસ્વી શૈલીમાં આપ્યું છે કે, રઘુવંશના ઇન્દુમતી સ્વયંવરમાં જે મધુરતા લાગે છે, તેવી જ મધુરતા પ્રેમાનંદની આ પ્રસાદીમાં છે. કાળીદાસે સ્વર્ગગંગાની સુવર્ણ રેતીમાં યક્ષ-કન્યાને રત્ન છુપાવતી ચીતરી છે; પ્રેમાનંદે દ્વારકાના દુર્ગને–

'કનક કોટ ચળકારા કરે, મણિમય રત્ન જડયાં કાંગરે,
દુર્ગે ધજા ઘણી ફરફરે, દુદુંભી નાદ ત્યાં ગડગડે,'

એ શબ્દ-ચિત્રમાં વાંચનાર સમક્ષ રજુ કર્યો છે; અને તેના ભવનમાં,

'હરતા ફરતા હીંડે ઘોડા, બાંધ્યા હેમ તણા અછોડા,
ચળકે કામ તે મિનાકારી, અમરાપુરી નાખું ઓવારી.'
'દોષરહીતા દમયંતીની ગુણ-ગીતા' ગાતાં,
'વાયે ઓઢણી રહી છે ઊડી, ખળકે કંકણને કર ચુડી.'

નિર્દોષ સૌન્દર્ય, જેટલું કોઇપણ કવિને પ્રિય હોય, તેટલું જ પ્રેમાનંદને પણ છે. નળનો વનવાસ, દમયંતીનો ત્યાગ, દમયંતીની સ્તુતિ, નળનો વિલાપ, એ સર્વ સનાતન ચિત્રોમાં, પ્રેમાનંદ કથાકાર નહિ પણ ઉચ્ચ પ્રતિનો કવિ દેખાય છે. સુદામામાં સાધુભાવનું દિગ્દર્શન, કુંવરબાઇમાં માતૃસ્નેહ, નરસિંહ મહેતામાં વ્યાવહારિક બેદરકારી, એ સર્વ ધ્વનિ કાવ્યનાં જેવાં, થોડા શબ્દમાં ઘણું કહેનાર, પ્રેમાનંદનાં મધુર ચિત્રો વારંવાર વાંચવા ગમે તેવાં છે; અને એ કરુણ રસમાં જો કોઇ તેની તુલના કરતું હોય તો તે મધુર રવથી ગુજરાતને મોહ પમાડનાર, સદ્ગત કલાપીનું સાદું અને સચોટ અસર ઉપજાવે તેવું 'અસ્વસ્થ ગૃહિણી' નું કાવ્ય છે.

પ્રેમાનંદે પોતાના કાવ્યમાં ઘણું કહ્યું છે; પરંતુ સમયના બળને લઇને, તે વાત કથામાં જ કહેતો હોય, એવો તેણે દેખાવ કર્યો છે. રા. રમણભાઇએ વીણાવતીને, જગદીપ સાથે સ્નેહ બંધાવી, એક ગૂઢ સમાજિક પ્રશ્નનો ઉકેલ કર્યો કે, પતિનું સુખ જોયા પહેલાં વિધવા થએલી સ્ત્રી વિષે સમાજની ભાવના કેવી હોવી જોઇએ; રા. ન્હાનાલાલ, એથી આગળ વધી,

દેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમ મુક્તિ નથી,
સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમ પાપ નથી.

આવી રીતે આ નવીન યુગમાં, જેમ સામાજિક પ્રશ્નો હાથ લઇ, સાક્ષરવર્ગ, (Reflective poem) માં એ વાત દર્શાવે છે, તેવી વાત, પ્રેમાનંદ પોતાના સમયને માન આપી કથામાં દર્શાવે છે. પ્રેમાનંદ, દમયંતી પાસે નવીન સ્વયંવર રચાવે છે, ભિક્ષુક પ્રત્યે, સુદામાના મુખમાં ધિક્કાર—દર્શન કરાવે છે, જ્ઞાનિના વ્યવહારિક નિયમથી જ્ઞાત કરે છે, અને તે સર્વમાં અંતિમ ઉપદેશ સમજાવે છે. દલપતરામ, નર્મદાશંકર, નવલરામ, એ ત્રિમૂર્તિએ ગુજરાતી સાહિત્યમાં નવો શૃંગાર રચવો શરૂ કર્યો. ગુજરાતી સાહિત્ય મંદિરમાં ગદ્યને સ્થાન મળ્યું. અનેક વિચારોને ગદ્યમાં મૂકવા શરૂ કર્યાં. સમયમૂર્તિ (Representative man)





નર્મદે ગુજરાતી સાહિત્યમાં એક નવી દિશા વિકસાવી. 'કાર્યસવિરહ' ના રચનારને મન 'કવિતા જનમનરંજન જાણું' હતી. નર્મદથી, આત્મલક્ષી (Subjective poetry) કાવ્યનો નવીન દેશ ખુલ્લો થયો. ગુજરાતી સાહિત્યના સૌન્દર્યમાં આ નવીન રંગથી અનેક સુંદર ચિત્રો પૂરાયાં; અને કલાપીએ આ સૌન્દર્યમાં ઇંદ્રધનુષના અદ્ભૂત રંગો ગુજરાતી આલમ સમક્ષ ખડા કર્યા.

'આકાશે તો ચકચક થતો શ્વેત વાઘો સજ્યો રે,
તારાઓ જે મૂંઝાઇ રડતા, શોક તેણે તજ્યો રે,'

એ નર્મદાશંકરનું કુદરત વર્ણન ત્યાર પછી વિશેષ દીપ્યું; અને સ્વર્ગની અપ્સરાઓને જ્યાં રમવા આવવાનું મન થાય, એવા બાગલાણના ભવ્ય પ્રદેશના વર્ણનમાં, સદ્‌ગત નંદશંકરે વિકસાવ્યું. 'કરણઘેલો' એ અદ્‌ભૂત નવલકથા ( Romance ) ગુજરાતી સાહિત્યના સૌન્દર્યમાં ભાગ પૂરે છે. મનુષ્યના પતનનો એ વાસ્તવિક ઇતિહાસ છે. શૌર્યનો વેગ મનુષ્યનું પતન ક્યારે કરે એનું એ ઉદાહરણ છે. સદ્‌ગત નંદશંકરની એ કૃતિ વારંવાર વાંચવી ગમે તેવી છે. વનનાં વર્ણન, બાગલાણનો પહાડ પ્રદેશ, કરણનું ભ્રમણ, અને છેવટે દેવળદેવીનો હૃદયવેધક પ્રસંગ, એ સર્વ એક મનુષ્યના જીવનમાં 'મનુષ્ય તરીકે શું થાય,' તેનું ભાન કરાવે તેવા છે. ગુજરાતી સાહિત્યના સૌન્દર્યમંદિરના એ તરફના દ્વારમાં, ત્યાર પછી 'ગુજરાતી' ની ઐતિહાસિક વાર્તાઓ વારંવાર દેખાવ દઇ નવીન સમૃદ્ધિ લાવે છે.

પરંતુ આ સર્વ મનુષ્ય જીવનની ઘટનાને, એ કાલ્પનિક સ્વરૂપમાં ન રાખતાં તેના વાસ્તવિક સ્વરૂપમાં ગુજરાતી વાંચનાર આલમ પાસે, સુંદર ચિત્રમાં રજૂ કરનાર, વિદેહ ગોવરધનરામની ભવ્યકૃતિ સરસ્વતીચંદ્ર છે. ગુજરાતનો એ અનુપમ ગદ્ય ગ્રંથ, ઘણી રીતે, થોડા ફેરફાર સાથે, કે કાંઇક નવીન રૂપમાં ત્યારપછી વારંવાર અનુકરણ કરવામાં કામ લાગ્યો છે. પરંતુ તેમાંનો એકે ગ્રન્થ મૂળના સૌન્દર્યથી વિભૂષિત નથી. આ કહેવું એટલા માટે જ કે, સદ્‌ગતનો આ ગ્રંથ તેમના હૃદયની વિભૂતિ છે. મનુષ્યનો વ્યવહારિક સંબંધ પ્રથમ ભાગમાં, સ્ત્રી સંબંધ બીજા ભાગમાં, ધર્મ અને જ્ઞાન સંબંધ ત્રીજા ચોથા ભાગમાં આવે છે. જમાનો એ વીસમી સદીમાં દરેક મનુષ્ય જોઈ શકે તેવો પટાવાળો છે. એ ચિત્રમાં કર્તાની અવલોકન શકિત દીપે છે. અલક અને નવીનચંદ્રનો પ્રસંગ કર્તાની વિવેકબુદ્ધિ પ્રગટ કરે છે; દરેક મનુષ્ય અનુકરણ કરવા ઇચ્છે એવું એ મનોહર ચિત્ર છે. એ ધ્વનિ કાવ્ય છે. મનુષ્યની વિદ્વત્તા એ એની વિવેક બુદ્ધિ—મનઃસંયમની શકિત છે; વિશેષ ખૂબી એ છે કે પ્રભાતની વાદળીની માફક, એ ચિત્રના આછા આછા જણાતા, અને તેથીજ રમણિય લાગતા શૃંગારનું અનુકરણ થઇ શકે તેમ નથી. એ અનુકરણ કરનારનું ચિત્ર બિભત્સ અથવા ખુલ્લો શૃંગાર ધરશે; બીજા ભાગમાં, 'કટુભાસી' હિન્દુસંસારનું ચિત્ર છે; અને 'પશ્ચિમના તુફાની પવનથી પાંખવિનાના ઉડનારા મનુષ્ય પ્રાણી'ને ઊંડો બોધ છે કે હિન્દુ સંસાર સુધરી શકે તેમ છે; તેને સુધારવો, બદલાવવો નહિ. ગુણસુંદરી એ કટુભાસી સ્વપ્ન દૂર કરશે; અને કુસુદનો નિર્દોષ ઉષ્ણ નિઃશ્વાસ, ભૂપતસિંહના બાગમાં બુદ્ધિધનને ઘૂમાવશે, કે જ્યાં કુમુદ પીડાય ત્યાં સારો સંસાર સન્યસ્ત સમાન છે!! સદ્‌ગત ગોવરધનરામનો આ પરમ ગ્રંથ—"ઓગણીસમી સદીનું આપણું મહાભારત"—એ ગુજરાતી ભાષાનું પરમ સૌન્દર્ય છે. ગુજરાતી ભાષાના સૌન્દર્ય મંદિરમાં આના જેવો બીજો શૃંગાર નથી, પરંતુ તમને જે આનંદ, ડીકન્સના ઉત્કૃષ્ટ નોવેલ વાંચતા આવે છે, જે આનંદ મિસિસ હેન્રીવુડના હૃદયવેધી નોવેલમાંથી કે મેરી કોરેલીના સાહિત્યમાંથી આવે છે, તેવો આનંદ, કુસુમ અને સુંદરની નિર્દોષ મસ્તીમાં, ચંદ્રકાન્ત ને વિદ્યાચતુરની વાતોમાં, કુમુદની હૃદયભેદી વાતોમાં, અને સરસ્વતીચંદ્રના ભીષણ મનોરાજ્યમાં આવશે. મનુષ્યહૃદયનું આટલું મન્થન, અને છેવટ તે મન્થનમાં ભીષણ સત્યનો પ્રકાશ, એ સર્વ મનુષ્યના નૈતિક બલને માટે ઉત્તમ ખોરાક છે. કવિ તરીકે સદ્‌ગત કદાચ વિદેહ કલાપીના જેટલી મસ્તી અને પ્રતિભા શકિત નથી ધરાવતા, એ સિદ્ધ કરી શકાય, પરંતુ



શબ્દ-ચિત્રનો, મનોવેદનાનો, અને મનુષ્યસ્વભાવનો અભ્યાસ, એની કૃતિમાં બહુ મધુરતા અને સ્વાભાવિકતા લાવી શકે છે.

મણિલાલ નભુભાઇનું 'ગુલાબસિંહ' જો તેમની સ્વતંત્ર કૃતિ હત, તો કદાચ ભવ્યતામાં સરસ્વતીચંદ્ર કરતાં ચડત; ભાષાંતરરૂપે એ સ્વર્ગસ્થ મણિલાલનો વિજય છે. તેમનાં કેટલાંક કાવ્યો હૃદયનું મન્થન પ્રગટ કરે છે. અને રા. નરસિંહરાવ શેલીના Cloud ના અનુકરણરૂપે જે રમતીઆળ 'ચંદા' ગુજરાતી સાહિત્ય સમૃદ્ધિમાં આપે છે, અથવા 'મસ્તકવિ' જેવાં મસ્ત કાવ્યો અર્પે છે, તેમાંની એકેની શૈલીનું સદ્દગત મણિલાલમાં બિંદુ માત્ર નથી. સદ્દગતના કાવ્યો ગંભીર છે; અને પર્શ્યન ફીલસુફીનો અનુવાદ છે. તત્ત્વજ્ઞાનની ગુજરાતી સાહિત્યની દિશા તેમણે વિકસાવી છે; અને તે દિશામાં પ્રયત્ન કરનાર સદ્દગત છોટાલાલ, શ્રીયુત કૌશિકરામ, અને શ્રીમાન્ નગીનદાસ સંઘવી છે. સ્વર્ગસ્થ મણિલાલે કાન્તા નામનું નાટક રચ્યું છે. રા. દોલતરામનું 'અમરસત્ર'—કે જેમાં અમરની ઉચ્ચ અભિલાષા ને માનવજીવનનું આદર્શ સ્વરુપ છે તે, અને રા રમણભાઇનું 'રાઇનો પર્વત' કે જેમાંનાં કેટલાંક ચિત્રો હમેશ સાચવી રાખવા જેવાં છે એ સૌ ગુજરાતી સાહિત્યના શૃંગારમાં વિશેષતા પૂરે છે. જાલકાનું ઉત્તમ સ્ત્રી હૃદય, અને તેની પ્રગટ થતી ખરી માનસિક પીડા, અને સર્વ પ્રસંગમાં જગદીપનો સત્યવાદ એ આપણા જીવનને ઘણું આપી શકે તેમ છે.

અંગ્રેજી સાહિત્ય જે સર્વ દિશામાં વિકસ્યું છે; અને સંસ્કૃત સાહિત્ય કે જેમાં ભવભૂતિ અને કાલીદાસ જેવાની પીંછી રંગ ચિત્રે છે; તથા ગુજરાતી સાહિત્ય કે જેમાંથી હજી સુગંધ આવી નથી, એ સર્વની તુલના કરવી એ નિરર્થક છે, પરંતુ જે ઉત્તમ વિચારોથી અન્ય ભાષા આપણને આકર્ષે છે, તેવું કાંઇક ગુજરાતી ભાષામાં પણ છે, એ દર્શાવવું જરૂરનું છે. તમે જોઇ શકશો કે ગુજરાતી સાહિત્ય છેક નિર્માલ્ય નથી.



વર્ડ્ઝવર્થ કુદરત-પૂજામાં આનંદ માને છે; અને તેમાં લીન થતાં છેવટ,

The Mountain, and the deep
and the gloomy wood,
Their colour, and their forms
were men, to me.

એ વર્ડ્ઝવર્થની કુદરત પૂજા છે. એ સમસ્ત કુદરતમાં ચેતન જુએ છે, અને જે વાતને ભવભૂતિ 'यत्र द्रुमा अपि मृगा अपि बान्धवो मे એવી હૃદયદ્રાવક પંકિતમાં મૂકે છે અને કાલીદાસ રસમય વાણીમાં મૂકે છે,

यत्रोपान्ते कृतक तनयः कान्तया वर्धितो मे
हस्तप्राप्य स्तवक नमितो बालमन्दार वृक्षः

તે વાતને વર્ડ્ઝવર્થ કાંઇક ઉંડી રીતે દર્શાવે છે. ગુજરાતી સાહિત્યમાં એ ફીલસુફી વિદેહ કલાપી દર્શાવે છે:—

'ઝરામાં તું જોશે, ઝરણ જનના સંચિત તણું
અહો કેવું વ્હેતું અમર ગતિથી એક સરખું.
પડ્યું કો સુકું જો, ઝરણ પર એ પણ ઉડતું
તરંગોમાં આવી, સરલ વહને ભંગ કરતું.

કલાપી વર્ડ્ઝવર્થની માફક, A worshipper of Nature hither came.

Unwearied in that service

કલાપી કુદરતને જોઇ તન્મય બને છે; તેના હૃદયમાં મસ્તી જાગે છે.

પડે ધોધો ગાજી, મધુર જ્યમ માતંગ ગરજે
રૂડાં બચ્ચાં ન્હાના, ચપલ હરિણોનાં કુદી રહે.

આ કુદરતના ભવ્યસ્વરૂપનું વર્ણન છે; પરંતુ તેનું સુંદર સ્વરૂપ ગુજરાતીમાં કેટલું વિકસ્યું છે તે તરફ દ્રષ્ટિ કરો. શેલીના 'Cloud' ના અનુકરણ રૂપે લખાયલી રા. નરસિંહરાવની રમતીઆળ 'ચંદા' જુઓઃ અંગ્રેજી વેશ કાઢી ગુજરાતી વેષમાં સજ્જ કરતાં, એ ઓછી સુંદર રહી નથી,—સંધ્યાને ભેટવા જતાં 'ચંદાનો હર્ષઃ'—

'પવન મૃદુથી આંગણું વાળી સમાર્યું સ્નેહથી
વેર્યાં કુસુમ નવરંગ એમાં, ઝીણા ઝીણા મેહથી.'





શેલીના આકાશમાં સોનેરી મધમાખ રૂપે તારા દીપી રહ્યા છે! કુસુમ રૂપે રા. નરસિંહરાવના વર્ણનમાં શોભે છે, અને આ કલ્પના જોઇ કાલીદાસની એક સુંદર કલ્પના યાદ આવ્યા વિના રહી શકતી નથી. અલકાના સ્ફાટિકના મહેલમાં, તારાના પ્રતિબિમ્બ કુસુમ જડયાં હોય તેમ શોભી રહ્યાં છે અને રા. ન્હાનાલાલનું

"ચંદન છાંટી ચોક સમાર્યો વ્યોમને !
રજની રસીલી હસતી લલિતવર હાસજો—,

એ પછી રા. કવિ મનુષ્ય હૃદયને સ્પર્શ કરે તેવા અંતિમ શબ્દ મૂકે છે. રા. નરસિંહરાવની સંધ્યા 'નારંગી રંગે સાળુ પહેરી, સખી શી શોભતી' એ વેશમાં સજ્જ થાય છે. કલાપી સંધ્યાને,

ત્યાં ગાર આછી ચોકમાં લાંપી ૩ડી કેસર તણી
પણ ભાનુ તો ડુબી ગયો ને શાન્ત સંધ્યા રહી ગઇ !

પરંતુ આ કુદરતનું સુંદર સ્વરૂપ દર્શાવ્યું; અને હજી એટલું દર્શાવવું બાકી છે કે આ સ્વરૂપ જોઈ કવિ-હૃદયનું થતું મન્થન અથવા ઉદ્‌ભવતા વિચારો, અન્ય ભાષાના જેટલા જ ગંભીર અને રસમય છે. રા. નરસિંહરાવનું 'રમણીયતા જનક શોક' પ્રસિદ્ધ છે. જે ચંદ્રામાં,

એવી મેઘની રેની સરસું, નાવ મુજ ઘસડાય જ્યાં,
મધુરા રસીલા, મંદ, ઝીણા સુંદરા સુર થાય ત્યાં,
એવો હર્ષ જામી રહ્યો છે, તે હર્ષને સ્થાને
'ડુબ્યું' સમસ્ત પ્રતિબિમ્બ જગત્ સુરેખ
હા! કોણ એ પઢશે અતિ ગૂઢ લેખ?

એવું હૃદય-મન્થન શરૂ થાય છે. મનુષ્યના હૃદયમાં કયારેક આઘાત થાય છે અને જેને સાધારણ મનુષ્યો 'આજે કાંઇ સારૂં લાગતું નથી' એ વાકયથી દર્શાવે છે, તેવો કાંઇક ભાવ આ કાવ્યમાં છે.

'એવું સરોવર સદા રમણીય મૂર્તિ—
તો કેમ આ હૃદય શોકની થાય સ્ફૂર્તિ?'

રા. કવિની 'એવા યે દિવસો તે પ્રિયતમ વહી ગયા!' એ પંકિતમાં આવો જ રમણીય-શોકનો ભાવ છે. પરંતુ રા. નરસિંહરાવ આમાંથી એક ભયંકર સત્ય શોધે છે:—

—સૂતું મનોહર સરોવર આ સુણાવે,
ગંભીર ગાન લયકાળનું ઘોર ભાવે!

લોંગફેલોનું બાલ્યાવસ્થાનું સ્મરણ કરતું કાવ્ય યાદ આવે છે. તેની એક પંકિત 'The tree is living yet' માં એવો ધ્વનિ છે કે, વૃક્ષનો રોપનાર લય થઇ ગયો છે ! અને શેલી:—

Go to the..............
You, being changed will find it then, as now.

આ લયનો વિચાર, તથા ત્યારપછી મનુષ્યની રહેતી વાસના એ સર્વનું સુંદર ચિત્ર અંગ્રેજ કવિ ગ્રે કહે છે તેમ એવો કોણ કે જેણે,

Left the warm precincts
of the cheerful day,
Nor cast one longing
lingering look behind

અને એક આંસુની ઇચ્છા ન રાખી! રા. નરસિંહરાવના—

દેઇ વિદાય સખિ! આટલું યાચતો હું
થાઉં વિલુપ્ત ભવચિત્ર પટેથી જો હું
કર્ણે પડે ખબર એ તુજ કોઇ કાળે,
બે આંસુડાં મધુર નેન થકી તું ઢાળે!

એ કાવ્યમાં આવ્યું છે.

હૃદયનું અન્ય સમયનું એવું જ મન્થન રા. નરસિંહરાવ

'ખીલી હસે કુસુમ તે કરમાય જ્યારે
તોએ સુગંધ મનમાં ફરી વાસ મ્હાલે.
હા તેમ આજ તુજ દર્શન લુપ્ત થાએ,
ત્હારા ગુણો સ્મરણમાં રમશે સદાએ—

એ પંકિતમાં આપે છે.

રા. રમણભાઇ

સ્વસ્થાન પાછું બળ ખેંચનારૂં
શું તે વિના દૂર હવે જવાનું—

અને હવે ધૂમકેતુની માફક જીવન—

જેને ન મધ્યે કંઇ ખેંચનારૂં
પાછો ફરે જો નહિ કોઇ સારૂ




એવી પંક્તિઓમાં આપે છે.

કલાપી એ મન્થન

પ્રિય એ મુખ દૂર ગયું જ સખે,
કયમ અર્જુન તીર ઉપાડી શકે ?

અને રા. કાન્ત

આકાશે એની એ તારા
એની એ જ્યોત્સ્નાની ધારા
તરૂણ નિશા એની એ
દારા ક્યાં છે એની એ?

આપે છે.

વર્ડ્ઝવર્થના માનવા પ્રમાણે આ સ્નેહનો વિકાસ મનુષ્યત્વ શીખવે છે; જે મનુષ્ય સંસારથી ભિન્ન રહી કલ્યાણની ઇચ્છા રાખે છે, તેની અવસ્થા શોચનીય છે; વસ્તુતઃ

બ્રહ્માંડ આ તો ગૂઢ તાતનું છે
આધાર સૌને સૌનો રહ્યો જ્યાં!

હવે તમારી સમક્ષ કલાપીનું એક સુંદર કાવ્ય રજૂ કરું છું. મહા કવિ મિલ્ટનની માફક કલાપી આ કાવ્યમાં સમય અને કાર્યને અરસપરસ ગૂંથે છે. કાર્યનું સ્વરૂપ વધારે ભવ્ય દર્શાવવા સમયને વધારે ભયંકર, અને મનુષ્યના હૃદય પર આઘાત કરે તેવો ચિત્રે છે. સમય અને કાર્યની આ સુંદર ગુંથણી એ જ કવિનું કલાવિધાન છે. પાપી પુરૂષના હૃદયમાં પ્રગટે તેવો ભયંકર અંધકાર પૃથ્વીને ઢાંકી દે છે. વિજળીના ઝબકારાથી ભયંકર વેરાન પ્રદેશ વધારે ભયંકર બન્યો છે. પરંતુ તે સમય બિલ્વમંગળ-કલાપીનો માયાના આવરણથી મત્ત બનેલો પુરુષ –યમુનાના ભયંકર શ્યામ સ્વરૂપને, મનુષ્યના શબથી તરે છે; અને,

હર્ષે બોલ્યો પ્રિય નકી થશે આશ તો આજ પૂરી

- માયાની શક્તિ મનુષ્યને હરાવી શકતી નથી; અને તે એ સમયે કે જ્યારે તેહનું સર્વસ્વ એકમય બની ગયું છે. સમયને વધારે ભયંકર સ્વરૂપ અપાય છે, અને તેથી માયાનું આવરણ વધારે ઘટ્ટ દેખાય છે.

ત્યાં તો અભ્રે ધવલ ભડકા, વીજળીએ કર્યા શા,
તેથી સર્વે તરુ નદી અને પહાડ તેજે છવાયાં;

પરંતુ આ સર્વ સ્વરૂપ, જેનું સર્વસ્વ ચેતન, પ્રિયતમાના ધ્યાનમાં છે, એ બિલ્વમંગળને અસર કરે તેમ નથી. ઘાયલ થયેલો સિંહ પોતાની સર્વસ્વ શક્તિથી જીવન અને મૃત્યુની રમતમાં ઉતરે, તેવી રીતે આ ભયંકર સ્વરૂપ,

બધી સામગ્રીએ મદનરસથી સૃષ્ટિ ભરતી,
જનોના જુસ્સાને, અતિ ચપલ ઉદ્દીપ્ત કરતી.

બિલ્વમંગળનું ધ્યાન એક હતું; અને તેથી,

'તેમાંથી તે મગજ નરતું, કોઇથી એ ન જાગે!'

ત્યારપછી બિલ્વમંગળ પોતાની પ્રિયતમાને મળે છે; અને એ સમય મનુષ્યના જીવન વિષે, આશા વિષે, અને સ્નેહ વિષે કલાપી, સુંદર શબ્દોમાં ઉત્તમ વિચાર આપે છે. બિલ્વમંગળ પોતાની પ્રિયતમાને

કામી–પ્રેમી અનિમિષ રહી પ્યારીને નિરખે છે.

કલાપી એ પ્રેમને–એ મોહને કામ કહે છે; પરંતુ એ મોહ જ્યારે એક મનુષ્યના જીવન સર્વસ્વમાં ઓતપ્રોત થઇ જાય છે-ત્યારે તેમાંથી ભયંકર પરિણામ આવે છે; અને કેટલીક વખત ભવ્ય પરિણામ પણ આવે છે. કારણ કે એ મનુષ્યનું જીવન રસ એટલે શું છે એટલું જાણી શકયું છે. એ રસવૃત્તિને જ્યારે કોઇ ઉચ્ચ અભિલાષાનું પોષણ મળે, અથવા એ રસવૃત્તિને જ્યારે ભયંકર આઘાત થાય ત્યારે તે પોતાનો માર્ગ બદલે છે, અને તે સમય,

'માનસના હંસ ચણે મોતી, હો મનવાજી,
માનસના હંસ ચણે મોતી.

કલાપી આ ભવ્ય પરિણામ જોઇ કહે છેઃ–

ત્હારે કાંઇ મધુર સુખમાં, આજ છે ઝૂલવાનું
કાલે તો કો નવીન રસના, સિંધુમાં ડૂબવાનું !

ત્યાર પછી કલાપી સ્નેહનું સ્વરૂપ તપાસે છે. સ્નેહ વિષે, તેના અન્ય સ્થળે દર્શાવેલા વિચાર બહુ ગંભીર છેઃ

પ્રેમને કારણો સાથે, સમ્બન્ધ કાંઇએ નથી,
કારણ પ્રીતિનું પ્રીતિ પ્રેમીની લક્ષ્મી તે બધી.

એક પતંગ ઉડી દીવામાં ઝંપલાવે છેઃ પતંગ બળી જાય છે. વર્ડ્ઝવર્થની માફક, આ ન્હાની વાતમાંથી કલાપી સ્નેહનું સત્ય શોધે છે—





'કાંઇ મીઠું સુખ નકી હશે, પ્રેમીને બાળવામાં.
ને કે' તેથી વધુ સુખ હશે, પ્રેમીને દાઝવામાં !'

સ્નેહ અંધ છે એ આનું નામ; પરંતુ તેથી સ્નેહ અંધકાર નથી. બંગાળામાં સ્નેહલતા નામની એક યુવતીએ, પોતાના પતિની નિરાશામાં ભાગ લઇ, રાત્રિમાં જ્યારે સ્ત્રી-પુરૂષ રસાભિષેક કરે છે, ત્યારે તેણે પતિ સાથે જીવન પછીના અંધકારનો રસ પીધો! આ નિરાશા, માત્ર એક પરીક્ષાના ફલિભૂત ન થયેલી બાજી હતી; અમેરિકાના ધનાઢ્ય હેન્રી કેવેન્ડીશના મૃત્યુ પછી એક મર્મદાયક સત્ય ખુલ્લું થયું; જે સ્થિતિને મનુષ્યો ઇચ્છે, તે સ્થિતિમાં રહીને આ મનુષ્ય, સાધારણ મનુષ્યની માફક, કોઇને—કોઇ સ્ત્રીને, પોતાના રસજીવનનો ભાગ આપતો—લેતો જણાયો નહિ. તેના મૃત્યુ પછી, એક પેટીમાંથી સુંદર વસ્ત્રો—કોઇ સ્ત્રીનાં વસ્ત્રો અને રત્નજડીત આભૂષણો મળી આવ્યાં! શું આ યુવતીના અકાલ મૃત્યુથી આ મનુષ્યનું સમસ્ત જીવન રસશૂન્ય અને વિજ્ઞાનમય બન્યું હતું ? અને આ વસ્ત્રો ત્હેનું સર્વસ્વ હતું ? આ સર્વ સ્નેહનું સુંદર પરિણામ છતાં,

રે સંધ્યાની સુરખીવત સૌ સ્નેહના રંગ ભાસે

કલાપી એ વાત કહે છે: સ્નેહની આવી ગ્રન્થિ અંતે તુટે તો છે, અને પછી જગતમાં ઘણી વખત જોવાય છે તેમ માનવ-પશુ અન્ય સ્થલથી પોતાની પાશવવૃત્તિને સંતોષે છે. ઉદાહરણ નજર સમક્ષ હમેશાં આવે છે. સ્નેહની આ ચંચળતા એ મનુષ્યની નિર્બળતા છે, પોપ, મનુષ્યને આશા પછાડી દોડતો, અને એક આશા પુરી થતા તેમાં અસંતોષ માની, ભવિષ્યમાં વધારે સુંદર ચિત્રનું દર્શન કરતો, આલેખે છે. કલાપી

આશા એ તો મધુર કડવો અંશ છે ઝિંદગીનો
છેદાયે ના જીવિત સુધીએ, છેદતાં જીવ જાતો
ને આશામાં મધુર સુખ તે તૃપ્તિમાં કેમ છે ના,
રે ત્હોયે સૌ હૃદય ધરતાં, તૃપ્તિની કેમ આશા ?

આ તત્ત્વજ્ઞાનનો ગૂઢ પ્રશ્ન રા. નરસિંહરાવ તથા રા. ખબરદાર હાથમાં લે છે. રા. નરસિંહરાવ આશાને સુંદર પક્ષીનું સ્વરૂપ આપી મનુષ્યને તેની પાછળ દોડતો કલ્પે છે. કલાપી અન્ય સ્થળે આ પ્રશ્નનું કાંઇક સમાધાન આપે છે.

સરખાવો:

आशाबन्धः कुसुम सदृशं प्रायशो ह्यंगनानाम् ।
सद्यः पाति प्रणयी हृदयं विप्रयोगे रुणद्धि ॥

કલાપી સમય અને લાગણીનું વિધાન છેવટ સુધી સાચવે છે, અને જ્યારે આ સ્નેહની—પ્રેમની સરિતામાં એ બન્ને આત્મા ડૂબ્યા ત્યારે સમય અને સ્થળ બન્ને કલાપી કહે છે તેમ મધુર બને છે; અને

હિમે ઢાંકયા ગિરિવર તણા શૃંગ શૃંગે શશી છે
'ને ગુલ્મોના પ્રતિકુલ ઉરે, ભૃંગ બાઝી રહ્યા છે.

શેકસપીઅર, રોમીઓ અને જુલિયેટમાં, પ્રભાત થતાં, પક્ષીના રવથી તેમને જાગ્રત અવસ્થામાં લાવે છે. એ વખતે બન્નેનાં, હૃદય ' ભારે હતાં, અને એ વિયોગ અસહ્ય થઇ પડતો હતો'; બિલ્વમંગળની પ્રિયતમા પણ,

બોલી, મ્હારા પ્રિયતમ ગઇ રાત્રી ચાલી અરેરે!
આનો અર્થ શું ? મનુષ્ય ઇચ્છે છે,
' ગાન મધુરતા રાખું સનાતન, પામે ન કદિ વિનાશ! '

મનુષ્ય મધુરતાને સનાતન ઇચ્છે છે; પરંતુ આ એક ઇચ્છા માત્ર છે. કલાપી એક ભયંકર અને નગ્ન સત્ય આપે છે:—

આંસુડાં જ્યાં નયનપરથી, હર્ષનાં ના સૂકાયાં
ત્યાં તો નેત્રો દુખમય બને, આંસુની ધારવાળાં !

મનુષ્યના હૃદયનું આ પંક્તિઓ કેટલું મન્થન કરે છે? અને એટલું મન્થન એ દમ્પતિનું થાય છે. વ્હાલ અને અમીભરી દ્રષ્ટિમાં કયારેક દુઃખ હોય છે. માતાની સ્નેહ ભરી દ્રષ્ટિ, અને પતિ પત્નિના હૃદયમાં જ્યારે કોઇ દુઃખમય અવાજ—નિષ્કંટક ધ્વનિ કરતો હોય ત્યારે રા. કવિના શબ્દોમાં:—

પાનાં પ્રારબ્ધના ફેરવું રે
માડી આવે વિજોગના લેખ,
સ્નેહ ધામ સુનાં સુનાં

[અનુસંધાન પાન ૫૫]

પન્નાલાલ પટેલ

[૩]

પા કલાક પછી મથુર જ્યારે ઘેર આવ્યો ત્યારે લગભગ સ્વસ્થ હતો. એક જ ફિકર હતી: 'મણિ ક્યાંય એની ધુનને બધી વાત ન કરી દે.' ને તેથી જ તો એ ઘરમાં ન જતાં એક જુવાન પાસેથી હોકો લેતાં ચોપાડમાં જ બેસી ગયો ને! 'લાવને દોસ્ત જરા હુક્કો પીવા દેને. ક્યારનો ય નથી પીધો.'

'આ લો. મથુર પણ તાકડે જ આવી ગયો.' કહેતાં સુખાએ વાડકીમાં રાખી મૂકેલો કોસંબો હથેલીમાં લીધો. મથુર તરફ ધરતાં આગ્રહ કર્યો. 'આજ તો તારે પીવું જ પડશે. કારણ કે—પેલા ભીલના છોકરાવાળી વાત છે: 'એ છોકરાને એક નાળ જડયો. એ લઇને એ એની મા પાસે દોડી ગયો; કે' છે, 'આઇમા, આઇમા, એક નાળ તો જડયો છે, હવે ત્રણ નાળ ને એક ઘોડો એટલું જ ખૂટે છે!' એમ તારે ય—ટૂંપિયો તો આવ્યો છે હવે કડલાં, સાંકળાં જેવી રકમો ને એક એ રકમોની પે'રનારી એટલું જ ખૂટે છે.'

ખડખડાટ હસી રહેલી ચોપાડ વચ્ચે અસહાય બની રહેલા મથુરની વહારે એક અવાજ આવ્યો: 'તમે ય શું સુખાભાઇ—આજ સવારના એમની પાછળ પડયા છો! બૈરાં વગર દુનિયામાં બીજી કોઇ વાત જ નથી કે શું? પેલા ઘરડા—શાણા બેઠા છે એમની તો જરા શરમ કરો.'

પણ સુખો જરાક આખાબોલો હતો; 'ત્યારે તમને ખબર નથી રતનભાભી? એ ઘરડા—શાણાના ગાલોમાં ય ઘૂમરિયો પડે છે.'—

અને રતનને ય, 'મરો તમે!' આવા ખડખડાટ સાથે હાસ્ય કરી મોં પણ છુપાવવું પડયું.

પણ આ પછી એણે મથુરને તો બોલાવી જ લીધો. શેઠ પાસે મોકલી અંગૂઠો કરાવો ને સાથે સાથે પેલો ટૂંપિયો પણ લઇ આવવા કહ્યું.

અને બીજી જ ઘડિયે ચાના પડિયાઓ સાથે પેલો ટૂંપિયો પણ ચોપાડમાં ફરી રહ્યો. સાથે સાથે એનો ઇતિહાસ પણ ઉકેલાતો હતો; 'આ ટૂંપિયો તો અમારા પેલા ગોર—અંબારામવાળો. કેમ ખરું ને શેઠ?' લખા ડોસા, ટૂંપિયો હાથમાં આવતાં જ બોલી ઊઠયા.

'અરે એવા એવા તો કંઇક ટૂંપિયા ય છે ને કંઇક અંબારામે ય છે.' વૈષ્ણવ જને સાચ-જૂઠની વચલી વાત જ કરી.

'ના, પણ આ તો એ જ. મને ખબર છે ને. પેલા મનોરે નાતરું કર્યું ત્યારે નવા બૈરાને રાજી રાખવા ગોરને ત્યાંથી'—

ત્યાં તો ગામના મુખી બોલી ઊઠયા: 'ખરી વાત લખાભાઇ. અંબારામે પેલા ડૂંકાંના ઠાકોર પાસેથી રાખ્યો'તો એ વળી'......!

અને આ પછી તો ડૂંકાંના ઠાકોરે કેમ ચોથી વારનાં લગન કર્યાં ને ઠકરાણી સાથે આવેલો ટૂંપિયો કેમ વેચી ખાધો? કઇ પરિસ્થિતિમાં અંબારામે ખરીદ્યો ને કેવી હાલતમાં શેઠને ત્યાં આવ્યો વગેરે આખો ય ઇતિહાસ ઉકેલાઇ રહ્યો......

છેવટે મુખીએ રતનને બોલાવીને હાથોહાથ સોંપી દેતાં કહ્યું: 'લે ભા, કેવાં કેવાં ભાગ્યશાળિયોને પનારેથી તારી પાસે આવે છે; માટે સાચવજે ને સુખી થજે. ઠેકાણે મેલજે નકર 'જોઉં જોઉં'માં આ હાથેથી પેલે હાથે કરતાં હેંડયો જશે ને રે'શો આંખો ચોળતાં.'

ટૂંપિયો હતો તો સાતેક તોલાનો પણ રતનને તો જાણે સવાશેરનો ન હોય એટલું વજન લાગતું હતું.

આવડો કિંમતી દાગીનો એની આ ત્રીસ વરસની ઉમ્મરમાં પહેલી જ વાર હાથમાં આવતો હતો. માની પણ ન હતી શકતી કે આ રકમ હવેથી એની પોતાની છે—પોતે આ રકમની ધણિયાણી છે... ટૂંપિયાને હજુ તો પૂરો જોયો પણ નથી ત્યાં તો ઘરમાં એકઠી થએલી આડોશ પાડોશની ને ગામની સ્ત્રીઓએ એની પાસેથી—લગભગ ઝૂંટવી જ લીધો:





'તારે શું જોવો છે—જોજેને પછી એકલી એકલી નિરાંતે.'

અને રતન, સ્ત્રીવૃંદમાં ફરતા ટૂંપિયા તરફ એવી રીતે જોઇ રહી, એવા ભાવથી સાંભળી રહી જાણે પોતાના બાળક વિષે જ ન જોતી—સાંભળતી હોય !

કોઇ કોઇ સ્ત્રીએ તો પહેરી પણ જોયો ને તેમાં ય જ્યારે મણિએ પહેર્યો ત્યારે તો બે ત્રણ જુવાનડિયોએ પેલી સૂઝેલી મશ્કરીને રમતી જ મૂકી દીધી: 'અલી એવી અસલ દેખાય છે કે જાણે કોઇ રાજાની રાણી જ જોઇ લ્યો.'

મણિએ ય આ અઢાર વીસની ઉંમરમાં આવડો ભારે—અરે સોનાને નામે આ પહેલો જ દાગીનો અંગે અડાડયો હતો. એવો તો સુંવાળો લાગતો હતો, એટલી હદે—ગમતો હતો કે—જ્યારે દીપવાની વાત તો તખતામાં જોયા વગર પણ એ પોતાને, 'રૂપરૂપનો અવતાર' જોઈ રહી હતી !...

ઓછું હોય તેમ પેલી જુવાન બાઇએ આગળ ચલાવ્યું; 'એમ કર અલી મણિ! અમારા મથુરભાઇને જ રહી જા એટલે !

અને આ બાબત તો એ આખાય વૃન્દને એટલી હદે ગમી ગઇ કે, 'ખરી વાત...ઠીક કહ્યું...જુગતે જોડી.' વગેરે ટહોર સાથે આખું ય ઘર હાસ્યથી જાણે હચમચી ઊઠયું.

ઘેર જવા ઊઠેલા પેલા પુરુષોમાંના કેટલાકે તો બારણુંમાં ડોકિયું પણ કરી જોયું. જ્યારે સુખો તો મણિ તરફ એવી રીતે તાકી રહ્યો જાણે, સ્વર્ગમાંથી ઊતરી આવેલી કોઇ પરી તરફ ન તાકતો હોય ! પગ ઉપાડતા પહેલાં પેલાં બધાંને જવાબ આપતો હોય તેમ ગંભીરભાવે કહ્યું પણ ખરું; 'તમે બધાં મશ્કરી કરો છો પણ મણિના તકદીરમાં આવા દાગીના પહેરવાનું નહી હોય એવું ઓછું છે !' જતાં જતાં મણિ તરફ એક પલકારો મારતાં ઉમેરતો ગયો; 'એના કરતાં દાગીનો કંઇ મોટી વાત નથી !'

અને—એ તો આતમગૌરવ જાગ્યું કે પછી ઓછું આવ્યું કે—ગમે તે હો પણ મણિએ ફટ કરતાકને ટૂંપિયો કાઢી નાખ્યો. પેલી બાજુ સ્ત્રીઓ વચ્ચે ઊભેલી રતનને આપવા જતાં જતાં—કોણ જાણે શું સૂઝ્યું કે કલુખડે ઊભા રહી પોતા તરફ કોઇ વિચિત્ર રીતે તાકતા મથુરના હાથમાં જ થમાવી દીધો. 'લો તમારો ટૂંપિયો!' ને સીધી જ આંગણા તરફ ચાલતી થઇ.

મથુર તો ડઘાઇ જ ગયો. વિચારમાં પડી ગયો. એણે (મણિએ) ટૂંપિયો પહેર્યો એ પોતાને ગમ્યું નઇ એ વાત તો સાચી, ને મહૂરતમાં જ પોતાની વહુની પહેલાં આ ભળતું બૈરું પે'રે એ—ગણીએ તો અપશુકન જેવું તો ખરું જ ને!' તો વળી બીજી પળે આમ પણ થવા લાગ્યું 'પણ મેં કયાં એને કશું કહ્યું છે. મહૂરતમાં જ લખમી ઘરમાં પગ મૂકે ત્યાં જ કોકનું દિલ દુખાય એ ઠીક તો'—અને આમ, ઘડીકમાં ખોબામાંના પેલા ટૂંપિયા તરફ તો ઘડીકમાં વળી ચાલી જતી મણિ તરફ એમ નજર નાખતો મથુરને, મણિને પાછી બોલાવવાનો, ટૂંપિયો આપી મનાવી લેવાનો વિચાર પણ આવી ઊભો. પરંતુ બોલાવવા માટે હોઠ ખોલે, મનાવવા માટે પગ ઉપાડે ત્યાં જ—ખોબામાંનો ટૂંપિયો જાણે ઝૂંટવી લેતી હોય તેમ ખેંચી લેતી રતનને બોલતી સાંભળી; 'કોઇએ ભાંગ—બાંગ પાઇ છે કે પછી'—પણ 'ભૂરકી નાખી છે?' એ શબ્દોને તો એણે હાસ્યમાં જ સમાવી લીધા. 'ત્યારે શું તો!' આવા બડબડાટ સાથે એ પણ, મથુર તરફ જોઇ હસી રહેલી બીજી સ્ત્રીઓ સાથે હસવા લાગી.

ને આ બધાંની વચ્ચે ફસાયેલો મથુર છોભીલો બની શરમાઇ રહ્યો...મૂંઝાઇ રહ્યો...માની રહ્યો; 'માન ન માન પણ મને કાંક...અરે અપીણુ જ ચઢયું છે, નહિ તો વળી આમ તે શું હોય.'

ને આ સાથે જ રતન ઉપર ચીડાઇ ઊઠયો: 'શું 'ફહ ફહ' કરતી દાંત કાઢે છે? તારા સગવાને તો અપીણુ ચઢયું છે. કાંક કર નકર'—ને લાગલો જ બાજુમાંની મોદ ઉપર લાંબો થઇ ગયો.

વળની ઘડિયે તો, લખો ડોસો સુખી અને સુખો વગેરે આવી પહોંચ્યા. કોઇ છાંડિયાં વાઢતું હતું તો કોઇ પાણી પાતું હતું. તો વળી લખા ડોસા સરખા આંખનો રંગ જોઇને સ્વગત બબડતા હોય તેમ બોલતા હતા: 'મારુ બેટું આમ જુવો તો આને કાંઇ ય નથી લાગતું. ગળાની નસો ય ફૂલી હોય એવું નથી જણાતું.'–

આ સાંભળી વળી પાછો મથુર વિચારી રહ્યો' 'કે પછી હું જ અમથો લઈ બેઠો છું ?'......

વળી પાછો એ ચીડાઇ ઊઠ્યો: 'તમે બધા વેરાઇ જાઓને ભાઈ સાબ! મને જરા જપી જવા દેશો તો હમણાં બધું ય મટી જશે.'

પણ તો ય અગમચેતીરૂપે રતને પેલાં છાડિયાંનું પાણી તો પાવરાવ્યું જ. કોઢના ખૂણામાં ખાટલો ઢાળી આપ્યો. ગોદડી ઓઢાડતાં કહ્યું: 'જો હવે ફરી કોઇ વાર અફીણ લીધું છે તો તમારી વાત છે !'

પણ મથુરને તો હજી ય પેલો વહેમ કાયમ હતો; 'કોણ જાણે કે આ તો અફીણ બધા ચાળા કરાવે છે, કે પછી હું જ ઢોંગ કરું છું કે–આ તો સાચું છે બધું–કે પછી શમણાં તો નથી ! કે'—

[ ૪ ]

લોકોની મશ્કરીમાંથી ડર ઊભો થયો હોય યા તો સુખાના ઘરમાં ધણીધણીયાણી વચ્ચે ચાલતા કલહમાં મણિનું નામ સંડોવાતું હતું તેથી હોય કે –ગમે તેમ પણ રતન, એટલું તો સમજી ગઇ હતી કે મણિ સાસરે જાય એમાં બધાયનું ભલું છે–બધી ય વાતની નિરાંત પડી જાય.

અને એણે એક સારા સંગાથ સાથે મણિની સાસરીમાં સમાચાર પણ મોકલાવ્યા; 'મણિને તેડવી હોય તો આ બે--ચાર દનમાં તેડી લઇ જાઓ નહિ તો પછી નાતમાં વાત નાખીને છૂટાછેડા મેળવવા પડશે. કારણ કે જોવનાઇ આંધળી છે માટે કંઇ કાળું ધોળું કરી બેસે તો ?'

મથુરને પણ મણિ જાય એમાં નિરાંત લાગી-સલામતી દેખાઇ. મનને થયું; 'ભલા, આટલા દિવસ બિચારીએ તનતોડ કામ કર્યું છે તો સાડલો તો વહેવારની રીતે જ માગે–પણ એ ઉપરાંતે ય--જોડો લૂગડાં તો લેવાં જ જોઇએ.'

પણ આ વાત રતનને કહેવી કેવી રીતે ? વિચારમાં ને વિચારમાં આઠ દિવસ નીકળી ગયા. નવમે દિવસે તો મણિનો જેઠ તેડવા પણ આવી ઊભો.

મથુરને કહેવું જ પડ્યું.' 'તેં સમાચાર તો મોકલાવ્યા પણ એને કંઇ *'ઓઢાડવું" પડશે એનો તો વિચાર જ નથી કરતી?'

પતિમાં પહેલી જ વાર જોવા મળેલી વહેવારિક બુદ્ધિ માટે રતન મલકાઇ રહી. બનાવતી હોય તેમ બોલી 'ઠીક યાદ કરાવ્યું હો! પણ હવે શું થાય; બપોર તો થવા આવ્યા. ને સાડલો તો રહ્યો પાંચ ગાઉ ઉપર શેઠની દુકાનમાં'.

'દશ ગાઉ ઉપર હોય તોય કાંઇ સાડલો લાવ્યા વગર ચાલે?' મથુરથી બોલી જવાયું. તરત જ ઉમેર્યું. પછી તો ભાઇ તું જાણે. પણ આ તો તું કહીશ કે, મારી બુન હાલે હાથે ગઇ, એટલે. બાકી અડધા દનમાં દસ ગઉ કાપવાનો મને કાંઇ શોખ નથી થયો'.

પતિના પકડાઇ ભર્યા ભોળપણ ઉપર રતનથી હસી પડાયું, કહ્યું: 'તમારે કાંઇ જવાની જરૂર નથી. સાડલો છે ઘરમાં'.

મથુર નિરાશા ઢાંકવી જાણે ભૂલી ગયો; બોલી ઊઠ્યો; 'ત્યારે એમ કે' ને કે તારા ગવાળામાંથી જ ઓઢાડવાની છે?'

'હારતો. મણિના જેઠ કે'છે કે મારે તો આજને આજ ઘેર જવું પડે !'–

મથુર ચીડાઇ ઊઠ્યો; 'અરે ગયા ? તેડવા આવ્યા છે કે કાંઇ મશ્કરી કરવા ? મારે તો કાંઇ તારા ગવાળામાંથી સાડલો નથી લેવો. પાછળથી પછી તું જ કહીશ કે 'મારી બુનને સાડલો પે'રાવ્યો તે ય મારા ગવાળામાંથી.' માટે આપણે તો એવું

* ઓઢાડવું=પહેરાવવું=આપવું





કાંઇ નથી કરવું...એના જોઠને કે દે કે આજ તો રોકાવું જ પડશે.' આ સાથે જ મથુરે વળગણી પરથી ફાળિયું ને કોટ સંભાળ્યાં. પહેરતાં પહેરતાં પૂછ્યું: 'પૈસા રોકડા આપે છે કે નામે લખાવું ?'

રતનને ય થયું; 'ભલે લઇ આવે એકાદ સાડલો. ઘરમાં વધારાનો હશે તો કયાં નાસી જવાનો છે!' ને કહ્યું પૈસા તો–નામું અદ્ધરિયાં (ઉપળક) જ રખાવજો. કે'જો કે ઘી આપીશું.'

'શું શું લાવવું છે ?'

'બીજું તો શું લાવવું છે ? એક સાડલો એકલો–'

મથુર વચ્ચે જ બોલી ઊઠયો; 'જો. એણે આ બધાં વાઢણાં વાઢયાં છે ને એ બધું ગણીને તારે જોડા. લૂગડાં લેવાં હોય તો ય મારી કાંઇ ના નથી.'

રતનને ય વાત તો વ્યાજબી લાગી. ઉપરાંત એમ પણ થયું, 'એને બિચારીને માબાપ ગણે તો ય ને પિયર ગણે તો ય એક હું જ છું ને. ને તો ય એના બનેવીની નામરજી હોત તો વળી જુદી વાત હતી પણ આ તો એ જ–ત્યારે હું શું કામ ધરમ આડે ભભ ઘાલું !' ને કહ્યું: 'જોડા લૂગડાં લો તો ઊલટું વધારે સારું.–તમારી એમાં વત્તાઇ દેખાશે.'

કોણ જાણે કેમ પણ મથુર અત્યારે અત્યંત ઉત્સાહમાં ને ઉતાવળમાં હતો 'અરે તું કે'તો એ જોડા. આપણી કાંઇ ના નથી. લે લાવ પાણી પાઇ દે હેંડ'. જોડા પહેરતાં ઉમેર્યું: 'થોડીક તમાકુ ય લેતી આવજે'

અને મથુર, પાણી પૂરું પીધું ન પીધું, તમાકુ ખીસામાં નાખી ન નાખી ને બગલમાં લાકડી મારી ચાલતો થયો.........

પાછળ, પરસાળમાં રમતાં બાળકોમાંથી છએક વર્ષની દીકરી ઊંચે સાદે કહી રહી હતી 'બાપા ભાઇના સારુ સેવલાં લેતો આવજે હાં !'......

બીજો દિવસ હોત તો રતને ય એને, અનેક વાર હાક મારી કહી રહી હોત; 'ફલાણી ચીજ ભૂલતા નહિ; ને જો જો છેતરાઇ જશો હાં. દશ ઠેકાણે ભાવ પૂછી જો જો'. વગેરે. પણ આજ તો એ કોણ જાણે કેમ–પતિની ઉલ્લાસ ભરી ચાલ તરફ અનિમેષ આંખે માત્ર તાકી જ રહી હતી. જાણે આજ પહેલી જ વાર એને જોતી–સમજતી ન હોય !...

સાચે જ મથુર આજ બદલાઇ ગયો હતો. પત્ની, પહેલાંની જેમ શિખામણ દેતી હોત તો પણ આજે એ ધ્યાન આપીને સાંભળત -મન સાથે ગાંઠ પાડત કે કેમ એ પણ એક સવાલ હતો. મેળે જતો ત્યારે ય એને આટલો ઉત્સાહ ભર્યો તો કોઇએ ય ન હતો જોયો.

જેણે જેણે આજ એને જોયો એ દરેકને લગભગ એક જ મતલબનું થતું હતું, જ્યારથી એણે ટૂંપિયો વહોર્યો છે ત્યારથી જાણે ધરતી પર એનો પગ જ નથી ઠરતો,...હવે તો ફાળિયું બાંધે છે તે ય છોગું કેવું મૂકે છે છોગું ? ને ધોતિયાનો તલો ? પાની નીચે ઘસડાય નહિ તો કોઇ શું જાણે કે મથુરે પાશેર સોનાનો ટૂંપિયો વહોર્યો છે !'...

## [ ૫ ]

પાંચ ગાઉનો પંથ કપાતાં ય મથુર નકકી ન કરી શકયો કે કઇ જાતનો સાડલો ને કેવી ભાતનાં ઘાઘરો-કાપડું લેવાં. નદીને સામે કાંઠે શેઠની બે પાળવાળી દુકાનને મોભારે જડેલ પતરાના મોર તરફ તાકતો એ ઊભો જ રહી ગયો; 'અહીંથી નકકી કરીને જ જવું...લેવાં તો તો પછી એવાં લેવાં કે એ (મણિ) ય યાદ કરે–અવતારમાં એવાં લૂગડાં પે'ર્યાં 'તાં કે પે'રશે વળી !'

જમણી પા, મહાદેવની દહેરા બાજુની બીલી નીચે ધૂમાડો નીકળતો જોઇ એ, એ તરફ વળ્યો. ખીસામાંથી માટીની ચૂંગી કાઢતાં ને તમાકુ ભરતાં અંગારા ચઢાવતાં ને દમ લગાવતાં એનું મગજ તો પેલી કલ્પનામાં મશગૂલ હતું: તાજા ફૂટેલા સાગના સોયા સરખી મણિની યૌવનમસ્ત દેહ પર એ જાત જાતનાં કપડાં પહેરાવી રહ્યો હતો. ઉદો પોમચો-તો પીળો ઘાટો, જાસ્મારંગનો સાડલો તો વળી ટીબડી ભાતનું ગવન !જ્યારે ઘાઘરા કાપડાની કલ્પનાએ તો એને

જાણે આનંદની અવધિ સમા સ્વર્ગમાં જ વિહાર કરતો કરી મૂક્યો !–

ભાન આવતાં જ ચૂંગી હાલવતાકને ખડો થઇ ગયો. 'હું ય જાણે વીવા વો'રવા નીકળ્યો હોઉં એવું કરું છું તો !' બબડતાં ચૂંગી ખીસામાં મૂકી. પગ ઉપાડતાં જ્ઞાનનું ભોંયરું ઊઘડી ગયું હોય તેમ બોલી ઊઠ્યો; 'અરે ગાંડિયા અરે મથુરિયા ! અલ્યા રૂપ બડું કે લૂગડાં ?'

પણ ત્યાં તો એણે પોતે જ વિરોધ કર્યો; 'લૂગડાં, મોંઘામાંનાં લૂગડાં કોઇ ઠૂંઠાને પે'રાવો તો એ ઠૂંઠું ય પરી જેવું દેખાય.'

પણ આનો જવાબે ય એની પાસે તૈયાર હતો; 'એ ખરું પણ આ તો મૂઇ એવી રૂપાળી છે કે નર્યા વેંદરકા (લીરા) પે'રાવો તોય'–અને ક્યાંક ઇધર ઉધરનું આડુંઅવળું યાદ રહી ગએલું બબડી ઊઠ્યો:

–'ચંચળ નારી કે નેણ છૂપે નઇ ભભૂત લગાયે,' એ કે'નાર કાંઇ ભૂલ્યો નથી!...

પેઢીનાં પગથિયાં ચઢતાં નક્કી કર્યું; 'કંઇ દૈ'જ વો'રવા તો નીકળ્યો નથી. ને ઓઢાડવાનાં તો વે'વારિક હશે એવાં જ લેવાશે વળી !'

છતાં ય એની નજર એ નાનકડી દુકાનની ત્રણે બાજુના પેલા કાપડ ભરેલ ઘોડાઓ ઉપર જાણે ચકડોળે ચઢી: 'આ લઉં કે પેલું લઉં ?...આ ભાઇ વો'રે છે એ ય કાંઇ ખોટું નથી.'—

ત્યાં તો એક ઘરાકનું પતાવીને ખૂદ શેઠે જ સવાલ કર્યો: 'કેમ મથુર શું લેવું છે ?...અહીં આવ અહીં. એમ ફાંફાં માર્યા વગર અહીં બેસ, બોલ શું શું લેવું છે ?'

'સાલ્લો ઘાઘરો ને કાપડું'. મથુરની–સિકલ જ નહિ, અંદરની હાલત પણ પરીક્ષા આપતા વિદ્યાર્થી જેવી જ હતી.

'હા પણ તારી વહુને પે'રવા કે પછી કોઇને'–

'ઓઢાડવાનાં છે શેઠ.' મથુરે શેઠના સવાલ પહેલાં જ પતાવી દીધું.

પણ આથી તો શેઠ ઊલટા વધારે ગૂંચવાયા. પૂછ્યું: 'જોડે લૂગડાં બધાં કોને ઓઢાડવાનાં છે ? તારાં ફોઇને તો હમણાં જ'–

આટલી ઉમ્મરમાં આજ પહેલી જ વાર મથુરને લાગ્યું કે શેઠ નાહકની પંચાત કરી રહ્યા છે. ચિડને દબાવતાં ને આજુ બાજુ જોઇ જરાક પાછા હઠતાં વચ્ચે જ કહ્યું; 'છે એક જણ શેઠ. ઓઢાડવા સરખું હશે ત્યારે જ કે'તા હઇશું ને ! તમ તમારે હું માગું એ'–

ને આ સાથે જ, 'ડાહી માનો દીકરો ' કળી ગયો. કહ્યું પણ ખરું: 'ત્યારે એમ કે'ને ? બોલ શું આપું ?...તું કે' એ કાઢી આપું.'

મથુર ઊલટાનો ગૂંચવાયો: પગની આંટી મારતાં ને પિંડિયો ફરતા હાથ વિંટાળતાં, પેલા ઘોડાઓ તરફ જોતાં ને હાસ્ય કરતાં, જાણે સ્વગત બોલતો હોય તેમ બબડવા લાગ્યો; 'મને તો આમાં કાંઈ સૂઝ જ નથી પડતી.'—અને ના છૂટકે, અસલની ટેવ મુજબ આખો ય બોજો શેઠ ઉપર ઉતારતાં કહી નાંખ્યું; 'તમને ગમ પડે એ આલો ત્યારે.'

શેઠે વિજયભર્યું એક સ્મિત કર્યું; 'લો...! અમે તો કે'તા'તા સ્તો ! એટલે જ અમારે પૂછવું પડે કે કેવું સગપણ છે, કેવો અવસર છે ને કેવા લૂગડાં જોઇશે.' ઊભા થતાં ઉમેર્યું; 'તારા વગર કહ્યે ય હું સમજી ગયો કે તારી સાળીને પે'રાવવાં છે. લે બોલ કાઢું આ ગવન ?'

મથુર શરમાઇ ગયો; 'તમે ય મસ્કરી ન કરતા હો તો શેઠ. કાંઈ વિવા (લગ્ન) તો નથી કે—'

'અરે વિવા વો'રનારા ય તારા જેટલા તો નથી ગૂંચવાતા. લે બોલ કાઢું આ, 'રાતું' વાદળિયું ?'

અને મથુરે કંઇક રહ્યો સહ્યો બોજો ય શેઠ આગળ ઉતારી નાખ્યો; 'આખું ય શિયાળુ વાઢણું એણીએ એકલી એકલી વાઢ્યું છે ને પાછી ગરીબ છે. તમે જાણો છો કે એના પિયરમાં ય કોઇ કટકો કાપડું લે એવું નથી એટલે...તમને ગમ પડે એમ–એ રાજી થાય એવાં આલો.'

'તો બસ ત્યારે. બહુ ડાર્યો થયા વગર–હું

જાણે ધુમરિયો લઇ રહ્યું–અંગ પ્રત્યંગમાં એણે ધમસાણ મચાવી મૂક્યું... ...

પણ જ્યારે એ દેખાતી બંધ થઇ ત્યારે તો મથુર ઊલટાનો ખુશ થયો. જાણે કોઈ મહાન અનર્થમાંથી બચી ગયો હોય તેમ અંતરમાં એક પ્રકારની નિરાંત અનુભવવા લાગ્યો. હળવું હાસ્ય કરતાં બબડયો પણ ખરો; કોણ જાણે મારું બેટું શું છે એ આંખોમાં કે બસ જોતામાં જ જાણે નાવડું ડૂલ !'

આ 'ડૂલ' થવાનું કારણ ખોળવા જતાં આત્મ-મંથન કરવાનો પ્રયત્ન પણ કરી જોયો; 'કે પછી એણે મને મોયણી કરી મેલી છે ...કે હું જ રૂપ જોઇને'—પણ આ સવાલ તો પૂરેપૂરો ઊઠી પણ ન શક્યો; 'રૂપ તો–આ પહેલાં ય ક્યાં નથી જોયાં? એના ય માથાની ખડી છે. પણ'–ને આ સાથે જ જાણે આખું ય રહસ્ય ખુલ્લું થઇ રહ્યું: 'હં...! ખરી વાત લ્યા ભઇ! આ બધા સનેપાતનું કારણ પેલું સોનું જ લાગે છે–સોનું જોઇને જ સનેપાત થયો છે!'–

ટૂંપિયાનો ખ્યાલ આવતાં જ એ ખડો થઇ ગયો. લાગલો જ ઘરમાં ગયો. કોઢમાં સેડ કાઢતી પત્ની પાસે જઇ પૂછ્યું; 'પેલી રકમ પાછી ઠેકાણે મેલી છે કે—'

'કેમ આજે એકાએક સાંભરી ?' પત્નીના સવાલમાં નવાઈ સાથે ટકોરનો રણકો પણ ચોખ્ખો હતો.

મથુર જરાક ગૂંચવાયો: 'સાંભરવાનું તો એમ કે એટલી ભારે રકમ—આખો ગાળો જાણે છે કે આપણે એ વો'રી છે એટલે કોકની કાં તો દાનત બગડે. એટલે ઠેકાણે કરી દીધી હોય તો–હું ઘેર હોઉં ન હોઉં તોય ભો (ડર) તો નઇ.'

'અમે કાંઇ ગાંડાં તો નથી કે કોઇના હાથમાં આવે એમ મૂકી હશે ! પત્નીએ ઊભા થતાં કહ્યું.

'ક્યાં મેલી છે કે' જોઉં ?'

'જ્યાં મેલી છે ત્યાં ઠીક મેલી છે.'

અને જ્યારે મથુરે જાણ્યું કે કોઠલા નીચે ખાડો અંદર એક પહોળા મોંની કુલડી મૂકી એની અંદર ટૂંપિયો મૂક્યો છે ત્યારે એને, એક જાતની નિરાંત તો થઇ પણ સંતોષ ન થયો. કહ્યું: 'કોઇ જાણ ભેદુ રાતમાં આવીને કાઢી લઇ જાય તો શી ખબર પડે ?...'

અને આ પછી ખાતી વખત પણ બેઉ ધણી-ધણિયાણી, 'આવી ભારે રકમ ક્યાં સંતાડવી' એ ઉપર વિચાર કરી રહ્યાં...

મજૂસ તો હતી નહિ જ્યારે પટારું તો, 'આખું ને આખું કોક માથે મૂકીને હેંડતો થાય.' જૂના વખતની ભીંતમાં વાસણ ઘાલેલાં હતાં પણ એ તો આડોશ પાડોશની જાણમાં હતાં. કોઠલો, ચૂલો, કોઠીઓ વગેરેનો વિચાર કરતાં કરતાં મથુરને એક અચ્છો તરીકો સૂઝી આવ્યો, આ સાથે જ ખુશ થઇ ઊઠ્યો 'હાં...! ઠીક સૂઝયું !' ને પત્ની તરફ ઝૂકતાં લગભગ કાનમાં જ કહ્યું; 'ઝેરિયા બળદના ખૂંટા પાસે જ ગોઠી ઘાલવાની. કેમ છે ને બરાબર! કોની માએ સવાશેર સૂંઠ ખાધી છે કે એની પાસે જાય ?'

પત્નીને પણ આ વાત ગમી. અને એ જ ઘડિએ મથુરે હાથભરનો ખાડો ખોદી ટૂંપિયા વાળી કુલડી અંદર ઉતારી દીધી.

મોડી રાતે આંગણુમાં–ખુલ્લા આકાશ નીચે ઢાળેલા ખાટલામાં લાંબો થયો ત્યારે એને લાગતું હતું કે ઘણા દિવસો પછી આજ એના જીવને નિરાંત થઇ છે. પનોતી ઊતરી ગઇ છે ને પહેલાંની જેમ 'સારા ગરો' શરૂ થયા છે....

## [ ૭ ]

ચૈત્રી અગિયારસ–બારસની ચાંદની ચારેકોર ચમકી રહી છે. મંદ ગંદ વાતો પવન પાછલી રાતના શીતળ વાયરા ઢોળી રહ્યો છે. આંગણામાં –અફાટ આભ નીચે ખાટલા ઢાળી સૂતેલાં માનવી કોઇ સમાધિ દશામાં પડયાં હોય તેમ મસ્ત બનીને ઊંઘી રહ્યાં છે. આભમાં વિહરતાં પેલાં છૂટાં છવાયાં વાદળ પણ જાણે 'રખેને ધરતીની ઊંઘમાં ખલેલ પડે !' એ ધાસ્તીથી ધીમે ધીમે સરી રહ્યાં છે. જ્યારે ચંદ્ર તો–ભરનિંદરમાં પડેલા બાળકને નીરખી



રહેલી ખુદ માતા—માતાનું મુખારવિંદ જ જોઇ લ્યો જાણે !

એકાએક આંગણામાં સૂતેલા મથુરે પાસુ ફેરવ્યું. જાણે કોઇ ઢંઢોળતું હોય તેમ બબડવા લાગ્યો: 'શું છે પણ !'

'સાંભળ એ મથુર પટેલ.' કોઇકે હાંક મારી.

'શું છે પણ ભઇ!' કહી મથુર જાણે જાગે છે, જુવે છે તો સામે પેલો ઝેરીયા બળદના ખૂંટા આગળ દાટેલો ટૂંપિયો. મથુરને ફાળ પડે છે; 'આને બા'ર કોણે કાઢયો ?'

ત્યાં તો ટૂંપિયો બોલતો સંભળાય છે: 'જો ભાઇ મથુર, આજ ઘણા દનથી મારે તને એક વાત કે'વી 'તી....જો, હું તને દિલ ખોલીને કહી દઉં છું કે હું કાંઇ તારે ઘરે ભોંયમાં દટાઇ રે'વા નથી આવ્યો.'

'તો?' મથુર પૂછે છે.

'તો શું વળી?...અરે અબૂધ આટલું ય નથી સમજતો? હું કેવી કેવી ભાગ્યશાળી ને રૂપાળી બાઇઓને પનારેથી તારે ત્યાં આવ્યો છું એ તું જાણે છે?'—

'મને શી ખબર. લે વાત તો કર એ બાઇઓની? કેવી રૂપાળી હતી ને શું હતું એ બધું—'

એ કે'વા જ હું આજ બા'ર નીકળ્યો છું. પણ જો ઊગ્યા આથમ્યાની વાત કરવા બેસું તો દન ઊગી જાય છે ને નથી કે'તો તો'—

મથુર વચ્ચે જ બોલી ઊઠે છે; 'આપણે તો બળી ખાવાથી કામ છે પાડા—પાડીનું કંઇ કામ નથી. પેલી પહેરનારીઓ કેવી હતી એ વાત કર એટલે'-

'તો સાંભળ ત્યારે:'

'તારે ત્યાં આવ્યો તે પહેલાં હું એક બ્રાહ્મણને ત્યાં હતો. એ બ્રાહ્મણની વહુ એવી તો રૂપાળી ! એવી રૂપાળી કે શી હું તને વાત કરું ? જાણે'—

મથુર વચ્ચે જ બોલી ઊઠે છે: 'હા હા, એમને તો મેં જોયા છે અંબારામકાકાનાં વહુ—પેલાં ડોશી છે એ જને ?'

'હા એ જ. પણ અત્યારે તો એ ઘરડાં થયાં બાકી એમની જોવનાઇમાં તો જો તેં જોયાં હોય'—

વળી મથુર વચ્ચે બોલ્યો: 'સમજ્યા મારા ભાઇ. પણ એ પહેલાં—તું પેલા ઠાકોરને ત્યાં હતો એની વાત કરને ?' મથુરે પરદામાં રહેતી ઠકરાણીઓમાંથી કોઇને ય કદી ન હતી જોઇ. ને તેથી એ વર્ણદીઠું રૂપ સાંભળવા જાણે તલસી રહ્યો.

'ઠકરાણીના એ મોવડી રૂપની તો શી વાત કરવી ગાંડા! રૂપે, રંગે ને જોવનાઇએ તો એવી જાણે કેસુડાંની ઊઘડતી કળી જોઈ લ્યો ! ને શાં ગજબનાં એ નેણ મથુર! આપણને તો એમ જ લાગે જાણે એ સુરમો આંજેલ આંખોમાં, મોરલીના કોઇ જેવી તાનમાં મસ્ત બનીને ફણીધર નાગ અહો દન—રાત ડોલી રહ્યા છે.'—

મથુર બોલી ઊઠે છે; આ મણિના જેવી એમજ કે ને ?'

'અરે તારી મણિ તો એના આગળ વાસિંદાં વાળે છે ગાંડા !'

મથુર અકળાઇ ઊઠે છે, 'લે ત્યારે તું તો એકલી આંખોનાં વખાણ કરીને—'

ટૂંપિયો હસે છે. દયા ખાતો હોય તેમ કહે છે 'અરે ભલા ભાઇ ! જે રૂપ જનમારો જોયા કરીએ તોય પેટ ન ભરાય પછી સાંભળવાથી તો—ઊલટી વધારે ભૂખ ઊપડે ગાંડા' ને હસવા લાગ્યો.'હા...હા...'

'ત્યારે તો એમ જ કે'ને કે તું મને બાળવા જ આવ્યો છે!' મથુર નાસીપાસ થતાં બબડે છે.

'પણ તું સાંભળીને શું કરીશ કે'! લે સાંભળ: એ ઠકરાણીનો ચોટલો જોયો હોય તો—તને તો એમ જ લાગે આવો સુંવાળો જો વરત મળે તો અહો દન-રાત બસ કોસ જ હાંક્યા કરું. ને એના ગાલ તો એવા મથુર કે - બચી કરવાની તો વાત જ રે'વા દે પણ એક ફૂંક મારે તોય એ ગાલો પર ગલ પડે. જ્યારે એની છાતી તો' — ટૂંપિયો ક્ષણ ભર અટકી જાય છે મથુરના હાલ—હવાલ જોઇને જ હશે, એક ભારે શ્વાસ લેતાં કહે છે; 'જવા દે





એ વાત જ મથુર! તારા કરમમાં એવાં રૂપ જોવાને નથી પછી માણવાને તો હોય જ કયાંથી?'–

મથુર ગાંડાની જેમ ચિડાઇ ઊઠે છે; લે બસ બસ હવે. આ મણિને ય જો નાનપણમાંથી તારી પેલી ઠકરાણીની પેઠે ઉછરવા મલ્યું હોત તો એના ય માથાની થાત. ને અમારે ખેડૂત લોકને ફૂંક મારતાં ગસ પડે એવાં રૂપ કામનાં ય શાં? અહીં તો બટકું ભરતાં ય ચમલિયું ન પડે એવી ધણિયાણીનું કામ સમજ્યો ?' ડઘાઇ ગએલા ટૂંપિયાએ જાણે સ્વાસ્થ્ય મેળવ્યું. હસવા લાગ્યો: 'હા...હા...હા...! અરે મૂરખ પણ તારે તો બચકું ભરવા જતાં હાડકાં વાગે એવું તો બૈરું છે ને પાછો હા...હા...હા...! શી વાત કરે છે.'

'તને–પડદે છાંપડે રે'નારને ગમ શી પડે કે કેટલે તોલે મણ થાય છે! સાસરે આવી ત્યારે તો એની આંખોમાં ય ફણીધર નાગ ડોલતા'તા ને ચાલતી ત્યારે ધરતી રણકતી 'તી! પણ ભાઇ! જો એ બિચારી રૂપ સાચવીને બેસી રહી હોત તો— બીજું બધું તો ઠીક છે પણ આ તારાં પગલાં તો આ ઘરમાં ન જ થાત હોં! ગમે તેમ પાછા એ બધાં પરતાપ એના જ છે હોંકે. નથી એણે ઉનાળાનો તાપ જોયો કે નથી જોઇ વરસાદની લાણો ય–અરે રાત–દનનું ય એ બાઇએ ભાન નથી રાખ્યું.' નિશ્વાસ ાખતાં જાણે સ્વગત બોલતો હોય તેમ ઉમેર્યું. 'અરે દુનિયા ! અરે દુનિયા! એ બિચારી જાણે કે હું ટૂંપિયો વો'રીશ તો વિવા–વાજનમાં પે'રવા કામ આવશે ત્યારે આ તો ઊલટો એ બિચારીનું ગળું જ કાપવા બેઠો છે!'

'જૂઠું ન બોલ મથુર. આમાં ગળું કાપવાનું કયાં આવે છે ? ને એને એવા પે'રવા ઓઢવાના શોખ હોત તો મને આમ ખાડામાં ય પૂરી દેત ખરી ? અરે લૂગડાં પે'રે છે તે ય–એના ડિલ ઉપર કોઇ દન નવો 'સાડલો ઓઢેલો જોયો? નવાને ય એવી રીતે પે'રે છે જાણે કોઇ કાણું કે થિંગડાં ઢાંકીને ન પે'યોં હોય !...એ તો તું લઇ બેઠો છે બાકી એને તો હવે કશાયનો શોખ નથી. એને તો એ ભલી, એનાં છોકરાં ભલાં ને કામ ભલું ! ઊલટું એમ કે' કે ઘરમાં એક મનેખ વધે તો એને ફાળે એટલું કામ ઓછું આવે.'

'એ ખરું ભાઇ પણ ગમે તેમ તો ય શોકય કે'વાય ! બૈરું, ભર જોવનનો ગંડાપો વેઠે પણ ઘડપણમાં ય શોકય ન વેઠે ! માટે હે ટૂંપિયા ! રૂપ ને જોવનાઇ, મારકણી આંખો ને પાતળી ડોક એ બધું ય ભૂલી જા ને જેમ હું રૂપ માણવાની મરજીને ને જોવનાઇ રમાડવાના ઓરતાને જેમ મનમાં જ ધરબી રાખું છું તેમ તું ય પેલા ખૂંટા આગળ ધરબાઇ રે'. ક્ષણ ભર થંભી નિશ્વાસ નાખતાં ઉમેર્યું: 'તારે તો કોઇ રૂપાળી કોટમાં મહાલવાની– આજ નહિ તો દશકા પછી છોકરાની વહુ આવશે ત્યારે ય–આશા છે પણ મારે તો એક આ જૂનીના જીવની ખાતર હવે તો આવતે ભવે જ !'–

ત્યાં તો ઊંડે ઊંડે કૂકડાની બાંગ સંભળાય છે 'કૂકડો......કુઓ......!'

ને ટૂંપિયો વિદાય લેતાં કહે છે: 'હમણાં તારી વહુ ઘંટી તાણવા ઊઠશે માટે આજ તો જાઉં છું પણ જો વિચાર કરજે, પેલું ગાણું યાદ છે ને ?

ને ટૂંપિયો જતાં જતાં ગાય છે:

'જોબનિયું આજે આવ્યું ને કાલ જશે
જોબનિયું કાલ જતું રે'શે.'...

પણ આ શું ? આ 'અવાજ તો મણિનો છે!' એટલું જ નહિ ટૂંપિયાને બદલે ખૂદ મણિ જ દેખાય છે. અને મથુર, તાને ચઢેલી, તોફાને ચઢેલી મણિને –હેલે ચઢેલા એ મૂર્તિમંત જોબનને, 'વાત કહું મણિ ?' બાથડી પકડવા ધસે છે ને આ સાથે જ જાગી જાય છે. બેઠા થતાં જુવે છે પાયા ઉપર લાખો તારા પોતાને જાણે હસતા હોય તેમ તગમગી રહ્યા છે. ખાટલાની બાજુમાં પડેલો પેલો કાબરો કૂતરો પણ ડોક ઊંચી કરીને જોઇ લે છે. પણ જ્યાં મથુરની નજર બાજુમાં ચોપાડ તરફ ફરી–મણિના રસ્તા ઉપર જ પત્નીને બેઠેલી જોઇ ત્યારે તો સ્વપ્નનો પેલો રહ્યો સહ્યો મઘમઘાટ પણ લોપ થઇ ગયો....




અને મધુર જાણે કંઈ જાણતો—જોતો જ ન હોય, હજુ ય ભર ઊંઘમાં હોય તેમ ખાટલામાં પાછો ઢળી પડયો, જાણે ટાઢ ચઢી હોય તેમ ટુંટિયું વળાઈને આંખો મીંચીને પડી જ રહ્યો.... મનમાં મનમાં એ આ દૂધમલ રાત ઉપર ચીડાઈ પણ રહ્યો હતો. અંધારિયું હોત તો પડયે પડયે જોઈ શકત પત્ની શું કરે છે? ને એ ઉપરથી જાણી પણ શકત કે એણે મણિનું નામ સાંભળ્યું જો કે પછી—

ત્યાં તો મધુરને કાને પગરવ સંભળાયો. થડકતે કાળજે, ગાલ પર ટપલી પડવાની રાહ જોઈ રહ્યો: 'હમણાં પોતાને જગાડશે. કે'શે એ મારા ભોળા ધણી! હું તો જાણતી'તી કે તમે ભોળા છો. પણ આજે ખબર પડી કે'—

પણ ત્યાં તો પોતાના પગ નીચેથી એંચાયેલી પછેડી આખા ય અંગ ઉપર ઓઢાડતી જોઈ. મધુરને તો એમ જ લાગ્યું જાણે ઉનાળાના તાપમાં પડેલી પોતાની જાત ઉપર ગરુડ પંખીએ પાંખ ન પસારી હોય! ને આ સાથે જ એનો આત્મા પણ શરમનો માર્યો કોકડું વળાઈ ગયો. મન સાથે બબડયો પણ ખરો; 'મધુર! રૂપાળી ને લટકાં-મટકાં કરનારી તો ઘણી મળશે પણ આવી—કાળજી લેનારી—ને જીવ પથરનારી તો તને સાત ભવે ય નહિ મળે હોં!'

(ક્રમશઃ)

## ઘરને મારગે*

એક અવલોકન

અનુવાદકે કહ્યું છે તેમ યુદ્ધ, તેને સળગાવનારા સત્તાધારીઓ ને સ્વાર્થી મૂડીપતિઓ સામેનું આ પુસ્તક ગંભીર ફરિયાદનામું છે. પોતે જેને ચાહતો તે છોકરી સાથે બીજાને પ્રેમ કરતો જોઈ સૈનિક આલ્બર્ટ તેનું ખૂન કરે છે; એ સમયે આલ્બર્ટના સૈનિક-મિત્રો અદાલતમાં જે વચનો ઉચ્ચારે છે તેમાં સૈનિકોનું આ તહોમતનામું સચોટ શબ્દોમાં રજૂ થયું છે. આલ્બર્ટના બચાવમાં સૈનિકો કહે છે: "આ માણસને જો માણસો મારવાની વિદ્યા શીખવવામાં ન આવી હોત તો તેણે કોઈની હત્યા કરવાનો વિચાર પણ ન કર્યો હોત." એ મુકદ્દમામાં વિલી આખલાની જેમ ઊછળે છે: "ચૂપ કર, પંડિતાઈના ડોળવાળુ ઘરડા ખચ્ચર! લવારી બંધ કર. તું શું એમ સમજે છે કે તારી આ બનાવટી વાળના ગૂંચળાની ખબ્બાપટ્ટાની અમે દરકાર કરીએ છીએ? અમારા વિશે તું જાણે છે પણ શું? પણે રહેલો છોકરો કેટલો નરમ ને શાંત છે તે જા તેની માને પૂછી જોજે! પણ આજે તે બેધડક ગોળી ચલાવે છે. એક દિવસ છીપલાં ફગાવતો તેમ ગોળી ફેંકે છે. પસ્તાવો? એ પશ્ચાત્તાપ કરે એમ? પશ્ચાત્તાપ એ શેનો કરે? ચાર વરસ સુધી નિર્દોષોનું લોહી રેડયા પછી તેની જિંદગીનું બધું ય ખતમ કરી દેનારને એ ગોળીથી વીંધી ન નાખે તો શું ચાલે? એણે ભૂલ એ કરી કે પેલા ગધેડાને તેણે વીંધી નાખ્યો. ખરી રીતે તો આ છોકરીને તેણે હલાવી દેવી જોઈતી હતી. તમે એમ સમજો છો કે ચાર વરસ સુધી માણસોને ફૂંકી દેવાનો જ ધંધો કર્યા પછી 'શાંતિ' શબ્દનું બીતું બીતું ફેરવતાં બધું મગજમાંથી ભૂંસાઈ જાય એમ?" આવા ઉદ્‌ગારોએ અદાલતમાં ગડબડાટ થાય છે, પણ વીલી પોલીસને ધક્કો મારી કહે છે: "અરાજકતા છે એમ? ત્યારે તેમાં વાંક કોનો છે? તમારો—હું કહું છું તમારો, તમારામાંનાં દરેકને અમારી ટ્રીબ્યુનલ પાસે ખડું થવું પડશે, તમે જ તમારી લડાઈ વડે અમારી આ સ્થિતિ કરી છે." યુદ્ધ અને રાજ્યસત્તા સામેનું આ તહોમતનામું સૈનિકોના અંતરનો ઉકળાટ ઠાલવે છે.

'પ્રજાબંધુ'

*એરિશ મેરિયા રેમાર્કના 'Road Back' નો અનુવાદ : પ્રકાશક : ભારતી સા. સંઘ લિ. કિં. ૪-૦-૦

નવલભાઈ

[૨]

અજા મુખતો મેધ્યા ગાવો મેધ્યા શ્ચ પૃષ્ઠતઃ ।
બ્રાહ્મણાઃ પાદતઃ પૂજ્યાઃ સ્ત્રિયઃ પૂજ્યા શ્ચ સર્વશઃ ।

મનુસ્મૃતિનો આ શ્લોક છે. એનો અર્થ છે: બકરી મુખેથી, ગાય પૂંઠેથી, સ્ત્રી એના એકેએક અંગથી અને બ્રાહ્મણ પગથી પૂજાય છે.'

આપણામાં કહેવત છે કે 'ઊંટ મેલે આકડો અને બકરી મેલે કાંકરો.' એનો અર્થ એ કે ઊંટ આકડા સિવાયની લગભગ બધી જ વનસ્પતિ ખાય છે અને જગતની સેવા કરે છે.-જ્યારે બકરી તો એથી પણ આગળ જાય છે. તેને તો આકડાનું સુદ્ધાં બંધન રહેતું નથી. જગતમાં ઉત્પન્ન થતી એકેએક વનસ્પતિ તે આરોગે છે. એને કોઈ વિધિનિષેધ હોતા નથી. અને એ વનસ્પતિઓનું સત્ત્વ ગ્રહણ કરી મધુર દૂધ આપે છે. એટલા માટે કહેવાયું છે કે બકરી મુખેથી પૂજ્ય છે. ગાય પૂંઠથી પૂજાય છે. આ પણ કેટલી સુંદર વાત છે. જગતનું એક પણ પ્રાણી તો બતાવો જે ઘાસ-જેવી સામાન્ય વસ્તુ ખાઈને દૂધ જેવી ઉત્તમ વસ્તુ આપતું હોય! અરે! દૂધ તો બધાં પ્રાણી આપે પણ ગાય જેવું નહિ. પણ તેથી વધુ અગત્યની વાત તો જુઓ. બીજાં પ્રાણીઓ માત્ર દૂધ આપશે જ્યારે ગાય તો તેની પૂંઠેથી જે કાંઈ આપશે તે બધું જ માનવજાતને ઉપયોગી. ઘાસ જેવી વસ્તુ આરોગી જે છાણ આપે છે તે પણ કેટલું પવિત્ર હોય છે! અને ગોમૂત્રના તો કેટકેટલા ઉપયોગ! દવામાં વપરાય, રોગ ઉપર વપરાય, ભૂમિ પવિત્ર કરવા માટે પણ છંટાય. જગતમાં એવું એક પણ પ્રાણી બતાવો કે જેની પૂંઠેથી નીકળતી એકેએક વસ્તુ આવી પવિત્ર હોય. એટલે જ ગાય પૂંઠેથી પૂજ્ય છે અને આપણે પણ સામાન્ય રીતે ગાયનું પૂછડું જ આંખે લગાડીએ છીએ.

સ્ત્રી–જગતની માતા–તો એકેએક અંગથી પૂજ્ય છે. કારણ કે તેના અણુએ અણુમાંથી જે પ્રજા ઘડાય છે તેના પર જ ભાવિ પ્રજા અને રાષ્ટ્રનો આધાર છે સ્ત્રીના અંગેઅંગમાં વત્સલતા રહેલી હોય છે તેથી સ્ત્રીનું એકેએક અંગ પૂજાય છે.

જ્યારે બ્રાહ્મણ પગથી પૂજાય છે, અને આપણે પણ જ્યારે આપણે ત્યાં કોઈ પવિત્ર સંત યા સાધુ પધારે છે ત્યારે ચરણ–રજ લઈએ છીએ. એનું કારણ એ છે કે બ્રાહ્મણ એ પ્રજાજીવનની સંસ્કૃતિનો પ્રાણ છે. તે જ્યાં જ્યાં જાય છે ત્યાં સંસ્કૃતિની સુરભિ લેતો જાય છે. પહેલાંના કાળમાં મોટે ભાગે ઋષિમુનિઓ પગે જ ચાલતા એટલે બ્રાહ્મણો પગથી પૂજાય છે. આજે પણ જો ગામડે ગામડે અને ઝૂંપડે ઝૂંપડે ભારતીય સંસ્કૃતિને સજીવન કરવી હોય તો તે રવિશંકર મહારાજ અને સંતબાલજી જેવા પગે ચાલતા અને ગામડાંનું ઝૂંપડે ઝૂંપડું પાવન કરતા સાધુઓ જ કરી શકશે. કારણ કે ધર્મક્રાંતિની સાચી જ્યોત તો ભારતમાંના હૈયા સમાન એ ઝૂંપડામાં જલદી પ્રગટી શકશે. ત્યાં સરળતા છે, શ્રદ્ધા છે, ધર્મને પામવાની અને અનુસરવાની અભિરુચિ છે.

આજની દુનિયાને ગતિ લાધી છે. સમય ટૂંકો પડે છે. ગાડીની ગતિ ઓછી પડે. મોટરો આવી, હવે વિમાનો આવશે. અને માણસ એટલો ઉતાવળો, એટલો ધમાલિયો બનશે કે પછી દૂર ખૂણે ખાંચરે પડેલાં આ ગામડાંઓ સામે નજર નાખવાનો સુદ્ધાં તેને સમય નહિ રહે.

× × ×

હું એમની સાથે સાથે ચાલતો હતો. રસ્તામાં થયું અહા! આપણા ઋષિમુનિઓએ કેટકેટલું વિચારીને સાધુઓના આચાર નિયમો ઘડયા હતા. રસ્તામાં ચાલતાં ચાલતાં અનેક વનસ્પતિઓની માહિતી મળતી, ખેડૂતો, ભરવાડોનો સંપર્ક થતો. નવાં નવાં ગામડાં, ત્યાંના હરિજનોની અને લોકોની સ્થિતિનો સાચો ખ્યાલ આવતો. છ સાત માઈલ ચાલ્યા હઈશું ત્યાં તેઓએ થોડીવાર રોકાવાને વિચાર્યું. અમારામાંના એકભાઈ ગામમાં છાશની તપાસ કરવાને ગયા. હું બેઠો પણ મારું મન એક પ્રશ્નમાં જ ગૂંચાઈ રહ્યું હતું. ચાલતાં ચાલતાં થતું કે પૂછી લઉં. પણ પ્રશ્ન હોઠે આવીને જ રહી જતો. આખરે અહીં મેં વાત કાઢી.



'રણાપુર આશ્રમમાંથી એક માસની રજા લઇને લગ્ન કરવાને માટે હું ઘેર ગયો હતો. તા. ૧૯ મીએ બરાબર એક મહિનો પૂરો થઇ ગયો. સવારમાં ઊઠી મેં મારા બાપુજીને કહ્યું, 'મારી રજા પૂરી થઇ છે. આજે હું રણાપુર જવાનો છું.'

તેઓ હિંચકા પર બેઠા હતા. હું સામે ઓટલા પર. તેમણે હિંચકો થંભાવ્યો અને પ્રેમભર્યો છતાં મક્કમ અવાજે કહ્યું, 'નથી જવાનું.'

આ આજ્ઞા સાંભળી હું મૂગો જ રહ્યો. મારા દિલમાં કોઇ વિકલ્પ સરખો ય ન ઊઠયો. મને થયું મારા પિતાની આજ્ઞા છે અને મારે પાળવી જોઇએ. અગિયાર વાગ્યા. અમે બંને સાથે જમવા બેઠા. જમીને ઊઠી હું મારી ઓરડીમાં ગયો. બધાં જ બારી બારણાં બંધ કર્યાં અને પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યો.

'હે પ્રભુ! તું મને માર્ગ બતાવ. એક બાજુ પિતાજીની આજ્ઞા છે અને બીજી બાજુ રણાપુર આપેલું વચન છે. મારે શું કરવું?' અને મેં આંખ મીંચી. તે વખતની મારી ઉત્કટતા વર્ણવવી જ અશક્ય છે. પ્રભુ તું રાહ બતાવ એ સિવાય બીજો કોઇ પણ વિચાર મારા મનમાં ઊઠતો નહિ. અડધો કલાક, કલાક પસાર થઇ ગયો. મને પૂરી શ્રદ્ધા હતી, 'પ્રભુ માર્ગ બતાવશે.' ચિત્તને એકાગ્ર કરી હું તેનો અવાજ સાંભળવાની જ રાહ જોઇ રહ્યો હતો. અચાનક મારા દિલમાં એક વૃત્તિ થઇ. મારી પાસે જ એક પુસ્તક પડયું હતું. તદ્દન નવું હતું. મેં કોઇ દિવસ વાંચ્યું સરખું ય નહોતું. અંધારામાં જ્યારે તે પુસ્તક પર મારો હાથ પડયો ત્યારે તે શું હતું તેનો સુદ્ધાં મને ખ્યાલ ન હતો. અને મેં ગમે ત્યાંથી પુસ્તક ખોલ્યું. પાછળ જ નાની બારી હતી. તે સ્હેજ ખોલી અને જે પાન ઊઘડયું તે વાંચ્યું. આ પુસ્તક હતું આપનું જ લખેલું-**પ્રાસંગિક અને પ્રશ્નોત્તરી,** તે પાન પર આ જાતનો પ્રશ્ન હતો.

'પ્ર:–જો આપનાં માતુશ્રી જીવતાં હોત તો આપ શું આ માર્ગ ગ્રહણ કરી શક્યા હોત ખરા?'

'જ.–તેમાંનો જવાબ લગભગ આ જાતનો હતો; 'આ માર્ગ ગ્રહણ કરવામાં માતાજીનું અવસાન એ તો ગૌણ વસ્તુ છે. મુખ્ય વસ્તુ તો માણસની પોતાની તૈયારી. જ્યારે મનુષ્યની આંતરિક ભૂમિકા તૈયાર થઇ જાય છે ત્યારે કેટલીક વાર કુદરત સાનુકૂળ થાય છે તો કેટલીક વાર કુદરત કસોટી પણ કરે છે. આ સાનુકૂળતા મળે એથી કાંઇ હરખાઇ જવાનું નથી કે પ્રતિકૂળતાથી અકળાઇ જવાનું નથી. વાસ્તવમાં કેટલીક વાર સાધકના માર્ગે આવતી આવા પ્રકારની પ્રતિકૂળતા પણ એને ઊંચે લઇ જાય છે. જ્યારે સાનુકૂળતા જો આફ્રેલ રહે તો પાડે પણ ખરી. આપણે માટે તો પ્રતિકૂળતામાં પણ આપણો સંકલ્પ ટકી રહે એટલું જ બસ છે. એટલે કે મારાં માતુશ્રીનાં અવસાન કે જીવનને અને માર્ગગ્રહણને ઝાઝો સંબંધ નથી. મુખ્ય વસ્તુ તો સત્ય સંકલ્પ છે. અને એ તો પરિસ્થિતિથી પરની વસ્તુ છે.'

જાણે મારા જ પ્રશ્નનો જવાબ મળી ગયો હોય એમ મેં અનુભવ્યું. મને થયું પિતાજી ગમે તેમ કહે પણ મારે તો સત્ય સંકલ્પ જ પૂરો કરવો જોઇએ. અને આથી છેલ્લા ત્રણ ચાર કલાકથી દિલમાં ઘોળાતા પ્રશ્નનો ઊકેલ આવી ગયો. મારા અંતરના બધા તરંગો શમી ગયા. અને જાણે પ્રભુએ જ આ પુસ્તક દ્વારા મને શું માર્ગ ન ચિંધ્યો હોય એમ મેં અનુભવ્યું. અને ત્રણ વાગે રણાપુર જવાનું નક્કી કર્યું. વળી પાછો શાંત અને એકાગ્ર ચિત્તે બેઠો.

થોડીવાર થઇ ત્યાં એક વિચાર મનમાં ધસી આવ્યો. આમ ચોપડી ખોલવી અને આવો ભળતો જ જવાબ મળી આવવો એતો અકસ્માત્ પણ હોય, અને હું ફરીથી પ્રાર્થના કરવા લાગ્યો. વળી પણ પુસ્તક ઊઘાડવાની ફરીથી વૃત્તિ થઇ અને અંધારામાં જ મેં પુસ્તક ખોલ્યું, બારી ઊઘાડી હું

વાંચવા લાગ્યો. આ વખતે પ્રશ્ન હતો: 'શું બુદ્ધે ગૃહત્યાગ કર્યો એ યોગ્ય હતું?'

જાણે મારો પ્રશ્ન નઊકેલાતો હોય એમ હું જવાબ વાંચવા લાગ્યો. અને જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ જાણે મને કોઇ કહી ન રહ્યું હોય! 'ઊઠ અને સત્યને અનુસર' એમ મેં અનુભવ્યું. અને જવાબના અંતનું વાક્ય તો હંમેશને માટે મારા દિલમાં કોરાઇ જ ગયું: આત્માર્થે 'त्यजेत् पृथ्वीम्' 'તારા આત્માની ઉન્નતિને ખાતર જો તારે તારાં માબાપ, ભાઇ ભાંડુ તો શું આ સારી પૃથ્વીનો ય ત્યાગ કરવો પડે તો તજી દેજે.'

હું ઊભો થયો. તે દિવસે મને અનુભવ થયો જાણે પ્રભુ જ શું મને પ્રેરી ન રહ્યા હોય! આ અનુભવ પછીની મારી ચિત્તની સ્થિરતા અને પ્રસન્નતા અપૂર્વ હતી. હું નીચે આવ્યો અને એક નાની ચિઠ્ઠી પિતાજીને લખી–

પૂ. પિતાશ્રી!

'આપની આજ્ઞા મારે માથે ચઢાવવી જોઇએ. પણ સત્યની આજ્ઞા–પ્રભુ–મને રણાપુર જવાનું કહી રહ્યો છું. હું જઉં છું.'

નાના ભાઇને ચિઠ્ઠી આપી હું રણાપુર ગયો.

આ એક એવો અનુભવ છે કે મારા જીવનમાં હું એને કદી ભલી ન શકું. એ દિવસથી પ્રભુના કાર્યમાં પણ મારી શ્રદ્ધા દૃઢ થઇ છે. આ પ્રસંગમાં આપનું પુસ્તક એક સાધન હતું એટલે ઘેરથી નીકળ્યો ત્યારથી આપને પ્રશ્ન પૂછવાનું મન હતું. તો આવી જાતના અનુભવો વિષે આપનો શો મત છે? શું એ ખરેખર પ્રભુની આજ્ઞા હતી? અથવા પ્રભુ આપણને આજ્ઞા આપે છે કે નહિ?

આખી વાત શાંતિથી સાંભળી તેમણે કહેવાનું શરુ કર્યું.

'મને લાગે છે કે પ્રભુ–આજ્ઞા એટલે સત્યની આજ્ઞા. જેટલે અંશે આપણે સત્યને વફાદાર રહીએ એટલે અંશે પ્રભુ-આજ્ઞા પાળી ગણાય.'

તો શું આ બે અનુભવો એ અકસ્માત્ હતા?

'અકસ્માત્ કેમ ગણાય? વાસ્તવમાં આખું જગત સભર છે. આપણા અંતરના એકેએક આંદોલનની આખા જગત ઉપર અસર થાય છે. જેટલું આંદોલન વધુ પ્રાણવાન તેટલી તેની અસર વધુ. તમારો રણાપુર જવાનો શુદ્ધ સંકલ્પ હતો. તેની પાછળ બીજો કોઇ વિકૃત આશય ન હતો. આ શુદ્ધ આશયના માર્ગદર્શન માટે તમે પ્રાર્થના કરવા લાગ્યા. પ્રાર્થનામાં થતી એકાગ્રતાથી તમારા અંતરમાં રહેલાં સત્યનાં આંદોલનો ધીમે ધીમે કેંદ્રિત થયાં. આવે વખતે સત્યનાં આંદોલનોને મદદ કરનારાં તત્ત્વો વાતાવરણમાંથી ખેંચાઇ આવે છે. તમોને પુસ્તક ઊઘાડવાનું મન થયું અને ત્યાંથી તમારા સત્ય સંકલ્પને સહાય પહોંચે એવું જ મળી આવ્યું. કોઇને સાધુ મળી આવે છે તો કોઇને અવાજ સંભળાય છે. આ બધાં જ નિમિત્તો છે. આપણા દિલમાં સત્યને પામવાની જે પ્રબળ વૃત્તિ છે તેને સહાય કરવાને જ તે ધસી આવ્યાં છે. આ બધા અકસ્માતો નથી કુદરતની જ એક યોજના છે.

'તો કેટલાક સંતો દાખલા તરીકે સ્વામી રામદાસ કહે છે કે બધું રામ જ કરે છે. રામ ખાય છે, રામ ખવડાવે છે, રામ પીવડાવે છે, રામ લઈ જાય છે. એ શું સાચું?'

'હા, આપણે તો માત્ર નિમિત્ત જ છીએ. કુદરતનો કાનૂન પ્રતિક્ષણે આપણને દોરી જ રહ્યો હોય છે. એ સત્યના નિયમને આપણે સમજી શકતા નથી. એ નિયમને સમજવાનો અને અનુસરવાનો પ્રયત્ન જ આપણો મુખ્ય પુરુષાર્થ છે. જેટલે અંશે આપણે એ સમજી શકીએ તેટલે અંશે આપણું જીવન જીવતું બને.

સ્વામી રામદાસની દશાને આપણે આ કુદરતી તત્ત્વની સંપૂર્ણ શરણાગતિની સ્થિતિ કહી શકીએ. પછી એને કોઇ રામ કહે, કોઇ કૃષ્ણ કહે, કોઇ ઇશ્વર કહે. આવા પ્રકારની સાચી શરણાગતિથી માણસ નિશ્ચિંત બની જાય છે. કારણ કે તે પોતાની જાતને સંપૂર્ણપણે સત્યને સોંપી દે છે. પણ આવી સાચી શરણગતિ પ્રગટવી એ સામાન્ય વાત નથી. વળી



આ કુદરતી તત્ત્વ હમેશાં આપણને સાનુકૂળ જ થાય છે એમ નથી. એ તત્ત્વ પણ આપણી કસોટી કરે છે. એ કસોટીના કાળમાં આપણી પ્રભુ પર કેટલી નિષ્ઠા રહે છે એ જ આપણી સત્યશ્રદ્ધા, ઇશ્વરશ્રદ્ધાનું સાચું માપ છે.

આ બધા પ્રસંગોમાં ઇશ્વરે જ આ બધું કર્યું એમ નથી પણ કર્મ અથવા કુદરતના કાનૂનને આધારે જગતમાંથી તેવાં તત્ત્વો ખેંચાઇ આવે છે. પણ મને લાગે છે કે પ્રભુએ આમ કર્યું, પ્રભુએ મને આ માર્ગ ચિંધ્યો એમ કહેવા કરતાં હું જે પ્રમાણે સમજું છું તે પ્રમાણે મને આ વસ્તુ સાચી લાગે છે અથવા મારો અંતરાત્મા મને આ કહે છે અને હું કહું છું એમ વિચારી જો નિર્ણય લેવામાં આવે તો શરણાગતિની સાધના જેટલી નિશ્ચિંતતા ભલે ન હોય છતાં આ માર્ગે સત્યશોધનની આપણી વૃત્તિ દિવસે દિવસે વધુ શુદ્ધ બનતી જશે અને છેવટે સત્ય આપણા અંતરમાં પ્રગટ થશે. અને સત્યનો સાક્ષાત્કાર થતાં કોઇ પણ વસ્તુ જગત સામે રજૂ કરતાં આપણે જરા ય હિચકિચાઇએ નહીં. જો કે આખરે તો આ બંને વસ્તુઓ એક જ છે. શરણાગતિમાં ભક્તિ મુખ્ય છે જ્યારે બીજા માર્ગમાં વિવેક અને જાગૃતિ મુખ્યપણે હોય છે. એટલે પુરુષાર્થ તીક્ષ્ણ બને છે. આમ બોલતાં તેઓ ઊભા થયા.

દશ વાગવા આવ્યા હતા. રેતી પણ તપવા લાગી હતી. હજુ વીરમગામ ચારેક માઇલ દૂર હતું. અને મહારાજશ્રીને સડક પર ઉઘાડે પગે ચાલવાનું હતું. એટલે ઉતાવળે પગલે અમે વીરમગામ તરફ ચાલી નીકળ્યા.

માથે સૂરજ અને નીચે સડક બંને તપતાં હતાં. રસ્તા પર ઝાડ પણ થોડાં જ હતાં. ઉતાવળે પગલે ચાલતા ચાલતા બાર વાગે અમે વીરમગામ આવી પહોંચ્યા. ગામના લોકો એમને આવકારવાને સડક ઉપર ઊભા હતા. બધાની આંખોમાં પ્રેમ નીતરતો હતો. આમાં જૈન તો થોડા જ હતા. મોટા ભાગના યુવાનો અને કોંગ્રેસના કામ કરનારાઓ જેવા લાગતા હતા. એમના દિલમાં આ જૈન સાધુને માટે આટલું સ્થાન કયાંથી ? અમે ગામમાં ગયા... જેમ જેમ આગળ જતા ગયા તેમ તેમ ટોળું વધતું ચાલ્યું. બજારની વચ્ચે પહોંચ્યા. મુસલમાન બિરાદરોની દુકાન આવી. એ વોરા જેવા લાગતા ભાઇઓ પણ દુકાનેથી ઊઠી ઊભા થયા. અને મહારાજ પાસે હાથ જોડી આવી પહોંચ્યા. મહારાજે પણ તેમના હાથ પોતાના હાથમાં લઇ લીધા. એક જૈન સાધુને માટે આખા ગામનો આવો અને આટલો પ્રેમ મારે માટે આ નવી જ વસ્તુ હતી.

સન ૧૯૪૫ ની વાત છે. વીરમગામની ગંદકીનો પાર નહિ. સાંકડી ગલીઓ. ગમે ત્યાં જાજરૂ બેસતાં સ્ત્રીપુરુષો, પાણી અને એઠના રેલા. એકાએક ત્યાં કોલેરા ફાટી નીકળ્યો. આખું શહેર ગભરાઇ ઊઠયું. આજે બે, કાલે ચાર એમ મરણ પ્રમાણ તો વધતું જ ચાલ્યું. સરકારે સરકારની રીતે કામ શરૂ કર્યું. ઇંજેકશનો આપવા માંડયાં. ભંગીઓએ સફાઇ શરૂ કરી. પણ મ્યુનિસિપાલિટીના પાંચ પચીસ ભંગી બિચારા સારા ગામની વરસોની ગંદકી શી રીતે કાઢી શકે ? અને એ ગંદકી ન જાય તો રોગ મટે પણ શી રીતે ?

તે જ વખતે તાલુકા સમિતિના મેડા ઉપર એક સાધુ રહેતા હતા. જૈનોનો ઉપાશ્રય તેમને માટે બંધ હતો. તેમણે આ પરિસ્થિતિ જોઇ ભારે દુઃખ અનુભવ્યું. તેઓ આખા ગામમાં ફરી આવ્યા. શહેરની બહાર ગયા. કોટની દીવાલની પાછળ જોયું. એ દીવાલો શહેરના રક્ષણ માટે હતી આજે એ જ દીવાલો ભક્ષણ કરી રહી હતી. એ નગરની દીવાલોના પાયા નરકથી પુરાયા હતા એટલું જ નહિ નરકના ઢગલા ઢેર ઢેર પડયા હતા. તેઓ ગામની બહાર નીકળ્યા. વીરમગામની ભાગોળે સુંદર મુનસર તળાવ છે. એની બાંધણી અને કારીગરી આજે પણ આપણને આશ્ચર્ય પમાડે. પણ ત્યાં શું હતું. એનાં એકેએક પથ્થર મળથી ખરડાએલા હતા. તળાવની પાળ નરકથી જાણે લીંપાઇ હતી. શહેરમાં ફરી તે સાંજે પાછા ફર્યાં. રાત્રે પ્રાર્થના થઇ. તેમણે મુનસર





તળાવની વાત કરી. 'અરે વિચાર તો કરો આ તળાવના બંધાવનાર મિનલદેવીએ આપણી પાસેથી કેવી આશા રાખી હશે? આજે એ કલાના આપણે કેવા હાલ કર્યા છે?' પ્રજાને પચી ગએલી ગંદકીને માટે તેમણે દુઃખ ઠાલવ્યું, અને એક નવી વાત કરી. તમે મારી સાથે ચાલો. હું કહું તેમ કરો. પાંચ જ દિવસમાં કોલેરા અહીંથી ભાગી જશે. ઇંજેકશન તમે કેટલાં લેશો. માનો કે આ સાલ તેથી રોગ અટકશે પણ આવતી સાલ શું? તમે સૌ ઝાડુ લઇ લો. આખા ગામને સાફ કરી નાખો. ઘરનો ખૂણે-ખૂણો ઝાડી નાખો. કોલેરા શોધ્યો નહિ જડે.'

પણ એમની આ વાત કોણ માને. છેવટે યુવાનો તરફ નજર ગઇ. સભામાં એક યુવાન હતો. ઊંચું શરીર, ચપટું મોં અને તેજસ્વી આંખો. અને તે ભાઇએ હા પાડી. તેમને મુખ્ય નીમ્યા અને સાત યુવાનોની ટુકડીએ સફાઇની શરૂઆત કરી. પહેલે દિવસે તો સૌ હસ્યા, પણ તેથી આમને શું? તેમણે તો ગંદકી દૂર કરવાનું કામ ઉપાડયું. એકએક પોળમાંથી પાંચપાંચ ખટારા કચરો નીકળ્યો. સાધુ પણ કપડાંની ઝોળીમાં રાખ ભરી બહાર નીકળ્યા. પોળોમાં ગયા. જ્યાં જ્યાં મળ ખુલ્લો હતો ત્યાં ત્યાં તેમણે મળ ઉપર રાખ નાખવા માંડી.

ગામમાં જૈનોની વસ્તી પણ મોટા પ્રમાણમાં હતી. આખા ગામમાં ચર્ચા ચાલી. જૈન સાધુ ને આ શું?

દિવસે દિવસે યુવાનોની ટુકડી વધવા લાગી. પાંચના પંદર, વીસ, પચાસ થઇ ગયા. આખા ગામમાં સ્વચ્છતાનું વાતાવરણ જામી ગયું. સારા સારા ભણેલા પણ સફાઇમાં જોડાવા લાગ્યા. માતાઓ પણ સમજી ગઇ. બાળકો પણ ચેતી ગયાં. મા'રાજને પોળમાં આવતાં જુએ કે તરત જ બાળકો મા'રાજ પાસે દોડી આવે અને કહે, 'મા'રાજ હવે અમે અહીં જંગલ નહિ જઇએ. જઇશું તો તરત જ ધૂળ નાખી દઇશું.' અને મા'રાજ એ બાળકો પર પોતાનો પ્રેમાળ હાથ ફેરવતા. જાજરૂ જવાને ચોક્કસ જગ્યાઓ નક્કી થઇ, અને બધે જ ચોકખું દેખાવા લાગ્યું.

'એક બાજુથી ગંદકી સામે લડત ચાલતી હતી જ્યારે બીજી બાજુથી રાહતનું કામ પણ ધમધોકાર ચાલવા લાગ્યું. એક ભાવનાશીલ પરિચારિકા, એક બે, ત્રણ દાકતરો ત્યાં સેવા માટે આવી પહોંચ્યા. ગામ બહાર જીનમાં સાદી હોસ્પિટલ ઊભી થઇ ગઇ, અને જે કોઇને રોગ લાગુ પડતો તેને ત્યાં ખસેડવામાં આવતો અને ઘર કરતાં ય વધુ સારવાર કરવામાં આવતી. આ સાધુ પણ રોજ ત્યાં જાય અને બધાંને સાંત્વન આપે.

સફાઇનું કામ આગળ ચાલ્યું. એક દિવસ યુવાનો જૈનોની પોળમાં આવી પહોંચ્યા. બધે જ ભેજ હતો. યુવાનોએ વિચાર્યું કે આ બધી જમીન ઉપરથી ખોદી લઇ નવું તળ પૂરીએ. તેમણે જમીન ખોદવા માંડી બસ! જૈન બહેનો બહાર દોડી આવ્યાં. "અમારે કાંઇ સફાઇ નથી કરવી. તમે રહેવા દો."

'પણ જુઓ તો ખરા.' સેવકોએ કહ્યું.

'અમારે નથી જોવું. એ પાપના ભોગ અમારે નથી થવું.'

અને એક યુવાને કોદાળી મારી જમીન ખસેડી. નીચે એકલા કીડા ખદબદતા હતા—કીડાનો થર હતો.

'રહેવા દો, રહેવા દો' જૈનો બોલી ઊઠયા.

આનું કારણ હતી—જૈનોની અહિંસાની માન્યતા. તેઓ માનતા કે ખાળમાં જો પાણી ઢોળીએ તો એક એઠવાડ ઉપર બીજો પડે અને તેથી વધુ જીવો ઉત્પન્ન થાય, અને ઉત્પન્ન થએલા જીવોને દુઃખ થાય. તેથી આ પોળમાં બધાં જ પોતાના ઘરનો એઠવાડ બહાર ઢોળી દેતાં.

આમ વર્ષોથી ઘરના આંગણામાં જ એઠવાડ ઉપરાઉપર ઢોળાય. પણ જમીનમાં કીડાનો થર ન જામે તો થાય શું?

યુવાનોએ એમને સમજાવ્યાં. 'ભલે પાપ અમારે માથે' કહી આખી પોળ સાફ કરી.

આ વાતની સાધુને સાંજે ખબર પડી. તેમના વિરુદ્ધ તો બોલાઇ રહ્યું હતું. પણ એની એમને




ક્યાં પડી હતી. તેઓ તો રોજ ગંદકી કેમ દૂર થાય, ઘરમાં કેમ સ્વચ્છતા રાખવી જોઇએ વગેરે સમજાવે. આજે તેમણે અહિંસા વિષે બોલતાં કહ્યું: 'જીવો મારવા એ જ માત્ર હિંસા છે એમ નથી પણ જીવો પેદા થાય એવી પરિસ્થિતિ એટલે કે ગંદકી પેદા કરવી એ જ મુખ્ય હિંસા છે. અને એવી ગંદકીને ચલાવી લેવી અથવા અહિંસાને ઓથે વધવા દેવી એ પણ હિંસા જ છે. વાસ્તવમાં સાચો અહિંસક તો એ છે કે જેની ચારે બાજુએ સંપૂર્ણ સ્વચ્છતા હોય. અને એટલા માટે જ જૈન ધર્મમાં એકેએક વસ્તુ–જેવી કે મળ, મૂત્ર, લીંટ, બળખો ક્યાં અને કેમ નાખવા એ અંગે ખૂબ વિચાર થયો છે. આ બધું અહિંસક દૃષ્ટિએ જ વિચારાયું છે. કારણ કે ગમે ત્યાં મળ વિસર્જન કરો એટલે જીવ પેદા થાય જ અને તે ગમે તે રીતે મરે જ. એટલે આપણી બેકાળજીના કારણે જીવો પેદા કરવા એ પણ હિંસા જ છે. પરંતુ આપણે જીવ ન મારવા એટલો સાંકડો જ અર્થ લીધો. અને જૈનો એટલે ગંદામાં ગંદા, જૈન ફળિયું એટલે ગંદવાડ. એવી બેઆબરૂ વહોરી લીધી. સ્વચ્છતા અને જૈનદૃષ્ટિને કાંઇ જ વિરોધ નથી.'

પ્રજાના અંતરમાં સ્વચ્છતાનો એક સુંદર સંસ્કાર પડી ગયો, રોજની, સપ્તાહની, મહિનાની એમ સફાઇની ટુકડીઓ બની. અને એવો રંગ જામ્યો કે માસિક સફાઇમાં ૩૫૦ જેટલાં ભાઇ બહેનો દાખલ થયાં. તેમાં દાક્તરો હતા, વકીલો હતા, ભણેલા હતા, અભણ હતા. સૌ સાથે મળી હોંશથી સફાઇ કરતા હતા.

થોડા જ દિવસમાં કોલેરા સામેના યુદ્ધમાં પ્રજા જીતી. લોકોના આનંદનો પાર ન રહ્યો. કોલેરા ગયો. હંમેશને માટે તે ગામમાંથી ગયો. આ કાર્યની એક બીજી પણ સુંદર અસર થઈ. વીરમગામમાં મેલેરિયાનો ભારે ઉપદ્રવ હતો. આ વરસે મેલેરિયાની ઋતુમાં પણ નોંધપાત્ર સુધારો થયો. અને પ્રજાએ જાણે પોતાને ઉગારનાર કોઇ આવ્યો હોય તેવો અનુભવ કર્યો.

તેઓ આખો દિવસ કોલેરામાંથી પ્રજા કેમ બચે તેનું જ ચિંતન કરતા. તેઓ જ્યાં રહે ત્યાં નીચે ઝાડુ, પાવડા, કોદાળી, ટોપલાઓ પડ્યા હોય. સવારમાં પ્રાર્થના થાય. અને પ્રાર્થના પછી સૌ ઝાડુ લઇને નીકળી પડે. તે દિવસોને યાદ કરતાં વીરમગામના એકેએક યુવાનનું દિલ નાચી ઊઠે છે. અને એ કાર્યમાંથી ઉત્પન્ન થએલો મહારાજશ્રી માટેનો પ્રેમ આજે પણ વીરમગામના એકેએક પ્રજાજનની આંખમાંથી નીતરે છે. ક્રમશઃ

## તત્ત્વશોધક કેવો હોય ?

"હું ડોલ્ટન મતનો રસાયનશાસ્ત્રી છું અને હું કેલ્વિન મતનો રસાયનશાસ્ત્રી છું એમ કોઇ વિજ્ઞાનશાસ્ત્રી નથી કહેતો; પણ તત્ત્વજ્ઞાની પોતાને શાંકર, રામાનુજી, ઇસ્લામી, ખ્રિસ્તી વગેરે મતોનો જ કહેવડાવવામાં અભિમાન માને છે. જો એ બધાનો મત એક હોય તો અમુકનો કહેવડાવવામાં અર્થ નથી; અને બધાનો મત એક ન હોય, તો એમાંનાં દરેકનો મત સત્ય ન હોઇ શકે, અને કદાચિત્ સર્વેના મતમાં કાંઇ ભૂલ અને કાંઇક સત્યદૃષ્ટિ રહી હોવી જોઇએ એ દેખીતું છે. તો સત્યના શોધક તરીકે તત્ત્વજ્ઞાનીનો એ જ ધર્મ હોઇ શકે કે દરેકના મતને કસોટીએ ચડાવવો. પૂર્વનાં શાસ્ત્રો અને તેના પ્રણેતાઓ વિષે સંપૂર્ણ આદર છતાં એ કોઇના પણ વાક્યને કસોટીએ ચડાવી જ ન શકાય એ રીતે પોતાને બાંધી ન લઇ શકે."

"સંસાર અને ધર્મ"માંથી

કિશોરલાલ મશરૂવાળા

# ઈશ્વરનું સ્મિત

ખલિલ જીબ્રાન અનુ૦ ભૂપેન્દ્ર ઉપાધ્યાય

નાનકડું ને સોહામણું શેવંતીનું પુષ્પ એના જોડીદારો સાથે ઉદ્યાનને પ્રફુલ્લ બનાવતું શોભતું હતું. એક પ્રભાતે તુષારબિંદુઓથી શોભતો મુગુટ સાથે ધારણ કરીને એણે આજુબાજુ જોયું તો પૂર્ણ વિકસિત ગુલાબનું ફૂલ, છોડની ટોચ ઉપર ખીલીને વિસ્તારને ભરી દેતું ગૌરવથી હવામાં ડોલતું હતું.

શેવંતીએ હોઠ હલાવતાં કહ્યું: "આ સૌ પુષ્પોમાં હું ભારે કમનસીબ છું. એ બધાની સરખામણીમાં મારું સ્થાન કેવું નીચું છે! પ્રકૃતિએ મારે માટે આ લઘુતા ને દીનતા જ સર્જી રાખ્યાં છે...ધરતીની ગોદ ઉપર પડયા રહેવાનું. આ ગુલાબની જેમ ભૂરા આકાશ ને તેજસ્વી સૂર્ય તરફ નજર પણ નાખવાની નહિ...રે...!'

ગુલાબે એના પાડોશીના શબ્દો સાંભળ્યા ને જરા હસીને એને સંભળાવ્યું: "કેવી વિચિત્ર વાત તું કરે છે! તું તો નસીબદાર છે, છતાં તારું ભાગ્ય તું સમજી શકે એમ નથી. કોઈને નથી દીધાં એવાં રૂપ ને સૌરભ પ્રકૃતિએ તને દીધાં છે. આવા તારા વિચારો કાઢી નાંખ ને સંતોષ ધારણ કર. યાદ રાખ કે જેઓ નમ્ર છે, તેઓ જ ઉન્નતિને પામશે, જેઓ ઉન્નત છે એમને માટે પતન પણ નિશ્ચિત છે"

શેવંતીએ કહ્યું: "ઠીક છે, જેને માટે હું ઝંખુ છું તે તેં પ્રાપ્ત કરી લીધું છે એટલે તું મને આશ્વાસન આપી શકે છે. એમ કરીને તું તારી મોટાઈ મારી આગળ બતાવે છે. ભાગ્યવાનોના ઉપદેશ કમનસીબોને માટે સદાય દુઃખભર્યા હોય છે. સબળ નિર્બળોની વચ્ચે સલાહકાર તરીકે ઊભો હોય છે ત્યારે એના બળની કાંઈ સીમા જ નથી રહેતી.

× × ×

પ્રકૃતિએ બન્ને વચ્ચેનો વાર્તાલાપ સાંભળ્યો. એણે આવીને કહ્યું: "દીકરી, તને આજે શું થયું છે? આજ સુધી તો તેં તારી નમ્રતા ને મીઠાશ કદી તજ્યાં હોય એમ મેં જાણ્યું નથી. લોભે તારા ચિત્તમાં પ્રવેશ કરી તને ભાન ભૂલી તો નથી કરી દીધી ને?"

આગ્રહભર્યા અવાજે શેવંતીએ કહ્યું: "ઓ કૃપાળુ પ્રકૃતિમાતા, એક દિવસને માટે મને ગુલાબનું પુષ્પ બનાવી દો ને. હું તમને કરગરીને કહું છું કે તમે મારી આટલી પ્રાર્થના સ્વીકારો."

પ્રકૃતિએ જવાબ દીધો: "તું શું માગે છે તેનું તને ભાન નથી. તારી અંધમહેચ્છાની પાછળ છૂપાઈ એલી ભયાનક આપત્તિઓથી તું અજાણ છે. ગુલાબ બનવાનું તને ભારે પડશે ને પછી પસ્તાવો કરવાથી કાંઈ વળવાનું નથી."

પણ એણે તો આગ્રહ ચાલુ રાખ્યો: "પ્રકૃતિ-માતા મને એક પૂર્ણવિકસિત ગુલાબનું ફૂલ બનાવી દો. જે થવાનું હોય તે થાવ. મારી તો બસ એજ એક ઇચ્છા છે."

પ્રકૃતિની અદ્‌ભુત અંગુલીઓનો સ્પર્શ થતાં જ નાનકડો શેવંતીનો છોડ એક ઊંચા ભરાવદાર ગુલાબના છોડરૂપે એ બધાની વચ્ચે શોભવા લાગ્યો.

સંધ્યાકાળે આકાશ ઘનઘોર થયું. વાદળાંઓના ગડગડાટથી વાતાવરણની શાન્તિ ખંડિત બની. વરસાદના ઘૂઘવાટ ને જોશબંધ વાતા પવનના સૂસવાટાએ ઉદ્યાન ઉપર હુમલો કર્યો. વૃક્ષોના વિટપો ઝંઝાવાતમાં સ્થાનભ્રષ્ટ થયા. નાના છોડ ઊખડી ગયા. છોડની ટોચે ખીલેલા પુષ્પોનો કાંઈ પત્તો જ ન હતો. આ તોફાનમાંથી માત્ર બચી ગયા ધરતીની ગોદમાં લપાઈને ઊગેલાં નાના નાના શેવંત્રીસમા પુષ્પફૂંપળો. ક્રોધી આકાશનો કોપ સૌ કોઈને સહન કરવો પડયો, તોફાન શાન્ત થયું ને વાદળો વીખરાઈ ગયાં ત્યારે ઉદ્યાનની દીવાલ પાસે ઊગેલાં નાના પુષ્પછોડો સિવાય બધા જ મૃત્યુની દશાને પામ્યા હતા. કુદરતનો કોપ શેવંતી સિવાય બધા પર એક સરખો ઊતર્યો હતો.

× × ×

વૃક્ષો અને પુષ્પોની આ સ્થિતિ જોઈ એક પુષ્પફૂંપળે હાસ્ય કર્યું અને એના સાથીઓને કહ્યું: "ઝંઝાવાતે ફૂલોની ને વૃક્ષોની કેવી દશા કરી નાંખી



છે તે તો જુઓ." બીજાએ કહ્યું: "આપણે નાના છીએ, ધરતીમાતાની ગોદમાં રહીએ છીએ, છતાં આકાશના કોપથી આપણે ઊગરી ગયા." ત્રીજાએ કહ્યું: "આપણી લઘુતાને કારણે ઝંઝાનિલ આપણને સ્પર્શી પણ ન શક્યો!"

... આ વખતે શેવંતીની રાણીએ શેવંતીમાંથી પરિવર્તન પામેલા ગુલાબને કાદવમાં રગદોળાતું જોયું; જાણે કે રણક્ષેત્રમાં ઘવાયેલો સૈનિક પડયો હોય! એણે એના કુટુંબના સૌને બોલાવ્યા ને કહ્યું: "અભિમાની ગુલાબ બનવા ગએલી પેલી લોભીની શું દશા થઇ છે તે જુઓ અને એની ઉપર મનન કરો. આ પ્રસંગ તમારા મદદ ભાગ્યનું સદાય સ્મરણ બની રહો!"

મૃત્યુને કાંઠે આવી પહોંચેલું પેલું ગુલાબ સહેજ હસ્યું ને રહીસહી શક્તિ એકત્રિત કરી શાન્તિપૂર્વક એણે કહેવા માંડયું: "તમે સૌ સંતોષી અને પ્રમાદી છો! મને કદી પણ ઝંઝાનિલનો ભય લાગ્યો નથી. ગઇ કાલે હું પણ તમારી જેમ સંતોષથી કેદીની જેમ પડી હતી, પણ એ સંતોષ મારા અસ્તિત્વ અને જીવનના તોફાનની વચ્ચે પડદા સમાન હતો. પ્રમાદપૂર્ણ, નિશ્ચેતન, ઠંડી શાન્તિભર્યા દિવસો પસાર કરવાના રહેતા. ભયના માર્યો ધરતીને બાઝી રહી, પાનખરની વાટ જોતાં જોતાં હું પણ તમારી માફક દિવસો ગાળી શકત. ને તમારે માટે પાનખરે આણેલું મરણ નિશ્ચિત જ છે એ સમજો—તમે કાંઇ એના પંજામાંથી છટકી શકવાના નથી....હું આજે પરમાનંદમાં ગુલતાન છું કારણ કે મારા મર્યાદિત જીવનની પાર જઇને વિશ્વના રહસ્યમય પ્રદેશમાં મેં પ્રવેશ કર્યો છે... જે તમે નથી કરી શકયા. લોભ ઉપર હું વિજય પ્રાપ્ત કરી શકત પણ રાત્રિની શાન્તિમાં સ્વર્ગીય વિશ્વ ને પાર્થિવ વિશ્વ વચ્ચેનો સંવાદ મેં સાંભળ્યો છે. "અસ્તિત્વને આંબી જતી મહેચ્છા જીવનનો હેતુ છે." ને ત્યારે મારા આત્માએ બળવો પોકાર્યો ને મારા હૃદયમાં તીવ્ર ઇચ્છા જાગી આવી કે મારા મર્યાદિત જીવનની સપાટીથી ઉન્નત એવું સ્થાન મારે પ્રાપ્ત કરવું. જંતુઓ કાંઇ તારાઓનું સંગીત નથી સાંભળી શકતા. ને બસ! તેજ ક્ષણથી મેં મારી લઘુતા સાથે યુદ્ધ આદર્યું. મારી ઇચ્છા દૃઢ આગ્રહમાં પરિણમી ને મારામાં જે નથી તે પ્રાપ્ત કરવાની ઝંખનાનું મહાન શક્તિમાં રૂપાંતર થયું......સ્વપ્નોના સ્વામી કુદરતે મારી ઇચ્છા પાર પાડી. એના જાદુઇ સ્પર્શથી શેવંતી મટી ગુલાબના પુષ્પમાં મારું પરિવર્તન થયું.

થોડી વાર માટે એ ગુલાબે મૌન ધારણ કર્યું ને પછી મ્લાન છતાં ગૌરવભર્યા સાદે કહ્યું: "ઘડીભરને માટે પણ ગૌરવભર્યા ગુલાબની મહત્તાને પ્રાપ્ત કરવાનું બન્યું એ મારું મહદ્‌ભાગ્ય છે. સામ્રાજ્ઞીની છટાથી એ પળો દરમ્યાન હું જીવી છું. ગુલાબના ચક્ષુએ મેં વિશ્વનું દર્શન કર્યું, ગુલાબના કર્ણોએ ગગનની છૂપી વાતો મેં સાંભળી છે, પ્રકાશના કિરણોને ગુલાબની પાંદડીઓ બની મેં સ્પર્શ કર્યો છે. શું તમારામાં કાંઇ એવું છે ખરું કે જે આમ કહી શકશે?" આટલું કહેતાં તો એનું માથું ઢળી પડયું. રુંધાતા અવાજે એણે બોલવાનો પ્રયત્ન કરતાં કહ્યું: "બસ! હવે હું વિલિન થઇ જઇશ. મારા આત્માએ એની ઝંખનાને સંતોષી લીધી છે. જ્યાં જન્મ થએલો એ નાનકડા ખાબોચીઆમાંથી વિશાળ જગતમાં વિસ્તાર પામીને મેં જ્ઞાન મેળવી લીધું છે... જીવનનો આ જ માર્ગ છે... જીવનનું આ જ રહસ્ય છે..."પછી ગુલાબ કરમાઇ ગયું, એની પાંદડીઓ ધીરે ધીરે બીડાઇ ગઇ, દૈવી હાસ્ય એના મુખ ઉપર ચમકતું હતું ને એના પ્રાણ ઊડી ગયા... આશા ને જીવનના હેતુની પ્રાપ્તિનું એ સ્મિત હતું...એ વિજયનું સ્મિત હતું...એ ઇશ્વરનું સ્મિત હતું...





પૂરાવો છે. પશ્ચિમના દેશોમાં પણ આવાં અનેક ભડલી વાકયો પ્રચલિત છે.

પ્રજાની આબાદીનો આધાર વરસાદ છે. એટલે લાંબો કાળ સુધી આપણા ખેડૂતોમાં નક્ષત્રોનું ઉપરોકત જ્ઞાન જીવતું રહ્યું. પણ એ જ્ઞાન વધારનારો જે વર્ગ હતો તેણે, પોતે મેળવેલું જ્ઞાન આમ જનતાને શીખવી દેવાને બદલે પોતા પૂરતું મર્યાદિત રાખ્યું અને ખેડૂતો યા જનતાને માત્ર ભવિષ્યકથન સંભળાવી, એ વર્ગે પોતાની અને પોતાના ધર્મની જડ વધુ મજબૂત કરી. પરિણામ એ આવ્યું કે આજે પણ, વરસાદની આગાહીઓ માટે ભડલી વાકયોથી જરા પણ આગળ, આપણે, વધી શકયા નથી. ગ્રહણોની બાબતમાં તો આપણે સાવ પંગુ થઇ ગયા છીએ. તારા ઓળખવાની વાતમાં પણ એવું જ બન્યું છેઃ

[ ૨ ]

તારા ઓળખવા ખૂબ સહેલી વાત છે. એ માટે વર્ષોની તપશ્ચર્યાની મુદ્દલે જરૂર પડતી નથી. થોડા જ કલાક એ માટે ખરચીએ તો પણ બસ થાય એમ છે. કુદરતની કિતાબ સાવ ખુલ્લી જ છે.

વાદળ વિનાની કોઇ રાતે આકાશ તરફ નજર કરીશું તો ક્ષિતિજના એક ખૂણાથી બીજા ખૂણા સુધી ફેલાએલો દૂધિયા રંગનો એક પટો જણાશે એ પટો આકાશગંગાનો છે. કોઇ પણ સામાન્ય સમજવાળો માણસ એને સહેલાઇથી ઓળખી શકે એમ છે.

જેવું આકાશગંગાના પટાનું છે તેવું જ બીજા તારા અને તારામંડળોનું છે. ઉદાહરણ તરીકે માગશર માસની રાતે દશ વાગ્યાના શુમારે અગ્નિ ખૂણામાં ઊગતા એક ખૂબ તેજસ્વી તારાની વાત લઇએ. એ તારો ઊગે છે ત્યાર પછી એટલા બધા રંગપલટા દાખવે છે કે આપણે એને જોઇજ રહીએ. બીજી ખૂબીની વાત એ છે કે એના જેવો ચળકતો બીજો તારો આખા આકાશમાં કયાંય નહીં મળે. * ત્રીજી વાત એ છે કે દરેક વર્ષને અંતે એ તારો માગશર મહિનામાં એની એજ જગ્યાએ ઊગતો જણાશે. આમ એ તારાને ઓળખવો કેટલો સહેલો છે? એ તારાનું નામ છે વ્યાધ યા પારધી. આપણે એને ઘણી વાર જોયો હશે પણ એનો પરિચય ન હોવાને લીધે એ આપણો બની શકયો નથી. એને એક વાર ઓળખી લીધો કે પછી હંમેશાં આપણે એને વરતી જ શકવાના.

વ્યાધની ઉપર એક ચાર તારાની મોટી ચોકડી આવેલી છે. વ્યાધને ઓળખ્યા પછી એને ઓળખવામાં કશી મુસીબત પડે એમ નથી. એને જોવા માટે માત્ર વ્યાધથી ઊંચે જ જોવું પડે એમ છે. એ ચોકડીનું નામ છે મૃગ યા હરણ. વ્યાધ આ હરણની પૂંઠે જ પડયો છે. ખાતરી કરવી હોય તો મૃગના પેટમાં સીધી લીટીમાં દેખાતા ત્રણ તારાવાળી લીટીને ક્ષિતિજ તરફ લંબાવશો તો એ વ્યાધ સુધી પહોંચતી જણાશે.

આવી જ વાત વરસાદના દિવસોમાં દક્ષિણાકાશમાં યા નૈઋત્ય ખૂણામાં આવેલા વીંછી(વૃશ્ચિક)ની છે. આકાશનો એ વીંછી એવડો મોટો અને ભવ્ય છે કે એને ન વરતી શકાય એમ બને એવું છે જ નહીં. વસંત અને ગ્રીષ્મ ઋતુની રાત્રિઓમાં ઉત્તર આકાશમાં પ્રકાશતા સપ્તર્ષિ મંડળને ઓળખવાનું જેટલું સહેલું છે એટલું જ સહેલું કામ બ્રહ્મહૃદય, હંસ, અભિજિત અને જયવિજય વગેરેને ઓળખવાનું છે. તારા સંબંધેની જે અઘરી વાતો છે તે તો એમની ગતિનાં ગણિત અને હિસાબોની છે. એ માટે આપણે શું કામ ચિંતા કરીએ! એવી વાતોની ખટપટમાં પડયા સિવાય આપણે માત્ર આકાશી યાત્રીઓની પિછાન કરી લઇ એમના વિષેની રહસ્યભરી વાતો જાણીને આપણા હૃદયાકાશને ઉન્નત અને વિશાળ બનાવીએ તો પણ આપણે ઘણું ઘણું મેળવ્યું લેખાશે.

આકાશી જાસૂસોની અધૂરી મૂકેલી વાત પૂરી કરી લઇએ.

ખગોળ વિજ્ઞાનની શરૂઆતમાં, તારાઓને આકાશી ચંદરવે લટકતા દીવા કલ્પવામાં આવ્યા

* કેટલાક ગ્રહ આ તારા કરતાં પણ તેજસ્વી છે. પણ ગ્રહો તારાની પેઠે ટમકતા નથી એટલે તારા અને ગ્રહો તરત વરતાઇ આવે છે.



હતા. પૃથ્વીને એ સમયે સમસ્ત વિશ્વનું કેન્દ્ર માનવામાં આવતું હતું. સૂર્ય, ચંદ્ર, તારા અને ગ્રહો પૃથ્વીની ચારે બાજુ ફરી એને પ્રકાશે છે એમ માનવામાં આવતું હતું. એટલું જ નહીં પણ સ્વર્ગ અને નર્ક માટેના ખ્યાલ પણ વિચિત્ર રીતે બાંધવામાં આવ્યા હતા. પૃથ્વીથી ઊંચે સ્વર્ગ અને નીચે પાતાળ (નર્ક) એમ કલ્પવામાં આવ્યું હતું.

પણ સમય જતાં મનુષ્યનું જ્ઞાન કસોટીએ ચઢતું ગયું અને ત્યારે નવું જ્ઞાન-વિજ્ઞાન વિકસતું ગયું, વિજ્ઞાનની ઉપાસનાથી માલૂમ પડ્યું કે સૂર્ય એક તારો જ માત્ર છે અને પૃથ્વી એ તારાની આજુ બાજુ ફરનારો એક ગ્રહ છે. પૃથ્વી અને સૂર્ય કદ યા વિસ્તારમાં સીમિત છે. પૃથ્વી કરતાં સૂર્ય તેર લાખ ગણો મોટો છે છતાંય આકાશના તારાઓની દૃષ્ટિએ એ એક મધ્યમ વર્ગનો તારો છે. અવકાશમાં સૂર્યથી લાખો ગણા મોટા તારા આવેલા છે એટલું જ નહીં પણ લાખો સૂર્ય સમાવે એવાં આકાશી તારગુચ્છો અને તારા વાદળો પણ આવેલાં છે.

વિશ્વનું રહસ્ય જેમ જેમ ખુલતું ગયું તેમ તેમ મનુષ્યની દૃષ્ટિ અવકાશમાં વધુ ને વધુ ઊંડી ઊતરતી ગઇ. એ માટે એણે અનેક નવી તરકીબો શોધી કાઢી. ખાસ કરીને દૂરબીન અને એ વડે છબીઓ પાડતા કેમેરા મુખ્ય સાધનો ગણાય. આ સાધનોને સંપૂર્ણ બનાવવા માટે બીજા અનેક નાનાં મોટાં સાધનો બનાવવામાં આવ્યાં છે. પણ આટલી બધી આકાશી માહિતી જે વડે મેળવી શકાઇ છે તે વસ્તુ માત્ર એક જ તારાઓનો પ્રકાશ છે. આ પ્રકાશને વિવિધ રૂપમાં ગ્રહણ કરી, એનું પૃથક્કરણ કરી, મનુષ્યે, બધી પરીક્ષાને અંતે અનંતની દુનિયાનું ઘણું રહસ્ય જાણ્યું છે.

પ્રકાશનો અશ્વ દર સેકંડે ૧,૮૬,૦૦૦ માઇલ કાપે છે. આ ગતિએ ચંદ્રના તેજને પૃથ્વી સુધી આવી પહોંચવામાં માત્ર સવા સેકંડ લાગે છે જ્યારે સૂર્યના પ્રકાશને સવા આઠ મિનિટ લાગે છે. પણ અવકાશના તારા અને તારાનગરો એટલાં છેટાં છે કે એમનાં પ્રકાશને પૃથ્વી સુધી આવી પહોંચતાં હજારો બલ્કે લાખો વર્ષ લાગે છે. દૂરનાં તારાવિશ્વ એટલાં બધાં ઝાંખાં છે કે એમને ચર્મચક્ષુથી જોવાં શક્ય જ નથી. દૂરબીનની આંખે જોતાં આવાં કેટલાંક તારાવિશ્વ કરોડો પ્રકાશવર્ષ દૂર બેઠેલાં જણાયાં છે. એવો તારાનગરથી નીકળેલો પ્રકાશનો અશ્વ કરોડો વર્ષ સુધી દોડતો રહ્યો હતો અને ત્યારે હવે, છેક હમણાં, આપણને, એ દૂરના તારાવિશ્વની ટપાલ મળી છે. આજે એ તારાવિશ્વમાં શું થઇ રહ્યું છે એની ખબર મેળવવા આપણે કરોડ વર્ષ સુધી રાહ જોવી રહી !!

આ તો સામાન્ય અંતરની વાત થઇ. પણ જોડીઆ અને રૂપવિકારી તારા, વામન અને વિરાટ તારા, સંકોચાતા અને ફૂલતા તારા, સર્પિલ નિહારિકાઓ અને એમની આકાશી દોટ, વગેરેના જ્ઞાન માટે ગુરુત્વાકર્ષણ અને અણુપરમાણુથી માંડી સાપેક્ષવાદ સુધીની જાસૂસી જાળો મનુષ્યે રચી યા શોધી કાઢી છે અને એ દ્વારા, પોતાનું બ્રહ્માંડમાં સ્થાન અને મહત્ત્વ સમજવાનો જે ભગીરથ પુરુષાર્થ કર્યો છે એ કર્મસાધના આજે સમસ્ત દુનિયાની જ્ઞાનસંપત્તિ થઇ પડી છે.

વિશ્વની આટલી વાત વાંચ્યા પછી પ્રશ્ન થશે કે જ્ઞાન-વિજ્ઞાનની આ સાધનાનો હેતુ શો છે? એનાથી આપણું શું ભલું થાય છે?

મનુષ્ય એકલ પંડે ચિરંજીવ નથી. એની જિંદગી વહેતી જાય છે. પેઢી દર પેઢી પોતાના જ્ઞાનના બળે, એ ચિર શાશ્વત શાંતિની આરાધના કરતો આવ્યો છે. એની એ સાધના હજી પૂર્ણ થઇ નથી. સાધનાનાં સાધન અને ફળ આજે શાંતિને બદલે અશાંતિને જન્માવી રહેલાં દેખાય છે. આમ છતાંય પૃથ્વી પર બેઠેલો અને આકાશી મુસાફરી કરતો મનુષ્ય, આજે ઘરકૂકડા-ઘરકેન્દ્રી વિચારોથી જરૂર આગળ વધ્યો છે અને એ રીતે એ પોતાને વિરાટમાં સમાવી વિરાટને સમજવાનો પ્રયત્ન કરી રહ્યો છે. આ પ્રયત્નમાં એને અનેક નાનામોટા ફાયદા થયા હશે પણ સૌથી મોટો ફાયદો અનંત વિશ્વનું દર્શન કરી અનંતની (શાશ્વત) શાંતિ પામવાનો જ છે.

(અનુસંધાન પાન ૪૦)

## પ્રકરણ ૧૦ મું
## દાઝી ગયેલું થી ઊગતું નથી.

રોહિણી જ્યારે હેમંતની સાથે પંચગની જવા નીકળી ત્યારે એને ખાતરી થઇ ચૂકી હતી કે એના જીવનના એક જબરદસ્ત વળાંક ઉપર એ આવી હતી. એ વળાંકની પેલી બાજુએ શું છે તેની એને ખબર નહોતી, પણ એ વળાંક વટાવ્યા સિવાય બીજો રસ્તો પણ ન હતો; બીજો રસ્તો તો એણે લઇ જોયો હતો–એટલા માટે તો એ અમદાવાદ ઊતર્યા વિના જ આબુથી પરબારી ચાલી ગઇ હતી, પણ નિયતિ એને ફરી ફરીને એ જ વળાંક પાસે લાવીને મૂકતી હતી. નહિતર સુંદર ને સુદૃઢ શરીરવાળા હેમંતને ક્ષય શા સારુ વળગે? જે જાળ એની ચારે દિશામાં વીંટળાતી હતી તેમાંથી નાસી છૂટવું નિરર્થક હતું –પણ ખરેખર એ જાળ હતી ખરી? તે તો વળાંક વટાવ્યે જ ખબર. સંભવ છે કે પંચગનીના પહાડના વળાંકો વટાવતાં જ કોઇક ઠેકાણે જેમ અપાર, વિસ્તીર્ણ સાગરસમું નીલાકાશ દેખાય છે તેવું પણ કંઇક દેખાવ.

રોહિણી આવા આવા વિચાર કરતી પંચગનીનો પહાડ ચડતી હતી. આબુની શોભા છે કોઈક દાનશૂર રાજવી જેવી–ગૌરવપૂર્ણ; પંચગનીમાં વૈભવપૂર્ણ મોજીલી રાણી જેવી. આટલાં આટલાં આસન્નમૃત્યુ રોગીઓને જોવા છતાંય જાણે એને પોતાના ભર્યા ભર્યા વૈભવ પરથી વૈરાગ આવ્યો નથી. રોહિણી આ જ વાત હેમંતને કહેતી હતી, ત્યારે હેમંત કહે: 'અહીંની કૃતિનો એ માટે હું કૃતજ્ઞ રહીશ.'

'કેમ?'

'મૃત્યુ પોતે જ મોટા ભાગને માટે થોડું બિહામણું તો છે જ, એમાં વળી એ ક્ષણે પ્રકૃતિને પણ વિરૂપ કરીને શું કરવું છે? અહીં આવ્યા તે સારું થયું. હું મરીશ ત્યારે સામે આ સિલ્વર ઓકનાં ઝાડોનું વન ડોલતું હશે, તેને મથાળે સૂર્ય ઊગતો હશે, આ તરફ પેલી ખીણમાં રંગનાં ઝરણાં ચાલ્યાં હશે ને પેલાં જે નીચે ગામડાં પથરાયાં છે તેમાંથી વલોણાંનો અવાજ સંભળાતો હશે; તેવા સુમધુર સુશાંત પ્રભાતે મારું આતમપંખી આ નિરર્થક ખોખામાંથી નીકળી જાય તે બધાંની સાથે એકરસ થઇ જાય તો દુ:ખ શાનું? હા, મારે જો શુષ્ક રેતીના નજર થાકે તેવા લાંબા પટ પર ભમવાનું હોય તો મને અહીંથી છૂટતાં દુ:ખ થાત ખરું, પણ આવી રૂપભંડાર સૃષ્ટિને પીતાં પીતાં મારી આંખ મિચાય તો કલેશ ન થાય. જો જો, એ ઘડીએ મને શરદી થશે તે બીકે ઓરડામાં ન રાખતાં.'

જેમ જેમ રોહિણી હેમંતની સાથે રહેતી ગઇ તેમ તેમ એને થતું ગયું કે એ જેની સુશ્રુષા કરી રહી છે તે વિરલ માણસ છે. બીજા માણસોની જેમ જ એ ખાય પીએ છે, ને ખોરાકનું લોહી કરે છે, પણ એ પછી એનું જે વિચારમાં પરિવર્તન થાય છે તે અનન્ય છે. કેટકેટલા વિષયો પર એ કાબૂ ધરાવે છે? રાતના રોહિણી થાકીને ઊંઘી જાય ત્યારે હેમંત કાવ્યો કરતો હોય છે. સવારમાં એ ફળનો રસ લાવીને સામે મૂકે છે ત્યારે સામેની ખીણમાંથી દૂધ લઇને આવતાં રંગીલા ગોવાળ ગોવાળણોનું ચિત્ર કરતો હોય છે, સાંજે પડખેના બગીચાવાળાને ત્યાં થોડા વટાણા, બટાટા, સૂરણ વગેરે વવરાવ્યું છે તેની સંભાળ લેવા જાય છે; ઝીણું ચાળીસ નંબરનું કાંતવાનું તો કદી પડતું જ નથી. ને એ બધાથી યે ઊંચી એવી એની ઋજુતા અને આભિજાત્ય! રોહિણીને થાય છે કે આને સાજો કરવો જ જોઇએ. એટલે કેડ કસીને એણે પ્રયત્ન માંડયો છે. કોઇ પણ નવો દાકતર આવ્યો છે એ ખબર પડતાં જ એને મળવા જાય જ, કોઇ ક્ષયનો દરદી સારો થયો એમ ખબર પડતાં જ દોડીને મળી આવે, જુદા જુદા

---

(અનુસંધાન પાન ૩૯ થી ચાલુ)

મનુષ્યના આ યત્નની કથા જે વિજ્ઞાનશાસ્ત્ર દ્વારા ખૂબ નિર્દોષપણે ફૂલી ફળી છે એનું નામ છે આકાશવિજ્ઞાન યા ખગોળશાસ્ત્ર.

હવે પછી, આપણે આ જ્ઞાન–સાધનાની કેટલીક રહસ્ય–સિદ્ધિઓની વાત કરીશું.



દરદીઓના અનુભવો તપાસે. કોઇનો ખોરાક, કોઇની દવાઓ, કોઇનો વ્યાયામ: આમ ચારે બાજુથી ક્ષયને હરાવવાનાં જે કાંઇ જૂનાં નવાં, ભાંગ્યાં તૂટયાં હથિયારો મળે તે સંઘરે છે. કોને ખબર છે કયારે શેની જરૂર પડે.

હેમંત એકવાર કહે: 'રોહિણીબેન ! ચાલો તમને આજે બપોર વચાળે થોડું અંગ્રેજી વંચાવું.'

રોહિણી ડોકું ધૂણાવી કહે: 'ના.'

'નથી ગમતું ?'

'ગમે છે, પણ આજે ડો. છાયા આવ્યા છે તેને મળવા જવાની છું.'

'આમ ને આમ છ મહિના જશે ત્યાં તમે જ ક્ષયનાં સ્પેશ્યાલિસ્ટ થઇ જવાનાં !'

'ક્ષય ન હોય તો થાય તેવી દાકટર ને ?' રોહિણી હસીને કહે.

હેમંત કહે: 'સાચું કહું ? તમે હો તો ક્ષય વગર દવાએ જ મરી જાય તેમ લાગે છે.'

રોહિણીથી સહેજ જીભ કચરાઇ ગઇ. હેમંતની નજર બહાર એ ન રહ્યું. વાત ફેરવીને એ કહે:

'પણ તેનો અર્થ એ થયો જ કે તમારી ગેરહાજરીમાં ક્ષય ચાલુ રહે. એટલે તમે એકી સાથે ક્ષય કરનાર ને મટાડનાર દાકતર થયાં.'

'તમે તો તર્કવિદ છો. તમે સાબિત ન કરો તેટલું ઓછું, પણ હું ક્ષય મટાડીને જ ખસવાની છું તે વાત સાચી છે.'

'તો તો હું ક્ષયનો ઢોંગ કર્યાં જ કરીશ.'

રોહિણી કહે: 'હેમંતભાઇ ! તમે બીજા બધામાં પારંગત હશો પણ એ વિદ્યામાં તો પારંગત નથી જ.' રોહિણીના બોલમાં રહેલ મીઠાશ ને વહાલ હેમંતથી અછતાં ન રહ્યાં. એ પણ આછું હસીને કહે:

'તમે ભારે પ્રમાણપત્ર આપ્યું. આપણે કાંઇ એમાં પારંગત તો શું પણ પ્રારંભ પણ ન કરીએ તેટલું જ વિધાતાની પાસે માગું છું.'

× × ×

દિવસો જાણે હંસની પાંખે ચઢી ચાલ્યા જતા હતા. ઉપર નીલ ગગન ને નીચે નીલુડી ધરતી. સમયની જાણે સ્મૃતિ નહોતી રહી. હેમંતની તબિયત દિવસે દિવસે સુધરતી જતી હતી. અચ્યુત પણ પરીક્ષા આપીને આવી ગયો હતો. તબલાંની થાપીની જેમ વચ્ચે વચ્ચે એ આ સંગીતમાં તાલ પૂરતો હતો.

સવારના પહોરમાં દાતણ લઇને ત્રણે જણાં પહાડી કેડીઓ પર ફરવા માટે નીકળી પડતાં. પહાડની એક કરાડ પર બેસી વાદળોના સાગરને વીંધી સોનાના તાર જેવા કિરણોએ ખીણોમાં રચેલી ઇંદ્રજાળને જોતાં. કોઇ વાર એકાદ શિલા પર બેસી વૃક્ષો ને ઘાસ સોંસરવું આવતું પંખીગાન સાંભળવામાં લીન થઇ જતાં, તો કોઇ વાર સૂર્યોદયની સાથોસાથ પ્રાર્થનારૂપે ઉપનિષદ્ સ્મરણાવાળા શ્લોકોનો પાઠ કરતાં. આવીને હેમંત પોતાનાં ચિત્રો કરતો, રોહિણી દવા, નાસ્તો વગેરે તૈયાર કરવામાં પડતી; અચ્યુત એની પાસે બેસી અલકમલકની વાતો કર્યાં કરતો. બપોર વચાળે કોઈ વાર કેરમ રમતાં તો કોઇ વાર હેમંત એકાદ કવિતા સમજાવતો, પછી રોહિણીને અંગ્રેજી શીખવતો. પહેલાં રોહિણીને એ બધા સ્પેલિંગો ગોખવા, વ્યાકરણના નિયમો યાદ રાખવા એ જરા કડાકૂટિયું લાગેલું. એકવાર એ બીજા કામમાં તૈયાર નહિ કરી શકેલી. વખત થયો અને હેમંતે બૂમ મારી ત્યારે અનાજ સાફ કરતાં કરતાં કહે: 'આજે મેં તૈયાર નથી કર્યાં. કાલે બેસીશ.' હેમંત 'સારું' કહી પોતાની નોંધો ઊતારવા માંડયો. થોડી વાર પછી રોહિણી વખત થતાં દવા કોકો વગેરે લઇને ગઇ એટલે હેમંત કહે; 'કાલે'

'કેમ ?'

'આજે હું તૈયાર નથી થઇ શકયો.'

રોહિણી સમજી ગઇ. હસીને કહે: 'એમાં તૈયાર થવાનું શું હતું ? તમારે કાંઇ ગોખવું થોડું જ પડે છે ?'





'ગોખવું તો નથી પડતું પણ ગળવું તો પડે છે ને?'

'તે તો ચટ દઇને ગળે ઊતરી જાય.'

'તો આ પણ ચટ દઇને યાદ રહી જાય. તમે જે દહાડે તૈયાર થઇને નહિ આવો તે દિવસે હું દવા નહિ લઉં.'

રોહિણી ત્યારે કાંઇ ન બોલી. કહ્યું: 'કાલે તૈયાર થઇને આવીશ. નોટિસ ચોવીસ કલાક અગાઉ તો આપવી જોઇએ ને?'

હેમંત દવા પીતાં કહે: 'કબૂલ; લખીને નોટિસ આપું?'

સાંજે ફરવા જતાં હતાં ત્યાં રોહિણી કહે: 'મારે અંગ્રેજીની શું જરૂર? સંસ્કૃત શીખવો તો કંઇક અર્થ પણ છે.'

'સંસ્કૃતની શું જરૂર?'

'જૂના વખતની બધી વાતો જણાય ને!'

'જેમ એના દ્વારા ભૂતકાળમાં જવાય છે તેમ આના દ્વારા વર્તમાન અને ભવિષ્યમાં જવાશે.'

અચ્યુત કહે: 'ગાંધીજી તો ના પાડે છે.'

'ગુલામીના ચિહ્ન તરીકે શીખવાની ના પાડે છે.' પછી રોહિણી તરફ ફરીને કહે: 'એમની બધી જ વાતો અનોખી છે. પણ આપણે સામાન્ય માણસો એમની વાતોને આપણી ક્ષુદ્ર મનોભૂમિમાં રોપીએ છીએ ત્યારે એ સાવ બેહૂદી બની જાય છે. એમની વાતોને સમજવા માટે એમના જે સીમાહીન, સંશુદ્ધ કરુણા-વિગલિત અંતઃસ્તલમાંથી એ વાતોનો ઊગમ છે એમાં પહેલાં પેસવું જોઇએ. આમ નહિ કરીએ તો બહુ બહુ તો આપણે ગાંધીપ્રહસન જ ભજવી શકશું.' પછી હસીને કહે: 'એકવાર પાર્લાની લોકલમાં એક જુવાનિયો મળેલો. બરાબર રવીન્દ્રનાથ જેવી જ દાઢી, વાળ, રેશમી ઝભ્ભો. મને કહે: 'અગાશી પર બેસું છું. એમના જેવાં કાવ્યો લખાય તે માટે સ્ફુરણાની વાટ જોયા જ કરું છે.'

રોહિણી હસી પડી પછી કહે: 'પણ જે પાશેર ઊંચકી શકે એમ હોય તેમના માથે મણ ભાર મૂકવાની પ્રથા શરૂ કરો ત્યારે શું થાય?

અચ્યુત કહે: 'પોલો ઢોલ!'

હેમંત એનો કાન ઝાલીને કહે: 'તું એવો ન થતો. તું બહુ વાગે છે એટલે મને ભય છે.'

× × ×

અચ્યુત નીચે પૂનામાં કાંઇક દવા ને બીજી ચીજવસ્તુઓ ખરીદવા ગયો હતો. બપોરના બે વાગ્યા હતા. હેમંત પલંગ પર બેઠો બેઠો કોઇક લેખનાં પ્રૂફો તપાસતો હતો. એના ચહેરા પર લાલી આવી હતી ને લોહી પણ ભરાવા માંડ્યું હતું. વચમાં વચમાં એ બાજુની બારીમાંથી બહાર ફેલાયેલ ઓક ને યુકેલિપ્ટસના જંગલ તરફ નજર નાખી થાક ખાઇ લેતો. રોહિણી નીચે બેઠી બેઠી હિસાબ લખતી હતી.

'વખત ચયો.' પ્રૂફો અળગાં મૂકીને હેમંતે કહ્યું.

'આ હિસાબ પૂરો કરી લઉં.' ઊભાં થતાં કહે: 'ખર્ચના સરવાળા કરું છું ત્યારે એક પ્રશ્ન થાય છે.'

'શું?'

'ધારો કે તમે કોઇક ગરીબને ત્યાં જન્મ્યા હોત તો શું થાત?'

'ન બચત, બીજું શું? ઘણાયે મરી જ જાય છે. બધાય પંચગની ક્યાં આવી શકે છે?'

'એ તો છે જ, પણ તમને તો એક સત્કાર્ય કરતાં ચેપ વળગ્યો. છતાં શું તમે મરી જાત?'

'હજી પણ ન મરી જાઉં એમ શા ઉપરથી ધારો છો?'

'સારું કામ કરનારને એનો બદલો સારો આપવાને બદલે ઊલટી આફત આવે એ બને જ નહિ. તમે આ જ કારણે ન મરો એમ પહેલેથી હું માનું છું.'

'એ માન્યતા ઘણી બળવાન હોવા છતાં પાયા વગરની છે. ઝેર પીનારને ચડે જ, ભલેને એણે કોઇકના વતી પીધું હોય. ઝેર ઝેરનું કામ કરે જ.'

'મીરાંએ પીધું હતું છતાં નહોતું ચડ્યું.'

'એ બધી કવિકલ્પના.'

'એટલે બધા ખોટા ને લોકોને બનાવવાવાળા.' રોહિણી બોલી. એના સ્વરમાં ખેદ ને ખિન્નતા ભર્યાં હતાં.

'કવિઓ ખોટા પણ હોય, ને વખતે એણે બીજું જ કહેવા ધાર્યું હોય-પણ એ જવા દો. સોક્રેટિસ મહાજ્ઞાની હતો, નિર્દોષ હતો છતાં એને ઝેર પીવાની સજા થઇ, ને એ ઝેરથી એ મરી ગયો. તમારા કહેવા પ્રમાણે તો એને ભગવાને ગરુડ પર આવીને બચાવી લેવો જોઇતો હતો.'

'હા, એને ઘેર ન્યાય હોય તો. એને ત્યાંય સો મણ તેલે અંધારું હોય તો પછી શી રાવ કે શી ફરિયાદ !' કહી એ ઊઠી બાજુના ઓરડામાં ગઇ. એના પગ જાણે ઘૂંટણમાંથી ચાલતા ન હતા. એના ચહેરા પર જાણે સર્વસ્વ હારી બેઠાની નિરાશા ફરી વળી હતી. હેમંતે એને ન બેસવાનું કહ્યું, ન જવાનું કહ્યું. માથું ઝૂકાવીને બેસી રહ્યો. એ જાણતો હતો કે પડખેના ઓરડામાં રોહિણી પોતાના મૂંઝારાને આંસુ દ્વારા વહાવી રહી હતી, પણ તે ત્યાં ન ગયો. એ જાણતો હતો કે એણે જે કઠોર સત્ય કહ્યું તેનો જો રોહિણી સ્વીકાર કરે તો એનું આખું ચણતર તૂટી પડે. ધાવણમાંથી એ શીખી હતી કે ઇશ્વર સત્કાર્યનો બદલો આપે છે, એટલું જ નહિ, પણ અનેકગણો–વ્યાજ સાથે આપે છે. મુરારિ કોઇનો ભાર રાખતા નથી. સુદામાના મૂઠી તાંદુલના બદલામાં એને સોનાના મહેલો મળે છે. આજે એકાએક એક વિદ્વાન ને શીલવાન અભ્યાસીને મોંએ આ સાંભળ્યું ત્યારે એને જે આઘાત થયો તેની સામે રોહિણી ટકી ન શકી, કારણ કે તો પછી ન્યાય જેવું રહ્યું ક્યાં ? ને જો એનો ઇશ્વર જ આ સામાન્ય લૌકિક ન્યાયનું પાલન પણ ન કરતો હોય તો આશરો લેવો કોનો ? કૂતરાને રોટલો નીરીએ તો એ પણ રાત્રે ચોકી કરી નિશ્ચિંત કરે છે. તો જેઓ સર્વમેધયજ્ઞ કરે તેની જ કોઇ બાંહ્ય ન પકડે ? તો પછી એણે શા સારુ આટલી વ્યથાંનો બોજો ઊંચકીને ચાલવું ? ના ના, બાપા જિંદગી આખી સતને મારગે ચાલ્યા. એને દુઃખ નહોતું પડ્યું. દ્રૌપદીનાં ચીર પુરાયાં જ હતા. ભલે હેમંતભાઇ ના પાડે. ઋષિઓ ખોટું લખે જ નહિ. મોં ધોયું ને રસોડાના કામે વળગી. મનમાં મનમાં ભજન ગાવા લાગી.

'કો'ને ક્યાં હું ના'વ્યો અર્જુન !
કો'ને ક્યાં હું ના'વ્યો ?
ભગતોની ભેરે અર્જુન, કો'ને ક્યાં હું ના'વ્યો.
એમ કહે છે આ રણછોડ રાયો અર્જુન,
કો'ને ક્યાં હું ના'વ્યો ?
કબીરા સારુ વણઝારો થઇને
પોઠું ભરીને ઘરે લાવ્યો. અર્જુન કો'ને૦
ધના રે ભગતની ખેતી નિપજાવી
ઘઉંનાં ગાડાં ભરી ઘેરે લાવ્યો,
અર્જુન કો'ને ક્યાં ના'વ્યો.
નેમા ભગતનો મારે જ હાથે
ઘરનો છાપરો મેં માળ્યો.
અર્જુન કો'ને ક્યાં ના'વ્યો.
કહે નારણસિંહ કરુણા કરીને
-કૃષ્ણજીએ કર મારો સાહ્યો–
અર્જુન કો'ને.'

ગાતાં ગાતાં એને ખ્યાલ ન રહ્યો કે એ ઉચ્ચ-સ્વરે ગાઇ રહી છે. ને હેમંત બારણામાં બેસીને સાંભળી રહ્યો છે. હસીને કહેઃ 'તમે ભલેને કહો પણ સત્કર્મનું ફળ અચૂક મળે છે.'

'મળતું હોય કે ન મળતું હોય પણ હું પણ તમારી સાથે ગાવા તૈયાર છું કે,

કરુણા કરીને કૃષ્ણ તમે કર મારો સાહ્યો.
અર્જુન કો'ને ક્યાં હું ના'વ્યો.

'આવી સુંદર હલકથી તમે ગાતાં હશો તેનો અનુભવ નહોતો. વાતાવરણમાંથી ગ્લાનિ તો ક્યાંય ઊડી ગઇ.'

'ભજનની જમાવટ રામસાગર ને મંજીરાં વિના ન થાય.'

'આજે રાત્રે તમે વધારે સંભળાવો.'

'આંહીં રામસાગર ક્યાંથી મળે ?'

પણ અચ્યુત ક્યાંકથી એકતારો લઇ આવ્યો. રાત્રે જમીને ત્રણે જણાં બેઠાં. રોહિણીએ ગુરુને નમન કરીને ઉપાડ્યું:





'સાહેબ તેરી સાહેબી ક્યું જાય વરણાઇ
મેંદી કેરે પાનમેં રંગ રહ્યો છૂપાઇ'

હેમંત કહે. 'ધન્ય ! ધન્ય !'

પછી તો મોડી રાત સુધી એકએકથી ચડિયાતાં ભજનો ગવાયે ગયાં. બાર, એક, બે, ત્રણ ક્યારે વાગ્યા તેની શુદ્ધ ન રહી હેમંતને કે ન રહી રોહિણીને. રોહિણીને એક એક ભજને એક એક સૃષ્ટિ ઊભી થતી હતી: 'આ ભજન ગવાયું ત્યારે સત્યકામ ક્યાં બેઠો હતો? મહેતાએ તબલાં• કેવાં ચગાવ્યાં હતાં? આ બીજું ભજન તો મને બેસતું જ નહોતું, ને આ પ્રભાતિયું બાપાએ ગાયું હતું; ને ગાતાં ગાતાં બે ક્ષણ બેશુદ્ધ થઇ ગયા હતા. આ ભજન સત્યકામના ગળામાં જેવું બેસતું તેવું તો કોઇને નહોતું બેઠું.'

હેમંતને માટે આ સાવ અકલ્પ્ય અનુભવ હતો. જાણે, એની ચારે બાજુથી ભાવનાં મોજાં ઊઠતાં અને એને તરબોળ કરી મૂકતાં હતાં. પહેલી વખત જ 'ધન્ય ! ધન્ય !' એ બોલેલો પછી તો જાણે એના ઉપર એ મોજાં ફરી વળ્યાં ને એ જાણે ઓગળી ગયો. ત્રણ વાગ્યે રોહિણીએ જ્યારે ધીરાની કાફી:

'એવા રામ રામ સૌને રે
અમે અમારા દેશમાં જઇએ રે'

કહીને પૂરી કરી, ત્યારે આંખો ઉઘાડી જોયું તો અચ્યુત ઊંઘતો હતો. રોહિણીના મોં પર તીવ્રતમ આનંદમાંથી પસાર થયાનો ભાવ ફેલાયો હતો.

હેમંત એની પાસે જઇ કહે 'રોહિણીબેન! હું મરું ત્યારે આ છેલ્લું ગીત ગાજો કે,

'એવી સુરતા રાખી સંગે રે
અલખમાં જઇ ભેળાં રહિયે રે'

રોહિણી કહે: 'પણ તમે મરવાના જ નથી.'

'હું એ પાયા ઉપર ઊભો નથી. મરું પણ જાણે આનંદ લોકમાં પ્રવેશતો હોઉં તેમ મરું. બસ, એથી વિશેષ મારે કંઇ નથી જોઇતું. મર્ત્ય માણસને એથી વધારે અધિકાર નથી. તમારાં ભજનો આનંદલોક જ છે.' કહી એ ઊભો થયો. બાજુના ઓરડામાંથી પાણી લાવી રોહિણીને આપ્યું.

'વાહ ! તમે !'

'તમે જે અપાર્થિવ અનુભવ કરાવ્યો છે તેનો કંઇક તો બદલો વાળવો જોઇએ ને?'

'તો તો સત્કાર્યનો બદલો મળે છે તે સાચી વાત ને?'

'બે કાન ઝાલીને સાચી વાત. બસ?'

રોહિણી કહે: 'હેમંતભાઇ! આ છેલ્લી કાફી હું ને સત્યકામ સાથે ગાતાં. અહાહા! શું એ ભળતું હતું! ત્યારે થતું કે બંને જણાં ભજન ગાતાં ગાતાં તીર્થ કરવા જશું–પણ એ દિવસો....'એણે રૂંધાતા કંઠને ભીંજવવા થોડું પાણી પીધું ને અચ્યુતને ઢંઢોળ્યો:

'ઊંઘણશી! તમે તો પહેલા ભજનથી જ ઝોકાં ખાતા હતાં!'

'તાનસેનની જેમ તમારાં ભજનોમાં ઊંઘાડી દેવાની અદ્દ્ભુત શક્તિ છે તેનો હું પ્રત્યક્ષ જીવતો જાગતો પૂરાવો છું તેમ કહો ને?'

× × ×

રોહિણી તે દિવસે મોડી ઊઠી. હેમંતના ઓરડામાં જઇને જુએ તો રાતનું ફાનસ હજી બળતું હતું ને એ કોઇક ચિત્ર ચીતરવામાં મશગૂલ હતો. દાતણ કરી ચા વગેરે લઇને ગઇ ત્યારે પણ હજી ચીતરવાનું પૂરું થયું નહોતું. પ્યાલો ખખડયો એટલે હેમંતે ઊંચું જોયું. ચિત્રને ઢાંકી બાજુ પર મૂકી દીધું.

રોહિણી કહે: 'વહેલા ઊઠેલા?'

'સૂતો જ નથી, સૂરનાં જે ગોપુરમ્ ચડાવેલાં તેને કોઇક રીતે રંગ ને રેખા આપવા મથું છું.'

રોહિણીએ ચિત્ર જોવા હાથ લંબાવ્યો એટલે કહે: 'ના, સાંજે જોજો!'

સાંજ સુધી એકીબેઠકે હેમંતે ચિત્ર કર્યા કર્યું. બપોરે થોડું મધનું પાણી માત્ર લીધું. નાહવાનું અચ્યુતે પૂછ્યું પણ હેમંતે ડોકું ધૂણાવી ના પાડી. સાંજે એણે બૂમ મારી: 'રોહિણીબેન!'



રોહિણી આવી. એ હાથમાં તસ્વીર લઇ ફૂલની છાબ આપતો હોય તેમ કહે; 'કાલની સ્મૃતિ આમાં છે.' રોહિણીએ પડદો ખસેડયો. ચિત્ર હાથમાંથી પડતું પડતું રહી ગયું.

હેમંતે એવું જ ચિત્ર દોર્યું હતું. રોહિણી ગામડામાં જ રહી હતી એટલે કદી પોતાનો ફોટો પણ પડાવ્યો નહોતો, તો ચિત્ર ચીતરાવવાનો તો વિચાર સુદ્ધાં પણ કયાંથી આવ્યો હોય? પણ ચિત્ર સામે જોતાં જ એને વિચાર આવ્યો: ખરેખર શું પોતે આવી નમણી, આવી ઓજસપૂર્ણ હતી? હોય તો ભારે ગર્વની વાત કહેવાય. સ્ત્રીઓ મહાન બને, પ્રાતઃસ્મરણીય સતી સાધ્વી ય બની શકે છે, પણ તે ઘડીએ ય પણ એના અંતરના ઊંડા ખૂણામાં પોતાના રુપનો વિચાર સાવ ભૂલી શકતી નથી, તો રોહિણી તો બાળક હતી,-તે આશ્ચર્યમુગ્ધ આંખે પોતાની પ્રતિચ્છબી જોઇ રહી. ઉષાના સ્ફૂર્તિમય મૃદુ પ્રકાશમાં એ જાણે કોઇ અનંત સર્વવ્યાપી સાગર પાસે ઊભી છે, એના અંગે અંગમાંથી માર્દવ પવિત્રતા ને પ્રસન્નતા નીતરે છે. એના પગનો અંગૂઠો એ અસીમ જળરાશીમાં ડુબાડયો છે: જાણે હમણાં એકરૂપ થઇ જશે તેવું લાગે. ચિત્રકારે નીચે લખ્યું છે: 'શિવમ્-સુંદરમ્.'

ચિત્ર પાછું આપતાં કહે: 'સરસ્વતીએ તમારા ઉપર દશે આંગળીએ આશિષ આપી લાગે છે.'

'તમને ગમ્યું?'

'માત્ર હું એમાં તમે ચીતરી એવી નથી, એમાં ઘણું વધારે તેજ ને સ્ફૂર્તિ દેખાય છે. હું તો એ રીતે થાકી ગયેલી છું. અંદરથી ઢગલો થઇ ગઇ છું.'

'તમને એ આપવાનો નથી. મારા પ્રકાશ માટે મેં કર્યું છે.'

'તમે કવિ લોકો માણસોનાં વખાણ કરી એવી ભોંઠપ આપો છો કે તમને તેનો ખ્યાલ પણ આવવો મુશ્કેલ છે. હવે આ કોફી પી સૂઇ જાઓ. કાલ રાતનો ઉજાગરો છે. વખતે ટેંપરેચર આવશે.' કહી એ ચાલી ગઇ.

પાછી આવી ત્યારે હેમંત ઊંઘતો હતો. એ થોડું ભરવાનું કામ લઇને પાસેની આરામખુરસીમાં બેઠી, ઓશીકાનો ગલેફ ભરતાં ભરતાં કયારે કપડું મુકાઇ ગયું ને કયારે ચિત્ર જોવા માંડી તેનો ખ્યાલ પણ ન રહ્યો, જેમ જેમ જોતી ગઇ તેમ તેમ એને લાગતું ગયું કે એ કોઇ બીજી જ રોહિણીની છબી હતી. એ ઓજસ ને શ્રદ્ધાપૂર્ણ શાંતિ એનામાં કયાં હતી? છતાં ચિત્ર એનું હતું તે વાતનો પણ ઇનકાર થઇ શકે તેવું ન હતું. ઉષાનો પ્રકાશ, દરિયો ને પોતે ચિત્રમાં એવાં એકરસ લાગતાં હતાં કે જોનારને ત્યાં કલેશના વાયુની લહેરખી પણ પ્રવેશી શકે નહિ તેમ લાગતું.

'બસ, ખરેખર આવું થવાયને!' એણે મનમાં મનમાં કહ્યું. જીવન જીવવાનું જ જ્યારે વિશ્વંભરે સોંપ્યું છે ત્યારે આ જ બરાબર છે ને?'

'અમારી જૂની વાતનો ત્યારે તમે વિચાર જ કરવાનાં નથીને!'

એણે ચમકીને જોયું તો હેમંત ઊંઘમાં, સ્વપ્નમાં કંઇક લવતો હતો:

'તમે ના પાડો છો ને? સાચી વાત છે. હું એ સમજી શકું છું', થોડી વારે શાંત રહીને બોલ્યો.

She is kind as she is fair
for beauty lives with kindness

હેમંતની પાસે હંમેશાં અચ્યુત સૂતો. રોહિણી પાસેના ખંડમાં સૂતી એટલે એને હેમંતની આ ટેવની ખબર નહોતી. એણે હેમંતનો હાથ હાથમાં લઇ જોયો. થોડો તાવ હતો. હજુયે બબડતો હતો: 'રોહિણી બેન! ના, તમને મૂંઝવવા નથી માગતો, ને ઉપરાંત હું તો ટી. બી. નો દરદી. તમે શા સારુ દુઃખમાં પડવા ઇચ્છો? ક્ષયથી તો ભલભલાય ગભરાય છે, પણ મારાથી આવું પૂછાય?'

છેલ્લું વાકય બોલતાં જ હેમંત જાગી ગયો. રોહિણીને ખાટલા પાસે બેઠેલા જોઇ ક્ષોભથી એનો ચહેરો સહેજ વ્યાકુળ થઇ ગયો. પણ તરત જ કહે: 'સ્વપ્ના; કેવાં આવે છે?'

પણ રોહિણી કશું બોલી નહિ એટલે કહે:

'તમારી પાસે માગું છું કે હું જો ઊંઘમાં કાંઇ બોલ્યો હોઉં તો ભૂલી જજો. કાકાજી માનસ શાસ્ત્રના અભ્યાસી છે એટલે કહે છે કે અજ્ઞાન મન જ જીતે છેઃ I say conscious is the victor.

રોહિણીએ એનો પણ કાંઈ જવાબ ન આપ્યો. થોડી વારે જાણે અસંબદ્ધ વાત કરતી હોય તેમ કહે:

'મારે નક્કી કરવાનું હોય તો આજે જ કરું. મડાંને વીજળીનો ભય શાનો? પણ તમને કહી રાખું છું કે દાઝી ગયેલું બી ઊગતું નથી.'

કહી જવાબની અપેક્ષા ન હોય તેમ ઊઠીને ચાલી ગઇ.

ક્રમશઃ

## ભૂમિનાં ભેખી

આજે જીવન સ્હોવા'તા,
તારા આંસુ લ્હોવા'તા.
કાળજૂની આ વેદના તારી રજ રજ થાયે ભેળી,
અંતરની સહુ આહ ઊંડેરી ભમતા થાયે ભેળી;
આતરદુઃખો કહેવા'તા,
જનમભોમે સૌ સ્હેવા'તા.

કળકળતી આંતરડી તારી ક્ષુબ્ધ થઇ ખળભળતી,
અરેરાટીએ આતમ ઉમટે આશ અનેરી મળતી;
આતમ આંચળ દ્હોવા'તા,
અમારા પાપો ધોવા'તા.

કૂડા પાપો ધોવા'તા
રક્તાંશો સૌ લ્હોવા'તા.

ઝળાહળા તવ પ્રેમળ પ્રેમે ત્યાગથી ચે તરવરતી,
તપિત તપનાં ઉચ્ચાશયથી ત્યાગને પ્રેમ તું ભરતી;
પ્રેમથી ત્યાગને સ્હોવા'તા,
ત્યાગથી પ્રેમી મ્હોવા'તા.

પગથારે પગથારે તારે જીવન કંઇ ટળવળતા,
ઓથારે ઓથારે તારે પાપો કંઇ પરહરતા;
સોપાનો સૌ સ્હોવા'તા,
પાપનાં ડાઘો ધોવા'તા.

આત્માનંદો જોવા'તા,
ભૂમિનાં ભેખી જોવા'તા.

પ્રવાત

# લોકસાગરને તીરે તીરે

પરિવ્રાજક

## [૧] શિરજોરી



હું......પુસ્તક વાંચતો હતો. વાંચતાં વાંચતાં એ સંગ્રહમાં મારો લેખ જોવામાં આવ્યો. હું નવાઇ પામ્યો. એ લેખ સંપાદકે લીધો તે માટે મારી મંજૂરી લીધી ન હતી. વળી જાણ ખાતર પુસ્તકની નકલ મોકલી ન હતી. આજે પાંચ વર્ષે અચાનક આ પુસ્તક વાંચતાં ખબર પડી !

આજે તો એ સંપાદક ગુજરી ગયા હતા. પ્રકાશક સંસ્થા હતી ગુજરાતની જાણીતી અને સેવાભાવી સંસ્થા. મને થયું કે સાહિત્યની સેવા કરવાનો અને પ્રજાના સંસ્કાર પોષવાની વૃત્તિવાળી આવી પ્રકાશન સંસ્થા લેખકની કુસેવા કરે અને પોતાના પાયામાં સાહિત્યચોરીના કુસંસ્કાર પોષે એમ વિરોધી વૃત્તિઓનો શી રીતે મેળ બેસતો હશે ?

મને થયું કે, લેખકના કોપીરાઇટ તરીકે મારે આ અંગે પ્રકાશન સંસ્થાને લખવું જોઇએ. મેં પત્ર લખ્યો—...'પુસ્તકમાં મારો લેખ લેવામાં આવ્યો છે, છતાં મારી મંજૂરી લેવામાં આવી નથી. તેમજ મારી જાણ ખાતર સામાન્ય તેની એક નકલ પણ મોકલવામાં આવી નથી. એ રીતે આપે લેખક તરીકેના મારા લખાણના કોપીરાઇટનો ભંગ કર્યો છે. તો એ અંગે આપનું દષ્ટિબિંદુ જણાવશો તો આભારી થઇશ.'

સંસ્થાના સંચાલક તરફથી વળતો જવાબ આવ્યો કે, 'તમારા જેવા એક અજાણ્યા લેખકનો લેખ અમારા જેવી જાણીતી સંસ્થાએ લીધો તેથી ઊલટ તમે પ્રકાશમાં આવ્યા છો. તેનો ઉપકાર માનવાનો તો ક્યાં ગયો, પણ ઊલટ તમે કોપીરાઇટના ભંગની વાત કરો છો, એ સાવ બેહૂદું જ કહેવાય !'

કોઇ પ્રિયજનના મૃત્યુના સમાચાર પત્રમાં વાંચતાં, આઘાતસમો જેમ પત્ર હાથમાંથી નીચે પડી જાય તેમ આવેલો પત્ર જમીન ઉપર સરકી ગયો, અને આઘાતની ફળ ચડી હોય તેમ વિચારચક્ર ઘડીભર થંભી ગયું !

આ સંસ્થા આવો જવાબ આપશે તેમ મેં સ્વપ્ને કલ્પેલું નહિ. વિચાર કરતાં લાગ્યું કે, જેમ ધનિકને લક્ષ્મીનો મદ હોય છે, વિદ્વાનને વિદ્યાનો મદ હોય છે, અમલદારને જેમ સત્તાનો મદ હોય છે, અને એ મદમાં એ બીજાને તૂચ્છ ગણી અપમાન કરે છે, તેમ આ સંસ્થાને પણ જરૂર સેવાનો મદ છે, બાકી ચોર કોટવાલને દંડે તેમ આવી શિરજોરી કરવાની શી રીતે એની હિંમત ચાલે ?

મેં વિચાર કર્યો કે, ખર્ચ થાય તો હવે પરવા નહિ પણ કોપીરાઇટના ભંગ બદલ આ સંસ્થા સાથે લડી લેવું. પ્રજાને પણ જાણવા મળે કે સેવા પાછળ પણ કેવી દાણચોરી ચાલે છે ! એ અંગે કંઇ પગલું ભરતા પહેલાં મેં નોટિસના રૂપમાં સંસ્થાને પત્ર લખ્યો કે, 'તમારો પત્ર મળ્યો. હું જાણીતો લેખક છું કે અજાણ્યો તેની ચિંતા તમારે કરીને મને પ્રકાશમાં લાવવાની કંઇ જરૂર નથી. મને તમારા પ્રકાશની કંઇ જરૂર નથી. ભલે હું અંધારામાં પડી રહું. તમે સાહિત્યની સેવા અને પ્રજાની સેવા કરવાની પ્રવૃત્તિ ઉપાડી છે, લેખકની સેવાની નહિ, એટલે મારી સેવા કરવાની તમારે કંઇ જરૂર નથી. તમે મારો એ લેખ મારી મંજૂરી વગર પ્રકાશન કરી મારા કોપીરાઇટનો ચોખ્ખો ભંગ કર્યો છે, તો મારે તે અંગે તમારા ઉપર કાયદેસર પગલાં કેમ ન લેવાં ? આ અંગે દિન આઠમાં આપના તરફથી મને સંતોષે તેવો પ્રત્યુત્તર નહિ મળે તો હું કાયદેસર પગલાં લેઇશ, જેની સંપૂર્ણ જવાબદારી તમારી છે અને તે અંગે થનાર ખર્ચના જવાબદાર પણ તમો ગણાશો !'

મને થોડા દિવસ પછી સરકારી ચોરેથી તેડું આવ્યું. હું ગયો. મુખીએ મને કહ્યું કે,......અમલદારે તમને મળવા બોલાવ્યા છે.

હું વિચારમાં પડયો. મારું એમને શું કામ હશે ? મારે તો કોઇ સરકારી કામ સાથે સુદ્દલે ય લેવા દેવા નથી. મેં મુખીને પૂછ્યું: 'મને બોલાવે છે તેવો





હુકમ ક્યાં છે ?' મુખી: 'સરકારી કોઇ હુકમ નથી. ખાનગી રીતે બોલાવ્યા છે.'

એ અમલદારને હું પણ ઓળખતો હતો. સારુ ગૂજરાત એમને મારી જેમ નામથી ઓળખે છે. સારા લેખક છે એટલે. સાથે સાથે સજ્જન છે એમ પણ ઘણાના મોંએ સાંભળ્યું હતું. હું એમને મળવા ગયો. મને બોલાવવાના કામ અંગે જણાવતાં એમણે કહ્યું, 'ગૂજરાતની આવી જાણુતી સેવાભાવી સંસ્થાને તમે હેરાન કરો એ સારું કહેવાય ?'

મેં કહ્યું: 'સાહેબ ! કોણ કોને હેરાન કરે છે તે મારો પક્ષ સાંભળી લીધા પછી નિર્ણય કરો તો સારું.' અને મેં જે બન્યું હતું તે એમને કહી સંભળાવ્યું. એ પોતે સજ્જન હતા, લેખક પણ હતા, એટલે એમને મારો મુદ્દો સાચો લાગ્યો. કહ્યું–'હવે મારે તમને કંઇ કહેવાનું નથી !'

સંસ્થાના સંચાલક અને આ અમલદારને સારો સંબંધ હતો. આ અમલદારના તાબાના પ્રદેશનો હું વતની હતો, એટલે હું તેમનું કહેવું માની જઇ મારો હક છોડી દેઇશ, એમ લોકમાનસ અને અમલદારી તંત્રનો આજના અનુભવથી સંચાલકે એ કામ આ અમલદારને સોંપ્યું હશે તેમ મારું માનવું છે. પરંતુ એ સજ્જન અમલદાર તો ન્યાયનો મારો પક્ષ જાણી છૂટી પડયા, અને મારી સાથે સમાધાન કરી નાખવા એ સંચાલકને લખી દીધું હશે.

આ અનુમાન એ માટે કરું છું કે, પછી સંસ્થાએ સમાધાન માટે પ્રયત્ન કર્યો. એ સંસ્થાના સંચાલકને બીજા એક જાણીતા સજ્જન સાથે સંબંધ હતો, જે મારા પણ સ્નેહી હતા. એમણે એ વાત જાણતાં મને વગર સાંભળ્યે મારો પક્ષ કર્યો: 'એ તો સીધો સાદો માણસ છે.' અને એમણે મને સમાધાન ઉપર આવી જવા પત્ર લખ્યો. મેં લખ્યું કે, 'હું તો કોઇની સાથે લડવા ઇચ્છતો નથી, પછી આવી સંસ્થા સાથે બાઝવાનું શું કારણ ? સંસ્થા મારો કોપીરાઇટનો હક સ્વીકારે એટલે મારે બસ છે.'

એ હક બદલ મારે કેટલી રકમ જોઇએ તે સવાલ આવતાં મેં કહ્યું, મારે પૈસાની તકરાર નથી. એ પાઇ ભલેને આપે. આ તકરાર પૈસાની નથી, હકની છે.

સંસ્થા પાસેથી રૂ.......નો ચેક લેઇ તે ભાઇએ મારા ઉપર મોકલી આપ્યો. મેં તે પરત કરી લખ્યું કે, તે રકમ સંસ્થાને દાનમાં આપી દેજો. મારે જે જોઇતું હતું તે મળી ગયું છે.

### [૨] કોઈ વિચારશે ?

....આં પ્રૌઢશિક્ષણ સંમેલનની સભા હતી. જાણીતા માણસો હાજર હતા. એમાંના મોટા ભાગના પુરુષોએ પ્રૌઢશિક્ષણની અગત્ય ઉપર અસરકારક ભાષણો કર્યાં. દેશપરદેશના તે અંગેના અનુભવો કહ્યા. અને ગૂજરાતમાં પણ ગામે ગામ પ્રૌઢશિક્ષણના વર્ગો ચાલુ કરી દેઇ નિરક્ષરતા નાબૂદ કરવા કાર્યકરોને હાકલ કરી.

આવાં ભાષણો કરનારા મોટે ભાગે ભાષણો કરતા હોય છે અને જુદી જુદી સભાના સભ્યો હોઈ રચનાત્મક કાર્ય તરીકે એવી સભામાં હાજરી આપી સેવા કરતા હોય છે. આવા લોકોને સભામાં હાજરી આપવાનો વખત પણ પૂરતો હોતો નથી, એટલે જુદી જુદી સંસ્થાના સંચાલકો આવા આગેવાનો જ્યારે પોતાની હદમાં ભેગા થવાના હોય છે ત્યારે પોતાની સભા પણ તાકડે રાખીને એમની હાજરીનો લાભ લેઇ લે છે.

એટલે અમારું આ પ્રૌઢશિક્ષણ સંમેલન અર્ધે આવ્યું ત્યાં જે જાણીતા આગેવાનો હતા તેમને ઊઠવાનું થયું. કારણ કે, તે વખતે બીજી એક સભા રાખવામાં આવી હતી. અને તે બધા ઊઠયા. પરિણામ એ આવ્યું કે જેમની પાસેથી એમના કેળવણીના અનુભવને લીધે કંઇ માર્ગદર્શન મળશે તેવી આશા હતી તેમને બોલવાનું ન મળ્યું. એ બીજી સભામાં ગયા !

એ સભામાં રહ્યા અમે બધા પંતુજીઓ ! અહીં પંતુજીઓ એટલે શિક્ષકો કોઇ ન સમજે. બધા સામાન્ય–થર્ડ ક્લાસ માણસો ! અમારા મંત્રી બિચારા વિમાસણમાં પડયા. આ બધા મુખ્ય માણસો ચાલ્યા જશે તો સભા નિરસ થઇ જશે,

'ક્લાસ માણસો પણ ઊઠવા માંડશે. તેથી ઊભા તા એ મુખ્ય માણસોમાંથી એકને એમણે વિનંતિ કે તમે રોકાઈ જાઓ. એ આગેવાન હતા તો મ પંક્તિના પણ અમારા જેવા થર્ડ ક્લાસ ગુસો કરતાં પોતાની જાતને એ મોટી નહોતા તા એવા ઉમદા હતા, એટલે મોટા માણસો જવાનો એમને મોહ ન હતો એથી એ રોકાઈ ા. એમની હાજરીથી અમારી તૂટતી સભા બચી

•

મંત્રી પછી વર્ગો ચલાવવા કોણ કોણ જવાબ- ાલે છે તેમનાં નામ નોંધવા બેઠા. હાજર ાઓમાંથી કોઈએ ક્લાસ ચલાવવાનું માથે લીધું. એ તપાસણીનું કામ માથે લીધું. અને બેટો ને જેમ તેમ અમારી સભા પૂરી થઈ.

છાપામાં બીજે દિવસે સમાચાર આવ્યા કે, રાતમાં નિરક્ષરતા નાબૂદ કરવા શરુ થયેલી ડ હિલચાલ. સંમેલનને લીધેલાં સક્રિય પગલાં.'

પણ કોઈ છાપાના રિપોર્ટરને આમ અર્ધે ાઓ છોડી જઈને ચાલ્યા જતા આગેવાનો એ તી પ્રતિષ્ઠાને હલકી પાડે છે એ પગલું ન ચ્યું. અને હું માનું છું કે એ સભા છોડી ગયા ી પ્રૌઢવર્ગો ચાલે છે કે નહિ, તેમાં શું પ્રગતિ તેનો વિચાર આજ સુધી એ આગેવાનોમાંથી ને આવ્યો હશે કે કેમ?

મને થાય છે કે, આમ ચોમેર બૂમબરાડા વાથી કોઈ કામ થશે? 'અનાજ વધારે ઉગાડો' વી આગેવાનોની બૂમો ખેડૂતને કાને નથી સંભ- ાઈ, અને સંભળાઈ હશે તો પણ એથી એમ ાની પ્રેરણા નથી થઈ. એવી ઘણી બૂમો આમ જ પડે છે તેવી પ્રૌઢશિક્ષણની આ સંમેલન એક મ હતી. તે ભાષણોના પડઘા સભામાં પડયા, ાપામાં પડયા, પણ........

## [૩] શો જવાબ આપે?

મારા ગામનો એક યુવાન, અંગ્રેજી હાઈસ્કૂલ સુધીનું ભણી શહેરમાં નોકરી કરવા, તાજો ગયો હતો. મને આગ્રહ કરતો હતો કે 'શહેરમાં આવો છો, તો મારે ઘેર કેમ નથી આવતા?'

મેં કહ્યું: 'આવવામાં કંઈ વાંધો નથી, પણ તારી પાસે એકાદ રૂમ હશે. હું આવીને તને કાં ડખલ કરું!'

વાત પણ સાચી હતી. એક રૂમ માંડ એને ૩૦ રૂપિએ ભાડે મળી હતી. ૧૦૦ રૂ. પગાર હતો. અને આ મોંઘવારી! એણે કહ્યું: 'જગાની મુશ્કેલી તો છે, પણ કોઈ વખત જમવા તો આવો.'

'આવીશ કોઈ વખત' એમ મેં એને કહી રાખ્યું હતું, ત્યાં એક દિવસ અચાનક એ રસ્તા ઉપર મળી ગયો. મને આગ્રહ કરીને ખેંચી ગયો.

એક ખંડ, ગામડેથી નવીસવી આવેલી પત્ની મારી લાજ કાઢે. મારે માટે કઢંગી સ્થિતિ થઈ. હું પાણી પી, તાપ લાગતો હોઈ બહાર છજામાં આવીને ઊભો. એ ભાઈ પણ મુશ્કેલી સમજ્યો. એટલે બાજુના પાડોશમાં, જ્યાં બે ખંડની રૂમ હતી, તે ઘેર એણે મને બેસાડયો. મારા માટે વધારાની કંઈ રસોઈ કરવા એણે સ્ટવ સળગાવવા પત્નીને કહ્યું. ન સળગ્યો એટલે એ એને સરખો કરવા લાગ્યો. સિમેન્ટની છો ઉપર સ્ટવના પાયા ઘસાતા હતા તેનો અવાજ મને બાજુની રૂમમાં સંભળાતો હતો. હું બેઠો હતો તે રૂમ અને એ રૂમ વચ્ચે પતરાની ચાદરનું પાર્ટીશન હતું. એટલે એ બાજુનો અવાજ આ બાજુ ચોખ્ખો સંભળાતો હતો. મૂળ આ રૂમનો જ એ ભાગ હશે, પણ મકાનની તંગીને કારણે ભાડું વધારે ખાવાની લાલચે એ ભાગને જુદો પાડી વધારે એક ભાડૂત વસાવ્યો હતો.

સ્ટવ કંઈ સરખો ન થયો એટલે એ ભાઈએ પત્નીને હુકમ કર્યો 'વાયર લાવ જોઈ.' શબ્દે શબ્દ હું આ બાજુ સાંભળતો હતો.

પત્ની શું લાવી તે મને શી રીતે દેખાય? પણ એ વાયરને બદલે કાંઇ બીજું લાવી એટલે પતિ





ખિજાઇ જતાં બોલ્યો: 'આ વાયર છે? વાયર એટલે વાળો એટલું ય ભાન નથી!'

હું હસ્યો. એ ભાઇની મૂર્ખાઇ ઉપર. કોને ભાન નથી? અંગ્રેજી ન ભણેલી વાયરનો અર્થ ન સમજતી પત્નીને કે અંગ્રેજી ન જાણતી પત્ની સાથે અકારણ અંગ્રેજી શબ્દ વાપરતા પતિને?

સ્ટવ સળગ્યો. શીરો તૈયાર થયો. અમે જમ્યા. વળી અને બાજુની રૂમમાં એણે બેસાડ્યો. અંદર થતી પતિપત્નીની વાત ફરી મારે કાને પડી:

હું વધારાનો જમ્યો છતાં ભાત પડી રહ્યો હતો. આજે ચોખાની અસહ્ય તંગીમાં આમ અનાજ બગડે તે આર્થિક રીતે અને રેશનીંગને લીધે કરુણ ગણાય. દેશની દૃષ્ટિની ઊંચી વાત તો વળી બાજુએ જ રહી.

એટલે પતિએ પત્નીને ઠપકો આપતાં કહ્યું: 'તને કેટલા વખત કહ્યું, પણ રોજ આમ ભાત વધે છે. આજે એને બદલે ત્રણ જણ જમ્યા છતાં આટલો બધો ભાત વધ્યો, તને કંઇ ભાન છે કે નહિ?'

પત્ની :' શીરો કર્યો એટલે ના વધે?'

પતિ : 'શીરાને લીધે રોટલી ન કરી, એમાં ભાતને શી લેવા દેવા?'

પત્નીને એની સામે દલીલયુક્ત જવાબ ન જડતાં, એ બિચારી એની ગામડાની ભાષામાં બોલી: 'મેં ત્રણ મૂઠી જ ચોખા ઓર્યા હતા.'

તપી જતાં પતિ બોલ્યો: 'મૂઠીઓ બૂઠીઓ હું ન સમજું: મારે તો ભાત વધવો ન જોઇએ.'

પત્ની નિરુત્તર રહી.

આ નાના શા સવાલ જવાબમાં કેટકેટલાં ચિત્ર જોવાં મળે છે?

## તને હું દુનિયા કહું?

તને હું દુનિયા-કહું કયમ કઠોર ને કર્કશ,
સદંતર કૃતઘ્ન, ક્રૂર, વમતી ઝેર જ્વાળા સમી;
ડગેડગ ભરેલ કંટક, સદૈવ દુઃખો તણી
વનાટવિ મહીં કુણાં મનુજ બાલ રીબાવતી–
તને કેહી શકું હું કેમ ?

જ્યહીંજ કંટકોની મહીં
મને પ્રણયની સુગંધભર સ્નેહી હૈયાં મળ્યાં.
દઝાડત પ્રચંડ જ્વાળ અનલે ય આશ્વાસતા,
સુધા શીતલ સીંચતા અમર ચન્દ્રિકો સાંપડયાં !
અને નીરસ લોમ, રેત રણ અગ્નિ જ્વાળા જલે,
ત્યહીં રુપરસિત રંગસુરભિવંત પુષ્પો ખર્યા !
પછી કહું કઠોર, ક્રૂર, દવથી ભરી દુનિયા ?

શશિન્ ઓઝા

# આપણા શરીરમાં ચૂના (Calcium)ની ઉપયોગિતા

ભૂપતરાય એ. દવે

**આ**પણા શરીરને સુંદર, નીરોગી અને લોહીને શુદ્ધ રાખનાર કેટલાક ચેતન-ખનિજક્ષારો છે જેવાં કે કેલ્શિયમ (ચૂનો), લોહ, ફોસ્ફરસ, મેગ્નેશિયમ, આયોડિન, સોડિયમ, પોટેશિયમ, સલ્ફર (ગંધક), સિલિકોન, વગેરે વગેરે મુખ્ય છે.

આ ઉપરાંત શરીરને ખૂબ જ ઉપયોગી અને તન્દુરસ્ત રાખનાર બીજું તત્ત્વ છે તેને આપણે પ્રજીવનકો (વિટામિન) તરીકે ઓળખીએ છીએ.

આપણા શરીરમાં બધા ક્ષારોમાં અડધો ભાગ એકલા (Calcium) ચૂનાનો છે. ઉપર જે ખનિજ-ક્ષારોના નામ આપ્યા છે તેમાંથી મુખ્ય કહી શકાય તેવાં ચાર ક્ષારો છે. કેલ્શિયમ (ચૂનો), ફોસ્ફરસ, લોહ અને આયોડિન છે. આપણા સામાન્ય ખોરાકમાં આ તત્ત્વો અત્યંત ઓછાં હોય છે. સૌ કોઈએ આ ઉપયોગી ક્ષારો વિષે વિચાર કરવો ઘટે.

શરીરમાં પચાસ ટકા ચૂનાનો હિસ્સો છે. આ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે ચૂનાની ઉપયોગિતા સૌથી વધારે છે. હાડકાં, દાંત, નખ, વગેરેનો મુખ્ય આધાર ચૂનાના ક્ષાર પર છે.

## ચૂનાની કિંમત

લોહીને ઘટ રાખે છે. શરીરમાં ચેતન અને સહનશક્તિ વધારે છે. હાડકાં, દાંત, નખ, વાળ વગેરેને મજબૂત અને તન્દુરસ્ત રાખે છે. હૃદયને નિયમિત ધબકતું રાખવાનું કાર્ય કરે છે. શરીરમાંહે ઉત્પન્ન થતાં ઝેરી એસિડોનું પ્રતિકાર્ય કરે છે. તેઓનો નાશ કરે છે. જ્ઞાનતંતુઓને શાંત અને સશક્ત બનાવે છે. શરીરમાં કોઈપણ પ્રકારનો જખમ થયો હોય તો તેને રૂઝ લાવવાનું ઝડપી કાર્ય કરે છે. સ્નાયુઓને મુલાયમ રાખે છે. નખમાં, દાંતમાં કે હાડકામાં સડો થતો હોય તો તેને અટકાવે છે. શરીરનો વિકાસ સાધવામાં અને ઊંચાઈ વધારવા માટે ચૂનાનું તત્ત્વ ઘણું જ મદદરૂપ બને છે.'

સ્ત્રીઓના શરીરમાં અનેક રીતે ચૂનાનું તત્ત્વ કાર્ય કરે છે; ખાસ કરીને ઋતુ નિયમિત લાવે છે. ગર્ભાશયને તન્દુરસ્ત રાખે છે, જેથી ગર્ભ ધારણ કરવાની શક્તિ વધે છે. પ્રદર જેવા રોગોનો સામનો કરે છે. તેમજ સ્તનપાન કરાવતી માતાને પુષ્કળ ધાવણ ઉત્પન્ન કરવામાં ઉપયોગી નીવડે છે.

## ચૂનાનું તત્ત્વ ઓછું હોય તો

હાડકાં પોચાં અને નબળાં બને છે. દાંત સડવા માંડે છે અને તેના ઉપરનું પડ (એનેમલ) ઘસાવા માંડે છે. નખ સડે છે અને ટૂકડા થઈને ખરી પડે છે. સ્વભાવ અત્યંત ચીડિયો અને જીવન નીરસ લાગે છે. શરીર સૂકું અને પાતળું રહે છે. માથાના વાળ ખરવા માંડે છે. લોહી પાતળું, નબળું અને ગંદુ રહે છે. શરીરનો વિકાસ રૂંધાય છે. ઊંચાઈ વધતી નથી. હૃદયની ગતિ અનિયમિત થાય છે. સહનશક્તિ ઘટે છે. શરીરમાં અનેક પ્રકારના ઝેરો ફેલાય છે. જ્ઞાનતંતુઓ નબળાં બને છે જેથી વારંવાર ઉશ્કેરાય છે. પરિણામે મગજની સ્થિરતા રહેતી નથી. સ્નાયુઓ સખત અને સાંધાઓમાં દુઃખાવો ઉત્પન્ન કરે છે. આખા શરીરમાં ખજવાળ આવે છે. ચામડીના વિવિધ દર્દો જેવાં કે ચામડી સૂકી-ફિક્કી અને ચેતન વગરની. ફોલ્લા, ખસ, ખરજવું, દાદર વગેરે દર્દો થાય છે. ક્ષયરોગ થવાનું કારણ તપાસતા માલૂમ પડે છે કે શરીરમાંથી ચૂનાનું તત્ત્વ મોટા પ્રમાણમાં ઘટેલું હોય છે.

સ્ત્રીઓમાં મોટે ભાગે પ્રદરનું દર્દ જોવામાં આવે છે. એટલે કે તેઓ આ રોગથી નિત્ય પીડાતી હોય છે. તેમજ ઋતુસ્રાવ વખતે અપૂરતું ઋતુસ્રાવ આવે છે. કષ્ટદાયક અને ક્યારેક ક્યારેક સતત ઋતુસ્રાવ ચાલુ રહે છે. જેને લોહીવાના નામથી ઓળખવામાં આવે છે. જ્યારે ચૂનાના તત્ત્વો શરીરમાંથી ઘટવા માંડે છે ત્યારે ગર્ભાશય સંબંધી અનેક ફરિયાદો ઊભી થાય છે. વંધ્યત્વનું કારણ તપાસતા જાણવા મળે છે કે તેઓના શરીરમાં ચૂનાનું તત્ત્વ ઘણું ઓછું હોય છે. પુરુષમાં પણ ઘણી વખત જાતીય નબળાઈ દેખાય છે તેનું કારણ ચૂનાના તત્ત્વની ઊણપ બતાવે છે. બાળકોના શરીરને વિકસાવવા માટે ચૂનાની ખૂબ જ જરૂર હોય છે. તેમ છતાં તેઓના ખોરાકમાં પૂરતા પ્રમાણમાં





ચૂનો નથી મળતો તો તેની માઠી અસર શરીર પર થાય છે. તેઓનું શરીર નબળું અને રોગી રહે છે. ઊંચાઇ વધતી નથી. આવા નબળા બાળકોના હાડકાં અને દાંત પોષણતત્ત્વોની ખામીવાળાં જોવામાં આવે છે.

નાના બાળકોને દરરોજ ઓછામાં ઓછું આઠ ઔંસ દૂધ પીવા માટે મળતું જોઇએ. જેથી ઉપરની ખામી દૂર થઇ શકે છે.

સગર્ભા સ્ત્રીઓને પણ ચૂનાનું, લોહનું, ફોસ્ફરસનું તેમજ બીજા ક્ષારોનું પ્રમાણ મોટા પ્રમાણમાં રહેવું જોઇએ. કારણ કે તેઓ પર બેવડી જવાબદારી હોય છે. જ્યારે ગર્ભમાંહેના બાળકના શરીરનું ઘડતર થતું હોય છે ત્યારે માતાના શરીરમાંથી ચૂનો, લોહ, ફોસ્ફરસ વગેરે વગેરે તત્ત્વોની ખેંચ પડે છે. જો એ તત્ત્વો દૂધ, ફળરસો, અને બીજા ખોરાકમાંથી સગર્ભાસ્ત્રીને ન મળે તો તેનું શરીર દિનપ્રતિદિન ઘસાતું જાય છે. સાથે સાથે ગર્ભમાંહેના બાળકનું શરીર ઘડતર નબળા પ્રકારનું થાય છે.

હિંદમાં સ્ત્રીઓનું મરણ સુવાવડ વખતે મોટી સંખ્યામાં થાય છે. અને ક્ષય રોગ પણ સુવાવડ વખતે લાગુ પડે છે.

આમ થવાનું કારણ પૌષ્ટિક ખોરાકનો અભાવ અને બેદરકારી છે.

કેટલાક બાળકો ચૂનો દીવાલમાંથી ઊખાડીને છાનામાના ખાતા આપણી નજરે પડે છે તે બતાવે છે કે એ બાળકના શરીરમાં ચૂનાની ઊણપ છે. જેથી જડ ચૂનો ખાય છે. આ જડ ચૂનો હોજરીને અને લોહીને બગાડે છે. પરિણામે લોહીનું પાણી થાય છે.

વારંવાર આવતી સુવાવડથી અનેક સ્ત્રીઓના દાંત નબળા થઇ ગયેલા જોવામાં આવે છે. તેમ જ તેઓના વાળ પણ ઊતરી ગયેલા અને પાંખા થયેલાં દેખાય છે. અને શરીરની સ્થિતિ અત્યંત કરુણ હાલતમાં હોય છે બારે માસ રોગાવસ્થામાં પસાર કરે છે, તેઓનાં શરીરમાં લોહીનું પ્રમાણ તદ્દન ઘટી ગયેલું અને પાંડુરોગ (એનિમિયા) થી પીડાતી હોય છે. આ સ્થિતિ આજની સ્ત્રીઓની છે. આ બધા દર્દોની પછવાડે ચૂનો, લોહ, આયોડિન અને ફોસ્ફરસની ઊણપ સ્પષ્ટ દેખાઇ આવે છે.

પુરુષોમાં પણ ચૂનાની ખામી હોય છે ત્યારે તેઓ પાતળા-દૂબળા અને જ્ઞાનતંતુઓની બીમારીથી રિબાતા માલૂમ પડે છે, તેઓના સ્વભાવમાં ગુસ્સાનું પ્રમાણ વધારે હોય છે. જેથી તેઓ સુસ્ત અને માંદા રહે છે.

જ્યાં જુઓ ત્યાં લોકો શરદી-સળેખમ-દમ નબળાઇ વગેરે રોગોથી હેરાન થતા જોવામાં આવે છે. આ બધા રોગોનું કારણ જોઇશું તો તેઓના શરીરમાં એક અથવા બીજા ક્ષારોની ઊણપ દેખાશે. ચૂનાનું અને લોહનું તત્ત્વ શરીરમાંથી ખૂટે છે ત્યારે શરદી-સળેખમ તેમજ બીજા દર્દોનો જન્મ થાય છે. આ દર્દોની શરૂઆત થતાં પહેલાં શ્વાસની ક્રિયામાં અનિયમિતતા આવે છે. થોડું ચાલતા કે બોલતા શ્વાસ રુંધાય છે. અને ધીરે ધીરે રોગ શરીરમાં ઘર કરી બેસે છે.

બાળકોમાં ચૂનાનું તત્ત્વ ઓછું હોય છે ત્યારે તેઓની શારીરિક સ્થિતિ વિચિત્ર દેખાય છે. તેમજ માયકાંગલા-દુર્બળ અને નિત્યરોગી રહે છે. આ સ્થિતિ લાંબો વખત ટકે તો તેઓને 'સુકતાન' (Rickets) નામનો વ્યાધિ લાગુ પડે છે. આ સ્થિતિમાં દર્દીના શરીરમાં નવું લોહી કે નવું ચેતન આવતું નથી. આ રોગ થવાનું કારણ ક્ષાર તત્ત્વોવાળાં ખોરાકનો અભાવ મુખ્ય છે.

આપણા શરીરમાં જેમ ક્ષારોનું મહત્ત્વ છે તેમ વિટામિનનું પણ મુખ્ય કાર્ય શરીરને નીરોગી અને પોષણ આપવાનું છે. હાડકાંનો વિકાસ માટે ચૂનો, ફોસ્ફરસ અને વિટામિન 'ડી' આ ત્રણેય એકબીજાના પૂરક છે. વિટામિન 'ડી'નું કાર્ય શરીર માંહેના ચૂનાને અને ફોસ્ફરસને એકરસ કરવાનું છે. શરીરનો વિકાસ અને ઊંચાઇ માટે વિટામિન 'ડી' મહત્ત્વનું કાર્ય કરે છે. આ ઉપરાંત શરીરનો ઘસારો પૂરો પાડે છે, ખાસ કરીને 'સુકતાન'(Rickets) નામનો રોગ બાળકોમાં, સ્ત્રીઓમાં અને કન્યાઓમાં દેખાય છે. જેથી તેઓનું શરીર નબળું, કરોડમાંથી આગળ




નમી ગયેલું, સાંકડી અને બેસી ગયેલી છાતી દેખાય છે. આ રોગને નાબૂદ કરવા માટે વિટામિન 'ડી' મુખ્ય છે.

ઊગતા સૂર્યના કિરણો તેમજ આથમતા સૂર્યના ઠંડા કિરણો વીસથી પચીસ મિનિટ ખુલ્લા શરીર પર ઝીલવાથી વિટામિન 'ડી' મળે છે. આ પ્રમાણે થોડા મહિના નિયમિતપણે સૂર્યના કિરણોનું સ્નાન કરવાથી 'સુકતાન' (Rickets) નામનો રોગ દૂર થાય છે. અને શરીર સશક્ત, ખડતલ અને તન્દુરસ્ત બને છે

ખોરાકમાં ચૂનાનું તત્ત્વ ઓછું હોવાથી શરીરમાં અનેક રોગો ઉદ્‌ભવે છે એ સાચું છે પણ કેટલીક વાર ચૂનાનું તત્ત્વ પૂરતા પ્રમાણમાં માણસને મળતું હોય છે છતાં રોગનો ભોગ બને છે તેનુ શું ? આ વાત પણ વિચારવા જેવી છે. શ્રીમંત લોકો દૂધ અને ફળો ખોરાકમાં લે છે છતાં તેઓ પ્રતિદિન દવાના ઘૂંટડા પર જીવતા હોય છે. તેઓના બાળકો પણ વારંવાર માંદા રહે છે. શરીર પણ સુકલકડી અને ફિક્કાશ વાળું હોય છે. પૂરતા પ્રમાણમાં દૂધ અને ફળો મળવા છતાં રોગ આવે ત્યારે કલ્પી શકાય છે કે એ પૌષ્ટિક અને પોષણ તત્ત્વોવાળો ખોરાક તેઓ પચાવી શકતા નથી. તેઓનું જઠર એ ખોરાકમાંથી સમ્પૂર્ણ રસ કસ ચૂસવાને સમર્થ નથી, સામાન્ય રીતે ખાધેલો ખોરાક પચતો નથી એટલે રોગ આવે છે.

ગરીબ લોકો પરસેવો ઊતારીને મજૂરી કરે છે. તેઓના ખોરાકમાં સૂકો બાજરા-જુવારનો રોટલો, કાંદા અને મરચું હોય છે. તેઓનાં ખોરાકમાં પૌષ્ટિક પદાર્થો જેવાં કે દૂધ, ઘી, માખણ, ફળો, શાક-ભાજીઓ ભાગ્યે જ હોય છે. છતાં આ લોકોના શરીર ખડતલ, હૃષ્ટપુષ્ટ જોવામાં આવે છે. તેઓના બાળકો પણ તન્દુરસ્ત હોય છે. આ લોકો ભાગ્યે જ માંદા પડે છે.

જે પદાર્થો ખોરાકમાં લેવામાં આવે તેને ખૂબ ચાવીને ખાવા જોઇએ. તેમજ એ ખોરાકને સમ્પૂર્ણ પચાવવા શારીરિક મહેનત કરવી જોઇએ. શારીરિક-શ્રમનો મહિમા સમજાય તો જ શરીર સ્વાસ્થ્ય જાળવી શકાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે શરીરને નીરોગી રાખવા માટે કિંમતી પોષણ તત્ત્વવાળો ખોરાક જરૂરી છે તેના કરતાં જે ખોરાક લેવાયો હોય તેને બરાબર પચાવવો એ વધારે મહત્ત્વનું છે.

**ચૂનો (Calcium) નીચેના પદાર્થોમાં મળે છે.**

દૂધમાં ચૂનાનું તત્ત્વ સૌથી વધારે છે. દરરોજ ૨૦ થી ૨૫ તોલા દૂધ ખોરાકમાં લેવામાં આવે તો ચૂનો પૂરતા પ્રમાણમાં શરીરને મળી રહે છે. બાળકોને તથા સ્ત્રીઓને દૂધ અત્યંત ઉપયોગી છે. સારી ઉચ્ચ શકિત આપનારું પ્રોટીન તત્ત્વ છે. એમાં વિટામીન છે અને ક્ષાર ખૂબ છે એટલે બલપ્રદ પીણા તરીકે લેવું જોઇએ. લીલું ઘાસ ખાનાર ગાય અને ભેંસના દૂધમાં વિટામિન પુષ્કળ છે. દૂધ સર્વોત્તમ ખોરાક તરીકે ઓળખાય છે. દૂધ માફક ન આવે તો દહીં, છાશ, માખણ વગેરે લેવાં જરૂરી છે.

આ ઉપરાંત ઘઉંનું થૂલું, આખા ઘઉં, બાજરો, લીલા વટાણા, કોબી, ડુંગળી, ફૂલકોબી, ભીંડો, તાંદળજો, લલિતભાજી, (Salad) દૂધી, ગાજર, મૂળા, પાલખ, લીલવા, પનીર (Cheese), રતાળુ, બદામ, આંબળાં, કેળાં, અનનસ, લીંબુ, મોસંબી, સંતરા, દ્રાક્ષ, સૂકાઅંજીર, પીચ, સક્કરજન, ખજૂર, તરબૂચ, પપૈયું, ઈંડાંનો પીળો ગર્ભ વગેરેમાં ચૂનાનો ક્ષાર મળે છે.

સામાન્ય રીતે જે પદાર્થોમાં ચૂનાનો ક્ષાર હોય છે તેમાં ફોસ્ફરસનો થોડો પણ ભાગ મળી આવે છે. ખોરાકમાં ચૂનાના ક્ષારનું પ્રમાણ ફોસ્ફરસ કરતાં વધારે રહેવું જોઇએ.

ચૂનાનો ક્ષાર 'ચેતન' વાળો અને 'જડ' એમ બે પ્રકારના હોય છે. અહીં જે ચૂનાના ક્ષાર વિષે કહેવામાં આવેલ છે તે ચેતનવાળા ચૂનાની મહત્તા છે. ચેતન વાળો ચૂનો, લીલાં શાક-ભાજીઓ, દૂધ, તેમજ ઉપર જે





પદાર્થોનાં નામ રજૂ કર્યા છે તેમાંથી મળી રહેશે. 'ચેતન' ચૂનાનું તત્ત્વ સહેલાઇથી પચી જાય છે, અને શરીરને સ્વસ્થ રાખે છે. જ્યારે 'જડ' ચૂનાનું તત્ત્વ શરીરને ખાસ ઉપયોગી નીવડતું નથી. ભસ્મો, કે પાનમાં વપરાતો ચૂનો કે ચૂનાની ટીકડીઓ કે પાઉડર એ બધાની ગણતરી જડ ક્ષારોમાં થાય છે. તાત્કાલિક આવા ચૂનાના જડ ક્ષારો શરીરને સહાયરૂપ થતા હશે, પણ સ્થાયી–લાંબાકાળ સુધી લાભ મેળવવા માટે સજીવ-ચેતન ચૂનાના ક્ષારનો ઉપયોગ કરવો ઘટે.

**ફોસ્ફરસ** મોટે ભાગે લીલા શાક–ભાજીઓમાં તેમજ ઘઉં, મકાઇ, હાથછડના ભાત, પાલખ, દૂધી, મૂળા, તાંદળજો, મેથી, લલિતભાજી, (Salad) સક્કરજન, કોબી, ફૂલકોબી, છાશ, દૂધ, બદામ, નાળિયેર અને ઇંડાંમાંથી મળે છે.

**લોહ** માટે લીલા પાનવાળી ભાજીઓ, સક્કરજન, ગાજર, ઘઉંનું થૂલું, ખજૂર, સુકા અંજીર, કાળીદ્રાક્ષ, બદામ, શેરડી, દાડમ, મોસંબી, સંતરા, ટમેટા, લીલાં આંબળાં, લલિતભાજી [Salad] વગેરેનો ખોરાકમાં ઉપયોગ કરતા રહેવું.

**આયોડીન** માટે લીલા ચોળા, લીલા વટાણા, લસણ, કાંદા, ગાજર, ટમેટા, કોબી, લલિતભાજી [Salad] અનનસ, કેળાં, નાસપતી વગેરેમાં ઠીક પ્રમાણ મળે છે.

આયોડીન ક્ષારની સહાય વગર ચૂનાનો ક્ષાર કાર્ય કરવાને અસમર્થ છે.

ચૂનાના ક્ષારની સાથે 'ફોસ્ફરસ,' 'લોહ' અને 'આયોડિન'ને સુમેળ છે. નિકટનો સંબંધ છે જેથી ટૂંકામાં અહીં એનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

ચૂનાની ઉપયોગિતા શરીરને કેટલી છે એ બાબત અહીં રજૂ કરવામાં આવી છે. આપણે આપણા ખોરાકમાં ચેતન ચૂનાના ક્ષારના તત્ત્વો પૂરતા પ્રમાણમાં મળે તે માટે દૂધનો વધારે છૂટથી ઉપયોગ ખોરાકમાં કરવાનું ભૂલવું ન જોઈએ.

જેને દૂધ લેવાનું પોસાતું ન હોય તેણે શાક ભાજીઓનો વિપુલ પ્રમાણમાં ખોરાક તરીકે ઉપયોગ કરતા રહેવું. શરીર ઘડતરમાં ચૂના જેવા મૂલ્યવાન અગત્યના ક્ષાર વિષે આપણે બેદરકારી રાખીશું તો ભવિષ્યમાં શરીર ભાંગી જશે, અને તન્દુરસ્તીને બદલે માંદગી આપણી જીવનભરની સાથીદાર બની રહેશે.

## મૂર્ખાઇ

સાચું કહું ? જગત મૂરખ છે બધું યે !
અલ્લાહસર્જિત જ આ શયતાન કેવો
સર્જે છ જાળ વિધવિધ પ્રલોભનોની !
ને આ જગત્ મૂરખ ત્યાં જ ધસે ફસાવા !

શેખઆદમ આબુવાલા




## અનુસંધાન પાન ૧૬ થી ચાલુ

એવી અવસ્થા હોય ત્યારે, જે અવસ્થા થાય છે, તે અવસ્થાનું વર્ણન કરતાં કલાપી કહે છે:—

> ફેંકી દ્રષ્ટિ અતિ દુઃખ ભરી, પ્યારીના નેત્ર સામે,
> જે દ્રષ્ટિમાં દુઃખમય અમી, વ્હાલનું વર્ષી રે'છે.

ભવિષ્ય તરફ દ્રષ્ટિ કરતાં, વ્હાલને લીધે દ્રષ્ટિમાં દુઃખ આવે છે; અને એ દુઃખમય અમી છે. કોઇ સંબંધીના ભયંકર મંદવાડ વખતે મનુષ્યના હૃદયમાં જે દુઃખમય વ્હાલ છે, એનું આ અસરકારક વર્ણન છે:—એ વાતને કલાપી વધારે સ્પષ્ટ રીતે મેનાવતી અને ગોપીચંદના સંવાદમાં આપે છે. કેટલીક વખત-અને તમે એ વાત અનુભવશો તો જ ખબર પડશે—બાળકની નિર્દોષ રમતથી માતાનું હૈયું ભરાઇ આવે છે. મેનાવતી ગોપીચંદને જવાબ આપે છે: 'કેવો બાળકની માફક પાણી ઉડાડે છે.' આનો અર્થ એટલો જ કે ગોપીચંદની રમતને તેની માતા જુએ છે; અને જોતાં તેના હૃદયમાં ભવિષ્યનો અંધકાર છાઇ જાય છે. એ આનંદ એવી રીતે વ્હાલભર્યાં દુઃખનું કારણ છે, કારણ કે,

> 'We look before and after
> And pine for what is not,
> Our sincerest laughter,
> With some pain is fraught.

ભવિષ્યનો અંધકારમય પડદો ઉપાડીને મનુષ્ય દ્રષ્ટિ ફેંકે છે, ત્યારે કેટલાક સત્ય અને અસત્ય, ભય શંકા તથા અભિલાષના વિચારો હૃદયને ઘૂમાવે છે; અને ત્યારે ઘણી વખત મનુષ્ય ભૂલી જાય છે કે 'Mors Janua vitae' અર્થાત્ મૃત્યુ એ નવજીવનનું દ્વાર છે, એ ગંભીર સુત્રને હાથ લેતાં પહેલાં મનુષ્ય, ગોપીચંદની માફક,

'એ સંકટમય અમરત્વ કરતાં તો કોઇ વ્હાલાંને હાથે ઝેરનો પ્યાલો પી જવામાં વધારે મજા : અને એ અમરત્વ કરતાં હું હમેશાં બિમાર રહીને તમારી સારવાર જોયા કરૂં એ વધારે મીઠું ' હેમલેટ મૃત્યુના અંધકારથી ધ્રુજે છે; અને એ ધ્રુજારી વાસ્તવિક છે. કારણ કે અંધકારમાં જતાં બાળક ડરે, તેમ મનુષ્ય મૃત્યુમાં જતાં ડરે છે. મૃત્યુને નવીન જીવન ગણતાં પહેલાં મનુષ્યની ઇચ્છા, સ્મરણમાં રહેવાની, અને વ્હાલાંઓને સ્મરણમાં રાખવાની હોય તે.

> શત્રુ મુજ સહુ વીસરૂં
> વીસરૂં જગ દુઃખને,
> એક પ્રિય જન આત્મને
> નવ વીસરૂં હું કો ક્ષણે.

એ રા. નરસિંહરાવે દર્શાવેલા સત્યને કલાપી ટેકો આપે છે.

> 'એ મ્હોનું હું સ્મરણ કરતાં ઝિંદગી ગાળતો છો
> ચાલ્યા જાતા શશી રવિ ગ્રહો આથમી કે ઉગી છો!'

પરંતુ મનુષ્યનો આત્મવિકાસ મૃત્યુ વિષે વધારે ગંભીર વિચાર શિખવાડે છે; અને ત્યારે વર્ડઝવર્થની માફક,

> No more shall grief of mine,
> the season wrong
> My heart is at yonr Fastival.

મૃત્યુ આનંદમય દશા લાગે છે; અને ત્યારે, લાગે છે કે:—

> કડુ ઔષધ મ્હેં પીધાં દેહ
> હિત કાજે ઘણાં
> કેમ સ્થિર રહી ના પીઉં
> કડુભાસી ઔષધ આજ એ.

કલાપી પણ,

> બન્ને ઉઠી શિથિલ પગલે ગોખમાં આવી ઉભાં,
> ભારે હૈયે કુદરત તણું શાંત સૌન્દર્ય જોતાં,

એમ કાંઇક ગ્લાનીવાળા તે હૃદય પાસે અંતે મૃત્યુનો પ્રશ્ન લાવે છે: શબને જોઇ સ્ત્રી ચમકે છે; પ્રશ્ન કરે છે; અને કહે છે;

> રોવા તેને જગપર નથી કોઇ ના દાહ દેવા
> વ્હાલા તેનું સુખમય હશે મૃત્યુ કેવું થયું હા !

અને આ સ્નેહની પરમ અવસ્થા જોઇ, રા. મોહનલાલ કહે છે તેમ સ્ત્રીનું હૃદય સ્નેહપૂર્ણ થતાં 'લાંબા વાગ્જાળથી પ્રિયતમને સંબોધતી નથી,





પરંતુ જ્યારે હૃદય સ્નેહપૂર્ણ હોય છે ત્યારે જે શબ્દનું વર્ણન હૃદયનો ભાવ દર્શાવી શકતું નથી, અને તેથી સુંદરીનું

આભારે કે પ્રણય ઉભરે શીશ નીચું નમે છે!

અને છેવટે મેનાવતીના શબ્દોમાં કહીએ તો, સુંદરી કહે છે, અત્યારે તું જેવો છે તેવો નિત્યે રહી શકશે નહિ. જેને તું જાણતો નથી તેમાં તારે પસાર થવું પડશે, અને જે 'કોણ જાણે કયાંએ દૂર હશે' એમ ભાસે છે તે થોડા જ સમયમાં આવી ઉભું રહેશે, તેથી,

તૈયારી તું પ્રિયતમ કરી, મૃત્યુની લે અગાડી,
ને મ્હારો તું કર ગ્રહી મને સાથ લેને ઉપાડી.

અને કલાપી, બિલ્વમંગળની પ્રિયતમાને આટલી ઉત્કૃષ્ટ સ્ત્રી ચિતરે છે;

રા. ન્હાનાલાલની 'જયા' નું ચિત્ર હવે સહમજાશે

એક જવાલા જલે તુજ નેનનમાં,
રસ જ્યોત નિહાળી નમું હું નમું!
એક બીજ જલે નભ મંડળમાં,
રસ જ્યોત નિહાળી નમું હું નમું!

કારણ કે રા. ન્હાનાલાલ એક મહીઆરીનું એક દિવસનું સાદું અને સુંદર જીવન ચિતરતાં કહે છે:

સંસાર ઉપવનમાં ગૃહકુંજ શોભે
કર્તવ્ય-ધેનું પય-અમૃત શું મધુ દે
પ્રીતિ પનોતું શુભ સ્નેહી કુટુંબ રાજે
ત્યાં યે સદા સતી હૃદે પતિવેણુ ગાજે!

અહીંઆ સદ્‌ગત નવલરામના શબ્દો યાદ આવે છે;

સંસારનું નુર નાર, સજ્જન, સંસારનું નુર છે નાર!

સ્નેહ એ સ્ત્રીનો વિષય છે. અને તેથી એ વિષયમાં સ્ત્રી જેટલી વધારે વિશ્વાસુ તેટલો સંસાર વધારે સુખમય બનાવી શકે છે; રા. બળવંતરાય ઠાકોર ખરું જ કહે છે:

ચકવા જોડી એજ ખરી છે.
વિયોગથી કરમાય ઝુરે.

સ્નેહની એવી ઉત્કૃષ્ટ સ્થિતિમાં સ્ત્રી હૃદયમાં પતિનો ધ્વનિ થઇ રહે છે; અને એ ચિત્ર આપતાં રા. ઠાકોર કહે છે તેમ:

વ્હાલા મારા નિશદિન હવે થાય ઝંખા તમારી
આવો આપો પરિચિત પ્રતીતિ બધી ચિત્ત હારી.

કલાપી બિલ્વમંગળના મુખમાં છેવટ,

રે! કલ્યાણી! સખી! ગુરૂ! પ્રિયે પ્રેમની દિવ્ય જ્યોતિ!
તારે પંથે વિહરીશ હવે જાળ જંજાળ તોડી.

એ રસમય પંક્તિઓ મૂકે છે; અને આ સર્વનો વિચાર કરતાં,

શું વિચારૂં! મુજ મગજ આ બ્હાવરું તો બને છે.
શું વિચારૂં? મુજ હૃદયમાં આંસુડાં ઉભરે છે!

ગુજરાતી સાહિત્યનું આવુ સૌન્દર્ય છે; આટલું સૌન્દર્ય છે; તમે ગુજરાતી ભાષાનાં સંતાન છો; અને એક કલાક જેટલા થોડા સમયમાં હું તમને સર્વ ખજાનો દર્શાવી શકયો નથી; એ બે વાત લક્ષમાં લઇ, તમારી માતૃભાષા માટે કાંઇક પ્રયાસ કરશો તો તે રાષ્ટ્રીય ભાવનાના પ્રવાહમાં વહન કરવા જેવું છે: છેવટે આટલું જ ઇચ્છવાનું રહે છે:

ગુંજો ઉંડો સુખથી સૌજ પ્રવાસમાં આ,
યાત્રા પવિત્ર રમણીય સ્થલે સ્થલે છે!

## નવો શ્લોક

સ્મૃતિઓ સર્વ ઊઠે છે, સાથે આત્મ અનુભવે
સ્મૃતિની કારમી વૃત્તિ,—આજે શ્લોક નવો કવે.

જ.

## બે મંદિરો: કયું શ્રેષ્ઠ ?

ચારે તરફના ડુંગરાઓની નિર્જન શિખરાવલિ વચ્ચે, એવે ઠેકાણે ત્યાં બે મંદિરોને ઊભેલાં જોઈને, મુસાફર માત્રને આશ્ચર્ય થતું. એક સવાલ એને હૈયે આવતો:

'આંહીં આ મંદિરો બાંધવાનું કોને સૂજ્યું હશે ? આવા નિર્જન જંગલમાં ? નથી આંહીં કોઈ રાજમાર્ગ, નથી કોઈ મોટું શહેર પાડોશમાં, નથી એવી કુદરતી રમણીયતા.

આ બન્ને મંદિરો વિષે એક દંતકથા ચાલતી આવતી હતી.

એવું બન્યું હતું કે એક વખત એક વણજારો પોતાની મોટી વણજાર લઈને મુસાફરીએ નીકળ્યો. એની સાથે લાખો રૂપિયાનો માલ હતો. એની ભેગી મોટી માનવમેદની હતી. સેંકડો પ્રાણી હતાં. એ વણજાર મુકામ કરતી કરતી આંહીંથી નીકળી અને વણજારાનો એકનો એક છોકરો કોઇ જીવલેણ માંદગીમાં આંહીં સપડાઇ ગયો. વણજાર અટકાવવી પડી.

આ વખતે તો એને વેપારમાં છન્ના છન્ની થાય તેમ હતું. એનો એક દી ખોટી થાય અને સેંકડો રૂપિયા ખોટા થાય; વૈદોએ અનેક ઉપાયો માંડયા. વણજારાએ સોનારૂપાથી શરીરને તોળવાની દેવબાધા રાખી. પણ શરીર છોકરાનું પડી ગયું. એનો એક નો એક એ દીકરો હતો, એટલે એના શોકની તો કોઇ સીમા ન રહી.

પણ છેવટે તો દુ:ખનું ઓસડ દહાડા એ પ્રમાણે એણે પાછો જીવનવ્યવહાર શરૂ કર્યો, વણજાર આગળ ચાલી. શોક સાથે રહ્યો. મૃત્યુ પામનાર પાછળ રહ્યો.

જ્યારે એ પાછો ફરીને આ જ માર્ગે નીકળ્યો ત્યારે એણે એક આશ્ચર્ય જોયું.

દૂર દૂરની એક નાનકડી ટેકરી ઉપર કોઈકે એક નાનકડું મંદિર બાંધ્યું હતું !

હતું નાનકડું, પણ જાણે એ આખા જંગલને શોભાવતું ત્યાં ઊભું હતું ! વણજારાને નવાઈ લાગી. આંહીં આવું મંદિર બાંધવાનું કોને સૂજ્યું હશે ? એણે તપાસ કરી તો ખબર પડી કે જે દિવસે એનો છોકરો મરણ પામ્યો, બરાબર એ જ દિવસે, એક કઠિયારીબાઈનો એક નો એક નાનકડો છોકરો પણ આંહીં આ નિર્જન સ્થળમાં જ મરણ પામ્યો હતો.

એ બિચારી લાકડાં વીણતી રહી ને છોકરાને કોઈક આભડી ગયું ને એ ગયો તે ગયો.

એ રાંકબાઈની પાસે કયાં હજારોની સમૃદ્ધિ હતી કે એની યાદ જાળવવા એ કાંઇ કરે ? છતાં એણે પોતાના જીવનનિર્વાહના કઠિયારાના કામ ઉપરાંત એક નવું કામ ઉપાડયું.

એ નવું કામ હતું લોકનાં દળણાં દળવાનું ! દળી દળીને જે પૈસો ભેગો થયો એ એણે આંહીં આ નાનકડા મંદિરમાં વાપર્યો. એ રીતે એણે છોકરા માટે કાંઇક કર્યાનો સંતોષ લીધો ! પણ મંદિર તૈયાર થયું છતાં એમાં એ કોઈ દેવને પધરાવી શકી નહિ !

ગમે તે દેવનું નામ લ્યે–બ્રાહ્મણો એના આવાગમનનું એટલું મૂલ્યાંકન મૂકે કે, આ બિચારી પિસનહારી તો મોંમા આંગળાં જ નાખી જાય.





છેવટે તો એમાં કોઇ જ દેવ આવી શકયા નહિ. દેવને આવવાનો માર્ગ સોનાનો હતો. પિસનહારી પાસે તો કાંકરા હતાં! પિસનહારીએ પોતાની જાત ઘસી ઘસીને પોતાના એકના એક અભાગી પુત્રની સ્મૃત્તિ જાળવવાનો મનમાં સંતોષ લીધો એટલું જ.

વણજારાને આ સાંભળીને પોતાના છોકરા માટે કાંઈક સ્મૃતિ કરવાનું મન થયું! સેંકડો કારીગરો એણે બોલાવ્યા. પોતાના પુત્રની યાદીમાં એણે પણ, એક ડુંગરડાની ધાર ઉપર ગગનગામી મંદિર શરૂ કર્યું. એના કળશની અને સ્તંભની શોભા નીરખતાં માણસ થાકે નહિ એવું એ અનુપમ થયું.

એ પૂરું થયું ને એની દીપમાલા જ્યારે પ્રગટી ત્યારે તો ફરતી સાત સાત ગાઉની ભોંમાં માણસની મેદની માતી ન હતી.

'વણજારાનું મંદિર' એક રાતમાં ખ્યાતિ પામી ગયું. 'પિસનહારીનું મંદિર' એક રાતમાં જનસ્મૃતિમાંથી જાણે સરી ગયું!

પિસનહારી બિચારી રોઇને બેઠી રહી. એના દેવ વિનાના મંદિરને હવે તે કોણ લેખવાનું હતું?

અને કાળને ખોળે! દેવવાળું મંદિર પણ ત્યાં ઊભું રહ્યું.

એક વખત એક ગાંડો ફરતો ફરતો ત્યાં આવ્યો. એ લોકોને દેવ મંદિરમાં જતા જોઇને હસી પડયો.

'અરે! અરે! આ લોકો કેવા ગાંડા છે જ્યાં દેવ નથી ત્યાં દેવ જૂએ છે. અને જ્યાં દેવ છે. ત્યાં ખાલી જગ્યા જુએ છે!'

અને લોકોએ એને એના ગાંડપણ માટે હસી કાઢયો.

[૨]

## થાળીવાજું આવ્યું પછી

એક વખત એક માણસ શહેરમાં ગયો. ગામડાનો પોતે રહેવાસી હતો, બે અક્ષર ભણ્યો હતો. એને કોઈક એવી ચીજ શહેરમાંથી લાવવી હતી કે જે ચીજ ગામડામાં નવી નવાઇની લાગે અને વળી એમાંથી પોતાનું ગુજરાન પણ થાય.

શહેરમાં ફરતાં ફરતાં એણે એક થાળીવાજું સાંભળ્યું. એ વખતે થાળીવાજાની માણસોને નવાઇ હતી.

એણે એ થાળીવાજું લીધું. પોતાના ગામડાને ચોરે ઉઘાડું મૂક્યું. અને પછી જોઈ લ્યો—મજા અરધી રાત સુધી ત્યાંથી કોઇ ખસ્યું જ નહિ ને!

ગામડામાં તો આ નવી ચીજે મોહિની લગાડી. ભજનિકોની મંડળી જામતી અને ગળતી રાતનાં દાસ જીવણનાં ભજનો હવામાં થઇને આવતાં એ બંધ થઈ ગયાં. ગરબી ગરબા પણ બંધ થઇ ગયાં. છોકરાઓ પણ ડાહ્યા ડમરા થઇને થાળીવાજું સાંભળવામાં પોત પોતાની રમત ભૂલી ગયા.

ગામ આખાને આ એક વ્યસન થઇ ગયું. થાળીવાજું સાંભળવાનું.

પછી પેલા માણસે ધીમેથી એક નાનકડી તંબૂડી ઊભી કરી. બે પૈસા ફીના રાખ્યા. ફી ભરે એને સંભળાવવાનું રાખ્યું. એને તો ઘેર બેઠાં ગંગા આવી. હંમેશાં ટંકશાળ શરુ થઈ. વગર મહેનતે એને પૈસા મળવા માડયાં!

એમાંથી તો એક પરંપરા ઊભી થઈ. સૌ થાળીવાજાનાં નમાલાં ગીત ગાંવા મંડયા. આખા




ગામની શેરીમાંથી ભજનોએ, દુહાએ, તુલસીકૃત સાખીઓએ, જૂની જૂની વસ્તુઓએ વિદાય લેવા માંડી.

ગામ આખું જાણે નમાલાં રોગિષ્ઠ રાગડાથી ઉભરાઇ હાલ્યું!

એક વખત આ રોગિષ્ઠ રાગડાનો વારસો લઇને એનો પોતાનો છોકરો જ આમાંથી ચાળારેનનાં ગીત ગાવા મંડયો!

તે દિવસે એણે છોકરાને ધમકાવી કાઢયો. બાપની બીકથી છોકરો મોટેથી ગાતો બંધ પડયો. પણ એને બદલે એનું મન મોટેથી ગાવાનું શીખવા માંડયું!

અને એક દિવસ પાછો એ જ રોગિષ્ઠ વારસો ઉભરાઇ હાલ્યો!

પેલા માણસે, એટલા વખતમાં, ઠીક ઠીક પૈસા પેદા કર્યા હતા. એને લાગ્યું કે એણે આ થાળીવાજાથી ગામની કુસેવા કરી છે. એણે થાળીવાજું ફોડી નાખ્યું!

બીજે જ દિવસે ગામમાં એકી સાથે પાંચ થાળીવાજાં દેખાયાં!

પેલો માણસ તો વિચાર કરવા માંડયો કે આ તો ભારે થઈ. ગામ આખું પોતાની શાંતિ ખોઇ બેઠું. સુખ ખોઇ બેઠું. નકામી જરૂરિયાતની પાછળ પોતાનું જીવન વેડફી રહ્યું છે! એટલે એણે પછી થાળીવાજાની વિરુદ્ધ હિલચાલ ઉપાડી.

લોકોએ એનો હુરિયો બોલાવ્યો. કહેવા માંડયા કે એ તો ગાંડો થઈ ગયો છે!

આ માણસને પસ્તાવો ઘણો થયો. એણે થોડાક પૈસા તો ભેગા કર્યા પણ એનું પોતાનું ગામ એ એણે હંમેશને માટે હવે ખોયું.

એ આખી મજા જ જાણે ગઈ!

લોકો કહેવા માંડયા કે એ તો જૂનવાણી થઇ ગયો છે, એટલે નવી વસ્તુઓને આવકારી શકતો નથી.

એ માણસ પોતાના ઘરમાં બેઠો પોતાના વ્યાજ ઉપર નભે છે ને થાળીવાજાને ફીટકારે છે.

પણ સૌ કહે છે કે એ ગાંડો છે!

અને ખરેખર હજી, આ કોયડાનો સાચો ઉકેલ એ લાવી શકયો નથી, ત્યાં સુધી કાં એનું ગામ ગાંડું છે કાં પોતે ગાંડો છે!

બેમાંથી એકને સાચો ઉકેલ મળશે ત્યારે આ વાતનો આરો આવશે! પણ ત્યાં સુધી કાં એનું ગામ ગાંડું છે કાં પોતે ગાંડો છે!

બેમાંથી એકને એનો સાચો ઉકેલ મળશે ત્યારે આ વાતનો આરો આવશે! પણ ત્યાં સુધીમાં કાં તો ગામડું નહિ હોય, કાં પેલો માણસ નહિ હોય, કાં થાળીવાજું નહિ હોય! આ એક કોયડો છે. ઉકેલવા જેવો છે. સૌ સૌની બુદ્ધિની કસોટી કરવા જેવો છે.

[ ૩ ]

## ત્રણ વખત આવ્યો

અચાનક ગામમાં એક શંખનાદ થયો. 'નગરજનો હો!' એવી પ્રલંબસુરાવલિમાં કોઇ સાધુજને વાત વહેતી મૂકી. આજે 'ભગવાન પોતે' આ નગરમાં આવવાના હતા. પણ એ કયાં ઊભા રહેવાના હતા, કોને ત્યાં જવાના હતા, એની કાંઇ ખબર ન હતી. આવવાના હતા એ ચોક્કસ. દિવસમાં કયે વખતે એ પણ નક્કી ન હતું. ગામમાં ધમાલ મચી ગઈ. સૌ બોલવા માંડયા કે અલ્યા ભાઇઓ! આજનો દિવસ પવિત્રતા જાળવજો. ભગવાન આવવાના છે. ગમે તે પળે ગમે ત્યાં આવીને એ ખડા થાશે અને





પછી તૈયાર થવાનો વખત નહિ હોય ! માટે સૌ સવારમાંથી જ તૈયાર થઈ જાજો. ગામ આખું તો ભગવાનના આગમનની તૈયારીમાં પડી ગયું.

એક ભકતબાઈએ એ સાંભળ્યું. એણે પોતાનું આંગણું સાફ કરવા માંડયું. વાળી ઝૂડીને ધૂળ ખંખેરવા માંડી, ખૂણે ખાંચરે અરીસા જેવી સફાઈ શરૂ કરી. 'શેરી વળાવી સજજ કરું' એ ગીતલહરી સાથે એની ઊર્મિએ ઊર્મિ તાનમાં નાચી રહી.

એ એમ સાફસૂફીમાં વ્યગ્ર હતી અને એને આંગણે એક અપંગ માણસ આવી ચડયો. ખડકી બહાર ઊભા રહીને એણે પોતાની દયાભરી વાણીમાં કહ્યું: 'બા.... ઈ....સા...'

'એ એ એ....' એમ ઉતાવળે મોટેથી બોલતા તે હાથમાં સાવરણી લઇને દોડી. 'આજ નહિ, આજ નહિ, આજ નહિ....' તેણે કહ્યુ: 'કાલે આવજે, જા....જા.' અને એણે એને વળાવી દીધો.

પણ અપંગ પાછો ફર્યો ન ફર્યો ત્યા તેની પાછળ જ એની પાડોશણ કાઇક કહેવા માટે ઊભી હતી–એને ત્યાં કોઈક માંદુ હતું એની આને ખબર હતી. એટલે એના ઘરણ મરી ગયાં. આજ ભગવાન આવવાના હતા અને આ સાલ...

'...બેન ! મને તમારે ત્યાંથી...' પેલી પાડોશણ કાંઇક કહેવા માગતી હતી.

'અરે....બાઈ ! આજ તમે પણ અત્યારે કયાં આવ્યાં ? કાલ આવજો...' એણે ઉતાવળે જવાબ દીધો. અને એ ઉતાવળે ઉતાવળે ખડકી વાસતી એ પાછી ફરી. પણ બે પગલાં દૂર જતાં જ એ પડતી પડતી રહી ગઇ. એના પાલવને સાહીને કોઇકનું ભૂલુ પડેલું શિશુ કોણ જાણે કયારે ઉઘાડી ખડકીમાંથી ફળીમાં પેસી ગયું તે એના વાળ્યા ચોળ્યા ફળીમાં પગલી પાડતું એનો પાલવ સાહીને એને પોતાની મા જાણીને ચાલી રહ્યું હતું !

'અરે ! આ વળી આંહીં કયાંથી ?' તેણે એકદમ ઉતાવળે બહાર દોડીને પેલી પાડોશણને જ એને મૂકી આવવાનું કામ સોંપ્યું. એને ત્યાં આજે ભગવાન આવવાનો સંભવ હતો અને આજે જ આ ઉપાધીઓ આવતી હતી !

અને પછી એ ઉતાવળે ઉતાવળે પાછી ફરીને પોતાના ભગવાન માટે પાછું ફળી સાફ કરવા માંડી. પેલા શિશુનાં પગલાં પણ ભૂસી નાંખ્યાં. રસ્તામાં એણે ફૂલ વેર્યાં. ચારે તરફ સુગંધી જલ છાંટયાં. ધૂપદીપ ને નૈવેદ્ય તૈયાર કર્યાં. છોડછોડના પાને પાનની તાજગી દેખાય એમ જલસિંચન શરૂ કર્યું. આખું ફળી હસી રહ્યું ! એને લાગ્યું કે ભગવાન ચોકકસ આંહીં જ આવશે ! અને આખા ગામમાં એના ઘરની તોલે આવે એવું એક પણ ઘર નથી એ વિચારે એ અંતરમાં ને અંતરમાં હસી રહી !

પણ સાંજ પડી ભગવાન આવ્યા નહિ. દીવા પ્રગટયા, હજી એ દેખાયા નહિ. આકાશમાં તારા ઊગ્યા, એનાં પગલાં કયાંય સંભળાયાં નહિ. અને ગામમાં તો કર્ણોપકર્ણ વાત ચાલતી હતી કે ભગવાન તો ગામમાં આવી ગયા. ને ફરીને પાછા પણ ગયા !

કોને ત્યાં આવ્યા એ કોઇ કહેતું નથી. મારે ત્યાં નથી આવ્યા એમ પણ કોઈ જણાવતું નથી. મારે ત્યાં આવ્યા છે એ વાત

# એક નાનો પ્રવાસ

વજુભાઈ ત્રિવેદી

[ ૧ ]

બે વાગે બપોરે શ્રી ચારુ બહેને મને જ્યોતિસંઘના એક નાના પ્રવાસ સાથે સામેલ થવા આમંત્રણ આપ્યું, રાત્રિના ૧૦ ક. ને ૨૦ મિનિટે આબુ તરફ જતી નાની ગાડી અમારે પકડવાની હતી

રાત્રિના નવનો શુમાર થયો અને લગભગ સિત્તેરથી પોણોસો બહેનો અમદાવાદના સ્ટેશનમાં દાખલ થયા. બન્ને બોગીમાં દરેક પ્રવાસી બહેનોએ પોતાની બેઠક લઇ લીધી. ગાર્ડની વ્હીસલ સાથે અમે અમદાવાદ છોડયું.

પ્લેટફોર્મ છોડતાની સાથે બન્ને બોગીઓ સંગીતથી ગૂંજવા લાગી. રાત્રિનો તાલ પણ સાથે જામતો હતો. સ્ત્રીશકિતની પ્રબલ જ્યોતિઓ જાણે ટ્રેઇનની બહાર પ્રકાશ વેરતી કૂચ કરતી ચાલી જતી હોય એવો ભાસ થતો હતો, આવી રીતે રાત્રિની મુસાફરીનાં કલાકો એક પછી એક જવા લાગ્યા.

સંગીતની લહરીઓ સાથે મહેસાણા, પાલનપુર વગેરે સ્ટેશનો છોડી દીધાં. ચિત્રલેખા શ્રી વનલીલા કિનારીવાલાએ કેમેરામેનનો હોદ્દો ધારણ કર્યો હતો મારા ડબ્બામાં શ્રી ગુણવંતી બહેન, વિદ્યાબહેન, નિર્મળાબહેન પરીખ, સરોજબહેન, કુસુમબહેન વગેરે હતા. સંગીત પૂરું થયું અને વાર્તાલાપ તથા અંતકડીઓની રમૂજી રમતો શરૂ કરી દીધી. આંખનું એક પણ મટકું માર્યા સિવાય બહેનોએ લગભગ ચારની પહેલી પરોઢનો સમય પસાર કરી દીધો.

બરાબર ચાર વાગે સવારે અંધારામાં અમે બધા ચિત્રાસલી સ્ટેશને ઊતરી પડયા. પાછલી રાતનું ચાંદનીનું અજવાળું અમારી દૃષ્ટિ સમક્ષ રૂપેરી પ્રકાશ પાથરી રહ્યું હતું. અહીંથી ઊતર્યા પછી અમારે ચાલીને બાલારામ જવાનું હતું, ત્યાં કુદરતનાં સાન્નિધ્યમાં તેને ખોળે મહાદેવ બિરાજ્યા હતા. પાછલી રાત્રે પહાડનાં રસ્તે ચાલવાનું હોવાથી ચિત્રાસલી સ્ટેશને અમે થોડોક આરામ કરવા બેઠાં. કુદરત પાંશરી હતી. સ્ટેશનની સામે કેટલીક ભેંશો એના ગોવાળો સાથે ઉતારો નાખી પડી હતી. ડોલો ભરી ભરીને તાજું ખડી જેવું દૂધ અમારી સામે ખડું થઇ ગયું.

અમદાવાદનું શ્વેતરંગી દૂધ અને આ ખડી જેવા દૂધ વચ્ચેનું અન્તર જમીન આસમાન જેટલું હતું. દૂધની ભરી ડોલો જોઇને દરેક બહેન ગ્લાસ લઇ લઇને ગોવાળને વીંટળાઇ વળ્યાં. જેને જેમ ફાવ્યું તેમ દૂધ પીધું. હવે દૂર પહાડો પાછળથી આભ ખીલતું હતું. ઉષાના રંગો જમીન પર પથરાવા લાગ્યા. થેલી, પોટલાં અને ભાતાના ડબ્બાઓ લઇને બહેનો બાલારામનાં પહાડી રસ્તા ઉપર ચાલવા માંડયાં. વચમાં વચમાં ચઢાણ અને ઉતાર આવતા હતા. રસ્તામાં સવારની મીઠી સુરખી વાતી હતી. પક્ષીઓના ટોળાં પહાડની ગાળીમાં આવેલાં ઝાડો ઉપરથી આસમાનમાં ઊડી જતાં અદૃશ્ય થતાં હતાં. અમે થોડા સમયમાં બાલારામ આવી પહોંચ્યા.

પછી તો પૂછવું જ શું ' કુદરતનાં ખીલતાં રંગોમાં શકિતઓ પ્રકાશી ઊઠી. પહાડમાંથી વહેતાં

---

પણ કોઇ માંડીને બોલતું નથી. આવ્યા ન આવ્યાના વાતાવરણમાં જ ભગવાન રહ્યા હતા !

છેવટે એ થાકીને સૂઇ ગઇ. પણ રાતમાં એને સ્વપ્નું આવ્યું અને એ બેબાકળી ઊઠી, 'અરે ! આ શું ? મને ભણકારા સંભળાયા કે કોઇ સાચે જ બોલ્યું ? કોણ મને કહી રહ્યું હતું કે હું કાલે તારે ત્યાં ત્રણ ત્રણ વખત સાદ કરીને આવ્યો પણ તું કેવી ? એકે વખત મારો સાદ જ સાંભળ્યો નહિ !'

અને એ ગઇકાલના બનાવને પહેલેથી છેલ્લે સુધી સંભારવા માંડી. એને ખાતરી થઇ ગઈ કે ભગવાન આ બાજુ આવ્યા જ ન હતા. અને છતાં અંદરથી જાણે કોઇ બોલ્યા જ કરતું હતુંઃ 'હું તારે ત્યાં ત્રણ ત્રણ વખત આવ્યો, તેં મને જવાબ જ વાળ્યો નહિ ને !'





ઝરણાંઓથી ભરાયેલ ઝરામાં ન્હાવણ-ધોવણનું કામ શરૂ થયું. આજુબાજુની જગ્યાઓમાં થોડીક રખડપટ્ટી પણ કરી નાખી. વનઘેરી છાયામાં બધાં એકઠાં થયાં, મંદિરનાં ગર્ભદ્વારમાં આવેલ શિવલિંગ ઉપર પહાડમાંથી કુદરતી ઝરણું ગૌમુખી વાટે ઝરતું હતું. અને વડલાઓની ઘેરી ઘટા અરણ્ય સમાન ભાસતી હતી.

બપોરના ભાસ્કરદેવની સવારી માથા ઉપર આવી પહોંચી. મંદિરના ગર્ભદ્વારમાં બિરાજેલ મહાદેવને ઝરણાનાં નિર્મલ પાણીનાં લોટાઓ ચઢાવ્યા. સ્તોત્રોચ્ચાર કરી પૂજન પણ કર્યું, અને આખરે ઉજાણીનાં મહાકાર્યની તૈયારી તડામાર થવા લાગી, બધા બહેનો ગોળાકારમાં બેસી ગયા. પાંદડાઓ અને ન્યુસપેપરમાં અનેકવિધ ઢેબરાંઓ, અથાણા, ચટણી વગેરે ગોઠવી આરોગવાનું શરૂ કરી દીધું. ઉજાણીનો સમારંભ લગભગ એકાદ કલાક સુધી ચાલ્યો. ત્યાર પછી નર્મદાની વચ્ચે અડગ ઊભેલાં કબીરવડ સમા એક ભવ્ય વડની છાયા નીચે રાસ અને ગરબાઓ ગાવાની શરૂઆત કરી. આખીએ રાત્રિનો ઉજાગરો હોવા છતાં અત્યારે થાક અને પરિશ્રમની એકપણ રેખા કોઇપણ બહેનના મુખપર દેખાતી નહોતી. ગરબાની વિવિધતાએ વાતાવરણમાં કુદરતની સૌમ્યતાનો ઓર વધારો થવા લાગ્યો. ભગવાન શ્રીકૃષ્ણના અશ્વારોહણનું નૃત્ય અને રાધિકાનાં ચીરનું ફાટવું એવા ભાવાર્થનો એક રાસ ગાવાની શરૂઆત થઈ.

" હળવા તે કાન ઘોડા ખેલવો રે,
નાગર ઊભા હો રંગ રસિયા.
ફાટી મારા સાળુડાની કોર રે,
નાગર ઊભા હો રંગ રસિયા.

આ રમુજી રાસ પછી તુર્તજ પ્રેમભક્તિ અને આવકારની આરઝુનો એક ગરબો ઉપાડયો. અનેક શક્તિઓનાં ગળામાંથી રણકતો આલાપ જાણે કુદરત સાંભળતી હોય તેમ લાગ્યું. ભગવાન પિનાકપાણી પણ મંદિરનાં ગર્ભદ્વારમાં શાંત ચિત્તે સાંભળવા લાગ્યા. પરંતુ અફસોસ ! આખરે અમારે આ કુદરતનો ખોળો ભાવ ભીના હૃદયે છોડવા માટે સૂચના અમારા સંચાલકભાઈ લાલભાઇએ નિષ્ઠુર હૃદયે આપી. કારણકે ચિત્રસલીથી અમારે ૨-૩૦ મિનિટે ટ્રેઇન પકડવાની હતી. ફરી પાછા દરેક જણ ઝપાટાબંધ થેલીઓ તૈયાર કરી કુદરતનાં આ રમ્ય સ્થળથી એક પછી એક વિમુખ થવા લાગ્યા.

અહીંથી સીધા નવાબનાં મહેલ ફરતું ચકકર લગાવી ટેકરી ઊતરવા લાગ્યા. આકાશમાં દોઢનાં મધ્યાહ્નનો સૂર્ય અમારી મંડળી ઉપર છત્ર ધરવા લાગ્યો.

આ સુવર્ણરંગી છત્ર તો અમને મોંઘું પડયું. આ છત્રની નીચે બહેનોએ પોતાની ઓઢણીનાં છત્ર ધરી ધરી પંથ કાપવાની શરૂઆત કરી. અમારા બધાનાં દિદાર જાણે એવા થઇ ગયા કે જાણે વગર મેઇક અપ કર્યે રંગભૂમિ પર અભિનય કરવા જતા હોઇએ. ચિત્રાસલી પહોંચતાં દરેકનાં ચહેરા પર રવિનાં રશ્મીઓએ વ્યગ્રતા ફેલાવી દીધી. સ્ટેશન આવ્યું અને વૃક્ષની છાયા નીચે બધા ફસડાઇ પડયા. અહીં એકાદ કલાકનાં આરામ બાદ ટ્રેઇનમાં બેસવા તૈયાર થઇને ઊભા; એટલામાં ટુકડીનાં નાયક હેમલતાબહેનનો કેમેરો ચમકયો, અને પ્લેટફોર્મ પર વચ્ચે સૂતેલા એક રંગભર્યા આકર્ષક નાયબાવાનાં કળાભર્યા પોષાકની તસ્વીર ખેંચવા આતુર બની રહ્યો. તસવીર ખેંચાઇ અને આ રમુજી ઘટનાએ પાંચેક મિનિટનો સમય લીધો. ગાડી વેગમાં અમારી તરફ ધસતી આવી. અને સજ્જ થઇને ઊભેલી આખી ટુકડીમાં ભંગાણ પડયું. અમે બધા અસ્તવ્યસ્ત થઇ ગાડીમાં ગોઠવાયા. અને આથમતે તડકે બધા પાલનપુર ઊતર્યા. અહીં અમારે નવાબી પાલનપુરની પુરાતન ઐતિહાસિક જગ્યાઓનું અવલોકન કરવાનું હતું. સ્ટેશને ઊતર્યા. મોટા સ્ટેશન માસ્ટરે અમને ઘણી મદદ કરી. અમારી સાથેનો સામાન તેમણે વિશ્રાંતિગૃહમાં પોતાની દેખરેખ નીચે રાખ્યો અને અમોને નિશ્ચિંત મને શહેરમાં ફરવા જણાવ્યું.




પાલનપુરનો અમારો કાર્યક્રમ જ્યોતિસંઘની કાર્યપ્રણલિકાને હિસાબે અને ઐતિહાસિક અવલોકનને હિસાબે ઘણો જ ઉપયોગી નીવડયો. ટ્રેઇનમાંથી ઊતરતા શ્રી જેશીંગલાલ જોષી કોંગ્રેસ સમિતિ (પાલનપુર વિભાગનાં) મંત્રી, તથા મનસુખલાલ દવે, ઉપરાંત અન્ય ભાઇઓએ સંઘનાં દરેક સભ્યનું સ્વાગત કર્યું.

અહીંથી પ્રથમ અમે પતાળેશ્વર મહાદેવ જોયા. ગુર્જરેશ્વર મહારાજ સિદ્ધરાજનો જન્મ થયો હતો—ત્યાં ગયા. આ જગ્યા ઇ. સ. ૧૧૦૦ની સાલની પુરાણી છે. ત્યાંથી બહાર નીકળી અમે ઉપર આવ્યા. કે તરત જ અમારી સન્મુખ એક ભવ્ય કીર્તિ સ્તંભ ખડો થયો. આગ્રાના લાલ કિલ્લાનો મશહૂર પત્થર વપરાયો છે તેવા લાલ અને સફેદ પત્થરથી ઘડાઇને સજ્જ થયેલો આ કીર્તિસ્તંભ અહીંનાં. રાજવંશી નવાબનાં પૂર્વજોની જીવનગાથાની સ્મરણાંજલિરૂપે યોજાયો છે.

આ કીર્તિસ્તંભ જોયા પછી અમે નગરમાં આગળ વધ્યા અને અહીંની પ્રજાની એક મહામૂલી કલાકૃતિ જૂની રાજ્યગઢી (રાજમહેલ) જે ચાલુ છે તેનું દર્શન થયું. આ સ્થળ વિષે તો વધું શું લખવું. બાદશાહી નવાબનો આ મહામૂલો કલાકૃતિનો નમૂનો. એ છે ગુજરાતનું એક કલાધન. લાકડાની અંદરનો બેનમુન કારીગરીનો નમૂનો અજોડ છે. નવાબ અને બેગમોનું રહેઠાણ સ્થળ. દરેક વ્યકિતને માટે ભવિષ્યમાં કલાનાં યાત્રાસ્થળ જેવું બની રહેવું જોઇએ. અહીંની પ્રજા જો તેની કિંમત આંકે અને તેને જીવથી પણ સાચવે તો આ કલાસંસ્કૃતિનો નમૂનો આપણા માટે ઘણો મગરૂબ બની રહેશે. અંદર ફરી આ રાજગઢીનું અમે બારીક અવલોકન કર્યું. સંઘનાં ચિત્રકાર શ્રી વનલીલા કિનારીવાલાએ રાજ્યગઢીની કેટલીક તસવીરો પણ કેમેરામાં ઊતારી. ધરાઇ ધરાઇને આ રાજ્યગઢીનું અવલોકન કરી અમે મીઠીવાવ જોવા ગયા. વર્ષો જૂની આ વાવ આપણાં ઇતિહાસને ઉજ્જવળ બનાવવા મદદરૂપ થઇ પડી છે. આ વિશાળ વાવનું પાણી અત્યારે પણ અહીંની પ્રજા પીવા માટે ઉપયોગમાં લે છે. પરંતુ અહીં દુ:ખની વાત એ લાગી કે પ્રજાને પાણી માટે ઘણી તંગી ભોગવવી પડે છે. જીવન જરૂરિયાતની :આ વેદના અનુભવતા અમે ધીરે ધીરે આગળ ચાલ્યા. અને છેવટે નવાબી પૂર્વજોનાં કલેવરોનાં અવશેષની કબરો નજીક આવી પહોંચ્યા. રાજકર્તા વડવાઓની આ દફનભૂમિ પણ કલા અને કોતરણીથી મઢેલી છે. આરસની આ સૂતેલી અદશ્ય અને નિરાકાર પ્રતિમાઓ શાંતિનો ભાસ કરાવી ઇસ્લામ સંસ્કૃતિનો કંઇક આદેશ સૂચવતી હોય એમ લાગ્યું. એ સર્વેને નમન કરી અમે સ્ટેશન તરફ પાછા ફરવાની તૈયારી કરી રહ્યા.

ત્યાં એટલામાં એક બીજી હકીકત જાણવા મળી જે જ્યોતિસંઘના દરેક સભ્યને ઘણી આદર્શરૂપ નીવડી. અહીંની સ્કૂલનાં એક શિક્ષિકા બહેન-આનંદીબહેન મોહનલાલ રાઠોડનો પરિચય થયો. એ બહેનનો ઇતિહાસ અમે સાંભળ્યો. કોણીએથી બન્ને હાથ એમના બાલ્યજીવનમાં ટ્રેઇનની નીચે કપાઇ ગયેલા હતા. તેમનો અભ્યાસ જાણી અમે આશ્ચર્યમાં ગરકાવ બની ગયા. તેમણે અમારી સમક્ષ થોડુંક લખાણ લખ્યું. બે કોણીવતી પેન પકડી અને જે તેમણે સુંદર લખાણ લખ્યું તે જોઇને સંઘના દરેક સભ્યને તેમનાં પ્રત્યે ઘણું માન ઉત્પન્ન થયું. આનંદીબહેનની જીવન કથની સાંભળી અમે ઝપાટાબંધ સ્ટેશને પહોંચી ગયા.

રાત્રિના અગિયાર વાગ્યે અમે પાલનપુરથી સિદ્ધપુર આવવા ટ્રેઇનની રાહ જોઇને ઊભા.

બરાબર રાતનાં બાર વાગે સિદ્ધપુર જવા માટેની ટ્રેઇન આવી પહોંચી. ટ્રેઇનમાં એટલી સખત ગીરદી હતી કે બહેનોને ડબામાં દાખલ થવું ઘણું મુશ્કેલ થઇ પડયું. ડબામાં બેઠેલ માણસો અંદર બેસવા માટે જરા પણ મચક ન આપતા, સામેથી જોર જોરથી લટવા લાગ્યા. મહામુશ્કેલીએ ડબામાં નાખેલો સામાન ઉતારુઓ બહાર ફગાવી દેવા લાગ્યા. પરિસ્થિતિ ઘણી જ વિષમ થઇ પડી. પ્રસંગ ઘણો દુ:ખ ભર્યો લાગ્યો. અને માનવતા આસમાને પરવારી

બેઠી. ડેપ્યુટી સ્ટેશન માસ્તરે આખરે અમોને ઘણી મહેનતે ટ્રેઇનમાં બેસાર્યાં. અને થોડીવારમાં ગાડી ઉપડી. દોઢેક કલાકમાં અમો સિદ્ધપુર પહોંચી ગયા. રાત્રે સંઘના વ્યવસ્થાપક શ્રી ચારુમતિ બહેનના બંગલે આખા સંઘે પડાવ નાખ્યો. આગલી આખી રાતનો ઉજાગરો હતો. અહીં સિદ્ધપુરમાં ઊંઘ અને આરામ બન્ને મળી શકયા.

બીજે દિવસે સવારે નાહીધોઇને રુદ્રમાળ જોવા ઊપડયા. શાળાનાં અભ્યાસ દરમિયાન ઇતિહાસનાં વિષય વખતે ચોપડીનાં પાનાનાં એક કોરનાં ખૂણે રુદ્રમાળનું એક નાનું ચિત્ર છાપેલું જોવામાં આવતું, આ નાનું એવું ચિત્ર પણ રુદ્રમાળની ભવ્યતાનું સ્મરણ કરાવ્યા કરતું, ઉત્તર હિંદનાં પ્રવાસ વખતે આ મહાગુજરાતના અણમોલ કીર્તિસ્તંભ જેવું શિલ્પ જોવા વિચાર હતો પણ કેટલાક સંજોગોને કારણે આ બાજુનો પ્રવાસ થઇ શકયો ન હતો. આજે અનાયાસે આ પર્યટનનો લાભ મળતા આ ભવ્ય શિલ્પ નજરે જોઇ શકાયું. જીર્ણ થયેલા આ કલાનું અવશેષ નીરખતાં હૃદય ભરાઇ આવ્યું; આના વિષે તો શું વધુ લખી શકાય? ઘણા ઇતિહાસકારોએ રુદ્રમાળનો સાચો પરિચય આપ્યો છે. એટલે એ વિષે લાંબું લખવું અહીં આવશ્યક નથી. અમે બધા એ શિલ્પને જોતા હતાં ત્યારે એક વૃદ્ધ બાઇ અમારી નજીક આવ્યા અને રુદ્રમાળનો વિગતવાર પરિચય આપવા લાગ્યા. આ ડોશીમા લોકકથા કહેતા હોય તેવી ઢબે પરિચય આપવા લાગ્યા. તેમની પરિચય આપવાની ઢબથી બધાને ઘણી જ રમૂજ ઉત્પન્ન થઇ. કોઇ યાત્રાના તીર્થમાં પંડયાજી પાઠપૂજા ભણાવતા હોય એ ઢબે અમને બધાને રુદ્રમાળની નીચે બેસાડી પોતે લોકવાર્તા કહેવા લાગ્યા. અંતમાં પહેલી કમાન નીચે બિરાજેલા જમણી સૂંઢના ગણપતિનું માહાત્મ્ય સંભળાવી ત્યાં આગળ શ્રદ્ધાપૂર્વક પૈસાની ભેટ ધરવા લાગણી દર્શાવી. તેમની વાર્તારૂપે હકીકત કહેવાની શૈલીથી સભ્યો બધા ખુશી થયેલા એટલે દરેક બહેને આનો બે આના ગણપતિ આગળ મૂકી ભકિત દર્શાવી ડોશીને ઘણા જ ખુશ કર્યાં.

ત્યાંથી સીધા એક પુરાણા હનુમાનજીના સ્થાનકે દર્શન કરી સરસ્વતી નદી તટે અમો ગયા. માતૃશ્રાદ્ધનું મહાતીર્થ સરસ્વતી નદીને તટે આજ પર્યંત માતૃભાવનાના પ્રેમથી સચવાઇ રહેતું આવ્યું છે. માતૃઆત્માનું અહીં શ્રાદ્ધ કરવાથી મોક્ષ થાય છે. આ હકીકત શાસ્ત્ર અને પુરાણની ગાથાઓ કહી ગઇ છે અને તે પ્રણાલિકા અદ્યાપિ ચાલુ રહી છે. આવા ભાવના ભર્યા તીર્થ તટે સરસ્વતીના ભકિતથી દર્શન કરી બિન્દી સરોવર તરફ રવાના થયા. તીર્થસ્થળોની પ્રાણાલિકા મુજબ અહીંનું વર્ણન પણ સાંભળ્યું. અહીં થોડો આરામ લીધો ત્યાર બાદ ગરમી પણ, બપોર જામતી હોવાથી ભાદરવાની વાદળીમાંથી ફેંકાતી લાગી. બિંદી સરોવરથી સીધા અમે ઉતારે આવ્યા. અને બપોરનું ભોજન પૂરું કરી બધાએ કલાક આરામ કર્યો.

એકાએક બપોરે બધાનો નિર્ણય થયો કે પાટણ ટ્રેઇનમાં ન જતાં મોટરલોરીમાં ઊપડી જવું અને સાંજે જ પાટણનો પ્રવાસ પૂરો કરવો. ફરી ઝપાટાબંધ થેલીઓ અને બિસ્ત્રાઓ તૈયાર થયા. મોટરલોરી આવી પહોંચી. સિત્તેરથી પોણોસો બહેનો આ મોટરલોરીમાં બેસી શકે એ અશકય હતું. પરંતુ મુસાફરીના અવર્ણનીય આનંદ આગળ આ મુશ્કેલી સર્વે બહેનોને નજીવી લાગી. અનાજની ગુણો ગોઠવાય તે પ્રમાણે દરેક બહેન મોટર લોરી-માં ગોઠવાઇ ગઇ. તાપ સખત પડવો શરૂ થઇ ગયો હતો, દરેક જણાએ માથા ઉપર લીંબડાની તીરખીઓ બાંધી દીધી, આનાથી કંઇક અંશે ઠંડક, અને ખાસતો રમુજી વાતાવરણ સરજવા પ્રયાસ થયો હતો.

મોટર ચાલી અને શ્રી ચારુબહેનનું નિવાસસ્થાન અમે છોડયું. ગાન શરૂ થઇ ગયું. પાટણ જવાના રસ્તા પર મોટરલોરી ટેકરાવાળી ભૂમિમાં નૃત્ય કરવા લાગી. અંદર બેઠેલા બહેનો પણ નૃત્યમાં સાથ પુરાવવા લાગ્યા. હાસ્ય, રમૂજ અને નૃત્ય સાથે સાંજે પાંચ વાગ્યાનાં સુમારે પાટણના રાજમાર્ગના રસ્તા ઉપર મોટરે પ્રવેશ કર્યો. પાટણની પ્રજાને આ રમૂજભર્યું નૂતન દૃશ્ય જોવાનો આ અચાનક જ લાભ મળી ગયો.

અપૂર્ણ

અ. મ. રા.

## મહાદેવભાઈની ડાયરી

[સં. નરહરિ દ્વા. પરીખ; પ્ર૦ નવજીવન પ્રકાશન-મંદિર અમદાવાદ; મૂલ્ય, સાડાચાર રૂપિયા.]

ગાંધીજીના ખોઝવેલ થવા ઉત્સુક સ્વ૦ મહાદેવ દેસાઈએ સને ૧૯૧૭ થી ૧૯૪૨ સુધીનાં પચીસ વર્ષના ગાંધીજી સાથેના પોતાના સેવાકાળ દરમિયાન એક પ્રકારની ધર્મબુદ્ધિથી પોતાની ડાયરી લખ્યાં કરેલી. 'નવજીવન', 'યંગ ઇંડિયા' અને 'હરિજન' પત્રોમાં તેમાંથી થોડીનો ઉપયોગ અગાઉ થઈ ગયો છે. બાકીની અપ્રસિદ્ધ સામગ્રી ગાંધીજીના ચરિત્રકારને ઉપયોગી નીવડે એવી હોવાથી બને તેટલી જલદી પ્રજા સમક્ષ રજૂ કરી દેવાના નવજીવન ટ્રસ્ટના અભિનંદનીય નિર્ણયનો અમલ આ પહેલા પુસ્તકથી શરૂ થાય છે. બીજાં પુસ્તકો આની પછી ક્રમશઃ છપાયે જશે. આ ડાયરી તા. ૧૦–૩–૧૯૩૨ થી ૪–૯–૧૯૩૨ સુધીની છે. એ વખતે ગાંધીજી તથા લેખક મહાદેવભાઈ જેલમાં. સરદાર વલ્લભભાઈ પણ તેમની સાથે. સ્વ. નરસિંહરાવે જેમને યોગેશ્વર કૃષ્ણ અને ધનુર્ધર પાર્થ કહ્યા હતા એવા ગાંધીજી અને સરદાર સરકારની મહેરબાનીથી અન્યથા તેમની પ્રવૃત્તિઓને લીધે બહાર અપ્રાપ્ય એવી નિરાંતથી મહિનાઓ સુધી સાથે રહ્યા એ સમયનું તેમના સંજય જેવા મહાદેવભાઈનું બયાન સહુ કોઈને આકર્ષે. વળી જેલનિવાસે ગાંધીજીના વાર્તાલાપ ને પત્રવહેવારને તેમજ મહાદેવભાઈની રોજનીશીને એક પ્રકારનો વિસ્તાર પણ આપ્યો છે. આથી ડાયરીઓના પ્રકાશનમાં આ ડાયરીને પહેલી પસંદગી આપવામાં સંપાદક શ્રી. નરહરિભાઈએ સાચી દૃષ્ટિ બતાવી છે એમ જરૂર કહેવાશે.

પુસ્તકમાં એ છએક માસના એ ત્રણે વ્યક્તિઓના એકત્ર જેલજીવનનો ગંજેગંજનો જે હેવાલ રજૂ થયો છે તે જાતે જ ઘણો રસિક અને બોધક છે. પણ તેની મોટામાં મોટી વિશિષ્ટતા તો ગાંધીજીનું જે સમીપદર્શન એમાંથી થાય છે તેમાં રહેલી છે. ગાંધીજી સંબંધી કામની એવી એકપણ વિગત જતી ન કરવાની ચીવટવાળા મહાદેવભાઈએ ગાંધીજીની રોજની દિનચર્યા, કેટલાક વિશિષ્ટ પ્રસંગો, સાથીઓ, મુલાકાતીઓ અને જેલ–અમલદારો જોડે ગાંધીજીની વાતચીતો અને ગાંધીજીએ જેલમાંથી લખેલા પત્રો એ સર્વની નોંધ લઈ ગાંધીજીના ઉદાત્ત વ્યક્તિત્વનો મજાનો પરિચય કરાવ્યો છે. સામાને પ્રથમ તો શુભનિષ્ઠ જ ગણવાની ગાંધીજીની ઉદારતા, સત્યને જ ઈશ્વર ગણનારી એમની અનન્ય સત્ય પરાયણતા, સરદાર વલ્લભભાઈ જેવાને ય એ બાબતમાં નવા પાઠ શીખવતી એમની સ્વચ્છતાની ચીવટ, અસત્ય અને અન્યાયથી ધગી ઊઠતી એમની સાત્ત્વિક તેજસ્વિતા, જાત પર ક્રૂર થઈ શકતી એમની ઇંદ્રિયાભક્તિ, અનેક વ્યક્તિઓ વિશે આપેલા અભિપ્રાયોમાં જણાતી એમની સાફ અને વેધક દૃષ્ટિ, હળવાશની પળોમાં એમનો વિનોદ, એમની પુત્રવત્સલતા, આશ્રમવાસી બાળકોના વિકાસ માટે એમની વત્સલતાભરી ફિકર, પુત્ર હરિલાલના તથા મુસલમાનોના વલણથી એમને થતું દુઃખ, એમનો આકાશદર્શનનો કલાદૃષ્ટિએ ન હો તેટલો ધાર્મિક દૃષ્ટિએ પોષેલો રસ, મેકડોનલ્ડના કોમી ચુકાદાથી તેમના અંતરમાં શરૂ થયેલું આખરે ઉપવાસનો નિર્ણય કરાવતું મંથન—આ સર્વની મહાદેવભાઈએ લીધેલી નોંધ ગાંધીજીની એક સુંદર નિકટછબી દોરી આપી એ મહાત્માની જીવનકલા તથા જીવનદૃષ્ટિનો પ્રેરણાદાયી પરિચય વાચકોને કરાવે છે. ગાંધીજીના ચરિત્ર માટે કીમતી કાચો મસાલો આ રીતે આ ડાયરી પ્રગટ કરે છે. નરહરિભાઈ કહે છે તેમ 'આ ડાયરીમાં ગાંધીજીના વાર્તાલાપો તથા પત્રો મારફત ગાંધીજીની બહાર નહીં આવેલી ખાસિયતો તથા જીવનપ્રસંગો તેમ જ વ્યક્તિગત તથા સામાજિક જીવનને લગતા ઘણા અગત્યના વિષયો ઉપર ગાંધીજીના વિચારો વાચકને જાણવા મળે છે.' ગાંધીજીના આ વિચારો આ ડાયરીની બીજી નોંધપાત્ર વિશિષ્ટતા છે.

પણ ગાંધીજી ઉપરાંત બીજાં બે પાત્રોનો ય સુંદર પરિચય ડાયરી કરાવે છે. તે છે ગાંધીજીના





અન્તેવાસી જેલ સાથીઓ સરદાર વલ્લભભાઇ અને ડાયરીલેખક મહાદેવભાઇ પોતે. ગાંધીજીને પણ વહાલથી ઠપકો આપતા ને એમની ય મશ્કરી કરતા, એમની સાચા ભકિતભાવથી સેવા કરતા, આખા-બોલાપણાથી તથા તળપદા વેધક વિનોદથી બંને સાથીઓને હસાવતા અને મહાદેવભાઇ પાસેથી સંસ્કૃત શીખતા સરદારનું અહીં થતું દર્શન બહારથી કરડી દેખાતી એ વ્યકિતનું અંતર કેવું પ્રેમાળ ને નિખાલસ છે એ બતાવી આપે છે. આખા પુસ્તકને સરદાર વિશેની નોંધો રસિક બનાવી જાય છે. મહાદેવભાઇની અનન્ય બાપુભક્તિ, એમની નમ્રતા, એમનો આત્મવિકાસસાધક સ્વાધ્યાય, એમની મીઠાશ એ બધું પણ અહીં પોતાનો પરચય આપે છે, મહાદેવભાઇએ પોતાનો પરિચય આપવાની લેશ પણ ઇચ્છા રાખી નથી છતાં. એમની વાર્તાલાપો ને પ્રસંગો રજૂ કરવાની તેમજ જુદી જુદી વ્યકિત-ઓનાં રેખાચિત્રો આલેખવાની આવડત તથા લેખનપ્રભુત્વનું દર્શન તો ડાયરીમાં થાય છે જ. ડાયરીમાં શું લખાય ને શું નહિ તેનો વિવેક અને તે કેવી રીતે લખાય તેની રીત તો મહાદેવભાઇની ડાયરી પાસેથી જ શીખવાં પડે એમ છે.

આ ડાયરી આ વરસનું આપણું સ્મરણીય પ્રકાશન ગણાશે. એના વાચનથી એક પણ ગુજરાતી વિમુખ ન રહે.

## સંસાર અને ધર્મ

[લે. કિશોરલાલ મશરૂવાળા; પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય, બે રૂપિયા.]

'સંસાર,' 'ઇશ્વર' અને 'ધર્મ' નામના ત્રણ ખંડમાં વહેંચેલા શ્રી, કિશોરલાલ મશરૂવાળાના ત્રીસ લેખોનો આ સંગ્રહ છે. ચોથા ખંડ રૂપે શ્રી. મશરૂવાળા જેમને પોતાના માર્ગદર્શક ગુરુદેવ ગણે છે તે શ્રી નાથજીના ત્રણ લેખો મૂકવામાં આવ્યા છે. શ્રી. મશરૂવાળાના આ લેખોમાં તત્ત્વજ્ઞાનના મૂલ પ્રશ્નો, જીવનમાં મૃત્યુનું સ્થાન, જીવનનું રહસ્ય, સાચી ઇશ્વરનિષ્ઠા, શાસ્ત્રદૃષ્ટિની મર્યાદા, ધર્મનું નવનિર્માણ, ધર્મ અને તત્ત્વજ્ઞાન આદિ વિષયોની મૌલિક દીપ્તિમંત સૂક્ષ્મ વિચારણા છે, અને કેટલાક લેખોમાં ઇશ્વર વિશે, તિતિક્ષા વિશે, ત્યાગ વિશે અને કર્મ વિવેક વિશે સેવકો અને શ્રેયાર્થી સાધકોના કેટલાક ભ્રમનું નિરસન અને સાચું કલ્યાણકારી માર્ગદર્શન છે. આ જોતાં આ પુસ્તકને લેખકના 'જીવનશોધન' ના પૂરક પુસ્તક તરીકે ગણવામાં હરકત નથી. શ્રી. મશરૂવાળાની સમગ્ર વિચારણા તલાવગાહી, અને શ્રેયાર્થીના આત્મવિકાસને તથા લોકસંગ્રહને સતત નજર સમક્ષ રાખીને ચાલનારી છે. એમનો સારાસાર વિવેક પણ સૂક્ષ્મ છે. એમનાં કોઇ વિચારવલણો પરંપરા પ્રેમીઓને ગમે નહિ એમ બને. પણ ધર્મ ને તત્ત્વનું કાયમ માટે પૂર્ણવિરામ આવી ગયું એમ માનવાને બદલે તેના પુનઃ પુનઃ શોધનની આવશ્યકતા સ્વીકારનાર વર્ગ શ્રી. મશરૂવાળાને આદરથી સાંભળશે. તેમના લેખોમાં, જુદે જુદે સમયે છૂટા છૂટા લખાયેલા એ લેખો હોવાથી, જે સહેજ વેરાયેલી પડી છે એ એમની જીવનદૃષ્ટિને શ્રી. નાથજીના ત્રણ લેખો સુંદર રીતે સુસંકલિત સ્વરૂપમાં રજૂ કરે છે. પુસ્તકની આગળ મૂકાયેલા પૂરોલેખમાં પં. સુખલાલજીએ શ્રી મશરૂવાળાની ધર્મ-તત્ત્વ-વિચારક તરીકે ઘટતી પ્રશંસા કરીને ધર્મ ને તત્ત્વ-ચિંતનના સંબંધ, કર્મફલના નિયમ, મુકિતના સાધન અને જીવનના રહસ્ય સંબંધી શ્રી. મશરૂવાળાના લેખોમાંથી સ્ફુટ થતા એમના વચારોની વિશદ ચર્ચા કરી છે. સમગ્ર પુસ્તક આમ ઘણું મૂલ્યવાન બન્યું છે. ધર્મજિજ્ઞાસુઓને અને તત્ત્વના શોધકો, વિચારકો અને પ્રેમીઓને આના વાચનનો પૂરો બદલો મળી રહે એમ છે.

## આરોગ્યની ચાવી

[લે. ગાંધીજી; પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર. અમદાવાદ; મૂલ્ય દશ આના]

વર્ષો પર પોતે લખેલા 'આરોગ્ય વિશે સામાન્ય



જ્ઞાન' એ પુસ્તકની નવી આવૃત્તિની માગણી તથા એના લેખન પછી તેમાંના વિચારોમાં કંઇ ફેરફાર થયો હોય તો તે જાણવાની મિત્રોની ઇચ્છાને માન આપી ગાંધીજીએ આ પુસ્તિકા લખી છે. એ રીતે 'આરોગ્ય વિશે સામાન્ય જ્ઞાન' નો આ નવો અવતાર છે, છતાં પુસ્તિકા મૂળ પુસ્તકને પાસે રાખ્યા વિના નવેસરથી જ ગાંધીજીએ લખેલી છે એ જોતાં તેને નવી જ કૃતિ અને મૂળ પુસ્તકની પુરવણી કહેવાય. તા. ૨૮–૮–૪૨ થી શરૂ થઇ રોજ નિયમિત રીતે થોડી થોડી લખાઇ તા. ૧૮–૧૨–૪૨ ના રોજ એ પૂરી થઇ છે. પ્રકાશકના નિવેદન પ્રમાણે, 'ગાંધીજીને મન શરીર અને તેનું આરોગ્ય ભોગ કે ઇંદ્રિયારામની વસ્તુ નહોતું. પણ માનવજીવનની સફળતાનું ઇશ્વરે બક્ષેલું સર્વોત્તમ સાધન હતું. અને એની સફળતા, એ વડે ઇશ્વર અને તેની સૃષ્ટિની સેવા કરવી એ હતું (? હતી). આ કરવાને માટે શરીર તેનું આદ્ય સાધન છે. તેથી તે કેવી રીતે સાબૂત રાખવું, તે વિષેની આ અનુભવ–પૂત ચોપડી ગાંધીજીની લખેલી પહેલામાં પહેલી અને છેલ્લામાં છેલ્લી આપણને ભેટ છે.' ગાંધીજીએ પોતે પણ પ્રારંભમાં કહ્યું છે. 'ધ્યાન દઇને વાંચનારને અને પુસ્તકમાં આપેલા નિયમોનો અમલ કરનારને આરોગ્ય જાળવવાની ચાવી મળી રહેશે ને તેને દાક્તરોના, વૈદ્યોના કે હકીમોના ઉંબરા નહીં ભાંગવા પડે, એવી આશા હું બંધાવી શકું છું.' આરોગ્યસંરક્ષણના અને અનારોગ્યનિવારણના ઉપાયોમાં પંચ મહાભૂતોના સાચા અને વિવેકી ઉપયોગની ગાંધીજીની હિમાયત પુસ્તિકાની તરી આવતી વિશિષ્ટતા છે. બહોળા પ્રચાર અને અમલની આ પુસ્તિકા અધિકારી છે.

## ગાંધીજી બાપુનો પવાડો

## ગાંધી બાપુ

લે. કવિશ્રી અરદેશર ફ. ખબરદાર; પ્રકા૦ પોતે જ; મૂલ્ય. અનુક્રમે સવા રૂપિયો અને ત્રણ રૂપિયા.

પોતે સને ૧૯૧૫ માં મદ્રાસમાં ગાંધીજીને મળ્યા ત્યારથી છેક સુધીનો ગાંધીજી સાથેનો કવિશ્રી ખબરદારનો સંબંધ જોતાં, તેમજ ગાંધીજીએ લડેલી જુદી જુદી લડતો વેળા દેશભક્તિથી ઉછળતાં કાવ્યો લખી તેને વધાવનારી તેમની કવિ–કારકીર્દિ જોતાં, કવિશ્રી ખબરદાર ગાંધીજીના અવસાન વખતે મૂંગા રહી શકે એ અસંભવિત જ હતું. ગાંધીજીના અવસાન પછી તેમણે પ્રગટ કરેલ આ બે કાવ્યપુસ્તકોએ એ બતાવી આપ્યું છે. 'ગાંધીબાપુનો પવાડો' ગાંધીજીની જીવન રેખાને 'રામ લક્ષ્મણ વનમાં સિધાવતો' એ ધોળના રાગમાં એક લાંબા કાવ્યમાં રજૂ કરે છે. 'ગાંધી બાપુ' કવિત્વની દૃષ્ટિએ વિશેષ આકર્ષક છે. તેમાં ગાંધીજીના અવસાન પછીના ત્રણ મહિનામાં કવિશ્રીએ લખેલાં ૩૧ નવાં કાવ્યો અને ગાંધીજી સંબંધે એમણે અગાઉ લખેલાં સાત જૂનાં મળી કુલ ૩૮ કાવ્યો મુદ્રિત થયાં છે.

કવિશ્રી લખે છે: 'મેં જે કંઇ ગાયું છે તે આપણાં સૌનાં હૃદયનું ગાન જ છે. એનો શબ્દે શબ્દ હૃદયના રુધિરમાં બોળીને લખાયેલો છે.' ગાંધીજીનું મૃત્યુ થતાં કવિને જાણે અંગત ખોટ પડી છે.

> 'રોમેરોમે આજ મારે હુતાશ બળે, રે બાપુ !
> ખોરડાં જીવનનાં થયાં ખાલી હો જી; ,
> ('બાપુજીની મશાલ પૂંઠે')

'પ્રવેશ ને વિદાય' ની છેલ્લી છ ઊર્મિઘણકતી કડીઓ પણ આવા જ દુઃખના સૂર ગજાવે છે. ગાંધીજીને ભારતમૈયાનું મોતી કહી એ મોતી ખોવાયાનું દુઃખ ગાતાં કવિ લખે છે:

> 'દેવને કંઠે કે કર્ણે ઝુલાશે, તેથી શું ખોટ પુરાશે?
> એ વિણ કંઠ થયો અડવો તે, હાય, ન જોયો જોવાશે!'
> ('ભારત મૈયાનું મોતી')

'રોઇ લે, રોઇ લે, માવડી ! મોરી ભારત માત !' એ પંક્તિથી શરૂ થતા 'વિલાપન' ગીતમાં તથા 'સંતમૂર્તી' અને 'હોળીની હોળી' માં પણ એ જ વેદના સાકાર થઇ છે.

સંગ્રહનાં કાવ્યોનો એક ભાવ જો શોકનો છે તો બીજો છે ગાંધીપ્રશસ્તિનો. 'ગાંધીજીની શહીદી,' 'સૌનાં હૈયાંના રામ' 'એક ગાંધી બાપુથી,'





'એ ગાંધી સંત સુજાણ' જેવાં કાવ્યો એનાં ઉદાહરણ છે. આગલા કાવ્યમાંની

એક હિમાલય ઊભો તારો ડોક ખડી રાખી આકાશ,
એક ગીતા જગનું ધારણ ને એક અહિંસા જગની આશા,
એક મહાત્મા ગાંધીથી તું, હે માડી! થઇ ધન્ય નિદાન
ક્રોડો તુજ નાડીમાં બાપુ અદલ ધબકશે, હિન્દુસ્તાન!

એ કડી તથા 'અમલધારાનો કુવારો' એ ગઝલની

છે કુતુબ ઇફલ સમા ઊંચા મિનારા પૃથ્વીમાં,
પણ અજબ જોઇ થતા માનવમિનારા બાપુને!

એ પંક્તિઓ ગાંધીજીની સુંદર પ્રશસ્તિ ગાય છે. મુક્તધારામાં લખાયેલા છેલ્લા કાવ્ય 'માનવ ને કાળ' માં 'કાળની અનંતતા ને માનવીની ક્ષુદ્રતા' ની વિસ્તારથી વાત કરી, 'ભલે ઘડીભર એક' પણ 'ઉજાળી દે આભ' એવા નરોત્તમોનો ઉલ્લેખ કરી, અંતમાં કવિએ એવા નરોત્તમ તરીકે ગાંધીજીને સુંદર અંજલિ આપી છે. જેમ એ 'માનવ ને કાળ' માં તેમ 'સંતોને વિનંતિ' ને 'સંતોનાં પગલાંની કેડી' જેવાં કાવ્યોમાં કવિ ગાંધીજીના મૃત્યુની ઘટનામાંથી નીકળી વ્યાપક ચિંતનમાં પેસે છે.

'અસતનાં તોલ,' 'બાપુજીના ખૂનીઓ' ને 'ગાંધીજીની પંચોતેરમી વર્ષગાંઠે' જેવાં કાવ્યોમાં કવિશ્રી ખબરદારે ગાંધીજીના હૈયામાં વેદના કરાવનાર ને અંતે તેમનું મોત પણ નિપજાવનાર પરિસ્થિતિ ને તેના સર્જકોથી પોતે ય કેવા અકળાઇ ઊઠયા છે એ બતાવ્યું છે-

'મહાત્મા ગાંધીને ચરણે,' 'ખાંડાની ધારે,' 'ટ્રાન્સવાલમાં પ્રાસ અને ગુર્જર વીરત્વ' ને 'હો ગુજરાત!' હો ગુજરાત! જેવાં જૂનાં કાવ્યો તો નીવડેલાં ને ખબરદારની કવિકીર્તિ વધારનારાં જાણીતાં કાવ્યો છે, એમનો પરિચય કરાવવાપણું રહેતું જ નથી. સંગ્રહનાં નવાં કાવ્યોમાથી 'મહાત્મા ગાંધીજીની શહીદી' 'વિલાપન,' 'ભારતમૈયાનું મોતી,' 'ચંદન તો સેનજડીએ,' 'સંતસૂતી,' 'ફૂલવિસર્જન,' 'ગાંધીજીનો પેગામ,' 'અમરધારાનો ફુવારો' ને 'એક ગાંધી બાપુથી' એ બે ગઝલ, 'એ ગાંધી સંતસુજાણ' 'અમર બાપુ' અને માનવ ને કાળ' સહુને આકર્ષી તેમના હૈયામાં વસી જાય તેવાં છે. કેટલાંક તો ઘણાને કંઠે પણ વસી જશે.

કંઠે વસી જશે તે એમાંની ભાવસામગ્રીથી જ નહિ, તેમની બાહ્ય રચનાને લીધે પણ સંગ્રહનાં મોટા ભાગનાં કાવ્યો જુદા જુદા પ્રચલિત સુગેય ઢાળોમાં જ કવિએ લખ્યાં છે. એ આ સંગ્રહની એક વિશિષ્ટતા કહેવાય કવિશ્રી ખબરદાર ગુજરાતી કવિતા માટે કેવી રચના વધુ અનુકૂળ માને છે તેનો પણ એમાંથી ઇશારો મળે છે.

ગાંધીજીના અવસાનનો પ્રસંગ માગતો હતો એવી કવિતા લઇ ગુજરાત આગળ આવતા કવિશ્રી ખબરદારે પોતાની રાષ્ટ્રીય ભાવનાના કવિગાયક તરીકેની કારકીર્દિ પર કળશ ચડાવ્યો છે ને પોતાના કવિત્વને સાર્થ કર્યું છે.

## શહેરની શેરી

[લે. જયંતિ દલાલ, ગતિ પ્રકાશન; વિક્રેતા, ભારતી સાહિત્ય સંઘ લિ. મુંબઇ-અમદાવાદ; મૂલ્ય, અઢી રૂપિયા.]

'પગથિયા વસ્તી' ના લેખક શ્રી. જયંતિ દલાલે વર્ષો સુધી શહેરની શેરીના નિવાસી બની શેરીનાં માનવીઓ વચ્ચે વસી, પાછો મનોતારસિયા સાહિત્યકારની વૃત્તિથી નિરીક્ષકનો સાક્ષીભાવ કેળવી, ત્યાં જે જોયું, ને એકલું જોયું જ નહિ, સંવેદ્યું પણ છે, તે આ કૃતિમાં નિરૂપ્યું છે. એ નિરૂપણનું વાહન બહુધા વાર્તા બની છે, જો કે એનું સાચું વર્ણન તો 'વાર્તાત્મક ચિત્ર' છે. કારણ, જે બતાવવું-સૂચવવું છે તે બતાવી-સૂચવીને એ પ્રયોજન પૂર્ણ થાય કે તરત વાર્તા પૂરી થાય છે, એટલે વાર્તાસ્વરૂપ જે અપેક્ષા જન્માવે તે બધી વખત પૂરી થતી નથી. એમ કરવાનું લેખકના પ્રયોજનમાં જ નથી. શ્રી દલાલ પાસે નિરીક્ષણ છે, સંવેદન છે અને શૈલી છે, એટલે આ ચિત્રોનું વાચન રસભર્યું બનશે. એક વાત છે. જે ખૂણે ઊભા રહી કર્તાએ આ જોયું છે તે જ ખૂણે ઊભા રહીને જ




એનો આસ્વાદ થઈ શકશે. એમ ન કરનારના હાથમાં બહુ આવવાનું નહીં.

પુસ્તકમાં અમુક વિશિષ્ટ વ્યક્તિત્વવાળી સજીવ સંસ્થા તરીકે શહેરની શેરી તેના જુદા જુદા પહેલુમાં આલેખાઈ છે. એ શેરી અમદાવાદની રતનપોળની જ શેરી મટી ગુજરાતના કોઈ પણ શહેરની શેરી બની છે. પણ કર્તા શેરીનાં ઘરોનાં કમાડ પાછળ હસતાં ને રડતાં, ખીજાતાં ને દાઝરાતાં માનવીઓનાં અંતર્દ્વાર સુધી પહોંચી જાય છે, અને શેરીના બાહ્ય વાતાવરણમાં પોતાને છે એના જેટલો, ના, એનાથી વધુ, રસ પોતાને શેરીનાં વસનારાંઓમાં છે એ બતાવી આપે છે. શેરી જે જુદા જુદા માનવનમૂનાઓથી અને તેમના ભાતભાતના સુખદુઃખરંગ્યા પ્રશ્નોથી ખદબદે છે તેનું યથાશક્તિ આલેખન કરવા આથી એ મથ્યા છે. એમના આલેખનમાં શેરીના હાસ્યાંશો છે તેમ કરુણ અંશો પણ છે. બંનેમાં કર્તાનું વલણ એકસરખું સમભાવયુક્ત છે, વાંકદેખા ટીકાકારનું નહિ. અને એથી જ ક્યાંય પુસ્તકમાં અનારોગ્ય દેખાતું નથી. કર્તા બન્યા હોય તો સમાજશ્રેયની ફિકર કરનાર સુધારક. પણ તે ય ઉઘાડી રીતે તો નહીં જ.

શ્રી. દલાલનો આ એક પ્રયોગ છે. પ્રયોગને કર્તાએ લક્ષી હોય એટલી સિદ્ધિ ન યે મળે. શેરીને તેના બધા રંગોમાં શબ્દમાં જકડવાનું મનમાં હતું તેટલા પ્રમાણમાં તો બન્યું નહિ, કે શેરી વાટે સમાજદર્શન પણ પૂરેપૂરું તો કરાવી શકાયું નહિ, એવો વસવસો શ્રી. દલાલના દિલમાં રહી ગયો હોય તો નવાઈ નહિ. આપણે માટે તો, તેમણે સ્વીકારેલા વાહને તેમને બધો વખત એકસરખું કામ આપ્યું નથી અને તેમનું રંગદર્શી શૈલીચાપલ્ય ક્યારેક તેમના ઇંગિતની વિશદ રજૂઆતની આડે આવે છે તેમ છતાં, આ પુસ્તકને એક સુંદર પ્રયોગ લેખે સત્કાર્યા વિના ચાલે તેમ નથી.

## ડૉ. મધુરિકા

[લે. કનૈયાલાલ મુનશી; પ્રકા૦ ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ મૂલ્ય, સવા રૂપિયો.]

છોંતેર પાનાંની આ દ્વિઅંકી નાટિકા 'ડૉ. મધુરિકા' નામે ચલચ્ચિત્ર માટે પોતે ચૌદ વરસ પર લખેલા સિનેરિયો પરથી શ્રી. મુનશીએ તૈયાર કરી છે. એ છે તો પ્રહસન, પણ એની દ્વારા શ્રી. મુનશીએ ગંભીરભાવે પોતાનું એક પ્રયોજન સિદ્ધ કરવું ઇચ્છયું છે. એ પ્રયોજન તેમનાં 'કાકાની શશી' અને 'છીએ તે જ ઠીક' નાટકોમાં હતું તે જ છેઃ પુરુષ સમોવડી થવા ચાહતી અને તેમ કરવામાં પોતાનું સ્ત્રીત્વ ને સ્ત્રી તરીકેનો સ્વધર્મ ભૂલી ગૃહ, પતિ ને સંતાનો પ્રત્યેનાં પ્રેમ ને કર્તવ્ય વિસરતી આજની નૂતન સ્ત્રીને પાછા વળવાનું કહેવાનું, તેને સાચું સ્ત્રીત્વ અને નારીજીવનની કૃતાર્થતા સંપડાવે એવો તેનો 'સ્વાભાવિક, મૌલિક અને ઉદ્ધારક' સ્વધર્મ શીખવવાનું, સ્ત્રીને સ્ત્રી જ રહેવાનો આદેશ આપવાનું. ધંધાના નાદમાં ને પુરુષ મિત્રોના ટોળામાં પોતાના 'પરણ્યા'ને ભૂલી જતી ડૉ. મધુરિકાને આ પાઠ શીખતી આ નાટિકાના અંતમાં બતાવવામાં આવી છે. બીજા અંકના ત્રીજાચોથા પ્રવેશમાં નરેન્દ્રના સ્વપ્નની નાટ્ય-યુક્તિ શ્રી મુનશીનું નાટ્યકૌશલ બતાવનારી છે. પાત્રોનું વર્તન નાટકી ને અસ્વાભાવિક ઘણે સ્થળે લાગે છે. નાટિકાની મર્યાદાએ તે સ્વાભાવિક લાગે એવા નિરૂપણને બહુ અવકાશ નહિ આપ્યો હોય, અથવા 'આ તો પ્રહસન છે ને' એવી શ્રી. મુનશીની વૃત્તિએ પણ કામ કર્યું હોય. શ્રી. મુનશીને પોતાને ય આ કૃતિમાં 'આજની દૃષ્ટિએ ઘણી ક્ષતિઓ' દેખાઈ છે. તેમની કૃતિઓમાં ઊંચે આવી શકે એવી આ કૃતિ નથી. છતાં તેમની અન્ય કૃતિઓની માફક રસિક વાચન અને ભજવાય તો મનોરંજન પૂરું પાડે એવી તો એ છે.





મળેલી હિન્દી રાષ્ટ્રીય મહાસભાની મહાસમિતિની બેઠકમાં મંજુર થયેલ હિન્દી રાષ્ટ્રીય મહાસભાના બંધારણની આ પુસ્તિકા બતાવે છે કે હવે સ્વરાજ મળી ગયા પછી રચનાત્મક કાર્યકરોનાં ને લોકસેવકોના મંડળ જેવી જ મહાસભાને બનાવી દેવાની ગાંધીજીએ વહેતી મુકેલી વાતને મહાસભાના સભ્યોએ લક્ષમાં લેવા લાયક ગણી હોય તોપણ વર્તમાન પરિસ્થિતિ જોતાં ચુંટણી વગેરેમાં પડી દેશના વહીવટમાં ભાગ લેવા માગનાર એક રાજકીય પક્ષ તરીકે મહાસભાએ રહેવું જોઇએ. એમ તેમણે માન્યું છે. પહેલી કલમમાં મહાસભાના ધ્યેયમાં થયેલો ફેરફાર સ્વરાજપ્રાપ્તિને આભારી છે. હિન્દને સ્વતંત્ર બનાવવાના ધ્યેયને સ્થાને હવે હિંદની પ્રજાની સુખાકારી અને પ્રગતિ સાધવાનું તથા શાંતિમય અને ન્યાયી સાધનો દ્વારા હિંદમાં સહકારના ધોરણ ઉપર સૌનું સહિયારું એવું રાજ્ય સ્થાપવાનું' ધ્યેય જાહેર થયું છે. પોતાનો વિકાસ કરવાની તક મળવા વિષે તથા રાજકીય, આર્થિક અને સામાજિક હક્કોને વિષે તે રાજ્યમાં સૌને સમાનતા હશે; અને તેનું લક્ષ્ય 'વિશ્વશાંતિ અને વિશ્વબંધુત્વ હશે' એ 'પહેલી કલમનાં બીજા વાક્યે લઘુમતીઓને, પાકીસ્તાનને અને સમસ્ત દુનિયાને હિંદની શુભનિષ્ઠા વિષે નિર્ભય બનાવી દેવાં જોઇએ.

## જગદંબાના પત્રો

[લે. 'સંતબાલ'; પ્રકા. મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, અમદાવાદ; આઠ આના.]

જાણીતા લોકસેવક જન મુનિ શ્રી. 'સંતબાલે' એક આદર્શ માતાને તેની એક સંસારિણી અને એક ત્યાગી એમ બે પુત્રીને પત્રો દ્વારા તેમનો ગૃહસ્થાશ્રમ અને સાધ્વીધર્મ દીપાવવાનો અને પછી શકય તેટલી સમાજસેવા કરવાનો પ્રેરક બોધ કરતી કલ્પીને આજના નારીજીવનને સંસ્કારી, કર્તવ્યપરાયણ, ઉન્નત અને સેવારત બનાવવા આ પુસ્તક દ્વારા પ્રવૃત્તિ કરી છે. ઘૂંઘટનો ત્યાગ, લગ્નજીવનમાં સંયમ ને બ્રહ્મચર્યનું પાલન, નિસર્ગોપચાર, મૃત્યુ પછીના જાહેર શોક પ્રદર્શનનો ત્યાગ, આંતરરાષ્ટ્રીય અને આંતરજાતીય પુનર્લગ્ન, આશ્રમશૈલીના સાદાં લગ્ન. પછાત વર્ગોની સેવા, રચનાત્મક કાર્યક્રમ, ખેતી, ગૃહઉદ્યોગ, ગોસેવા, ખાદી ઉત્પત્તિ, કાગળ, શેત્રંજી વગેરેના ઉદ્યોગ, પ્રૌઢ શિક્ષણ બાળશિક્ષણ, અસ્પૃશ્યતાનિવારણ, ગ્રામસેવા, સહકારી મંડળી, ગ્રામપંચાયત, કોમી હુલ્લડના શમન અર્થે બલિદાન—આ સર્વનો આ પત્રોમાં થયેલો ઉલ્લેખ બતાવી આપે છે કે 'ધર્મદૃષ્ટિએ સમાજરચના' ના સૂત્રના આગ્રહી 'સંતબાલ' સમાજસેવામાં ગાંધી વિચારણાના સાંગોપાંગ હિમાયતી અને પ્રચારક છે. પુસ્તક બહેનોએ વાંચવા જેવું છે.

## મેઘદૂત

[અનુ૦ નટવરલાલ ભાઇશંકર જાની; પ્ર૦ મોહનલાલ એ ચૌહાણ, ખાડિયા, અમદાવાદ; પાંચ આના]

શ્રી નટવરલાલ જાનીએ કાલિદાસના અમર ખંડકાવ્ય 'મેઘદૂત' નો આ સમશ્લોકી ભાષાનુવાદ ઉત્સાહથી અને રસથી તૈયાર કર્યાનું જણાય છે. એમની સાહિત્યપ્રીતિએ કાલિદાસની ઉત્તમ રચનાને ઘુંટામણ માટે પસંદ કરી પોતે સાચે રસ્તે છે એ સિદ્ધ કરી બતાવ્યું છે.

## જય ગિરનાર

[ લે. ચુનીલાલ મડિયા; પ્ર૦ જમનાદાસ સ્વાણી; વિક્રેતા, ત્રિપાઠી કં. મુંબઇ; એક રૂપિયો. ]

જુવાન વાર્તાકર શ્રી. ચુનીલાલ મડિયાએ પોતે છ સમવયસ્ક મિત્રો જોડે પોતાની વિદ્યાર્થી—અવસ્થામાં કરેલા ગિરનારના આરોહણનું પોતાની લેખનપ્રવૃત્તિના છેક આરંભકાળે કેવળ અખતરારૂપે લખેલું આ પ્રવાસવર્ણન આ પુસ્તિકારૂપે પ્રગટ થાય છે. પહેલાં ત્રણ પાનાં કંઇક આકર્ષક ગણાય. બાકીનું લખાણ લેખકે કરેલા પ્રવાસની વિગતપોથી જેવું છે ને કશી વિશિષ્ટ ચમત્કૃતિ દાખવતું નથી. ગિરનારવિષયક થોડા ફોટોગ્રાફ કહેલા હોય તો પુસ્તિકાની એક વિશિષ્ટતા ગણાય.

# ઝવેરચંદ મેઘાણીના ચૂંટેલા પુસ્તકો




કીંમત રૂ. ૩-૦-૦






ભાગ ૧-૨-૩
હરેકની કીંમત સાડાત્રણ રૂપિયા




કીંમત રૂ. ૪-૦-૦




કીંમત રૂ. ૨-૦-૦



કીંમત રૂ. ૩-૮-૦



કીંમત રૂ. ૩-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધી રસ્તો : અમદાવાદ
શ્રીમરાજ બિલ્ડિંગ, ૪૭૫, કાલબાદેવી રોડ : મુંબઇ-૨



જીવનનો આનંદ

ચિત્રકાર · શ્રી કનુ દેસાઈ



# અપચો થયો હોય તો કંઇ સાબુથી દૂર નહિ થાય



અમારો 'કાન્તિ' કામણગારો કે આંજીનાખે એવા લીસા કેશકલાપનો સર્જક છે એવું અમે કહેતા નથી.

એમ તો પછી એ સાબુમાં અપચો દૂર કરવાનો કિમિયો છે એમ કાં ન કહેવું ?

- કાન્તિ ન્હાવામાં છે અવ્વલ નંબરનો સાબુ.
- સફાઇનો એનીજ.
- કોમળમાં કોમળ ચામડીને પણ બળતરા કે ઇજા કરતો નથી.
- નાજુક ચિત્તહારી સુગંધવાળો એ સાબુ અજમાવી જોશો?

સ્વસ્તિકની બીજી ઉંચી બનાવટોમાં શીકાકાઈ, સુગંધીતેલ, દાઢીના સાબુ, ધોવાના સાબુ, ગોવાલણ છાપ વનસ્પતિ વગેરે વગેરે છે.



**કાન્તિ** ન્હાવાનો સાબુ

સ્વસ્તિક ઓઇલ મીલ્સ લીમીટેડ, મુંબઈ.

SOM. 17 Gujarati

ડીસ્ટ્રીબ્યુટર્સ:-વેસ્ટર્ન ઇન્ડિયા પ્રોસ્પેકટિંગ સિન્ડિકેટ લિ. પો. બો. નં. ૨૮ અમદાવાદ

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૮ : 'નવરચના' વર્ષ ૧૩ અંક નવમો

ડિસેમ્બર : ૧૯૪૮

ક્રમ



—વાર્ષિક લવાજમ—

દેશમાં : રૂા. ૭-૮-૦ :: પરદેશમાં રૂા. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઇ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ

પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી જમનાદાસ માણેકચંદ રવાણી : મોટા આંકડિયા : કાઠિયાવાડ.

મુદ્રક : જમનાદાસ માણેકચંદ રવાણી : અનેકાન્ત મુદ્રણાલય, મોટા આંકડિયા : કાઠિયાવાડ.



# પૈસા

ધૂમકેતુ

આજના વાતાવરણમાં પૈસા હોય કે ન હોય, પણ "પૈસા" શબ્દ લખવામાં પણ એક જાતનો આનંદ આવી જાય છે. નાનામાં નાના છોકરાને પૈસો બતાવો અને એની આંખ હસી ઊઠશે. એને પણ ખબર છે કે આ હાથમાં હશે, તો આખી દુનિયા એની છે.

આ હવા ઊભી કરવામાં પૈસાનું ચલણ તો જવાબદાર છે જ, પણ એથી વધુ જવાબદાર માણસ પોતે છે. આંકડામાં રમનારા અને જીવનારા માણસો આ કાલ્પનિક સ્વર્ગ માટે કાંઈ ઓછા જવાબદાર નહિ હોય. એ ગમે તેમ હોય, પણ આપણે પૈસાને નિંદતા છતાં, છેવટે ચાહીએ છીએ તો પૈસાને જ. મુંબઈના પ્રધાનો પ્રવચનોમાં અમદાવાદી શ્રીમંતોને ઝાડે છે ખરા, પણ સાંજે સેરાપુરી વખતે એમનાં મોટર પગલાં, અનાયાસે એ શ્રીમંતોના દરવાજા પાસે જ દેખા દે છે. એ બતાવે છે કે માણસ નવી દુનિયામાંથી હવે પૈસાનો બહિષ્કાર કરી શકે તેમ લાગતું નથી. પૈસાને બદલે જરૂરી ચીજોનું સ્વર્ગ ઊભું થાય એવી ઇચ્છા તો સૌની હોય છે, સરકારની તો ખાસ કરીને, પણ સરકાર આર્થિક નિષ્ણાતોની દાસી છે ને આર્થિક નિષ્ણાતો આંકડાના દાસાનુદાસ છે. કાલ્પનિક પૈસાઓનો ઢગલો જોવામાં જેટલી એમને મજા આવે છે એટલી જ લોકોને પણ આવે છે. માટે કલ્પનામાં પૈસા રહેવાના છે ને પૈસાની કલ્પના પણ રહેવાની છે.

એટલે આપણે એ કાલ્પનિક પૈસાની કવિતા વિષે આજે વિચાર કરવો રહ્યો.

પહેલી વાત તો એ છે કે પૈસા-વિષેની આપણી સમજ ખોટી છે. કેટલાક માને છે તેમ પૈસો એ કોઈ ભયંકર પદાર્થ નથી. એ હોવાથી જ માણસ, માણસાઈ વિનાનો થઈ રહે છે. એ અર્ધસત્ય છે. એ ન હોવાથી





માણસ દેવ જેવો લાગે છે, એ પણ અર્ધ સત્ય છે. ખરી વાત એ છે કે દુનિયાની અત્યારની પરિસ્થિતિમાં પૈસાના માધ્યમ વડે જ સંસારવ્યવહાર સરળ રીતે ચાલી શકે તેમ છે. પણ પૈસાને પૈસારૂપે જ જોયા કરવાથી ઘણી ખરી ગેરવ્યવસ્થા ઊભી થઇ છે. આપણે એને દુનિયાના આ છેડાથી પેલા છેડા સુધીના ઉપયોગી પદાર્થ રૂપે જોવો ઘટે. પણ ઘણુંખરું માણસ એને ભવિષ્યના સંગ્રહરૂપે જુએ છે અને એનું ખરું નુકશાન એની આ સંગ્રહવૃત્તિમાંથી ઊભું થાય છે. ખરી રીતે પૈસાથી માણસ દેવ કે દાનવ કાંઇ જ બનતો નથી, જો એ એનું ખરું મૂલ્યાંકન આંકે તો. પૈસાથી માણસ, માણસ બની રહે તો ઘણું છે. અને પૈસાનો એ જ ઉપયોગ છે. માણસને માણસ બનાવવાનો.

પૈસો એ એક રીતે ગણો તો વહેતો રહેવો જોઇએ. ભવિષ્યની ચિંતાથી, અને પોતાની વિલાસી જરૂરિયાતોના અતિપણાથી, માણસ, બીજા માણસના શ્રમનું પૈસામાં મૂલ્યાંકન કરતાં કંજુસાઇ બતાવે છે. એમાંથી લે પકડની નીતિ શરૂ થાય છે. અને છેવટે એને લીધે જ વર્ગવિગ્રહ ઊભો થાય છે. દરેક માણસ પોતાના જીવનને પૈસા માટે ન માનતાં, જીવન માટે પૈસો છે. પછી એ તમામ પ્રકારના જીવન માટે છે, એમ જો માનતો થાય તો પૈસાના જેવો મૂલ્યવાન પદાર્થ બીજો કોઇ જ ન ગણાય.

પૈસા વિના જ ઘણીખરી જીવન ઉપયોગી વસ્તુઓ માણસને મળે છે, હવા, પાણી, તાપ, એ કુદરતનો ક્રમ જ બતાવે છે કે પૈસા એ પણ જીવન ઉપયોગી પદાર્થ તરીકે સ્થાન લેવું હોય તો એણે પણ હવા, પાણી, તાપ એની પેઠે સર્વવ્યાપી અને સૌને માટેનો રહેવું જોઇએ. એવી સરકાર ખરેખર સ્વર્ગ રચશે જે પૈસાને પૈસાનું સાચું સ્થાન અપાવશે. એટલે કે વ્યક્તિના વિકાસ વડે પૈસાની કિંમત ઘટાડી શકશે અને એનું મૂલ્યાંકન વધારી શકશે. પૈસાનો ઘટાડો કરીને જે વ્યકિતને નહિ ઘડે પણ વ્યકિતને ઘડીને જે પૈસાને ઘટાડશે. આપણે પૈસાને ત્યારે સમજીશું જયારે જીવનને સમજીશું. જીવન વિષે આપણને કંઇ જ ખ્યાલ નથી, એથી જ પૈસો આપણા જીવનને ઘડવાને બદલે ઘટાડે છે. જીવન ઘડતરના અનેક પદાર્થો માનસિક અને શારીરિકની જેમ, આપણે પૈસાને માનતા થઈશું, તો એ માધ્યમને શી રીતે વધારે સુંદર વ્યવસ્થાનું વહન કરનાર બનાવવું, એ વિષે આપણે વિચાર કરી શકીશું. ખરી વિચાર સરણી પણ એ જ છે.

અત્યારે તો આપણે પૈસાને ફૂગાવા સાથે ને ફૂગાવાને પૈસા સાથે વિવાહવિધિથી જોડયાં છે. એટલે જેમ શિક્ષણ, સંસ્કાર એ ઉત્તમ પદાર્થોની વાતો કરતા છતાં, એમના વિષે સાચી સમજ મેળવી શકયા નથી, તેવું જ પૈસા વિષે થયું છે. હરકોઇ પ્રકારનું નિયંત્રણ ગમે તેટલી ખૂબીથી ઘડવામાં આવે, છતાં માનવબુદ્ધિ એમાંથી રસ્તો ન જ શોધી શકે, અને એમાં પણ આજના વાળતોડુ વકીલોના જમાનામાં, એ શકય લાગતું નથી. એટલે નિયંત્રણો કરતાં વધુ મહત્ત્વની વસ્તુ, વ્યાપક સંસ્કારની હવાને ગણવી જોઇએ. માણસાઇ ઘડયા વિના—માણસના માણસ તરીકેના

( અનુસંધાન પાન ૬૮ )

# ભણતરના ઘા

ધૂમકેતુ

ઓ ટું મેદાન હતું, અને એમાંથી એક સાંકડી પગદંડી જાતી હતી. નજર પહોંચે ત્યાં સુધી પ્રસરી રહેલાં ખેતરડો, ઝીંડવો, ઘોળિયું, બળદાણા, ખપાટની ઘાસસુગંધ લેતો લેતો હું, ઉંબરવાડીના એ સાત ગાઉમાં આવેલા વીડની પગદંડીએ પગદંડીએ ચાલી રહ્યો હતો. ચોમાસાનાં છેલ્લા દિવસો હતા અને શરદ ઋતુનાં વાદળાંએ ધોળાં રૂપેરી આભરણથી વાદળને શણગારવા માંડયું હતું. આઘેની કેટલીક ધાર ઉપર રબારી પોતાનાં ઢોર ચરાવતાં ઊભા હતા. અને ઠેર ઠેર જમીને, ધારી લીધેલી લીલીછમ શોભાએ જનતા તમામના કંઠમાં બેઠેલાં ગીતોને જાણે બોલતાં કરી દીધાં હતાં ! સીમ આખી જાણે ગાઇ રહી હતી ! કયાંયથી લંબરાગી દુહા આવી રહ્યા હતા. કયાંય મદરાગી નારીઓએ ટૂંકા ઉતાવળા પ્રેમ ગીત માંડયા હતાં, કયાંક ખેડૂને પોતાને ચાનક ચડતી હતી. કોઇક ઠેકાણે રસ્તે જનારાઓ પણ ગાવાના છંદમાં પડયા હતા. હું તો મારી કેડી ઉપર નજર માંડીને જતો હતો. પેલું ઘાસમાં રહેનારું પીળું પરડકું કે ઉડણિયું કયાંક ઝપટ કરી ન જાય એની સંભાળ લેવાની હતી. આ રસ્તાની પસંદગી જ ખોટી થઇ હતી, એમ લાગ્યું પણ હવે તો અરધો પંથ કાપી નાંખ્યો હતો. પાછું ફરવું હવે મુશ્કેલ હતું. ટૂંકો મારગ એટલે જલદી પહોંચવા માટે આ રસ્તો લીધો હતો. પણ એમાં જનાવર જંતુની દાઢની બીક હતી. એટલે ખૂબ સાવચેત રહેવાનું હતું.

એટલામાં ઉંબરવાડીનો કોઠો દેખાયો. જૂના કર્નલ વોકરી જમાનામાં, જે વખતે હજી ગામ ઉપર ધાડ આવે, તો તાર કરવાની સંસ્કારિતા લોકોમાં આવેલી નહિ, તે વખતે એ કોઠો, ગામના જુવાનડાઓને માટે હંમેશની ચોકીદારીની કિલ્લેબંધી તરીકે કામમાં આવતો. એટલે એ આઘેથી નજરે પડે એવો ઊંચો ધાર ઉપર હતો. ત્યાં અગાશી ઉપર ચડીને બેઠા જુવાનડા ચારે દશમાં નિહાળે. ને ગોફણિયાના ઘા પણ ત્યાંથી જ વછૂટે. ગામની રખેવાળી જ જૂવાનિયાઓની પોતાની. એમાં કોઇનો ભાગ નહિ. આ કોઠામાં બપોરે રોંઢે અમે કોડિયે રમતા. રાતે સૂવા જાતા. અગાશી ઉપર ભજનિકોની મંડળી પણ ત્યાં જ જામતી. વારે તહેવારે લોકો ભેગા પણ ત્યાં થાતા. અને ગામની દીકરી પરણીને સાસરે જાય ત્યારે એનો છેલ્લો વિસામો પણ આ કોઠો હતો.

કોઠાની પાસેના ઓટલામાં બેઠેલા માતાજીએ સેંકડો નારીનાં આંસુ જોયાં હતાં. અને હજારો જુવાનડાઓને ગાય માટે, નારી માટે, જળાશય માટે એવી એવી, આજ તો સફલી લાગે એવી બાબતો માટે, માથાં વઢાવવા માટે જાતા પણ ત્યાંથી જ નીરખ્યા હતા.

હવે તો એ કોઠો પડુ પડુ થઇ રહ્યો હતો. ગામમાં જયારે બહુ જ સુધારા થવા માંડયા ત્યારે એક ભાઇએ એમાં નિશાળ બેસારવાની વાત પણ કરી હતી—અને એને માટે એને અરધો-પરધો પાડી નાખવાની પણ ચર્ચા થઇ હતી. પણ પછી એ રહી ગયું. ને પડતો આખડતો કોઠો હજી ત્યાં ઊભો હતો.

' અમે જયારે જયારે ઉંબરવાડીએ જઇએ, ત્યારે ત્યારે એ કોઠાને છેટેથી નિહાળીને અમને પગમાં નવી જ લોહીધારા વહે ! આજ પણ એ કોઠાને જોયો એટલે મારી ચાલ ઉતાવળી થઇ ગઇ.

થોડેક આઘે ગયો, ત્યાંથી પછી વીડ ઓછું થતું હતું, ને ધારોળ ટૂંકું ઘાસ નર્યું ધોળિયું શરૂ થતુ હતું. એનાં ડાભોળિયાં ધોતિયામાં ભરાઇ ન જાય માટે મેં કચ્છ માર્યો —જોડા હાથમાં લીધાં અને ઝડપ ઉપાડી.

પણ એ નાડાવા રસ્તો માંડ કાપ્યો હશે ત્યાં, 'એ પગે લાગિયે ગોરબાપા ! આજ તો અટાણમાં બાપા ! ગામ પવિતર કર્યું !' એમ બોલતોક ને હાજો રબારી ત્યાં એક ખીજડાની પાસે બેઠેલો





નજરે પડયો. એક ચામડાની પાકીટ કોથળીમાંથી એ ત્યાં બેઠો બેઠો ચુંગીમાં ભરવાની ગડાકુ કાઢી રહ્યો હતો. 'આવો બાપા ! આવો ! આ તો તમને કાંઇ દેવાય તેમ નથી. પણ એક ચાળાં ટપકાવી દઉં બાપા ! ચા માંડવી હોય તો ! ન્યાં ઓલ્યા નાળા પાસે જોગવાઇ થાશે !'

'અરે ભાઇ ! હાજાભાઇ ! હવે ગામ ભેગો જ થાવા દ્યો ને. છે તો સૌ મજામાં નાં ? કરશન પટલ, બાવા બાપા, કાનજીભાઇ સૌ ?'

'સૌ મજામાં છે બાપા !'

'શું કરે છે અરજણ ?'

'એ રીયો બાપા—હવે એનાં હાડકાં હરામનાં થઇ ગયાં, ઇ હવે કાંઇ નો કરે !'

'ઓણ—કેવુંક છે ? નરવી છે ને હવા તો ?'

'હવા તો એન છે—પણ બાપા ! આ માંયલું મન-ભાંગી ગ્યું—હવે એની કાંઇ દવા ?'

'કેમ એવો હીણો બોલ બોલ્યા ? તમે હાજા-ભાઇ ! મરદ જેવા મરદ થઇને—'

'હવે થઇ રીયું બાપા ! આ છોકરે હાડ ભાંગી નાંખ્યાં !'

'કેમ શું કર્યું છે અરજણે? પાંત્રીસ રૂપિયા તો પગાર લાવતો'તો!'

'ઇ પગાર ને નોકરી ને ભણતર ને બાપા! એણે અમારું તો ઉજ્જડ કરી નાખ્યું. હવે આ પંદર જીવ આબરૂ સોતા સચવાઈ જાય— તો બસ. આમાં છ સાત તો મેં છાશની નાળું પાઈ'તી ઇ માયલા છે. મેં જ મોટા કર્યા છે. ગૌમાતા છે—ને મારો ધરમ માતાજીને પ્રતાપે રહી જાય—તો બસ. બાકી આ તો બધો ઓટીવારનો જ પંથ હાલ્યો છે. શહેરમાં અરજણિયો ગ્યો. પાંત્રીસ રૂપિયાનો પગાર ને મોઢામાં જુઓ તો દાંત જ નો મળે!'

'અરર!'

'આ શે'રમાં જઇને પેલ વે'લા તો દાંત પડાવ્યા-સાળેખો થ્યો ને બેરું ભાગી ગ્યું!'

'અરર!'

'અરર શું! બાપા માથે રામકાણી રહી ગઈ છે. ભાગી ગ્યું ને કોણજાણે કોના ઘરમાં જઇને બેઠું. હવે મારામાં શું રયું તમે બોલો! હવે ફક્ત આ જીવ ગળે વળગ્યા છે ને દા'ડા ખેંચું છું, બાકી હું તો મુડદું ગણાઉં !'

આ રબારી હાજાને એક લાકડી ને ધાબળા ભેર, ઉઘાડે મેદાને દીપડા સામે થાતો અમે જ જોયો હતો. આજ એ સાવ ભાંગી ગયો હતો. એ સીમમાં બેઠો હતો, પણ પહેલાં જે સીમનો હિલોળા ખાતો પવન, એના મોંમાંથી દુહા બોલાવતો, એ સમય જ જાણે હવે પલટાઇ ગયો હતો.

હું થોડીકવાર પછી ત્યાંથી ઊઠયો પણ મન ખાટું થઇ ગયું હતું. કૈક વિચારના વમળમાં એ સપડાઇ ગયું હતું. હાજાને, છોકરાને ભણાવવાનું કહેનારો હું પોતે જ હતો. એ છોકરો સાવ હરામના હાડકાનો થયો હતો ! એમ કરતાં ગોઠો દેખાયો. કોઠા પાસેથી નીકળતાં, રસ્તા ઉપર જોડા કાઢયા. બે હાથ જોડીને માતાને માથું નમાવ્યું ને મારી ઓરડી તરફ જવા માટે પગ ઉપાડયા. ત્યાં, એક ચોખ્ખું બગસરાશાઇ ધોતિયું, કેડિયું ને માથે રાતો મધરાશીનો કટકો, હાથમાં પાતળી લાઠી ને અરજણને જ ઓટલા ઉપરથી ઊતરતો મેં જોયો.

એને જોઇને હું ઊભો રહી ગયો: 'કાં એલા એ અરજણ ! તું તો શે'રમાં હતો ને ક્યારે આવ્યો?'

'આવ્યાં તો પંદર દિ થ્યા બાપા ! પગે લાગીએ' કહીને અરજણે મારે ગોઠણે હાથ મૂકયો.

'પણ તે ભલા માણસ ! તું જુવાન જેવો આમ આંહી રખડે ને ડોસો ઢોરાંમાં હોય ઇ કાંઇ સારું લાગે ?'

'સારું તો નો લાગે બાપા ! પણ માને નહિ ને ! ડોસાને કહું છું. આપણે પહોંચ નો હોય તો બે જીવ ઓછા કરીએ. પણ એનો જીવ હાલતો નથી. માયા કોને કહે ?'

અરજણની બોલીમાં કયાંય વાંધો ન હતો, તત્ત્વ-જ્ઞાનની છાંટ પણ દેખાતી. શરીર પણ એનું ઠીક હતું. બોલી ચોખ્ખી, મધુર, વિવેકી લાગે. દેખાવે પણ રૂપાળો જણાય. મોંમાંથી તો જાણે અમૃતના કટકા




નીકળે—એમ એની બહારની દેખાવસૃષ્ટિ ફરી ગઇ હતી. કોણ જાણે શું થયું, એ આળસુ વિશમને જ વરી ગયો હતો. એને ઢોરામાં જાવું ન ગમે. હોટલે બેઠો હોય. દૂધના હિસાબ માંડતો હોય. બે ઢોર ઓછા કરવાની વાત કરતો હોય. વ્યવહારના ડહાપણની રજેરજ હકીકત જાણે જાણતો હોય. શી રીતે ઢોરામાં ફાયદો થાય, એની વાતું કરે તે ભલભલા ગોથું ખાઇ જાય. પણ હાડકાં એનાં હાલે નહિ! સૌ બોલતા કે એનું હાડ હવે કામ ન આપે—જીભ જ કામ આપી શકે!

[૨]

પણ અરજણના આ કિસ્સાએ મારી આબરૂ ઠીક ઓછી કરાવી. પછી તો હું કોઇને એ અક્ષર ભણાવવાની વાત કરું તો એ ચોંકી જ ઊઠે: "ના બાપો! અમારે ભૂતવરણને આ ઢોરાં સારાં. ભણીએ તો અરજણ જેવું માંદલું મન થઇ જાય. કોઇ દિ એને ઢોરામાં આઠતો જોયો? હાજો છે ત્યાં સુધી તો ઠીક પછી એક પણ માતાજી એને ત્યાં હોય નહિ તો! માલ સાચવવો કાંઇ મારગમાં પડયો છે? બાપા અમારું ભૂતનું તો આ ભણતર!"

તે વખતે હજી એવી કલ્પના મારા મગજમાં પણ નહિ આવેલી કે ભરવાડને વધુ સારો ભરવાડ કરવાની કરામત પૂરતી જ ભણતરની કિમ્મત હોય સૌ બોલતાં, એટલે હું પણ બોલતો કે ભણો, ભણો બસ, ભણો જ ભણો! અંગ્રેજી ભણો ને ફ્રેંચ ભણો. કોઇ રીતે ભણવાનું કરો. શું ભણવું, કેમ ભણવું, દેશઘડતર માટે શી રીતે ભણવું, જાતઘડતર માટે કેમ ભણવું, અને છેવટે ધંધા ઘડતર માટે કેમ શીખવું—એવો કાંઇ ખ્યાલ ત્યારે આવેલો જ નહિ. એટલે અરજણ તો વાતડાહ્યો થઇને ગામમાં રખડતો રહ્યો. અને બિચારો હાજો, ગલઢેગઢપણુ, માલ જાળવતો રહ્યો.

[૩]

ત્યારપછી તો હું અનેક ઠેકાણે ઢંગોળાતો રહ્યો. માયામાત્ર દુઃખરૂપ છે એ આપણી મરી ગયેલી સરકાર જેવું કોઇ જાણે નહિ તો એટલે એ માસ્તર હોય કે મુખી, કોઇ સ્થાને માણસને વધુ વખત રાખે નહિ. મેં અનેક ગામનાં પાણી પીધાં, પણ ઉંબરવાડી જેવું કોઇ નહિ. એ ગામની પ્રીતિ તો નવરો પડું કે તરત સાંભરે! એ ગામ એવું રળિયામણું, ત્યાંનાં ગોચર, ડુંગરાટેકરા, ત્યાંનાં વીડ, હંમેશાં યાદ આવ્યા કરે. કોઇ કોઇ જગ્યાને સૌન્દર્ય કરતાં વાતાવરણની ખૂબી વરેલી હોય છે. ઉંબરવાડી ગામ એવું હતું.

પાંચ છ વર્ષ પછીની વાત છે. ત્યારે દેશભરમાં ભયંકર દુકાળ પડયો હતો. પાણીનું એક ટીપું પણ આકાશમાંથી વરસ્યું ન હતું. લોકની વિપત્તિનો કોઇ પાર ન હતો. એ વખતે મને ઉંબરવાડીની માયા યાદ આવી. મારું નાનકડું પોટલું લઇને હું સ્ટેશને ઊતર્યો અને ત્યાંથી પગરસ્તે ઉંબરવાડી જવા નીકળ્યો.

પણ જેમ જેમ જૂનાં થાનક જોતો ગયો તેમ તેમ હૃદયમાં હૃદય બેસી જવા લાગ્યું. જે જમીન મેં મૂકી હતી તે જાણે કે ભરખાઇ ગઇ હતી. કયાંક કહેતાં કયાંય લીલોતરીનું નામ નિશાન મળે નહિ. ડુંગરા ખાવા ધાતા હોય તેમ સાવ ઢોરાધાક ઊભા હતા. ઠેર ઠેર ઝાડનાં ઠુંઠાં દેખાતાં હતાં. વાડવેલા, ઝાડપાન કે બીડ, કાંઇ કહેતાં કાંઇ લીલું મળે નહિ! એવે શૂન્ય રસ્તે હું એકલો ચાલ્યો.

એટલામાં તો નદીનો પટ દેખાયો. કાંઇક રળિયામણી સૃષ્ટિ જોવા મળશે એમ ધારીને હું ઉતાવળે દોડયો. કાંઠા ઉપર આવ્યો તો અંદર નદીપટમાં વેકુરિયા કાંકરા માત્ર ખખડી રહ્યા હતા! ચારે તરફ દૃષ્ટિ કરી; આંહીં તો એક વખત પાણી હિલોળાં દેતાં, ત્યાં ડુંગરડાની ધારેથી વાંસળીઓ વાગતી, પેલી પાનપાટમાં તો ઢોર માતાં ન હોય, રબારીઓ તો અત્યારમાં નવકાંકરી માંડી બેઠા હોય—આજ ત્યાં કાંઇ જ ન હતું. એક પ્રકારનો હાડ ગાળી નાખે તેવો ભેંકાર ધરતીમાંથી આવી રહ્યો હતો.

અને દૂરદૂરના ઠુંઠાં ઉપર ગરજાંનાં ટોળાં





દેખાતાં હતાં. ઉપર આકાશમાં, કસાઇખાના ઉપર ઘૂમે તેમ, સમડીઓ ઘૂમી રહી હતી. ગીધડાં ભૂખી નજરે ધરતીને નિહાળતાં ત્યાં બાવળનાં ઠૂંઠાં ઉપર બેસી રહ્યાં હતાં. કાગડા સિવાય બીજું કોઇ પંખી પણ નજરે પડતું ન હતું ! અને આ કાગડા પણ ઉતાવળમાં હતા !

હું તો એ ભેંકારમાં આગળ વધ્યો. એક ઢોરનું આખું હાડપિંજર રસ્તા ઉપર નજરે પડયું. બીજે ઠેકાણે એક હાડપિંજરની બખોલમાં ગરજાં ખેંચાખેંચ કરી રહ્યા હતાં. અને મારાથી થોડેક જ દૂર રસ્તા ઉપર ભટકતાં ફરતાં, મરવા વાંકે જીવતાં ઢોર ઉપર ગીધડાંનાં ટોળે ટોળાં ઘૂમી રહ્યાં હતાં ! મને લાગ્યું કે આ જમીનનો આવો ને આવો ભયંકર દેખાવ જોવા મળ્યા કરશે તો કયાંક હું ગાંડો થઇ જઇશ ! કોક ભૂંભલા થોર વીણતું ડોશી ડોસલું પણ દેખાય તો એની પાસે જઇને કાંઇક બોલીને પણ, આ ભયાનકતાને ઓછી કરું એમ ધારીને હું એક બોડી ટેકરી ઉપર ચડયો. પણ ચારે તરફ ધરતીના હાડપિંજરી દેખાવ સિવાય કાંઇ જ નજરે પડતું ન હતું. બોડા ડુંગરા ને ટેકરાના અમસ્તા મીઠાં લાગતા પડછાયા પણ, આજ તો અંધારપછેડો ઓઢેલા સ્મશાની ભૂત જેવા દેખાતા હતા !

ધરતીને જાણે કોઇ ભરખી ગયું હોય તેમ કોઇ ઠેકાણે જીવન્ત આનંદની લેશ પણ નિશાની નજરે પડી નહિ. લાંબે સુધી દૃષ્ટિ કરી તો છેક આઘે આઘે સૂકકા ભૂંભલા થોર પાસે, એક કોઇક માણસ ઊભેલો નજરે પડયો. વધારે ચોકસાઇથી જોયું તો એની આસપાસ સાતઆઠ ઢોર હોય તેમ લાગ્યું. હું ધીમે ધીમે દિશા બદલીને એની તરફ ચાલ્યો.

હું ત્યાં પહોંચ્યો તો ભૂંભલાથોરની સૂકાઇને ઠૂંઠ બની ગયેલી વાડની છાયામા એક રબારી ઊભેલો દેખાયો. લાકડીને આધારે એ નિરાશ જેવો એકલો ત્યાં ઊભો હતો ! એની પાસે સાત આઠ હાડપિંજર ગાયો એના મોં પાસે જ ટોળું વળીને ઊભી હતી. લાંબે લાંબે પંથે એણે નજર માંડી હોય તેમ જણાયું પણ છેવટે કયાંય એક લીલું તણખલું પણ ન જોતાં 'હે રામ!' કરીને હાડવિંધી નાખે એવો નિસાસો એણે મૂકયો. વાડની આ બાજુ આવીને હું ધીમેથી ત્યાં ઊભો રહી ગયો હતો પણ આ નિસાસો સાંભળીને તો મારા પગ ત્યાં પૃથ્વી સાથે જ જડાઇ ગયા. અત્યારે એને બોલાવવા જેટલી મારામાં હિમ્મત ન હતી !

ગોકળી કોણ છે એ જોવા નજર માંડી, પણ એમાં કાંઇ વળ્યું નહિ. થોરની વાડ ઠીક ઠીક ઘટ્ટ હતી. એવામાં તો એ ગોકળી 'હે ભગવાન ! અપરાધી મારા નાથ ! હું નથી, હું નથી' એમ બોલતો સંભળાયો. એ ત્રણ વખત એ આમ ને આમ બોલ્યો. એ ત્યાં ઊભો હતો એટલે ગીધડાં ગરજાનાં ટોળાં આઘેરાં બેસી ગયાં હતાં, પણ આ હાડપિંજરી ગાયો—ને એ એકલો ઊભેલો નિરાધાર રબારી, એ દશ્યે તો આસપાસનાં ખડકને પણ જાણે આંસુ આણ્યાં હોય તેવું લાગ્યું ! ખડકો પણ મને રુદન કરતાં જણાયાં—કે પછી મારા મનને એવાં દેખાયાં ! એવામાં રબારીએ ભૂંભલા થોરમાં કાંઇ જોવા માટે મોં ફેરવ્યું હોય તેમ લાગ્યું. મેં નજર સ્થિર કરી. તેણે લાકડી લાંબી કરીને અંદરથી એક કાંઇક વેલા જેવું ખેંચી કાઢયું હતું. એનાં સાત આઠ લીલાં પાન જોઇને એની આંખમાં આંસુ આવ્યાં હોય તેમ લાગ્યું. ! હું તો એ જોઇને હેબતાઇ જ ગયો. એવામાં તો એણે એક એક પાન જાણે એક એક ગાયને વહેંચવા માંડયું ! છેલ્લી વેદનાભરી વિદાય ! મને લાગ્યું કે હવે હું કયાંક નીચે જઇ પડીશ. પણ એટલામાં તો પેલો રબારી, એક ગાયને ગળે પોતાનો હાથ વીંટીને ગદ્ગદ કંઠે મોટેથી જાણે સીમની સાક્ષી લેવા માગતો હોય તેમ, બોલતો સંભળાયો; 'માવડી ! મા ! જનેતા ! હું તમને છોડી દેતો નથી. વાંક ગનો કાંઇ નથી માં ! ઉપરવાળો રૂઠયો છે. માં ! મારો વાંક ગનો નથી. માતાજી ! મેં તમને છોડયાં નથી. મેં તમને કાઢી મૂકયાં નથી. મેં તમને રખડતાં મેલ્યાં નથી ! મેં હાજાએ........'

હું તો હતો ત્યાં સ્તબ્ધ જ થઇ ગયો. આ તો




હાજો રબારી હતો, એના માલની પણ આ દશા હતી. પણ હાજો શું કરે છે એ જોવામાં હું પડી ગયો.

હાજો તો એક પછી એક દરેક ગાયના ગળામાં પોતાનો હાથ વીંટાળીને દરેકના કાનમાં બોલી રહ્યો હતો: 'માવડી! હુ અપરાધી નથી. વાંક ગનો મારો કાંઇ નથી. મેં કાંઇ સંઘરી રાખ્યું હોય ને તમને ભૂખ્યાં માર્યાં નથી. મારી પાસે આ લાજ ઢાંકવાનું જ રહ્યું છે. માવડી! મારો અપરાધ માનશો માં! વાંક ગનો માફ કરજો!'

અને એ ભોળો રબારી જેમ જેમ બોલતો ગયો તેમ તેમ જાણે એની સચ્ચાઇના શબ્દ ભણકારાને સમજી હોય તેમ ગાયોની આંખોમાંથી પણ આંસુ વહી રહ્યાં હતાં!

જમાનાજૂના રબારીની આ જમાનાજૂની પોતાના માલ સાથેની—માલ શું?—માતા સાથેની જાણે કે આ છેલ્લી વિદાય હતી!

મને લાગ્યું કે અત્યારે હવે હું હાજાને બોલાવી જ નહિ શકું અને બોલાવીને શું કરવાનું હતું? હાજો તો પોતાની આંખમાંથી વહેતી અશ્રુધારાને કડિયાની બાંયથી લૂછી રહ્યો હતો. વારંવાર ગાયોની આસપાસ ફરતો, એમના કાનમાં કાંઇક ધીમેથી કહેતો, વળી મોટેથી બોલતો, ગદ્‌ગદ થઇને મૂંગો થઇ જતો, બે હાથ જોડીને કોઇને નમતો, કોઇની ડોકે પોતાનું માથું ઢાળી દેતો, ભોળો રબારી ગાયોને છોડતાં જાણે જીવ છોડતો હોય એટલી વેદના અનુભવી રહ્યો હતો!

આ દૃશ્ય વધારે વખત નહિ જોવાય એમ લાગવાથી હું ધીમે પગલે પાછો સરકીને મારી મૂળ પગદંડી ઉપર ધીમે ધીમે વળી ગયો અને ત્યાંથી ઉંબ-વાડીને માર્ગે પડયો.

[૪]

હાજાની ખબર કાઢવા હું બીજે દિવસે વહેલો જાતે જ એને ત્યાં ગયો. પણ જ્યાં એની ખડકીએ ગયો ત્યાં મકાનની હરરાજીનું આ આપણી ભયંકર કોરટનું, સમજ્યા વિના દલીલબાજીથી કાઢયે રાખે છે એનું ફરફરિયું ત્યાં લટકતું હતું! મને હાજાના શબ્દના ભણકારા તાજા થયા. 'માવડિયું મેં કાંઇ સંઘર્યું નથી !'

કોઇ પાડોશમાં મળે તો હાજાના ખબર પૂછું કે હાજો સીમમાંથી આવ્યો કે નહિ—પણ પાડોશની તમામ ખડકીને તાળાં હતાં! કોઇ માલધારી ત્યાં ઊભો જ રહ્યો ન હતો!

હું પાછો ફરતો હતો ત્યાં પાસેની હોટેલમાંથી એક જુવાન નીકળી આવતો જણાયો. હાજાના અરજણને જોઇને મને આશ્ચર્ય થયું. પણ એના ઢંગધડાની ખબર હતી એટલે એને જ મેં પકડી પાડયો, 'અલ્યા! એ અરજણ! ઓળખછ કે ભૂલી ગયો?'

'પગે લાગીએ બાપા!' અરજણનો અવાજ તો હજી એવો જ મીઠો હતો: 'ભૂલું કાંઇ. આ વખતે તો બહુ લાંબે ગાળે દેખાણા! કયાં છો હમણા બાપા?'

પણ મને એની આ સફાઇ ભરેલી મીઠાશ મારી નાખી રહી હતી. મેં ઉતાવળે કહ્યું: 'અરજણ! હાજો કયાં છે?'

'એ ઢોરાંમાં રખડે બાપા! ઇ કાંઇ માને? પણ મલક આખાએ પોતાના માલ છોડી દીધા, શું કરે? Economically-બાપા! આ તો ખોટનો ધંધો માંડયો. અને મારા બાપાએ, ઘરવખરી રાચરચીલું બધુંય ખોયું—ને હવે હાડકાનાં ય પૈસા નહિ આવે! એવો માલ થઇ ગયો. કાંક એમાં હતું ત્યાં મેં કયું કે હવે છોડો, હવે છોડો, પણ માને કાંઇ? કે'શે ના, ઇ તો આપણી મા હરી. માને કાંઇ છોડી દેવાય? આ જુઓ તો બાપા! ગો' એક લખ્યું છે... અરજણે પોતાના કોટમાંથી એક કાગળ કાઢયો ને મારી સામે ધર્યો.

(અનુસંધાન પાન ૬૯)

# ×પ્રસંગાવલિ

ધૂમકેતુ

[૧]

હીરા હીરાની વચ્ચેના સૂક્ષ્મ ભેદને ઝવેરી લોકો જાણી શકે છે. એ જાણવા માટેનું એમનું માપ અગ્નિપરીક્ષામાં રહ્યું છે. જેટલા અગ્નિમાં એક પ્રકારનાં હીરાને તપાવી નાખવો શક્ય છે, એટલા અગ્નિમાં બીજા પ્રકારના હીરાને ઊની આંચ પણ આવતી નથી. એ ઉપરથી આ બીજા પ્રકારનો હીરો વધારે મૂલ્યવાન ગણાય છે. માણસના ચારિત્ર્યનું માપ પણ અગ્નિપરીક્ષા વખતે થાય છે. માણસના જીવનનો પાયો એનું ચારિત્ર છે. એ ચારિત્ર નાનામાં નાના પ્રસંગથી માંડીને મોટામાં મોટા પ્રસંગ સુધી સઘળે એક રંગે પ્રકાશી ઊઠે છે. માર્ટીન લ્યુથરની એક વાત છે. એની સામે નાસ્તિકતાનો આરોપ મૂકવામાં આવ્યો હતો. એને જાતે હાજર થઈને જવાબ આપવાનું ઇજન હતું. જાતે જવાબ આપવા જાય એટલે શું ન્યાય મળે અને શું પરિણામ આવે એ કાંઇ ખોળવા જાવું પડે તેમ ન હતું. ભયંકર જેલવાસ એની રાહ જોતો ઊભો હતો.

મિત્રોએ સલાહ આપી: 'ભાગી જ જાવું. હમણાં અલોપ થઈ જાવું !'

માર્ટીન લ્યુથરે વજ્ર જેવો જવાબ વાળ્યો, 'ભાગી જવુ ? શું કરવા ? મારે ભાગવાનું હોય જ નહિ ખોરડા ઉપર જેટલાં નળિયાં છે એટલા દુશ્મનો ત્યાં હશે તો પણ હું જવાનો !'

અને એ જાતે જવાબ આપવા ન્યાય-કોર્ટમાં ગયો !

આ છાતીમાં માણસની કિમ્મત રહી છે.

[૨]

એક અંગ્રેજ અધિકારીની વાત છે. એનું નામ પણ પ્રસિદ્ધ છે. સર જેમ્સ આઉટ્રામ. મહીકાંઠામાં એ હોદ્દા ઉપર હતો. એ વખતે મહીકાંઠો સળગી ઊઠયો હતો. એની સામે ખરેખરા શક્તિશાળી લશ્કરી અમલદારને મોકલવો એમ નક્કી થયું. સર જેમ્સ આઉટ્રામનું નામ રજૂ થયું.

નામ તો રજૂ થયું અને એ મંજૂર પણ થવાને વાર ન હતી, એટલામાં આઉટ્રામને ખબર પડી કે આ પ્રમાણે પોતાની નિમણૂક થાય તો પોતાના કરતાં વધારે જૂના એવા એક લશ્કરી અમલદારને, એમાં અન્યાય થાય તેમ છે.

એણે તરત લખી નાખ્યું 'હું મહીકાંઠામાં કામ તો કરીશ જ—પણ પેલા અમલદારના હાથ નીચે !'

વ્યવસ્થા અને સંપ સાચવવા માટે આવા ઐચ્છિક ત્યાગ વિના દેશ ઘડી શકાતો નથી.

[૩]

એક વખત એવું બન્યું એક ગામડામાં ભયંકર મરકી આવી. લોકોએ રોકકળ કરી મૂકી. ગામડું નાનકડું હતું, માત્ર ત્રણસો માણસની એમાં વસ્તી હતી. પહેલે દિવસે જ એના સ્મશાનમાં બળતાં મુડદાં જોઇને લોક ધ્રૂજી ઊઠયા.

રાતો રાત ગામડું મૂકીને ભાગી જવાનો સૌએ વિચાર કર્યો. કોઇ પોતાના સગાને ત્યાં ને કોઇ પોતાના નાતીલાને ત્યાં આશ્રય માટે, ગભરાટમાં ને ગભરાટમાં દોડવાનો વિચાર કરી રહ્યા.

×શ્રી. ધૂમકેતુનું 'જ્ઞાનગોષ્ઠિ' પછીનું પુસ્તક.




આ વિચારની એક સમજુ માણસને ખબર પડી. તેણે સૌને ગામમંદિરમાં ભેગા કર્યા.

લોકોને સમજાવ્યું, 'તમારે ત્યાં પાદર પાળિયા છે ને વહુવારુ આવતા જતાં એની લાજ મર્યાદા કરે છે એ શા સારુ ખબર છે ?'

'વાહ ! એ ખબર નહિ હોય' ગામડાના વૃદ્ધ મુખીએ જવાબ વાળ્યો. 'પાળિયો તો એ શૂરાપૂરાનો છે જેણે ગામ માટે થઈને ઘા-માથે લીધા છે !'

'ત્યારે એ બહાદર ખરો કે નહિ ?'

'એ તો ખરો બહાદર !'

'ત્યારે હું તમને એવું બીજું બહાદુરીનું કામ બતાવું. પેલી ભરદરિયે સ્ટીમર ડૂબ્યાની વાત તમે સાંભળી છે નાં ? સ્ટીમર ડૂબવા માંડી, ને સૌ હોડીઓમાં જીવ બચાવવા હાંફળા ફાંફળા દોડાદોડ કરવા લાગ્યા, ત્યાં કપ્તાનનો હુકમ આવ્યો, પહેલાં સ્ત્રીઓને ને છોકરાંઓને જવા દો !'

એક પણ કડવું વેણ કાઢયા વિના તમામ માણસોએ એ હુકમ ઉપાડી લીધો હતો. એ કેમ બન્યું ખબર છે ? એ લોકો લોકરાજ-ને ટેવાયલા હતા એવી જ આ આપણી વાત છે. તમે હાંફળાફાંફળા તમારા સગાવ-હાલાંને ત્યાં દોડશો તો આ મરકીનો ચેપ બધે ફેલાઈ જશે. શાંતિથી આપણા ગામની સીમમાં ઝૂંપડાં બાંધો. ને પાસેના ગામથી કોઈ ડોકટર વૈદને બોલાવવા ખેપિયો મોકલો. જીવ બચાવવા દોડનારો માણસ અત્યારે નામર્દમાં નામર્દ ગણાશે. રાખવાવાળો ઈશ્વર છે એમ તમે બોલ્યા તો કરો છો, અત્યારે હવે આચરી બતાવો.'

અને તે રાત્રે એ ગામમાંથી એક પણ માણસે બહાર જઈને જીવ બચાવવાનો વિચાર સરખો પણ કર્યો નહિ !

સૌ શાંતિથી આવી પડેલ આફતનો વ્યવસ્થાપૂર્વક સામનો કરવાના કામમાં પડી ગયા.

આનું નામ લોકશાસન !

[૪]

ઈ. સ. ૧૮૫૭ના બળવાની વાત છે. એ વખતે બનારસમાં પ્રખ્યાત શસ્ત્રવૈદ્ય ડૉકટર "કે" કરીને હતો.

કાનપુરમાં બળવો ફાટી નીકળ્યો અને ત્યાંથી અનેક જણ નિરાધાર બનીને આવ્યા. ડૉકટર કે ને જીવ બચાવવા માટે મિત્રોએ સલાહ આપી.

ડોકટર કેએ હિમ્મતથી જવાબ વાળ્યો, 'મારે કોઈ રાજપક્ષ નથી. હું તો ડોકટર છું. જે દરદી આંહીં આવશે એનું જીવન બચાવવા હું છેવટની ઘડી સુધી પ્રયત્ન કર્યા કરીશ. જવાબદારી ભરેલું સ્થાન અત્યારે તો હું છોડતો હોઉં તો પણ ન છોડું જ !'

આનું નામ ધર્મ ઉપરની શ્રદ્ધા !

[૫]

એક ડોકટરે પોતાની રોજનીશીમાં નીચેનો પ્રસંગ નોંધ્યો છેઃ 'એક વખત હું બજારમાં ઉતાવળે ઉતાવળે જતો હતો. એટલામાં એક છોકરાએ મારી સામે દીવાસળીની પેટીઓ ધરીઃ 'સાહેબ મારી પાસેથી આ વેચાતી લ્યો !'

મેં માથું ધૂણાવ્યું. મારે પેટી જોઈતી ન હતી.





પણ પેલા છોકરાએ પોતાની વાત ચાલુ જ રાખી. દેખીતી રીતે એ પોતાની ગરીબીને લીધે એની એ વાત વારંવાર કહી રહ્યો હતો.

મને દયા આવી. મેં એક બે પેટી વેચાતી લેવા ખીસામાં હાથ નાખ્યો. પણ એમાં રૂપિયાની નોટ હતી.

છોકરો તરત બોલી ઊઠયોઃ 'લાવો સાહેબ! હું હમણાં દોડતો પરચુરણ પણ લાવી દઉં. લ્યો !'

મારા હાથમાં બે પેટી આપીને હું કાંઇ જવાબ આપું તે પહેલાં તો એ રૂપિયાની નોટ લઇને દોડતો અદૃશ્ય થઈ ગયો.

મેં ઘણીવાર સુધી એની રાહ જોઇ પણ એ દેખાયો જ નહિ !

રૂપિયો ખોવા માટે મારી જાતને નિંદતો હું ત્યાંથી ચાલી નીકળ્યો.

પછી હું ત્યાંથી નીકળતો ત્યારે પેલા છોકરાની તપાસમાં આંખ ફેરવતો, પણ એ તે કાંઈ ગાંડો હતો તે હવે દેખાય ? મને એના ઉપર ખાઇ તો ગઈ હતી. પણ દેખાય ત્યારે નાં ?

એક દિવસ એ પ્રમાણે જ હું ત્યાંથી નીકળ્યો અને પેલા છોકરાને જોવા આંખ આમ તેમ ફેરવતો હતો, એટલામાં મારા વેષના વર્ણન ઉપરથી જાણે મને જ શોધતો હોય તેમ એક નાનકડો છોકરો દેખાયો. તેણે મારી સામે જોઈને પૂછયુંઃ 'સાહેબ ! તમે મારા ભાઈ પાસેથી દીવાસળીની પેટીઓ કોઇ દિવસ લીધી હતી ?'

મેં તેની સામે જોયું. તે દિવસવાળા છોકરાનો આ ભાઈ લાગ્યો.

'હા. લીધી હતી. કેમ ?'

'આ તમારા પૈસા ત્યારે' તેણે કહ્યુંઃ 'બબુજી ઉપર સાઇકલ ભટકાણી ને એ આવી શકયો નહિ !'

'બબુજી ?'

'મારો ભાઈ–મારું નામ રઘુજી.' તેણે કહ્યું.

'પણ એ તારો બબુજી કયાં છે ?'

'સાહેબ....!' છોકરો બોલી શકયો નહિ. એની આંખમાંથી આંસુ પડી રહ્યાં હતાં ! થોડીવાર પછી એના તૂટક શબ્દો આવ્યાઃ 'બબુજીએ મને કહ્યું હતું. સા'બ ! તમારા પૈસા આવી ગયા હો ! આવી ગયા નાં ?'

[ ૬ ]

લૂટારાની સાથે પોતાને અહીં લાવવામાં આવ્યો એથી પેલો બુદ્ધિશાળી સર્જક ચીડાઇ તો ગયો, પણ અહીંયાં યમસદનમાં એણે પોતાના ઘણા એવા મિત્રો જોયા જે પૃથ્વી ઉપર અતિ પ્રતિષ્ઠિત મનાતા હતા, અને આંહીં તો ચોર ડાકુના ટોળામાં એ પણ ન્યાયની રાહ જોતા ઊભા હતા !

એને નવાઇ લાગી. પૃથ્વી ઉપર તો કોર્ટમાં કોઈ પ્રતિષ્ઠિત માણસ હોય તો એને ન્યાયાસનની સમક્ષ પણ બેસવા માટે ખુરશી મળતી. વળી કેટલાક તો ન્યાયથી પણ પર મનાતા. જ્યારે ન્યાય આપનારા ન્યાયાધીશો જે ગુનાની પોતે સજા કરતા, તે ગુના પણ પોતે કરતા, અને છતાં એમને ન્યાયાધીશીમાં તો એમને ભગવાનના દીકરા ગણી લેવામાં આવતા. પૃથ્વી ઉપરની ન્યાયાધીશી કાંઇક પણ વ્યવહારુ હતી. જ્યારે આ આકાશી ભવનમાં તો કોઇ વિવેક જ ન હતો ! બધા એક દોરડે; પછી રાજા હોય કે રંક !

[અનુસંધાન પાન ૭૦]

પન્નાલાલ પટેલ

[૮]

આ પછીની એક રાતે વળી બારેક વર્ષ પર મૃત્યુ પામેલા મથુરના પિતા સ્વપ્નમાં આવ્યા ને મથુરને શિખામણ તથા ઠપકો દેવા લાગ્યા:

'તું તો અલ્યા વિધાતા કરતાં ય વધારે ડાહ્યો લાગે છે મથુરિયા !...કેમ તે એમ ? તું જાણે તો છે કે આપણી ત્રણ પેઢીથી બબ્બે બૈરાં થતાં આવ્યાં છે. હું તો વળી એવો હતો કે સાત ગરણે ગાળીને પાણી પીતો પણ શું કરવું ? ઘણું ય જાણતા'તા કે બે બૈરાં એટલે જીવતાનું નરક પણ શું કરીએ ! કાંઈ વિધાતા આગળ ના પડાય છે ?... માટે લાખ વાતની એક જ વાત: જેનાથી જીવ લાગ્યો છે એ અમથો નથી લાગ્યો. એ તો ગાંડા લખ્યા લેખ છે, માટે મનમાં મનમાં બળ્યા વગર મારું કહ્યું માનીને મણિનાં લૂગડાં પે'રાવી જ દે. નઈ પે'રાવે તો એ તો જવા બેઠી છે તે ક્યાંક ને ક્યાંક જશે ને પછી તારે કોક ઝોડને જ ઘરમાં ઘાલવું પડશે કારણ કે તું આઘો જઈશ પાછો જઈશ પણ બે બૈરાં તો આપણા લલાટમાં લખાયલાં જ છે.'

'એ ખરું બાપા પણ મારાથી' અને મથુરે જમીન ખોતરતાં કહી જ નાખ્યું: 'એની શરમ નથી તૂટતી બાપા! શા બહાને હું બીજું બૈરું કરું ? તમારા પૂન્ય પરતાપે એક દીકરો છે ને એક દીકરી ય છે. ને થોડાક દનમાં પાછી સુવાવડ–'

બાપા હસીને જ બોલી ઊઠે છે: 'અરે ગાંડિયા !... એવો જ ભોળિયો રહ્યો. આ પેલા દલાને ત્રણ દીકરા ને બે દીકરીઓ હતી તોય. 'ખેતી વાડીમાં નથી પોં'ચી વળાતુ'' આમ કરીને પાધરું ઠોકી જ બેસાડયું ને ? તારે ય એમ જ કે'વું: 'નાનાં છોરાં ને ઝાઝાં છોરાં એટલે, 'એ' તો ઘરમાંથી પરવારતી જ નથી પછી બા'ર ખેતરમાં ય કોક નેંદનાર વાઢનાર ને મદદ કરનાર જોઈએ જ ને ? આમે ય ખેડૂત તો રાખવો પડે ત્યારે એના કરતાં આ ઘરનું મનેખ શું ખોટું?' કહી બાપ ખડખડાટ હસવા લાગ્યા...

અને જતાં જતાં વિચારમાં પડેલા મથુરને વળી કહેતા ગયા 'અરે ગાંડિયા ! ગાલ હોય તો ઘણાં ય ગપ્પાં. માટે–ને બાપ થઈને મારે કહેવું પડે છે પણ'–

'મનખો નઈ આવે ત્યા ફરી ફરી રે લોલ;'...

મથુર પૂરેપૂરો જાગ્યો ત્યારે એટલો બધો વ્યગ્ર હતો–એવી તો અકળામણ થતી હતી કે જાણે રોઈ દે, રડીને હૈયું હળવું કરે ! 'આ બધું છે શું પણ! આ તો સાચું છે કે પછી હાલાં હાલાં શમણાં જ છે કે પછી' લમણે હાથ દેતાં બબડી પડયો: 'આવી વાતો કોઈને કૈએ તો ય ગાંડા ગણે ને નથી કે'તા તો–હાળો વાતનો નિવેડો લાવવો તેય કેવી રીતે ?'

'કોને વાત કહેવી' એ મૂંઝવણ, મથુર માટે નાની સૂની ન હતી. પત્નીને તો કહેવાય જ નહિ અને સંબંધીઓમાં સલાહ લે એવું કોઈ હતું નહિ; જ્યારે મુખીનું વૃદ્ધત્વ નડતું હતું. લખા ડોસા જુવાન સ્વભાવના ખરા પણ એમનો પતિયાર નહતો પડતો. સરખા સમોવડાઓમાં પણ કોઈ જ એવો ન હતો. જે, આ શમણાંનો ભેદ સમજે અને સમજાવી શકે. હા, ગણો ન ગણો તો એક સુખો હતો. પણ સાટે એનો મોટો ડર હતો: 'વાત કરીને કાં તો આપણ જ એક પા રહી જઈએ !' કોણ જાણે કેમ પણ મથુરને વહેમ હતો: 'સુખો જ કાં તો મણિનાં લૂગડાં પે'રાવી દે !'...

ઓછું હોય તેમ પત્નીએ સુવાવડ વખતે મણિને તેડાવવાની વાત કરી ને આ સાથે જ મથુર છેડાઈ પડયો: 'નથી તેડવું મારે તો કોઈને ય. મારે શું આ ઉનાળામાં હળ હાંકવા જવું છે ? એ તો કરી લઈશ હું મારે છોરાં–ઢોરાંનું ને રાંધવાનું ય !

પણ પત્ની જાણતી હતી કે એનાથી શેકયો પાપડ પણ ભાંગે એમ નથી. આ સિવાય મણિ વગર બીજું કોઈ સંબંધી એવું ન હતું જે મહિનો માસ અહીં આવીને રહી શકે. ઘરકામ ઉપાડી શકે. ને હસતાં હસતાં બોલી: 'કોઠલામાંથી રોટલો કાઢીને





ખાવાનું તો બનતું નથી એ ભાઈસંગ રાંધીને છોકરાંને આલશે એમ ને?' —મથુર સામે તાકતાં મશ્કરીમાં પૂછી રહી: 'બોલો તો ઘંટી કઇ પા ફરે... ડાબેથી જમણે કે જમણેથી ડાબે ?'

શબ્દો કરતાં ય અભિનય જોઇને છ-સાત વર્ષની દીકરી પણ બાપ સામે જોઇ હસવા લાગી.

પણ આથી તો મથુરની ચીડ બમણી થઇ ઊઠી: 'જો, તું મશ્કરી કરે છે પણ... હું ઠીક કહું છું ને–' બેભાનમાં હોય તેમ બબડવા લાગ્યો: '—મારું કહ્યું માન ભૂંડી ! આડોશી પાડોશીથી ચલાવી લઇશું ને શું કામ અમથી...અમથી...મને એ ગમતી જ નથી !'

ક્ષણ ભર તો પત્ની, પતિની આ વિહ્વળતા અને વિરોધ સમજી જ ન શકી. પણ બીજી જ ક્ષણે મણિ તરફ 'લટ્ટુ' હોવાનો આ પહેલાં પડેલો વહેમ પણ અત્યારનાં મથુરને જોઇને 'ભોળપણુ' અને 'છોકરવાદ'ના વહાલભર્યાં પ્રમાણપત્રમાં જ ખપી રહ્યો. પતિના વિરોધનું કારણ પણ જાણે શોધી કાઢ્યું. 'મણિથી એ શરમાય છે–ઓજપાય છે માટે!'

આ સાથે જ પત્નીનાં તિરછાં નયનોમાંથી પતિ ઉપર મુગ્ધતા વરસી રહી.

પણ આથી તો મથુર — ઊલટાનો જાણે દાઝવા લાગ્યો. કંઇક બોલી નાખવા જતો હતો ત્યાં તો પત્ની જ બોલી : 'તમારે આદમીને શું ! રોટલો ખાતાક ને આ હેંડયા ગામમાં. તમારે શું એને કાળ ભાળવાનું છ ૮ —'

મથુર વચ્ચે જ બોલી ઊઠ્યો. 'અરે તું કાળનું કહે છે પણ અહીં અમારી દશા!' — ને આ સાથે જ ઘંટી ઉપરથી ઊભો થઇ ગયો, બબડતો બબડતો પીઠ પણ ફેરવી ગયો: '—તું જાણે ત્યારે મારે શું ! ... પછી મારો વાંક — આવ પાણા પગ પર પડ એવું હાથે કરીને તું જ' ...

છેલ્લા શબ્દો તો પત્ની પૂરા સાંભળી જ ન શકી પછી સમજે તો શાની જ? અને સાંભળ્યા હોત તો પણ એ એમ તો કેમ સમજી શકે કે મથુરની દુનિયા, સૂર્ય આસપાસ નહિ પણ મણિની આસપાસ અહો દિનરાત ફરી રહી છે? ...

જ્યારે મથુરને તો પાકે પાયે ખાતરી થઇ ગઈ કે આ બધું કારસ્તાન પેલા લખ્યા લેખનું જ છે; એ જ ભવિષ્ય ભૂલાવી રહ્યા છે ! ... ને તેમાં ય જ્યારે મણિ આવી પહોંચી ત્યારે તો— બસ ખલાસ! મથુરે તો મનમાં મનમાં ભવિષ્ય પણ ભાખી નાખ્યું: 'આ વખતે જો એ પરોણી મટીને ધણિયાણી ન થાય તો યાદ કરજે કે મથુર શું કે'તો 'તો !' ...

જ્યારે રાતે તો મથુરના મગજમાં ધમાલ મચી રહેવા માંડી: કોઇ વાર સુખાના સ્વાંગમાં તો કોઈ વાર ખુદ મણિના લેબાસમાં કોઇ વાર મૃત માતાનું 'ભૂત' આવતું તો કોઇ વાર ખુદ પત્ની જ દિલાસો દેતી ને શિખામણ આપતી ખડી થતી તો વળી આવી બાબતમાં પંકાયલા પેલા ભાગ્યાના ભેરુ લખાકાકા તો હનુમાનની જેમ જાણે હાજરાહજૂર જ રહેતા:

આમ વેશ જાત જાતના, જ્યારે વાત એકની એક જ: 'અલ્યા! લખ્યા લેખ રાજા રામના ય નથી ટળ્યા તો પછી તું તે કયા ઝાડની મૂરાડી મથુર ! ને હવે તો હેંડી ચાલીને ઘેર આવી છે. ઘરમાંથી આભડછેટ નીકળે (સુવાવડ ઊઠે) કે તરત જ એક સારો વાર જોઇને પે'રાવી દે લૂગડાં.'...

અને આ રીતે મથુરની રાતો જાણે રામલીલા જોવામાં જતી હોય તેમ ભર ઉજાગરે જવા લાગી. જ્યારે દિવસ અર્ધ ઊંઘમાં વિતાવતો હોય–સ્વપ્નોમાં જાગતો હોય એ રીતે. ટૂંકમાં, દિવસે વિચારેલું જાણે રાતે વાગોળતો ને રાતનું વાગોળેલું જાણે દિવસે વિચારતો! એકે બાજુનો આરો જ ન હતો– નિવેડો ન હતો, પછી નિકાલ તો હોય જ ક્યાંથી !...

એક દિવસ સુવાવડના પડદા પાછળથી એકાએક પત્નીનું ધ્યાન પતિ ઉપર પડ્યું. શરીરે કંઇક સુકકો લાગ્યો. મોં વિલાયલું લાગ્યું. ને ધીમેકથી હાંક મારી: 'જરા અહીં આવો તો ?'

ઇચ્છા ન હોવા છતાં ય મથુરને જવું પડ્યું. 'શું કે'છે ?' કહી છેટે ઊભો રહ્યો.



'તમારું મૂઢું તો જુવો જરા.'—

મથુરને કહેવાનું મન થઈ આવ્યું: 'શામાં જોઉં? તારા રાજમાં સુખાના જેવું મોટું દરપણ તો ઊંઘી ગયું પણ દરપણવાળી એક દાબલી ય ઘરમાં રાખી છે?' પણ આવું કાંઈ ન બોલતાં એણે એટલું જ કહ્યું: 'એ તો જોયેલું છે કયારનું ય!'

મથુરની રીસનું કારણ તો રતને જાણે સમજી લીધું. 'એની નામરજી છતાંય મણિને તેડાવી એટલે. પણ પેલી ફિકાશનું કારણ એ ન સમજી શકી. બીજી બાજુ મથુર પાસેથી જાણવા મળે એ આશા પણ નિરર્થક નીવડી. સ્વગત બોલતી હોય તેમ ઉમેર્યું: 'પેટ ભરીને ખાઓ છો કે નથી ખાતા?'

'ખાધા એ તો!' કહી મથુરે પીઠ ફેરવી. જતાં જતાં ઉમેરતો ગયો: 'મને પૂછયા વગર તારી બુનને જ પૂછને?'

રતન તો સાચે જ ફિકરમાં પડી ગઈ: 'મણિ ઘી બરાબર નહિ આપતી હોય કે પછી એઉ જણ વચ્ચે કંઈ અણબન છે કે'—

પણ ઘી પાડતાં ને પીરસતાં તો એ કોદના ખૂણામાં રહ્યે રહ્યે જોઈ શકતી હતી, ઘણીવાર જોતી પણ હતી. જ્યારે અણબન થવાની શકયતા પણ ઘણી ઓછી હતી. બન્નેનું એક બીજા પ્રત્યેનું વર્તન જ એવું હતું કે જેમાંથી ગેરસમજ પણ ભાગ્યે જ ઊભી થાય. મથુર આખો ય વખત ગામમાં જ રહેતો હતો. ખાવાનું પણ ત્રણ ટંકને બદલે બે ટંક જ રાખ્યું હતું અને એ પણ વગર બોલે ચાલે કોઈ શરમાળ મહેમાનની માફક જ.

અલબત્ત મણિ–બોલતી ચાલતી હતી પણ તે ય કામ પૂરતું જ. વધારે લપ–છપ યા આગ્રહ કરવાની એને સૂઝ જ નહતી.

ને તેથી જ તો રતને એને બોલાવીને સૂચના આપી ને! 'જો, તારા બનેવી છે શરમાળ માટે, હું ખાટલામાંથી નીકળું એટલા આ દસ દન જરા કાળજી રાખજે. ચોથિયું રોટલો માગે તો અડધો જ મૂકી દઈએ. ઘીનો છાંટો ય જરા ઠીક પાડીએ.' રતનના મનમાં તો ઘણું બધું હતું: 'મારે તો એની આંખે જ અજવાળું છે. જાતે દુઃખ વેઠયું હશે, છોકરાંને ટૂંપો કર્યો હશે પણ એમને માટે મેં કોઈ દન ખવરાવવા પિવરાવવામાં કશર નથી કરી.' પણ આ બધું ન કહેતાં મણિને ટૂંકમાં જ સમજાવી, હસીને કહ્યું: 'ઢોરને પાણી પાઈએ છીએ તો ય આપણ કેવું 'પો...હે! પો...હે!' કરીએ છીએ? ત્યારે આ તો મનેખ છે. તેમાં ય તારા બનેવી તો નાના છોકરાને ય આંટે એવા છે માટે જરા મનવટ કરીને–' હસીને લાડથી ઉમેર્યું: 'તને શું કે'વું પડે ગાંડી!...લે જા હવે, પાણી ભરી કાઢ. હમણાં રાત પડશે.'

ખરું પૂછો તો મણિ, મોટી બહેનની બીકે જ ઘરમાં દબાયલી રહેતી. મથુરથી જાજી લપછપ યા ટીખળ ન કરવાનું પણ આ જ કારણ હતું. બાકી બનવું બનાવવું એ તો એનો સ્વભાવ જ હતો. પણ આજે તો ભાવતું હતું ને વૈદે કહ્યું.

ને આ પછી તો જમાડતી વખત મથુરને એણે જાણે રમાડવા માંડયો: 'જુઓ શરમાશો તો કરમાશો...શું ખાધું? હોલા જેવડું પેટ લાગે છે? ...ખાશો નહિ તો કામ પણ શું કરી શકશો?... કો' તો કોળિયો કરી કરીને ખવરાવું!... કો' તો બનેવી વાયરા ઢોળું!'

અને આવા આવા લાડીલા ને ટીખળ ભર્યા, સ્નેહભીના ને મસ્તીભર્યા–શબ્દો જ નહિ પણ હાથ, હોઠ અને આંખના અભિનયે મણિને રવાડે ચઢેલા પેલા ઘેલા હૈયાના શા શા હાલહવાલ કરવા માંડયા, શાં શાં સ્વપ્નોને કેવી કેવી કલ્પનાઓ ઊડવા માંડી એ તો એક મથુર જ જાણે છે; કે કાંક જાણ્યું હતું કૃષ્ણલીલા જોનાર સુદામાએ...

શરીરની ફિકાશ ઘટવાને બદલે વધવા માંડી, સાથે સાથે આંખોમાં પણ ચિત્તને શંકામાં નાખનાર પેલો ભ્રમ ભળવા–લાગ્યો ભટકવા લાગ્યો!...

છેલ્લે છેલ્લે તો અસહાયતામાંથી ઊઠેલી મથુરની ચીડ એટલી હદે પહોંચી કે એ પોતે જ પોતાનાથી ડરવા લાગ્યો: 'હમણાં કાં તો આ છકેલીને બાથમાં





લઇ કચરી નાખું...ના કાં તો પાંચ મણની ગાળ ચોપડાવી દઉં....'

બિન અનુભવી મણિ! આણે તો ઊંધું ઘાલીને ખાએ જતા મથુરના મૌનને શરમ જ ગણ્યા કરી. એ શું જાણે કે એના મનમાં મંથનોનાં વાવાઝોડાં ને વંટોળ ઊઠી રહ્યાં છે. ઘૂમી રહ્યાં છે.

ને તેથી જ તો એણે બનેવીને શરમ તોડાવવાના તથા ગેલમાં લાવી કંઇક વધુ ખવરાવવાના પ્રયત્નો ચાલુ રાખ્યા હતાને ? એક રાતે તો મથુરને નાના નાના કોળિયા ભરતો જોઇને કહ્યું પણ ખરું: 'જરા કોળિયો તો ઠીક ભરો ? તમારા કરતાં તો તમારી આ દીકરી મોટા કોળિયા કરે છે' ને હસતાં હસતાં ઉમેર્યું: કોણ જાણે ખાઓ છો કે પછી બચિયો જ કર્યાં કરો છો !'

બસ ખલાસ ! ગાંડા માણસની જેમ મથુરે ઊંચે જોયું. મણિ તરફ કરડી મીટ માંડતાં દાંત કટકટાવવા માંડયા. મણિ તો એબાકળી જ બની ગઇ. ઊઠીને ભાગવા જાય છે ત્યાં તો બાજુની કોઠી સાથે અફળાતા તાંસળાને જોયું. જ્યારે પેલા, 'થડીંગ થી...થી' અવાજે તો આખા ય ઘરને ભયભીત કરી મૂકયું'ને.–

પત્ની, કોઢના ખૂણામાંથી બહાર આવે, પતિને કંઇક પૂછે, ટાઢો પાડે તે પહેલાં તો મથુરે જ એને જાણે કે અનેક વાર આપેલી ચેતવણી ફરીથી છેલ્લી વાર ન આપતો હોય તેમ ઘર બહાર નીકળતાં સંભળાવી દીધું. તારી બુનને કે'વું હોય તો કહી દે કે એ મારાથી ચાળા ન કરે નહિ તો...ઠીક કહું છું પછી મારા જેવો કોઇ ભૂંડો નથી.'—

બિચારી મણિ ! એ તો એવી ઝંખવાણી પડી ગઇ કે કાપો તો ખૂન ન નીકળે.

જ્યારે પત્ની વિચારોના વમળમાં ગૂંચવાઇ જ ગઇ. પોતે, જમતા પતિને જોઇ રહી હતી. અરે પોતે પણ એના વેણ અને હાવભાવ જોઇને હસી રહી હતી. ને છતાં ય અત્યારે એને વહેમ પડયો કે મણિએ કંઇક વધુ પડતી–અજુકતી છેડતી તો નથી કરી ? હસવાનો પ્રયત્ન કરતાં કહ્યું: 'કોણ જાણે તારે ને એમને શાનો ખડા પડયો છો '—

આ સાથે જ મણિની આંખમાંથી દડ દડ કરતાં આંસુ ખરી પડયાં. રડતાં રડતાં કહી રહી–બબડી રહી: ' કોણ જાણે !...તે દન ટૂંપિયો વેર્યો એ દન ખેતરે બોલાવવા ગઇ ત્યારે ય મને તો...મોટા મોટા ડોળા કાઢીને દાંત કટકટાવવા મંડયા ને આજે ય-' રુદન વધી પડયું. આખો લૂછતાં માંડ માંડ બોલી શકતી હતી: 'કોણ જાણે...મેં એમનું શું બગાડયું છે...કે તે દનથી'–

અને રતન, મણિને શાન્ત પાડતાં 'તે દન' ઉપર ગંભીર ભાવે વિચારી રહી.

એ વખતે, મથુરને મણિ તરફ વહાલભરી આંખે તાકતો જોઇને તથા પેલાં એક જોડ કપડાંનો 'મોંઘા-મૂલો' વહોરાચાર નીરખીને એને 'લટુ' થયાનો પડેલો વહેમ તો દૂર રહ્યો બલકે આજ તો ઊલટું જ દેખાતું હતું:' પેલા ભવનાં વેર હોય એમ જ કરે છે ને બાપડીને !' પણ વિચાર કરતાં લાગ્યું કે એક માત્ર મણિ તરફ જ નહિ પોતા તરફ પણ તે દિવસથી એનું વર્તન બદલાઇ ગયું છે. ટૂંપિયો પહેર્યો તે દિવસથી એણે એને કદી ય હસતો નહતો જોયો. બાળકો સાથે પણ પહેલાંની જેમ ગમ્મત કરતાં કે હસતો હસાવતો નથી દેખ્યો....

ને આ સાથે જ રતનની જાણે બંધ આંખ ઊઘડી ગઇ... ભારે નિશ્વાસ નાખતાં ભયભીત નજરે બબડી રહી: ટૂંપિયામાં જ કાંક લાગે છે. એનાં જ આ બધાં કાવિતરાં (કારસ્તાન) દેખાય છે. નહિ તો ખાતાં પીતાં એ 'દુબળા ય શાના પડે ને ચીડનું તો એમનામાં નામ નિશાન નો'તું ! આખોય દન છોકરાં ભેગા છોકરું થઇને કે કાંતો ગામમાં મોટિયારો ભેગા નફકરા થઇને ફર્યાં કરતા હતા... પણ જ્યારથી ટૂંપિયો આવ્યો ત્યારથી '—

અને પત્ની ફિક્કા ચહેરાવાળા અને 'ફટોળ' આંખવાળા પતિને હવામાં ખડો કરી ચિંતાગ્રસ્ત આંખે તાકી રહી... વિચારમગ્ન સુરતે સોચી રહી, વિચારી રહી...



[૯]

મથુર પણ પાડોશીને ત્યાં હોકો પીતાં પીતાં પોતાના વર્તન ઉપર વિચારી રહ્યો હતો... એને તો થતું જ હતું કે પેલાં શમણાં, આ ચીડ અને કંટાળો બધું ય લખ્યા લેખ જ કરાવે છે–આ બધાં વિધાતાનાં જ કાવિતરાં છે. ...

મોડી રાતે ઘર તરફ ડગ માંડતાં એ ચોકખી રીતે અનુભવી રહ્યો હતો કે પોતે નિરાધાર છે અસહાય છે !—

તેમાંય આંગણામાં પાથરેલો પોતાનો ખાટલો જોઇને તો એને ડર પણ લાગવા લાગ્યો. ...ને છતાં ય કોઇકનો દોરાયલો–ધકેલાયલો–પરવશ હોય તેમ ખાટલામાં જઇ બેઠો.

ત્યાં તો કમાડ ઊઘડતું સાંભળ્યું. પત્નીને બહાર આવતી જોઇ ને આ સાથે જ મથુરનું હૈયું રડું રડું થઇ ઊઠયું. ગળામાં ડૂમો પણ ભરાઈ આવ્યો. માંડ માંડ એ રુદનને રોકી શકયો.

પત્નીએ ખાટલાની બાજુમાં આવેલા થાંભલાનો ટેકો લેતાં પૂછ્યું: 'મન મેલીને વાત તો કરો કે તમને શું થાય છે?'

'થાય છે મારું કપાળ ?' રુદનનું સ્થાન જાણે ચીડે લીધું હોય તેમ મથુરે કહ્યું.

'આમ ચીડાશો તો ગમ શું પડશે ! બીજું કાંઇ નહિ તો શકરા ભગતને દાણા તો ભાળી જુઓ ? એ તો કાંઇ વેગળે નથી ને ? સવારમાં ચા પીતી વખતે વાડામાં રહ્યે રહ્યે સાદ પાડશો તો ય બિચારો આવતોકને ખડો થશે. ને અત્યારે જાઓ તો ય વેગળું શું છે? આ બે દન હજુય મારાથી ઘર બહાર નીકળાય એમ નથી નહિ તો વળી તમને કે'વું ય શું કામ પડે ? તમને તો તમારી નથી પડી પણ મને તો હવે–ઘડી જાય તો ગઢ જાય એવું થઇ ગયું છે !'

મથુરને કહેવાનું મન થઇ આવ્યું કે આ કોઇ ભૂત પલીતના કારસ્થાન નથી પણ કારસ્તાન છે પેલા લખ્યા લેખનાં. એ લેખનો લખનાર વિધાતા જ એની પાછળ હાથ ધોઇને પડયો છે. આખી ય રાત કેવાં કેવાં શમણાં આવે છે ને શા શા વેશ ભજવાય છે એ તો હું જાણું છું કે કાંક જાણે છે મારો રામ !...

પણ બીજી બાજુ મથુરને ડર લાગ્યો કે જો આ બધું કહેશે તો પત્ની કાં તો ગુસ્સે થઈ જશે–અરે માનશે જ નહિ. ઊલટાની અવળી ઊઠશે 'એના કરતાં એમ કો'ને કે તમારે જ બીજું બૈરું કરવું છે ? કોઇ રૂપાળીની રઢ લાગી છે એમ જ કો'ને ? એ તો તમે પેલા 'મોંઘામૂલો' વહોરાચાર કરી લાવ્યા ત્યારની જ મને ખબર પડી ગઇ છે. પણ યાદ કરો કે જોબન અમારે ય એક દન હતું. ને તમને કઇ બાબતની કશર પાડી એ ભાળશો ? યાદ તો કરી જુવો ! આ રતનબાઇએ તો તમને હથેળીઓના છાંયડા કર્યા છે! કોળિયા કરી કરીને ખવરાવ્યા છે એમ કો' તો ય કંઇ ખોટું નથી'...

ને એણે મોઘમ જ કહ્યું: 'મારા દુઃખની વાત શકરો તે શું જાણે !'

'તમે જાણતા હો તો પછી કાંઇ દવા કરો.' પત્નીને થયું કે પોતાનો બીજો વહેમ જ સાચો લાગે છે. અને ઉમેર્યું: 'બીજું દુઃખ હશે શરીરનું તો એની દવા ય શકરોભાઇ જાણતા હશે. પૂછવામાંથી આપણું શું જાય છે? એમને ન પૂછો તો લખાકાકાને પૂછો. કંઇ ડામ દેવા જેવું હશે તો એ ય દઇ આપશે.'

વળી પાછું મથુરને કહી દેવાનું મન થયું ને વળી પાછો એ હિંમત હારી ગયો. આડા પડતાં ને પાસું ફેરવતાં એટલું જ બબડયો : 'વાગતું વાગતું ઝાંપે આવશે એટલે આખું ગામ જાણશે.'

'મને તો તમારા બોલવામાં ય કાંઇ ઠા (ઠેકાણું) નથી લાગતો. શું વાગવાનું છે ને શું'—

મથુરને થયું કે કાં તો પોતે, બાંધી મૂઠી ઉઘાડી નાખશે કે કાં તો પછી–પાંચ મણની (ગાળ) જોખી કાઢશે ને એણે ચીડ સાથે વચ્ચે જ કહ્યું:





'તું જા ને અત્યારે મારી પાસેથી. મને ઊંઘવા દે ને જો કાંઇ ઊંઘ આવે તો.'

પણ ઘડી પછી પત્નીનાં પેલાં ઘર તરફ જતાં પગલાં સાંભળીને તો મથુર વળી પાછો ડરવા લાગ્યો. વળી પાછી પેલી નિરાધારતા ને એકલતા સવાર થઇ બેઠી. એટલું જ નહિ બંધ આંખો આડેથી શમણાંનો પેલો સળવળાટ પણ જાણે શરૂ થઇ ગયો. મણિનો આકાર જોતાં જ મથુરે પત્નીને કહી નાખ્યું બલકે ચેતવી દીધી: 'તારું ને મારું જોબભલું જ ઇચ્છતી હોય તો તારી બુનને મોકલી દે એને ઠેકાણે...ઠીક કહું છું !

'તમારા વગર કહ્યે ય કાલે હું ના'વાની છું.' કહી બારણા વચ્ચે થંભતાં મથુર તરફ એક નજર નાખી, કંટાળા સાથે ઉમેર્યું: 'તમને એ બચકાં ભરે છે પણ આ ઘરમાં કાલ પછી કોઇ દન એનું મોઢું જુવો તો કે'જો.' અને આ સાથે જ ભડોભડ કરતાં કમાડ પણ વાસી દીધાં.

બરાબર એ જ ઘડિયે જાણે કોઇક બુલંદ અવાજે મથુરને ચેતવ્યો: 'મથુરિયા ખેલ ખલાસ ! ...હાથનાં કર્યાં હૈયે વાગશે હો મથુર ! ને હજુ ય વખત છે.... ચેતવું હોય તો ચેત ગાંડા ન કર !–

અને કોઇક ભવિષ્યવાણી ભાખી રહ્યું: 'આ ઘરમાંથી એનો પગ નીકળતાં જો તું ગાંડો ન થઇ જાય તો યાદ કરજે વળી !...

મથુરના મગજમાં અશાન્તિ અને અધિરાઇ વધી પડયાં. નાડી તંત્ર પણ ફ્લોર ફેક્ટરીના પટાની જેમ, 'ખટા–ખટ ખટા–ખટ' કરતું જાણે કહી રહ્યું: "રાત થોડી ને વેશ ઝાઝા, રાત થોડી ને વેશ ઝાઝા! ચેતવું હોય તો ચેત મથુરિયા !"

ને આ સાથે જ મથુર ખાટલામાં બેઠો થઇ ગયો. પાંચ–દશ પળના વિચાર પછી ઊભો થયો. ચોપાડની ખીંટીએથી લાકડી લઇ ચાલતો થયો. ઘરની પાછલી બાજુએ ખેતરવાને છેટે આવેલા શકરા ભગતના છાપરા તરફ: 'હાથની રેખા તો ભાખું ભગતને ! જે હશે તે ગમ પડી જશે.'

મધરાત જામી ચૂકી હતી. નોમનો ચાંદલો હમણાં-જ ઊગ્યો હતો. અજવાળાં હજુ ઉજાશની અવસ્થામાં જ હતાં. મંદ ગતિએ વાતા પવનમાં પણ હમણાં કંઇક ટંડક આવી હતી. સીમમાં શિયાળવાં ને ગામમાં કૂતરાં પણ જંપી ગયાં હતાં. હા એક શકરો ભગત ને પેલો તંબૂરો—

પણ સાચું પૂછો તો તંબૂરાનો પેલો મીઠો રણકાર ને શકરા ભગતની બેઠી હલક જાણે શાન્તિને ઊલટાની એકતાન કરી રહ્યાં હતાં સુમસામપણું ટાળીને જાણે રમ્યતા વેરી રહ્યાં હતાં. શબ્દો ચોકખા સંભળાતા હતા:

'જોઇ વળ્યો હું તો વાલા દે'રાં ને દેવળાં
એક રે હેમાળો રહ્યો ઢૂંઢવો હો જી,
મીં તો ખંખોળ્યો આખો હેમાળો શિવજી!
બાકી રહી દરિયે દેવી ડૂબકી હો જી.
જોયા વલોવી વાલા સાતે સમદરિયા,
છેવટમાં ધરતીને ઢંઢોળવી હો જી.
(ને) શ્રીફળની પેઠે જોયાં ધરતીનાં પાણી મીં'તો
હવે તો હલાવી જોવાં આભલાં હો જી.
(ને) ઢૂંઢયાં ઢંઢોળ્યાં વાલા વલોવ્યાં ય રાતભર,
(છલ્લે) ગણો ન ગણો જોવું રહ્યું માનવી હો જી.' —

આજે જ મથુરને ખબર પડી કે પોતે છ— આઠ માસથી શકરાભગતના ભજનમાં— કયાંક ભૂલ્યો —ભટકયો જ આવ્યો હશે. જ્યારે એ પહેલાં તો દર છાશવારે — તેમાં ય ઉનાળાની રાતે તો — રાત પડયા વગર રહે તો પોતે ભજનમાં ગયા વગર રહે એવું હતું.—

આ બધું યાદ કરતાં મથુરના મોંમાંથી એક ભારે નિશ્વાસ સરી પડયો, બબડયો પણ ખરો : 'અરે ભગવાન ! કોણ જાણે કે મને આ શું થઇ ગયું છે ! નથી ખાવું ઊકલતું ! નથી પીવું ઊકલતું ! અરેરે પરભુ કશાનો ઉકેલ જ નથી જડતો !... કોણ જાણે શું થવા બેઠું છે. '...

છ-આઠ માસ પહેલાંનો કોઈ દિવસ હોત તો મથુર આ ભજન સાંભળી એમાં મસ્ત બની ગયો હોત. પણ આજે તો મસ્ત બનવાને બદલે દુઃખી જ થઇ રહ્યો. બબડી રહ્યો : 'ધરતીના પડ પર જો કોઇ સુખી હોય તો એક આ શકરો જ સુખી છે...છે કાંઇ એને બા'ય કે બોયો ?' અને ઝૂંપડીના



સ્વચ્છ અને નાનકડા આંગણામાં બેઠેલા છાંયડા સરખા શકરા તરફ નજર નાખતાં જાણે અદેખાઇ આવતી હોય તેમ વળી ગણગણ્યો: 'છે કાંઇ એને ફકર... પેલા ભજનમાં એ કૈંજ છે તો

'દીધું ધરતીનું મજને પાથરણું પાથરીને
માથે ઓઢાડી રાખ્યું આ...ભલું હોજી.'

આ સાથે જ મથુરને વિચાર આવ્યો: 'કાઢી નાખું કેડિયું ને નાખી દઉં કાળિયું ય. બેસી જાઉં શકરાની જોડમાં મંજીરા લઇને. બે બૈરાં ને લખ્યા લેખ બધું ય પડે ને ઊંડા ધરામાં!'—

ત્યાં તો શકરાના સાથીદારે—પેલા કૂતરાએ મથુરને પડકાર્યો. આ સાથે જ શકરાએ તંબૂરો બંધ પાડી ભજન અધૂરું રાખી એનો સત્કાર કર્યો: 'કોણ મથુર ?...ઓહોહો ! ઘણા દને કાંઇ ? આવ આવ.'

મથુરે આનો જવાબ ન આપતાં કહી નાખ્યું: 'આપણે તો આટલા અવતારમાં જો કોઇ સુખી માનવી ભાળ્યું હોય તો એક તું જ છે શકરાભાઇ !' બાજુમાં જમાવતાં ઉમેર્યું: 'એ...બસ ! નવરું પડ્યું કોકનું હળ માગી-લાવી પેટભર કમાવું ને પડયા રે'વું. તું ભલો ને તારો તંબૂરો ભલો.' જાણે પહેલી-જ વાર આ બધું દૃશ્ય જોતો હોય તેમ આસપાસ નજર નાખી લેતાં:

'ચારે પા ચાર લીંબડિયો ને વચમાં મઢૂલી ! તારા પેલા ભજનની પેઠે જાણે તારે જ માટે ભગવાને આભલાનો ચંદરવો ચોઢ્યો છે, ને'—

શકરાને પણ મથુર આજ જુદો જ લાગ્યો. હસીને વચ્ચે બોલ્યો: 'ભાંગબાંગ ચઢાવી છે કે પછી રતન-ભાભીએ કાંપ કહ્યું ?'—

'મશ્કરી નથી કરતો શકરાભાઇ !એમ જ થાય છે જાણે બેસી જઉં હું ય તારી હારમાં. તું મારો ગુરુ ને હું તારો ચેલો.'—

શકરાને મથુરના દુઃખી અવાજે ગંભીર બનાવી મૂક્યો, કંઇક દુખી પણ ખરો.—

અને એણે, તંબૂરો એક તરફ મૂકતાં મથુરનું દુઃખ જાણવાનો પ્રયત્ન કરવા માંડ્યો...

અને મથુરે પણ—કેટલીક આનાકાની પછી આખી ય વાત શકરા આગળ ઉઘાડી કરી દીધી: ટ્રૂંપિયાના વહેવારાચારથી માંડીને તે પેલાં શમણાં, છઠ્ઠીના લેખ, બે બૈરાંનો કુળનો રિવાજ ને છેલ્લે મણિના પેલા 'વહાલભર્યા' વેનચાળા ને શબ્દો ય. છેલ્લે જતાં ઉમેર્યું: 'તારી ભાભી કે' છે કે શકરા ભાઇને દાણા દેખાડો. પણ ભલા આદમી—લે હવે તું જ કે' ખુદ મારો બાપ તે ય શમણામાં આવી આવીને —ઢંઢોળી ઢંઢોળીને કાઢી જાય છે કે 'કુળના રિવાજ પ્રમાણે બે બૈરાં કરી નાખ મથુરિયા ! ને ઠીક કહું છું છોડી દે તારી જક. હેંડી ચાલીને તારે ઘેર આવી છે ને પે'રાવી દે લૂગડાં'—આવું આવું તો ઘણું બધું શકરાભાઇ. એક હું જાણું છું કે કાંક મારો પરભુ જાણતો ભલો છે કે કેવી કષ્ટીએ મારી રાતો જાય છે !'

શકરાને મથુરમાં વહેમ લાવવાને કારણ જ ન હતું. એ સારી પેઠે જાણતો હતો કે મથુરમાં—અરે જૂઠું બોલવા જેટલી પણ હિંમત ન હતી પછી વટ કરવાની તો વાત જ ક્યાં રહી ! ઉપરાંત પાણીમાં જેમ પ્રતિબિંબ દેખાય તેમ મથુરની વાણીમાંથી સચ્ચાઇનું પ્રતિબિંબ પૂરેપૂરું પરખાઇ આવતું હતું. શકરો પણ ઘડીભર તો વિચારમાં પડી ગયો.

ઘટતા સવાલ પૂછ્યા પછી એને પણ વહેમ ગયો: 'પેલા ટ્રૂંપિયા પાછળ તો કાંઇ બલા નઇ આવી હોય ?'

ખૂબી તો એ હતી કે એની આ પાંત્રીસેકની ઉંમરમાં શકરાએ લોકોનાં કેટલાંય ભૂત વંતરાં ને વીર કાઢ્યાં હતાં ને છતાં ય એનો પેલો સવાલ ને શંકા આજે પણ એનાં એ જ હતાં:આ ડાકણ ને વંતરાં એ તો પેલા ભજનમાં કહ્યું છે તેમ

મન-મગનનાં કામ છે કે પછી-કોણ જાણે
કે શું આવે છે ને શું જાય છે ?'

ખૂબી તો એ હતી કે એની પાસે મેલી વિદ્યાનો એક પણ મંત્ર ન હતો. જે કંઇ હતું એ-એના જ શબ્દોમાં કહીએ તો-'મોટો મંતર રામનું નામ'.





માંદા માણસને ઘીના દીવા પાસે બેસાડી ડાકોરજીની પેલી છબી આગળ એ મંત્રને બદલે દિલની વાત જ ઉચ્ચારતો 'તું જાણે મારા નાથ! મારી લાજ તારા હાથમાં છે. હું તો તારા નામની ઢાલ ઓથે ઝૂઝું છું'...ઘણી વાર તો એ તાનમાં આવી ભજન પણ ગાવા મંડતોઃ

'હરિ ભજતાં હજુ કોઇની
લાજ જતાં નથી જાણી રે.'...

આમ સ્તુતિ કર્યા પછી એના એકલાના સાથી પેલા તંબૂરાને બદલે એ મૃદંગ સંભાળતો. ગામના જુવાનોને પાનો ચઢાવી ભજન છેડતોઃ

'નાથ તારી નાવડીએ માંલુ હલેસાં રામ નામનાં
'વાટ જોવામાં વાણુલાં વાયા વિઠ્ઠલવર વનમાળી'.

પેલા ધંધાદારી ભૂવા શકરા ભગતની નિંદા કરવામાં કસર નહતા રાખતા, બલકે કંઇ નથી જાણતો એમ કહેતાં ભજનોના દાખલા ટાંકી 'પોલ' ખોલી નાંખતા.

શકરો ભગત પણ આ વાતનો સ્વીકાર કરતાં હસતો ને કહેતો, 'હું ક્યાં ના કહું છું પણ મારી તો આભલા જેવી ઉઘાડી વાત છે પછી એને તમે પોલ કો' તોય ને બખોલ કો' તોય!'...

લોકો ય જાણી ગયાં હતાં કે શકરો ભગત ધંત-રમંતરમાં ખોરનું ડિંટું ય નથી જાણતો. પણ બીજી બાજુ ઘણાં રોગી નીરોગી થતાં હતાં એ પણ દીવા જેવી વાત હતી ને એટલે જ તો ઠોકી બેસા-ડ્યું: 'એને તો ડાકોરનો ધણી ખુદ રણછોડ રંગીલો હાજરાહજૂર છે!'

પણ આવા રણછોડજીના ગોલ્લા—શકરાભગતને ય મથુરના દુઃખની કંઇ જ પરખ ન પડી. ઘડી-અધઘડીનું મૌન તોડતાં કહ્યું: 'સવારમાં દાણા જોઇએ: જો ડાકોરનો ધણી કાંઇ દેખાડે તો!'

દાણા તો—જો જે તારે જોવા હોય તો પણ એક ફરી તું મારો હાથ તો જો શકરાભાઇ. જો તો ખરો એમાં બૈરાં કેટલાં લખેલાં છે?'

અને હાથ જોતાં શકરાને, 'એક...દોઢ' કરતો સાંભળી મથુર ઊભો થઇ ગયોઃ 'ઊભો રે' હું બોયું સળગાવી લાવું. ચંદરમાંના ઝાંખા અજવાળાંમાં બરા-બર દેખાતું નથી.'

મથુરના અવાજમાં જ નહિ એની ચાલમાં પણ આશા અને આનંદ વરતાઇ આવતાં હતાં....તેમાં ય પેલા અજવાળાને આધારે શકરાને, 'એક આખું ને એક અડધું.' આમ કહેતાં સાંભળ્યો ત્યારે તો એ લગભગ એક વેંત અદ્ધર થઇ ગયો. બોલી ઊઠ્યોઃ 'હું કે'તો'તો જ ને? આ તારી ભાભી છે એ આખી ને થવાની છે એ અડધી!'

ત્યારે તો બધું નક્કી છે એમ જ કે'ને?

આ સાથે જ મથુર જાણે ભાનમાં આવ્યો. દિલગીરી સાથે લોચા વાળવા લાગ્યોઃ 'એની જ તો રામાયણ છે ને ભગત. નથી રખાતું કે નથી કઢાતું! કાલ કે કાલના દન કેડ તો એ જવાની છે. પણ રામાયણ એ છે શકરાભાઇ કે ઘડીકમાં એ અહીંથી જતી રે' તો ઠીક એમ થાય છે તો ઘડીકમાં પાછું એવું થવા માંડે છે કે જાણે એ જશે તો એના ભેગો મારો કાંતો જીવે ય જતો રે'શે!' એક ભારે શ્વાસ લેતાં ઉમેર્યું: 'શકરાભા...ઇ! મારા દુઃખની વાત તો દુશ્મનને ય કહ્યા લાયક નથી!' છેલ્લા શબ્દો બોલતાં એનો અવાજ પણ ઢીલો—લગભગ ગળગળો થઇ ગયો હતો. શકરાનું સાન્ત્વન સાંભળતાં તો રડી જ પડ્યો.

માંડ માંડ શકરાએ એને છાનો રાખ્યો. આ પછી દુઃખી ભક્તોના બે ત્રણ દાખલા ટાંકી સંભ-ળાવી એને શાન્ત પાડ્યો. મઢૂલીમાંથી આસન લાવી સૂવાની તૈયારી કરતાં કહ્યું: 'લે જા હવે કશા ય વિચાર કર્યા વના જઇને સૂઇ જા ઊઠ!'

મથુર ઊભો તો થઇ ગયો પણ આ સાથે જ વળી પેલો ડર એના પર સવાર થઇ ગયો. એમ જ લાગતું હતું જાણે મૃત પિતા તથા માતા તો પેલો ટૂંપિયો, મણિ, સુખો ને લખેડોસો વગેરે કંઇક ભૂતાવળ ખાટલાને ઘેરી વળી એની વાટ જોતાં ન બેઠાં હોય! શકરા ભગતને ત્યાં એના પેલા કોથળાના આસન સિવાય ઢાળવા પાથરવાનું



કંઇ જ નથી એ જાણવા છતાં ય એણે કહ્યું: 'મરશે ! અત્યારે હવે કોણ જાય છે રાતના આ બે પોર અહીં જ પડયો રહીશ.'

'અરે કાંઇ ગાંડો થયો ? અહીં ઉઘાડી ધરતી ઉપર પાંસળાં ભાંગવાનું કાંઇ કારણ ? ને આંગણામાં આટલી રાતે ખાલી ખાટલો જોઇને કોઇ શું ધારે ? લે જા હેંડ .ભલું હશે તો-રતનભાભી જો બહાર નીકળ્યાં હશે ને ખાલી ખાટલો જોશે તો ફફર કરતાં ને વાટ જોતાં કાં તો નેવામાં જ બેસી રહ્યાં હશે.'

શકરાની આ વાતમાં મથુરને જરા સરખી પણ અતિશયોકિત લાગે એમ ન હતું. અધૂરામાં પૂરું સમીસાંજે બેઉ વચ્ચે જરાક ટપાટપી પણ થઇ હતી. મથુરને તો સોએ સો ટકા લાગવા માંડયું કે પત્ની નેવામાં બેસી નકકી વાટ જોતી હશે — અરે ફફર કરી કરીને જીવ બાળતી હશે.' ને એણે પગ ઉપાડયો. આ સાથે જ કંઇક યાદ આવ્યું. પાછા ફરી શકરાને કહ્યું: 'ભગત, જો જે પાછો મારા આ લવારા એની આગળ કે'તો ? આપણા મનથી તો શમણા છે પણ એના મનથી તો બધું સાચું જ થઇ બેસશે ! '

'અરે કંઇ ગાંડો થયો. આવી વાત તું કે'વડાવે તો ય હું કહું ખરો ! ... લે વેલો ઊઠજે.'

ને આસન ઉપર લંબાવતાં શકરો ભગત વિચારી રહ્યો... બબડી રહ્યો: 'અરે મારા રામ ! માનવીના મનના ય કોણ જાણે કેટલા કોઠા છે ? ને એમાં ય પાછા કેટલા ખરા ને કોણ જાણે કેટલા ખોટા ? આ શમણાંની વાતે ય પેલા ભૂત પલીત જેવી જ લાગે છે, કોણ જાણે કે શું આવે ને શું જાય છે? કયાંથી પેદા થઇ કયાં સમાઇ જાય છે મારા રામ !...'

આભા મંડળ પણ જાણે આવા જ કોઇ વિચારમાં લીન ન થઇ ગયું હોય ! ઊંઘી તો નો'તું જ ગયું કારણ કે પેલો ટમટમાટ જાગતા હોવાની પ્રતીતિ સતત કરાવી રહ્યો હતો. જ્યારે ચંદ્રમા તો બધા ય ભેદ જાણી બેઠેલા કર્મયોગીની જેમ સ્થિતપ્રજ્ઞ દશામાં જ વિચરી રહ્યો હતો....



[૧૦]

પત્નીને પરસાળમાં કે નેવામાં ન જોતાં મથુરને કાંઇક નિરાંત તો વળી. પણ ખાટલામાં લંબાવ્યા પછી, ગામ, ફળી ને ઘર-પત્નીને ય ઘોરતી જાણી કોણ જાણે કેમ એને ઓછું આવી ગયું: હાસ્તો દુનિયામાં દુ:ખી તો એક હું જ છું. શકરો ભગત એના પેલા ભજનમાં સાચું જ કે'છે, 'સુખમાં તો સબ જગ સંગાથી પણ દુ:ખમાં તો સાચો સાથી એક રામ જ છે :'

અને આ પછી તો વૈરાગની કેડીએ ચઢી ગએલા મને, પત્ની-બાળકોની બેડિયો તોડી નાખી તો જમીનપાળીના વાઘા ય જાણે ઊતારી નાખ્યા... ને બીજી જ ઘડિયે —જાગતાં કે ઊંઘતાં સ્વપ્નમાં કે કલ્પનામાં એની તો મથુરને ય ખબર ન હતી— પોતે ગયે ઉનાળે જોએલી રામલીલામાંના પેલા ભેખધારી ભરથરીના વેશે એક હાથમાં બાર-પંદર શેરનો ચિપિયો ને બીજા હાથમાં ભિક્ષાપાતર. સોનાના પેલા ટૂંપિયામાં શોભતી રૂપરૂપના અવતાર સમી મણિ આગળ ખડો થઇ જાય છે. લલકારે છે:

'ભિક્ષા દેને રે મૈયા પિંગળા !'

પણ મથુરની પિંગળા તો શોક, રુદન કે પશ્ચાત્તાપ કરવાને બદલે તિરછાં નયનમાંથી કામણનાં તીર છોડે છે ને કાલા કાલા બોલ બોલે છે: 'ઓ મારા હૈયાનો હાર...મારા કાળજાની કોર,... આંખની કીકી ! હું જાણું છું કે તમારે મારા આ ડીલની ભિક્ષા જોઇએ છે. ને એય જાણું છું કે તમારી જૂની વહુની બીકે આ જટાળાના વેશમાં મને મળવા આવ્યા છો, નથી જોવા રહ્યા અધરાત કે મધરાત આવો મારા સ્વામીનાથ !' ને લાડ કરતી કરતી મથુરની પિંગળા હેતથી એને વળગી પડે છે. ને આ સાથે જ—

આ બનાવટી ભરથુહરિની પેલી ભગવી કંથા જટા, ચિપિયો ને ભિક્ષાપાત્ર બધું જ લોપ ! લોખંડના પૂતળાને પારસનો સ્પર્શ થતાં જેમ સોનાનું બની જાય તેમ જટાળા જોગીને ઠેકાણે





મોરપીંછના મુગટમાં શોભતો છેલછબીલો મુરલીધર બની રહે છે. ટૂંપિયામાં શોભતી અલબેલી રાધાના માખણ સરખા સુંવાળા હાથ હાથમાં લે છે....આંગળાંના અંકોડા બનાવી બેઉ જણ એકમેકમાં ભેટ લે છે ને ગોળ ગોળ ફરવા માંડે છે. શરણાઇ, ભૂંગળના તાનમાં ફેરફૂદડીની ગતિ વધવા માંડે છે...મથુર પોતાની આ રાધાને હાથમાં આવી 'તી કે આવશે' આ ખ્યાલે એવી ઘૂમાવે છે! એવી ઘૂમાવે છે! કે છેવટમાં પોતાને પણ ફેર ચઢે છે. ઘર ફરતું દેખાય છે, ફળી ફરવા માંડે છે, ગામ પણ જાણે તાને ચઢે છે ને આખરમાં આખું ય આભામંડળ! ચક્કર ચક્કર...ધડીંબ!—

રાધેકૃષ્ણની બેલડી જઇ પછડાય છે; ઉપર રાધા ને નીચે શ્યામ!—

ફટ કરતીકને મથુરની આંખ ઊઘડી જાય છે. જુવે છે તો, પોતે આંગણામાં સૂતો છે, અજવાળું થવા આવ્યું છે, બારણું ઉઘાડું છે ને એ જ ઘડીએ મણિ, બહાર નીકળતી હોય છે. ખભે રાશ, બગલમાં ઘડો લટકતી માણ ને માથે જોઇ માટલું. તેમાં ય પેલાં નેવાં–માંવટીથી બચવા ડોક અને કમરને આપેલી લચક જોઇને તો મથુર અડધો અડધો થઇ ગયો. 'ઓ તારો ચાળો ને ઓ તારો રોફ!' ...

અને કંઇક ખેચેની સાથે એ અવળું મોં કરી પાસું ફેરવી ગયો. એ જ ઘડીએ એની છ વર્ષની દીકરી, ત્રણેક વર્ષના ભાઇ સાથે આવી લાગી. મથુરની ઇસ પાસ મૂકતા, 'બાપા ભાઇને રાખજે હું પાણી જાઉં છું.' કહેતીકને માસી પાછળ દોડતી થઇ. મથુરને એવી દાઝ ચઢી કે ક્ષણ ભર તો એ આખી ય રીસ પેલા રડતા બાળક ઉપર ઉતારવાનું મન થઇ આવ્યું.

એકાએક એને વિચાર આવ્યો: 'આના કરતાં તો હું પાણી ગયો હોત તો ય શું ખોટું?'...અને પછી તો એ ખાટલામાં પડ્યો પડ્યો કલ્પી રહ્યો: આગળ મણિ ને પાછળ પોતે–પેલી ખુમારી ભરી ચાલ ને ઠસ્સો જોતો મથુર જાણે હબે પગે જઇ રહ્યો છે....

પેલું બાળક રમતે વળ્યું, જ્યારે મથુર તરંગે ચઢ્યો: મણિને પાણી ભરતી જોઇને એને એકાએક પેલું ગીત યાદ આવે છે, મન સાથે બબડે પણ છે:

—'અંગ મોડીને ઘડો મીં ભર્યો રે
વૂઠી મારી કમખા કોર. જીવરાજ જોવા દ્યોને.

મથુરને તો મણીનું તસતસતું કાપડું ને તૂટતી કસો ય દેખાવા લાગી ... મણિ, ગામને ગોંદરે આવેલા 'મગન મેરાઇ'ની ચોપાડમાં ઊભી ઊભી વિનવી રહી છે:

'ગામના દરજીડા વીરા વેંનવું રે
ટાંકે મારી કમખા કોર જીવરાજ જોવા દ્યોને.
ટાંકે ટાંકે રે મેલ ઘૂઘરા રે
હૈડે લખે કળાઇ મોર. જીવરાજ જોવા'...

બીજી જ ક્ષણે મથુર આ નવું કાપડું પહેરેલી મણિને જોઇ રહે છે. કાપડાની ચારે કોર ઘૂઘરિયો ઝૂમી રહી છે. જ્યારે કટોરિયા પર સોનેરી ભરતના મોર ટાંક્યા છે. એવા કે 'હમણાં જાણે બોલાવ્યા બોલ દેશે:!' —

'જતાં વાગે રે ઝીણા ઘૂઘરા રે,
વળતરા નાચે કળાઇ મોર. જીવરાજ'...

અને આ પ્રમાણે મથુર 'છમ્મ છમ્મ' કરતી કૂવે જઇ રહેલી મણિના, ઘમઘમાટ જોઇ રહે છે. જ્યારે વળતી વખત તો પેલા મોર જાણે ડુંગરે ચઢીને ટહુકાર ન દેતા હોય!

કોણ જાણે કે મથુરને શું થઇ આવ્યું પણ એ એકાએક બેઠો થઇ ગયો....ફળીને નાકે મંડાયલી એની નજરમાં કાંઇક મક્કમતા જામી રહી હતી. તેમાં ય જ્યારે મણિને જોઇ માથે માટલું ને માટલા પર માણ! ઘડીકમાં જોઇ રાખતી તો ઘડીકમાં માંટલાની કુખે આંગળાં ટેકવતી. મથુરને તો એમ જ લાગ્યું જાણે કોઇ વછેરી રેવાલ ચાલે ચાલતી ઊભે ફળે ન આવી રહી હોય!

મથુર કંઇક કરડી નજરે એની તરફ તાકી રહ્યો. પણ એણે તો–અરે એક પલકારો સુદ્ધાં એની તરફ ન માર્યો.

'ઠીક છે ત્યારે તું ય જાણીશ કે મલ્યો' તો માથાનો'ને એ ખાટલામાંથી ખડો થઇ ગયો. 'જો

એરું કરીને ન છોડું–પાણી ન ઊતારું તો મારું નામ મથુરિયો ને'તું !' અને આ સાથેજ ચાલતો થયો ગામમાં–ભાગ્યના ભેરુ લખાકાકાના ઘર તરફ.

એની આ મક્કમતા પાછળ આવેલી ઊંડે ઊંડેની કોઈ કુહરમાંથી કોઈક પૂછી રહ્યું હતું.–ગીત-માંની પેલી મોરલા ટાંકેલ છેલછબીલી પાછળ પાગલ થએલા પતિને જેમ પત્ની પૂછી રહે છે.–એ જ ગીત ને એ જ શબ્દો રતન પૂછે છેઃ

'શાને વાંકે રે બીજી પૈણશોરે ?'

મથુર જાણે પત્નીને જ જવાબ આપે છેઃ

'તમારા વાળ છે ગોરી સુગરારે
લાંબેરી વેણ્યોની છે ખાંત, છબરાજ....'

અને આ પછી તો જુની પત્નીમાં અવગુણોનો ને અસુંદરતાનો જાણે રાફડો ફાટે છે,...

લખાકાકાને ઘેર પહોંચતાં પહોંચતાં તો મથુરનો નિર્ધાર પાકો થઈ જાય છે એટલું જ નહિ સંકોચ પણ સદંતર રીતે ઓગળી જાય છે. જાણે કે જગતના–ખાસ કરીને પત્નીના વિરોધનો જડબાતોડ જવાબ આપી પોતાના વર્તન માટેની યોગ્યતા અને જરૂરત પૂરે પૂરી રીતે સાબિત કરીને છડેચોક બીજું એરું કરવા ન ચાલી નીકળ્યો હોય !

[૧૧]

પરસાળમાંથી જ મથુરે બૂમ પાડીઃ ' લખાકાકા છો કે ઘેર ?

બારણાની અંદરની બાજુમાં આવેલા ચૂલા ઉપર ચા ઉકાળતા બેઠેલા લખાકાકા અવાજ સાંભળતાં જ અડધા ઊભા થઈ ગયા. ચીલ ઝડપે તપેલી ઉપાડી ખૂણામાં સંતાડવા જાય છે ત્યાં તો પેલો 'કાગડો' બારણામાં ડોકાયો રતો. લખાકાકાને હસવું પડયું ને આવકારવો ય પડયોઃ 'હા...હા...આવ આવ મથુર આવ. ક્યાંથી અત્યારના પોરમાં વાટ જડી ?'

મથુરની જગ્યાએ કોઈ બીજો માણસ હોત તો લખાકાકા, અત્યારના પોરમાં નીકળી પડનાર એ ચાના કાગડાને પાસે બેસાડી એની છાતી ઉપર જ 'સરરર સરરર' ના લાંબા સુસકારા બોલાવીને ચા ગટગટાવત. ઉપરથી કહેતા જાત, 'જો જરાક વે'લો આવ્યો હોત તો થોડુંક પાણી ઉમેરી લેત...તું તો જાણે છે કે મારે ને તારાં કાકીને જો ચામાં કસર પડી તો જાણે આખો દન બગડયો...વગેરે.

પણ એક તો મથુર ક્યારે ને ક્યારે આજ આવ્યો હતો. ઉપરાંત ગમે તેમ તો ય હવે એ મોટો માણસ—ગામમાં પહેલા નંબરનો પૈસાદાર હતો. લખાકાકાને એની સામે ચાનો વાડકો ધરવો જ પડયો.

'તમ તમારે પીઓ. મીં તો હજુ દાતણે ય નથી કર્યું.' જાણે શિયાળો ન હોય તેમ ચૂલા સામે બેસતાં મથુરે કહ્યું.

'ત્યારે તો તું જાણે' એમ કહી એને લટકતો મૂકવાનો લખાકાકાને વિચાર તો આવ્યો પણ બીજી બાજુ પેલા વાણિયા વિચારે આ વિચારને મારી હઠાવ્યોઃ 'ગમે તેમ તો ય કોક વખત કામનું ઘરાક છે.' ને એમણે દાતણ કરીને વાડામાંથી ઘરમાં પેસતાં પત્નીને ઉદ્દેશ્યાંઃ 'આ મથુરને હોય તો એક દાતણ આલજો.'

'હોય તો ' એ બે શબ્દોની પાછળ ઘણું બધું રહસ્ય હતું–મથુરને ચા આપવાની પોતાની અડધી ઈચ્છા છે, આ સૂચન સાથે બાકીની અડધી મંજૂરી પત્નીના ભાગમાં છોડી દીધી હતીઃ 'જો એની ઇચ્છા હશે તો દાતણ આપશે નહિ હોય તો ના પાડશે.'

પણ પત્નીની દીર્ઘદૃષ્ટિ પતિથી ઊતરે એમ તો હતી જ નહિ બલ્કે ઘણીવાર, ચઢતી હોવાનું પૂરવાર થયું છે. મથુરના આગમન વિષે નવાઈ દેખાડતાં અને મીઠાં શબ્દોમાં આવકાર આપતાં એમણે દાતણ જ એકલું નહિ, પાણીનો લોટો પણ ભરી આપ્યો. ઉમેર્યુંઃ 'ઝાડી આવ હેંડ, ચા ટાઢો થાય છે!'

કુદરતની અનેક નવાઈઓમાં આ ધણી–ધણિયાણીનું ઘડતર અને મિલન પણ એક અનેરી નવાઈ હતું. બેઉ જણની ઉમ્મર સાઠની આસપાસ હોવા છતાં ય, શકિતમાં, બોલવા ચાલવામાં ને ઉત્સાહમાં





હજુ યુવાન હતાં. જેવાં સંતાનની બાબતમાં 'ફક્કડ' હતાં એવાં જ 'ફક્કડ' નાતજાત અને વહેવારની બાબતમાં હતાં. કોઇ કોઇ એમને 'ઢાંઢ' પણ કહેતાં. બુદ્ધિમાં કે કાર્યમાં દરેક સામાજિક બાબતમાં બેઉ જણ એકમેકનાં પૂરક હતાં; સુખા સરખા માણસો તો આમ જ કહેતા, 'એક આંકી આપે છે તો બીજું પાર પાડે છે.' એમને માટે કોઇ કામ અશક્ય ન હતું—અરે કોઇ કહે 'લખાકાકા, રાજાની રાણી ઊઠાવી લાવવી છે' તો ફટ કરતાકને લખાકાકા બોલી ઊઠવાના 'ઓહોહો ! એના શા ભાર છે. તું કે' તો ખાટલા સાથે ખડી કરું.'

ત્યાં તો પત્નીનો પ્રવેશ થાય. પતિને ભોળા, ચહાડે ને જીદ્દીનું પ્રમાણપત્ર આપતાં રાજાની રાણી, કેવી કેવી મુશ્કેલ જગ્યાએ રહે છે, વચ્ચે ભરી બદૂકોના કેવા કેવા પહેરા બેઠેલા હોય છે વગેરે વર્ણવે જીદ્દી પતિને આખર મંજૂરી આપતાં આ બધા મંથનમાંથી સ્વાભાવિક રીતે તરી આવ્યો હોય તેમ સવાલ કરે: પણ વાટ ખરચી ? ને પેલી બદૂકો બંધ કરવાના 'ડૂસ'નું શું ?'...

'હા લ્યા ભઇ !' કહી લખાકાકા ઉમેરવાના, 'મારી વાત તો કામ પતે ત્યારે પણ પેલાં ભૂત પિશાચ માટે બાકળા તો જોઇશે જ....લાવ એટલે ચઢી જાઉં કામ પર....'

અને લખાકાકા, રાણીને નહિ તો છેવટ દાસીને ય ઉપાડી તો લાવે જ. બહાદુરી સાથે સાબિતિ પણ આપી દે: 'રાજાના પાસામાંથી ઊપાડી લાવ્યો છુ, હવે કે'વું છે કાંઇ ?'...

ટૂંકમાં, અત્યાર સુધીમાં આ જુગલજોડીએ ઘણાં ઘર ભાંગ્યાં છે તો બીજી બાજુ ઘણાંનાં બાંધી પણ આપ્યાં છે.

કાણીથી શરમાતા મથુરે ચા પીધા પછી લખાકાકાને એક કોર લઇ જઇ આસ્તે આસ્તે કરતાં આખી ય વાત એમની આગળ ઠાલવી દીધી. અંતમાં ઉમેર્યું: 'આ તો શમણાં કે'વાય કે પછી સાચું માનવું કે કરવું શું ? મને તો આમાં કાંઇ સમજ જ નથી પડતી.'

'અરે ગાંડિયા ! દીવા જેવું તો છે પછી એમાં સમજ શી પડવાની હતી હું તો પે'લેથી જ કે'તો 'તો કે તારા કુળમાં એ બૈરાંનો ધારો ઠેઠ મૂળમાંથી હેંડયો આવે છે. તારા બાપાને ય બરાબર આમ જ થતું'તું. એમણે ય આમ તારી પેઠે એક રાતે મને ઊંઘતો જગાડયો ને માંડીને બધી વાત કરી.' હસીને કોઇ અનેરી ખુમારીથી ઉમેર્યું: 'આહમે જ દને બૈરું'

'હા, પણ આ તો કાલ જવાની છે લખાકાકા.' લખાકાકા વળી હસવા લાગ્યા: 'અરે ગાંડિયો રે ગાંડિયો ! લૂગડાં પે'રાવતાં–હાથ જોડ કરતાં વાર તો એક હુકો પીએ એટલીને ? એક રાતમાં તો એક છોડીને એકવીસનાં લૂગડાં પે'રાઇ જાય ' અને કંઇક વહેમ પડવાથી હોય કે ગમે તેમ સવાલ કર્યો: 'સામાવાળું (મણિ) શું કે'છે ?'

મથુર ગૂંચવાયો: 'એ તો...આમ ટિખળ કરે કે શમણામાં આવીને કે' એટલું જ. મોઢે ચઢીને કહ્યું હોત તો પછી દુઃખે ય શું હતું.'

અત્યાર સુધી તો લખાકાકાને 'આકડિયે મધ' લાગતું હતું પણ આ સાંભળીને તો એમ જ લાગ્યુ: 'પોળો તો છે ઠેઠ અડધે આભલે–પેલા પિંપળા પર ! ને એમાં ય મધ છે કે નહિ એ તો પાછું રામ જાણે !' નાસીપાસ થતાં પૂછયું: 'તેં એને- કાંઇ કે'તા કાંઇ ?'

મથુરે ડોકું હલાવી ના પાડી.

'કાંઇ મશ્કરી ? કાંઇ ચાળો ? કાંઇ'–

મથુર અકળામણ સાથે વચ્ચે જ બોલી ઊઠયો: તમે ય વાત કરો છો લખાકાકા ! પારકા બૈરાં સાથે જ્યાં લગી આપણાં લૂગડાં ન પે'ર્યાં હોય ત્યાં લગી આપણાથી એને આંગળી ય કેમ અડાડાય !'

લખાકાકાની જીભે આવી ઊભું: 'ઊઠ ઊઠ અહીંથી? એ તો પે'રાવ્યાં તેં લૂગડાં ! પણ આ તિરસ્કાર અને ચીડ એમણે મૂંઝવણમાં જ વ્યકત કર્યાં: 'ત્યારે તો...ભારે કે'વાય ? સામાવાળુ માનશે કે કેમ એ જ સવાલ છે. તું કે' તો–બૈરું બૈરાંનું સગું એટલે તારી કાકી જ આમાં તો કાંક કરી શકે. બોલાવું ને?'




મથુરનું મોં પણ સાવ પડી ગયું: અત્યારે જ એને ખ્યાલ આવ્યો કે એણે લખાકાકાના કરતાં ય પહેલું મણિને પૂછવું જોઈતું હતું. એક વિચાર આવ્યો. મણિને પૂછ્યા પછી જ આ વાતને આગળ ચલાવવી...

પણ ત્યાં તો એના મૌનનો લાભ લઇ લખાકાકાએ પત્નીને બોલાવી પણ લીધા. વાતનો સાર કહી જતાં ઉમેર્યું: 'પણ વાત એમ છે કે સામાવાળું તો આમાંનું કાંઇ જાણતું જ નથી, મથુરે એને તો કાંઈ પૂછ્યું જ નથી.'

પણ પત્નીએ તો ખુદ પતિને જ પાગલ બનાવ્યો. 'ગાંડા છો કે શું? એનાથી (મથુરથી) એમ આઇ માણસ ને પૂછાય પણ ખરું! એ તો કોઇ ત્રીજું માણસ જ જોઇએ.' અને મથુર સામે જોઇ કોઇ અનેરી હિંમત અને ઉત્સાહથી ઉમેર્યું: 'ભાર નથી મથુર. એ બિચારીનાં શાં ગજાં કે તારા જેવા સુરતિયાને ને ભર્યાભાદર્યા ઘરને ના પાડે! પણ એક વાત! તારે આ વાત બીજા કોઇને ય કરવી નહિ. નહિ તો રતની કે'– નામ તો લેવા જતાં હતાં સુખાનું પણ તરત જ ભૂલ થતી રોકી લીધી. 'બીજું કોઇ જાણે તો ય ખોટું.'

મથુરને પણ જરા હિંમત આવી. જ્યારે શરમ તો ભૂલી જ ગયો, બોલ્યો: 'એ વાતે તો તમે બેફિકર રો'... પણ કાલ તો એ જવાની છે કાકી'.—

અને કાકીએ જ્યારે જાણ્યું કે રતન આજ લૂગડાં ધોવાની છે – નદીએ જવાની છે ત્યારે તો એ ઊલટાનાં ખુશ થયાં. 'તો તો ઝખ મારે છે.' સ્વગત બોલતાં હોય તેમ પતિ સામે જોઇ ઉમેર્યું: 'અડધા દનમાં તો હું એવી એવી સાત છોડિયો સમજાવી લઇશ.'

અને આ પછી, મથુર પોતે તો મક્કમ જ છે ને? એવો સવાલ કરી એને વધારે મક્કમ કરવા ઉમેર્યું: 'હાં, નહિ તો પછે વચમાં અમારે ઝેર ખાવા વખત આવે.'

'અરે કાંઇ ગાંડાં થયાં કાકી' અને મથુરે કંઇક અવિશ્વાસ જેવું લાગતાં પોતાની જાતને જ બાંધી લેવા ન હોય તેમ ઉચ્ચાર્યું: 'વિશવાનો દેનાર ને માથાનો વાઢનાર! કો'તો વચન આપુ.'

લખાકાકા ખડખડ કરતા હસી પડ્યા: 'ગાંડો રે ગાંડો! તારી નો કભ છે એ વચન છે. અમે તને ન ઓળખતાં હોઇએ ત્યારે ને?'

અને આ પછી ધણીધણીયાણીએ કંઇક ગુસગુસ કરી મથુરને વિદાય આપી. 'સાંજના પોરનો મળજે પાછો' લખાકાકાએ કહ્યું.

ઘર બહાર નીકળતા મથુરે વિચાર મગ્ન હોય તેમ ડોકું હલાવ્યું...શેરી વાટે વિચારી રહ્યો હતો— પૂછી રહ્યો હતો: 'શું સાચે જ હું બીજું બૂરું કરું છું?... હાસ્તો! હવે શું?...ને હું કંઇ શોખનું ઓછું કરું છું! વિધાતા જ મારી પાછળ હાથ ધોઈને પડી છે ...શું કરું! ...

ને છતાં ય પેલો પશ્ચાત્તાપ તો ચાલુ જ હતો. ઘરમાં પેઠો ત્યારે પણ એની હાલત તો એવી જ હતી. પોતે જાણે કોઇનું ખૂન કરીને ન આવ્યો હોય.'

એક વિચાર આવ્યો કોઇ પરગામ ચાલ્યા જવાનો. બીજો વિચાર આવ્યો પત્નીને બધી ય વાત કરી દેવાનો ...પણ અંતે તો ત્રીજું જ કર્યું. ખભે ધોતિયું નાખી ચાલતો થયો નદી તરફ. પત્ની સાંભળે તેમ છ વરસની દીકરીને કહેતો ગયો: 'હું જઉં છું બીડી ઉતારવા મોડું થાય તો હાય-વોય ન કરશો. [—આવતે અંકે પૂરી થશે.

# ગુરુદેવ અમારે આંગણે [૮]

मंगपु ते रवीन्द्रनाथ [मैत्रेयीदेवी] માંથી

અનુવાદક: રમણિક મેઘાણી

બપોર આખી તેઓ કંઇક લખાણ લખતા રહ્યા. ફરી ફરીને પાંચ–છ વાર એ લખાયું, ને ત્યાર પછી પણ ઘણાં ફેરફારો થયા બાદ 'સાનાઈ'માં એ પ્રગટ થયું. 'स्थिर ह'ये वसे पड़ो'' ફરી વાંચ્યુ તો તે તદ્દન બદલાઇ ગયું હતું. કોઇપણ લખાણ માત્ર એક વાર લખીને એ નિરાંત ન કરતાં, સુધારો–વધારો ને મઠાર કામ નિરંતર ચાલ્યા જ કરતું. દર વેળા નકલ કરતા જાય ને એક એક શબ્દ બદલાવતા જાય, અને આખરે એ લખાણ ઝીણા ભરત કામ જેવી રંગોળી જેવું બની જતું. તેથી જ તેઓ કહેતા કે કોઇની પાસે નકલ કરાવવામાં આ જ મોટી મુશ્કેલી છે–દરેક વેળા ફરી લખીએ ત્યારે મનમાં ક્યાં ક્યાં એ ખટકે છે એનો જ ખ્યાલ આવે છે તે બીજા કોઇની પાસે નકલ કરાવવામાં ન આવે. ... ... આ કવિતામાં એક વાત કહી છે, ખબર નથી લોકોની નજરે એ પડશે યા નહિ.... એ છે રોમાન્સ ક્યાંથી શરૂ થઇ ક્યાં અવસાન પામે છે તે. "જ્યાં એ નિત્યનાં પ્રકાશમાં પ્રકાશિત ને ધૂળથી મલિન છે, જ્યાં તે સુલભ છે ત્યાં જ રોમાન્સનું અવસાન છે."

ટપાલ આવી. ઘણાં ઘણાં કાગળ-પત્રો હતા દેશ વિદેશના....ઓ ગો ગૃહિણી, આ મહિનાનું પ્રવાસી જરા ખોળી લાવશો કે? એ છે કે નથી?

"પ્રવાસી" આવ્યું–મનોમન ઘણી વાર સુધી વાંચ્યું.–થોડીવાર બાદ ફરી એમના ઓરડામાં જઇને જોયું તો હાથમાં "प्रवासी" લઇ સ્થિર થઇને તેઓ બેઠા છે. "આવ તો અહીં બેસ જોઉં, આ કવિતા વાંચ. તું તો રસિકા છો, જોઉં, તને કેવું લાગે છે? આ કાવ્ય સમજવામાં કયાં અટકવું પડે છે?" કવિતાનું નામ હતું "અદેય" પછી એ સાનાઈ માં પ્રગટ થઇ છે "લાવ, મને આપ જોઉં, હું વાંચી આપુ" અને સ્નિગ્ધ કરુણ સૂરમાં છંદ વહેવા લાગ્યો—

तोमाय जखन साजिये दिलेम देह
करेछो संदेह
सत्य आमार दिई नि ताहार साथे
ताई केवलि वाजे आमार दिने राते
सेइ सुतीव्र व्यथा
एमुन दैन्य एमुन कृपणता
यौवन-ऐश्वर्ये आमार एमन असम्मान
सेई वेदना निये आमि पाईने कोथाओ स्थान
एई वसन्ते फूलेर निमंत्रणे.
धेयान मग्नचरे
नृत्यहारा शान्तनदी
सुप्ततटेर अरण्य छायाय
अवसन्न पल्ली चेतनाये
मेशाय जखन स्वप्ने वला मृदु भाषार धारा
प्रथम राते र तारा
अवाक चेये थाके
अन्धकारेर परे जेन कानाकानिर
मानुष पेल काके.
हृदय तखन विश्वलोकेर अनन्त निभृते
दोसर निये चाय जे प्रवेशिते
के देय दुयार रुधे
एकला घरेर स्तब्ध कोणे
थाकि नयन मुदे.
की संशये, केन तुमि एले कांगाल वेषे
समय हले राजार मीत एसे
जानिये केन दाउनि आमाय
प्रवल तोमार दावी
लँगे जदि फेलते घरेर चावी
धूलार परे माथा आमार दिताम लुटाये
गर्व आमार अर्घ्ये होतो पाये०
दुःखेर संघाते आजि
सुधार पात्र उठे छे एई भरे
तोमार पाने उद्देशेते
उर्ध्वे आछि धरे
चरम आत्मदान
तोमार अभिमान
आंधार करे आछे आमार समस्त जगत
पाइने खूँजे सार्थकतार पथ.

આજે એક જણે લખ્યું છે કે આ કવિતા



વાંચી એનું મન અત્યંત વ્યાકુળ થયું છે, આ વાત એને બહુ ગાઢ રીતે સ્પર્શી ગઇ છે, યાદ નહોતું કે શું લખ્યું છે, એથી જ એ સમજવા મથતો હતો. જાણતો નથી કયું કોને કેવું લાગશે ? કઇ રીતે સ્પર્શી જશે, શું વિચારીને લખું છું. તે પણ ઘણી વાર ભૂલી જાઉં છું. ઘણીવાર જોયું છે કે મારું લખેલું મને પોતાને જ સમજાતું નથીઃ સમજતા મુશ્કેલી પડે છે. છતાં લખ્યું હશે ત્યારે તો નક્કી સમજ્યો જ હઇશ, નહીં તો લખું કેમ ? દાખલા તરિકે આ 'શાહજહાન' (તાજમહાલ) જ લો. એમાંની કેટલીક પંક્તિઓ ઘણાંને દુર્બોધ્ય લાગી હતી, મને પૂછવા આવ્યા ત્યારે મેં જોયું કે મને યે યાદ ન હતું કે શું વિચારીને મેં એ લખ્યું હતું. હવે તું એ 'શાહજહાન' માટે આતુર થઇ શિદી હઇશ એ સમજી શકું છું. પણ હમણાં એ રહેવા દે–તત્કાળ પૂરતું આને જ જોઇએ.

–તને જ્યારે દેહરુપ આપ્યું ત્યારે એ બાહ્ન-દાન સાથે મારો પ્રેમ મેં નહોતો આપ્યો,- અને એ સાચે જ મેં નહોતો આપ્યો.- એ પ્રેમને જ હું કહું છું સત્ય. એણે એને પ્રવંચના માની હતી, જે ઘોર અપમાન છે. મારા સ્વભાવની એ કૃપણતા મારા યૌવનનું અપમાન છે, એ અન્યાય, એ અપરાધ આજે મને સમસ્ત વિશ્વથી–પ્રકૃતિનાં આનંદ-ઉત્સવથી દૂર રાખે છે, આ વસંત–ફૂલદાંની મહેફિલમાં સાથ પૂરાવવાનો અધિકાર હું ગૂમાવી ચૂક્યો છું. હૃદય ત્યારે સાથી સાથે વિશ્વલોકને અનંત ઊંડાણે પ્રવેશવા ચાહે છે, પણ એ એને અયોગ્ય છે, તેથી–કો'ક બારણાં ભીડી દે છે, ને હું આંખો મીંચીને ઘરખૂણે બેઠો રહું છું. પણ કહાય હું જ અંધ બન્યો હતો, પણ તમે શા માટે તમારું સાચેસાચું લેણું મારી પાસેથી ઝૂંટવી ન લીધું ? સમય થયે રાજાની માફક આવીને શા માટે તમારા પ્રબળ અધિકારની મને જાણ ન કરી ? શા માટે ઘરનું તાળું તોડી ન નાખ્યું ? તારા અધિકારને દાવે મારા હૃદયમાંથી એ સત્યને ઝૂંટવી કેમ ન લીધું ? આજે એ જ અસત્યનાં બોજાએ મારો સાર્થકતાનો મારગ બંધ કરી દીધો છે. જીવનમાં અંધારું કરી મૂકી પ્રકૃતિ સાથેનો મારો સહજ સ્વાભાવિક આનંદ સંબંધ છિન્ન કરી નાખ્યો છે. તેથી જ તમારું અભિમાન મારા સમસ્ત જગતને અંધકારમય કરી રહ્યું છે.— હવે સમજાય છે આ કવિતા ? પ્રથમ બેશક એ જરા અસ્પષ્ટ હતી, એવું બને જ છે. મેં બરાબર જોયું છે કે બંગાળી લખાણમાં કોણ જાણે કેમ જરા અસ્પષ્ટતા રહી જ જાય છે. અંગ્રેજીમાં ઘણું ખરું સીધું–સ્પષ્ટ direct લખાય છે......

ઠીક ત્યારે હવે ઘેર જઇએ, બંધ કરી આ કાવ્યકુજન, ઘેર જઇએ આપણે બેઉ જણ–હું, પણ આજ બધું શાન્ત સૂમસામ કેમ છે ? એ બધા ગયા ક્યાં ?

–"એ બધા ટેનીસ રમવા ગયા છે."

–"તો તું કેમ ન ગઇ ? આ તો ખોટું કહેવાય, તારું નામ છે શૈલશ્રી અર્થાત શૈલ લક્ષ્મી, અહીંનાં સહુનાં મનને આનંદ આપવાને બદલે તું ચુપચાપ ઘરમાં બેસી રહે, એ સારું ગણાય ?"

"વધુ આનંદની જરુર નથી હવે, એ માટે વરસ આખું પડયું છે. હવે અત્યારે મારે ક્યાંય નથી જવું."

"એ જ ત્યાં જ જરા મુસીબત છે. પેલા બાઉલે મને કહેલું એ યાદ છે ? મેં બાઉલને કહ્યું કે–"વારુ તું જે કહે છે કે સહુ સમાન છે. ને સહુનું તું ભલું ઇચ્છે છે, તો જેની સાથે તારે બનતું નથી તેને ઘેરથી કેમ ભિક્ષા લેતો નથી ? એ શું બરાબર છે ?" ત્યારે એણે કહ્યું કે–"જુઓ બાબુ, સમજું છું તો બધું, પણ ત્યાં જ જરા મુસીબત છે." એવું જ તારું થયું છે. સમજે છે બધું કે પાંચ જણની સાથે સજ્જનતા સાચવવી, જાવું, આવવું, આ બધું કર્તવ્ય કર્મ છે, પણ સમજ્યે શું થાય, ત્યાં જ જરા મુસીબત છે ને !"

ટેનીસ રમીને સહુ પાછા આવ્યા, તે દિવસે ફરી ગીતાંજલિનું સંપૂર્ણ વાચન થયું.

× × ×

કોઇએ "ખાદ્ય વિજ્ઞાન" નામની એક ચોપડી મોકલી છે. સવારથી એ વાંચી રહ્યા છે. "જો સાયન્સ





મને બહુ ગમે છે, અને તમને લોકોને ગમે છે માત્ર રોમેન્ટિક ચીજો. આ જો લીલાં પાંદડા હવામાં ઝર ઝર કરે છે, એ પ્રત્યેક હલનચલન સાથે સૂર્ય-પ્રકાશને પોતાની અંદર ખેંચે છે, અને તેમાંથી તૈયાર થાય છે વિવિધ પ્રકારની વસ્તુઓ-શું અજબ અદૃષ્ય ક્રિયા સમસ્ત પ્રકૃતિની રગેરગમાં ચાલી રહી છે, વિચાર કરતાં મન વિસ્મયે સ્તબ્ધ બની જાય છે."

એ દિવસ આખો ખાદ્યવિજ્ઞાનમાં ગયો.- રહી રહીને કંઇ ને કંઇ કહે છે.-"ઓ ગો સીમન્તિની, સાંભળી જા, ચોપડીમાં લખ્યું નહોય ત્યાં સુધી તમે લોકો ક્યાં માનો તેમ છો? આ જો, અહીં લખ્યું છે કે બિસ્કુટ કરતાં મમરા વધુ લાભદાયી છે. મમરામાં મુખ્ય લાભ શો એ જો કે એણે જણાવ્યું નથી, પરંતુ એ છે આર્થિક લાભ. એથી જ તો હું મમરા ખાઉં છું. દેશી ખાદ્યસામગ્રી મને વધુ રુચે છે. ખોઇ, મમરા નારિયેળ આ વસ્તુઓ મને ગમે છે,-જ્યારે તમારે જોઇએ છે "ચીઝ," બિસ્કુટ, ઇંડાં અને બેકન. સારડિન અને સામન, બીજું કેટલુંક ગણાવું?-અમારા શ્રીમાન્ અનિલને એ જ બધું ગમે છે. એમનો શોખ ઊંચો છે. એ એકમોનિયન રહ્યાને, અમારા સુધાકાન્તને એવું કંઇ નહિ, હોય તો ચાલે, ને ન હોય તો ય ચાલે, એ સામ્યવાદી રુચિનો છે, લગભગ મારા જેવો. જો. એક ચીજ લાવી દઇશ? આ ચોપડીમાં એનાં ગુણ દર્શાવ્યા છે. વધુ કેટલું કહું, શરમાઇ મરું છું.-

"—અરે પણ જરા કહો તો ખરા કે કઇ ચીજ-"

"—અરે પેલી, તમે 'દુગ્ધ-શર્કરા' જેવું કંઇ કહો છો ને એ-"

"ઓ- Sugar of milk એ માટે આટલી ચિન્તા કેમ કરો છો, એ તો ઘરમાં જ પડયું છે.'

"ચિન્તા કેમ ન કરું? ગઝબની ચિન્તા-ચિન્તા કરતાં કરતાં દૂબળો પડી ગયો. હવે દૂધ અને સાકર નહિ, દુગ્ધ-શર્કરા ખાઇને શરીરમાં જોમ પૂરવું પડશે.

મધુશ્રી આવી-"આ તું કયાં હતી, હું તને શોધતી ફરું છું."

જો બેટા મધુ, તારી મા જો છૂપાતી ફરતી હોય તો તેની મરજીથી સ્વેચ્છાપૂર્વક સાનન્દે તેમ કરે છે, એ માટે હું જવાબદાર નથી.

"—દાદા, એક ગીત ગાઓને? નકામું નકામું શું બોલ્યા કરો છો?"

ગુરુદેવ હસી પડયા, "આ વેળા એક વાત કહેવાય તેવી વાત કરી બેટાએ. દાદા આટલું નકામું નકામું બોલી પણ શકે છે-ચિરકાળથી બોલતો જ આવ્યો છું. બોલતો જ રહ્યો છું. ઢગલે ઢગલા થયા છે એનાં તો. હવે એનો ભાર સંભાળવાની ફરજ પડી છે વિશ્વ-આ જો ફરીને બકવાદ શરૂ થયો,-એ કરતાં ગીત જ સારું."

એ દિવસે એક હિન્દુસ્તાની ગીત એમણે ગાયું. 'તારી એ પાઘડી કેરા રંગે, રંગી દે ઓઢણી મારી.'

बलमारे चुनरिया मुंह को लाल रंगादे
जयसे तेरि पगरिया...
अयसे मोरिरे चुनरिया... बलमा...

આ ગીત બીજી પણ ઘણી વાર એમની પાસેથી સાંભળ્યું હતું. એમનાં સુન્દર સુરનો ધ્વનિ હજુયે કાનમાં ગુંજે છે—

× × ×

એક દિવસ સાંજટાણે વાતમાં ને વાતમાં 'ગલ્પગુચ્છ'ની વાર્તાઓની વાત નીકળી. "જો મનમાં કંઇ ન લાવો તો સાંજે તમને વાર્તા સંભળાવું. મને પોતાને પણ ખાસ કંઇ યાદ નથી, વાંચીશ તો ફરી યાદ આવી જશે. એ દિવસે "અપરિચિતા" વાંચી. એ વાર્તામાં જ્યાં આમ આવે છે કે—"એવે સમયે એ અદ્‌ભુત પૃથ્વીની અદ્‌ભુત રાત્રે કોઇ બોલી ઊઠયું-જલદી ચાલ્યા આવો, આ ગાડીમાં જગ્યા છે. ત્યારે એવું લાગ્યું જાણે કોઇ ગીત ન સાંભળી રહ્યો હોઉં? બંગાળી નારીના ગળામાંથી આવતું બંગાળી કેટલું મધુર હોય છે તે તેને આ રીતે કસમયે અને કઠેકાણે એકાએક સાંભળતા





બરાબર સમજી શકાય છે....મારી આંખ સામે કોઇ મૂર્તિ ન હોવા છતાં હૃદયમાં હું એક હૃદયનું રૂપ જોવા લાગ્યો...અરે એ સૂર. એ અજાણ કંઠનો સૂર, એક પળવારમાં તું મારા ચિર પરિ-ચયનાં આસન ઉપર આવી બેઠો છો."

"અરે, મારી પોતાની—અમારી જાત પર કેટલા પ્રહાર કર્યા છે, અને તમારી કેટકેટલી પ્રશંસા કરી છે ! આથી જ તો બંગાળી—સ્ત્રી વર્ગ મને ચાહે છે, અને એથી જ પોતાના પુરુષવર્ગ સાથે એ ઝઘડી બેસે છે ! કંઠ સ્વરનું મેં જે વર્ણન કર્યું, એમાં અત્યુક્તિ નથી શું ? કોઇ જ સાંભળી તો શક્યું નથી આવા અનિર્વચનીય મધુર સૂરને ! જે બધા સૂર સાંભળવા મળે છે એ તો......રહેવા દો, વધુ કહેવાની જરૂર નથી, કોંક શું-નું શું ધારી લેશે "

× × ×

સવારે સાડા નવ-દસે ખાવા પીવાનું પતાવી "બેઠક-ઘર" માં આવીને બેસતા એક ખુરસી ઉપર હાથમાં કંઇક પુસ્તક યા સામયિક હોય-રેડિયોમાં સુંદર-અસુંદર મિશ્ર કાર્યક્રમ આવતો, થોડો સાંભળતા, થોડો ન સાંભળતા—

"યુરોપનું સંગીત સાંભળતો હતો એ આર્યે, કેવું અજબ યંત્ર છે. કેટલા દૂર-સુદૂરથી કેટ-કેટલા રાજ્યો વટાવીને વહી આવે છે આ સૂરધ્વનિ. એ દેશમાં અત્યારે કેવા કેવા ભયંકર બનાવો બની રહ્યા છે. મારામારી, આઘાત, પ્રત્યાઘાત, એ બધાને વટાવીને ચાલ્યો આવે છે એક સૂર, અને છતાં તેમાં નામની યે છાયા નથી પડતી ત્યાંના જીવનની. જ્યાં આ ગીત ગવાતું હશે, ત્યાં પણ અનેક વાતો બનતી હશે, કેટલી યે જાતનાં બનાવો બનતા હશે, કેટલાયે લોકો આવતાં-જતાં હશે, ગીતનાં ગાનારનું પણ એક અસ્તિત્વ છે છતાં એ સમસ્તને બાદ દઈને એક બધા જ સમ્પર્કોથી રહિત નિરાસક્ત સૂરની ધારા વહેતી આવે છે. યાદ આવે છે, જ્યારે બોટમાં બેસીને લખતો, ચારે બાજુ મૃદુ કલકલ નાદ કરતું પાણી વહે જતું હોય, દૂરથી કિનારા પરની ધગધગતી રેતી દેખાતી હોય, અને હું લખ્યે જ જતો હોઉં,-લખ્યે જ જતો હતો "માનસી" (માનસ સુન્દરી). જ્યારે લખવું શરૂ કર્યું ત્યારે સૂર્ય જળહળતો હતો. તે પછી એ ધીરે ધીરે મ્લાન થવા લાગ્યો, ને આકાશને રંગીને એ અસ્ત પામ્યો. બોટમાં માત્ર એક જ ચાકર રહેતો, મારો નીરવ સાથી, એ આવીને ટમટમતો દીવડો ક્યારે મૂકી ગયો એનું યે ભાન ન રહ્યું. હું લખ્યે જ જતો હતો—માનસી. આજે કંઇ કામ નથી, બધું યે મૂકી દઇ એ છંદ-બંધ-ગ્રંથ-ગીત આવો તમે પ્રિયે ! ક્યાં ગયા એ ગત દિવસો ? એ પદ્માકાંઠો, સળગતી એ સોનેરી રેત, એ ઝબૂક જ્યોતનો આછો પ્રકાશ, એ બધાં ચિહ્ન આજે ધોવાઇ-લૂછાઇ ગયા છે રહી છે માત્ર માનસી, એનો જે પરિવેશ હતો એ તો લુપ્ત થઇ ગયો—અને એ ત્યાં સુધી કે આજે એમાંથી એનો કવિ પણ પૂરેપૂરો અળગો પડી ગયો છે. ચારે બાજુનું સમસ્ત વાતાવરણ છિન્ન થઇ ગયું છે. એ માત્ર એક સુત્ર છિન્ન સંદેશ છે. . . તમારા આ રેડિયાનું ગીત સાંભળું છું અને આ બધું વિચારું છું."

ક્રમશઃ

નવલભાઈ

## [૩]

રાણાપુર આશ્રમનો પ્રશ્ન અમે સંતબાલજીને સોંપ્યો હતો. આખરે તેમણે છૂટા થવાની સલાહ આપી. હવે શું ? એક મોટો પ્રશ્ન મારી સામે ઊભો થયો ભાલનળકાંઠામાં શિક્ષણનું કામ કરવાનો વિચાર કરી એમને મળવા આવ્યો. સાંજના ચારેક વાગ્યા હશે. એક નાની સરખી કથરોટમાં તેઓ કપડાં ધોતા હતા. એ ધોવામાં પણ એક પ્રકારની કળા અને સંયમ હતાં. સહેજ પણ પાણી વધુ ન વપરાય અને એક પણ છાંટો બહાર ન પડે તેની પૂરતી ચીવટ તેઓ રાખતા હતા. તેઓ કપડાંને સાબુ દઇ રહ્યા હતા. મેં મારો વિચાર તેમની પાસે મૂકયો. મોં ઉપર હાસ્ય લાવી તેમણે મને કહ્યું, 'એ અંગે છોટુભાઇ સાથે વાત કરો અને નક્કી કરો.'

તે દિવસે તો તેમના આ વર્તનની મને કાંઇ વિશેષતા ન લાગી, પણ પછી કામ કરતાં કરતાં લાગ્યું કે દરેક પ્રશ્નને હલ કરવાની તેમની આ જ રીત છે. ભાલનળકાંઠામાં છેલ્લાં દશ વર્ષથી વિવિધ ક્ષેત્રમાં પ્રવૃત્તિ ચાલે છે. તેઓ જ પ્રવૃત્તિના પ્રાણ છે છતાં તેઓ એક પણ સમિતિના સભ્ય યા પ્રમુખ નથી. બધી પ્રવૃત્તિઓના મૂળમાં તેઓ જ હોય છે અને સંચાલનનો મુખ્ય આધાર પણ તેમના પર હોય છે. છતાં તેઓ માત્ર સૂચન કરી કામ સભ્યોને સોંપી દે છે. આથી એક ફાયદો થયો છે કે તેમની આજુ બાજુ કામમા રસ લેનારાઓનું સારું એવું જૂથ ઊભું થયું છે. સાથે સાથે દિલમાં કોઈ કોઇ વાર એમ પણ થાય છે કે આવા પ્રકારની અલિપ્તતા શા માટે ? શું સમિતિના સભ્ય બનવાથી લેપ લાગી જાય છે, એમને બંધન થાય છે ? ત્યારે તેઓ પાસે માત્ર એક જ જવાબ હોય છે. 'હું સાધુ છું 'સાધુધર્મની મર્યાદામાં રહીને મારાથી સમાજને જેટલો ઉપયોગી થઇ શકું એટલો થવા મથું છું. મારી સામે બે વર્ગો પડેલા છે. (૧) સમાજપર જીવતો સાધુવર્ગ અને (૨) પ્રવૃત્તિમાં પડેલો વર્ગ. હું એ બનેનો સમન્વય સાધવા માગું છું. સાધુઓની નિવૃત્તિ-માર્ગની પ્રવૃત્તિ એમને એટલે દૂર સુધી લઇ ગઇ છે કે પરિણામે એમાં જડતા આવી ગઇ છે. નિવૃત્તિમાંથી જે ચૈતન્યનો વિકાસ થવો જોઇએ તેને સ્થાને મોટે ભાગે સાધુઓમાં આળસ અને જડતા ઘૂસી ગયાં છે. એ વર્ગમાં મારે ક્રાંતિ લાવવી છે. જ્યારે મારી સામે જે બીજો વર્ગ છે તે એકલો પ્રવૃત્તિમાં તણાઇ રહ્યો છે કે તે કઇ તરફ જઇ રહ્યો છે તેનું સુદ્ધાં તેને ભાન નથી. સવારથી સાંજ સુધી એક જ ધૂનઃ 'ભજકલદારમ્' આ બંને વર્ગ જ્યાં સુધી ફરીથી પોતપોતાનું સ્થાન નક્કી ન કરી લે ત્યાં સુધી ધર્મદૃષ્ટિએ સમાજ-રચના થઇ ન શકે. એટલે જ હું પ્રવૃત્તિ અને નિવૃત્તિના સમન્વયમાં માનું છું. જેઓ માત્ર નિવૃત્તિમાર્ગી છે તેમને સમાજનું ધારણ પોષણ અને સત્ત્વસંશોધન થાય એવી પ્રવૃત્તિ તરફ ખેંચવા ચાહું છું. એ વર્ગ આજે પોતાનું સ્થાન ચૂકયો છે. ધર્મના સ્થાનોમાં પણ ધન પ્રતિષ્ઠા પામી ચૂકયું છે. બીજો વર્ગ ધર્મનો ધનને માટે ઉપયોગ કરે છે. એને ધર્મમાં શ્રદ્ધા રહી નથી. આમ આખો સમાજ દિવસે દિવસે ધર્મથી વિમુખ થઇ રહ્યો છે. એ પ્રવૃત્તિમાં પડેલા વર્ગના જીવનમાં રસ રહ્યો નથી. આટઆટલી પ્રવૃત્તિ છતાં તેને સુખ મળતું નથી. આ વર્ગને હું નિવૃત્તિ તરફ ખેંચવા ચાહું છું. આ બંને વર્ગનો જો સમન્વય થાય તો જ ધર્મ જીવનના એકેએક ક્ષેત્રમાં પ્રેરણા આપી શકે.

હું માનું છું કે પ્રવૃત્તિ એ નિવૃત્તિ માટે છે. એટલે કે નિવૃત્તિના કાળમાં આપણે જે કાંઇ સત્ત્વ સંશોધન કરીએ, ચિંતન કરીએ, આત્મ નિરિક્ષણ કરીએ તે આપણને આપણી પ્રવૃત્તિઓમાં ઉપયોગી થાય તે માટે છે. અને નિવૃત્તિ પ્રવૃત્તિને માટે છે. એટલે કે પ્રવૃત્તિના પ્રવાહમાં જે જાગૃતિ ભુલાઇ જાય તેને ફરીથી પ્રાપ્ત કરવાને માટે અને પ્રવૃત્તિને વધુ સુંદર અને ધ્યેયલક્ષી બનાવવા માટે નિવૃત્તિ જરૂરી છે. પ્રવૃત્તિમાં ખૂટેલું સાધનાનું અથવા દૃષ્ટિનું




ભાથું આપણે નિવૃત્તિમાં એકઠું કરી લઈએ છીએ અને નિવૃત્તિમાં મળેલા સત્ત્વનો ઉપયોગ વળી પાછો આપણે આપણી પ્રવૃત્તિમાં કરી શકીએ છીએ, વ્યક્તિના જીવનમાં જેમ પ્રવૃત્તિ અને નિવૃત્તિના સમન્વયની જરૂર છે તેમ સમાજના એ અંગોના જીવનમાં પણ આવા સમન્વયની જરૂર છે. હું પહેલી સંસ્થાનો સભ્ય છું એટલે સૌથી પહેલાં એમનામાં જાગૃતિ આવે એ હું ઇચ્છું. એટલે જ સાધુ સંસ્થાની શક્ય એટલી બધી મર્યાદાઓ જાળવીને હું કામ કરું છું.' એ મના અંગત જીવનમાં જેમ જેમ વધુ નિકટ આવવાની તક મળતી ગઈ તેમ તેમ આ વિચારો વધુ સ્પષ્ટ થતા ગયા અને સમજાયું કે માણસ ગમે તેટલી પ્રવૃત્તિ વચ્ચે પણ નિવૃત્ત રહી શકે છે. આવા પ્રકારની નિવૃત્તિ વિના અનાસક્તિ અશક્ય છે.

છોટુભાઈ સાથે નક્કી કરી હું તેમની સાથે કામ કરવાને જોડાયો. ભાલનળકાંઠામાં વિદ્યાલયની તાત્કાલિક શક્યતા તો ન હતી એટલે 'વિશ્વવાત્સલ્ય'નું કામ મને સોંપવામાં આવ્યું.

૧૯૪૧ ના દિવસો સારાયે રાષ્ટ્ર માટે ભયંકર હતા. આખા દેશમાં ધર્મને નામે મોટા પાયા ઉપરનાં હુલ્લડો ચાલતાં હતાં. વર્ષોથી પાવામાં આવેલું કોમવાદનું ઝેર રાષ્ટ્રની રગેરગમાં વ્યાપી ગયું હતું. શહેરોમાં તો એ સામાન્ય બની ગયું હતું. પણ ગામડાઓમાં પણ એના છાંટા ઊડી ચૂકયા હતા.

ગુજરાતનું પાટનગર પણ એ દાવાનળની જ્વાળાઓથી મુક્ત ન રહ્યું. ઘડીકમાં અહીંથી તો ઘડીકમાં ત્યાંથી ખૂનનાં સમાચારો આવવા લાગ્યા. આખા શહેરમાં કરફ્યુ લાગુ કરવામાં આવ્યો. પ્રજા પણ એટલી ભયભીત બની ગઈ કે આખું શહેર બે સંપ્રદાયોમાં વહેંચાઇ ગયું. એક રસ્તેથી જાવ તો તમોને એક પણ મુસલમાન જોવા ન મળે અને બીજે રસ્તેથી જાવ તો હિન્દુનું નામનિશાન ન જડે. બંને કોમો વચ્ચે મોટું અંતર પડી ગયું.

કાર્યકરો કહેતા 'આ હુલ્લડ ૧૯૪૧ ના જેવું નથી. આની પાછળ રાજકીય હેતુ છે. એટલે હમણાં કાંઈ જ કામ થઈ ન શકે. બહુ બહુ તો આપણે આપણો બચાવ કરવો રહ્યો.' તે વખતે બે વ્યક્તિઓના દિલમાં બીજા જ વિચારો ઊઠતા હતા. તેઓને લાગતું હતું કે આજે માણસાઇ મરી રહી છે. આવી રીતે કોમ કોઇના મહોલ્લામાં જઇ જ ન શકે એ તેમને ગળે જ ન ઊતર્યું. એ બે વ્યક્તિઓ હતી : પૂ. દાદા અને સંતબાલજી. દાદાથી તો સૌ કોઇ પરિચિત હતું. પણ સંતબાલજીનું આ અમદાવાદમાં પહેલું જ ચોમાસું હતું. ત્યાર પહેલાં અમદાવાદથી ફક્ત ૩૦ માઇલ દૂર આવેલા પ્રદેશમાં છેલ્લાં દશ વરસથી કામ કરતા હતા. ઉપરાત તેઓ સાધુ હતા. અને તેમાંય જૈન-વેશધારી.

હુલ્લડ શરૂ થયું. તેઓ હઠીભાઇની વાડીમાં રહેતા હતા. તેમને ગોચરી લેવાનો સમય થયો. દિલ્હી ચકલા આગળ આગલે જ દિવસે ખૂનો થઇ ગયાં હતાં. રસ્તા પર એક પણ માણસ ફરતું ન હતું. તેમણે પોતાનાં પાત્રો લીધાં અને ત્યાંથી ચાલી નીકળ્યા. ભયનું સામ્રાજ્ય એકેએક શહેરીના દિલમાં કેટલું વ્યાપી ગયું હતું તેનો તેમને અનુભવ થયો. અને બીજા દિવસથી તેમણે ફરવાનો કાર્યક્રમ શરૂ કરી દીધો.

મુસલમાન લત્તાઓમાં પણ તેઓ ખાસ જતા. કોઇ સાંભળવા તો આવે એમ હતું જ નહિ. પણ તેઓ તો પોતાની કસોટી કરી રહ્યા હતા. તેઓ રસ્તામાં થઇને જાય ત્યારે મુસલમાનોનાં મોટાં ટોળાં એકઠાં હોય. પણ તેઓ તો એટલી જ શાંતિથી પસાર થઇ જાય. કેટલીકવાર તો લોગ પણ બોલી ઊઠતા, 'આ સાધુડો અહીં રખડયા કરે છે. એનો જ ઘાટ ઘડવા જેવો છે.' સાંજે આવી તેઓ પોતાના અનુભવો કહે :

એક દિવસ તેમણે કહ્યું, 'ભય એ કેવી વસ્તુ છે ? આપણે ગમે તેટલો પ્રયત્ન કરીએ તો પણ કોઇક વાર તો એની અસર થઇ જ જાય છે. હું પણ સંપૂર્ણ ભયથી મુક્ત છું એમ નથી. મને





પણ કોઇ કોઇ વાર એવા લત્તાઓમાંથી ફરતાં, એવી પરિસ્થિતિ જોતાં ઝણઝણાટી વ્યાપી જાય છે. પણ આજે તો આખા શહેરમાં ભયનું એક મોજું વ્યાપી ગયું છે. જે ભયથી મુકત નથી તે અહિંસાની વાત જ ન કરી શકે. એટલે જેઓને અહિંસામાં શ્રદ્ધા હોય તેમની તો માત્ર એક જ ફરજ છે કે સમાજમાં જે ભય વ્યાપી ગયો છે તેમાંથી તેને મુક્ત કરે. અને આને માટે રસ્તો શો? સૌથી પહેલાં પોતે ભયથી મુકત થાય, અને જાણે કોઇ હિંદુ નથી, કોઇ મુસલમાન નથી એમ સમજી તે સામાન્ય રીતે ફરે. એમ કરતાં કરતાં જો મૃત્યુ આવે તો હસીને ભેટી લે.'

એ દિવસોમાં હું તેમની સાથે હતો. તેઓ આખો દિવસ ખૂબ ચિંતનમાં રહેતા. અને બધે ફરતા. તેમની કમરે એક ઘડિયાળ રહે છે. એ ઘડિયાળ સાથે તેઓ તે દિવસોમાં એક ચિઠ્ઠી રાખતા.

'જ્યારે વ્યક્તિની, સમૂહની કે વર્ગની હિંસકવૃત્તિ પ્રકુપ્ત હડે ચઢે છે, ત્યારે વાણીનો ઉપદેશ કેટલીકવાર કારગત થતો નથી, ત્યાં સ્વેચ્છાએ મૃત્યુના મુખમાં કશી જ હોહા સિવાય હોમાઇ જવું. હિંસકને શકય તેટલી અનુકૂળતા કરી આપવી, તે જ શુદ્ધ અહિંસામાં માનતી વ્યકિત, સમૂહ કે વર્ગનો ધર્મ થઇ પડે છે.

આ ધર્મ બજાવવાની ઘરેડ એ સંસ્કૃતિ ઘડતરનો અપૂર્વ-પ્રયોગ છે. એ તાદૃશ અચરાયા પછી સમાજ માટેનું અધૂરું કામ અધૂરું નહિ ગણાય.'

આ નાની ચિઠ્ઠી તેઓના તે દિવસના મંથનનું ચિત્ર ખડું કરે છે. અહિંસક માણસ હિંસાના વાતાવરણથી ભાગે નહિ એટલું નહિ પણ જાતને હોમી એ હિંસાની આંધીમાં અહિંસાનું નાનું સરખું પણ આંદોલન પેદા કરે. પણ આ વસ્તુ છેવટની છે. જ્યારે સમજાવટ વગેરે બધા રસ્તા કારગત ન નીવડે ત્યારે આ છેલ્લામાં છેલ્લો રાહ છે. અને તે સ્વેચ્છાએ હોમાઇ જવાનો. અને તે પણ સામાન્ય રીતે નહિ. પણ સામાને હિંસા કરવાની પૂરતી અનુકૂળતા કરી આપી ને. અને આ તો ત્યારે જ બની શકે કે જ્યારે માણસની રગેરગમાં અહિંસા વ્યાપી ગઇ હોય, અને હિંસાની આંધીમાં દેહ પડવા છતાં પણ અહિંસા જીતવાની છે તેની પ્રતીતિ થઇ ગઇ હોય.

આ નાની ચિઠ્ઠીએ ખરેખર મારા પર જાદુઇ અસર કરી. આપણે અહિંસાની વાતો કરીએ છીએ પણ કયાં છે અહિંસા? અહિંસાને નામે આપણે દિવસે દિવસે કાયર બનવા લાગ્યા છીએ. મને થયું કે જો આટલા મોટા શહેરમાંથી ૫૦ સાચા અહિંસક માણસો આવો પ્રયત્ન કરે તો તેમના બલિદાનથી જરૂર એક સુંદર પરિણામ આવી શકે, જે દુનિયાના ઇતિહાસમાં નોંધપાત્ર બને. પણ એવી શ્રદ્ધા કેટલાને છે? કેટલા છે એવા અહિંસાના પૂજકો?

આજ સુધી મને જૈન સાધુઓ પ્રત્યે સામાન્ય રીતે ભાવ ઓછો હતો. પણ આમને જોયા અને દિલમાં થયું કે છે એક અહિંસાનો પૂજારી. તે દિવસોમાં ઘણીવાર તો અમે બે ત્રણ જણા જ વાડીમાં રહેલા. હુલ્લડને કારણે પ્રવચનમાં પણ ખાસ કોઇ ન આવતું. અહીં તેઓ પાસેથી અહિંસાની સાચી વ્યાખ્યા મને મળી.

બહારની ક્રિયા માત્રથી આપણે હિંસા અહિંસાનું માપ કાઢી શકતા નથી. કેટલાક અહિંસક લાગતા વર્તાવમાં પણ હિંસા હોય છે, જ્યારે કેટલીકવાર અનિવાર્ય પણ હિંસક સાધનનો ઉપયોગ લેવા છતાં તે અહિંસા હોય છે. અન્યાયનો પ્રતિકાર એ અહિંસા. જ્યાં જ્યાં અન્યાયનો પ્રતિકાર છે ત્યાં ત્યાં અહિંસા છે. હવે એ પ્રતિકારની કક્ષા હોઇ શકે. એક માણસ પોતાની પાસે જે કાંઇ સાધનો હોય તેનાથી કરે. જરૂર પડે તો હિંસક સાધનોની છૂટ લે તો પણ તે માણસ કાયરતાથી અન્યાયને સહી લેનાર કરતાં તો વધુ અહિંસક જ છે. કારણ કે જે અન્યાયને સહી લે છે તેનો અંતરાત્મા તો હણાઇ જ ગયો હોય છે. આ છે હિંસા. હિંસા બહાર નથી પણ અંદર છે. બહારની કૃતિ તો અંદરનું પ્રતિબિંબ છે. હવે જો એ જ અન્યાયનો પ્રતિકાર અહિંસક સાધનોથી એટલે કે આત્માના બળથી થાય તો તે શ્રેષ્ઠ ગણાય.



એ જ દિવસોમાં ગીતા ઉપર વાતો નીકળી. આજ સુધી કૃષ્ણનું વર્તન મને શુદ્ધ સાચું નહોતું લાગતું અને એટલે એમને સમજવામાં મુશ્કેલી લાગતી. એક દિવસ તેમણે કહ્યું: 'બાહ્ય દૃષ્ટિએ પણ અર્જુનનું લડવું એ અહિંસક જ હતું. અને શ્રીકૃષ્ણે અર્જુનને અહિંસાનો જ ઉપદેશ આપ્યો છે.'

'તો શું આટલી અક્ષૌહિણી સેનાનો નાશ થયો એમાં હિંસા નહોતી.' મેં કહ્યું.

બાહ્ય રીતે જોઇએ તો હિંસા છે. પણ અર્જુનની ભૂમિકાનો વિચાર કરો. પોતાનાં સગાંવહાલાં જોઇ અર્જુન કાયર બની ગયો છે. એ લડવાને ના પાડે છે. આ ક્ષણે જો એને રોકવામાં ન આવે તો અન્યાયની સમાજમાં જીત થાય. હવે અર્જુન સંપૂર્ણ અહિંસક પ્રતિકાર તો કરી શકે એમ હતું નહિ. એટલે કાયર બનવું એના કરતાં શસ્ત્ર લઇને પણ અન્યાયનો વિરોધ કરવો, એ અર્જુનની ભૂમિકાએ વધુ અહિંસક હતું. આ દૃષ્ટિએ ગીતામાં અહિંસાનું જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે અને અંતમાં અન્યાયના સામના માટે સ્થૂલ સાધનોનો ઉપયોગ કરવો પડ્યો તે માટે બધાને પશ્ચાત્તાપ કરાવ્યો છે.'

અહિંસા 'મા હણો' એટલામાં જ સમાઇ જતી નથી. પણ જગતના જીવોને વિકસવાની તક આપો. એના વિકાસમાં જાતે વિકસો અને સહાયભૂત થાઓ. એ છે અહિંસાનું સાચું સ્વરૂપ.

અહીંના ચાર માસ દરમ્યાન બીજા પણ કેટલાક અનુભવો થયા જે નોંધવા જેવા છે.

એક દિવસ સવારે આઠવાગે અમારે શંકરલાલ બેંકરને મળવા જવાનું હતું. તે ગિરધરનગરમાં રહેતા હતા. હું હઠીભાઇની વાડીએ હતો. આઠમાં થોડી મિનિટ બાકી હતી. એટલે હું ત્યાં જવાને સાઇકલ પર નીકળ્યો. ગિરધરનગર જતાં રસ્તામાં રેલવેનો ફાટક આવે છે- તે બંધ હતો. ગાડી આવી ગઇ ત્યાં સુધી મારે રોકાવું પડ્યું. સાઇકલ ઝડપથી દોડાવી હું ગિરધરનગર પહોંચ્યો. એમના ખંડમાં ગયો ત્યારે તેઓ તૈયાર થઇને આંટા મારતા હતા. હું ગયો કે તરત જ તેમણે ઘડિયાળ કાઢ્યું અને અંદર સમય જોયો. મને કાંઇ જ પણ કહ્યું નહિ. અને કહ્યું 'ચાલો આપણે જઇએ.'.

એમના આ મૌને મારા દિલ પર ઝાઝી અસર કરી, પણ મનમાં થતું એમાં મારી શી કસુર? આ વાતને બે ત્રણ દિવસ વીતી ગયા. એક દિવસ હું એમની સાથે બહાર જતો હતો. મેં મોડા પડવાનું કારણ કહ્યું.

તેમણે કહ્યું; 'રસ્તામાં ફાટક આવશે, એનો ખ્યાલ આપણે પહેલેથી જ કરી લેવો જોઇએ સમાજસેવાના ક્ષેત્રમાં પડનારથી, એક મિનિટની ગફલત પણ ન થવી જોઇએ.'

જૈનદર્શનમાં આવે છે 'समयं मा पमायए' તું સમયનો પ્રમાદ ન કરીશ. આ તો આધ્યાત્મિક અર્થમાં લખ્યું છે પણ તે આપણે માટે વ્યવહારમાં પણ એટલું જ ઉપયોગી છે.

આજે એમની સાથે છેલ્લા ત્રણ વરસથી રહેવાની તક મળી છે છતાં એક પણ દિવસ એવો નથી ઉગ્યો કે જ્યારે તેઓ પોતાની પ્રાર્થનામાં એક પણ ક્ષણ મોડા પડ્યા હોય. અને જો કદાચ એવી અન્તગૃતિ આવી હોય તો પ્રાયશ્ચિત્ત લીધું ન હોય. સમયના તેમના આગ્રહે એક સુંદર વાતાવરણ જમાવ્યું છે. ઘણીવાર તો એવું પણ બને કે હુલ્લડના દિવસોમાં પ્રવચન રાખવામાં આવ્યું હોય અને કોઇ ન આવી શક્યું હોય તો ય બરાબર સમય થાય એટલે એક પણ સાંભળનાર ન હોય તો ય પોતાની પ્રાર્થના શરૂ કરે. એક દિવસ તો પ્રવચન સાંભળવામાં ક્યાં સુધી એકલો જ હતો છતાં તેમણે તો જાણે આખો ખંડ ભરેલો જ છે એમ પોતાનો તે દિવસનો જે વિષય હતો તે ચલાવ્યો. પ્રવચન પૂરું કરવામાં પણ એવું જ. એક પણ મિનિટ મોડું વહેલું ન થાય તેને માટે તેઓ પૂરતી કાળજી રાખતા. અને છતાં જો કોઇ વાર કહેવાનું રહી જતું હોય





અને સમય થઇ જાય તો ત્યાંથી બોલવાનું બંધ કરી દેતા.

સમય માટેની આવી જાગૃતિ મેં બીજા કોઇમાં ભાગ્યે જ જોઇ હતી, અને તે પણ આવાં સામુદાયિક કામોમાં. ઘણીવાર એક ગામથી બીજે ગામ જવાનું હોય ત્યારે કસોટી થતી. પણ તેઓ હંમેશાં સમયમાં પહોંચી જવા મથતા. તો કેટલીકવાર સમય આપ્યો હોય ત્યાર પહેલાં જ કોઇ ગામ પાસે આવી પહોંચતા. તો ગામની ભાગોળે એકાદ ઝાડ નીચે પોતાનું કામ પતાવતા. અને સમય થાય ત્યારે જ ગામમાં જતા.

સમાજમાં તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં આની અસર રહી જતી. એમના આ વર્તન માત્રથી જ લોકોના દિલમાં નિયમિતતાનો ખ્યાલ પેદા થતો. આથી અમે પણ નિશ્ચિંત રહેતા. કયી તારીખે કેટલે વાગ્યે કયે ગામ હશે તે ચોકકસ જ હોય અને તેઓ ત્યાં જ મળે.

એવો જ એક બીજો અનુભવ તેમની કાર્યકરો પ્રત્યેની અનાસકિતનો છે. તેમની સાથે જોડાયાને એ એક માસ થયા હશે. કાગળના પ્રશ્નને કારણે 'વિશ્વવાત્સલ્ય' પ્રગટ કરવાનું ધકેલાતું જતું હતું. આથી હું કંટાળ્યો હતો. તેમાં વળી વડોદરા રાજ્યમાંથી મારી માગ થતી હતી. એટલે મન ત્યાં જવાને લલચાતું હતું. એક દિવસ મેં કહ્યું, 'મને વડોદરા રાજ્યમાં જવા દો'.

તેમણે તરત જ હા કહી. અને કહ્યું 'જુઓ વિચારી જુઓ અને જાવ.'

આવા જવાબની મને આશા જ નહતી. બીજે દિવસે વાતવાતમાં તેમણે કહ્યું, 'કામ એ ગૌણ વસ્તુ છે. મુખ્ય વસ્તુ તો આપણા ચિત્તની સ્થિરતા છે. આજે તમારી જવાબદારી પર આપણે આ કામ કરવાનું નકકી કર્યું છે અને જાહેર પણ કર્યું છે: તમે જશો તો કોઇ બીજો મળી રહેશે અને નહિ મળે તો કાંઇ નહિ. પણ તમારી આ ચંચળતા તમોને પાડશે. કોઇ તમારામાં વિશ્વાસ નહિ મૂકી શકે. કારણ કે આજે આ કામ સારું લાગ્યું તો આ પકડશો તો આવતી કાલે વળી બીજું કામ સારું લાગશે જ. તમારું દિલ કોઇ પણ કામમાં સ્થિર નહિ થાય. અને આ ચંચળતા તમારા વિકાસમાં આડે આવશે. તમે આ કામ કરો તે કરો, અહીં કરો કે ત્યાં કરો તે બધું મારે મન તો સરખું છે. હું બીજા ક્ષેત્રમાંથી કોઇ પણ કાર્યકરને ખેંચવા ઇચ્છતો નથી. તમે પણ પહેલાં હતા ત્યાં જ રહો એમ સૂચવ્યું હતું. હવે જ્યારે એક જવાબદારી તમે લીધી છે તો બીજું ગમે તેવું મોટું કામ આવે છતાં પણ તમારે માટે આ નાનું દેખાતું કાર્ય જ મોટું છે. આપણે જો કામની પાછળ દોડતા ફરીશું તો કશું જ કામ નહિ થઇ શકે.'

આ વાત મારા દિલમાં સોંસરી ઊતરી ગઇ. અને મારા દિલમાં કામ અંગે ઊઠતા બધા જ વિકલ્પો ઓગળી ગયા.

પ્રભુને મારી એક જ વિનતિ છે કે બધુંયે લઇ લે તો ભલે, પણ મારી આંખો ન લઇ લેતો, જો આંખો પણ લઇ લઇશ તો આ રૂપને હું જોઇશ શી રીતે ? એક દિવસ કંઠમાં એણે સૂર આપ્યો હતો, આજે એણે એ પાછો લઇ લીધો છે. જરા જીર્ણ દેહ આજે પથ વચ્ચે પડું પડું થઇ રહ્યો છે, કાન તો લગભગ ગયા જ છે, પણ એયે સહન થઇ શકશે, માત્ર મારી આંખોનું નૂર હરી ન લેતો. આંખો જશે તો આ આનંદમય વિશ્વ કેમ જોઇ શકાશે?

રવીન્દ્રવાણી

# અસુન્દર નારી

શ્રી જ્યોત્સ્ના શાહ

જાન પરણીને ઘેર આવતી હતી.

ધાંધલ, ધમાલ, અવ્યવસ્થા બધે ફેલાયેલાં હતાં. ટ્રેઇનમાંથી ઊતરતાં અને આખી જાનનો સામાન ટાંગાઓમાં મુકાવતાં સારી એવી વાર થઇ. બધું ઊતરી ગયા પછી પણ એકાદ જણનો બિસ્ત્રો કે પેટી રહી જતું લાગ્યું ને બે જણા પાછા દોડીને તપાસ કરી શોધી લાવ્યા. એક બાજુ ઊભી રહીને જાનડીઓ બેસી ગયેલા સૂરે ગાતી હતી ને ઉનાળાના બફારામાં ટ્રેઇનની મુસાફરીથી અકળાયેલાં બાળકો પોતાનાં રુદનથી એ સંગીતમાં ઉમેરો કરતાં હતાં.

આખરે જેમ તેમ બધાં ટાંગાઓમાં ગોઠવાયાં ને સામાનની વ્યવસ્થા થઇ. વરરાજા અને ઘૂમટો તાણેલી વહુ આ બધા સમય દરમિયાન આ ધાંધાટ અને કકળાણથી અસ્પર્શ્ય એકબાજુ ઊભાં હતાં. તેમને બેસાડવા માટે મોટર આવી. ફૂલદડે રમવા માટે મોટરમાં ફૂલ ભરેલી ટોપલી પણ મૂકવામાં આવી હતી. મોટરમાં એક લૂણ ઉતારનારી છ વર્ષની નણંદ સિવાય બીજું કોઇ ન બેસે એવી ખાનગી વ્યવસ્થા અણવર તરફથી થઇ હતી. મોટર ચાલી ને પાછળ ટપ્પામાં આવતી જાનડીઓએ ગીત ઉપાડ્યું.

"એક વાર જાજેરે માળવ માળવે,
લા વ જે ડો લ રિ યા નાં ફૂ લ.
ફુલનો ગૂંથજે રે બાળણ મોડિયો,
મોડિયો મારે વિમળા વહુને માથે,
વિમળા વહુ ગોરાંને મોડિયો શોભતો.
જુ ઓ રે વ હુ વા રુ નાં રૂ પ"

ને પરસ્પરથી તદ્દન અપરિચિત એવાં વરવહુ રિવાજ મુજબ સામસામા ફૂલદડે રમી રહ્યાં હતાં. મોટરમાં અણવર સિવાય બીજું કોઇ ન હોવાથી આગળથી પઢાવી રાખેલી નાની નણંદે ભાભીને ઘૂમટો સહેજ ઓછો કરવાનું પણ સૂચન કર્યું, પણ નવપરિણિતાએ ઘૂંઘટો ઓછો ન કર્યો.

જાન ઘેર આવી પહોંચી ત્યાં પણ સામૈયાની એવી જ ધાંધલ હતી. વરની માએ પોંખાણું કરી વરવહુને ઘરમાં લીધાં. ગણેશના સ્થાપન પાસે બેસીને કોડીએ રમ્યાં ને પગે લાગ્યાં. એ પછીની વિધિ હોય છે વડીલોને પગે લાગવાની.

વહુએ ઊઠીને સાસુના પગ દાબ્યા, સાસુએ મીઠડાં લઇ આશીર્વાદ આપ્યા ને પાંચ રૂપિયા વહુના હાથમાં મૂકી મોઢું ખોલવા કહ્યું. વહુએ મોઢું ન ખોલ્યું. સાસુએ પાંચને બદલે સાત આપવા માંડ્યા તોય વહુએ તો લાજનો ઘૂંઘટો પકડી જ રાખ્યો. જાનડીઓએ કટાક્ષ કર્યો: 'વહુ તો ભારે મોંઘા બાઇ, ખોલી નાખો હવે, બહુ લાડ ન કરીએ.'

નવોઢા વહુ કેવી છે તે જોવાની જિજ્ઞાસાથી જાનની સ્ત્રીઓ ઉપરાંત ગામની બીજી સ્ત્રીઓ પણ ઘરમાં ટોળે વળી હતી. વહુએ ઘૂંઘટ ખુલ્લો કર્યો ને સાસુ મોઢું જોઇને ચમકીને બોલી પડી: 'આ આપણી વહુ ન હોય ! નક્કી કાંઇક દગો થયો છે.'

વીજળીના વેગે સમાચાર ઘર આખામાં પ્રસરી ગયા કે કાંઇક દગો થયો છે. લગ્ન પહેલાં બતાવી હતી તે છોકરીને બદલે કોઇ બીજી જ કુરૂપ છોકરી તેમના ઘરની વહુ બનીને આવી હતી. પસંદગી વખતે છેતરવા માટે કોઇ બીજી જ છોકરી બતાવવામાં આવી હતી.

'મોહનની વહુમાં દગો થયો છે ! વેવાઇએ છેતર્યા !' વાત વરરાજાને કાને પણ પહોંચી ગઇ. ઘડીભર પહેલાંનો ઉત્સાહ ચર્ચા અને ટીકામાં ફેરવાઇ ગયો. વરની માએ તો મોઢું જ વાળ્યું, પણ એકાદ-બે વડીલોએ વધારે ઉહાપોહ ન કરવા અને જે બન્યું હોય તેને અત્યારે ઢાંકી દેવા જરા કડક અવાજે કહ્યું એટલે બધું શાંત પડ્યું. પણ ઝીણી ઝીણી ચર્ચા તો ચાલ્યા જ કરી. સહુ ઠપકા અને રોષની દૃષ્ટિથી વહુને વીંધી રહ્યું.

નવોઢા વહુનું કોરું પાનેતર આંસુથી પલળી રહ્યું હતું. તે અસુન્દર હતી, એનો ઘાટ ઘડતી વખતે બ્રહ્મા ઉતાવળમાં હોય કે કેમ, સ્ત્રીસહજ સુડોળતા અને સુન્દરતાથી એણે એને વંચિત રાખી હતી. ગુનેગારની માફક નવપરિણિતા વહુ કંપી રહી-કાપો તો ટીપુંય લોહી ન નીકળે એવો એનો ચહેરો બની ગયો. માબાપે દગો કરીને બીજી કન્યા





બતાવી હોય તેની તેને માહિતી જ ન હતી. મોં ઢાંકીને એક ખૂણામાં તે બેસી જ રહી.

સંધ્યાનો અંધકાર ગાઢ થવા માંડયો ને નવપરિણિતાના અંતરમાં પણ ગાઢ અંધકાર પ્રસરવા માંડયો. બધાં ખાવાપીવાની ધમાલમાં પડયાં હતાં. હજી ય અસ્પષ્ટ રીતે બહારનું કોઇ નવું માણસ આવે ત્યારે દગાનો ઉલ્લેખ થતો હતો. વહુ જડ બનીને ઘરમાં પડેલી કોઇ નિર્જીવ વસ્તુની માફક જરાયે સંચાર કર્યા વિના બેસી રહી.

આખરે એની નણંદે આવીને તેનો હાથ પકડીને ઊભી કરીઃ'ચાલો ભાભી.'

વિમળા સમજી એ કયાં જવાનું સૂચન હતું. કપડાં સંકોરીને ઊઠી ને નણંદ જયાં લઇ જાય ત્યાં પોતાની જાનને દોરાવા દીધી. વધસ્થાન તરફ લઇ જવાતા બલિના પશુ જેવી એના મનની દશા હતી. દાદર ચઢી તેઓ ઉપરની મેડી પર આવ્યાં. મેડી શણગારવામાં આવી હતી. પથારીની એક બાજુ ફૂલની અને મીઠાઇની ટોપલી પણ મૂકવામાં આવી હતી. એને અહીં છોડીને નણંદ ચાલી ગઇ.

પરણ્યાની પહેલી રાત! એના યૌવનના સમર્પણની પહેલી રાત! વહુ કાંઇક અકથ્ય ભાવ અનુભવતી બારીએ જ ઊભી. બે બે રાતના ઉજાગરા હોવાથી એનું શરીર દુખતું હતું, આંખો બળતી હતી. છતાં પથારીનો સ્પર્શ કરતાંય તે ડરી, આ મેડીમાં ઊભા રહેવાનોય અધિકાર ન હોય અને ચોરી કરવા આવી હોય એમ એ લપાઇને ઓરડાની બહારના કઠોડામાં ઊભી રહી. શું થશે? એ પ્રશ્ન તેને રિબાવતો હતો. ભાંગી જતા હૃદયને મહા મહેનતે સ્વસ્થ રાખીને તે ઊભી રહી. રાત ગળતી હતી.

આખરે એ જેની પ્રતીક્ષા કરતી હતી તેનાં પગલાં સંભળાયાં ને તેનું હૃદય ધબકી ઊઠયું.

તેનો પતિ આવ્યો. એનાં પગલાં શિથિલ હતા. માતાપિતાએ કરેલી પસંદગીમાં એનો ય સંમતિનો સૂર હતો. કન્યા એણે નજરે જોઇ હતી. બે–ચાર પ્રશ્નો પણ પૂછયા હતા, પરંતુ એને ખબર પડી ગઇ હતી કે એના શયનગૃહમાં આજે જે એની પ્રતીક્ષા કરતી હતી તે તો કોઇ બીજી જ અસુન્દર સ્ત્રી હતી. દગો! એને દગો દેવામાં આવ્યો હતો, એનો વિશ્વાસઘાત કરવામાં આવ્યો હતો. ગરમી ન હતી તો ય એના કપાળે પ્રસ્વેદના ટીપાં બાઝયાં હતાં. આવીને તેણે ઓરડામાં નજર કરી. એક ખૂણામાં સોડિયું વાળીને ઊભેલી વિમળાને જોઇ, છતાં ન જોઇ હોય તેમ એક ખુરસીમાં બેઠો.

વિમળા એવી જ અબોલ નિશ્ચલ ઊભી રહી. જડ, સ્થિર વેદનાની મૂર્તિ જેવી. નિર્જીવતાના જે ભાવ તેના વદન પર હતા તે કોઇ પૂતળાના મોઢા પર પણ ન આપી શકે. એણે આંખનો પલકારો ય ન કર્યો.

'તું અહીં કેમ આવી છો?' મોહને કર્કશ અવાજે પૂછયું.

વિમળા નિરુત્તર રહી. એનો જવાબ એની પાસે ન હતો. એના ઉપવસ્ત્ર સાથે ચૂંદડીની ગાંઠ બાંધીને તે જ એને અહીં લાવ્યો હતો, છતાં તે બોલી નહિ.

'જા, અહીંથી જતી રહે.' પુરુષે બીજો પ્રશ્ન કર્યો.

વેદના ઓગળીને પ્રવાહી બનતી હોય, તેમ વિમળાની આંખો આંસુથી છલકાઇ ગઇ. ધરતીએ માર્ગ આપ્યો હોત તો એ સીતાની જેમ ત્યાં જ સમાઇ જાત. જુગજુગની નારીઅંતરની વ્યથા શબ્દોમાં ભરીને તે બોલીઃ 'કયાં જાઉં?'

પુરુષ થોડી ક્ષણો મૌન રહ્યો. ઝાંખા દીવાના ધૂંધળા પ્રકાશમાં બંને એકમેકને સ્પષ્ટ જોઇ શકતાં ન હતાં. પુરુષે દીવાની વાટ ઊંચી કરી સતેજ કર્યો. દીવો હાથમાં લીધો અને ઊઠયો.

એક, બે, ત્રણ, ચાર...મૃત્યુની ઘડીઓ ગણતી હોય તેમ વિમળાએ ડગલાં ગણ્યાં. મોહન વિમળાની સન્મુખ આવીને ઊભો. ફાનસ ઊંચું કરી તેના મુખ સામે ધર્યું.

અગ્નિપરીક્ષા થતી હોય એમ જવાળા વિમળાએ અંગેઅંગે અનુભવી, તેને રોમરોમ કાળી બળતરા ઊઠી. ફાનસ આંચકી લઇ ફોડી નાખવાનું મન તેને થયું.



ક્ષણ-બે ક્ષણ પુરુષે તેના દેહને નખશીશી નીરખી લીધો, ને આંખે હાથ દઈ યંત્રવત્ તે પાછે પગલે હઠી ગયો. 'ફરી તારું મોં મને ન બતાવીશ. જા, જતી રહે.' તલવારની ધાર જેવા તીખા શબ્દો વિમળાએ સાંભળી લીધા.

થોડીવાર તે એમ ને એમ જ ઊભી રહી. પછી આગળ જઇ પલંગ પર બેઠેલા પતિના પગ નીચે લટકતા હતા ત્યાં જમીન પર બેસી તેણે દીન વદન નીચું ઢાળીને આર્ત સ્વરે કહ્યું: 'તમારી દાસી થઇને રહીશ, તમારી સેવા કરીશ. એ સિવાય બીજું કશું નહિ માગું, મને તમારા ચરણમાં પડી રહેવા દો.'

જાણે અભડાઇ જતો હોય તેમ અણગમો પ્રદર્શિત કરતાં મોહને પગ ઊંચા લઇ લીધા: 'નહિ, મને દગો દેનારને મારા ઘરમાં સ્થાન નથી. અહીંથી જતી રહે.'

કાંઇ બોલ્યા વિના માત્ર આંસુ સારતી વિમળા બેસી રહી. રડવાનો અવાજ કરવામાં પણ અપરાધ થતો હોય તેમ ડ્રુસકાંને ય તેણે અંતરમાં સમાવી દીધાં. બોલ્યા વિના જ એના અંતરતમ્ ઊંડાણેથી પ્રશ્ન પુછાઇ રહ્યો હતો અને જાણે આંસુ એનો મૂક પડઘો પાડતાં હતાં: 'કયાં જાઉં ? કયાં જાઉં ?'

વિમળાએ કહેવા પ્રયત્ન કર્યો કે દગો થયો હતો તેની તેને ખબર પણ ન હતી. એમાં એનો કાંઇ વાંક કે ગુનો ન હતો.

'તારો વાંક ?' કડવાશથી મોહને કહ્યું. 'તારો વાંક શું છે એ પેલા અરીસાને પૂછ: એ તને કહેશે.'

અસુન્દર જન્મવું એ ગુનો છે ? દગો કરવામાં એનો હાથ ન હતો અને તે નિર્દોષ હતી એ જો સત્ય હોય તો અસુન્દર જન્મવામાં એનો શું વાક હતો ?

આ પ્રશ્નો વિમળાના અંતરમાં ઊઠયા કે નહિ તે તો કોણ જાણે, પણ એના હોઠે તો ન જ આવ્યા.

વિમળાએ જતા રહેવાની કોઇ ચેષ્ટા કરી નહિ એટલે મોહન ઊઠયો, તેનો હાથ પકડીને ઊભી કરી અને દાદર સુધી લઇ ગયો. દાદરનાં પગથિયાં ઉતારતાં તે બોલ્યો: 'રહેવું હોય તો ઘરમાં રહી શકે છે, પણ તારે અને મારે કાંઇ સંબંધ નથી, સમજી ?'

અપમાન અને તિરસ્કારનો તીવ્ર ડંખ સહન કરતી વિમળા રાત આખી દાદર પાસે જ પડી રહી. વિચાર કરવાની પણ એની શકિત મરી ગઇ હતી. વહેલી સવારે ઊઠીને તે ઘરકામમાં લાગી ગઇ.

*

પતિથી તિરસ્કૃત વિમળાએ નિશ્ચય કર્યો કે સાસુ, નણંદ વગેરે ઘરનાં બીજાં માણસોને એ પોતાના સ્વભાવ અને કામથી જીતી લેશે. ઘર આખાનું કામ તેણે ઉપાડી લીધું. બહોળા કુટુંબમાં સાસુ, જેઠ, જેઠાણી, નણંદો, દિયરો વગેરે સૌનો તેણે પડતો બોલ ઉઠાવવા માંડયો. કામ કરતાં એણે શરીરનીયે બેવના કરી નહિ. પરંતુ પતિથી ઉપેક્ષિત વહુને ઘરમાં પણ માન મળ્યું નહિ. બધું કામ કરતી એમાં ફરજ બજાવવાથી વિશેષ બીજું કાંઇ ન કરતી હોય એમ સૌએ ગણ્યું. માયા કે મમતાનો એક શબ્દ ય કોઇએ એના તરફ ઉચ્ચાર્યો નહિ. તેનાં માબાપે દગો કર્યો હતો, એક કન્યા બતાવીને બીજી પરણાવી હતી તે સતત મહેણાંનો વિષય બની ગયો. વિમળા એ સાંભળતી ને સળગી ઊઠતી, પણ શું કરે ? એક માર્ગ હતો, પિયર જતા રહેવાનો, અને જો એ જતી રહે તો અહીં તેને કોઇ રોકે તેવું પણ હતું નહિ. પણ ત્યાં જઇને શું ? માંડ માંડ દીકરીને ઠેકાણે પાડી ચિંતામુકત થયેલાં માબાપ પણ સાસરેથી પાછી આવેલ દીકરીને શું કરે ? ત્યાં એનું સ્થાન ન હતું. પતિ સ્વીકારે કે ન સ્વીકારે, તેને તો અહીં જ જીવવું અને મરવું રહ્યું.

તેની સાસુ કહેતી: 'મારા મોહનને માટે તો કેવી કેવી છોકરીઓના માગાં આવતાં હતાં, આંગણે ઊભી હોય તો આંગણું હસી ઊઠે એવી છોકરીઓ સામેથી આવતી હતી. તું કયાં અમારા નસીબે ભટકાણી ને મારા દીકરાનો ભવ બગાડયો !'





સાતેક વર્ષની એની વાચાળ નણંદ પણ પોતાનો હિસ્સો જતો ન કરતી. 'નાની હઇશ ત્યારે પાંચે આંગળિયે પરમેશ્વર પૂજ્યા લાગે છે ભાભી, નહિ તો મારો ભાઇ ન મળત. બીજો હોય તો કે'દિની પિયર વળાવી દીધી હોય.'

તનતોડ મહેનત ને બદલામાં અપમાન, મહેણાં, તિરસ્કાર સહતી કોઇની યે સહાનભૂતિ કે મીઠાશના એક શબ્દની યે આશા વિના વિમળા દિવસ વિતાવી રહી. આણામાં એને પિયેરથી એક અરીસો મળ્યો હતો. તે એક ખૂણામાં તે ખીલી પર ટિંગાડી રાખતી અને રોજ સવારે નાહીને કપાળમાં ચાંલ્લો કરતી વખતે આ અરીસામાં જોતી. બધાં એની તરફ જેવી ક્રોધિત દૃષ્ટિથી જોતાં એવી જ ક્રોધિત નજરે તે અરીસાના આકારને જોઇ રહેતી. શા માટે એ અસુન્દર જન્મી? શા માટે પેલા કવિઓ વર્ણવે છે એવો સોના જેવો વાન, સુન્દર નાસિકા, મનહર આંખો ને કપોલ એને ન મળ્યાં? એવી અસુન્દર સ્ત્રીને જીવવાનો શું અધિકાર હતો?

અણજાણતાં જ એણે બહારની ટાપટીપથી કલામય અને સુન્દર દેખાવાનો પ્રયત્ન આદર્યો. વાળ ઓળવાની ઢબ તેણે બદલી નાખી, સાડીનો પાલવ જરા જુદી રીતે નાખવા માંડયો. ચહેરાની રુક્ષતા ઓછી કરવા તેણે ચામડીને લગાડવાની કોઇ દવાનો પણ ઉપયોગ કરવા માંડયો. કપાળમાં સૌભાગ્ય ચિહ્ન કરતાં પહેલાં એ રોજ સવારે આરસમાં જોતી.

માણસો તો બધાં એની એ કડવી વાત એના મગજ પર હથોડાની જેમ ઠોકયા કરતાં હતાં: 'તું કદરૂપી છે. તું કદરૂપી છે.' આ અરીસાએ પણ એમનો સાથ કર્યો હતો કે શું? અરીસો પણ એની ક્રૂર મશ્કરી કરતો હતો કે શું? એની નણંદ જેવું જ બેમર્યાદ હાસ્ય કરીને અરીસો પણ જાણે બોલતો હતો: 'હા...હા...હા, તારું મોઢું તો જો, કેવું રૂપાળું છે?'

ને રૂપ માટેનાં વલખાં માટે એને પોતાની ઉપર જ એક દહાડો તિરસ્કાર છૂટયો. ક્રોધિત બનીને અરીસાને આંખ આગળથી દૂર કરવા એણે બાજુમાંથી જે વસ્તુ હાથમાં આવી તે જોરથી અરીસાના કાચ તરફ ફેંકી. અરીસાના ટુકડે ટુકડા થઇ ગયા, નજર સામેનો આકાર દૂર થઇ ગયો. અસુન્દર નારીની વ્યથાથી જડ અરીસાનું યે અંતર ઘવાયું હોય તેમ ફેંકેલી કંકુની શીશીથી ફૂટી જઇ અરીસાના કાચના ટુકડાઓ લોહી જેવા લાલ રંગમાં રંગાઇ ગયા.

*

મોહને બીજું લગ્ન કર્યું ને વિમળાની શોકય ઘેર આવી, પણ તેથી વિમળાને ખાસ દુઃખ થયું નહિ. જે વસ્તુ પોતાની હોય તે છોડી દેતાં અથવા તો તે પરાઇ બનતાં માણસને દુઃખ લાગે. વિમળાએ કદી એ અધિકાર ભોગવ્યો જ ન હતો એટલે સપત્નીના આગમને એને વધારે દુઃખ થવાની સંભાવના ન હતી.

પણ એની સાસુ અને નણંદે નવી વહુ આવ્યા પછી બીજી જ રીતે મેણાં બોલવાનું શરૂ કર્યું: 'નવી વહુ તો ઘણી ઘર શોભાવે તેવી છે, પણ આ જૂનીને ય નિભાવ્યા વિના છૂટકો છે. પનારે પડી તે આપણે કાંઇ બીજાંની જેમ થોડું થાય છે. બીજાં હોય તો કયારની માવતરે મોકલી દીધી હોય, પણ આપણા ખાનદાન ઘરની આબરૂ આડે આવે છે.'

આ મેણાંની અસર થઇ એના કરતાં ય નવી આવેલી મધુમતી તરફ સૌ જે વર્તન બતાવતાં હતાં તેની પરોક્ષ અસર વિમળા પર વધુ થઇ. ઘરમાં સૌ નવી વહુનાં પગલાં પૂજતાં હતાં. મધુ ઠીક ઠીક દેખાવડી હતી એટલે બંનેની સરખામણીમાં વિમળા કયાંય ઝંખવાઇ ગઇ. ઘરમાં 'એક કામ કરતા યંત્ર કરતાં વિશેષ એનું અસ્તિત્વ જ ભુલાઇ ગયું.

મધુ તરફના સાસુ, નણંદ અને ખાસ કરીને પતિના લાગણી અને પ્રેમથી વિમળા કાંઇક અકથ્ય એવી લાગણીથી ગૂંગળાઇ ઊઠી. એ દ્વેષ કે ઇર્ષાનો ભાવ હતો એમ તો ન કહી શકાય, પણ પોતે જે સુખથી વંચિત રહી હતી, પોતે જે સુખની કલ્પના



પણ કરી ન હતી એ મધુને મળતું જોઇ વિમળા કાંઇક ન સહન થાય એવી વ્યથા અનુભવી રહી. આખરે તો એ પણ સ્ત્રી હતી, કોઇ પણ સ્ત્રીના જેવી જ લાગણીઓ એને થતી હતી ! મધુને જોઇ સ્ત્રી જીવનમાં વાંછે એ સર્વની એના જીવનમાં ભૂખ જાગી. કોઇનું માન, આદર, લાગણી, પ્રેમ મેળવવા તે ઝંખી ઊઠી ને એ ન મળતાં, એ મળવાની કશી સંભાવના ન જોતાં એ વિહ્વળ બની ઊઠી. વરસું વરસું થઇ રહેલી આષાઢની વારિપૂર્ણ વાદળી રણ-પ્રદેશ પર વરસી પણ ન શકતી હોય અને પોતાના અંતરનો ભાર પણ ન સહન કરી શકતી હોય એવી વિમળા એના અંતરના ઉમળકાને પ્રકટ કરવાનું સ્થાન ન હોવાથી અંતરમાં જ દબાવી દઇ કાંઇક અકથ્ય ભાર અનુભવી રહી.

પ્રબળ સંયમે એણે મનને સ્વસ્થ કર્યું. મનની એકાગ્રતા વધારવા એણે કઠોર વ્રત, ઉપવાસ, દેહકષ્ટ અને ઇશ્વરસ્મરણનો માર્ગ ગ્રહણ કર્યો ને તેની જીત થતી લાગી.

પણ સમુદ્રના ભીષણ ઝંઝાવાત અને તોફાનો વટાવી સહિસલામત છેક કિનારે આવેલું વહાણ કિનારાના જ ખડક સાથે અથડાઇને ભાંગી પડે એમ વિમળાનો બધો મનોસંયમ, બધો નિશ્ચય, બધો પ્રયત્ન એક પ્રબળ વૃત્તિ સાથે અથડામણમાં આવી ચૂરેચૂરા થઇ ગયો. મધુ એક બાળકની માતા બની, લાલ લાલ શરીરવાળું, તારા જેવી ચમકતી આંખોવાળું ને નાના નાના હાથ-પગ ઉછાળતું બાળક જોઇ વિમળાના અંતરની સુષુપ્ત લાગણીઓ સળ-વળી ઊઠી. દોડીને એ બાળકને મધુ પાસેથી આંચકી લઇ પોતાની છાતી સાથે દાબી દેવાની અદમ્ય ઇચ્છા તેને થઇ આવી. તેને બાળક જોઇતું હતું. તેને માતા બનવું હતું. તુમુલ વરસાદના પ્રવાહે નદીના જળમાં જે ઘેલછા આવે છે એવા જ કોઇ ન રોકી શકાય જેવા આવેગથી વિમળાનું અંતર ફાટફાટ થઇ ગયું. બાળકનો ગલીપચી કરતો સુંવાળો સ્પર્શ અનુભવવા તે વ્યાકુળ બની ઊઠી. આ અદમ્ય આવેશ આગળ વિમળા લાચાર, પરવશ બની ગઇ. માતૃત્વની પ્રબળ ઝંખના આગળ તે નિરુપાય બની ગઇ.

મધુના બાળકને ગોદમાં લેવા, તેને રમાડવા તેણે પ્રયત્ન કર્યો, પણ વિમળાના સ્પર્શથી યે જાણે બાળક દૂષિત થતું હોય, જાણે એના રંગના ડાઘ લાગી જવાનો ભય હોય એમ કોઇએ એને બાળકનો સ્પર્શ પણ ન કરવા દીધો.

આ પ્રબળ ઝંખનાને વિમળા ન રોકી શકી, એના સ્ત્રીત્વ પર એણે વિજય મેળવ્યો હતો, પણ જગત સમસ્તને ખોળે સમાવવા ઇચ્છતો આ સના-તન માતૃભાવ એને રોમેરોમથી સાદ દઇ ગયો. એને અંતરનાં ઊંડાણો સુધી હલાવી ગયો. સર્જ-નની અમિત ભૂખ એને અણુએ અણુમાં જાગી ઊઠી...મા...મા...મા ! વિમળા હારી ગઇ.

રાત્રિના બાર થયા હતા. ઘરમાં કોઇ જાગતું ન હતું. માત્ર વિમળા જ પથારીમાં બેચેનીથી જાગતી પડી હતી. ધબક...ધબક......રાત્રિની શાંતિમાં સ્પષ્ટ સાંભળી શકાય એટલા જોરથી એ શ્વાસોચ્છ્વાસ લઇ રહી હતી.

ઝડપથી નિર્ણય કરી તે ઊઠી, કપડાં ઠીક કર્યાં ને ચોર પગલે ચાલી. ઓસરી અને એક ઓરડો વટાવી તે એક દાદર પાસે આવીને અટકી. આ દાદર પર તે એક જ વાર ચઢી હતી. માત્ર એક જ વાર. એ દાદરને પગથિયે ફરી પગ ન દેવાની એને સૂચના કરવામાં આવી હતી. આજે એ બધું ભાન ભૂલીને વિમળા ફરી એ દાદરનાં પગથિયાં ચઢી રહી હતી. કોઇ એને સાદ દઇ રહ્યું હતું.

દાદર ચઢી. તેણે શયનખંડમાં પ્રવેશ કર્યો. મોહન, મધુ અને બાળક ત્રણે ઊંઘતાં હતાં. ચોરની જેમ વિમળા થોડી ક્ષણો સ્થિર ઊભી રહી. બહારથી ચન્દ્રનાં કિરણો બરાબર બાળકના મુખ પર પડતાં હતાં. વિમળાનું હૃદય ઘેલું બની નાચી ઊઠયું. તે આગળ વધી.

એના પગરવથી મોહન જાગી ગયો, પથારીમાં બેઠા થઇ તેણે આંખો ચોળીને પૂછયુંઃ 'કોણ ?'





ખમચાઈને વિમળા ઊભી રહી ગઈ. મોહને તેને ઓળખીને વિસ્મિત થઈ પૂછ્યું: 'તું ? અહીં કેમ આવી છો ?' ગુસ્સાથી એ પથારીમાંથી ઊભો થઈ ગયો.

તદ્દન સ્વાભાવિકતાથી, સંપૂર્ણ અધિકારથી કહેતી હોય તેમ વિમળા બોલી: 'મને બાળક જોઈએ છે.'

ન સમજતો હોય તેમ મોહન ઘડીભર અવાક્ ઊભો રહ્યો: 'શું જોઈએ છે ?

ને પછી સમજાયું હોય તેમ તિરસ્કારથી બોલ્યો: 'શરમ નથી આવતી ? તું એક છો એટલું જ બસ છે, તારા જેવા તારા બાળકને દુનિયામાં લાવી શું કરવું છે ? જા, જતી રહે.'

વીંછીનો ડંખ થતો હોય એવી વેદના વિમળાને થઈ આવી. અસુન્દર સ્ત્રીને માતા થવાનો ય અધિકાર નહિ ? અસુન્દરતા માતૃત્વની યે આડે આવે ? એને આંખે અંધારાં આવ્યાં. મોહને એનું કાંડું પકડીને દદાર બતાવ્યો: 'જા, ફરી કદી અહીં પગ મૂકીશ નહિ.'

દાદરે પર પગ મૂકતાં એનું શરીર લથડ્યું. ઊર્મિ–આવેશના ઉત્તુંગ શિખરેથી નિરાશાની અતલ ખાઈમાં પટકાઈ પડતી હોય તેમ એ દાદર પરથી લથડીને નીચે પડી. એના અંગેઅંગે મૂઢ માર વાગ્યો હતો છતાં એ ન થોભી. આંગણામાં આવી તેણે ડેલીનું બાર ખોલ્યું ને બહાર નીકળી ગઈ. ક્યાં જાય છે તેના ભાન વિના તેના પગે ચાલ્યા જ કર્યું. અર્ધ બેભાન દશામાં તે ચાલ્યે જ ગઈ ને નદીકિનારે જઈ પહોંચી.

એકાદશીનો ચન્દ્ર આકાશમાંથી શીતળતા રેલાવતો હતો. બધે નીરવ સૂમસામ હતું. ભેખડ પર બેસીને તેણે નીચે નદીમાં જોયું. ચંદ્રના પ્રકાશમાં જળની સપાટી આરસી જેવી સ્વચ્છ લાગતી હતી. વિમળાએ પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોયું. એ પ્રતિબિંબનો આકાર કેવો સુન્દર હતો ? ત્યાં શ્યામતા યે ન હતી અને કુરૂપતા પણ ન હતી. કેવું મોહક, રળિયામણું સ્વરૂપ ! એને ભેટવા માગતી હોય એમ વિમળાએ ભેખડ પરથી પડતું મૂક્યું.

*

જ્યારે આંખો ખોલી ત્યારે વિમળાને લાગ્યું કે એ કોઈ બીજી જ દુનિયામાં હતી. કોઈનો સુંવાળો હાથ એના મસ્તકે ફરતો હતો. પથારી પણ કેવી મુલાયમ અને શીતળ હતી ! તેણે આંખ ખેંચીને વધુ જોવા પ્રયત્ન કર્યો. બહાર લીલાંછમ વૃક્ષો ઉપર ફળ અને ફૂલ લચી રહ્યાં હતાં. ઉપર પંખીઓ કલ્લોલતાં હતાં. 'હું ક્યાં છું ?' તેને પ્રશ્ન થયો. મૃત્યુ પછીની આ કઈ સુખદ દશા હતી ? પણ આહ, માથામાં આ દર્દ શાનું ? તેણે આંખો બંધ કરી દીધી. તેણે પડખું ફરવાનો પ્રયત્ન કર્યો, પણ કોઈ એના હલનચલનને કોમળ હાથે રોકી રહ્યું હતું.

'હું ક્યાં છું ?' એનાથી અધીરતાથી પુછાઈ જવાયું.

'તારે ઘેર, બેટા.' બાજુમાંથી કોઈએ ઉત્તર આપ્યો.

દર્દ થતું હતું, છતાં જોર કરી વિમળા પથારીમાં બેઠી થઈ ગઈ ને ચારેબાજુ નજર કરી. સ્થળ કોઈ નવીન હતું અને તે પોતે ? હાથ ઊંચો કરીને તેણે પોતાના હાથ સામું જોયું. હાય ! એનો એ અસુન્દર દેહ ! મૃત્યુની વેદનામાંથી પસાર થવા છતાં ય એ રંગ ન જાય ! તે પછડાઈને પથારીમાં પડી. તેને ભાન થયું કે તે હજી આ દુઃખમય દુનિયામાં જ હતી. એની આંખમાં પાણી છલકાયાં.

નદીમાં તણાયે જતી વિમળાને બચાવીને કોઈ એવે સ્થળે મૂકી ગયું હતું કે જ્યાં દુઃખી, દર્દી, અનાથ સહુને સ્થાન મળતું, જ્યાં સહુની સેવા થતી, જ્યાં પંથભૂલ્યાંને ફરી જીવનનો નવો રાહ બતાવવામાં આવતો. એનું નામ હતું સેવાશ્રમ. સેવાશ્રમના ધીર, ગંભીર વૃદ્ધ સંચાલક સતત વિમળાની શુશ્રૂષામાં ખડા હતા.

'મારે મરી જવું હતું, ઓહ ! મને શા માટે બચાવી ? મારે આ દુઃખી જીવનથી છૂટવું હતું ! મને કોણે બચાવી ?' બાળકની જેમ વિમળાએ

ખુલ્લે મોંએ આક્રન્દ કર્યું.

'ઇશ્વરે તને ઉગારી, બેટા સહુ દુઃખિયાંનો બેલી ઇશ્વર જ છે.' બાજુમાં બેસીને કોઇ ધીર ગંભીર સ્વરે તેને સાંત્વન દેતું હતું.

વિમળાએ એ તરફ જોવાની દરકારે ય ન કરી. તે તો રડયા જ કરી: 'મારે મરી જવું છે, મને મરી જવા દો. મને શા માટે ઉગારી ?' આંખોનાં આંસુ છલકાઇને એની પથારીને પલાળી રહ્યાં.

રડી રડીને થાકીને વિમળા ઊંઘી ગઇ. ફરી જાગી ત્યારે ય એનો એ જ પ્રશ્ન ને રુદન ચાલુ થયાં: 'મારે મરી જવું હતું, મારે આ દુનિયાથી છૂટવું હતું, મને મરી જવા દો.'

પેલો ધીર, ગંભીર ને વત્સલ વૃદ્ધ પુરુષ ત્યાં જ બેસી રહ્યો હતો. વિમળાને શાંત પડવા એ સમજાવી રહ્યો હતો. એના અવાજમાં કેવી શાંતિ હતી ! કેવી મધુરતા હતી ! ચંદનના લેપ જેવી કેવી શીતળતા હતી ! બધાં એને બાપુ કહીને બોલાવતાં. વિમળાએ પણ એ સંબોધન ગ્રહી લીધું, બાળકની જેમ એ કરગર્યા કરી: 'બાપુ, મને મરી જવા દો, મારે નથી જીવવું.'

કાળજીભરી સારવાર અને પ્રેમાળ શુશ્રૂષાથી વિમળાને મનની શાંતિ આપવાનો એ પ્રયત્ન હતો. વિમળાના જીવનના અંતરતમ્ મર્મભાગો છેદાઇ ગયા હતા, ન રુઝાય એવા ત્યાં વ્રણ પડયા હતા. કોઇ એ ઘાવોને રીઝવવા મમતાથી, પ્રેમથી વાત્સલ્યથી મથી રહ્યું હતું.

પણ વિમળાને જીવવું ન હતું. રડતે રાગે એણે એની દર્દભરી જીવનકથની કહી. છેક જન્મથી માંડીને કેવી અવહેલના, તિરસ્કાર અને અપમાન સહ્યાં હતાં એ વર્ણવ્યું ને મોતની માગણી કરી: 'હું જીવવાને લાયક નથી, બીજે જન્મે હું સુન્દર બનીને અવતરીશ, સુન્દર બાળકોની માતા થઇશ, મને મરી જવા દો બાપુ.' તે કરગરી.

એના જીવનનું રહસ્ય પામતો હોય એવી પ્રસન્નતા વૃદ્ધના મુખ પર છવાઇ ગઈ. વિમળાની જીદ, આગ્રહ, કશું સાંભળવાની અનિચ્છા છતાં એના કાનમાં એણે સંજીવની જેવા શબ્દો રેડયા જ કર્યા: 'બેટા, સુન્દર અને અસુન્દર તો દેહ છે, માનવીનું દિલ તો સ્વચ્છ અરીસો છે, દિલ તો હંમેશાં સુન્દર જ હોય છે, મા ! પ્રેમ કરવાનો અને પામવાનો સૌને અધિકાર છે.'

વિમળા મૂંગી પડી રહીને આ શબ્દો સાંભળી રહેતી. પણ એની તેના પર બહુ અસર ન હતી. હાથતાળી આપીને છટકી ગયેલા મૃત્યુને તે પાછું મેળવવા માગતી હતી.

સહેજ બેઠા થવાની શક્તિ આવી કે પેલા વૃદ્ધ પુરુષે પૂછયું: 'વિમળા, બેટા, જરા ચાલી શકશે ? તને હું ફરવા લઇ જાઉં.'

વિમળા ઊઠી વૃદ્ધનો ટેકો લઈ તે ઊભી થઇ ને ચાલવા શીખતી હોય એમ ડગલાં ભર્યાં. એ કયાં છે એની હજી તેને પૂરી સમજ નહોતી પડી.

વિમળાએ ચારે બાજુ જોવા માંડયું. કેટલાં બધાં માણસો આ જગ્યામાં વસતાં હતાં ? છુટાં છુટાં મકાનોની વચ્ચેના ચોગાનમાં વિશાળ વૃક્ષો ઊભાં હતાં. દૂરના ભાગમાં પગ છૂટો કરવા છોડેલાં વાછરડાં કૂદતાં હતાં. એક જગ્યાએથી બાળકો સમૂહમાં ગીત ગાતાં હોય એવો અવાજ આવતો હતો.

'બાપુ હું કયાં છું ? આ બધું શું છે ? વિમળાએ પ્રથમ વાર જ પોતાની આસપાસના વાતાવરણમાં રસ લેવા પ્રયત્ન કર્યો.

'ઇશ્વરના ધામમાં બેટા, જ્યાં દુઃખી, દર્દી, નિરાધાર, અનાથ સહુને સ્થાન મળે છે.'

તેઓ એક મકાનમાં આવી પહોંચ્યાં. કેટલાં બધાં પારણાં ! આખો ખંડ પારણાંથી ભર્યો હતો. સ્વચ્છ સફેદ વસ્ત્રાધારી સ્ત્રીઓ આ બાળકોની પરિચર્યામાં રોકાયેલી હતી. 'આટલાં બધાં બાળકો કોનાં છે ?'

'ઇશ્વરનાં બેટા, જેમનું કોઇ નથી તેમનો ઇશ્વર. તું માને તો એ બધાં તારાં.'

વિમળા આશ્ચર્યથી પોતાના તરફ જોઇ રહી. આટલાં બધાં બાળકો ? એ બધાં પોતાનાં થઇ શકે ?

ન માનતી હોય તેમ એ આગળ ચાલી. બે-ચાર પારણાં પર નમીને એણે જોયું. તાજાં જન્મેલાંથી માંડીને વર્ષ સુધીનાં બાળકો જાણે બધું સમજતાં હોય તેમ આંખો મટમટાવી રહ્યાં હતાં.

એ ખૂંડ વટાવી તેઓ આગળ ચાલ્યાં. વૃદ્ધે કહ્યું: 'આ બધાં બાળકો મા વિનાનાં છે, અનાથ છે, બધાં એની મા માટે ઝંખે છે. વિમળા, તું એ બધાંની માતા થઇશ?'

બીજા ખંડમાં બે વર્ષથી મોટી ઉંમરના બાળકો હતાં. વૃદ્ધને પ્રવેશતો જોઇ સૌ તેની તરફ ફર્યાં. 'બાપુ, કોન આવ્યું થે ?' કાલા કાલા શબ્દોમાં તેમણે પૂછ્યું.

'મા આવી છે, બેટા, તમારી મા આવી છે.' વૃદ્ધે ગદ્‌ગદ સ્વરે કહ્યું. એની આંખમાં આંસુ આવ્યાં.

'મા! મા! મા!' બાળકો વિમળાને ઘેરી વળ્યાં.

પરમ સુખનો ભાર સહન ન થતો હોય તેમ વિમળાએ આંખો મીંચી. પ્રેમથી, વાત્સલ્યથી હૃદય ફાટી જતું હોય તેમ તેણે ઘેલીની જેમ એમને ગોદમાં લઇ લીધાં, એમના પર વહાલાંભર્યાં ચુંબનોનો વરસાદ વરસાવી મૂક્યો.

નારીજીવનનું પરમ સાફલ્ય આજે એને પ્રાપ્ત થયું હતું.

કેટલાક વિષયો એવા છે જે માત્ર તર્ક કે દલીલથી નથી સમજાવી શકાતા; જો લાંબા કાળના સંસ્કાર-પ્રભાવથી મુક્ત થઇ, વિશુદ્ધ વિચારણા દ્વારા બુદ્ધિની કલુષિતતા દૂર ન કરીએ તો. આપણે ત્યાં માણસને સદાકાળ કંઇ નહિ ને કંઇ મનના ફાંસલામાં બલિદાનના પશુની જેમ બાંધી રાખવામાં આવ્યો છે. એમાંથી છૂટવું મૂશ્કેલ છે, પરંતુ મનની ગુલામી ગયા વિના માણસને સાચોસાચો પિછાનવો, જીવનને યથાર્થ દૃષ્ટિએ નિહાળવું સંભવિત નથી. એક વ્યકિત હવે જીવંત નથી એથી કરીને બીજી એક વ્યકિતનું જીવન શૂન્ય બની જાય એ તમને વાજબી લાગે છે? તમને કોણે કહ્યું કે, દુઃખ-શોક માનવીના જીવનને વ્યર્થ બનાવી દે છે? દુઃખથી જીવન વ્યર્થ તો એનું બને છે જેઓ અસહાયભાવે દુઃખ પાસે પોતાનું સમર્પણ કરે છે. અને એમાં જ ગૌરવ માને છે. શોકને સદાયે શોક બનાવી રાખી પોતાને એ સ્થળે જ જીવન્ત સમાધિ લેવી એ આપણે ત્યાં સતીત્વ કહેવાય છે. પળવારની એક સ્મૃતિને શબ્દડંકા વગાડી અક્ષય બનાવવી, અને એ કારણે જ આ આનંદમય પૃથ્વી તરફથી મોં ફેરવી લઇ જો ઘરનાં બારણાં બંધ કરો તો એમાં શું ગૌરવ છે! તમે માનો છો કે એ એક બહુ મોટો ત્યાગ છે, પણ શાને માટે એ ત્યાગ? ત્યાગનો મહિમા ત્યારે જ છે જ્યારે એ જીવનને કાજે ઉત્સર્ગિત હોય. મૃત્યુના અંધકારને જીવનમાં ગાઢ કરી મૂકવો, સંસારનાં દુઃખ, વેદના પાસે નિરાશ્રય ભાવે આત્મસમર્પણ કરવું અતિશય શોભાવિહોણું છે.

માણસને કોઇક સ્થળે Screw up કરી-જડી રાખી ત્યાં જ એનું જીવન પૂરું કરી દેવાનો ઉદ્દેશ વિધાતાનો નથી. વાંસના અવરોધોમાંથી યે જેમ વાંસળી વાગે છે, તે જ રીતે દુઃખ-તાપના દાહ વચ્ચેથીયે સૂર ખેંચતાં-વગાડતાં રહેવું પડશે...સંસારનો પથ પુષ્પ-વેર્યો નથી. એમાં તો ડગલે ડગલે કાંટા છે. એ કંટકા-કીર્ણ (કાંટા-પાથર્યાં) પથ પરથી જ હસતે વદને આનંદિત મુખડે ચાલવું પડશે, એમાં જ માણસની કસોટી છે. વેદનાને અનુભવમાં વણવી પડશે, અમ્લતાને માધુર્યમાં પલટાવવી પડશે. જીવનમાં દુઃખ મેળવવું પણ એક અતિ જરૂરી વાત છે. એ દુઃસહ તાપના અનુભવમાં જ ઓળખાણ થાય છે અન્તરતમ નિત્ય 'હું' સાથે...તદુપરાંત જરા નિહાળીને જુઓ. આજે આ જગતમાં શું શું થઇ રહ્યું છે તે. એ દુઃસહ દુઃખના દક્ષ-યજ્ઞ પાસે તમારાં વ્યકિતગત સુખ-દુઃખ શું તદ્દન તુચ્છ નથી બની જતાં? ...જેની સાથે મારો સ્નેહ યોગ્ય છે એની પાસે હું એ આત્મવિજયી સાધનાની આશા રાખું છું.

# લોકસાગરને તીરે તીરે

પરિવ્રાજક

## [૧] મંદિરની મોકાણ!

ગઇ સાલે નવા સ્થાપેલા કેળવણી મંડળ માટે બેસતા વર્ષને સુપ્રભાતે વિદ્યાદાન ઉઘરાવવા અમે ગામમાં નીકળ્યા હતા. એ વર્ષે કરેલા ખર્ચનો હિસાબ અને કેળવણી અંગેની માહિતી આપતો રિપોર્ટ અમે આ ધનતેરસને દિવસે છપાવીને દાન આપનારાઓને અગાઉથી વહેંચ્યો હતો, જેથી દાન લેવા જઇએ ત્યારે ભૂમિકા તૈયાર થઇ રહી હોય.

ગઇ સાલ, અમે નહિ ધારેલી એવી સારી રકમ મંગુભાઇએ આપી હતી. તમાકુના વેપારમાં એ સારું કમાયા હતા. ગામમાં મોટું મકાન બંધાવ્યું હતું. દિવાળી ઉપર એ શહેરમાંથી વતનમાં દશ દિવસ રહેવા આવતા એટલે દાન લેવા જવાનો અમને મોકો પણ મળતો. આ વરસે ક્યાંથી શરૂઆત કરીશું. એમ વિચારતાં અમારામાંના એકે સૂચન કર્યું કે, મંગુભાઇ પાસે ચાલો. ગઇ સાલ દાઢ સારી ગળી થઇ હતી એટલે અમે ચારેય જણ સંમત થયા. ગયા.

મંગુભાઇ કહે, 'તમને એક પાઇ આપવા જેવી નથી. કેળવણીનું નામ દઇને લેઇ જાઓ છો અને વાપરો છો મંદિરમાં. અમારા તરફે કેશુભાઇ બોલી ઊઠ્યા: 'અરે એવું તે હોતું હશે? ખર્ચનો હિસાબ તો અમે રિપોર્ટમાં છાપીને બહાર પાડ્યો છે.'

મંગુભાઇ: 'તમારા રિપોર્ટમાં જ એ મંદિરમાં ખર્ચ કર્યાનું વાંચ્યું છે !'

અમે ચારે ય જણ સામસામી ડોળા ફાડી ઘડીભર જોઇ રહ્યા.

મંગુભાઇ ઊભા થતાં બોલ્યા: 'લ્યો ને એ રિપોર્ટ લાવીને તમને બતાવું.'

અમારી થેલીમાં રિપોર્ટની નકલો હતી એટલે કેશુભાઇએ કહ્યું: 'તમારે ઊઠવાની જરૂર નથી, હું રિપોર્ટ તમને આપું છું.'

આવક વ્યયના સરવૈયામાંથી ઉધાર બાજુ રૂપિયા ૧૨૧૫–૧૦–૦ કરેલ ખર્ચની એક રકમ ઉપર આંગળી મૂકી અમારી સામે ધરતાં મંગુભાઇ બોલ્યા: 'જુઓ, કેવડી મોટી રકમ મંદિર પાછળ તમે ખર્ચી છે.'

અમારી ચારેયની આંખો તે રકમ સામે મંડાઇ. હતું–રૂપિયા ૧૨૧૫–૧૦–૦ સરસ્વતી બાલમંદિર ખાતે ખર્ચ !

બિચારા મંગુભાઇએ બાલશાળાના 'સરસ્વતી બાલમંદિર' ને હિન્દુ ધર્મનું એકાદ દેવળ માની લીધું હતું !

## [૨] કપાસિયા સ્થગિત કર્યા !

વડોદરાના જવાબદાર રાજ્યતંત્રના પ્રધાનમંડળના અમલમાં પણ અમલ ગાયકવાડી જ ચાલતો લાગે છે. ગયે મહિને કપાસિયા સ્થગિત કરવાનો હુકમ એક સાથે રાજ્યમાં થયો હતો. તા. ૨૦–૧૦–૪૮ના રોજ...ગામે શું બન્યું તે નીચે આપું છું.

કપાસિયા સ્થગિત કરવા......માં મુખી સાથે એક સરકારી અમલદાર એક વખારે ગયો. દુકાન બંધ હતી. વેપારીને બોલાવવાને અમલદાર–મુખી વિચાર કરે છે ત્યાં સામેથી વેપારી આવતો દેખાયો. મુખીની સાથે એક માણસ હતો તે એને જોતાં સામો ગયો. આંખના ઇશારામાં વાત સમજાવી દીધી. પાછા વળી જવા સૂચન કર્યું. અમલદાર કંઇ વેપારીને દીઠયે ઓળખતો ન હતો એટલે તે પાછો વળી જાય તો બને તેમ હતું. વેપારીએ કહ્યું–એ તો મને ફોડી લેતાં આવડે છે.

વેપારી નજીક આવ્યો. મુખીએ ઓળખાણ પાડ્યું. અમલદારે વખાર ખોલવા કહ્યું: વેપારી કહે: 'મારી પાસે ચાવીઓ નથી. બૈરી બહાર ગામ ગઇ છે તે સાથે લેઇ ગઇ છે. બપોર પછી આવશે ત્યારે ઉઘાડી શકાશે.'

દુકાનની ચાવીઓ બૈરી બહાર ગામ જાય ત્યારે સાથે લેઇ જાય. તે રાંડ ગાંડી પણ રાંડનાં લૂગડાં ય ગાંડાં જેવી વાત અમલદાર સાહેબે સ્વીકારી લીધી. સ્વીકારી લીધી તો લીધી પણ બીજા ઉપાય તરીકે





તાળું તોડવું પડશે તેમ નવો રસ્તો પણ ન સૂચવ્યો.

એ જવા દેઇએ, પણ વેપારી પોતાની હાજરી વગર વખાર ન ખોલી શકે તે માટે છેલ્લા રસ્તા તરીકે સરકારી સીલ મારવું જોઇએ તે પણ એ અમલદારને ન સૂઝયું કે સૂઝયું હોય તો તેમ જાણીને ન કર્યું.

વેપારીએ પોતાને ત્યાં સાહેબને લઇ જઇને ચાપાણી કરવાનો આગ્રહ કર્યો. અમલદારે તે ન સ્વીકાર્યો, પણ મુખીના આગ્રહને વશ થયા અને મુખી સાથે ચાપાણી કરવા એ વખારનું સ્થળ છોડીને ગયા.

પરિણામ જે આવવું જોઇએ તે આવ્યું. સરકારે કપાસિયા સ્થગિત કરવાનો હુકમ કર્યો ત્યારે વેપારીએ તે અદ્ધર કર્યો. વખાર ઉઘાડીને ચપોચપ ગુણો ઊંચકાવી લેઇ બીજે સ્થળે છુપાવી દીધી !

વૈરી ચાનીઓ લેઇને પરગામથી આવી ત્યારે વખારમાં કપાસિયાની ગુણો સ્થગિત કરવાની રહી જ ન હતી !

## [૩] સાહેબની પત્નીની સુવાવડ

કામ પ્રસંગે.....ગયો હતો. આપણે આપણા સ્નેહીઓ, સગાઓને ત્યાં જતા હોઇએ છીએ ત્યારે પાડોશીઓ સાથે પણ પરિચયમાં આવીએ છીએ, એ રીતે ત્યાંના પાડોશી કેવળભાઈના હું પરિચયમાં આવ્યો હતો. ધંધે તલાટી હતા, અને પછાત કોમના હતા. ગરીબ અને ભલા માણસ હતા.

એમને સૂકાઇ ગયેલા જોઇ મેં પૂછ્યું. 'કેમ કંઇ શરીર લથડી ગયું છે ?'

કેવળભાઇ જેમનો તેમનો જવાબ આપીને વિદાય થયા. મને એમના શરીર ઉપરનો ફેર જેમ ચોખ્ખો દેખાયો તેમ વર્તનમાં પણ દેખાયો. પૂરો જવાબ આપ્યા વગર આમ ચાલ્યા જાય તેવા કેવળભાઇ ન હતા.

મેં મારા યજમાનને પૂછ્યું: 'કેમ કંઇ કેવળભાઇ સાવ બદલાઇ ગયેલા લાગે છે ?'

યજમાને કહ્યું: 'એ તો બિચારા અર્ધા મગજના અસ્થિર બની ગયા જેવા થઇ ગયા છે.'

હું ચોંકયો ! પૂછ્યું: 'એવું શું બની ગયું ?'

યજમાનઃ 'આપણે કહીએ છીએ સ્વરાજ્ય આવ્યું, પણ મને તો કયાં ય એનાં દર્શન થતાં નથી. ગોરા પ્રધાનોને બદલે દેશી પ્રધાનો આવ્યા એટલું જ. બાકી તંત્ર એનું એ છે. અમલદારશાહી એની એ છે. એ અમલદારશાહીએ જ કેવળભાઇની આ દશા કરી મૂકી.'

હું સાંભળી રહ્યો.

'......સાહેબની પત્નીને સુવાવડ આવી. એમના સ્થળે પ્રસૂતિગૃહની વ્યવસ્થા નહિ, અને આ ગામે સ્ત્રીઓનું સારામાં સારું દવાખાનું એટલે મોંકાણ મંડાઇ કેવળભાઇની. સાહેબે પ્રસૂતિ માટે અહીં સરકારી બંગલે પત્નીને મોકલી આપી......અમલદારને ભલામણ કરી કે એમને જે ચીજભાવ જોઇએ તે લાવી આપજો. અમલદારોને તો જીભથી જ કામ, હાથપગ હલાવનારા બિચારા કેવળભાઇ જેવા. અહીંના અમલદારે એ કામ કેવળભાઇને સોંપ્યું એટલે સાહેબનાં પત્નીની કામગીરી આવી એમની ઉપર. બજારમાંથી કેવળભાઇએ જે જોઇએ તે ચીજભાવ લાવી આપવા માંડી. મોટા અમલદારનાં પત્ની એટલે એમનું ખર્ચ પણ એ પ્રમાણે જ હોય ને. પ્રસૂતિ સુખરૂપ પતી ગઇ. કામ પતી ગયું.'

યજમાન અટકયા. મને ધીરજ ન રહી. બોલી ઊઠ્યોઃ 'શું એનું બિલ સાહેબે ન આપ્યું અ[ને] કેવળભાઇને એ રકમ માથે પડી ?'

યજમાન હસ્યા. બોલ્યા: 'એ બધું કહું છું ધીરજ રાખો. વખત બદલાયો છે એટલે સાવ એ[વું] અંધેર તો કેમ ચાલે, પણ પૂરતી જાગૃતિ આ[વી] નથી. એ સાહેબે તો આવીને અહીંના સ્થાનિ[ક] સાહેબને, જેમને એમણે કામ સોંપેલું તેમને બિ[લ] માટે પૂછ્યું. એ સાહેબે બિલ જણાવ્યું, તેમાં મો[ટું] બિલ અનાજનું અને એવું લગભગ રૂપિયા ૨૦૦–૨[૫]નું બાકી રહેતું હતું. કેવળભાઇએ પોતા[ના] સાહેબના ધ્યાન ઉપર એ આણ્યું. એમના સાં[ભળવામાં]



માંડી વાળતાં કહ્યું, એ તો થઇ રહેશે. તારે એની શી ચિંતા છે! અને અધૂરા બિલનો ચેક મોટા સાહેબે, જે એમને ટહી તેટલી રકમનો લખી આપ્યો.'

યજમાન અટક્યા. હું બોલ્યો: 'પછી ?'

'પછી શું ? બંને સાહેબોની બદલી થઇ ગઇ. અને એ રકમ પડી માથે કેવળભાઇને. વેપારીએ તો કેરળભાઇને આપેલું એટલે એમને જ જવાબ આપ્યે છૂટકો. ગરીબ માણસ, ટૂંકી નોકરી અને આ મોંઘવારી, એને એ રકમ મોટી આફત થઇ પડી. એણે નાણાં ચૂકવી દીધાં પણ ગરીબાઇને લીધે એ બોજો સહેવાતો નથી અને પછાત વર્ગના દબાયેલા સંસ્કારને લીધે સાહેબ પાસે માગી શકતો નથી. અને એ બે ભીંસમાં તે આવો થઇ ગયો છે!'

## [૪] મારે માથે મીંડું મૂકે તેવો

મારા દૂરના સંબંધી રણછોડભાઇ એક અઢાર–વીસ વર્ષના છોકરાને લેઇને મારે ઘેર આવ્યા. સામ સામી ખુશી આનંદના સમાચાર પતાવી લીધા પછી મેં કહ્યું: 'બોલો, બીજું કંઇ કામકાજ.'

એ એમની લાક્ષણિક ઢબે બોલ્યા: 'સમજી જાવને, કામ વગર કોઇ કંઇ રેશનીંગના જમાનામાં મહેમાની કરવા ઓછું આવે ?'

મેં હસીને જવાબ વાળ્યો: 'એ તો હું સમજી ગયેલો જ છું. મારાથી બને એવું કામ હશે તો જરૂર કરીશ.'

એમણે કહ્યું: 'બને એવું કામ તો રસ્તે જનારો પણ કરે છે. ન બને એવું કામ છે માટે તો હું જાતે આવ્યો છું.'

સાંભળ્યા વગર હવે બીજો ઉપાય ન હતો એટલે મેં કહ્યું: 'બોલો.'

રણછોડભાઇ: 'આ મારા સાળાનો છોકરો છે. ભણવામાં જરા ઠોઠ છે. ફાઇનલ પાસ થયો હોત તો નિશાળબિશાળમાં ઘાલી દેત પણ ત્રીજીમાંથી જ આગળ ડગ ના માંડયું એટલે શું કરાવવું ? ગઇ કાલે મારો સાળો કહે કે વોર્ડમાં એક ભંગી મુકાદમની જગા ખાલી છે, વગ કરીને જો ઘાલી દેવાય તો. મને થયું એ તો તમે સહેજે કરી શકો સારા કામમાં ઢીલ શી કરવી ? જાતે એને લેઇને જ આવ્યો.'

મેં કહ્યું: 'મુકાદમમાં વધારે ભણતરની જરૂર નહિ એ સાચું, પણ છતાં ગુજરાતી પૂરું ન કર્યું હોય તે તો કેમ ચાલે ?'

રણછોડભાઇ: 'એમાં શું ચાલવાનું હતું ? જ્યાં ત્યાં ભંગડાંની હાજરી પૂરવાની એટલે એમનાં નામ લખતાં આવડવું જોઇએ કે બીજું ? એમાં શું વેદ ભણાવાના હતા ?'

મેં કહ્યું: 'ભંગી સાથે કામ લેનારમાં ભણતર કરતાં આવડત વધારે જોઇએ છીએ. એમાં આવા છોકરાઓ ન ચાલે.'

રણછોડભાઇ: 'ચાલે કે ન ચાલે એ મારે નથી જાણવું. આને દાખલ કરો એટલું જ મારે જાણવું છે. કહો તો એ નામો લખી દેખાડે.'

હું ના કહેતો રહ્યો અને તેમણે એની પાસે પોતાનું નામ લખવાનું કહ્યું. એ ભણ્યો ન હતો છતાં પેન અને કાગળ ખિસ્સામાં હતા જ. એને લખતાં જરા વાર થઇ એટલે મેં કુતૂહલ ખાતર પ્રથમ જોયું. રણછોડભાઇને બદલે એણે રંછોડભાઇ લખ્યું હતું.

મેં કહ્યું: 'તારા ફૂઆને બતાવ'

રણછોડભાઇ એમ કંઇ હાર કબૂલે તેવા ન હતા. હસીને મને કહે: 'મારે માથે પ મીંડું મૂકે તેવો છે, પછી એથી કેટલો હોશિયાર તમારે માણસ જોઇએ !'

હું ખડખડ હસી પડયો.

## [૫] કોલસાની ચોરી

સાંજે ફરવા જાઉં છું ત્યારે રેલ્વે યાર્ડમાં જે દશ્ય અવાર નવાર જોવા મળે છે તેથી દુઃખ થાય છે. થાય છે કે કંદોઇની છોડી મીઠાઇની ભૂકરી





ચોરે એના જેવું આ દૃશ્ય કેટલું કરુણ છે ! કેટલું પતન છે ! કેટલા કુસંસ્કાર છે !

ખેડૂતો ખેતરમાં રહે છે. ગુજરાતની ઝાડખીડની સારી વનસ્પતિ વચ્ચે જીવે છે. છતા એ ચોરી કરે છે કોલસાની ! બળતણ માટે ખેતરમાં રહેતાં ખેડૂતનાં છોકરાં-બૈરાં ચોરી કરે એ ચિત્ર અતિ કરુણ છે.

રેલ્વે યાર્ડમા છૂટેલાં ગૂડઝનાં વેગનમાં કોલસા હોય છે તે ધોળે દિવસે જતાં આવતાં ખેડૂત બાળકો સ્ત્રી ચોરે છે. ડબ્બામાંથી નીચે પડેલા ઊઠાવે ત્યાં સુધી ચોરીને કંઇ મર્યાદા છે એમ લાગે છે. પરંતુ સવારસાંજ દૂધ રેડીને શહેરમાંથી પાછાં વળતાં બૈરાં જ્યારે કોલસાનો ડબ્બો જુએ છે ત્યારે, ગોળનું ગાડું મળ્યું હોય તેમ તેની ઉપર તૂટી પડે છે. એક બે સ્ત્રીઓ કાછડો મારીને ઝાડ ઉપર ફળ ઉતારવા ચડી જાય તેમ ડબ્બા ઉપર ચડી જાય છે. અને કોલસાની રગશો નીચે નાખવા માંડે છે. સૌ સ્ત્રીઓ પછી કોલસા માથે મૂકીને હલકારી જાય છે. એક વખત તો એક કાઠીનું વેગન આવ્યું હતું તેમાંથી આ રીતે રીતસર ધોળે દહાડે લાકડાં નીચે નંખાતાં હતાં !

એક વખત તો રેલ્વેનો પોલીસ દૂર આ બધું જોઇ રહ્યો હતો એમ પણ નજરે જોયું ! ચાલતી ગાડીએ એન્જિનના ફાયરમેનને કોલસા નીચે નાખતો જોયો !

રેલ્વેના કોલસા ચોરાય છે એમાં નવાઇ ન હતી. રેલ્વેમાં થતી ઘાલમેલ જાણીતી છે પરંતુ જે દુઃખ થતું હતું તે એ કે કુદરતની વચ્ચે વસેલાં ખેડૂત સ્ત્રી-બાળકો એને આંગણે બળતણ પડયાં છે છતાં કાપવાની આળસને ખાતર લાકડાંની ચોરી કરે છે ! કંદોઇની છોકરી મીઠાઇની ભૂકરી ચોરે ! ખેડૂતને રોટલા અને ખીચડી પકાવવા બળતણ પણ કેટલું જોઇએ ? છતાં આટલી ઓછી જરૂરિયાતની ચીજની એ ચોરી કરે છે ? પણ ગઇ કાલે માલૂમ પડયું કે એ કેવળ બળતણ ખાતર જ ચોરી કરે છે એવું નહિ. એનો બીજો પણ ઉપયોગ કરે છે.

સવારમાં ઊંઘતો હતો અને ઘરમાં રેલ્વેના કોલસા સળગાવ્યા હોય તેવી ધૂણીની વાસ આવી. મેં પથારીમાં બેઠા થતાં પૂછ્યું: 'શું સળગાવ્યું છે આ ?'

શ્રીમતીએ કહ્યું: 'ગઇ કાલે રેલ્વેના કોલસા લીધા હતા તે સળગાવ્યા છે.'

મેં પૂછ્યું: 'કયાંથી લીધા ?'

શ્રીમતી: 'ચિમનભાઇને ત્યાં એ કોલસા વપરાય છે. કાન્તાબહેન કહેતાં હતાં કે એની ગરમી બહુ છે. ફક્ત સળગાવતાં સુધી મુશ્કેલી છે. બાકી સસ્તા પણ સારા પડે છે. એક સ્ત્રી એમને ત્યાં સિમેન્ટની કોથળીમાં લાવે છે. આઠ આના લે છે. બહુ સસ્તા પડે છે. મેં અખતરો કરવા કાલે એક ગુણ લીધા હતા!'

મેં કહ્યું: 'ચોરીનો માલ સસ્તો તો મળે, પણ એ ન લેવાય.'

શ્રીમતી: 'એ ચોરીનો માલ છે?'

હું: 'ત્યારે શું રેલવેના કોલસાનો એ બાઈ વેપાર કરે છે? હું ફરવા જાઉં છું ત્યારે અવારનવાર ચોરી કરતાં એમને જોઉં છું.'

શ્રીમતી: 'રેલ્વેવાળા' એમને ચોરી કરતાં પકડતા કેમ નથી?'

હું શું જવાબ આપું. મારી આંખ સામે આવા કેટલાય દૃશ્યો તરવરતા હતા.

'મનને જે સાચું લાગે એ સાચી વસ્તુ લખવાથી જ સારું સર્જન સર્જી શકાય છે, વણી વણીને વાતો લખવાથી એમ નથી થતું. ઉપરની રીતે જે કંઈ લખશો તે સદાયે ગૂંચી રહેશે.' **રવીન્દ્ર-વાણી**

# ઢીંગલી

વિ. સ. ખાંડેકર : અનુ૦ જયન્તકુમાર

બારણું ઉઘાડીને ઑપરેશનરૂમમાંથી ડૉક્ટર વિશ્વનાથ બહાર વરંડામાં આવ્યા. તેમને ખૂબ આશ્ચર્ય થયું. વરસાદ મુશળધાર પડતો હતો. આકાશમાં વીજળી ચમકતી હતી. તેમણે ઘડિયાળ તરફ જોયું, સવા નવ ! એટલે બરોબર ત્રણ કલાક સુધી પોતે ઑપરેશનરૂમમાં હતા. તેટલા વખતમાં વરસાદ શરૂ ક્યારે થયો અને તે ક્યારે ધીમો પડ્યો તેની પોતાને ખબર સુધ્ધાં પડી નહીં ! આખી દુનિયાને જ જાણે કે ભૂલી ગયા હતા. પોતાની સામેનાં ટેબલ પરનો એ સાડાત્રણ હાથનો નિશ્ચેષ્ટ દેહ—એ કરોડપતિ શેઠ દુનિયાને જોઇએ, પોતાના આ ઑપરેશને સંપૂર્ણ સફળતા મેળવવી જ જોઇએ એટલી જ ખબર એ ત્રણ કલાક સુધી પોતાને હતી. જીવન અને મૃત્યુ તેનાં શરીર સાથે ભૂલ ભૂલામણીની રમત રમતા હતા. કીર્તિ અને અપકીર્તિ, ઐશ્વર્ય અને સામાન્યત્વની પોતાના મનમાં જ હરીફાઇ ચાલી હતી. મુંબઇનાં બે ત્રણ મોટા મોટા ડૉક્ટરોએ હવે ઑપરેશનનો કશો ઉપયોગ નથી એમ કહીને છોડી દીધેલો આ કેસ-પોતાની કીર્તિને ઝાંખપ ન આવે એમ સમજીને મોટા મોટા સર્જનોએ દૂર રાખેલ આ કેસ-પોતે હિંમતપૂર્વક હાથમાં લીધો અને ઑપરેશન સફળ થયું. હવે....

ડૉક્ટર કઠેરા પાસે આવીને ઊભા રહ્યા. પોતાના ઊંડા હૃદયનું પ્રતિબિંબ જ જાણે કે બહારની દુનિયામાં પડયું છે એવો તેમને ભાસ થયો. સપસપ્-રપરપ્ પડતો વરસાદ તદ્દન ધીમે ધીમે ચાબુકનાં ફટકા જેવો લાગતો, નિશાળમાં જવાનું શરૂ કર્યા પછી પોતાનાં બુટ ખડ્ખડ્ પછાડતા ચાલતા પોલીસની ટૂકડી જેવો લાગતો વરસાદ—અત્યારે તે જોતા જોતા મોટી અને વિચિત્ર કલ્પના તેના મનમાં આવી. કોઇક જાણે રૂપિયાનાં મોટા મોટા ઢગલા ભડો ભડ ગણીને આકાશમાંથી નીચે ફેંકી દે છે...

વચ્ચે જ ઝબુક કરતી વીજળી ચમકી. ડૉક્ટર પોતાને જ હસ્યા. તેમને લાગ્યું કે પોતે મોટા ડૉક્ટર જ કેમ, મહાન કવિ પણ થઇ શકે ! વિશ્વનાં મહાકવિઓએ કાળા ભમ્મર વાદળાંને અને કડડાટ કરનાર વીજળીને અનેક સુંદર સુંદર ઉપમા દીધી હશે પણ સર્જનનાં હાથમાંનાં તીક્ષ્ણ લેન્સેટની ઉપમા તો ફક્ત......

કોઇકનાં પગલાંનો અવાજ તેમનાં કાન પર પડયો. તેમણે વળીને જોયું. તેમનાં મદદનીશ ડૉ. દેશપાંડે હસતા હસતા તેમની પાસે આવીને ઊભા રહ્યા.

"કેમ દેશપાંડે, દરદી શું કહે છે ?"

"બધું જ બરોબર છે. આ એક કેસે આપનું નામ...હું આખીરાત અહીં જ છું ! આપને હવે ઘેર જવામાં કશી હરકત નથી."

અત્યારે ક્યાંથી વિશ્વનાથને ઘરની યાદ આવી ? બપોરે વાસંતીને 'આજ એક ખૂબ મહત્ત્વનું ઑપરેશન છે.' એટલું જ કહ્યું હતું. પોતાના ગૂંચવાયેલા મનની સ્થિતિ તેને જણાવા દીધી નહોતી. હવે આ બધું પોતે તેને કહેશે એટલે પોતાનું ધીમું સ્મિત કરતી તે બોલશે: 'સારું થયું ! ઘરમાં એક જ મોટર હોવાથી મને ખૂબ તકલીફ પડતી! ક્યાંક સભામાં જવું હોય, સીનેમામાં જવું હોય, મહિલા-મંડળમાં જવું હોય ત્યારે ફોન કરીને તમારી પાસેથી ગાડી મંગાવવી પડતી. આ કરોડપતિ શેઠને તમે બચાવ્યા એવું કાલે જ્યાં ત્યાં બોલાશે એટલે તમારી પ્રેક્ટિસ બમણી-તમણી થશે. પછી મને પણ જુદી મોટર મળશે. આ સમાનતાનો જમાનો છે ને ? એટલે પતિને મોટર હોય તો પત્નીને પણ મળવી જ જોઇએ ! કેમ ?'

હૉસ્પીટલમાંની પોતાની-રૂમ તરફ વિશ્વનાથ જાય કે વાસંતીનો ચિરપરિચિત મધુર કિલકિલાટ સંભળાય જ ! તેના મનમાં થયું —બે બાળકો થયા છે એટલે જ વાસંતીને માતા કહી શકાય ! બાકી ખરેખર તો એ હજુ નાની છોકરી જ છે ! નાની છોકરીને રમવા માટે રોજ નવી ઢીંગલી જોઇએ, એ ઢીંગલીને નવાંનવાં કપડાં જોઇએ. સાદા ન ચાલે. તદ્દન રેશમનાં અથવા જરીનાં જ જોઇએ. તેથી જ વાસંતી છે તેને......

રૂમમાં પગ મૂકતાં જ વિશ્વનાથની નજર સામેની આરામ ખુરશી તરફ ગઈ. પોતાનું શરીર

કલાકો સુધી ઊભા રહેવાને કારણે ખૂબ જ થાકી ગયું છે એની ખબર અત્યારે તેને ક્યાંથી પડી ? ઘેર જવાનું મોડું તો થયું હતું જ; પણ પાંચ મિનિટ આરામ ખુરશીમાં પડી આંખો બંધ કરીને થોડું ધૂમ્રપાન કરવું, સરહદ પર લડવા મોકલેલ સૈનિકની જેમ પોતાનાં શરીરની અને મનની સ્થિતિ થયેલ છે, તેને હવે થોડો આરામ આપવો એવું તેના મનમાં થયું

આરામ ખુરશીમાં શરીર ટેકવીને તેમણે સિગાર સળગાવી. ઠંડા થઇ ગયેલા શરીરને ગરમાગરમ પાણીથી જેવી રીતે શાતા વળે છે એવું જ એ ધૂમ્રપાનથી તેમને લાગ્યું. તેની મીંચાયેલી આંખો આગળ મોટમોટા મનોરથો ઝડપથી આવવા લાગ્યા. પોતાનો જયપ્રકાશ પૂરા ચાર વરસનો થયેલ છે તે જ મુંબઇનો મહાન ડોક્ટર બનશે ! તે મોટો થાય ત્યાં સુધી પોતે ખૂબ પૈસા મેળવશે, આખી દુનિયાનું ડૉકટરી શિક્ષણ મેળવીને તે હિંદનો પહેલા નંબરનો ડૉકટર થાય એવું પોતે કરશે ! અને પોતાની નાનકડી અરુણા—એ દોઢ વરસની છોકરીને...

એટલામાં ટેલીફોનની ઘંટડી ખણખણી ઊઠી. કપાળ પર કડચલી પડતા વિશ્વનાથની આંખો ઊઘડી. કોઇ દરદી બરદી તો નહીં હોય ને, એવું તેમના મનમાં થયું. પણ તરત જ પોતાના આ તર્કને તે હસ્યા. દરદી હોત તો તેણે ઘેર ફોન કર્યો હોત ! નવ વાગ્યા પછી પોતે હૉસ્પિટલમાં નથી હોતા એની બધાને ખબર છે. ફોન પાસે જઇને તેમણે રિસીવર ઉપાડીને કાન આગળ ધર્યું. તેમાંનો અવાજ સાંભળતા જ તે બોલ્યા. "ખરેખર વાસંતી, તું આગલા જન્મે કોકિલા હોઇશ !"

"કંઇ એટલી બધી હું કાળી નથી !' વાસંતી હસતી હસતી બોલી.

"તારા અવાજ માટે હું તો કહેતો હતો ! રંગ બાબત નહી. યંત્રમાંથી પણ—"

"એ બધું જવા દો. હમણાં ને હમણાં જ ઘેર આવો હં ! જમવા માટે મહેમાન આવવાનાં છે."

'હા, ખૂબ મોટા મહેમાન !'

'મોટા ?'

'મોટા ? અરે ખૂબ મોટા ! ઓળખો જોઉં, કોણ હશે એ ? જોઇએ તો આપણે શરત લગાવીએ ! તમારી દરેક ભૂલનાં તમારે પાંચ રૂપિયા મને આપવા અને તમે બરોબર ઓળખશો તો હું તમને—'

'તું શું આપીશ મને ?'

'તમને કલ્પના કરતાં પણ ન આવડે એવી વાત —'

'ગુલ બંકાવલીનું ફૂલ ?'

'હા, હા ! તેમાંનું જ એક ફૂલ હં ! તમારી મિત્ર—'

'મારે કોઈ મિત્રબિત્ર જ નથી !'

તમે મુંબઇનાં ડૉક્ટર થઇને બિચારીને ભૂલી ગયા હશો ! પણ તે કંઇ તમને ભૂલી નથી. તમને તે એક વચનમાં જ બોલાવે છે. તેનું નામ કહું છું હં ! તો પણ ઓળખાણ પડે છે કે નહીં ! 'દુર્ગા બર્વે !'

'દુર્ગા બર્વે !' ડૉક્ટરના મોંમાંથી એકદમ ઉદ્દગાર નીકળી પડયો. તે ઉચ્ચારતી વખતે પોતાનો અવાજ ક્ષણભર કેવો બદલાઈ ગયો એનું તેમને પોતાને જ આશ્ચર્ય થયું.

જેવી રીતે દરેક માણસ મૂળથી જ થોડા ઘણા કવિ તો હોય છે જ. તેવી રીતે દરેક માણસ એક નાનકડો નટ પણ હોય છે. તેના અંતકરણને એકાદ વાત સંભળાઇ કે તરત જ તેની કાવ્ય સંવેદના પળવાર તો જાગી જ જાય છે. તેના અભિનયની શક્તિ પણ એવી જ ઉત્કટ પળે પ્રગટ થાય છે. ડૉકટરનું પણ અત્યારે એવું જ થયું હતું. એકાદ જૂના સ્નેહી ઘણા દિવસો પછી મળે ત્યારે રંગભૂમિ પરના નટ જેમ પ્રેમ, આશ્ચર્ય અને કુતૂહલથી સંપૂર્ણ એવો ઉદ્દગાર કાઢે, તેમ દુર્ગા બર્વે એ નામ કાનપર પડતાં જ તેના મોંમાંથી એ બે શબ્દોનો મોટો ભાવપૂર્ણ ઉચ્ચાર થયો હતો.

એ સ્તબ્ધ રહ્યા. પણ વાસંતીનો કિલકિલાટ

તમારા આ દુર્ગાબાઇને મેં સાડાનવે જમવા બોલાવ્યા છે. હમણાં તે આવશે પણ ખરા. ચાલો જલદી નીકળો ! મને તમારી સાથે ગપ્પાં મારવાનો અત્યારે સમય નથી !"

ડોકટરે ફોન નીચે મૂકયો. પણ એ ત્યાં જ ઊભા રહ્યા. જલદી કપડાં પહેરીને તુરત નીચે જઇ મોટરમાં બેસી જવાની સ્વાભાવિક ઇચ્છા બાજુ પર રહી અને દુર્ગા અત્યારે કેવીક દેખાતી હશે, તે આટલા દિવસો કયાં હતી, અત્યારે શું કરે છે, તેનાં લગન બગન...એવા અનેક વિચાર અંધારી ઓરડીમાં અહીંથી તહીં ઊડનારા ચામાચીડિયા પ્રમાણે ફડફડ કરવા લાગ્યા. કયારેક પણ નાનપણમાં સાંભળેલા એકાદ મનગમતા ગાયનનાં સૂર ખૂબ દિવસો પછી અચાનક કાન પર પડે અને માણસનું મન એ સ્વરલહરીમાં ડોલાવનાર મધુર સ્મરણથી બહાવરું બની જાય, એ સૂરની મોહકતા જણાય પણ એ ગીતનાં શબ્દો જ ફકત સ્પષ્ટ યાદ ન આવે એવી તેનાં મનની સ્થિતિ થઇ.

વરસાદ ચાલુ જ હતો.. ભરતી વખતે દરિયાનું એક મોટું મોજું આવીને કિનારા પર અથડાય ન અથડાય ત્યાં જ તેની પાછળ તેનાં કરતાં પણ મોટું મોજું નાચતું, હસતું દોડતું આવે છે. વરસાદ પણ બરોબર એવો જ પડતો હતો. જાણે કે આકાશમાંનાં અદૃશ્ય જળસાગરમાં ભરતી આવી હતી અને નીચે પડનારી પ્રત્યેક ધારા એ સમુદ્રની ભરતીનું એક એક મોજું હતી. રસ્તા પર જ્યાં ત્યાં પાણી પાણી થઇ ગયું હતું. મોટર પાસેથી જાય તો શરીર પર કાદવ ઉડાડે એ બીકે માણસો તરત બાજુ પર થઇ જતા. મોટરની બન્ને બાજુના કાચ પરથી ટપકતા પાણીનાં ટીપાં ઝવેરીની દુકાનમાં પ્રદર્શન માટે ગોઠવેલાં વિવિધ આકારનાં મોતીનાં દાગીના જેવાં દેખાતાં હતાં. રોજ ઘેર પાછા ફરતી વખતે આવા બારીક દૃશ્યો તરફ વિશ્વનાથનું ધ્યાન ખસૂસ જતું. પણ આજ તેમાંની એક પણ વાતે તેનું ધ્યાન એક પળવાર પણ ખેંચ્યું નહીં. ગાડીનાં પાછળનાં ભાગમાં બાજુનાં ખૂણામાં પડીને તે એકીટશે સામે જોતા હતા. ડ્રાયવર સામેના કાચ પર આવતું પાણી વારંવાર લૂછાતું જતું હતું પોતાના મન પર ચડેલી વિસ્મૃતિઓ પણ આવી જ રીતે લૂછાતી જતી હતી. એમ તેમને લાગ્યું. હા,ના કરતા કરતા તો બાર–ચૌદ વરસ પહેલાંનો સમય તેની આંખો સામે સ્પષ્ટ ઊભો રહ્યો. તે દિવસ....

એ દિવસે પોતે દુર્ગાને પહેલીવાર જોઇ. શિયાળાના એ દિવસો હતા ! સવારમાં ઘરની અગાશી ઉપર કોમળ, મજાનો તડકો ખાતા પોતે બેઠા હતા. એવામાં દૂરથી ઘોંઘાટ સંભળાવા લાગ્યો. ધીમે ધીમે તે નજીક આવ્યો. કશાકનું એ સરઘસ હતું ! તે ટોળું પોતાના ઘર પાસે આવવા લાગ્યું. એ છોકરીઓનું સરઘસ હતું, અભ્યાસ સિવાય બીજા વિષયમાં પોતે કદી પણ ધ્યાન આપેલ ન હોવાથી એ સરઘસ શા માટે નીકળ્યું છે એની કેમે કરી પોતાને કલ્પના કરતા યે ન આવડી. 'વંદેમાતરમ્' 'મહાત્મા ગાંધી કી જય,' 'સૈતાની સરકારનો બહિષ્કાર કરો' વગેરે અવાજો જ ફકત સ્પષ્ટ રીતે સંભળાતા હતા. સરઘસ પોતાના ઘર આગળ આવ્યું ન આવ્યું ત્યાં જ પોલિસે તેને અટકાવ્યું. પોલિસ એ છોકરીઓને આગળ વધવા દે નહીં અને છોકરીઓ કોઇ પણ હિસાબે પાછી જવા તૈયાર નહોતી ! તેમની આગેવાન થયેલ પંદરેક વરસની એક છોકરી નિડરતાથી પોલિસ અધિકારીને કહેવા લાગી, 'તમે લાઠીમાર શરૂ કરશો તો પણ અમે અહીંથી એક તસુભર પણ પાછા હઠીશું નહીં.' એ અધિકારી પણ બિચારો મૂંઝાયો. એ છોકરીએ અભિમાનપૂર્વક ચારે બાજુ જોયું. તેનો ચહેરો પોતાની દૃષ્ટિએ પડયો. એ આંખોની એ વખતની ચમક, એ વ્યવસ્થિત કેશ કલાપ—બપોર સુધી બધી છોકરીઓ તડકામા રસ્તાપર બેઠી હતી. હાથમાં ઝંડો લઇને સરઘસને મોખરે વટથી ઊભી રહેલી એ છોકરીનો ગોરો ગોરો ચહેરો લાલઘૂમ થઇ ગયો. તેના મોં પરથી પરસેવાનાં રેલા ચાલવા લાગ્યા. પણ તેણે





પોતાની જગ્યા છોડી નહીં. એ દિવસે કેટલીયે વખત પોતે તે છોકરી તરફ કુતૂહલપૂર્વક જોયા જ કર્યું.

તે ફરી પોતાને એક સંમેલનમાં દેખાઇ ! મે મહિનામાં પૂનામાં ભરાનાર લેખકોનું એક નાનકડુ એવું એ સંમેલન હતું. કોઇક ઓળખીતાએ પોતાને એક ટિકિટ વળગાડી હોવાથી પોતે એ સંમેલનમાં ગયા હતા. દુર્ગાએ તે દિવસે એક ભાવગીત ગાયું. તેનો કંઠ તો એવો સુંદર હતો ! તે પોતે પણ કવિતા કરે છે એવું લાગ્યું. સભાએ તેને પોતાની કવિતા ગાવાનો ખૂબ આગ્રહ કરી જોયો પણ તે પૂનાના શ્રોતાઓને સુદ્ધાં તેણે દાદ દીધી નહીં !

પછી તો તરત જ દુર્ગાના ભાઇની અને પોતાની ઓળખાણ થઇ—ખૂબ નિકટનો પરિચય થયો. તેની સાથે એક બે વખત દુર્ગા પોતાના ઘેર પણ આવી. એક દિવસ તે 'એક જ પ્યાલા' નાટકની ત્રણ ટિકિટ લઇ આવ્યો. પણ એ જ દિવસે સાંજે કંઇ કામ માટે તેને અચાનક બહારગામ જવું પડયું. તેથી એ રાત્રે પોતે બે જ નાટક જોવા ગયા. નાટકનો ત્રીજો અંક પૂરો થવા આવ્યો. સિંધુએ સુધાકરનાં પગે હાથ અડાડયો, કોઇની પાસેથી કોડી પણ ન લેવાનાં તેણે સોગંદ લીધા, પડદો પડયો. પ્રેક્ષકોમાંનાં ઘણાંએ આંખો લૂછી, ફક્ત દુર્ગા જ મોટેથી હસતી હસતી બોલી, "આ સિંધુની જગ્યાએ હું હોત તો શું કર્યું હોત કહું ?'

મેં કહ્યું, "ઘર છોડીને ચાલી ગઇ હોત ?"

એ હસતી હસતી બોલી, "અં હં ! ઘરમાંથી પાણીની ગાગર ભરી ભરી લાવીને એ પતિદેવનાં માથા પર ઢોળી હોત !" ખુરશીને પકડી રાખીને બેસેલા નજીકનાં બે ચાર પ્રેક્ષકો આ સાંભળીને હોઠમાં જ 'હસ્યા.' પણ દુર્ગાનું ત્યાં ધ્યાન જ ન હતું., એ આગળ બોલી, "સ્ત્રીનું હૃદય હું સમજું છું ! પ્રેમ અને ભકિત એ ખૂબ ઉચ્ચ ભાવના છે એ પણ હું સમજુ છું. પણ આવી અંધ ભકિત સ્વપ્નમાં આપેલું વચન પાળવું, બેભાન બનેલા દારૂડિયાનાં પગને હાથ અડાડીને સોગંદ ખાવા ! એ કયા મુલકની નીતી અને ભકિત ?"

ચોથો અંક શરૂ થયો ત્યાં સુધી તે આવું જ કંઇક ખૂબ ખૂબ બોલતી હતી. પણ પોતાનું ધ્યાન તેનાં બોલવા તરફ નહોતુ. બોલતાં બોલતાં તેનાં એ કાળા ભમ્મર વિશાળ ડોળામાંથી ચમકી જનાર વિલક્ષણ તેજ—તેનો એ લાંબો—ગોરો ચહેરો, વાળ તરફ ધ્યાન આપ્યું ન હોય છતાં કાળા ગૂંચળિયાળા અને લાંબા કેશગુંફનથી તે ચહેરાને મળેલી અપૂર્વ આકર્ષકતા...

દુર્ગા માટેનું પોતાનું આ આકર્ષણ પછી તો એક બે વર્ષ સુધી ધીમે ધીમે વધવા લાગ્યું. રજાઓમાં પોતે મુંબઇથી પૂના આવે કે બન્ને ખૂબ દૂર દૂર ફરવા જતા હતા. એ વખતે જર્મનીની નવી નવી દવાઓની માહિતી પોતે તેને કહી હતી. લુઇ પાશ્ચર અને માદામ કયુરીનાં ચરિત્રમાં પોતે તેને સાથે લઇને એવા તો એકરૂપ થઇ જતા. દુર્ગા પણ આવે વખતે એકાદ સુંદર વાકય બોલી નાખતી ! એક દિવસ એ બોલી હતી, "આપણે આવી જ રીતે આખી જિંદગી સુધી આગળ ને આગળ ચાલતા ગયા તો કયાં પહોંચીશું? ક્ષિતિજ પર !" ખાસ્સી ચાર માઇલની રખડપટ્ટી પછી તે કયાંક પણ બેસી જતી ! અને પછી પોતાનાં મધુર ખુલ્લા અવાજથી કોઇક પણ કવિતાની વચ્ચેની જ કડી ગાવાની તેને ઊર્મિ આવી જતી ! આખું ગીત ગાવાનો તેને કંટાળો આવતો. એવી જ કોઇક કવિતા હજુ પોતાને યાદ હતી.

બેતાલીસનાં મે મહિનામાં મુંબઇમાં પ્રેકિટસ શરૂ કરવાનો નિશ્ચય કરીને પોતે પૂના ગયા. બીજા દિવસે દુર્ગા અને પોતે ખૂબ દૂર ફરવા ગયા; પણ તાપ જરા ધીમો પડતા આકાશમાં એકદમ અંધારું વ્યાપ્યું. વાત વાતમાં તો મુશળધાર વરસાદ શરૂ થયો.

દોડતા જઇને નજીકનાં કોઇ પણ ઝૂંપડામાં આશ્રય લેવો એવું પોતે સૂચવ્યું. ત્યાં તો દુર્ગા હસતી હસતી બોલી, "વિશ્વનાથ, આ અંગ્રેજી રાજ્યે તો તમને પુરુષોને પણ નાજુક કરી મૂકયા

છે ! ફક્ત નાજુક જ નહીં પણ તદ્દન ક્ષુદ્ર ! બાથરૂમમાં જઇને શૉવરબાથ લેતા ચાર ચાર કલાક સુધી નાટક-સિનેમાનાં ગીતો ગાતા બેસી રહો ખરા ! પણ કુદરતના આ વિશાળ સ્નાનગૃહમાં ઉપરથી ઇંદ્ર તમારા પર મુશળધાર ધારા છોડે કે દરમાં પેસનાર ઉંદર જેમ તમે ઘરમાં જઇને ગોંધાઇ રહો છો ! જુઓ તો ખરા કે આમાં કેવો આનંદ આવે છે ! મને તો સંસ્કૃત પણ સારું આવડતું નથી ! નહિંતર અત્યારે હું વેદમાંના પર્જન્યસુક્ત ખૂબ મોટેથી ગાવા લાગી પડું."

તે દિવસે પોતે બન્ને અક્ષરશઃ નિતરતા જ ઘેર આવ્યા. પોતાનો નવો સુટ ખરાબ થયેલો એટલે પોતે થોડા ચિડાઇ ગયેલ હતા; પણ દુર્ગા તો ખૂબ આનંદમાં હતી. તે બોલી. "આમ ત્યાં શું જુએ છે વિશ્વનાથ ? મારા તરફ તો જરા જો ! વરસાદમાં પ્રિયતમને મળવા માટે નીકળેલી વસંતસેનાનું પાત્ર હું બાલગાંધર્વ કરતાં પણ સારું ભજવી શકું એવું નાટક કોઇ કરે તો તું ચારુદત્ત થઇશ ને !"

અમે એકબીજાની તદ્દન નજીક આવ્યા હતા. આજ નહીં તો કાલ અમારા લગ્ન થવાનાં એમ બન્ને પક્ષનાં માણસોને લાગવા માંડ્યું. પોતાને પણ એમ જ લાગતું હતું, પણ બેંતાલીસનો ઑગસ્ટ આવ્યો. દુર્ગાએ તે પૂરમાં ફદકો માર્યો. પછી બે ત્રણ મહિને અચાનક તે પોતાની પાસે આવી. "તું ચળવળમાં કશી પણ મદદ કરતો નથી !" એમ કહેતી તે પોતાને જેમ આવે તેમ મોટેથી બોલવા લાગી. ડૉક્ટર થઇને પોતે ધંધાની શરૂઆત કરે ન કરે ત્યાં તો આવી ભયંકર ચળવળ સાથે સંબંધ રાખી શકે ? ના ! તે તો અશક્ય હતું. પોતાનો બચાવ કરવા માટે ચળવળ વિરુદ્ધ બોલાય તેટલું પોતે બોલેલ. પહેલી જ વખતની બન્ને માટે આ તકરાર હતી, પણ એ ખૂબ દુ ખદ થઇ પડી. દુર્ગા વધારે બહુ ન બોલતાં ત્યાંથી ચાલતી થઇ ગઇ.

તે પછી પોતાને તે એક જ વખત દેખાઇ. તે ભૂગર્ભવાસી પ્રવૃત્તિઓમાં હતી. એને પકડી લાવવા માટે સરકારે ઇનામ કાઢ્યું હતું. તેનાં શૌર્યની, સાહસોની, મુત્સદ્દીપણાની, પુરુષનો વેષ પહેરીને પોલીસને થાપ આપવાની વગેરે અનેક સાચી જૂઠી વાતો લોકમાં ફેલાતી હતી. એક દિવસ મધરાતે તે અચાનક પોતાની પાસે આવી. પોલીસ તેની પાછળ પડી હતી. રાત પૂરતો તેને આશ્રય જોઇતો હતો. તેનાથી બરોબર ઊભું રહેવાતું નહોતું. ઓરડામાં લઇ જઇને સૂવાડવા માટે પોતે તેનો હાથ પકડ્યો. ....કેવો આંચકો લાગ્યો પોતાને ! એ તાવથી ધગધગી ગઇ હતી. તેને દવા આપીને પોતે સૂવડાવી. સવારમાં તે ક્યારે ઊઠી કોને ખબર ! પોતે જાગ્યા તે પણ તેનાં હોઠનાં સ્પર્શથી ! પોતાનાં કપાળ પર તેણે તેનાં હોઠ અડકાડ્યા હતા. એ સ્પર્શથી પોતાનું આખું શરીર પુલકિત થયું. મનમાં થયું કે આમ ઊઠીને તેને પાસે ખેંચીને—

પણ એ જ ઘડીએ તે હસતી હસતી બોલી, "વિશ્વનાથ! તેં 'વિરહતરંગ' કાવ્ય વાંચ્યું નથી ! તેની છેવટમાં નાયિકા સૂતેલા નાયકને જગાડવા માટે તેને બચ્ચી ભરે છે એવું કવિએ વર્ણન કરેલું છે. મેં પણ અત્યારે એ જ કર્યું. હજુ સુધી તું ઊંઘે છે ! જાગ ઊઠને, હવે તો જાગ !" એટલું બોલી ને તેણે એવી તો વિચિત્ર દૃષ્ટિથી પોતાનાં તરફ જોયું ....

પોતે હજુ પથારીમાંથી ઊભા થાય તે પહેલાં તો તે ચાલતી પણ થઇ ગઇ. તાવનાં ઘેનમાં જ તેણે આ બધું કર્યું નો નહીં હોય ને! એવી પોતાને શંકા આવી. પણ...

એ પછી ફરી પોતાને તે કદી જ મળી નથી. પછી તો ભૂગર્ભવાસીઓએ પ્રગટ થઇને સરકાર કરે તે સજા ખુશીથી ભોગવવી એવી ગાંધીજીએ સલાહ આપી. એ વખતે તે જેલમાં ગઇ એવું પોતે વાંચેલ. પછી બધા રાજકીય કેદીઓ છૂટ્યા ત્યારે તે પણ જેલ બહાર આવી. એ પછી...

× × ×

વિશ્વનાથે આંખો ઉઘાડીને ચમકીને જોયું.





ડ્રાયવર અદબપૂર્વક 'સાહેબ,સાહેબ' એવી બૂમ મારતો હતો. વરસાદ અટકયો હતો. તેમણે ડાબી બાજુનાં કાચમાંથી જોયું, ગાડી તેમના જ બંગલા સામે ઊભી હતી. બંગલાના દરવાજામાં વાસંતી ખૂબ બની ઠનીને તેમનાં સ્વાગત માટે તૈયાર થઇ રહેલી દેખાઇ.

વાસંતીએ ફકત પોતાની જાતને જ સજી નહોતી. બંગલાની બેઠકનું નાનું દીવાનખાનું અને રસોડું પણ તેણે ખૂબ પ્રયત્નપૂર્વક સજાયું હતું. આ બધો ઠાઠમાઠ જોઇને વિશ્વનાથે હસીને કહ્યું, "આજ તને કોઇ જોવા કરવા આવવાનું છે કે શું ?"

જરા ચિડાઇને વાસંતીએ ઉત્તર આપ્યો, "હાં, તમારા પેલાં દુર્ગાબાઇ !"

તેના આ બોલવાનો અર્થ તેને બરોબર સમજાયો નહીં. ફકત વાસંતીની નાજુક રેખાવાળી આકૃતિ તરફ જોતાં તેને મનમાં થયું, 'દુર્ગા આટલી કંઇ ખાસ સુંદર નથી. પેલી ચળવળમાં પડવાની તેને બુદ્ધિ સૂઝી ન હોત તો–વાસંતી જેવી સુંદર પત્ની પોતાને કદી મળી શકી ન હોત ! જીવનનાં એક સદ્દ્ભાગ્યને પોતે ચૂકયા હોત.'

દુર્ગાની અને વાસંતીની બપોરે મહિલામંડળમાં અચાનક મુલાકાત થઇ હતી. એવું બન્યું કે મંડળમાં જે સન્નારીનું વ્યાખ્યાન ગોઠવેલું હતું તેમનાં ઘેર મહેમાન આવવાને લીધે આવવાના સમયે તેમણે ના કહેવડાવી એટલે મંત્રીએ કોઇપણ સારું કામ કરનાર એક સ્ત્રીને પ્રસંગ સાચવવા માટે ઊભી કરી. એ સ્ત્રીએ આ બધી ભેગી થયેલ શ્રીમંત સ્ત્રીઓની પોતાના વ્યાખ્યાનમાં ટીકા કરી. ખાસ કરીને વ્યાખ્યાન પહેલાં જ કાન પર પડેલા 'અમે તુરતમાં જ બીજી મોટર લેવાના છીએ' એ વાંસતીનાં વાકયની મશ્કરી કરીને તેણે ભરસભામાં અપમાન કર્યું. સભા પૂરી થયા પછી કોઇએ વાસંતી એ તો ડાકટર વિશ્વનાથની પત્ની છે એવું તેણે સાંભળતાં જ તે જરા બદલાઇ ગઇ. "તમારા પતિદેવને મળવા માટે એક દિવસ હું આવવાની છું!" એવું તે ખૂબ ઉલ્લાસપૂર્વક બોલી. તેને ચીડવવા માટે તરત જ વાસંતીએ તે જ રાત્રે જમવા આવવાનું તેને આમંત્રણ આપ્યું.

આ બધી હકીકત જ્યારે વિશ્વનાથને જણાઇ ત્યારે અત્યારના ઠાઠમાઠની તેને સમજણ પડી.

વાસંતીને સંતોષવા માટે તે બોલ્યા, "એ દુર્ગાનું બોલેલું તું મનમાં ન લવીશ. નાનપણથી જ તે એવી છે ! એમાં વળી દેશભકત બની ! પછી બાકી શું રહ્યું ? અરે, એક દિવસ એક પ્રોફેસર કંઇક શિક્ષણ વિશે સુધારા માટે એક સરકારી અધિકારીને બે વાત સમજાવીને કહેવા લાગ્યા: એ મૂર્ખાએ સાંભળી લેવાને બદલે એ અધિકારીએ તેને શું જવાબ આપેલો ખબર છે ? કહે કે, 'તમે એકાદ વખત જેલમાં જઇ આવ્યા છો ખરા? દેશને માટે અમે છાતી પર બંદૂકની ગોળીઓ ઝીલતા હતા ત્યારે તમે આરામખુરશીમાં ચોપડી વાંચતા પડયા હતા અમારી ભૂલો કાઢવાનો તમને શો હક છે ?' આ દુર્ગાએ પણ એ જ વલણ લીધું હશે ! ફકત તેનામાં થોડો ફરક પડયો હશે તો પણ કુંગળીનાં ભજીયા તેને પહેલાનાં જેટલાં જ ભાવતાં હોવાં જોઇએ એવી મારી ખાતરી છે."

તેનાં આ છેવટનાં શબ્દો સાંભળતાં જ વાસંતી એકદમ ચમકીને બોલી ઊઠી, "અરે, પણ આ મને ફોન પરથી તો કહેવું હતું તો—"

વિશ્વનાથ હસીને બોલ્યા, "હું હૉસ્પીટલમાં કામ કરું છું, ભજીયાવાળાની દુકાનમાં નહીં !"

વાસંતી ઉતાવળે ઉતાવળે અંદર જતાં જતાં બોલી, "આખી પુરુષજાત હંમેશાં આવી જ હોય છે ! નાની નાની વાતોમાં તેમને સમજ જ ન પડે. તમે ફકત મોટા મોટા ઓપરેશન કરી જાણો, પણ કુંગળી સમારવા તમને બેસાડ્યા કે તરત જ હાથ કાપી બેસો !"

વિશ્વનાથે સામેનાં ઘડિયાળ તરફ જોયું. પોણાદસ થવા આવ્યા હતા. હમણાં–બીજી જ ઘડીએ દુર્ગા આવશે એ કલ્પનાએ તેનું મન એકદમ અસ્વસ્થ થયું. આ અસ્વસ્થતાનું કારણ તેમને બરોબર સમજાયું નહીં ! એ ફકત ઉત્સુકતા નહોતી;



પોતાની છાતીના અસ્પષ્ટ ધબકારા સાંભળીને તો તેને પોતાને જ નવાઇ લાગી. એ આતુરતા એકાંતમાં સંકેત સ્થળે પ્રિયતમાને મળવા જનાર પ્રિયજનના હૃદયની નહોતી, પરીક્ષાખંડમાં જવાનો સમય આવે ત્યારે વિદ્યાર્થીની છાતી જેવી રીતે ધડકતી હોય છે એવું જ કંઇક તેને લાગતું હતું ! દુર્ગા અત્યારે કેવી દેખાતી હશે, તે પોતાને કયા કયા પ્રશ્નો પૂછશે, બન્નેની પહેલાંની અસ્ફૂટ પ્રેમની યાદ તેનાં મનમાં જાગશે, કે તેને પૂછ્યા વિના પોતે વાસંતી સાથે લગ્ન કર્યાં એટલે તે પોતાની સાથે પારકાની જેમ વર્તશે—એક બે નહીં, અનેક વિચાર...

દરવાજા પરની ઘંટડી રણકી ઊઠી. નોકરની પહેલાં જ વિશ્વનાથ બારણા પાસે ગયા. થરથરતા હાથે તેમણે બારણું ઊઘાડ્યું, સામે જોયું. દુર્ગા ? ના ? બીજી જ કોઇક પ્રૌઢ સ્ત્રી હતી એ તો ! તેમણે ફરી બરોબર નીરખીને જોયું.

હસતી હસતી અંદર આવીને દુર્ગા બોલી, "આમ ગાંડાની માફક શું જોઇ રહ્યો છે વિશ્વનાથ? એટલી બધી શું હું બદલાઇ ગઇ છું?"

"એટલી ?" એટલો જ આશ્ચર્યજનક શબ્દ વિશ્વનાથનાં મોંમાંથી બહાર નીકળ્યો: ગુલાબની ડાળ પર ડોલનારું ફૂલ કેટલું જલદી ચીમળાઇ જાય છે એવી કંઇક કલ્પના એકદમ તેમનાં મનમાં આવી ગઇ. તેમણે ફરી તેનાં તરફ નજર કરી જોયું. તેનો કેશકલાપ અત્યારે પહેલાંનાં જેવો વિપુલ અને આકર્ષક દેખાતો નહોતો. અને—અરે બાપરે ! એક, બે, ત્રણ, ચાર-તેના માથામાં સફેદ વાળ પણ દેખાવા લાગ્યા હતા. તેની એ વિશાળ આંખો ફરતા પડેલા તે એ મોટા કાળા કુંડાળાં, ગાલમાં ખાડા પડેલાં હોવાને કારણે જરા કુરૂપ દેખાતો લાંબો ચહેરો—ટુંકમાં પાંચ છ વર્ષમાં તેનું બધું સૌંદર્ય નાશ પામ્યું હતું.

દીવાનખાનામાં આવતાં જ દુર્ગા બોલી, "તારા બાળકો જોવા માટે હું આવી છું ! અને-એ ક્યાં છે ? સૂતાં હશે ! કેમ ? ચાલ, એકવાર મને જોવા તો દે તેને?"

વિશ્વનાથ દુર્ગાને બાળકોનાં સૂવાના ઓરડામાં લઇ ગયો. તેમના તરફ વાત્સલ્યપૂર્વક જોતાં તેમણે કહ્યું: "આ જયપ્રકાશ અને આ અરુણા."

એકાએક ખિલખિલાટ હસતી દુર્ગા બોલી, તારા ઘરમાં ફક્ત નામ પૂરતી જ ક્રાંતિ આવેલી દેખાય છે! બાકી તને એકલાને જ શા માટે હસવું ! હજી જ્યાં અમારી બધી જ ક્રાંતિ નામની જ છે ત્યાં—"

તરત જ તે બન્ને બાળકોનાં ઓશિકા પાસે જઇ ઊભી રહી. તેમનાં માથા પર ખૂબ જાળવીને વાત્સલ્યપૂર્વક હાથ ફેરવ્યો અને તેણે વિશ્વનાથને કહ્યું: "ખૂબ સુંદર બાળકો છે હં ! એમને લઇને ખૂબ હેત કરવાનું મને મન થાય છે. પણ એ મોહ રોકવો જોઇએ. નહીંતો બાળકો જાગી જશે, અને પછી આ બાઇને ક્યાંથી જમવા બોલાવી એમ તારી પત્નીને થશે !

એ બન્ને પાછા દીવાનખાનામાં આવ્યા ન આવ્યા ત્યાં જ જમવાની બૂમ પડી. વાસંતી અને દુર્ગા સામસામે બેઠા. વિશ્વનાથ બન્નેની વચ્ચે ટેબલની બાજુ પર બેઠા. દુર્ગાની ટીખળ શરૂ થઇ. એ જૂની યાદ તાજી કરતી હતી, ગાંધીજીની આજ્ઞા પ્રમાણે જાહેર થઇને જેલમાં જતા પહેલાં તે તેમને મળવા ગઇ હતી ત્યારનાં તેમનાં સહવાસની એ ઘડીમા પોતાને કેવી સ્ફૂર્તિ મળી એ કહેતી હતી, ખાવા કરતાં બોલવા તરફ જ તેનું વધુ ધ્યાન હતું. વિશ્વનાથ હા હા ભણતા હતા. વાસંતી એક ચિત્તે સાંભળતી હતી. વિશ્વનાથનું મન સામસામે બેઠેલી એ બન્ને યૌવનાઓની તુલના કરવા લાગ્યું. વાસંતી એકાદ કુશળ ચિત્રકારે દોરેલી સુંદર ચિત્રકૃતિ જેવી દેખાતી હતી; ત્યારે હમણાં જ ચિત્રકળા શીખવાની શરૂઆત કરનાર એકાદ વિદ્યાર્થીના અડધા પડધા ચિત્ર જેવી દુર્ગા દેખાતી હતી. પણ વાસંતીનાં એ કલાપૂર્ણ ચિત્રમાં કંઇક પણ મનને ખૂંચનારી





નિર્જીવતા હતી, ત્યારે આ કલાશૂન્ય ચિત્રમાં મનને આનંદ આપનાર એક પ્રકારની જીવંતતા હતી, એ વિચાર તેમનાં મનમાં જેમ જેમ પ્રબળ થતો ગયો તેમ તેમ તેમનું જમવા પ્રત્યેનું ધ્યાન ઊડી ગયું. પોતાના મનની આ વૃત્તિ અટકાવવા માટે તેમણે દુર્ગાને કહ્યું, "તું બાકીનું તો બધું મને કહીશ જ, પણ અત્યારે તું ક્યાં છે, શું કરે છે તે જ ફક્ત–"

"હું શું કરું છું ? હું એક કારખાનું ખોલવાના વિચારમાં છું !"

"કારખાનું ? શેનું કારખાનું ?"

"માણસ તૈયાર કરવાનું !"

"એટલે ?"

દુર્ગા હસતી હસતી બોલી, 'હું શું બોલું છું એ ઘણાંને સમજાતું જ નથી. મને ગાંડપણ લાગ્યું છે એમ જ એ બધાંને લાગે છે ! પણ તને કદાચ એ સમજાશે. ગયા છ વર્ષના મારા અનુભવનો કહીએ તો આ સાર જ છે. આજકાલ આપણે જેને માણસ કહીને બોલાવીએ છીએ તેમાંનાં સોમાંથી નવ્વાણું ઢીંગલા–પૂતળાં જ હોય છે. કેટલાંક રંગીન હોય છે, કેટલાંક સાદા, કેટલાંક તૂટયા ફૂટયા, કેટલાંક નાજુક, કેટલાંક શણગારેલાં, કેટલાંક હાલતાં ચાલતાં–પણ બધા ઢીંગલાં જ !' દેશભક્તોમાં, વેપારીઓમાં, શિક્ષકોમાં, લેખકોમાં મોટ મોટા માણસોમાં હું ફરી છું ! પણ એ બધામાં મને જીવંત મનનાં માણસો ખૂબ થોડાં જ દેખાયા ! જ્યાં જુઓ ત્યાં શરીરની ગુલામગીરી–વાસનાની ગુલામગીરી–વિચારોની ગુલામગીરી–પૈસાની ગુલામગીરી—જ્યાં જાવ ત્યાં હજુએ ગુલામી જ છે. આપણો દેશ સ્વતંત્ર થયો ખરો; પણ આપણાં મન ? એ મનને ઘડયા સિવાય, તેમને વિશાળ, ઉદાત્ત, સ્વતંત્ર કર્યા સિવાય—"

વિશ્વનાથ વચ્ચે જ બોલ્યા, "મન ઘડવાનું કામ માબાપનું છે, શાળા કોલેજોનું છે, મોટ મોટા લેખકો અને આગેવાનોનું છે—"

દુર્ગા એકદમ મોટેથી હસી. તેનું તે હાસ્ય જોઇને મુશળધાર વરસાદમાં ભીંજતી વખતે જે આનંદી મુદ્રાથી તેમનું સ્વાગત કરતી હતી તેની તેમને યાદ આવી. તરત પોતાનું હાસ્ય રોકી દુર્ગા આગળ બોલી, "આંધળો છે કે શું વિશ્વનાથ ? આપણાં ઘરમાં બાળકો જન્મ લેવા આવે છે, ત્યાં તે શરીરે મોટા થાય છે. આપણી શાળા–કોલેજોમાં તે શરીર ઉપર વકીલ, ડૉકટર, ઍંજિનિયર, પ્રોફેસર એવી ચિઠ્ઠીઓ ચોંટાડવામાં આવે છે; અને આપણાં લેખકો અને આગેવાન નેતાઓ આ ચિઠ્ઠીવાળા પૂતળાંઓને સંતોષવા પોતાની કલમો તૈયાર કરે છે, ભાષણો ફેંકે છે. જીવંત મન આમ તૈયાર ન થાય વિશ્વનાથ ! તેને માટે દરેક મનમાંના અગ્નિકણને પહેલો ઓળખવો જોઇએ, તેનાં પરની રાખોડી ઊડાડવી પડે છે, ફૂંકી ફૂંકીને તેને સતેજ કરવો પડે છે, એ ગમે તે ઠેકાણે પડીને નુકશાન ન કરી બેસે તે માટે કાળજી રાખવી પડે છે; આવા સતેજ થયેલા અગ્નિકણને હું માણસ કહું છું !"

'બપોરે આ સ્ત્રીનું એક વિચિત્ર વ્યાખ્યાન સાંભળેલું; અત્યારે ફરી બીજું સાંભળવું પડશે કે શું !' એવી બીક વાસંતીને લાગી. તેણે ધીમેથી વિશ્વનાથને આંખથી ઇશારો કર્યો: પણ તેમનું તો બધું ધ્યાન દુર્ગા તરફ જ હતું. હવે શું કરવું અને આ કચકચાટ અટકાવવો એમ વાસંતીને થઇ આવ્યું. એટલામાં ટેલિફોનની ઘંટડી જોરથી રણકી ઊઠી.

ફોન હોસ્પિટલમાંથી આવ્યો હતો. ખુદ શેઠની પત્ની વિશ્વનાથનો આભાર માનવા ફોન પર આવી હતી. વાસંતીએ ફોન લીધો અને પછી જમવાનું પત્યા પછી પણ વારંવાર તે ફોનની વાત કહેવા લાગી. પોતાનાં પતિએ એક ધનાઢય વેપારીનું ખૂબ અઘરું ઓપરેશન ખૂબ સહેલાઇથી પાર પાડયું એ વાતની કાલે તો ચારે તરફ બોલબાલા થશે; પછી તો પૈસાનાં ઢગલા થશે. –અને પછી બીજી એક મોટર જ નહીં પણ પોતે જે કહેશે તે પોતાનાં બારણાં પાસે આવીને હાથ જોડીને ઊભું રહેશે એ





કલ્પનાએ તેનું મન જાણે કે ગાંડું થઈ ગયું હતું.
મધવાળા ફૂલની આસપાસ ગૂંજનાર ભમરા પ્રમાણે
તે રહી રહીને એક જ વાત યાદ કરતી હતી. વિશ્વના-
થને આ વિચિત્ર તો લાગ્યું. તેમણે તેને આંખથી
સમજાવી પણ જોયું. પણ એ તો પોતાનાં રંગથી
રંગાયેલી જ હતી છેવટે તેણે હસતી હસતી દુર્ગા-
ને કહ્યું, મારી જુદી મોટર આવશે ને, એટલે તે
રોજ તમારી પાસે મોકલતી રહીશ હું."

દુર્ગા કશું જ બોલી નહીં. એ જવા માટે ઊઠી.
વિશ્વનાથે તેને ગાડી લઈને જવાનું સૂચવ્યું. માન
પૂર્વક તે ના પાડીને બોલી, "આટલું મોંઘું પેટ્રોલ
મારા માટે બાળવા કરતાં એટલા પૈસા જ તું મને
આપ ! હું જે સ્ત્રી પુરુષોમાં અને બાળકોમાં તેનો
ઉપયોગ કરું છું તેમાં એટલો ઉમેરો થશે."

વાસંતીને તેનો આ જવાબ ન ગમ્યો. એટ-
લામાં વિશ્વનાથ બોલ્યા, "દુર્ગા, નાનપણથી જ તું
આવી જક્કી છે ! અત્યારે સાડાદશ વાગ્યે ચાલતા
એકલી સ્ટેશને જવાની તારી આ લહર—"

"હું ક્યાં એકલી જવાનું કહું છું ! તું મારી
સાથે ચાલ ને ! આ નિમિત્તે તને પણ થોડો વ્યા-
યામ મળશે!"

આકાશ વાદળથી ઘેરાયેલું હોવા છતાં વરસાદ
તો બંધ થયો હતો, પણ ફક્ત દુર્ગાના આગ્રહને લીધે
દવાખાનામાંથી થાક્યા પાક્યા આવેલ વિશ્વનાથ સ્ટેશન
સુધી ચાલતા જાય એ વાસંતીને કેમે ય ન ગમ્યું;
તે કંઈક બોલવા જતી હતી, પણ ઘરની બહાર કોઈ
મોટા માણસ જવા નીકળે ત્યારે તેની સાથે જવા
માટે જે પ્રમાણે નાના બાળકો ઉત્સુકતાથી દોડે છે,
તે પ્રમાણે વિશ્વનાથ હાથમાં છત્રી લઈને દુર્ગા સાથે
જવાને તૈયાર થયેલ જોતાં જ તે ચુપ થઈ ગઈ.

"રેનકોટ તો લઈ જાવ." વાસંતી એકદમ
કંઈક સૂઝવાથી બોલી; પણ ત્યાં તો એ બન્ને
દાદરનાં પગથિયા ઊતરી પણ ગયા હતા.

બહાર રસ્તા પર આવતાં જ દુર્ગાએ આકાશ
તરફ જોયું. તે હસતી હસતી બોલી, "અત્યારે ધોધ-
માર વરસાદ પડવો જોઈતો હતો. એટલે આપણા
જીવનનાં છ સાત વરસ પાછળ આવી ગયા હોત
નહીં ? તને એ સંધ્યાકાળ યાદ છે ને?"

"યાદ ન રહેવાનું કંઈ કારણ ?" વિશ્વનાથે
કહ્યું. તેમણે તે શબ્દ સહજ રીતે ઉચ્ચારવાનો પ્રય-
ત્ન કર્યો; પણ તેના અવાજમાંનો આછો કંપ દુર્ગાને
જણાયા વિના રહ્યો નહીં. તેના તરફ પળવાર
જોઈને તે બોલી, "અત્યારે જોરથી વરસાદ આવવો
શરૂ થાય તો ખૂબ મજા પડે, કેમ ? એટલે આપણે
બન્ને તરત ક્યાંક ખૂણાની ઈરાની હોટલમાં જઈને
ત્યાંની કોફીનાં ગરમ ગરમ ઘૂંટડા લેતા લેતા બહાર
પડતા મુશળધાર વરસાદ તરફ—"

વિશ્વનાથ હસીને બોલ્યા, "તને કોફી પીવાનું
મન થયું છે એમ સીધે સીધું કહેને ! એમાં આવી
લાંબીલચ પ્રસ્તાવનાની શી જરૂર છે ?"

એ બન્ને થોડે દૂર ગયા ત્યાં તો એક ઈરાની
હોટલ આવી, વિશ્વનાથ તરત અંદર ગયા. દુર્ગા
પણ તેમની પાછળ પાછળ અંદર ગઈ. દુકાનમાંની
ગરદી ખૂબ ઓછી થઈ ગઈ હતી. ખૂણામાંનાં એક
એકાંત ટેબલ પાસે બને આવ્યા.

કોફી આવતા સુધી બન્ને શાન્ત બેઠા હતા.
બે ત્રણ વખત તેમણે એકબીજા તરફ જોયું અને
દરેક વખતે પોતે બીજાનાં તરફ ટીકીને જુએ છે
એની જાણ થતાં જ બીજી બાજુ નજર ફેરવી લીધી.

કોફી આવી. એક બે ઘૂંટડા લઈને દુર્ગા સ્તબ્ધ
બેઠી–વિચારમગ્ન થઈ ગઈ. "આ શું ? તારી કોફી
ઠરી જશે નહીં !" એમ જ્યારે વિશ્વનાથે કહ્યું ત્યારે
જ તે ભાનમાં આવી. તેના મનમાં ખૂબ ખળભળાટ
થાય છે એ વિશ્વનાથે જાણી લીધું. પોતાનાં મનને
જ તે પોતાનાં મૌનનો ભાર બતાવે છે એની તેને
કલ્પના આવી. એ ભાર હળવો કરવા તેમણે કહ્યું.
"દુર્ગા, જીવનમાં એક દિવસ આપણે ખૂબ નજીક
આવ્યા હતા. પણ આજ આપણે એકબીજાથી
દૂર–ખૂબ દૂર ગયા છીએ."

દુર્ગા ગંભીરતાપૂર્વક બોલી, "એનું મને દુઃખ
નથી થતું, વિશ્વનાથ ! બધાનાં જીવનપંથ કંઈ
સરળ નથી હોતા. તેમાં ચડ ઉતર અને વાંકવળાંક
હોવાનાં જ. હું ચળવળમાં પડી ન હોત તો કદાચ





અહં, ખરેખર નક્કી જ તું મારો થયો હોત! આજ તારા પર મારો કોડીનો યે હક નથી. પણ તેનું મને જરાયે દુઃખ લાગતું નથી. પ્રેમ એટલે હક નહીં, પ્રેમ એટલે ફરજ–કર્તવ્ય એ આ છ વર્ષમાં મને સારી રીતે શીખવાનું મળ્યું છે. તેમાંથી પ્રેમની સફળતા એ ગમે તેમ તો યે જીવનનો એક આપઘાત છે, જોઈએ તો મીઠો આપઘાત કહીએ! મને દુઃખ થાય છે તે તું મારો ન થયો એનું નહીં! ત્યારે મારા, 'મારા' કહીને જે વિશ્વનાથની હું મનથી પૂજા કરતી આવી હતી, પોલીસની ચોકીમાંથી બચવા માટે ગમે તેવા ગંદા ખૂણામાં રાતની રાત શરીર નાખીને પડયા પછી કાન પાસે મચ્છર ગૂંજતા હોય તો યે હું જેની સફળ કારકિર્દીનાં સ્વપ્ન જોવામાં લીન થઈ જતી હતી તે મારો વિશ્વનાથ અદૃશ્ય થયો છે તેનું મને દુઃખ થાય છે.!"

"દુર્ગા"! એટલો જ ભાવપૂર્ણ ઉદ્‌ગાર કાઢીને વિશ્વનાથ તેના તરફ જોવા લાગ્યા.

એ આગળ બોલી, "વિશ્વનાથ, પ્રેમ આંધળો હોય છે એમ બોલનારા માણસો મોટા મૂર્ખા છે. માણસનું શરીર આંધળું હોય છે, તેની વાસના આંધળી હોય છે, તેની લાલસા આંધળી હોય છે, પણ તેનો આત્મા કદી જ આંધળો હોતો નથી, તેની બુદ્ધિ કદી જ પોતાની આંખો બંધ કરી લેતી નથી. વિશ્વનાથ મારો આજ પણ તારા પર પ્રેમ છે. એટલે જ તો હું આજે મારા વિશ્વનાથને મળવા આવી—પણ મારો વિશ્વનાથ મને તારે ઘેર મળ્યો નહીં. ત્યાં વાસંતીનો પતિ મળ્યો. મારા વિશ્વનાથની નિર્જીવ છાયા દેખાઈ! પણ જર્મનીમાંના ડોકટરો જેવાં સંશોધન કરવાની મહત્ત્વાકાંક્ષા રાખનાર, લુઈ પાશ્ચર અને માદામ કયુરીનાં ચરિત્ર વાંચીને અસ્વસ્થ બનનાર અગાઉનો મારો વિશ્વનાથ કયાં છૂપાઈ બેઠો છે કોને ખબર! આજ હું આવી હતી તે તારા પાસે એક ભીખ માગવા! મને વચન આપ —આજ નહીં તો કાલ એ વિશ્વનાથને તું શોધીને લાવીશ; મારી અને તેની મુલાકાત કરાવી દઈશ - —ફક્ત એક વાર—ફક્ત એક જ વાર મારે તેને મળવું છે. અરે, અગિયાર વાગવા આવ્યા ને શું! ચાલ, આ ગાડી ચૂકીશ તો વળી અડધો કલાક તપ કરી બેસી રહેવું પડશે આપણે સ્ટેશન પર!"

દુર્ગાએ પોતાનો હાથ લંબાવ્યો, વિશ્વનાથે વચન આપવા માટે પોતાનો હાથ તેના પર મૂકયો. તેનાં હાથનો સ્પર્શ તેને ખૂબ ઝણઝણાટ કરતો લાગ્યો.

બન્ને ઉતાવળે ઉતાવળે ફરીને સ્ટેશન પાસે આવ્યા. સ્ટેશનના દરવાજામાં પોતાની મોટર ઊભેલી જોઈને વિશ્વનાથને આશ્ચર્ય થયું. તેમણે નજીક જઈને જોયું. અંદર વાસંતી બેઠી હતી ડ્રાયવર પોતાને શોધવા અંદર ગયો હશે! તેનાં હૃદયમાં એકદમ ફાળ પડી. સાંજે કરેલ પેલું ઓપરેશન - એ માણસને કાંઈ વત્તુ ઓછું—...

એ બન્નેને જોતાં જ વાસંતી એકદમ બારણું ખોલતાં બોલી, 'અરરર! કેવી રંગતમાં તમે તો આવી ગયા છો! તમે બહાર નીકળ્યાં ને તરત જ દેશપાંડેનો ફોન આવ્યો. પેલા શેઠ તદ્દન ભાનમાં આવી ગયા છે. અત્યારે ને અત્યારે તમને મળવા માગે છે! દેશપાંડે કહેતા હતા, "સાહેબ જે માગશે એ શેઠ આપશે. પોતાનો પુનર્જન્મ સાહેબને જ લીધે થયો છે એમ તે માને છે! ચાલો બેગે."

વિશ્વનાથ બોલ્યા, "દુર્ગાને ગાડીમાં બેસાડીને આવું અને પછી—"

"અંહ! પહેલા ચાલો. આટલું પણ તમને સમજાતું નથી."

"વિશ્વનાથ! મને ગાડીમાં બેસાડવા માટે હું જરાયે આગ્રહ તને કરતી નથી!" દુર્ગા હસીને વચ્ચે જ બોલી ઊઠી

એટલામાં ડ્રાયવર આવ્યો, વાસંતીએ તેને ગાડી ચાલુ કરવા ઈશારો કર્યો. ગાડી ઝડપથી જવા લાગી કે તરત જ વાસંતીએ વિશ્વનાથનો હાથ લાડથી પોતાનાં હાથમાં લીધો. કેટલો કોમળ હતો તે! હમણાં જ દુર્ગાનાં બરછટ હાથનાં સ્પર્શની તેમને યાદ આવી. આ હાથ કેવો કોમળ - મૃદુ નાજુક - બરાબર ફૂલ જેવો! તેની ચાલેલી એ રમત–નાનપણમાં દૂધને માટે પોતાના પગ હલાવતાં અને જમીન પર મોં ઘસનારાં



બિલાડીનાં બચ્ચાની તેમને એકદમ યાદ આવી તે કંઇ જ બોલતા નથી એમ જોઇને વાસંતીએ ખૂબ લાડથી તેમને કહ્યું: "પેલા શેઠ તમને શું ઇનામ જોઇએ છે એમ પૂછે ત્યારે પહેલી તો મોટર જ માગવાની હોં! મોડેલનું નામ અત્યારે ન કહેશો. હું કાલે બજારમાં જઇને બધા નવા નમૂના જોઇ આવીશ અને પછી અરે, મૌનવ્રત ધર્યું છે કે શું? આજ આપણા જીવનમાં કેવો મોટો ભાગ્યનો દિવસ ઊગ્યો છે અને તમે ફક્ત ...."

તો પણ વિશ્વનાથ કશું જ બોલ્યા નહીં બહારનાં આકાશ પ્રમાણે તેનું મન પણ અંધેરાઇ ગયું હતું. આકાશમાં એકદમ ઝબૂક કરતી વીજળી ચમકી. પલવાર આખો ય રસ્તો પ્રકાશિત થઇ ગયો. એ ક્ષણિક પ્રકાશમાં તેમણે વાસંતી તરફ જોયું— પોતાની બાજુમાં એક મોટી, સુંદર શણગારેલી ઢીંગલી બેઠી છે અને તે 'આ મારો વર,' 'આ મારો વર' કહીને મોટેથી બોલ્યે જાય છે એવો તેમને ભાસ થયો. ઢીંગલા - ઢીંગલીની મોટરમાં નીકળેલી આ જાન — પેલા ધનાઢ્ય શેઠના આશીર્વાદ લેવા માટે ઊપડેલું આ જોડું...આ કલ્પનાથી એ એવા તો અસ્વસ્થ થયા અને એકદમ ડ્રાયવરને કહ્યું,

"ગાડી બંગલા તરફ લે, મારી તબિયત બરોબર નથી"

× ×

**તમને** બોલાવવા મેં એને કહ્યું જ નહોતું, મારાથી એ થતું જ નથી. તમે તો જાણો છો ને મારી પ્રકૃતિ. જેટલું સહજ મળતું હોય એથી વધુ હું નથી ઇચ્છતો. कणिका ની પેલી કવિતા યાદ છે ને!

जाहा ताहा पाई
जेथा मेथा धाई
काडिने के' भाई काडिने
ताइ बले किच्छु काडाकाडा
करे काडिने

એ જ છે મારા જીવનની ફિલસૂફી. જે સહજ મળતું હોય એને હું છોડતો નથી, કોઇ પણ રીતે જતું કરી શકતો નથી, ને તેથી જ બળજબરી કે ખેંચાખેંચીયે નથી કરતો.

*સહજ મળતું જ્યાં જ્યાં જે જે કદી એને નવ છોડું હું,
એ જ કારણે બળજબરી કે ખેંચાખેંચાએ નવઇચ્છું હું.

# સને ૧૯૪૨ના સંસ્મરણો

પં. શ્રીરામ શર્મા અનુ૦ જયેન્દ્ર ગિ. ત્રિવેદી

### ધરપકડ

'વિશાલ ભારત' કાર્યાલયથી વિશાલ-ભારત બુક ડિપો જતી વખતે, માર્ગમાં વિવેકાનન્દ રોડ પર પં. શમ્ભુનાથ ચતુર્વેદીનું ઘર આવે છે. ૧૯૪૭ના સપ્ટેમ્બરના પ્રથમ સપ્તાહમાં એમને મળવા ગયો તો ખબર પડી કે એમના પિતા પં. રાધેલાલ ચતુર્વેદી પણ હયાત છે. પં. રાધેલાલ ચતુર્વેદી સાથે તો મારે ૧૯૨૦થી પરિચય છે અને એ પરિચય યુ. પી. સેક્રેટરીયેટમાં તો વધુ ઘનિષ્ઠ થઇ ગયેલ. કારણકે હું ત્યારે ગ્રામ-સુધાર-અફસર હતો અને તેઓ સહયોગ-સમિતિઓના રજીસ્ટાર હતા.

વાર્તાલાપ-કલામાં ચતુર્વેદીજી સિદ્ધહસ્ત છે. જો તેઓ નોકરીની જંજાળમાં ન ફસાયા હોત તો પ્રાંતની એક ખાસ વ્યકિત જરૂર ગણાત. હસમુખા સ્વભાવના, બુદ્ધિશાળી, લાંબા કદના, ગોરા અને દેખાવે પ્રભાવશાળી આદમી છે. બહુ સુંદર રમૂજ કરે છે.

સને '૪૨ પછી આ પહેલી મુલાકાત હતી. આ પાંચ વર્ષમાં તો સ્વાસ્થ્ય ખૂબ બગડી ગયું હોય એમ લાગ્યું. ગરદન ઝૂકી ગઇ હતી. એમને જોતાં જ મને ગાલિબનો આ શેર યાદ આવી ગયો:—

"કર દિયા જોફને આજીજ ગાલિબ,
નંગે પીરી હૈ જવાની મેરી."

(જોકે હું જુવાન છું છતાં મુસિબતોએ એવો ઘેર્યો છે કે મારી જુવાની પાસે બુઢાપો પણ શરમાઇ જાય છે.)

મને મળતાં જ ખૂબ પ્રસન્ન થયા. સ્નેહભર્યા ઉલ્લાસને વ્યકત કરવામાં તેઓ સંયમથી કામ લેતા હતા. થોડી વાતચીત પછી હસીને કહે—

"ધડપકડને વખતે આપે શું કર્યું હતું એ તો કહો! સાંભળ્યું છે કે બે ચાર વેલણાં પણ આપે પોલીસોને માર્યા હતા !"

મેં કહ્યું- "એ વાત સાવ ખોટી છે. વેલણાં હું શું કામ મારું? વેલણાં મારવાનો વખત તો હતો જ નહીં. અને જો પોલીસવાળાને મારવાનો વિચાર હોત તો હું ભલે મરી જાત પણ અર્ધોકલાકથી વધુ તો ગોળીઓની ત્રમઝટ બોલાવત અને હું મારી પહેલાં ઘણાંને વૈતરણીને પેલે પાર પહોંચાડી દેત."

પછી મેં ચતુર્વેદીજીને સાચી હકીકત કહી. પરંતુ ઘણા યે વાચકોનો આગ્રહ છે કે શા માટે હું મારી ધરપકડનું રહસ્યોદ્દઘાટન નથી કરતો? મેં સાડી પહેરી હતી તે વાત શું સાચી છે અને સાચી હોય તો એમ કરવું શું યોગ્ય હતું? અને જો કદાચ સાડી પહેરી તો અદાલતમાં એ પ્રમાણે બયાન કેમ ન દીધું ?

હું પહેલાંજ કહી ચૂકયો છું કે મારો અંગત વિચાર તો એવો હતો કે અદાલતમાં બધી વાતો સાફ સાફ કહી દેવી અને એવું બયાન દેવું કે જે કંઇ કર્યું છે તે ઠીક જ કર્યું છે અને એને માટે મને અને મારા સાથીઓને ગર્વ છે. કયાંઇ ધાડ નથી પાડી, ઊલટી કેટલીક ધાડને રોકી છે. કોઇની કતલ નથી કરી અને કોઇના તરફ દ્વેષભાવ નથી રાખ્યો. જે કંઇ કર્યું એ કોંગ્રેસ જનોદ્વારા સંગઠિત આંદોલનની અંદર રહીને કર્યું. અદાલતમાં તો એક રીતની કાયદાની કુસ્તી હતી. ત્યાં તો દરેક વાત કાનુની દૃષ્ટિએ જોવાય છે. કાનુની દાવ પેચ અને નૈતિકતામાં બહુ અંતર છે. એ સાચું છે કે કાયદાનો મૂળ આધાર નીતિ છે અને એમજ હોવું જોઇએ, પરંતુ નૈતિકતાને જ્યારે કાયદાની પકડમાં લેવામાં આવે છે ત્યારે કાનૂની કુસ્તી જીતવા માટે કંઇક સાચા-ખોટાં કરવા પડે છે. એ ઉપરાંત અહીં એ જણાવવું જોઇએ કે નૈતિક દૃષ્ટિએ અમારા ઉપર આથી પણ વધુ કલમ લાગુ પડી શકે તેમ હતું. પણ જે કલમો લગાવવામાં આવી હતી તે શું ઓછી સંગીન હતી? એક વાત અમારા પક્ષમાં એ હતી કે જે પોલીસોના હાથમાં અમારો મુકદ્દમો હતો એમણે પોતાના જીવનમાં કદી આવો સંગીન રાજનીતિક મુકદ્દમો ચલાવ્યો ન હતો. ચક્રવર્તીએ હંમેશાં ધાડપાડુઓના જ મુકદ્દમા ચલાવ્યા હતા. ચક્રવર્તી જેવા નીચ, અશિષ્ટ અને બેહુદા પોલિસ-અફસર બહુ ઓછા હશે. એનામાં નામનું ય હિંદીત્વ નહોતું. હલકાઇનો પાર ન હોતો અને બુદ્ધિની પ્રખરતા તો



એનામાં હતી જ નહિ. રામપ્રસાદ ઇન્સ્પેક્ટરની જિંદગી કોન્સ્ટેબલી કરતાં જ વીતી હતી અને જુગારીઓ, એક્કા–ટાંગાવાળાઓ અને એમની જેવા રખડેલ આદમીઓ સાથે જ પાના પડયા હતા. એ દિવસોમાં આ લોકોના મગજમાં શું યે રાઇ ભરાઇ હતી. રામપ્રસાદ પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ થઇ જશે એમ તો ધારી જ લેવામાં આવ્યું હતું. ચક્રવર્તીની મહત્ત્વકાંક્ષા શી હતી એ ખબર નથી.

ધરપકડ પછી અમારો જે ખોટો મુકદમો ચલાવવામાં આવ્યો હતો તે એટલો નકામો હતો અને એવા ઢંગથી ગોઠવવામાં આવ્યો હતો કે કાનૂની દૃષ્ટિએ એ ચાલી શકે તેમ ન હતો. જે સાક્ષીઓ લાવવાના હતા તેમને તો પાછળથી લાવવામા આવ્યા. પૂછપરછ વખતે કોઇ સાક્ષી હાજર નહોતો. પાંચ કલાક સુધી નારાયણ-ભવનની તપાસ ચતી રહી પણ પોલીસવાળા એટલા મૂર્ખ હતા અને અમારી ધરપકડને લીધે એવા મદાન્ધ થઇ ગયા હતા કે સાધારણ એવી વાત, જે તેઓ કરી શકે તેમ હતા, તેમણે ન કરી. ધરપકડ પછી એમણે અમારામાંના ઘણાને મારી સાથે જ કોટવાળીમાં પૂરી દીધા. રાતભરમાં તો બધા સાથી તૈયાર થઇ ગયા કે બીજે દિવસે પૂછપરછના સમયે કોણે શું બયાન દેવું અને બયાન એવુ દેવું કે જે પોલીસ બયાન જોડે અથડાય નહીં. એક જ પાટા પર જો સામસામેથી તે જ ગતિએ ટ્રેન આવે તો અથડાયને ! જો તેઓ સમાનાન્તર પાટાઓ પર ચાલે તો અથડાયા વગર આગળ નીકળી જશે. એક તો આ વાત બધાને સમજાવી દીધી.

એક બીજી મજેદાર વાત એ છે કે નારાયણ-ભવનમાં અમારી પાસે કેટલાયે મણ દારૂગોળો હતો. પાંચસો ડાયનેમાઇટ–સ્ટીક હતી. પિસ્તોલ અને રિવોલ્વરો પણ હતી, મારા પોતાના લાઇસેન્સી હથિયાર–રેમિંગ્ટન રાયફલ અને બાર નંબરની બંદૂક પણ ત્યાં જ હતા. પુલો વગેરેમાં છિદ્ર પાડવાની સારડીઓ પણ હતી. પોલીસને ત્યાં કંઇ સૂઝ્યું નહીં, થોડાક તૈયાર બોમ્બ પણ હતા. ધરપકડ વખતે અને કોટવાળીમાં લઇ ગયા ત્યારે અમે સમજી લીધું હતું કે પોલીસના કબજામાં બધો સામાન આવી ગયો છે. બચવાનો હવે કંઇ ઉપાય નથી. પરંતુ બચવાની કદી કલ્પના પણ નથી કરી. ખ્યાલ હતો કે કેટલાકને તો પુલ તોડવા બદલ એન્જિન નકામા કરવા બદલ અને યુદ્ધ-પ્રયત્નમાં મદદ કરનાર કારખાનાઓને નુકશાન કરવા બદલ, મોતની સજા મળશે. મારા માટે જ્યારે જીવતો કે મરેલો પકડવાનો હુકમ જ હતો ત્યારે ધરપકડ વખતે પણ મને મારી નાખવાનો ભય હતો. અમને સેન્ટ્રલ જેલ મોકલ્યા પછી જ પોલીસને એ વાતની ખબર પડી કે ત્યાં આટલો સામાન હતો અને ત્યારે ક્રોધિત થઇને જે મૂર્ખતાભરી રીતે ડાઇનેમાઇટ્સ–સ્ટિક્સ અને હથિયારોની ત્યાં હોવાની વાત અદાલતમાં રજૂ કરી તે એટલી હાસ્યાસ્પદ હતી કે સાધારણ વ્યક્તિ સામે પણ ટકી ન શકે.

મૂળ વાત એમ હતી કે અમારી ધરપકડ ૭, ડિસેમ્બર '૪૨ ને દિવસે થઇ. ઘરની તપાસ પણ એ જ દિવસે થઇ અને આઠમી તારીખે સવારે મારા પુત્ર રમેશે અને કુંવર બૈજનાથસિંહના ભત્રીજા ભૂપેન્દ્રસિંહે નારાયણ-ભવનમાં આવેલ બટેટાની ફેક્ટરીમાંથી બધો સામાન ઊઠાવી લીધો, લાઇસેન્સી હથિયાર ઘરે મોકલી દીધા. શ્રી પ્રભુદયાળ ભાર્ગવની મદદથી દારૂગોળાને તળાવમાં ફેંકી દીધો. ભૂદેવ પાલીવાલે લગભગ ૩૦૦ ડાઇનેમાઇટ્સ–સ્ટિક્સ ગોપીલાલ પાલીવાલને ત્યાં પહોંચાડી દીધેલ. જેને ગોપીલાલજીએ યમુનામાં ફેંકી દીધેલ. ભૂદેવે થોડી ડાઇનેમાઇટ્સ–સ્ટિક્સ અને બીજો સામાન એક બીજી જગ્યાએ પણ રાખેલ અને જ્યારે ભૂદેવ ફૂટી ગયો અને પોલીસનો જાસૂસ બન્યો ત્યારે એ સામાન પોલીસના હાથમાં આવ્યો. એ સામાન ત્યાંથી આવ્યો છે એ સાબિત કરવા જે ખરી ખોટી દલીલો પોલીસે રજૂ કરી તે પોલીસની જ વિરુદ્ધ પડી.

પોલીસે જે ટોપીવાળી બંદૂકો દેખાડી તે અમારી પાસે હતી જ નહીં. ગુના (ગ્વાલિયર)ના શ્રી. સાગરસિંહની તપાસથી એ દેખાડવામાં આવી હતી.





પોલીસે ડાયરીમાં ઠીક ઠીક અદલ બદલ કરી હતી. આ ઉપરાંત ચક્રવર્તી અને રામપ્રસાદની એવી ઇચ્છા હતી કે આન્તપ્રાંતીય ષડ્યન્ત્ર આગ્રામાં ચલાવવું અને એને માટે વીસ લાખનું બજેટ બનાવવું. મને ખાતરી છે કે જો અમારો મુકદ્દમો છૂપી પોલીસના રાયબહાદુર પં. શંભુનાથ દુબે અથવા રાયબહાદુર પં. ટીકારામ મિશ્રના હાથમાં હોત તો આપણા રામ તો ફાંસીને પાટિયે ઝૂલી ગયા હોત, જો દુબે કે મિશ્ર મહોદયના હાથમાં મારો મુકદ્દમો હોત તો હું તો બધી વાત સાફ સાફ બતાવી દેત. પરંતુ જ્યારે જોયું કે આટલો સંગીન મુકદ્દમો બેંશ-બુદ્ધિ ચક્રવર્તીના હાથમાં છે, જ્યારે સાથીઓ અને અનેક મિત્રોએ મેણાં-ભરી સલાહ દીધી ત્યારે ઉપર લખ્યું છે તે પ્રમાણે, અમે કાનૂની લડાઇ લડયા. એક વાત લખવામાં મને જરાયે સંકોચ નથી કે એ જાતની કાનૂની લડાઈ લડવામાં મને અને બે ત્રણ સાથીઓને, ખાસ કરીને શ્રી. પીતામ્બર પંત અને વિજયશરણ ચૌધરીને જરા યે માનસિક આનંદ નથી મળ્યો. હજી દિલમાં એક ડંખ છે કે દોસ્તોના આગ્રહને લીધે એ પ્રકારનું કાનૂની યુદ્ધ લડવા હું કબૂલ થયો એ કંઇ સારી વાત નથી. પરંતુ આ સંસ્મરણની મુખ્ય વાત છે ધરપકડ અને ધરપકડના રહસ્યોદ્‌ઘાટનની.

ઘણી યે વાર વિચાર થયો છે કે જે વાત બની હતી તે શા માટે ન લખવી? અદાલતમાં ડો. કાટ્જુ (હવે હીઝ એક્સેલન્સી ડો. કાટ્જુ)એ પૂછયું કે આખરે એ વાતમાં શું રહસ્ય છે કે પોલીસે આપનો પીછો પકડયો અને આપ સાડી પહેરીને બેઠા હતા? પોલીસે જ્યારે પીછો પકડયો હોય ત્યારે સાડી પહેરવાનો સમય કયાંથી મળે? આ બાબતમાં અસલ વાત શું છે? હવે જ્યારે અસલ વાતની મિત્રોને ખબર છે અને ડો. કાટ્જુને પણ બધી વાત કહી છે ત્યારે લખવામાં વળી શો સંકોચ? હા, ન લખવા માટે અને અદાલતમાં ન કહેવા માટે એક કારણ હતું—

"ઇમા મુઝે રોકે હૈ તો ખીંચે હૈ મુઝે કુફ્ર,
કાબા મેરે પીછે હૈ કલેસા મેરે આગે."

પરંતુ સાચી વાત લખવામાં એક તો રહસ્યોદ્‌ઘાટન થશે અને બીજું સાફ અને સાચી વાત લખવાથી મારા આત્માને શાંતિ મળશે.

૫ ડિસેમ્બર ૧૯૪૨ને દિવસે અલીગઢમાં સફળ મિટિંગ કર્યા પછી હું ૬:ડિસેમ્બરે સાંજની ગાડીમાં આગ્રા પહોંચ્યો. સ્ટેશનેથી હું બેલનગંજમાં મારે રહેવાને સ્થાને ગયો, બીમારીને લીધે ખૂબ નબળાઇ હતી, પરંતુ કામ તો કરવું જ હતું. ત્યાંથી સીધો હું નારાયણ ભવન નહોતો ગયો. આગ્રામાં મારા આવ્યાની ખબર ફકત એક સાથીને જ હતી એના સિવાય બીજા કોઇને ખબર નહોતી કે હું કયારે આગ્રા આવવાનો છું. ભૂલ એ સાથીથી એ વાતની થઇ કે એણે જાણીબૂઝીને નહીં પણ અજ્ઞાનવશ શેખીખોરીને અંગે એક કોમ્યુનિસ્ટને કહી દીધું કે હું સાતમી તારીખે આવવાનો છું. પરિણામ એ આવ્યું કે એ કોમ્યુનિસ્ટ બિરાદરે પોલીસને ખબર આપી દીધી. પછી પોલીસ માટે મને પકડવાનું કામ સરળ થઇ ગયું. બરાબર નાકાબ કરી દેવામાં આવી. મને એમ તો લાગ્યું કે આગ્રા કંઇક ગડબડ જરૂર છે. મેં જરા સાવધાનીથી લીધું. ૭મી ડિસેમ્બરે પ્રાતઃકાળે જવાને બદલે ભગ દસ વાગે નારાયણ-ભવન ગયો. ત્યાં આગ્રા-વિભાગના કાર્યકર્તાઓની સમસ્યાઓને આણ્યો. શ્રી. પીતામ્બર પંત જી. આઇ. પી. આગ્રા પહોંચી ગયા હતા. એમની પાસે આં હિસાબના ૧૫૦૦ રૂપિયા હતા. સતત ત્રણ ચા મિટિંગ ચાલી અને સમસ્યાઓનો નિકાલ ઉપરાંત દિલ્હીમાં ગવર્નમેન્ટ ઇન્સ્ટીટયુટ આલ્કોહોલનું કારખાનું અને રૂડકી તથા રની વચ્ચેનું બહાદુરાબાદ વીજળીઘર, નાશ કરવાનો પાકો કાર્યક્રમ તૈયાર કર્યો. માર્ગ પણ તૈયાર કર્યા કે કોણે કયાં મ કાર્યકર્તાઓની અંદર જે મતભેદ ઊભો - તેનો પણ નિકાલ આણ્યો લગભગ બધાને ત્યાંથી જુદા પાડી દીધા અને કહી એ દિવસે ફરીવાર મને કોઇ ન મળે મારે



આગ્રાથી અલીગઢ, બદાયું થઈને બહાદુરાબાદ પહોંચવાનો હતો. દિવસ દરમ્યાન જ થોડુંક કહેવાથી અને થોડુંક પોતાની મેળે જ પણ મારા મોટાભાઈ પંડિત બાલાપ્રસાદ શર્માએ ચીજ-વસ્તુઓ ત્યાંથી હટાવવી શરૂ કરી દીધી હતી તે ત્યાં જ બટેટાની ફેક્ટરીમાં નોકરી કરતા હતા. એમણે કાર્યકર્તાઓની સેવા કરવામાં કંઈ બાકી રાખ્યું નહીં. એમને એમ લાગ્યા કરતું હતું કે પોલીસની ખાસ નજર મકાન પર છે. એટલે મારા ત્યાં આવવાની સાથે જ એમણે ભરેલા બોમ્બ, દારૂગોળો અને હથિયાર આમ તેમ હટાવવા માંડ્યા હતા. બે ચાર વાર તો રૂમાલમાં બાંધીને બોમ્બ લઈ ગયા જ્યારે નીચે પોલીસ-ઇન્સ્પેક્ટર અને છૂપી પોલીસના માણસો પણ પ્રભુદયાળ ભાર્ગવ સાથે વાતો કરી રહ્યા હતા. ખરી રીતે તો તેઓ તક જોતા હતા કે ત્યાં દરોડો પાડવા માટે અને ધરપકડ કરવા માટે કઈ જાતની નાકાબંદી કરવી જોઈએ. બધા સ્થાન જોઈ લેવા જોઈએ એટલે તેઓ સાદા પોષાકોમાં ઠીક પડે તેવી વાતો કરતા હતા. જો - તેઓએ એ જ વખતે દરોડો પાડ્યો હોત અથવા સામાન તપાસ્યો હોત તો એમને પૂરી સફળતા મળત. ચાર વાગ્યા સુધીમાં તો ઘણો ખરો સામાન ભાઈએ આડો અવળો કરી નાખ્યો હતો.

પોલીસે તપાસ શરૂ કરી. પરમાત્માની કૃપાથી તેઓ એ સામાન સુધી પહોંચ્યા જ નહીં. એમણે એમ કહીને પોતાનું કામ બંધ કરી દીધું કે બદમાશો પાસેથી કંઈ જ નીકળ્યું નહીં. એમને એ ક્યાં ખબર હતી કે બે ત્રણ મિનિટ વધુ તપાસ ચાલુ રાખી હોત ત્યાં જ કુડા-કચરામાંથી એમને એટલી સામગ્રી મળત જેટલી યૂ.પી. આખામાંથી ન મળત! એ સામાન પરથી એમને એ પણ ખબર પડી જાત કે મધ્ય પ્રાન્ત, પશ્ચિમ યૂ.પી. અને બીજા સ્થાનો માટેનું હથિયારો વહેંચવાનું કેન્દ્ર આગ્રા હતું. પરંતુ આ તો સામાન ન પકડવામાં પોલીસે કરેલી મૂર્ખતાની વાત થઈ અસ્તુઃ

લગભગ ચાર વાગે જેવો હું શ્રી. પીતામ્બર પંતની સાથે જરા ઉતારા બાજુ ચાલવા લાગ્યો કે, તરત જ બનારસના રામાનન્દાચાર્ય, મનોહરલાલ શર્માને લઈને મારી પાસે આવ્યા. આ એમની ભૂલ હતી. લશ્કરી હુકમ પ્રમાણેની આજ્ઞા બધાયને આપી હતી કે કોઈએ મને ન મળવું. પરંતુ આચાર્યજી મનોહરલાલ શર્માના કહેવાથી ચાલ્યા આવ્યા, કારણ કે મનોહરલાલજીને પોતાની થોડી મૂંઝવણો અને મુસીબતો મારી સમક્ષ રજૂ કરવી હતી. મારે બેસવું પડ્યું અને વાતચીતમાં લગભગ દોઢ કલાક પસાર થઈ ગયો. મનમાં જરાક બીક હતી કે ક્યાંક ફસાઈ ન જવાય, એટલે હું ચુપચાપ બેઠો. ભય તો હતો જ કે ક્યાંક પોલીસ દરોડો ન પાડી દે. બધા લોકો ત્યાં જ બેઠા હતા. મેં રૂમની બહાર નીકળી શકાય એમ છે કે નહીં એ જોવા નજર ફેંકી જોઈ બહાર, પોલીસના પોષાકમાં સજ્જ થયેલ એક વ્યક્તિ જોઈ. પાછા ફરીને મેં કહ્યું "આપણે ઘેરાઈ ગયા છીએ. પોલીસે પાકો બંદોબસ્ત કર્યો હશે. હવે જેની પાસે જે કાંઈ કાગળ હોય તેનો નાશ કરી નાખો, જરાયે અવાજ ન થવો જોઈએ અને બની શકે તો બધા માણસો એક જ જગ્યાએથી ન પકડાય તો સારું. કોઈએ કોઈપણ જાતની છેડછાડ કર્યા સિવાય શાંતિથી ગિરફતાર થઈ જવાનું છે કારણ કે બચવાનો કંઈ ઉપાય નથી.

આશરે ચારસો પોલીસોથી અમે ઘેરાયા હતા. ચાર પાંચ જગ્યાએ જ્યાંથી નીકળી શકાય તેમ હતું ત્યાં પોલીસ કોન્સ્ટેબલ તૈયાર હતા. તેઓ બધા નીચે સડક પર હતા અને અમે બીજે માળે. કૂદી શકાય તેમ પણ નહોતું. એક બાજુની વરંડામાં અંધારું હતું. હજી આટલી વાત હું કહી શક્યો હતો ત્યાં સામે વરંડામાં ફોજી-બૂટનો અવાજ આવ્યો. મેં ધાર્યું કે કોઈ પોલીસ અફસર આવે છે. શિકાર ખેલવાની ટેવ હોવાને અંગે મેં શિકારની શોધ વખતે કામ આવતી કલાનો ઉપયોગ કર્યો અને જેવો બૂટનો અવાજ કમરા પાસે થઈને આગળ





પસાર થયો એટલે કે છેલ્લા રૂમ સુધી, તરત જ હું અને પીતામ્બર પંત ગુપચુપ રૂમમાંથી બહાર આવ્યા, અમે લોકો દાદરા પાસે પહોંચ્યા ત્યારે લશ્કરી બૂટ પહેરેલ આદમી રૂમ પાસે જઇને કંઇ હુકમ આપતા હોય એમ લાગ્યું.

એ યાદ રાખવું જોઇએ કે આખા યૂ.પી.ની ધ્વંસાત્મક યોજનાનો ડ્રાફ્ટ એ વખતે મારી પાસે હતો. એ ડ્રાફ્ટમાં જે કંઇ સુધારા વધારા હતા તે યુ.પી.ના મિત્રો દ્વારા કરવામાં આવ્યા હતા. દિલ્હીમાં એ ડ્રાફ્ટ બનાવવામાં આવ્યો હતો અને એ ડ્રાફ્ટને મંજૂર કરવામાં ડો. કેરકર, શ્રીમતી સુચેતા કૃપાલાની, શ્રી. રાધેશ્યામ શર્મા, આચાર્ય જુગલકિશોર, શ્રી. પીતામ્બર પંત તથા અન્ય મિત્ર હતા. સંપૂર્ણ હિસાબની ડાયરી શ્રી. પંતજી પાસે હતી. રૂપિયા પણ એમની પાસે હતા.

દાદરા પાસે જેવો હું આવ્યો કે કોન્સ્ટેબલે મારો હાથ પકડી લીધો અને કહ્યું, 'આગળ નહીં જવાય.' નિર્ભયતાથી અને શાંતિથી મેં પૂછ્યું, "પણ છે શું ? અમે તો અહીં જ રહીએ છીએ અને આજે આ મનાઇ શેની વળી ?" કોન્સ્ટેબલે ગંભીતાથી જવાબ આપ્યો, આજે તો જબરો ઘેરો ઘાલવામાં આવ્યો છે. પૂરી તપાસ થશે અને ધરપકડો થશે. મને અહીંથી કોઇને નીચે નહીં ઊતરવા દેવાનો હુકમ મળ્યો છે. શાંતિથી મેં કહ્યું, "ઠીક, તો પછી અમે પાછા અમારે ઘરે તો જઇ શકીએ ને ? એમાં તો કંઇ વાંધો નથી ને ?" થોડી વાર વિચાર કરીને કોન્સ્ટેબલે કહ્યું, "ના, એમ કરવામાં કંઇ વાંધો નથી " બસ, પછી શું બાકી રહે ? અમે લોકો ખૂબ સાવધાનીથી પાછા ફર્યા અને પાસેના રૂમ તરફ નજર નાખી તો એમાં એક મહિલા લોટ બાંધતી હતી. દીપક ઝગમગતો હતો. રૂમ આગળ દરવાજા પર એક દૂબળો પાતળો માણસ ઊભો હતો. દરવાજાને અડીને એ એક બાજુ ઊભો હતો રૂમની અંદર ઘૂસીને મેં કહ્યું, 'જુઓ. મારું નામ છે શ્રીરામ શર્મા. પોલીસે આખા મકાનને ઘેરી લીધું છે. હું બીમાર છું નહીં તો આગળની દીવાલ પર ચઢીને ઝાડ પર થઇને ચાલ્યો જાત. પણ હજુ એક તક છે. જો આપ મદદ કરો અને એ એ રીતે કે આપ મને એક સાડી આપો અને હું લોટ બાંધવા માંડું અને આપ એ રીતે બેસો કે મારું આખું શરીર ન દેખાય. અને આપ તો દરવાજા પર જ છો એમને એમ ઊભા રહો. બારણાં ખુલ્લાં જ રાખજો જેથી પોલીસને શંકા ન જાય.'

સ્ત્રી-પુરુષ બન્ને માની ગયા. પુરુષનું નામ હતું કામતાપ્રસાદ. જેને મારી સાથે કોર્ટમાં આવવું પડયું હતું અને એ સ્ત્રી તેની પત્ની હતી.

કોટ ઉતારીને મેં એક બાજુ રાખી દીધો અને પહેલું કામ એ કર્યું કે યોજનાનો ડ્રાફ્ટ અને બીજા મહત્ત્વના કાગળો હતા તેમને અગ્નિસ્વાધીન કરી દીધા. પંતજી પાસેથી હિસાબની ડાયરી અને બીજા કાગળ લઇને સગડીમાં નાખી દીધા. તરત જ એ કાગળોની રાખ થઇ ગઇ. અને એ રાખ અને તણખા આસપાસ ઊડતા ઊડતા જાણે હસતા હસતા કહેવા લાગ્યા કે હવે તમારે માથે બહુ ભય નથી. ૧૫૦૦, પંતજી પાસેથી લઇને મારી પાસે રાખ્યા અને ધોતિયાની ઉપર જ સાડી પહેરી.

જીવનમાં પહેલીવાર સાડી પહેરી હતી. એમ તો સરદાર ભગતસિંહને પણ એકવાર ઘેરદાર ઘાઘરો પહેરવો પડયો હતો. મનમાં આશ્વાસન હતું કે દ્વાપરમાં અર્જુનને પણ બૃહન્નલા બનવું પડયું હતું. તો પછી આ ઘોર કલિયુગમાં એક કાર્યકર્તા સત્ય અને ઇમાનદારીપૂર્વક સાડી પહેરી લે અને એને કોઇ કલિયુગી બૃહન્નલા કહે તો એમાં શી રીતે વાંધો કાઢી શકાય ? બસ, લોટ બાંધવા બેસી ગયો. પંતજીને કહી દીધું કે તેઓ બીજી બાજુ સરકી જાય અને ત્યાં જ ગિરફતાર ન થાય.

કેટલાયે ષડયંત્ર કેસ વાંચ્યા હતા. એકાદની અદાલતી કાર્યવાહી પણ જોઇ હતી. એટલે જ એટલું સૂઝયું કે બની શકે ત્યાં સુધા બધા યે એક જ જગ્યાએથી પકડાવું નહીં. બસ, આટલી વાત જ મગજમાં હતી. બીજી બાજુ અવાજ વધતા





જતા હતા. એમ લાગ્યું કે ફોજીબૂટના ખટાખટ અવાજ રામપ્રસાદ કરતો હતો. બાકીના સાથીઓની ધરપકડ કરતો હતો. મારા તરફ ચક્રવર્તી વિરેન્દ્રસિંહ અને એક ઇન્સ્પેકટર આવ્યા. બારણાં ખુલ્લાં જોઇને તેઓ જરા અચકાયા. દરવાજા પર ઉભેલા કામતાપ્રસાદને પકડીને એવા તો સપાટા માર્યા કે બિચારાને છઠ્ઠીનું દૂધ યાદ આવી ગયું હશે. રાજબહાદુર શ્રીવાસ્તવ કરીને એક બીજા ભાઇ પણ ત્યાં જ ઊભા હતા. એમણે અમારી વાતો સાંભળી હતી. એમના પર એક થપાટ પડતાં જ તે બોલી પડયા – " મને શા માટે પકડો છો ? મેં શું કર્યું છે? પં. શ્રીરામશર્મા તો આ સાડી પહેરીને બેઠા " બસ, પછી શું બાકી રહે ? પોલીસવાળા રૂમમાં આવ્યા છતાં યે તેમના મનમાં શંકા હતી કે કદાચ આવી હૃષ્ટ પુષ્ટ કોઇ સ્ત્રી જ હોય. એટલે તેઓ ત્યાં જ અટકીને ઊભા ગયા. પરંતુ જેવા તેઓ નજીક આવ્યા કે ચક્રવર્તીએ સંદેહભર્યા અવાજે કહ્યું— "આ તો આદમી લાગે છે" બસ, ભેદ ખુલી ગયો. તરત જ હું ઊભો થઇ ગયો અને ઘૂંઘટનો પરદો ખોલી નાખ્યો ધરપકડ થયા પછી એમણે જે કર્યું, હાથ પાછળ બાંધીને જે મારપીટ કરી, એ વાત તો હું આગળ કહી ગયો છું. ફરી એ સંભારવાની જરૂર નથી હા, રાજબહાદુર શ્રીવાસ્તવ અમારી સાથે જ જેલમાં પધાર્યા અને ત્યાં તેઓશ્રી અમારી વિરુદ્ધ પોલીસના સાક્ષી બન્યા.

નવમી તારીખે જ્યારે પોલીસે વ્યંગપૂર્વક કોટવાળીમાં કહ્યું કે,— "આપ જેવા પ્રખ્યાત પુરુષને સ્ત્રી વેષ ધારણ કરવો શું ઉચિત હતો?" તો ગોળીની જેમ એમને તરત જ જવાબ મળ્યો કે,– "ભેદ્દો વેષ પહેરીને, કુલી થઇને, ભિખારી બનીને અને એવા જ બીજા દગાભર્યા કામ કરીને તમે ગુનેગારને પકડો છો એ કયાં સુધી ઉચિત છે ? મેં તો સાડી પહેરી, જરૂર પડે તો ફરીવાર પણ પહેરું, પણ મારા અંગત સ્વાર્થ ખાતર તો એવું નથી કર્યું. જીવનભર દગાફટકાની રમત રમ્યા કરનારને આવી વાત કરવાનો શો હક છે?" પોલીસવાળા ચુપ થઇ ગયા, સાથે સાથે શ્રીગોવિન્દ સહાય ( યુ. પી. ના એક પાર્લામેન્ટરી સેક્રેટરી) ને પણ જવાબ દઇ દઉં કે તેઓ નામદારના કાર્યો પાસે મારું સાડી પહેરવું અને તે પણ દેશને ખાતર, એ તો સાધારણ બાબત કહેવાય. નામદારે જેલમાં કહ્યું હતું કે મારું એ કાર્ય કાયરતા ભર્યું કહેવાય. પણ કોઇ કાયર અને ડરપોકને અમારામાં સ્થાન જ ન હતું.

પોલીસવાળાઓએ સાડીની વાત અદાલતમાં ન મૂકી હોત અને એમ જ કહ્યું હોત કે અમારી ધરપકડ એક જ જગ્યાએ થઇ છે તો અમને એ લોકો બહુ સહેલાઇથી ફસાવી શકત. ચાલતી વખતે રાજબહાદુરના કહેવાથી એમણે મારા ભાઇને પણ પકડી લીધા મને અને પંતજીને બધાની જોડે એક જ જગ્યાએથી પકડયા છે એમ કહેવું પોલીસ માટે અશકય નહોતું.

એ ઉપરાંત ડો કાટજુએ દલીલ કરી હતી કે પોલીસે જ્યારે એ રૂમ તરફ કદમ માંડયા કે તરત જ એ માણસ પીતામ્બર પંત અને હું ત્યાંથી ભાગ્યા અને પોલીસ અને કોન્સ્ટેબલોએ તરત જ અમારો પીછો પકડયો (ત્યારે પોલીસે એમ નહોતું કહ્યું કે મેં સાડી પહેરી હતી. એમણે તો એમ કહ્યું કે બીજા રૂમમાં જતાં જ એમણે મને સાડી પહેરેલો જોયો) ત્યારે એક માણસ ભાગતો હોય પાછળ પોલીસ હોય અને બીજા રૂમમાં જતાં વેંત તે સાડી પહેરી લે એ શી રીતે બને? શું રસ્તામાં જ વિદ્યુત શક્તિએ સાડી પહેરવામાં મને મદદ કરી હતી? અને રસ્તામાં યે પોલીસ કોન્સ્ટેબલો તો હતા. નીચેની અદાલતમાં જ એમ પણ તેમણે કહ્યું હતું. નીચેની અદાલતમાં એ સ્પષ્ટ કરવામાં આવ્યું હતું કે કોન્સ્ટેબલો કયાં કયાં ઊભા રાખવામાં આવ્યા હતા. હવે જો અમે લોકો પોલીસને ભાળીને મુખ્ય રૂમમાંથી ભાગ્યા હોત તો પહેલાં જ આ કોન્સ્ટેબલ લોકો પકડી લેત અને બીજા રૂમ સુધી પહોંચાય જ શી રીતે?

વળી એ વાત પણ વિચારવા જેવી છે કે સાડીની વાત અદાલતમાં ન જાહેર કરી હોત તો પોલીસનો કેસ આટલો નબળો ન બનત. ત્યાં પણ નારી રૂપે જ





મારી રક્ષા કરી. વળી જો પોલીસને બરાબર ખબર હતી કે સ્ત્રીના વેષમાં હું જ છું તો તેમણે ગોળી કેમ ન છોડી? તેમને ગોળી છોડવાનો સંપૂર્ણ હક્ક હતો. એટલે એમને સ્ત્રી વેષમાં હું જ છું. એમ પાકે પાયે ખાતરી ન હોવાને અંગે જ તેમણે ગોળી નહી છોડેલી. સ્વાર્થ અને પરમાર્થ બન્ને દષ્ટિએ સાડીએ મને અને મારા મિત્રને એટલી સહાય કરી કે તેટલી બૃહન્નલા રૂપે અર્જુનને પણ નહીં કરી હોય તો પછી હવે ફરિયાદ શેની હોય અને બૂમ બરાડા શા માટે પાડવા?

સાડી પહેરવાનું અને ધડપકડ થયાનું મૂળ રહસ્ય આ છે. પોલીસને એ ક્યાં ખબર હતી કે તેમના આવવા પહેલાં તો મને પૂરી પંદર મિનિટ આ વેષ પલટા માટે મળી હતી. પોલીસ કોન્સ્ટેબલે જાણી બૂઝીને નહી પરંતુ પોતે સીધો સાદો આદમી હતો એટલે અમને પાછા ફરવા દીધા હતા જો પોલીસને મારી પાસેનો એક પણ કાગળ મળ્યો હોત તો તેમના કેસની સંગીનતા કેટલી વધી જાત? અને ફાંસી માટે તો પેલો ડ્રાફ્ટ જ પૂરતો હતો.

હું આસ્તિક છું. મુસીબતોએ મારા આસ્તિકવાદ-ને વધુ દઢ બનાવ્યો છે. મને વિશ્વાસ છે કે આ બધી વાતો કોઇ અદષ્ટ શક્તિ દ્વારા ન થઈ શકે એવી છે. આદમીની પોતાની શક્તિ તો આવા મામલાઓમાં નગણ્ય જ હોય છે:

મુદ્દઇ લાખ બૂરા ચાહે તો ક્યા હોતા હૈ
હોતા હૈ વહી જો મંજૂરે ખુદા હોતા હૈ

[અનુસંધાન પાન ૮,થી ચાલુ]

ગૌરવનો વ્યાપક ખ્યાલ જન્માવ્યા વિના—પૈસાની જે સંહારક શકિત છે એ કુંઠિત નહિ થાય.

એટલે ખરી વસ્તુ તો એ છે કે જો કોઈ-પણ પ્રકારની શ્રેષ્ઠ હવાને ઊભી કરવી જ હોય તો આપણે તમામ સાધનો વડે, માણસને વ્યાપક રીતે ઘડવાનો ગંભીરતાથી વિચાર કરવો જોઇએ. આપણા બધા કાર્યક્રમમાં એ સૌથી વધારે મહત્ત્વનું થવું જોઇએ. અત્યારે એ વિષેનો ખ્યાલ ઘણોખરો 'ફેશન' રૂપે આવ્યો છે. એમાં જોઈતી સચ્ચાઈ અને શ્રદ્ધા અને કાર્યક્ષમતા આવ્યાં નથી, એ આવે તો જ આપણો જયવારો છે— નહિતર આપણે માટે લોકશાસન એ કેવળ ટોળાવાદનો નમૂનો થઇને આપણને જ ભરખી જાશે.

પૈસા પણ, જીવનકાવ્ય શકય બનાવી શકે છે. એ વસ્તુસ્થિતિ જે માણસ સમજે છે, એના માટે પૈસા એ સંપત્તિ છે: બીજા માટે કેવળ ચિંતા. આપણે એ સંપત્તિની હવા ઊભી કરવી રહી.

### આ ર જૂ

મારી આર્ઝૂ: જગતપરને—વિશ્વને પ્રેમઘેલું-
શાંતિઘેલું બસ કરી પ્રયત્નો કરીને જ મેલું!

શેખઆદમ આબુવાલા



(અનુસંધાન પાન ૧૩ થી ચાલુ)

'શેનું છે ?'

'ઇ તો ડેન્માર્કમાં ઢોરની માવજતનું આવ્યું'તું એના ઉપરથી મેં લખ્યું છે!'

હું એની સામે જોઇ રહ્યો. એના કાગળ ઉપર જરાક નજર ફરી ગઇ તો 'અરજણ' ને બદલે 'અર્જુન' એવો શુદ્ધ શબ્દ ત્યાં દેખાતો હતો.

એને કાંઇક કહેવાનો વિચાર કરતો હતો ત્યાં તો ગામનો મુખી એને જ ખોળતો હતો એ ત્યાં ઊભો રહી ગયો.

'અલ્યા ! અરજણ ! તું આંહીં આંટા મારે છે. ને ડોસો ક્યાં છે ?'

'શું ખબર પડે ! ઘર તો તમે હરરાજીમાં લીધું છે. હવે શું છે ?'

મુખીએ એને બાવડું પકડીને આગળ ખેંચ્યો. એના કાનમાં કાંઇક કહ્યું. અરજણ સ્તબ્ધ થઇ ગયેલો લાગ્યો. 'હેં !' એના મોંમાંથી રાડ ફાટી ગઇ હતી. 'મારો બાપો ત્યાં લટકે છે ?'

'કોની વાત છે ?' મેં મુખીને પૂછ્યું. સાચું ખોટું કોને ખબર ? પણ–

'ભે વાયે વાત આણી છે. હાજો ત્યાં ભૂંભ-લાથોરની ધાર પાસે એક બાવળના હુંઠે લટકે છે.'

'લટકે છે ! એટલે ? કોઇએ...'મારું લોહી જાણે થીજી જતું હોય તેમ એક ધ્રૂજારી મને આવી ગઇ. કાલની હાજાની વાત આખી નજર આગળ ખડી થઇ ગઇ !

'એનાથી માલનું દુઃખ જોવાણું નહિ એમ કે' છે. માવડીયુંની માફી માગીને એણે જાતને રસ્તે પાડી. !'

## પ્રતીક્ષા

આભે કાંઇ મેઘલી મળી  
ધરા સૂનકારમાં ઢળી  
એવે મારા નેણમાં તારી વાટની  
પ્રીતમ, જ્યોત પ્રજળી.

તીખાં કાંઇ તમારાં બોલે  
ધ્રૂજે પાન વાયરા–ઝોલે  
આછી આછી આવતી ફોરમ ઝૂલતા  
મારા ઉર–હિંડોળે.

પ્રભુ, કેમ કહેણુ કહાવું ?  
વ્હાલાં બે વેણુ વહાવું ?  
અરે ! મારા નેણની મૂંગી આરતીએ  
બસ આવો, વધાવું.

હરિ, એમ જોઉં ચોપાસે  
જીવું એક આશના શ્વાસે  
જાણું મારી રાંકની જ્યોતિ જાળવી  
તારા પ્રેમહુલાસે.

ઝબૂકી જાય અંધારે  
દીવો જેમ તુલસીક્યારે  
આવો, એમ પળમાં ઢળવા થથરે  
જીવણ, જ્યોત આ જ્યારે.

મકરન્દ દવે





( અનુસંધાન પાન ૧૬ થી ચાલુ)

એણે ચિત્રગુપ્તને પ્રશ્ન પણ કર્યો: 'તમે મને પૃથ્વીના એક મહાન બુદ્ધિશાળી સર્જકને આંહીં ચોરડાકુ સાથે લાવ્યા છો, તે યમરાજ તમને ઉધડા નહિ લઇ નાખે ? તમે વિચાર કર્યો છે મારી પ્રતિષ્ઠાનો ?'

ચિત્રગુપ્તે શાંતિથી પ્રત્યુત્તર વાળ્યો: 'તમે જોયા કરો. હમણાં બધી વાત સ્પષ્ટ થઇ જાશે !'

એટલામાં તો બે ભયંકર કૂતરા આવતા દેખાયા. અંધારઘેરી રજની જેવો આછો પડછાયો સઘળે પથરાઇ ગયો. પવનનો એક સુસવાટો આવ્યો, અને તેની સાથે યમરાજ પોતે આવતા જણાયા.

પેલો સર્જક એ પૃથ્વીમાં અદ્ભુત મનાતો. આંહીં તો એક ભયંકર લૂંટારાની સાથે ચિત્રગુપ્તે એને રજૂ કર્યો હતો.

થોડીવાર થઇ અને યમરાજે પોતાના સિંહાસન ઉપર બેસીને ચારે તરફ દૃષ્ટિ કરી. કેટલાક રાજા મહારાજાઓ અધીર થઇ રહ્યા હતા. યમરાજે એક નજરથી એમને જાણે માપી લીધા. 'ચિત્રગુપ્તજી ! એમને માટે કાંઈ જોવાપણું છે નહિ—એમને સોંપી દ્યો પશ્ચાત્તાપના અગ્નિભવનમાં !'

'પણ મહારાજ ! હું તો ત્યાં અઢારસો બે હજાર ગામનો....' એક કોઇ વિજ્ઞપ્તિ કરવા લાગ્યો. પૃથ્વીનું ગૌરવ હજી એને સત્ય જણાતું હતું પણ યમરાજે એક આંગળી ઊંચી કરી અને બોલનારની જીભ જ જાણે જડ બની ગઇ લાગી.

કેટલાક ભિખારા આવ્યા, ગરીબો આવ્યા, લુચ્ચા, લફંગા, ઠગ, વકીલ, ડોકટર, વેપારી, એક પછી એક આવવા માંડયા. ઝડપથી એમનો ન્યાય થઈ રહ્યો હતો. કોઈ યાતનાના સમુદ્ર તરફ જતા હતા. કોઈને અગ્નિભવન મળતું હતું. કેટલાકને અશ્રુસ્નાન કરવાનું હતું. ઘણાને પાછું પૃથ્વી ભણી જવાનું હતું. પેલો સર્જક તો હજી અકકડ હતો. એના મનથી હજી એ કાંઈક હતો. પણ એની સાથેનો લૂંટારો ધ્રૂજતો હતો. એને બીક લાગતી હતી. એનો ન્યાય કોણ જાણે શું ઊતરશે ?

.. એટલામાં ચિત્રગુપ્તે એ લૂંટારાને જ ન્યાય માટે આગળ કર્યો. યમરાજે એક જરા જેટલા પોતાના પગ પાસે પડેલા પડછાયા તરફ નજર કરી. ધીમેથી ઉચ્ચાર કર્યો: 'ચિત્રગુપ્ત ! અધિકાર પ્રમાણે લાવો, આને પાછળ રાખો'.

પેલા સર્જકનો અહમ્ તો ખૂશ ખૂશ થઇ ગયો. ત્યારે આંહીં પણ અધિકાર તો છે. પણ એટલામાં તો એણે યમરાજના વિશેષ શબ્દ સાંભળ્યા ને એ દિગ્મૂઢ બની ગયો. યમરાજે વિશેષ ઉમેર્યું હતું: 'અધિકાર પ્રમાણે—ચિત્રગુપ્ત ! વધારે મોટો અપરાધી પહેલો, ઓછો અપરાધી પછી.'

સર્જક તો સ્તબ્ધ થઇ રહ્યો. પોતે આ લૂંટારા કરતાં પણ વધારે મોટો અપરાધી ? આ આંહીંનો ન્યાય ? પૃથ્વીમાં તો સો મણે, પણ આંહીં તો હજાર મણે.... એ મનમાં ને મનમાં ચીડાઇ રહ્યો. પણ ત્યાં યમરાજના છેલ્લા શબ્દોએ એને વિચારમાં નાખી દીધો. 'આંહીંથી જે શકિત મનની આપવામાં આવી, એ પ્રમાણે અપરાધ નાનો મોટો. વધારે શકિત એ વધારે અપરાધી !'

'ઓત્ તારીની આંહીં તો પૃથ્વીનો

વિવેક જ જણાતો નથી.' પેલા સર્જકે વિચાર કર્યો. ત્યાં તો વિવેક, વ્યવહાર, પ્રતિષ્ઠા બધા વિષે ન્યાયાધીશ પણ વિચાર કરે. બુદ્ધિશાળીનો ગુનો હોય ને વધારે બુદ્ધિશાળી વકીલ હોય તો એની વાગ્ચાતુરીથી ન્યાયાધીશ પણ બુદ્ધિશાળી ફેંસલો આપી પોતાની વાહ-વાહ કહેવરાવવામાં શોભા માને. આંહીં તો સાળું કાંઇ વિવેક જેવું જ જણાતું નથી. બધા સરખા. આ તે કેવું ગાંડું વાળ્યું ?'

પણ એની વિચારસરણી અટકી પડી. ચિત્રગુપ્તે એને આગળ કર્યો.

એક પળભર યમરાજે પગ પાસે પડતા પ્રતિબિંબ તરફ દૃષ્ટિ કરી અને તરત જ એની સામે જોયું.

પેલા સર્જકે તરત જ પોતાની પ્રતિષ્ઠા કહી નાખવામાં સલામતી દીઠી.

'પ્રભુ ! હું તો સીધો સાદો સર્જક છું. કોઈ વખત પથ્થરમાં લખું, ત્યારે હું શિલ્પી કહેવાઉં. ક્યારેક રંગનો આધાર લઉં ત્યારે ચિત્રકાર ગણાઉં. શબ્દમાં સર્જન કરું ત્યારે કવિ મનાઉં, પણ બધું એ નું એ. મારું કામ મહાન મેં કેંકને ડોલાવ્યા છે!'

'તમને મળેલી શક્તિ મહાન હતી એ ખરું. એનો દુરુપયોગ પણ એટલો જ મહાન હતો એ પણ ખરું. તમારે માટે....'

'પણ ભગવાન ! હું સર્જક—હું આ લૂટારા કરતાં પણ વધુ મોટો અપરાધી ? આ ન્યાય ક્યાંનો છે ?'

'આંહીંનો' યમરાજે શાંતિથી કહ્યું. લૂટારાએ લૂટ કરી. લોક ગરીબ થયા. પણ હવે એ પૃથ્વી ઉપર અનર્થ ફેલાવી શકે તેમ નથી. એના જીવનના અંત સાથે એના અનર્થનો અંત આવ્યો. તમારે માટે એનાથી જુદી જ પરિસ્થિતિ છે. તમે ભયંકર વિલાસ ચિતર્યા હશે, નિર્બળતાને મોહક બનાવી હશે, આકર્ષક સ્વરોમાં શૃંગારી ઘેલછા મૂકી હશે, તમારા મૃત્યુ સાથે એ મૃત્યુ પામશે ? કારણ કે તમારામાં મૂકવાની ખૂબી હતી, એટલે એ મૃત્યુ નહિ પામે. તમારી કૃતિઓ દ્વારા જે વિચારહીન દરિદ્રતા લોકમાં હંમેશને માટે આવતી રહેશે—તમે તમારી કૃતિઓને ફરી તપાસીને એમના વિનાશનો કદી વિચાર કર્યો હતો ?'

'મારી કૃતિઓનો વિનાશ ?' સર્જકના અહમ્‌નો મોટો પડઘો જાણે આકાશમાં ઊઠી રહ્યો હતો.

યમરાજ દયાભર્યું હસ્યા. 'ચિત્રગુપ્ત ! આણે પૃથ્વીમાં મૂકેલો અનર્થ ચિરંજીવ થવાનો સંભવ છે. લૂટારો તો આના પ્રમાણમાં કંઇ જ પાપ કરી શક્યો નથી. આને તો ત્યાં લઇ જાઓ જ્યાં પશ્ચાત્તાપનો અગ્નિ સતત પ્રજ્વલતો હોય. એ વિના એનો જાત-ઉદ્ધાર પણ નહિ થાય. અને હવે પેલા નાના અપરાધી લૂટારાને આવવા દો !'

## પરંપરા

ક્યારે થશે જીવન તુષ્ટ ?–સદાય પ્રશ્ન
રહેતો અનેક કપરી કથની કહેતો,
પ્રશ્નો તણી સતત એ જ પરંપરાઓ
ઊઠે ઉરે સજગ નિર્જગ તુજ વિષે.

प्रवात

અ. મ. રા.

## ચક્રવાક

[લે. 'અનામી' : પ્ર. પટવા એજ્યુકેશનલ પબ્લિશિંગ કંપની, વડોદરા; મૂલ્ય અઢી રૂપિયા.]

'કાવ્યસંહિતા' ના કવિ 'અનામી' નો આ બીજો કાવ્યસંગ્રહ છે. આગલા સંગ્રહનાં કાવ્યો કવિએ શાળાના અભ્યાસ દરમિયાન લખેલાં હતાં; આ સંગ્રહનાં કોલેજના વિદ્યાભ્યાસ દરમિયાન લખેલાં છે.

સંગ્રહનાં સિત્તેરમાંથી પચીસ કાવ્યો પ્રણયનાં કાવ્યો છે. એ કાવ્યો સંયોગ કરતાં વિપ્રલંભનાં છે. રાત્રિએ પાડેલા વિજોગે ચક્રવાકી માટે ઝૂરતા ચક્રવાકના જેવી કવિની પોતાનીય દશા એમાં વ્યંજિત થતી હોવાથી સંગ્રહનું નામ 'ચક્રવાક' એક પ્રકારની સાર્થતા ધરે છે. આત્મલક્ષી લાગતાં એ કાવ્યોમાં માણ્યું તેનું સવિષાદ સ્મરણ છે, નિસર્ગે બંધાઇ ગયેલી પ્રીતિનું ગૌરવપાન છે, અને નાયકનું પોતાને અને સખીને સમાધાનપ્રદ આશ્વાસન છે. સૂર એક જ હોવાથી વૈવિધ્ય એમાં બહુ આવી શક્યું નથી. દર્દ ઉત્કટ હશે પણ ઉત્કટતા 'તને મેં ચૂમી છે', 'સ્મરી તને', 'પરિવર્તન', 'ઠગારી પ્રેયસીને', 'જ્વાલા જીરવવી' અને 'હવે હદ થઇ' એ કાવ્યોમાં આવી છે એટલી બીજામાં નથી આવી.

કવિને વસંતમાં ગ્રીષ્મનો તાપ વેઠવાનું બનતાં નિરાશા ઘણી ઘેરી વળી છે. આ નૈરાશ્ય સંગ્રહનો એક મુખ્ય સૂર છે; પણ છે તેવું જીવન જીરવવાનો જોગવવાનો ઉપદેશ જાતને, સખીને (જુઓ 'સખીને') અને સખાને (જુઓ 'સખે') એ કરે છે અને એ રીતે પેલી આત્માને ખાઇ જાય એવી નિરાશામાંથી કવિ નીકળી પણ જાય છે. 'વસ્યાં દુઃખે સુખે' એ દૃષ્ટિ કવિની જીવનસમજનો ખ્યાલ આપે છે.

સંગ્રહમાં ગીતો છે. ભાષાંતરો છે, સોનેટો છે અને મુક્તકો પણ છે. સોનેટો ને મુક્તકો બહુ ચોટદાર નથી. ત્રણ ભાષાંતર કાવ્યોમાં શ્રીમતી સરોજિની નાયડુના The flute Player of Brindaban નું ભાષાંતર 'અગમ્ય વેણુ' વધુ ધ્યાન ખેંચે તેવું છે. પ્રણયકાવ્યો પછી વિશેષ ધ્યાન ખેંચે એવાં તો છે આ સંગ્રહમાંનાં ગીતો એની સંખ્યા પણ અગિયારની છે. એમાં 'મારી વાડીમાં', 'ઉદ્‌બોધન', 'સનાતન સંબંધ' અને 'કલ્પના અને વાસ્તવ' એ ચાર આકર્ષક છે. વૃત્તબદ્ધ કાવ્યોમાં જેમ કવિ કાન્તને પોતાના આદર્શ માનીને તેને અનુસરવાનો યત્ન કરતા જણાય છે, તેમ ગીતોમાં કવિશ્રી ન્હાનાલાલ એમના આદર્શ રહ્યા છે, એ દેખાઈ આવે છે.

ખંડકાવ્યમાં 'અનામી' ઠીક ફાવી શકે એમ એમના આગલા સંગ્રહે દેખાડયું હતું, પણ આ સંગ્રહમાં તો એવું કાવ્ય એક જ છે, 'પુનર્મિલન', પણ તે કોઇ વિશિષ્ટ સર્જન બન્યું નથી.

'ચક્રવાક' ના કવિ શિષ્ટ પ્રકૃતિના છે. એમનાં પદસૌષ્ઠવ ને ભાવનિરૂપણું પદ્ધતિ એ દેખાડી આપે છે. એમનાં કાવ્યોમાં વિશદતા ને પ્રવાહિતા છે, પણ વેગ અને ઉત્કટતા નથી એનું કારણ પણ એ હશે. એમનાં કાવ્યોમાં તર્કશીલતા છે એટલું ઊર્મિબળ નથી એવી છાપ પણ સમગ્રદર્શને કદાચ પડે. એમની પાસે કાવ્યભાષા ને કવિકસબ તો છે. 'નવા વર્ષે' ની છેલ્લી બે લીટીમાં કવિ સખી વિના પોતાને સ્વર વગરના વ્યંજન જેવો કહે છે ત્યાં મજાની ઉપમા, અને સંગ્રહના છેલ્લા કાવ્ય 'બજવને' માં ભાવની ઉપરાંત શબ્દાનુપ્રાસ ને ભાષાની આકર્ષકતા, એ દેખાડે છે. હ્રસ્વ-દીર્ઘની છૂટની કવિને બહુ છોછ નથી એ સારું નથી.

## ઉન્મેષ

[લેખક-પ્રકાશક, ઇન્દુલાલ ગાંધી, 'અતિથિ' કાર્યાલય, મોરબી; મૂલ્ય ત્રણ રૂપિયા.]

આની પહેલાં ઘણાં કાવ્ય પુસ્તકો પ્રગટ કરનાર રા. ઇન્દુલાલ ગાંધીએ આ સંગ્રહમાં પોતાનાં બીજાં ૧૪૦ કાવ્યોને સ્થાયી સ્વરૂપ આપ્યું છે. પાનની દુકાન ચલાવતાં ચલાવતાં તેમણે કવિતા લખ્યા કરી, કે ઊંચું શિક્ષણ લીધેલું નહિ હોવા છતાં તેમણે આવી ને આટલી કવિતા લખી એ કારણે નહિ,

પણ તેમની કવિતાના જાત ગુણે જ રા. ઇન્દુલાલને ગુજરાતમાં કવિયશ ક્યારનો સાંપડ્યો છે. કવિની મહેચ્છા તો 'તળેટીની તજી કીર્તિ ઊંચે ઊંચે સદા જવું' એવી છે. આ સંગ્રહ એ મહેચ્છાનું મૂર્ત પરિણામ છે.

સંગ્રહમાં કાવ્ય પ્રકારોનું વૈવિધ્ય સારું છે. એમાં વૃત્તબદ્ધ કાવ્યો છે, છંદોના જેમાં કકડા પાડ્યા હોય એવાં કાવ્યો પણ છે, સોનેટો છે, ખંડકાવ્યો છે ભજનો છે, ગીતો છે, મુક્તકો છે અને 'સૃષ્ટિનો પરિતાપ એ જ વહશે જેને જુવાની વરી' જેવું એક પંક્તિ કાવ્ય પણ છે. એ સર્વમાં, કવિને દૃઢ કાવ્યબંધ માગે એવાં કાવ્યો કરતાં મુક્ત વિહારની સવડ આપે એવાં કાવ્યો વિશેષ ફાવતાં હોઇ, ગીતોમાં અને જેમાં તે ઊર્મિ રેલાવે છે તેની 'ઉન્મેષ' અને જેમાં તે કલ્પનાને ચગાવે છે તે 'કલ્પનામુખી' જેવાં કાવ્યોમાં કવિ સવિશેષ ખીલ્યા છે.

તેમના કાવ્યવિષયોમાં પ્રણય અને પ્રકૃતિ સૌથી વધુ આગળ તરી આવે છે. સંગ્રહનાં બે મોટાં ને સુંદર કાવ્યો 'ઉન્મેષ'—જે આ સંગ્રહનું નામદાતા છે તે—અને 'કલ્પનામુખી' પ્રેમનાં કાવ્યો છે. 'કલ્પનામુખી' તો આ સંગ્રહનું શ્રેષ્ઠ કાવ્ય છે. 'સુષમાં' અને 'મા હન્તવ્યમ્' એ બે અનુક્રમે ઉમા–મહાદેવ અને દુષ્યન્ત–શકુન્તલાને લગતાં આ સંગ્રહનાં ખંડકાવ્યો પ્રણયવિષયક છે. 'ભ્રાંતિ,' 'આતિથ્ય,' 'અશબ્દ શબ્દાવલિ' 'પહેલો સ્પર્શ' જેવાં કાવ્યો પણ એ પ્રકારનાં છે. પ્રણય જેવો જ કવિનો પ્રિય વિષય છે પ્રકૃતિ. 'રજનીની સોડમાં,' 'ગોરાંદે,' 'રાત્રિનું નૃત્ય,' 'વસંતને વટોળિયે,' 'કોઠ ચિતારો,' 'કોજાગરી,' 'ચન્દ્રધનુ,' 'ઊષાનો જન્મ,' 'ઉજાસની ઉજાણી,' 'નર્તકી કરેણ,' 'નર્મદાનું ઊષાદર્શન,' 'સ્વર્ણકેશી ઊષા,' 'વસુંધરા બોલી' જેવાં મનોહર પ્રકૃતિકાવ્યો તો આ સંગ્રહની શોભા બન્યાં છે. પ્રકૃતિચિત્રો તો આ સિવાયનાં બીજાં કાવ્યોમાં પણ કવિએ છૂટે હાથે વેર્યાં છે. કવિની એ વિશિષ્ટતા છે. પૂર્ણિમાનાં ઘણાં સુંદર વર્ણનો આ કવિ પાસેથી મળે છે એ ખાસ નોંધવા જેવું છે.

રા. ઇન્દુલાલે ગિરનાર ને શત્રુંજયની તથા નર્મદાની કવિતા લખી છે. એ જ રીતે સિંધના નિવાસને લીધે એમણે થરપારકરના રણને અને સિંધુ (નદી)ને પણ પોતાની કાવ્યાંજલિ આપી છે. એમાં સિંધુવિષયક ત્રણ કાવ્યો—'શૈશવી', 'યૌવના'ને 'માતા'—સિંધુવર્ણનનાં પહેલાં ગુજરાતી કાવ્યો છે. સિંધુની કદાચ કાયમી વિદાયે કવિ પાસે સિંધુને આ ભાવભરી સંસ્મરણાત્મક અંજલિ અપાવી છે. આ કાવ્યોને ય પ્રકૃતિનાં કાવ્યો ભેગાં મૂકી શકાય. કવિનું સંવેદન પણ એમાં ભળ્યું છે એટલું વિશેષ.

બાકીનાં કાવ્યોમાં 'અશાંત ઝંકાર,' 'થાકવું શાને?', ને 'મજલ થાકતી નથી' જેવાં કવિતાવિષયક કાવ્યો, ઐતિહાસિક ને પૌરાણિક નારીવિશેષો પરનાં કાવ્યો, 'ધરતીનું રુદન' ને 'માળો ચૂંથાયો' જેવાં સિંધમાંથી હિંદુઓને કરવી પડેલી હિજરતને લગતાં કાવ્ય, 'તારે દ્વારે' જેવું યુદ્ધને અનુલક્ષીને લખાયેલું કાવ્ય, 'પૃથ્વીમંત્ર' ને 'અભિષેક' જેવાં ગાંધીજીને અંજલિ આપતાં શોકકાવ્ય, 'સુષમાં', 'મા હન્તવ્યમ્' ને 'અશેષ શ્રેષ્ઠતા' જેવાં ખંડકાવ્ય, અને પ્રાર્થના કાવ્યો એ સૌને પોતપોતાનો ઝબકાર છે છતાં સહૃદયોને વિશેષ ગમી જાય એવાં તો છે. રા. ઇન્દુલાલનાં ગીતો ને ભજનો. 'ગીતધારા તારે થાકવું શાનું?' 'ઓઝલમાં નાખ મા,' 'હું ને મીરાં' 'રેવાને' 'મારગ ક્યાંય નથી,' 'માળો ચૂંથાણો' 'પૂનમે' એ ગીતો ઘણાને કંઠે વસી જશે.

પોતાની રીતે પોતાને ગમતાં ગાણાં ગાવામાં મસ્ત એવા રા. ઇન્દુલાલ ગાંધી શબ્દ અને કલ્પનાના કવિતારસિયા ઉપાસક છે એમની પાસે કવિની આંખ છે, કવિનું હૈયું છે ને કવિની વાણી છે. એ આ સંગ્રહનાં કાવ્યો બરાબર બતાવી આપે છે. જેટલો પોતાની કાવ્યમસ્તીનો રાખે છે તેટલો ખ્યાલ વાચકોનો પણ એ રાખતા હોય તો કેટલીકવાર દેખાઇ જતી અવિશદતા એમની કવિતામાંથી અદૃશ્ય થઇ જાય. એ જ રીતે, એક પ્રાચીન કાવ્યશાસ્ત્રીએ જેને કાવ્યનું જીવિત માન્યું છે. એ

# સ્ત્રી



તારું નામ જ સુંદરતા છે પણ તારી સુંદરતાને જ્યારે આભૂષણોનો મૂલ્યવાન ઠાઠ સાંપડે છે ત્યારે તો લોકો તને અપ્સરા કહે છે.

એવું તારું એક આધુનિક આભૂષણ છે.

## પીયુષ બ્રેસીયર

સુરૂપ રેખાઓમાં ઓપાવે છે

## પીયુષ હોઝીયરી વર્કસ

રાજામેતા સ્ટ્રીટ ૮૦, નાગદેવી
અમદાવાદ ક્રોસલેન મુંબઇ

સ્ટોકીસ્ટ
કે. સી. બ્રધર્સ : અમદાવાદ

---

આજની યુવતીઓની પસંદગી
એટલે

# "રેકર્ડ ફેબ્રીકસ"




# અંજલિ ગ્રંથમાળા

વર્ષ તેરમું

વાર્ષિક લવાજમ રૂ. ૮

આ વર્ષનાં ચાર પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ મેઘબિંદુ | ધૂમકેતુ | ૩-૦-૦ |
| ૨ પાતાળકૂવો | ઈશ્વર પેટલીકર | ૩-૦-૦ |
| ૩ ગગનરાજ | મૂળશંકર ભટ્ટ | ૨-૦-૦ |
| ૪ મિસ્તર આદમ | જયન્તી દલાલ | ૧-૮-૦ |

ચારે પુસ્તકો પ્રગટ થઈ ગયાં છે. આઠ રૂપિયા મોકલી આપ્યેથી ઘેરબેઠાં રજિ. બુકપોસ્ટથી મોકલી આપવામાં આવે છે.

પ્રાપ્તિ સ્થાન

## ભારતિ સાહિત્ય સંઘ લિ.

ફરનાન્ડીઝ પુલ નીચે ગાંધી રસ્તો અમદાવાદ
ભીમરાજ બિલ્ડિંગ, ૪૦૫ કાલબાદેવી રોડ મુંબઈ-૨




## ગુજરાતી સાહિત્યનું એક ને અદ્વિતીય પ્રકાશન

સંગ્રાહક

**છોટાલાલ માનસિંગ કામદાર બી. એ.**

કાગળની મોંઘવારીના આ જમાનામાં આ પુસ્તકનું પ્રકાશન કરવામાં ઘણી મુશ્કેલીઓ હોય છે અને છતાં ગ્રાહકોની માગણીને લીધે પ્રકાશન કર્યું છે.

વિજ્ઞાન, ભૂગોળ, ઇતિહાસ, ખગોળવિદ્યા, અર્થશાસ્ત્ર, સાહિત્ય, રમતગમતો ઇત્યાદી અનેક વિષયો પર આ પુસ્તકમાં રસપ્રદ માહિતી ભરી છે.

ક્રાઉન સાઇઝના હજાર પાના.
કિંમત માત્ર રૂપિયા સાડા દસ.
પોસ્ટેજ રૂપિયો એક.

ઓછી નકલો બાકી રહી છે. તમારી નકલ મેળવી લો.

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધી રસ્તો · અમદાવાદ ● ૪૦૫, કાલબાદેવી · મુંબઇ-૨



ભથવારી

ચિત્રકાર • વિનાયક પંડ્યા

# ગ્રામ

# નવરચના



આજ અને ગઈકાલ
ચિત્રકાર : શ્રી કનુ દેસાઇ



# અપચો થયો હોય તો કંઈ સાબુથી દૂર નહિ થાય



અમારો 'કાન્તિ', કામણગારો કે આંજીનાખે એવા લીસા કેશકલાપનો સર્જક છે એવું અમે કહેતા નથી.

એમ તો પછી એ સાબુમાં અપચો દૂર કરવાનો કિમિયો છે એમ કાં ન કહેવું ?

- કાન્તિ ન્હાવામાં છે અવ્વલ નંબરનો સાબુ.
- સફાઇનો એનીજ.
- કોમળમાં કોમળ ચામડીને પણ બળતરા કે ઇજા કરતો નથી.
- નાજુક, ચિત્તહારી સુગંધવાળો એ સાબુ અજમાવી જોશો?

સ્વસ્તિકની બીજી ઉંચી બનાવટોમાં શીકાકાઈ, સુગંધીતેલ, દાઢીના સાબુ, ધોવાના સાબુ, ગોવાલણ છાપ વનસ્પતિ વગેરે વગેરે છે.



## કાન્તિ ન્હાવાનો સાબુ

સ્વસ્તિક ઓઇલ મીલ્સ લીમીટેડ, મુંબઈ.

SOIL 17

SHILPI

ડીસ્ટ્રીબ્યુટર્સ:—વેસ્ટર્ન ઇન્ડિયા પ્રોસ્પેક્ટિંગ સિન્ડિકેટ લિ. પો. બો. નં. ૨૮ અમદાવાદ

નેપચ્યૂન

જિંદગી આગ

અને

અકસ્માત

ના વીમાનું
કામ કરે
છે

કુલ અસ્કયામત
રૂા. ૫૫,૦૦,૦૦૦થી વધુ

કામકાજ કરવા લાગવગ વાળા અને શક્તિશાળી એજન્ટો જોઇએ છે.

નેપચ્યૂન એસ્યુરન્સ કંપની લિમિટેડ

: હેડ ઑફિસ :
નેપચ્યૂન બીલ્ડીંગ, મુંબઇ.
અમદાવાદ બ્રાંચ:
પાંચકૂવા, અમદાવાદ


સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક


# ઊર્મિ અને નવરચના


'ઊર્મિ' વર્ષ ૧૮ : 'નવરચના' વર્ષ ૧૩ અંક દશમો

જાન્યુઆરી : ૧૯૪૯


ક્રમ




વાર્ષિક લવાજમ

દેશમાં : રૂા. ૭-૮-૦ :: પરદેશમાં રૂા. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
મીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઇ–૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી જમનાદાસ માણેકચંદ રવાણી : મોટા આંકડિયા : કાઠિયાવાડ.

મુદ્રક : જમનાદાસ માણેકચંદ રવાણી : અનેકાન્ત મુદ્રણાલય, મોટા આંકડિયા : કાઠિયાવાડ.



# પાનગોષ્ઠી

એક રાજા હતા. એમના રાજમાં એક ગામડામાં પરંપરાથી એક વાત ચાલી આવે. વરસમાં એક દિવસ હાથી દરવાજે શીરો કરીને સૌને જમાડે !

એ દિવસ આવ્યો. એટલે હાથી દરવાજે શીરાનાં બર્કડયાં મૂકાણાં.

કંદોઈ ઘાણ ઉપર ઘાણ ઉતારવા માંડયાં. લોકો ખાવા માંડયાં. બબ્બે પેટ કરીને સૌ જમ્યા. તોપણ શીરો વધી પડયો.

સાંજ પડી ને સાદ પડયો. ભગત ભિખારી જે કોઈ આવ્યું તે જમતું ગયું. શીરો તો તો ય વધ્યો.

હવે આ શીરાનું થાય શું? કોઈકે કહ્યું કે ' સાહેબ! પડખેને ગામડે માણસ દોડાવીએ. ભલે ને એ પણ આવતાં !'

બીજા કોઈકે કહ્યું: 'ધર્મશાળામાં મોકલાવી દોને! હજી કોઈ ને કોઈ રહી ગયા હશે !'

ત્રીજી સૂચના મળી: 'એના કરતાં એમ જ કરોને, લોટ એમાં વધુ નાખો ને, પકવાન જેવું થઈ જાય તો વખતે એક દિ રહે. કાલે સૌ ખાઈ શકે એવું કરોને!'

પણ ગામડામાં મોટામાં મોટું માણસ મામલતદાર! એનો બોલ એટલે ભગવાનનાં વેણ. મામલતદાર હતા નવા. એણે માથું ધૂણાવ્યું: 'તમારે સૌને બોલવું છે, પણ જવાબ મારે ભરવાના છે! આપણે જૂની ફાઇલો જુઓ શીરો વધે તો એનું શું થાય છે? એમાં શું શીરસ્તો છે એ પ્રમાણે કરો !'

કારકુને કહ્યું. 'સાહેબ ! એની નોંધ તો ક્યાંથી હોય ?'

' તમારે કોઈને કામ કરવું નથી એમ કહોને ' મામલતદાર સાહેબે





મ્હ્યું: 'ફાઇલે। જુઓ તે। ખબર પડેનાં !'

કારકુન તો ત્રણચાર કામે વળગી પડયા. માંડયા ફાઇલો ઉથલાવવા. એમ ને એમ સવાર થઈ. પણ આવી રીતે શીરો વધે તો એનું શું કરવું, એની કોઇ નોંધ કયાંય દેખાણી નહિ.

હવે શું થાય ?

મામલતદાર સાહેબ કહેઃ 'હું જવાબદારી લઉં નહિ. શીરો વધે તો શું કરવાનો શીરસ્તો છે એ ઉપર પૂછાવો. ત્યાં નોંધ હશે ! '

'પણ દરમિયાન આ શીરો-શીરો તો ગંધાઇ ઊઠે-સાહેબ ! '

'ગંધાઈ ઊઠે તો હમણાં દાટી દ્યો. બાકી જવાબદારી હું ન લઉં. ઉપરથી લખાણ આવે એ સાચું !'

શીરાને ખાડો કરીને દાટયો. ને ઉપર લખાણ કર્યું-

લખાણ માંડયું ફરવા. એક ઠેકાણેથી બીજે ને બીજેથી ત્રીજે. કયાંક કારકુને કાંના માત્રની ભૂલ કાઢી ને કયાંક તારીખમાં વાંધો પડયો. કોઈકે નંબર ખોટો હતો માટે તુમાર પાછો કાઢયો તો બીજા કોઈકે નંબર ભળતો હતો માટે પાછો કાઢયો કાગળ મંડયો ફરવા. એને કયાં હાડમાંસ હતા તે થાક લાગે ? એક વરસ કાગળ ફર્યો એટલે એને લાલ ફૂમતું ઊગ્યું.

અત્યાર સુધી નકામો હતો તે એકદમ ઉપયોગી થઇ પડયો. ઉપયોગી થાતાં એનાં માન વધી પડયાં. સૌ કોઇ એને તરત તગ્ત વળાવી દેવા માટે, ઝીણામાં ઝીણી વાંધાવચ્ટિ કાઢીને, જવાબદારીમાંથી છૂટવા માંડયા ! જવાબદારીનો ફંગોળો આમથી તેમ માંડયો અફળાવા. મન તો કોઇને નહોતું તોય છેવટે એનો ત્રણ વર્ષે અંત આવ્યો. નોંધ થઇને આવી કે આવું થાય તો શીરો બીજાને ખવરાવી દેવો ને લાગતાવળગતાને આયંદે આવું ફરી ન થવા દેવાની સૂચના કરવી !

આ આપણા તુમાર તંત્રમાં આ શીરા જેવો ઘાટ થયો છે. આયદે આવું ફરી ન થવા દેવાની સૂચના આવે છે ત્યા જેને માટે સૂચના હોય છે તે વસ્તુ જ ત્યાં હોતી નથી !

अ–कवि



# સમયના ઝાંરનાર

રાજહંસ

## જયપુર કોંગ્રેસ અધિવેશન

જયપુરમાં ભરાયેલું કોંગ્રેસનું ૫૫ મું અધિવેશન ઘણી ઘણી રીતે અગત્યનું છે. હિંદ આઝાદ થયા પછીનું આ પ્રથમ અધિવેશન છે. દેશી રાજ્યમાં આ પ્રથમ મળે છે એ પણ નવીન છે. રાષ્ટ્રપિતા ગાંધીજીની આ અધિવેશનને દોરવણી મળી નથી. આમ નવીનતા નોંધવા બેસીએ તો ઘણા બીજા મુદ્દા મળે, પરંતુ એ સૌમાં મુખ્ય અને એક માત્ર નવીન એ છે કે કોંગ્રેસની બદલાયેલી સ્થિતિમાં આ અધિવેશન પ્રથમ મળે છે. આ અગાઉનાં અધિવેશનમાં કોંગ્રેસ એક બળવાખોર સંસ્થા હતી. તેનું એ એક જ માત્ર રૂપ હતું. આ પ્રથમ અધિવેશન છે કે જેમાં કોંગ્રેસ બળવાખોર સંસ્થા મટીને હિંદનો રાજકારોબાર ચલાવતી વહીવટી સંસ્થા તરીકે મળે છે. એટલે કોંગ્રેસ આજે બે રૂપમાં વહેંચાઇ ગઇ છે. એક રાજકરતી કોંગ્રેસ પાર્ટી, અને બીજી એના મૂળને સાચવી રહેલી કોંગ્રેસ. પણ ખેદ સાથે જણાવવું જોઇએ કે મૂળ કોંગ્રેસના રૂપનો ઝડપથી નાશ થઇ રહ્યો છે અને બધો પ્રભાવ, ગૌરવ, રાજ્ય કરતી પાર્ટીમાં આવીને વસ્યો છે. અધિવેશનના વરાયેલા પ્રમુખ તો ડૉ. પટ્ટાભિ હતા, પરંતુ પહેલાં રાષ્ટ્રપતિનું જે ગૌરવ હતું તે આજે લોપ થયું લાગે છે. એ ગૌરવ આજે વડા પ્રધાન અને નાયબ વડા પ્રધાનના સ્થાનમાં આવીને વસ્યું નજરે પડે છે. કોંગ્રેસના અધિવેશનમાં મુખ્ય સ્થાને તરી આવે છે પંડિત જવાહરલાલ અને સરદારશ્રી વલ્લભભાઇ. એમના તેજમાં ડૉ. પટ્ટાભિ કયાં ય ઢંકાઇ જાય છે! કોંગ્રેસમાં પસાર થયેલા ઠરાવો પહેલાં જેવા જલદ કે રચનાત્મક નથી, પણ ગઇ પેઢીમાં વિનીતો સંસ્થાનિક સ્વરાજ્યની માગણી કરતાં જે ભલામણો અને વિનંતિ સરકારને કરતા તેવા આ વખતના કોંગ્રેસના ઠરાવો છે: કોંગ્રેસ એ મુખ્ય છે, સરકાર ચલાવતી પાર્ટી એ એની રચેલી પેટા સંસ્થા છે અને તેને જે હકથી હુકમથી કહી શકાય તેની શક્તિ રહી લાગતી નથી. અને કોંગ્રેસનું પ્રજાકીય તત્ત્વ નિસ્તેજ થઇ રાજકીય પક્ષ તરીકે કોંગ્રેસ આકાર લેઇ રહી છે અને તેનું જ આજે જોર છે.

આનો સ્વીકાર રાષ્ટ્રપતિ ડૉ. પટ્ટાભિએ પણ એમના ભાષણમાં સ્પષ્ટપણે કર્યો છે: 'કોંગ્રેસ એક સહૃદયી વયોવૃદ્ધ સાસુ જેવી છે, જ્યારે સરકાર એક યુવાન અને ચતુર વહુ જેવી છે. વાસ્તવિક રીતે ઘરમાં ચલણ વહુનું જ હોય છે અને તેનો તે પોતાના પતિ પાસે અમલ કરાવી શકે છે.' બુઢ્ઢી સાસુનું કંઇ ચલણ નથી તે તો રાષ્ટ્રપતિપદેથી આચાર્ય કૃપલાનીને રાજીનામું આપવું પડયું ત્યારથી જ સાબિત થઇ ગયેલું છે. એ સ્થાન રાજેનબાબુએ લીધું છતાં પણ એ સ્થાનનું ગૌરવ પાછું આવ્યાનું લોકોને વસ્યું નથી.

કોંગ્રેસીઓની ભૂમિકા નીચે ઊતરી ગઇ છે એ બાબતની ચેતવણી સાધુ વિનોબાએ પ્રદર્શન ખુલ્લું મૂકતાં આપી હતી. એ જાતનો ઠરાવ કરી કોંગ્રેસે પણ પોતાનો રાજરોગ પારખ્યો છે. પરંતુ રોગને પારખવાથી કામ પતી જતું નથી, એનો ઉપચાર કરી નાબૂદ કરવો એ જરૂરી છે તે માટે 'સંસ્થા' ને લાગતો ઠરાવ પણ થયો છે, પરંતુ ગાંધીજીના સંદેશા મુજબ સામાજિક અને આર્થિક આઝાદી માટે કોંગ્રેસ સક્રિય પ્રયત્ન કરશે કે કેમ એમાં શંકા રહે છે. કારણ કે, કોંગ્રેસની રચનાત્મક પ્રવૃત્તિઓ તરફ નજર કરવાની વૃત્તિનો મોટે ભાગે અભાવ દેખાય છે. નાની મોટી કોંગ્રેસ સમિતિઓ સરકારી તંત્ર ચલાવતા કોંગ્રેસીઓની શેહમાં તણાય છે. રાજતંત્રના વહીવટ પછી કોંગ્રેસનો જનતાનો સંપર્ક છૂટતો જાય છે. ચૂંટણીમાં કોંગ્રેસ પક્ષ આવે છે તેનું કારણ એ નહિ કે એની આજે પણ પહેલાં જેટલી પ્રજામાં પકડ છે, પરંતુ દેશમાં વિરોધ પક્ષનો અભાવ છે, આ સ્થિતિમાં જો કોંગ્રેસનો પોતાનો પણ કાબૂ સરકાર ઉપરથી જતો રહે તો એ સ્થિતિ દેશને માટે કરુણ કહેવાય. જયપુર કોંગ્રેસ અધિવેશને જે છાપ પાડી છે તે તો એ કહી જાય છે કે આ સ્થિતિ ચાલુ રહેશે તો થોડા વર્ષમાં કોંગ્રેસ જનતાની નહિ રહે, પણ એક રાજકીય સંસ્થા બની જશે. જો કોંગ્રેસ મોહ છોડે; પરિસ્થિતિ પ્રમાણે રાજકારણમાંથી ખસી જઇ મહાત્માજીને





માર્ગે સર્વોદય સમાજ સ્થાપી દેશની સામાજિક અને આર્થિક પુનર્વ્યવસ્થામાં પોતાની શક્તિ ખર્ચે અને સરકારી તંત્ર ચલાવનારને એક રાજકીય સંસ્થા બનાવે તો તેથી દેશને નવા ઘડતરમાં એ સારી સેવા આપી શકશે. 'કોંગ્રેસનો ઇતિહાસ' લખનાર ડૉ. પટ્ટાભિને હાથે હવે ભવિષ્યનો ઇતિહાસ લખવાનો સુઅવસર આવ્યો છે. જોઇએ હવે તે વૃદ્ધ સસુને સ્થાનેથી પોતાની ઊંડી સમજશક્તિ અને ઊંચા ધૈર્યથી જુવાન વહુને જીતી લેઇ પોતાનું કહ્યું કરાવે છે કે વહુને હાથે પરાસ્ત થાય છે ?

### ભાષાવાર પ્રાંતો

હિંદના રાજકારણમાં ઉગ્ર બનેલા ભાષાવાર પ્રાંતોના પ્રશ્નનો ઊકળતો ચરુ, એના કમિશને જે રિપોર્ટ બહાર પાડયો તેથી શાંત પડવાને બદલે વધુ ઉછળી આવ્યો છે. પરંતુ તે પછી કોંગ્રેસનું અધિવેશન આવ્યું એટલે એની ઉગ્રતા આપો આપ ઢંકાઇ ગઈ. કમિશને એ પ્રશ્ન વિચારતાં નીચેની દૃષ્ટિ રાખી છે—દેશની અખંડ રાષ્ટ્રીયતા એ હિંદનો આજે એક માત્ર પ્રશ્ન છે. ભાષાવાર પ્રાંતોનો કે બીજો કોઇ પ્રશ્ન આ એરણ ઉપર જ ચડાવવો જોઇએ. અને એ રીતે કસોટી કરતાં ભાષાવાર પ્રાંતોની રચના દેશને માટે અનર્થકર્તા છે. એટલે સુધી કે દેશને જુદા જુદા ભાગમાં વહેંચી નાખવો હોય તો એ સૌથી સારો રસ્તો છે !

કમિશનનો ચુકાદો કોઇએ ન કલ્પ્યો હોય તેવો છે. ભાષાવાર પ્રાંતરચના અંગે દેશમાં સર્વ પક્ષો સંમત હતા—છે. કોંગ્રેસ તો એ જાતની રચનાની માગણી ૧૯૨૧ થી કરતી આવી છે. પરંતુ આજની ઘડીએ તે પ્રશ્ન ન ઊકેલતાં દસ વર્ષ થોભી જવું તે એક પક્ષની માગણી હતી, બીજો પક્ષ આજે ને આજે નવરચના કરવાની માગણી કરતો હતો. એવો બીજો મુદ્દો પંચરંગી મુંબઇ અને મદ્રાસ શહેરનો છે. એક પક્ષ એ શહેરનો સ્વતંત્ર પ્રાંત રચવાની માગણી કરે છે, જ્યારે બીજો પક્ષ એને પોત પોતાના હિતમાં ખેંચવા માગે છે. કમિશને ભાષાવાર પ્રાંત રચવાની માગણીને જ મૂળમાંથી નકારી કાઢી. એનું માનવું છે કે બદલાયેલી સ્થિતિ પ્રમાણે ભાષાવાર પ્રાંતો રચવા હિંદના હિતમાં નથી, તેમજ લાગતા વળગતા પ્રાંતોના હિતમાં નથી. કોઇ નવો પ્રાંત આર્થિક રીતે પગભર થાય તેવી તેની સ્થિતિ નથી. ફક્ત ભવિષ્યમાં વહીવટની સુગમતાની દૃષ્ટિએ નવ-રચના વિચારાય તે વાજબી છે–આજે તો છે તે જ ચાલવા દેવું. મુંબઇ અને મદ્રાસ શહેરની સ્વતંત્ર રચના કરવી તેમ કમિશને જાહેર કર્યું છે.

કમીશનનો આ ચુકાદો સર્વાનુમતે છે, છતાં એ પ્રજાને સ્વીકાર્ય નથી થયો. તેમજ એ ઠોકી બેસાડવાથી લોકો શાન્ત પણ નહિ રહે એમ કોંગ્રેસને વસી ગયું છે. અને તે કારણે એ ઉકળતો ચરુ ઉભરાઇ ન જાય તે માટે કોંગ્રેસે ત્રણ જણની સમિતિ નીમી છે. રાષ્ટ્રપતિ ડૉ. પટ્ટાભિ, વડાપ્રધાન જવાહરલાલ અને સરદારશ્રી વલ્લભભાઇ એ ત્રણેય વ્યક્તિના મત જાહેર છે. ડૉ. પટ્ટાભિ હાલ ને હાલ નવી પ્રાંત રચના થવી જોઇએ તે મતના છે, જ્યારે પંડિતજી અને સરદારશ્રી દશ વર્ષ પછી એ પ્રશ્ન વિચારવો તેમ માને છે.

ભાષાવાર પ્રાંત રચવાની માગણી કોંગ્રેસે જ્યારે ૧૯૨૧ માં કરી અને તે પછી કર્યા કરી તે કરતાં આજે જુદી સ્થિતિ છે એ કમિશનની હકીકતમાં ભારોભાર તથ્ય છે. ભાષાવાર પ્રાંત રચવાની માગણી પાછળ કોંગ્રેસના આશયમાં પ્રજાની સંસ્કૃતિ સમૃદ્ધ થાય અને વહીવટમાં પ્રજાને સરળતા પડે એ મુદ્દાઓ સમાયેલા હતા. આજે દરેકની ભાષા વાર જુદી જુદી યુનિવર્સિટીની માગણી સ્વીકારાયેલી છે. પૂના યુનિવર્સિટી તો માર્ચથી કામ કરતી પણ થઇ જવાની છે. ગુજરાત અને બીજી ભાષાની યુનિ. નો પ્રશ્ન આકાર લેઇ રહ્યો છે. એટલે દરેકની પોતાની ભાષા દ્વારા સંસ્કૃતિનો વિકાસ સાધી શકે તેવી પૂરતી તક છે. રાજ્યના વહીવટમાં અંગ્રેજીને બદલે જિલ્લાને પોતાની ભાષામાં કારોબાર કરવાના હુકમો અપાયા છે. હિંદી કે હિંદુસ્તાની જે નક્કી થાય તે મધ્યમાં રાજભાષા થશે એટલે સામાન્ય લોકોને તેની મુસ્કેલી પણ રહેવાની નથી. એટલે જો માગણી

કરનારની દાનત શુભ હોય તો આ પ્રશ્ન દશ વર્ષ લંબાય તેમાં કોઈ પ્રાંતને અહિત થવાનું નથી. પરંતુ આજે ને આજે નવરચના કરો એમ કહેનારની વૃત્તિ સંસ્કૃતિને બદલે સત્તાની હોય એમ દેખાય છે. અને જ્યાં સત્તાની નહિ હોય ત્યાં સામા પ્રત્યે રાગદ્વેષ હોવાની સંભાવના છે કોમવાદ હજુ પૂરો ભુંસાયો નથી, એનાં કડવાં ફળ આપણે ચાખીએ છીએ ત્યાં ભાષાવાર પ્રાંત રચનાને નામે પ્રાંતિયવાદ ન પોષીને નવી ભાગલા વૃત્તિ અટકાવવી એ દરેક સ્વદેશાભિમાની નાગરિકનો ધર્મ છે.

કમિશનના ચુકાદા પછી હવે આપણી આંખ નવી રચાયેલી કમિટિ ઉપર મંડાઇ છે. ડૉ. પટ્ટાભિએ કહ્યું છે 'વધુ આગળ સાસુનું કંઇ ચાલતું નથી' તેમ જો આમાં તેમને વહુની રાજનીતિજ્ઞ દૃષ્ટિ સ્વીકારવી પડે તો કમિશનથી જેમને સંતોષ નથી થયો તે બંધારણ સભા ઉપર છેલ્લી નજર માંડશે એ અંગેનું સૂચન મહામંત્રી શ્રી શંકરરાવ દેવે ફરી પણ દીધું છે પ્રાંતિયવાદની સંકુચિત વૃત્તિ પર આપણા આગેવાનો સ્વદેશાભિમાન કેટલું બનાવે છે તેની સાચી કસોટી એ રીતે છેવટ બંધારણ સભામાં થશે.

## રાષ્ટ્રભાષા — હિંદી કે હિન્દુસ્તાની ?

ભાષાવાર પ્રાંતોના જેવી જ ઉગ્ર હવા રાષ્ટ્રભાષા અંગે દેશમાં ફેલાયેલી છે. મેરઠમાં હિન્દી સાહિત્યનું ૩૬ મું અધિવેશન ભરાયું તેમાં 'હિંદી રાષ્ટ્રભાષા હો' ની ઉગ્ર હવા સર્જાઇ હતી, હિંદી સાહિત્યના પ્રખર નાટ્યલેખક, નવલકથાકાર અને કવિ એમ ત્રિવિધ પ્રતિષ્ઠા મેળવનાર શ્રી ગોવિન્દદાસ શેઠે અધિવેશનના પ્રમુખસ્થાનેથી બોલતાં જણાવ્યું કે, 'મૈં યહ માનતા હૂં કી બડે બડે વિરોધિયોં, કે રહતે હુએ ભી હિન્દી હમારે દેશકી રાષ્ટ્રભાષા ઔર દેવનાગરી હી રાષ્ટ્રલિપિ ઘોષિત હોગી. હિન્દુસ્તાની કોઇ ભાષા હૈ હી નહીં, વહ રાષ્ટ્રભાષા કૈસે બનાયી જા સકતી હૈ ?'

તે પછીના દસમે જ દિવસે જયપુર કોંગ્રેસના અધિવેશનના મંચ ઉપરથી રાષ્ટ્રપતિ ડૉ. પટ્ટાભિએ સામે પક્ષેથી બોલતાં કહ્યું છે, 'ઉત્તર હિંદમાંના શહેરોમાં આવેલ બજારોમાં જે ભાષા બોલાય છે અને જાહેર સભાઓમાં જે ભાષા બોલાય છે તે આપણે સમજીએ છીએ. એટલે એ ભાષા રાષ્ટ્રભાષા બને એ વિશે શંકા નથી. આ ભાષા હિંદુસ્તાની તરીકે જાણીતી છે. આપણે એવી ભાષા ઊભી કરવી જોઇએ કે જે સંસ્કૃતમય હિંદી અને અરેબીક-ફારસી વચ્ચેની હોવી જોઇએ. સામાન્ય રીતે આપણે આ ભાષા બોલીએ છીએ. માત્ર નામ અંગે બીન જરૂરી ઝઘડો ચાલે છે. શુદ્ધ હિંદી ભાષા યુકત પ્રાંતની હોય, પરંતુ તે હિંદની રાષ્ટ્રભાષા તરીકે ઠોકી ન બેસાડાય. આ અંગે એવો ખ્યાલ પ્રવર્તે છે કે પુરાણી સંસ્કૃત શબ્દોવાળી હિંદી ભાષા રાખવી. પરંતુ એ પ્રમાણે કરવું તે હજારો વર્ષ પાછા જવું તે થાય.'

ભાષાવાર પ્રાંતોનો ઝઘડો મોટે ભાગે આર્થિક અને રાજકીય છે. જ્યારે રાષ્ટ્રભાષાનો પ્રશ્ન સાંસ્કૃતિક છે. અને એ દૃષ્ટિએ આ પ્રશ્ન લાગણીથી દોરવાઇ જઇ ન વિચારતાં સાંસ્કૃતિક દૃષ્ટિએ વિચારવો જોઇએ. હિંદુસ્તાની પક્ષે મહાત્માજીની ઇચ્છા છે અને તે કારણે પણ એનો વિરોધ કરતાં દિલ સંકોચાય છે. હિંદની અખંડતા જાળવવા મહાત્માજીએ મુસલમાનોનાં દિલ જીતવા જે ઉમરના બતાવી હતી, તેને લીધે હિન્દુસ્તાનીનો એમણે વચલો રસ્તો કાઢયો હતો. પાકિસ્તાન જુદું પડ્યું એટલે મુસલમાનનો વિચાર ન કરવો એમ અમે માનતા નથી. પરંતુ હિંદમાં એવી કોઈ દૃષ્ટિથી હવે પ્રશ્ન વિચારવાની જરૂર નથી, કેવળ સમગ્ર હિંદને અખંડ રાખવામાં શું જરૂરનું છે, તેની સંસ્કૃતિ સાચવવામાં શું જરૂરી છે, એ રીતે જ ભાષાવાર પ્રાંતો અને રાષ્ટ્રભાષાનો વિચાર થવો જોઇએ. અને એ રીતે હિંદી રાષ્ટ્રભાષા થાય એ સંસ્કૃતિના ભલામાં છે.

હિંદીના પક્ષે સંસ્કૃતમયતા છે તે એનો ગુનો ન ગણાવો જોઇએ પણ ગૌરવ ગણાવું જોઇએ. સંસ્કૃત એ હિંદની મોટા ભાગની પ્રાંતભાષાની જનની છે. એનું ધાવણ ધાવીને પ્રાંતિકભાષાઓ ઉછરીને મોટી થઇ છે. હિંદી એ સૌમાં મોટી પુત્રી છે,





સંસ્કૃત આજે રાષ્ટ્રભાષાનું સ્થાન એના વૃદ્ધત્વને લીધે ન લેઈ શકતી હોય તો એ વારસો એની મોટી પુત્રી હિંદીને મળવો જોઈએ. રાજભાષા થતાં એ પોતે સમૃદ્ધ થશે એટલું જ નહિ પણ પ્રાંતિક ભાષાઓ પણ એના અભ્યાસને લીધે સમૃદ્ધ થશે. અને આજે કોઈ ભાષા એવો બંધિયારવાડો નથી રહી કે બીજી ભાષાના શબ્દો એનામાં ન આવ્યા હોય. અંગ્રેજીમાં, હિંદીમાં, ગુજરાતીમાં કે કોઈ પ્રાંતિક ભાષામાં નવા નવા શબ્દો વધતા જાય છે. એ દૃષ્ટિએ હિંદી રાષ્ટ્રભાષા હોય છતાં ફારસી અરેબિકના શબ્દો તેમાં આપોઆપ સ્થાન પામશે. ઊલટ સંસ્કૃતથી જ્યારે આપણે દૂર ભાગીએ છીએ, આપણા મુસ્લીમ ભાઈઓ સૂગાય છે ત્યારે અફઘાનીસ્તાનની કાબુલ યુનિવર્સિટીએ એના બી. એ. ના ભાષાના અભ્યાસક્રમમાં એને ફરજિયાત વિષય તરીકે હમણાં દાખલ કરી છે. કારણમાં જણાવ્યું છે કે પરસિયન અને પૂસ્તુ ભાષા સંસ્કૃતમાંથી ઊતરી આવી છે એટલે એના અભ્યાસથી એ ભાષાઓ આપોઆપ સમૃદ્ધ થશે ! એ જ સસ્કૃતનુ ગૌરવ કરતાં ફ્રાન્સથી આવેલ, પારીસ યુનિવર્સિટીના સંસ્કૃતના પ્રોફેસર શ્રી લૂઈ રેનોએ, તા. ૧૨ મી ના રોજ આંધ્રની અન્નામલાઈ યુનિવર્સિટીના આશ્રયે જણાવ્યું કે "સંસ્કૃત સાહિત્યમાં સમૃદ્ધ વારસો સચવાયેલો છે. પ્રાંતિક ભાષાઓનું મહત્વ સ્વીકારીએ તો પણ એ કબૂલ કરવું જોઈએ કે હિંદમાં જે સંસ્કારની એકતા છે તે સંસ્કૃતને આભારી છે. સંસ્કૃત એ જ હિંદના ધર્મનો અને ફિલસૂફીનો પાયો છે. મેં સાંભળ્યું છે કે ઉત્તરના લોકો હિંદીને રાષ્ટ્રભાષા કરવાનો પ્રયત્ન કરે છે તેનો પ્રતિકાર કરવા માટે સંસ્કૃતનો વિરોધ કરવો જરૂરી લાગે છે પણ જો તમે હિંદીનો વિરોધ કરવામાં મક્કમ હો તો અંગ્રેજીમાં સંસ્કૃતને ફરીથી પ્રસ્થાપિત કરવી એ ઉત્તમ છે !"

એટલે હિંદીમાં વધુ પડતું સંસ્કૃત ભાષાનું પ્રાબલ્ય છે તેથી રાષ્ટ્રભાષા થવા માટે એ નાલાયક નથી ઠરતી, પણ વધુ લાયક ઠરે છે. અને એને એનું યોગ્ય સ્થાન મળતાં પ્રાંતિક ભાષાઓ પણ સમૃદ્ધ થશે

**એકજમાર્ગ-આધ્યાત્મિક જ્ઞાન**

હિંદ સ્વતંત્ર થયું છે એટલે હવે એને સામાજિક અને આર્થિક પ્રશ્નો ઉકેલવાના છે, એમ તાત્કાલિક આપણને લાગે છે. એ માટે સરકાર પ્રયત્ન કરે એ જરૂરી છે, પણ એથી જ આપણું કામ પૂરું થઇ જશે તેમ માનવાનું કારણ નથી. જે દેશ એ પ્રશ્નો ઉકેલી સમૃદ્ધિના શિખરે પહોંચી ગયો છે તે અમેરિકાનો બોધપાઠ આપણે લેઇશુ તો ભૌતિક સુખને અંતે ય છેવટ જરૂર રહેશે આધ્યાત્મિક સુખની. એમ આપણી સંસ્કૃતિને રસ્તે જ પાછા ફરવું પડશે.ગરીબ કે દાનહિન હિંદ પ્રથમ એની જરૂરિયાતો માટે પુરુષાર્થ કરે એમ ઇચ્છયા પછીય છેવટ કાર્ય રહેશે આધ્યાત્મિક દૃષ્ટિ મેળવવાનું.

અમેરિકાના જાણીતા વિજ્ઞાની ડો. ચાર્લ્સ સ્ટેઈનમેઝને પ્રશ્ન પૂછવામાં આવ્યો કે આવતા ૫૦ વર્ષમાં કયી દિશામાં વિશેષ સંશોધન થયેલું માલમ પડશે ? તેમણે જવાબ આપ્યો કે, હું ધારું છું કે સૌથી વિશેષ સંશોધન આધ્યાત્મિક દિશામાં કરવામા આવશે. થોડા વખતમાં લોકોને ખબર પડી જશે કે ભૌતિક વસ્તુ માણસને સુખી કરી શકતી નથી. પછી જગતના વિજ્ઞાનીઓ પ્રભુ, પ્રાર્થના અને આધ્યાત્મિક શક્તિ અંગેનો અભ્યાસ એમની પ્રયોગશાળામાં કરવા લાગશે ! અને જ્યારે તે દિવસ આવશે ત્યારે જગત જોશે કે એણે એક પેઢીમાં, પાછલી ચાર પેઢી કરતાં વધુ પ્રગતિ કરી છે.

આ આધ્યાત્મિક વારસો હિંદને આર્થિક અને સામાજિક રીતે સમૃદ્ધ થયા પછી શોધવા નીકળવું પડશે. અને ત્યારે સંસ્કૃતને આશ્રયે એને જવું પડશે.

**કોમવાદનો નાગ કંડિયામાંથી માથું ઊંચું કરે છે.**

આમ અમે સસ્કૃત, હિંદી કે હિંદના આધ્યાત્મિક વારસાની વાત કરીએ છીએ ત્યારે એનો સંકુચિત અર્થ કરી કોમવાદને પોષવાની વૃત્તિ કરતા નથી. અંગ્રેજોએ કોમવાદના જુદાજુદા ફણીધર નાગને ઝેર



પાઈને ઊછેર્યા હતા. તેમાંથી મુસ્લીમ કોમવાદે હિંદના ભાગલા સર્જ્યા અને હિન્દુ કોમવાદે મહાત્માજીનું મૃત્યુ સર્જ્યું. બંનેએ સમાન ધર્મી રીતે અપહરણ, લૂંટ અને બિભત્સના પ્રજા ઉપર આચરી. કોણ ચડે ને કોણ ઊતરે એ તોલવાનો આ અવસર નથી, પરંતુ મહાત્માજીના મૃત્યુ પછી આ ફણીધર નાગો કંડિયામાં ચૂપચાપ લપાઈ ગયા હતા. મુસ્લીમ કોમવાદ પાકીસ્તાન સર્જતાં નિર્બળ પડ્યો છે. મુસ્લીમ લીગને જીવતી રાખવા પ્રયત્ન થયો. હજુ એની નનામી નીકળી નથી એ રીતે જીવે છે એમ પણ કહેવાય. છતાં એ નાગે પછી દેશમાં ઝેર ફૂંક્યું નથી એમ નિઝામ રાજ્ય ઉપર હિંદી સરકારે લીધેલા સીધા પગલા વખતે સાબિત થયું છે. કંડિયામાં પૂરાએલો એ નાગ અંદરને અંદર એનું ઝેર ઓકી નાખી સ્વતંત્ર હિંદમાં એનું ગૌરવ ભર્યું સ્થાન ભોગવે તેમ ઇચ્છીએ. પણ હિંદુના કોમવાદી નાગે કંડિયામાંથી માથું ઊંચકવાની વૃત્તિ બતાવવા માંડી છે.

મહાત્માજીના મૃત્યુ પછી હિન્દુ મહાસભાએ શુભ ચિહ્ન તરીકે એની પ્રવૃત્તિ રાજકારણમાંથી ખેંચી લીધી, તે હવે નવા ઢંગથી ચાલુ કરવાનું ઠરાવ્યું છે! અને મહાસભાના આગેવાન ડૉ. શ્યામાપ્રસાદ મુકરજીની ડહાપણ ભરી દરખાસ્ત અવગણી છે. ડૉ. મુકરજીએ હિંદુ મહાસભા આગળ બે રસ્તા મૂક્યા હતા. એક તો, જો હિન્દુ મહાસભા કેવળ હિંદુની ધાર્મિક સંસ્થા રહેવા માગતી હોય તો એણે હિંદુઓની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ પૂરતું પોતાનું કાર્યક્ષેત્ર રાખવું, રાજકારણમાં ન પડવું. અને જો તે રાજકીય સંસ્થા રહેવા માગતી હોય તો એણે હિંદના કોઈ ધર્મીને માટે એનાં દ્વાર ખુલ્લાં રાખવાં જોઈએ, પણ ડોકટરની એ પથ્ય દવા લેવાની સંસ્થાએ ચોખ્ખી ના પાડી. પરિણામે, શ્યામાપ્રસાદ મુકરજીએ સભામાંથી પોતાનું રાજીનામું આપ્યું. કારણમાં એમણે જણાવ્યું, જો દેશની મોટી બહુમતી આવી રીતે કોમવાદી પ્રવૃત્તિ ચલાવે તો એને પરિણામે દેશની લઘુમતિઓ પણ કોમવાદી કાર્યક્રમ ચાલુ કરવા પ્રવૃત્ત થાય, અને એમ દેશમાં કોમી રાજકારણ ઊભું થઈ દેશનું અહિત કરે.

આ એમની દૃષ્ટિ શાણી જ વાજબી હોય છતાં હિંદુ મહાસભાની આંખ ન ઊઘડી, અને રાષ્ટ્રિય સ્વયંસેવક સંઘે પણ પોતાના ઉપરનો પ્રતિબંધ ઉઠાવી લેવા માટે સત્યાગ્રહની ધમકી આપી. એના વળતા જવાબમાં સરકારે હિંદમાંથી એ પ્રવૃત્તિમાં જોડાયેલા માણસોની ધરપકડ કરી. આમ કંડિયામાંથી માથું ઊંચકતા નાગને તરત દાબી દેવામાં સરકારે સારૂં જ કર્યું છે. આ અંગે સમજુ નાગરિકોમાં પણ કેટલીક ગેરસમજ જોવામાં આવે છે. વ્યક્તિ સ્વાતંત્ર્યને નામે થતો પ્રચાર ઘણાંને સરકારના આ પગલા અંગે શંકાશીલ બનાવી દે છે. વ્યક્તિ સ્વાતંત્ર્યનો અર્થ એવો તો ન થાય કે એને નામે બીજાના હક ઉપર તરાપ મારવી અગર અમુક વર્ગ ઉપર ધિક્કાર ફેલાવવો. હિંદુત્વ માટે પ્રેમ હોય ત્યાં સુધી વાંધો નથી, પણ મુસલમાનો વિષે સંઘને દ્વેષ અને સૂગ છે જ. હિંદ એ કોમી રાજ્ય નથી. સર્વધર્મના નાગરિકોના સરખા હક સ્વીકારાયેલા છે અત્યારે તો ૮૦ ટકા વસ્તી હિંદુઓની છે, દેશમાં પ્રજાકીય સરકાર છે, તે વખતે હિંદુ સંસ્કૃતિ ભયમાં છે એમ કહેવું હાસ્યાસ્પદ છે. કોમવાદથી દેશને જે ભોગવવું પડ્યું છે તેના બોધપાઠ તરીકે એવી કોઈ પ્રવૃત્તિને ઊગતી ડાંભી દેવી એ જ સરકારની ફરજ છે.

## વડોદરા યુનિવર્સિટી

ગુજરાત યુનિવર્સિટીનું કામ શરૂ થયું ત્યારે વડોદરામાં ગાયકવાડ સરકારે વડોદરા યુનિવર્સિટી અંગે એક સમિતિ ગઈ સાલ નીમી હતી. એમાં ચાર સભ્યો હતા, શ્રી કનૈયાલાલ મુનશી પ્રમુખ, સર રૂસ્તમ પી. મસાણી, ડૉ. જ્યોતિન્દ્ર મહેતા અને ડૉ. આર. બી. ચંદ્રચુડ સભ્યો તેમાં શ્રી મુનશી હૈદરાબાદની કામગિરિમાં રોકાતાં મોટે ભાગે સર મસાણીએ પ્રમુખ તરીકે કામ કરી સોંપેલું નિવેદન રજૂ કર્યું છે. આ નિવેદન જણાવે છે કે વડોદરા સ્વતંત્ર





રાજ્ય રહે કે મુંબઇ પ્રાંતમાં ભળી જઇ એનું અલગ અસ્તિત્વ નાબૂદ થાય, ગમે તે પરિણામ આવે તો પણ વડોદરાની જુદી યુનિવર્સિટી થાય, એ જરૂરી છે. એ માટે વડોદરામાં જોઇએ તે વિદ્યાનાં સ્થાનો છે. એન્જિનિયરીંગ કોલેજ અને મેડિકલ કોલેજ બાકી છે તે ૧૯૪૯ના જૂનથી શરૂ થનાર હોઇ કોઇ વિદ્યાલયની ઉણપ રહેતી નથી. નિવેદન જણાવે છે કે આજે હિંદમાં સમાજને દોરવણી આપનાર ચારિત્ર્યશીલ નેતાઓની ખાસ જરૂર છે. અને આ કાર્ય શિક્ષણ આપતી અને રહેઠાણવાળી વિદ્યાપીઠ વધુ સારી રીતે બજાવી શકે છે. વડોદરામાં આવી વિદ્યાપીઠ થોડા વખતમાં સરળતાથી સ્થાપી શકાય તેમ છે.

એ વાતમાં બે મત નથી કે દેશને કેળવવાની આજે સૌથી પ્રથમ જરૂર છે. અને આજની કારકુનિયા કેળવણીને સ્થાને નાગરિક ઘડતરની તાલીમ આપતી કેળવણીની પણ એટલી જ જરૂર છે. અને એ કામ પરીક્ષા લેતી નહિ, પણ શિક્ષણ આપતી અને રહેઠાણવાળી વિદ્યાપીઠો જ ઉત્તમ રીતે કરી શકે. એ રીતે વડોદરામાં વિદ્યાપીઠ સ્થપાય તેમાં વાંધો ન હોય. પરંતુ દરેક પ્રાંત કે પ્રદેશ પોત પોતાને ફાવે તેવા અખતરામાં ન પડતાં દેશ સમગ્રને એક સૂત્રે બાંધે તેવી કેળવણીની યોજનાની આજે દેશને ખાસ જરૂર છે. સરકાર પોતે પણ એ તરફ કાર્ય કરી રહી છે. મધ્યસ્થ સરકારે ચાલુ યુનિવર્સિટીઓ અંગે શું કરવું એનો વિચાર કરવા એક કમિશન નીમ્યું છે. તેના પ્રમુખ છે શ્રી રાધાકૃષ્ણન. આ કમિશનની વિશેષતા એ છે કે ત્રણ સભ્યો પરદેશી છે, જેમાંના એક જાણીતા અર્થશાસ્ત્રી જી. ડી. એચ. કોલ છે. હાલ આ કમિશન મદ્રાસમાં પોતાની કામગીરી બજાવી રહ્યું છે. આ કમિશન આખા દેશના વ્યાપક ધોરણે ઉચ્ચ શિક્ષણનો વિચાર કરશે. આવતા સપ્ટેમ્બરમાં એ પોતાનો હેવાલ રજૂ કરવા આશા રાખે છે. એટલે નવેસરથી સમગ્ર હિંદને દૃષ્ટિમાં ગણી. વિચારાયેલી આ યોજના દરેક યુનિવર્સિટી પાયામાં રાખી પોતાનું સ્વતંત્ર ઘડતર કરે તો એ દેશ ને પ્રાંતને એમ બંનેને ઉપયોગી થશે. એટલે એ કમિશનના હેવાલ સુધી નવી યુનિવર્સિટીઓની પ્રવૃતિઓ રાહ જુએ તે ઇચ્છવા જોગ છે.

### ગુજરાતનું રેડિઓ સ્ટેશન

ગુજરાતના રેડિયો સ્ટેશનની માગણી જૂની છે. પરંતુ આજ સુધી એની એ માગણી સંતોષાઇ નથી. કોંગ્રેસ સરકાર આવતાં પ્રથમ પાંચ વર્ષમાં નવાં ઊઘડનાર રેડિયો સ્ટેશનની યાદીમાં અમદાવાદનું નામ મૂકાયું હતું. સરદારશ્રી પાસે એ ખાતું છે એટલે અમદાવાદનો નંબર પહેલો લાગશે એમ પણ અમુકે માની લીધું હશે. પરંતુ વર્તમાનપત્રોમાં આવતા સમાચારો એને દૂર ને દૂર ઠેલ્યાની જાહેરાત કરતા હતા. નવેમ્બરમાં એ શરૂ થશે એમ અગાઉ જાહેર થયેલું, હવે વળી અમદાવાદ મ્યુનિ. ના પ્રમુખે નવી જાહેરાત કરી છે કે ફેબ્રુઆરીમાં એ શરૂ થઇ જશે. બીજી બાજુ એમ પણ સમાચાર મળે છે કે વડોદરા રેડિયો સ્ટેશન ઓલ ઇન્ડિયાને સોંપાયું હોઇ અમદાવાદનું સ્ટેશન ઝૂટવી લેવાનો પડદા પાછળ દોરી સંચાર ચાલે છે. મ્યુનિ. પ્રમુખે જણાવ્યું છે કે અખિલ હિંદ રેડિયો મથકના એન્જિનિયરો છેલ્લા કેટલાક વખતથી અહીં છે. સાધનો પણ તૈયાર છે એથી જરૂરી બાંધકામ તથા અમદાવાદનું રેડિયો મથક ૧૬ મી ફેબ્રુઆરીના અરસામાં શરૂ થઈ શકશે.

આમ એક બાજુ કામ ચાલે છે અને બીજી બાજુ ગુજરાત જાગ્રત હોઇ, અમદાવાદનું સ્ટેશન હવે નવો વાયદો કરવાનો પ્રસંગ આવ્યા વગર ફેબ્રુઆરીમાં હવામાં સૂર ગુંજાવતું થઇ જશે, એમ આશા રાખીએ. પરંતુ એ રેડિયો સ્ટેશનનો લાભ શહેરના ધનિક વર્ગને કે મધ્યમ વર્ગને મળે તેનો કંઇ અર્થ નથી. અર્થ નથી એમ તો નહિ, એ લોકોને લાભ છે જ પણ જનતાને એનો લાભ મળવો જોઇએ. અને જનતા એટલે શહેરની નહિ ગામડાની.

રેડિયાની શકિત તરફ પ્રજાસેવકોનું અને સરકારનું ધ્યાન ગયું હોય તેમ લાગતું નથી. અને ગયું હશે તો પણ એનો ઉપયોગ નથી કર્યો એમ ખેદ સાથે

સ્વીકારવું રહ્યું. દેશમાં આજે પ્રૌઢશિક્ષણ માટે હિલચાલ ચાલે છે. નિરક્ષરતા નાબૂદ થાય એ જરૂરી છે. પણ એટલાથી પૂરતું નથી. પ્રજાના સમૂહને જ્ઞાન, આનંદ અને માહિતી મળે તે જરૂરી છે. અને એ કામ આજે રેડિયો ઉત્તમ રીતે કરી શકે તેમ છે. દેશમાં દસ ટકા જે ભણેલા છે તેમાંનો મોટો ભાગ પ્રાથમિક કેળવણી લીધેલો છે. એમને અક્ષરજ્ઞાન મળેલું હોવા છતાં એનો ઉપયોગ લેખન વાચનમાં નહિવત્ છે. આપણા દેશની સંસ્કૃતિ ભણતરથી પ્રજામાં ઊતરેલી નથી. હિંદની સંસ્કૃતિ ગામડે ગામડે અને ઘેર ઘેર બ્રાહ્મણોએ, કથાકારોએ કિર્તનકારોએ પહોંચાડેલી. એવા બ્રાહ્મણો આજે દેશમાં અલોપ થયા છે. જે છે તેનો મોટો ભાગ રૂઢિજડ છે અને તેથી એ જૂના પુરાણા આચારને જ ધર્મ માની પ્રજામાં એવું અજ્ઞાન ફેલાવે છે. ગઇ પેઢીનાં કથાવાર્તા, માણભટ્ટો અદ્દશ્ય થઈ ગયા છે. એનું સ્થાન આજે કોઇ લેઇ શકે તેમ હોય તો એ રેડિયો છે. સરકાર રોજ ને રોજ કરોડોની યોજનાઓ મૂકે જાય છે, પરંતુ દર વર્ષે અમુક રેડિયો સેટ ગામડે મૂકી, અમુક વર્ષમાં એ યોજના પૂરી કરવા માગે છે એવી જાહેરાત આજ સુધી જાણી નથી ! જયપુરની કોંગ્રેસ અધિવેશનની વાત ગામડાનાં માણસો તો જાણતા પણ નથી !

હિંદની પ્રજા અભણ છે પણ જંગલી નથી. સ્વ. આનંદશંકરભાઇના શબ્દોમાં હિંદમાં અભણોની સંસ્કૃતિ છે. અભણ ખેડૂતની સ્ત્રી પણ જીવનના વ્યવહારિક તેમજ પારમાર્થિક પ્રશ્નોની સમજણથી વાત કરે છે. એટલે આ પ્રજામાં અક્ષરજ્ઞાન દ્વારા પ્રૌઢશિક્ષણના પ્રયોગની સાથે રેડિયો દ્વારા કથાવાર્તા જ્ઞાન આપવાની જરૂર છે. મહાભારત અને રામાયણની રાજનીતિ સમજનાર હિંદની ગ્રામપ્રજા ચાલુ રાજકારણ ન સમજે તેવી જંગલી નથી. સ્વતંત્ર દેશમાં એ જ્ઞાન દરેકને મળવુ જરૂરી છે. બાકી એ જ્ઞાન વગેર પુખ્ત મતાધિકારનો હક વાંદરાને નીસરણી આપ્યા જેવો જ ઠરશે. એટલે અમદાવાદને રેડિયો સ્ટેશન મળે તેથી શહેરનો વર્ગ ભલે સંતોષાઇ જાય, ગુજરાતની આમ પ્રજા તો જ્યારે ગામડે ગામડે રેડિયો સેટ મૂકાય ત્યારે જ સંતોષાશે.

**લેખન પુરસ્કાર માટે કોર્ટમાં રજૂ થયેલો દાવો**

રાજકોટના દૈનિક પત્ર 'જય હિન્દ'ના તંત્રી, માલિક અને પ્રકાશક શ્રી નરોત્તમદાસ એલ. શાહ સામે ગુજરાતના જાણીતા લેખક શ્રી કેશવલાલ કા. જાનીએ પોતાના 'જય હિંદ'માં છપાયેલા ડઝન લેખોનાં નક્કી થયેલ પુરસ્કાર બાબત, એક લેખના આઠ રૂપિયા પ્રમાણે રૂપિયા ૯૬ + નોટિસ ખર્ચના રૂપિયા ૫-૬-૬ મળી કુલ રૂ. ૧૦૧-૬-૬ નો દાવો, રાજકોટના સિનિયર જજ શ્રી અંબાલાલ મિસ્ત્રીની કોર્ટમાં નોંધાવ્યો હતો. લેખકે પુરસ્કારની રકમ તે વખતના તંત્રી શ્રી બાબુભાઇ વૈદ્ય સાથે નક્કી કરેલી. શ્રી વૈદ્દે સાક્ષી તરીકે હાજર રહી તેનો સ્વીકાર પણ કરેલ. શ્રી નરોત્તમદાસ શાહની દલીલ હતી કે શ્રી વૈદ્યને આવો કરાર કરવાનો અધિકાર હતો નહિ. અને શ્રી વૈદ્ય હાલ પત્રમાંથી છૂટા થયા હોઇ પોતાની વિરુદ્ધ પ્રચાર કરે છે.

આ કેસનો ચુકાદો આપતાં શ્રી મિસ્ત્રીએ જણાવ્યું છે કે, 'અમોએ સમગ્રપણે પૂરાવો તેમજ બધા સંજોગો વિચારમાં લીધા છે અને કરાર થયાનું સાબિત ઠરાવીએ છીએ. લેખો દૈનિકના એક આકર્ષક અંગ તરીકે ગણાય તેવા છે. ખરી વાત તો એ છે કે લેખોનું હાર્દ જોતાં રૂપિયા ૮ પુરસ્કાર કંઇજ વધારે નથી. ફક્ત એટલું જ નોંધવું રહે છે કે ગુજરાતમાં લેખકો મોટે ભાગે ઘરનું પોસ્ટનું ખર્ચ કરી લેખક તરીકેની કીર્તિ કમાવા ખાતર લખે છે, બહુ જ થોડાને પુરસ્કાર મળે છે અને એથી ય થોડા પુરસ્કારની શરત કરવા શકિતમાન હોય છે. એક તરફ સાહિત્ય અને કલા સંસ્કૃતિનો પાયો છે તેમ પોકારાય છે, અને વર્તમાનપત્રો આ સંસ્કૃતિના સ્થંભો હોવાનો દાવો કરી જગતનું ડહાપણ પોતાના તંત્રીમંડળે કે પોતે પીરસેલ સામગ્રીમાં આવી જવાનું માની બેસે છે. આ પરિસ્થિતિમાં સામગ્રી પૂરી પાડનારની આવી નાની રકમ માટે ય દાવા થાય તે સ્થિતિ ખેદજનક કહી શકાય. સાથે સાથે





એ પણ સૂચન કરવામાં આવે છે કે લેખકો હવે વધુ પડતા વિશ્વાસુ નહિ બનતાં ફક્ત મોઢાના આમંત્રણ કે કરાર ઉપર આધાર નહિ રાખતાં વધુ વ્યવહાર કુશળ બની લેખી શરતો કરાવી લેવાનું શીખશે તો તેમને અનુકૂળતા થશે. ઉપરાંત જરૂર પડયે કોર્ટના કામમાં પણ સરળતા ઊભી કરશે. સબબ વાદીનો દાવો મજૂર કરી રૂ. ૧૦૧-૬-૬ ની રકમ વાદી પ્રતિવાદીની જાત મિલ્કતથી વસુલ લે અને દ વાના ખર્ચ સહિત હુકમનામું કરી આપવામાં આવે છે.'

આ દાવો લેખક-પ્રકાશકના સંબંધ ઉપર અંદરખાને જે ચાલી રહ્યું છે તેના ઉપર પ્રકાશ પાડે છે. આવો બનાવ આ પ્રથમ છે એવું નહિ, પરંતુ શ્રી જાનીની માફક મોટા ભાગના લેખકો કજિયાતું મોં કાળું માની, અથવા 'અભવેત્ સાધુ' બની ચૂપ બેસી રહે છે. પુસ્તકના પ્રકાશકો સંબંધી ચર્ચા ઘણા વખત જોવામાં આવે છે, પરંતુ વર્તમાન પત્રોની કુટિલનીતિ વિષે આવા સમાચાર ભાગ્યે જોવામાં આવે છે. તેનું કારણ એમ નથી કે એના સંચાલકો કુટિલ નીતિ વાપરતા નથી, પરંતુ પુરસ્કારની રકમ નજીવી હોવાથી એટલા સારુ કોણ લડવા જાય, લડવા જવામાં ટકાની ડોસી ને ઢબુ મૂંડામણ જેવો ઘાટ થાય છે, છતાં પોતાના હક ખાતર શ્રી જાનીની જેમ જ્યારે લેખકો લડી લેતાં શીખશે ત્યારે જ સામા વર્ગની આંખ ઊઘડશે. વર્તમાનપત્રો ક્યાં સુધી કુટીલ નીતિ વાપરે છે કે દીપોત્સવી અંક માટે આમંત્રણ આપી લખાણ મંગાવે છે, છતાં તે છાપતા નથી, પાછું મોકલતા નથી, અને પોતાના ચાલુ અંકમાં મન ફાવે તેમ લેખકની મંજૂરી વગર છાપી નાખે છે અને તેની નકલ સુદ્ધાં લેખકને મોકલતા નથી. ઉઘરાણી કરવા છતાં જવાબ પણ આપતા નથી ! વળી અંકોમાં છપાયેલા લેખોના પુરસ્કાર ઉઘરાણી કર્યા છતાં મોકલવા અખાડા કરે છે ! આ બધી સ્થિતિ શ્રી જાનીની જેમ આગળથી લખાણ કર્યા છતાં બનતી હોય છે. તો પછી જે કીર્તિ કમાવા જ ઘરનું ગોપીચંદ કરીને લેખ મોકલે છે તેમની સાથેનું વર્તન કેવું હશે તે કલ્પી લેવાનું રહે છે !

લેખકને થઇ રહેલો આ અન્યાય લેખકો સંગઠ્ઠન સાધે ત્યારે જ બને. આશ્ચર્યની વાત તો એ છે કે સંગઠ્ઠન સાધવાથી બીજા વર્ગને સલાહ આપતો લેખક વર્ગ જ સંગઠ્ઠન વિનાનો છે ! લેખકમિલન નામનું મંડળ શરૂ થયું ત્યારે એની પાસે આવી કંઇક અપેક્ષા રાખેલી, પરંતુ વડોદરા અને અમદાવાદમાં સાહિત્યની ચર્ચા કર્યા પછી. ફરી મળવા જેટલી સ્ફૂર્તિ પણ એ બનાવી શક્યુ નથી ! વર્તમાનપત્રો એ આજ સુધી ખોટનો ધંધો હતો. સેવાં ખાતર અમુક વ્યક્તિઓ કે મંડળો તે ચલાવતાં. પરંતુ પ્રજામાં જેમ જેમ જાગૃતિ આવતી જાય છે, કેળવણી વધતી જાય છે, તેમ તેમ વાચનભૂખ ઊઘડતી જાય છે, વેપારીઓ પણ જાહેરખબરનું મહત્વ સમજતા જાય છે, અને તેથી દિવસે દિવસે વર્તમાનપત્રો સારા નફાવાળા ધંધાનું સ્થાન લેતાં જાય છે. આ સંજોગોમાં શ્રી જાનીએ પોતાના હક માટે લડી જે પગલું ભર્યું છે તેને અમે અભિનંદન આપીએ છીએ.

## હિન્દી કળાને ઉત્તેજન મળવું જોઇએ

મુંબઇ આર્ટ સોસાયટીને '૬૦ વર્ષ થયાં એ નિમિત્તે એણે હીરક મહોત્સવ ઊજવ્યો. આખા હિંદમાં આ સોસાયટી જૂનામાં જૂની છે. દર વર્ષે એ કલા પ્રદર્શન નિયમિત ભરે છે. સન ૧૮૮૮માં કેટલાક યુરોપિયનોએ આ સોસાયટીની સ્થાપના કરી હતી, શરૂઆતમાં એમાં હિંદીઓને સ્થાન ન હતું, તેમજ હિંદી કલાને પણ સ્થાન ન હતું. એ એક સેમી ગવર્નમેન્ટ જેવી સંસ્થા હતી, મુંબઇના ગવર્નર એના પેટ્રન રહેતા અને ઉચ્ચ દરજ્જાના અમલદારમાંથી ઓનરરી સેક્રેટરી નીમાતા. અને શરૂઆતના વર્ષોમાં સેક્રેટરિયટમાં જ એનાં પ્રદર્શન ભરાતાં એ અરસામાં જ જે. જે. સ્કૂલ ઓફ આર્ટની પણ શરૂઆત થઇ અને એની દૃષ્ટિ પણ પરદેશી કલા ભણી જ હતી.

પરંતુ જેમ જેમ સ્થિતિ બદલાતી ગઇ તેમ તેમ



હિંદીને અને હિંદીકલાને સ્થાન મળતું ગયું, છતાં હિંદી કલાને કે કલાકારોને સરકાર તરફથી, પ્રજા તરફથી કે વર્તમાનપત્રો તરફથી જોઇએ તેટલું પ્રોત્સાહન મળ્યું નથી. પરદેશી સરકાર હતી એટલે એની દૃષ્ટિ પશ્ચિમની કલા તરફ રહેતી, પ્રજામાંથી તો થોડા જ ઉત્તેજન આપી શકે તેવા ધનાઢયો હતા-છે અને તે પણ પશ્ચિમના જીવનથી રંગાયેલા એટલે ત્યાં પણ આપણી કલાને એનું યોગ્ય સ્થાન મળ્યું નથી, વર્તમાન પત્રોમાં આજ સુધી દેશી ભાષાનાં પત્રો પરાણે ખર્ચના બે પગ સરખા કરતાં હતાં, જે કમાણી હતી તે અંગ્રેજી છાપાંને. એની માલિકી કે સંચાલન પરદેશીઓ કરતા એટલે ત્યાંથી પણ હિંદી કળાને ઉત્તેજન મળ્યું નથી.

પરંતુ હવે સ્થિતિ બદલાઇ છે. સરકાર આપણી છે, એણે પ્રોત્સાહન આપી શક્તિશાળી કલાકારોને પરદેશ મોકલવાની સગવડ કરી આપવી જોઇએ. જો યોગ્ય પ્રોત્સાહન કલાકારોને મળશે તો હિંદી કલા પોતાનું યોગ્ય સ્થાન જગતમાં મેળવશે. અંગ્રેજી વર્તમાનપત્રોએ સમય પારખીને હિંદી કલાને હવે પ્રથમ કરતાં વધુ સ્થાન આપવા માંડયું છે, અને એ સંસ્થાઓ ધંધાદારી છે એટલે વધુ, ને વધુ સ્થાન આપશે એમ માનવામાં વાંધો નથી. આપણાં દેશી-ભાષાનાં વર્તમાનપત્રો પણ હવે કમાતા થયાં છે એ-ટલે તેમણે પણ એની શક્તિ પ્રમાણે સ્થાન આપવું જોઇએ. ધનિકોએ પણ દર વર્ષે એમની શક્તિના પ્રમાણમાં હિંદી કલાને ઉત્તેજન મળે તે દૃષ્ટિએ થોડાં ચિત્રો ખરીદવાં જોઇએ, પરંતુ આ સૌ કરતાં જે મોટો ફેરફાર માગે છે તે આપણી આર્ટ સ્કૂલો. એ બધાંની હવે નવેસરથી રચના થવાની જરૂર છે. આપણા ઉત્તમ ચિત્રકારો કેવળ પોતાની પીંછીની શક્તિ બતાવીને બેસી રહે તેથી આપણે સંતોષ ન માનવો જોઇએ. ઊગતા કલાકારોને કેળવણી આપવાનું કામ પણ એ સિદ્ધહસ્ત કલાકારોએ કરવું જોઇએ.

એ કાર્ય કેટલું અગત્યનું છે તેનો જીવતો જાગતો દાખલો આપણા જાણીતા ચિત્રકાર શ્રી રવિશંકર રાવળ છે. કુમાર દ્વારા એમણે પચ્ચીસ વર્ષમાં જે સેવા કરી-કરે છે એ આપણે જાણીએ છીએ, પરંતુ શિક્ષણ દ્વારા એમણે જે નવા કલાકારોનું ઘડતર કર્યું, અને ગુજરાતની કલાએ હિંદમાં સ્થાન લીધું તે એથી ય મોટું કાર્ય છે. આજે પણ એમનું ઘર એ નાની સરખી, ઋષિકુલ જેવી, આર્ટ સ્કૂલ છે. એમાં શીખતા બેપાંચ ઊગતા કલાકારો જે ઉત્સાહ, પ્રેરણા, પ્રેમ મેળવે છે તે લહાવો અનોખો છે. છતાં દુઃખની વાત એ છે કે અમદાવાદ આર્ટ સ્કૂલ સ્થાપી તેમનો ઉપયોગ કરી શક્યું નથી. એટલે એમ પણ હોય કે હિંદના આપણા સિદ્ધહસ્ત કલાકારો પોતાની પીંછીનો કસબ અને કલાની દૃષ્ટિ બીજાને આપવા તૈયાર હોય, પણ એમને એવું સ્થાન મળતું ન હોય. હિંદનો ઘડીભર વિચાર બાજુએ રાખીએ, અને ગુજરાત પૂરતો જ વિચાર કરીએ તો એટલું જ કહેવાનું કે અમદાવાદ પોતાની આર્ટ સ્કૂલ સ્થાપી આપણા કલાકારોનો સહકાર મેળવે. ૬૦ વર્ષ પહેલાં મુંબઇમાં જે પ્રવૃત્તિ શરૂ થઇ તેનાં મંડાણ આજે પણ અમદાવાદે ન કરવાં જોઇએ ?

### સિનેમા ઉદ્યોગ પણ ઉત્તેજન માગે છે

ગયે મહિને દાદરમાં સિનેમા ઉદ્યોગના પ્રતિનિધિઓએ ગૃહમંત્રી શ્રી મોરારજીભાઇ દેસાઇ સમક્ષ પોતાના ઉદ્યોગને આર્થિક રીતે સરકાર મદદ કરી ઉત્તેજન આપે તેવી માગણી કરી તે નવાઇ પમાડે તેવા સમાચાર છે. સિનેમા ઉદ્યોગની ધૂમ કમાણી અંગે લોકોમાં વિવિધ મત છે. મુંબઇના ગવર્નરને મળતા પગાર જેટલો જાણીતાં નટનટીને મળતો પગાર જોતાં લાગે છે કે એ ઉદ્યોગમાં મોટો નફો છે. જ્યારે બીજી બાજુ, ઇન્ડિયન મોશન પિકચર્સ પ્રોડયુસર એસોસિયેશનના પ્રમુખ શ્રી ચંદુલાલ શાહે જણાવ્યું કે, સિનેમા ઉદ્યોગ આર્થિક રીતે હાલ ખરાબ હાલતમાં છે. રોકાણના ૨૦ થી ૬૦ ટકા સુધીની રકમ વ્યાજે લાવીને એ પોતાનું કામ આગળ ધકેલે છે. જો આ ઉદ્યોગ તૂટી પડશે તો એની નામોશી સરકાર ઉપર આવશે ! આ ખરાબ સ્થિતિએ ઉદ્યોગ આવવાના





કારણમાં એમણે એમ પણ જણાવ્યું કે ગઇ સરકારે આ ઉદ્યોગને ઉત્તેજન આપ્યું નથી, પણ કેવળ મોજ શોખનો કર ઉઘરાવવામાં જ કેવળ રસ લીધો છે!

શ્રી મોરારજીભાઇએ સ્પષ્ટ સંભળાવી દીધું હતું કે, સિનેમા ઉદ્યોગ કેવળ પ્રજાની સેવા માટે ચલાવાય છે તે પોતે માનવા ખુશી નથી. સરકારે દોરેલી દિશા પ્રમાણે ચાલવા આપેલાં વચન એ ઉદ્યોગે પૂરાં પણ નથી પાડયાં. અને વ્યકિતગત ફિલ્મ પ્રોડયુસર સરકાર પાસે આર્થિક મદદની આશા રાખે તે પૂરવા પણ સરકાર અશકય છે.

સરકાર પાસે મદદ માગનાર દેશમાં જુદા જુદા અનેક વર્ગો છે, પરંતુ એમાં સિનેમા ઉદ્યોગ પણ હશે તેવી ભાગ્યે કોઇને કલ્પના આવશે. વળી ગઇ સરકારને વગોવતી વખતે શ્રી શાહે પોતાનું મુખ દર્પણમાં જોયું હોત તો એમને પણ દેખાત કે સરકારે કેવળ ટેક્ષ લેવામાં રસ લીધો છે તેમ તમે પણ ટિકિટબારીની આવકનો જ ખ્યાલ કરીને લોકોને ગમતાં હલકાં ચિત્રો ઊતારવામાં પાછું વાળીને જોયું નથી. સિનેમા ઉદ્યોગ એ પ્રજા ઘડતરમાં અગત્યનો ભાગ ભજવતું ક્ષેત્ર છે. પરંતુ ખેદ સાથે કહેવું પડે છે કે અલ્પ અપવાદ બાદ કરતાં મોટા ભાગનાં ચિત્રોએ રંજનને નામે હલકી કોટીની વસ્તુ આપી છે. એટલે ગઇ સરકાર કરતાં સિનેમા ઉદ્યોગનું પોતાનું મૂખડું ઓછું શ્યામ નથી.

હવે મંદીનો પવન શરૂ થયો છે. વળી ગમે તેવાં હલકી કોટીનાં ચિત્ર બજારમાં ન મૂકાય તે માટે બોર્ડ ઓફ ફિલ્મ સેન્સર્સની એ ઉદ્યોગ ઉપર બેક છે. એટલે આર્થિક રીતે અને ચિત્રની મર્યાદા રીતે, એ બંને વચ્ચે ઉદ્યોગ મૂકાયો છે. એમાંથી ઊગરવાનો એક જ રસ્તો છે કોઇ ક્ષેત્રમાં નથી તેવો આંધળો ખર્ચ કમી કરવો અને સારાં ચિત્ર આપવા. એમ નહિ બને અને એ ઉદ્યોગ તૂટી પડશે તો પછી પ્રજા આંસુ સારવાની નથી.

## સાભાર પ્રાપ્તિ—સ્વીકાર

### નવી આવૃત્તિઓ

**૧ નિશીથઃ** [ઉમાશંકર જોષીઃ પ્ર૦ જીવન સાહિત્ય મંદિર અમદાવાદ–વડોદરા–મુંબઇ; ત્રણ રૂપિયા; કાવ્યોમાં કવિએ અહીંતહીં કરેલા ફેરફાર અને વિવરણમાં સુધારાવાળી બીજી આવૃત્તિ.]

**૨ પ્રાચીના:** [લે. ઉમાશંકર જોષીઃ પ્ર૦ જીવન સાહિત્ય મંદિર, અમદાવાદ–વડોદરા–મુંબઇ; અઢી રૂપિયા; બીજી આવૃત્તિ.]

**૩ સત્યાગ્રહની મીમાંસા** [લે. મગનભાઇ પ્ર. દેસાઇ, પ્ર૦ નવજીવન કાર્યાલય, અમદાવાદ; ત્રણ રૂપિયા; લેખકને ગુજરાત વિદ્યાપીઠની પારંગત ની પદવી અપાવનાર બૃહન્નિબંધની હવે ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિમાં પ્રગટ થતી, પંદર વર્ષ પર લખેલી મીમાંસાના પરિપૂર્તિરૂપ કર્તાના પ્રાસ્તાવિક લખાણ અને કાકાસાહેબની નવી પ્રસ્તાવનાવાળી બીજી આવૃત્તિ.]

**૪ મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશઃ** [સંપાદક ગોપાલદાસ જી. પટેલ; પ્રં૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; જૈન આગમ ગ્રંથ શ્રી'ઉત્તરાધ્યયનસૂત્ર'ના અભ્યાસપૂર્ણ ઉપોદ્ઘાત સાથેના છાયાનુવાદની અંતના સુભાષિત–સંગ્રહ તથા શબ્દસૂચિમાં સુધારાવધારા તથા પાદટીપોમાં સારા વધારા સાથેની ત્રીજી આવૃત્તિ; ત્રણ રૂપિયા]

**૫ આદર્શ ગૃહસ્થાશ્રમઃ** [લે. મુનિ 'સંતબાલ'; પ્રકા૦ મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય, સવાબે રૂપિયા; ગૃહસ્થાશ્રમને મીઠો અને જીવનવિકાસક બનાવવાનું શીખવે એવા પુસ્તકની પુષ્કળ સુધારાવધારા સાથેની ચોથી આવૃત્તિ.]

# સ્વપ્નાંનો વારસ

ધૂમકેતુ

મારા જીવનની નિષ્ફળતા ઉપર કેટલા બધા પરોપકારી માણસોએ આંસુ સાર્યાં છે ! પણ હું એમને શી રીતે સમજાવું કે મુરબ્બીઓ ! તમે કહો કે ન કહો, હું જાણું છું કે, એક વસ્તુ મારે આંગણે કોઇ દિવસ આવી શકે તેમ નથી. વિજય. વિજયને પોતાનો અનોખો માર્ગ છે. મેં એ માર્ગ કોઇ દિવસ નિહાળ્યો નથી. અને વિજયની આંગળીએ રખડનારી પેલી છોકરી–કીર્તિ–એ પણ સારી રીતે જાણે છે કે એણે ક્યાં જવું. ને ક્યાં ન જવું. સફળ જીવનોની આ બે સિવાય ત્રીજી મોંઘી વસ્તુ તો લક્ષ્મી રહી. કંચન એ મેં જોયું નથી એ ખરું, પણ એ જોવાની મને ઇચ્છા નથી એ પણ એટલું જ ખરું છે. કંચનને જ જોઇ રહેનારા ઘણાં માણસોનાં જીવન મેં નિહાળ્યાં છે. તદ્દન અકિંચન. એટલા માટે હું સ્વપ્ને પણ કંચન કે કંચનનું જીવન બન્નેમાંથી એકે ઇચ્છતો નથી.

એટલે આમ જેની પાસે સંસારી જીવનનો વિજય નથી. કીર્તિ નથી, કંચન પણ નથી, અને છેવટે સુવાસ–પેલી ખોટા મુકત પોલા હાસ્યની પેદાશ એ પણ જેના ગાંઠમાં નથી, નિષ્ફળ જીવનનો આના કરતાં વધારે પુરાવો શું ? અને છતાં હું જાણું છું કે હજારો સફળતા આ નિષ્ફળતાની અદેખાઇ કરતી ઊભી રહી છે !

હું પોતે કબૂલ કરું છું કે મારું જીવન નિષ્ફળ છે. પણ સફળતા જેમને વરી હોય, એમને ઇર્ષા થાય એવો એક પદાર્થ મારી પાસે છે, મને એક ભવ્ય નિરર્થક પદાર્થ મળ્યો છે. બીજું કાંઇ નહિ. જીવનના અંતિમ શ્વાસ સુધી જો એ મારો રહે અથવા તો હું એનો રહું એટલે બસ. એથી વિશેષ કાંઇ પણ જીવનમાંથી મને મળે એમ હું ઇચ્છતો પણ નથી. મને મળેલાં ભવ્ય, નિરર્થક, ખોટાં અને ઘેલાં સ્વપ્નાં કાં એ મારાં રહે અથવા તો હું એમનો રહું બસ. તમને તમારા સંસારમાં જેટલો રસ છે એનાથી એક હજાર ગણો વધુ રસ મને મારાં સ્વપ્નામાં છે આ મારો રોગ હોય કે જીવનની ભેટ હોય કે વારસો હોય કે જ્ઞાનતંતુનો સડો હોય કે ગાંડપણની નિશાની હોય, ઇશ્વરની મહેરબાની હોય, સરસ્વતીની કૃપા હોય કે લોહીનો ગુણ હોય, વિચિત્ર ધૂન હોય, વ્યસન હોય કે જે હોય તે ભલે હોય, કે કાંઇ ન હોય, મારે એનું પૃથક્કરણ કરવું નથી; મારે માટે તો એ છે એટલું જ બસ છે. એ ભ્રામક ‘નથી’ હોય તો પણ એ ‘નથી’ નું ‘છે’ એ જ બસ છે.

મને મળેલાં સ્વપ્નાના વારસાનો એક જીવન્ત ઇતિહાસ છે, જે વસ્તુ ક્યાંય હતી જ નહિ–નાગમણિ–એની શોધમાં, મારી સાતમી પેઢીએ થયેલા કોઇ સ્વપ્નઘેલાએ જીવન–ઓળઘોળ કરવાની રમ્મત માંડી હતી ! એમાં પરાજય જીત્યો. પણ એની એ રમ્મતનો રંગ સહસ્ર સુંદરીઓના કસુંબલ રંગે દીપી નીકળ્યો ! આ કસુંબલ રંગદર્શિતાએ સ્થાપેલી મનોરાજ્યની ઘેલી સૃષ્ટિમાં જે જે રંગ પછી આવ્યા, એ બધા જ એની મહેકથી મહેકતા રહ્યા. ત્યાર પછી થયેલા બીજા કોઇ સ્વપ્નદ્રષ્ટાને કે ભ્રમમાં રમનારાને, એક એવું નાગાર્જુની રસાયન શોધવું હતું, જે પૃથ્વીમાંથી કાં બ્રહ્મત્વ લઇ લે કાં મર્ત્યત્વ લઇ લે ! એ બન્નેમાંથી કાંઇ જ ન બન્યું; કારણ કે બનવાનું જ ન હતું; એનો એને રંચ જેટલો શોક ન હતો; પણ પોતાના મહાન સ્વપ્નની પાછળ ખુવાર થઇ ગયાનો એનો નશો, જોનારા કહે છે કે એ નશો તો મહાન વિજયોત્સવની પળને પણ ઝાંખી પાડે એવો અદ્‌ભુત હતો !

ચંદ્રલોકમાં ફરવાની ઘેલછા–કોઇ માને કે આવો કોઇ ઘેલો હોય ?—પણ ખરેખર એવી ઘેલછાની પાછળ જ પોતાનું સર્વસ્વ ગુમાવનારનું ગૌરવનામ અમારે ત્યાંના વાતાવરણમાં હજી પણ ગુંજતું ફરે છે ! હલકી ધાતુને સોનામાં ફેરવી નાખવાની ઘેલી મહેચ્છાથી અમારામાંનો કોઇ ને કોઇ ઠીબકાં ભેગો થયો છે. પણ તેથી શું ? એ ઠીબકું એનું, એનું મૂલ્યાંકન સોનારૂપાથી પણ ન હોય, ગોરખ મત્સ્યેન્દ્રના કેવળ હવાઇ નામની હવાઇ સૃષ્ટિનો સાક્ષાત્કાર કરવાની એવી જ મહેચ્છા એ વારસો પણ કોઇ મગજગેપને મળેલો ! જેની સામે વારસો જ આવો છે એ માણસને તમે સંસારના ડહાપણનું





ઝેરપ્યાલું આપી આપીને કેટલુંક આપી શકો? અને એ કેટલુંક લઇ શકે? તમે કોઇ દિવસ તમારી કલ્પનામાં પદ્મિનીને નજરેનજર નિહાળવાનો પળ બે પળનો મહામોલો અનુભવ માણ્યો છે?— પેલી રજપૂતી જમાનાની ચિતોડના કોટકાંગરે અણનમ ખડક સમ ઊભેલી પદ્મિનીને? એ અનુભવ હલાવી નાખે એવો લાગતો નથી? એવો અનુભવ લેનારો જ્યારે રંગદર્શી ઘેલછાનું પ્યાલું નથી પીતો ત્યારે ગાંડી મૂરખાઈનું પ્યાલું પીએ છે. શુક્રની ભૂમિમાં ખીલી રહેલી મંદારની પુષ્પવાટિકા જોવા મળે એવા માણસને આ પૃથ્વીમાં પછી જોવા જેવું કાંઇપણ ન લાગે તો એ દોષ એના સ્વપ્નાવારસાનો! એ જોયું ન જોયું થાય ત્યારે જ એનામાં આપણી આ ડાહી પૃથ્વીનું ડહાપણ આવે. પૃથ્વીનું ડહાપણ અને સ્વર્ગની ઘેલછા એ બન્નેની વચ્ચે જ જો પસંદગી કરવાની હોય તો તો માણસ ડહાપણ કરતાં ઘેલછાને જ વધુ પસંદ ન કરે?

કલ્પના ન હોવી, એના જેવી કોઇ જ સુખદ સ્થિતિ આ સંસારમાં સુખેથી રહેવા માટે નથી. પણ કલ્પના હોવી ને ડાહ્યો સંસાર પણ હોવો એના જેવી વળી બીજી કોઇ યાતના પણ નથી. એટલે તો સૌને સૌનો સંસાર મુબારક હોય એવી સ્થિતિ જ આનંદજનક છે. મને આ મારી ઘેલી સૃષ્ટિનો હવાઇ ગુંબજ મુબારક હો. તમને તમારી સૃષ્ટિની લીલા મુબારક હો.

મારી પાસે લાખો રૂપિયા હોય તો હું શું કરું ખબર છે? શું કરી શકું? બીજું કાંઇ નહિ, આટલું જ. દુનિયાભરની નિરર્થક કલ્પનાઓને મારે આંગણે ભેગી કરું. જે કલ્પના સફળ થાય છે, એ તો કલ્પના જ રહેતી નથી. એમાંથી કલ્પનાની સુંદરતા ઊડી જાય છે. અને જીવનનો રસ પણ ચાલ્યો જાય છે. એને તો પછી ગણતરી કહેવાય છે. ગણતરીબાજ થઇને આગળ વધી જવાનો કે વિજય મેળવવાનો, નામના કાઢવાનો. નામના મૂકી જવાનો, કે એવો કોઇ જ રોગ મને લાગે છે મારો થયો નથી ને થવાનો પણ નથી. મારા માટે તો મોટામાં મોટો સંસાર જ આ છે; સુંદર, ભવ્ય, નિરર્થક કલ્પનાઓ ભેગી કરવી એ. મે એક માણસ જોયો હતો. એને બાપનો વારસો મળ્યો. કલ્પનાને ઘણા ઇચ્છતા નથી પણ કલ્પનાનો નથી હોતો એવા બીજા તમામ વારસા માણસને માટે શાપ રૂપ થઇ રહે છે, કીર્તિનો પણ. મહાન પિતાના નાના પુત્રો, દુનિયાને ઘણોખરે મશ્કરો વિનોદ, એમની પાસેથી માગી રહે છે. પણ સઘળા વારસામાં, લક્ષ્મીનો વારસો હોવો, એ જીવનની અધમતા સરજવા માટે, ભયંકરમાં ભયંકર વસ્તુ છે. એ માણસે પોતાને મળેલ તમામ લક્ષ્મી શામાં વાપરી ખબર છે—? જૂના 'વેનીશ્યન કટ ગ્લાસ' એવો તો મધુર રણકો 'મિનિટો' સુધી આપી રહે છે, કે એવો મધુર રણકો હવે ભાગ્યે જ કોઇ કાચમાંથી મળે છે, એવા 'વેનીશ્યન ગ્લાસ જૂના વખતના, ભેગા કરવામાં એણે તમામ લક્ષ્મી વાપરી. એને સઘળા મૂરખ ગણતા હતા. મેં એને શાબાશી આપી હતી કે તેં નિરર્થક જણાતી વસ્તુઓને, તારી કલ્પનાથી મહાન બનાવી. બીજો એનો કોઇ ડાહ્યો વાપરનારો પણ— એ સિવાય બીજું શું કરવાનો હતો? જેનું ખરી રીતે કાંઇ જ મૂલ્યાંકન નથી, એને કાલ્પનિક મૂલ્યાંકન આપવા સિવાય, અર્થશાસ્ત્રીઓ પણ બીજી કઇ રીતે સંસાર ચલાવી શકે તેમ છે? એટલે તો મેં પેલાને શાબાશી આપી કે દોસ્ત! તેં નિરર્થક જણાતી વસ્તુઓને મહત્તા આપીને તારી જાતને મહાન તો બનાવી!

[ ૨ ]

મારું ચાલે તો પોતાનાં સ્વપ્ન પાછળ ખુવાર થઇ ગયેલા અકિંચન મનુષ્યોની એક જુદી જ વસાહત વસાવું એમાં જૂના શિલ્પના નમૂનાઓ ભેગા કરવામાં પોતાનો તમામ ધંધો ખોઇ બેઠેલો કોઇક રડયો ખડયો શ્રીમંત હોય; રંગપીંછીની રાતદિવસ ઉપાસના કરતાં કરતાં કોઇ કાલ્પનિક સુંદરીની પાછળ, પોતાની પત્ની પુંજી, પ્રતિષ્ઠા અને પ્રાણ ખોઇ બેઠેલો કોઇ ને કોઇ ઘેલો ચિતારો હોય; દેશજનોને નવપ્રાણ આપવાના ભગીરથ પ્રયત્નમાં ક્ષીણ થઇ બેઠેલો કોઇ અભિનવ જુવાન આત્મા

હોય; સાહિત્યસેવા માટે ભીખનાં હાંડલાં ભેગાં કરી કરીને ઘરમાં એનો ખડકલો માંડતો ગાંડો ગણાતો કવિજન હોય; ઘરબાર, વસ્તુ, રાચરચીલાં, બાપ-દાદાની મિલકત, તમામ હોમીને કોઈ નિષ્ફળ પ્રયોગના ભયંકર ખડક ઉપર ઉભેલો ચક્રમ્ વિજ્ઞાની પણ હોય; અને પોતાની માની લીધેલી એકાદ વિચાર-સરણી માટે ફાંસીને લાકડે લટકતો ભગતસિંહ પણ હોય ! સંસારની આજની જણાતી તમામ શોભા આવા ઘેલા માણસોના જીવનખંડેરના કટકામાંથી ઊભી થયેલી છે એમ કોઈ કહે તો કોઈ માને ખરું ? પણ ફિલસૂફ ડોસો ઇતિહાસ આની સાક્ષી પૂરે છે ! જો થોડાંક માણસો પોતાની ઘેલછા પાછળ ફનાફાતિયા થઈ ગયાં ન હોત તો આ ડાહ્યો સંસાર અત્યારે કાં જંગલી હોત અને કાં ગાંડો હોત ! એ ચાર શબ્દોનાં મૂળ શોધવા માટે ટિબેટ અને ગોબીના રણમાં મૃત્યુના આહ્વાનને હસતે મોંએ ઝીલનારા શબ્દઘેલા નીકળ્યા ન હોત તો સંસારનું શું ખાટું મોળું થઈ જવાનું હતું ? ને બરફના રણમાં સૂઈ જનારાને કઈ બાદશાહી મળી જવાની હતી ? પણ કાંટાબાજ કુદરતને મન જેટલો મહિમા ડાહ્યા, સમતોલી મગજના, વ્યવહારુ, વિવેકી માણસોનો છે, એનાથી લેશ પણ ઓછો મહિમા, પોતાનાં આવાં રખડુ સ્વચ્છંદી રંગીબંગી અગડમ્ બગડમ્ અડબંગી એવાં અલગારી બાળકોનો નથી એટલે તો જુગે જુગે કોઈ ને કોઈ આવા ફનાફાતિયા પંથનો મુસાફર નીકળી આવે છે અને સંસારને નવી શોભા, નવો પ્રાણ, નવો પંથ, નવો પ્રકાશ, નવો રસ આપતો જીવનન્યોછાવરીનો રાહ દેખાડે છે ! એક દિવસની વાત ન બની હોત તો હું પણ તમારામાંનો એક હોત, પણ એ બન્યા પછી હવે સ્વપ્નવારસાને હું સૌથી વધારે મહત્ત્વ આપતો થયો છું. અને સ્વપ્નના વારસાને, વારસા તમામથી શ્રેષ્ઠતમ માનીને, એની પાછળ ખુવાર થનારા માટે પ્રેમભરી માનાંજલિ અર્પતો રહ્યો છું !

[૩]

એક દિવસની વાત છે. હું એક પહાડી રસ્તે દૂર દૂર ફરવા નીકળ્યો હતો. આવા પહાડી રસ્તા ઉપર ફરનારાઓમાં જેમને રસ્તાનું ભાન નથી રહેતું એમને એક લાભ મળે છે. કોઈ ને કોઈ અદ્ભુત દૃશ્ય જોવાનો. ઘણો દૂર નીકળી ગયો છું. સાંજ પડવા આવી છે ને ઝાંખી બનતી વનવાટ પછી ભૂલભૂલામણીનું રૂપ ધારી લેવાની એમ ધારીને હું પાછો ફરી જવાને વિચારે ફરી રહ્યો હતો ત્યાં સામેના એક ડુંગર ખડક ઉપર એક તદ્દન નાનું પણ નાજુક અને સુંદર પુષ્પ સમું, એકાંતવાટનું એક મકાન મારી નજરે પડયું. ચારે તરફના ડુંગરાઓ વચ્ચે એ એકલું અટૂલું ઊભું હતું. મેં એક દૃષ્ટિ આસપાસનાં સર્વ દશ્યો ઉપર ફેરવી. પોતાની આવી અટૂલી એકલતાને લીધે વધારે રમણીય જણાતું એ, કુદરતના ખોળામાં આરામ લેતા કોઈ શિશુ જેવું જણાતું હતું. અટૂલી એકલતા મને હંમેશાં રહસ્યમય લાગી છે એટલે મેં એ મકાન તરફ મારા પગ વાળ્યા.

એક નાનકડી ઝાંપલી ઉઘાડીને હું અંદર પેઠો. મેં એક સુંદર ચતુરેખ પુષ્પવાટિકા જોવાની ત્યાં આશા રાખી હતી. પણ એને બદલે આંહીં તો કુદરતી રીતે ઊગેલાં થોડાં આડાંઅવળાં વૃક્ષો સિવાય અને એની મેળે ઊગીને ઊભેલા પુષ્પછોડો સિવાય કાંઈ જ ન હતું. એક તરફ છ સાત રૂપેરી પાંદડાં વાળાં 'આક' નાં ઝાડ ઊભાં હતાં; છેટે દૂર ખૂણા ઉપર બે ચાર 'યુકેલિપ્ટીસ' 'કપૂરઝાડ' હતાં; વચ્ચે વચ્ચે કોઈ કોઈ પહાડી વૃક્ષ આમ તેમ ઊભાં રહી ગયાં હતાં. અને છતાં આનું પણ એક પ્રકારનું અનોખું આકર્ષણ જણાતું હતું.

એક નાની પગદંડીએ પગદંડીએ મકાનના મુખ્ય પ્રવેશદ્વાર તરફ હું આગળ વધ્યો.

પ્રવેશદ્વાર પાસે પહોંચ્યો, તો ત્યાં કોઈ જ ન હતું. આસપાસ નજર કરી. કોઈ દૃષ્ટિએ ચડયું





નહિ. અંદર જવું કે ન જવું એની બે ઘડી મનમાં ગડમથલ થઇ. એટલામાં સીડી ઉપરથી જરાક અવાજ આવતો સંભળાયો. ઉપરથી કોઇક નીચે આવી રહ્યું હતું. મને લાગ્યું કે ઘરનો માલિક હોવો જોઇએ. એટલામાં તો એ દેખાયો. એના ઉપર મારી દૃષ્ટિ પડી.

સામાન્ય રીતે મને માણસોના ચહેરા ઉપર એમની ઇતિહાસકથાવલિ શોધવાની ટેવ પડી છે. અને ઘણી વખત એવી ઐતિહાસિક નવલકથાવલિ ત્યાં હોય છે પણ ખરી. પરંતુ આ જે માણસ આવી રહ્યો હતો, એના ચહેરા ઉપર મારી દૃષ્ટિ પડતાં તો હું છક્ક થઇ ગયો ત્યાં કેવલ ઇતિહાસ કથાવલિ ન હતી. વર્ષો જૂની જાણે પ્રયત્નોની પરાજયોની, અને વળી યાતનાઓની રેખાવલિ દેખાતી હતી. કોઈ એક જ ચહેરાને આટલી બધી લિપિવાળો મેં કયારે ય જોયો ન હતો. એટલું જ નહિ આવી સ્પષ્ટ લિપિવાળો પણ જોયો નહોતો. એની દૃષ્ટિ મારા ઉપર પડી અને એ ઊભો રહી ગયો. બોલ્યા વિના જ એણે મને પોતાની પાસે આવવાની નિશાની કરી. હું આશ્ચર્ય પામતો હિંમતથી આગળ વધ્યો.

[ ૪ ]

પણ મારે માટે વધુ આશ્ચર્યો હવે આવવાનાં હતાં. અમે એક ખંડમાં પેઠા. મેં જોયું તો ત્યાં ચારે તરફ જૂની અસંખ્ય શિલ્પાકૃતિઓ વેરણ છેરણ આમ તેમ પડી હતી. પણ એક વધુ આશ્ચર્ય તમામ શિલ્પાકૃતિઓ સ્ત્રીઓને લગતી હતી! દેશ વિદેશની, જાવા, સુમાત્રા, ચીન, તિબેટ, નેપાલ, કમ્બોજ, અમરાવતી, ગાંધાર ઇરાન, બેબીલોન–પણ તમામ આકૃતિઓમાં નારી એક રૂપે કે બીજે રૂપે દેખાતી હતી! કોઇ સ્ત્રીઘેલો માણસ આંહીં એકલો આવીને વસી રહ્યો છે કે શું? એ વિચારથી હું ભડકી ઉઠવાની તૈયારીમાં હતો ત્યાં એ માણસ પોતે જ આગળ વધતો અટકી ઉભો રહી ગયો હતો. મારી વાત સમજી ગયો હોય તેમ, મારી સામે પણ જોયા વિના, ચારે તરફ પડેલી આકૃતિઓને એ હાથથી દેખાડતો હોય તેમ હાથ ફેરવતા ફેરવતાં બોલ્યો.

'આ બધી માયા મેં દુનિયાભરમાંથી શોધી શોધીને આંહીં ભેગી કરી છે. એની પાછળ જેમ એક ઇતિહાસ છે તેમ એક રહસ્ય પણ છે. પરંતુ રહો. પહેલાં હું તમને કાંઇક પૂછી લઉં. દુનિયામાં તમને એવો કોઇ પદાર્થ જણાયો છે જેનો તાગ લેતા જીવનનો તાગ મળી જાય? ટૂંકામાં જે પદાર્થ જ માણસના પોતાનો છે. અને જેના વડે તમામ પદાર્થોમાં પદાર્થત્વ આવે છે! આવું તમને કોઇ દિવસ થયું છે? એવું થયું હશે તો જ આ વાત મારી સમજાશે.

વેદવારાના જૂના જમાનાની આવી વાણી સાંભળવાની મેં આંહીં આશા રાખી ન હતી. ચારે તરફ એક દૃષ્ટિ કરી તો ત્યાં આ વાણી સાથે સુસંગત એવાં કંદમૂળ, પાંદડા કે ફળ ફળાદિ કાંઇ દેખાતાં ન હતાં–મને આ માણસ માયાવી લાગ્યો. પણ એટલામાં એ હસી પડયો. એટલે તો હું ભડકી ગયો. ત્યાં એ જ બોલ્યો: “આ વાત જૂના જમાના જેવી લાગે છે એ ખરું પણ આ એક જ વાત એવી છે કે જેને કોઇ જમાનો નથી. બાકી તમામ વાતોને જમાનાનો રંગ ચડે છે ને ઊતરે છે. મારી પાસે બે વસ્તુ હતી. લાખો કરોડોનો લક્ષ્મી વારસો હતો, અને કોણ જાણે કેટલાય જુગથી ચાલતી આવેલી સૌન્દર્યની સાગરછોળ હતી! જ્યાં તમને કેવળ સામાન્યતા નજરે પડે, ત્યાં કોણ જાણે શું હતું, હું સૌન્દર્યનો સાગર રેલાતો જોઇ શકતો. મને મળેલો જાણે કે, એ સ્વપ્ન વારસો હતો,” એના આ શબ્દ વપરાશથી હું ચોંકી ઊઠયો. પણ ત્યાં તો એણે જ આગળ ચલાવ્યું.

'માણસને મળેલું મન એ એનો ભવ્યમાં ભવ્ય, સત્યમાં સત્ય, અને ભયંકરમાં ભયંકર વારસો છે, આ મનનો જો એ તાગ મેળવે તો જીવન, મૃત્યુ તમામનો તાગ મેળવે. મેં એટલા માટે શોધ માંડી. સુંદરમાં સુંદર સ્ત્રી કયા જમાનાની, કયે ઠેકાણે કઇ પ્રતિમામાં વસી રહી હતી–એ મારો શોધનો વિષય બન્યો, મને મળેલો સ્વપ્નનો વારસો–એને દબાવવા



જતાં હું હું જ ન રહેત, એટલે મેં બીજો જ માર્ગ લીધો. તે થોડીવાર અટકી ગયો. પેલી પડી છે—શિલ્પાકૃતિ—એ તેતીવાડની રમણી છે. એના તરફ જુઓ તો ! કેટલી અદ્ભુત એ નારી છે ! લાગે છે કે હમણાં કાંઈક બોલશે ! પેલી કમ્બોજની. પેલી ગાંધારની. પેલી છે એ કાશ્મીરની સુંદરી—એની વાણી, જાણે કોઈ દિવસ નહિ સમજાય એવું નહિ બને; એટલી બધી નિત્ય યૌવનની રસકૂંપી એની પાસે છે, વાણીમાં મહત્ત્વ શબ્દનું નહિ. રસનું છે. અને રસની મૌન સિવાય કોઈ ભાષા નથી.'

'પણ તમામમાં...' મેં કહ્યું.

"સુંદરમાં સુંદર મને કોણ જણાઈ એ તમારે જાણવું છે ના?" એણે વચ્ચે જ મને રોકીને ઉતાવળે જવાબ દીધો "કહું, કહું, હું એ વસ્તુ ઉપર જ આવી રહ્યો હતો પણ જીવનનાં સત્યોને તમે જેટલી ધીરજ ને શાંતિથી મેળવી શકો છો, એ સત્યને ઉચ્ચારવા માટે પણ એટલી જ શાન્તિ ને ધીરજ જોઈએ. જે વારંવાર સત્યનું ઉચ્ચારણ કરવાનો વેષ ભજવે છે તે બનતાં સુધી અસત્ય જ બોલે છે. મેં સુંદરમાં સુંદર સ્ત્રી યુગોના યુગો જાય પણ જેના ઉપર જાણે એક દિવસનો સમય પણ ગયો નથી એવી જે રહેવાની છે, જેને જાણે કે નિત્યયૌવન સિવાઈ કોઈ વય જ નથી...જે માનવકુળની સાથે સાથે જ સંચરનારી છે."

આ સૌંદર્ય શોધનારા વિચિત્ર માણસનો છેલ્લો નિર્ણય સાંભળવા હું તલપાપડ થઈ રહ્યો હતો પણ એને પોતાનો નિર્ણય સંભળાવવાની ઉતાવળ લાગી નહિ. તેણે તો વાતને જરાક આડી ફંટાવી.

'દુનિયામાં જે માણસ ફનાગીરી સિવાય, પોપટ પઢયા પ્રવચનોની માફક પોતાના સત્યની શોધ કરવા માંડે છે, તે માણસના જેવી કરુણ મૂર્ખતા કુદરતમાં બીજી કોઈ જ નથી. હું તમને પણ આ કહું છું, જેમ જીવન, મરવા માટે છે, તેમ જુવાની ફના થવા માટે છે, મેં, મને મળેલો લાખો રૂપિયાનો વારસો, આ જૂના અને કેટલાક તો ઢંગધડાવિનાના લાગતા પથરાઓની પાછળ ગુમાવ્યો, એ ગુમાવ્યો જ હોત જો એક સત્ય મને મળ્યું ન હોત તો. પણ માત્ર એ એક જ સત્ય મને મળ્યું અને તમામ વસ્તુઓ ખોયાનો મારો શોક જતો રહ્યો. જૂની વાતમાં કયાંક નથી આવતું, એક એક સત્ય લાખોના દ્રમ્મ વડે કોઈ માણસ ખરીદે છે, તે પહેલાં મને એ કવિની કલ્પના લાગતી, હવે એ સત્ય લાગે છે.'

'પણ તમને...'

'કહું કહું,' તેણે હાથથી નિશાની કરી. 'નાનકડા શિશુને પણ વાર્તાની પગદંડી નહિ, વાર્તાનો અંત જાણવાની તાલાવેલી લાગેલી હોય છે. મને જે નારી સુંદરમાં સુંદર લાગી, જેના જેવી સુંદર કોઈ જોવાનું નથી, એ નારી, નહિ કમ્બોજની નહિ ગાંધારની, નહિ કાશ્મીરની, નહિ લંકપ્રદેશની, પણ કેવળ...વિચારો તો ખરા, છક્ક થઈ જશો, આપણી કેટલી નિકટસ્થળની છે !'

હું અધીરો થઈ ગયો.

'...પણ કેવળ મારી મનોભૂમિની હતી. સૌથી સુંદરમાં સુંદર વસ્તુ કોઈ સ્થળે હોતી નથી. એ તો કેવળ માણસના મનોમય આકાશી કલ્પનાનું અમર્ત્ય કુસુમ છે...પણ...' તે થોડીવાર થોભ્યો. પછી મારી સામે જોઈ રહ્યો. ધીમેથી, શાંતિથી, દૃઢતાથી, એણે એક વાકય ઉચ્ચાર્યું અને હું ભડકી ગયો.

'પણ જેમ સુંદરમાં સુંદર વસ્તુ માણસની મનોભૂમિમાં છે, તેમ સત્યમાં સત્ય વસ્તુ પણ ત્યાં જ છે. અને જો એ ત્યાં હોય તો ઈશ્વરત્વ અમર્ત્યત્વ—પણ ત્યાં જ હોવું જોઈએ. લાખો રૂપિયા ફના કરીને મેં આ એક જ વસ્તુ મેળવી છે. ઈશ્વર પણ કયાંય નથી. એ હોય તો માણસની મનોભૂમિમાં છે. પોતાના મનનો અભ્યાસ કરવાને બદલે, જે માણસ ઈશ્વર પ્રાર્થનામાં વખત કાઢે છે, મને લાગે છે, એ મૂર્ખમાં મૂર્ખ છે. મને આ વસ્તુ મળી છે, ત્યારથી મારામાં નવું બળ આવ્યું હોય તેમ મને લાગે છે.'

'તમને એ લાગે છે—એ પણ અસત્ય નહિ

હોય ?' મેં એને તરત ઉપાલંભી અવાજે પૂછ્યું.

'તો પણ વાંધો નથી; તેણે તરત દૃઢ રીતે જવાબ વાળ્યો: 'કોઈકનાં ઉચ્ચારેલાં સત્યોને પોતાનાં હોય તેમ ગ્રહણ કરીને, વ્યવહાર ચલાવવો એ ઊતરેલાં કપડાં પહેરવા જેવું છે. જ્યારે મેં મેળવેલું અસત્ય, એ મારી ફનાગીરીમાંથી મને જડયું છે, માટે મને તારવા જેટલી શક્તિ એનામાં હોવી જોઈએ ... બસ .... '

તેણે હાથની જરાક નિશાની મને જવા માટે કરી. જેમ કોઈ એકાકી સિંહ પોતાની ગુફામાં પેસી જાય તેમ એ અંદરના ખંડમાં ચાલ્યો ગયો. એ જતાં હું એકલો થઈ ગયો. મારી આસપાસ જમાના-જૂની સુંદર નારીઓ માત્ર રહી !

આ વિચિત્ર જણવતા એકાકી નાસ્તિકની આ શક્તિ હતી કે અશક્તિ હતી, અશ્રદ્ધા હતી કે અસત્યની દૃઢતા હતી, શું હતું એનો કાંઈ નિર્ણયાત્મક ઉકેલ હું શોધું તે પહેલાં એણે જ મને અંદરથી ધીમા અવાજે કહ્યું : ' મુસાફર ! હવે તમારે જવું જોઈએ. આંહીં બહુ થોભનારા કાં દિવાના થઈ જાય છે કાં પગદંડીની જટાજૂથમાં જાત ખોઈ બેસે છે. એટલે અંધારું થાય તે પહેલાં તમે રવાના થઈ જાઓ. પણ આટલું નોંધજો. સૌથી મોટી અપંગતા આ છે, સત્યની બાબતમાં બીજાની શોધને અનુસરવું તે.'

અને તેણે મને એકલો જ રહેવા દઈને પોતાના ખંડનું બારણું પણ બંધ કરી દીધું.

અંધારઘેરા માર્ગે, સ્વપ્નના વારસાને વિચિત્ર રીતે શોધી રહેલ, આ વિચિત્ર વ્યક્તિ વિષે વિચાર કરતો હું ત્યાંથી એ વખતે તો પાછો ફરી ગયો. પણ ત્યાર પછી એ સ્થાન શોધવાના ઘણી વખત મેં ફાંફાં માર્યાં — પણ મારા બધા પ્રયત્ન નિષ્ફળ ગયા. એ બધાં ફાંફાં જ રહ્યાં. એ સ્થાન મને ન મળ્યું તે ન જ મળ્યું. કેવળ એણે પ્રગટ કરેલું સ્વપ્નવારસાનું શ્રેષ્ઠતમ મહત્ત્વ, મને દોરવા માટે હોય તેમ, મારું થઈને રહી ગયું એટલું જ. !

## તમારા વિણ

પડયો છે બાગ હૈયાનો તમારા વિણ પ્રિયે ! સૂનો ! અરે સંગી !
ઉભયની મનસુરાહીમાં અજબરંગી
ભર્યો સમરણશરાબે દર્દભર–હર કેટલો જૂનો !
નિરાશાની વિકટ સંધ્યા ન આશાફૂલ કરમાવે,
ન શું મુજ ગીત બુલબુલ મન તમારું લેશ ભરમાવે ?

શેખઆદમ આબુવાલા

# સાચાં શમણાં

પન્નાલાલ પટેલ

કણજીના છાંયડા નીચે બેસી ભીંડી ઉતારી રહેલો મથુર વિચારમાં એવો તો ભરાઇ પડયો હતો કે જ્યારે પેલી એક ભારો ભીંડી ખલાસ થઇ ત્યારે જ એને ખબર પડી કે સૂરજ પણ ઠીક ઠીક ઢળી ચૂકયો છે.

ભીંડીના ફેલાં અને કપડાં ધોયા પછી એ નહાવા વળ્યો. કણજીનાં ઝુંડ નીચે આવેલાં ધરાનાં પાણી ઠીક ઠીક ટાઢાં હતાં. ઊભી નદીએ વાતો પવન પણ લૂભર્યો તો નો'તો જ. જેમ જેમ મથુર નહાતો ગયો તેમ તેમ મગજ શાંત પડવા લાગ્યું. હૈયું પણ હળવું થતું જતું હતું. એ આશાએ કે લખાકાકાની વહુ સાત કરશે તો ય પેલું સામાવાળું (મણિ) જે ડાળે બેસી વિશરામ લે છે એને તો નહિ જ કાપે. 'પાળ્યું કૂતરું એની-ધુનને જ પગે તો નહિ વળગે કાંઇ ?' અલબત્ત પેલા લખ્યા લેખનો અને કુળના રિવાજનો ઊંડે ઊંડે ડર તો હતો જ...

ને તેથી જ નો એણે નદી છોડતાં જાણે છેલ્લું ને પહેલું વિચારતો હોય તેમ મન સાથે નકકી કર્યું ને ? 'જો મણિ હા પાડે તો જાણવું કે લખ્યા લેખ ખરા ને જો ના પાડશે તો જાણવું કે એમાનું કાંઇ કે'તાં કાંઇ નથી.'

ગામમાં પેસતાં પેસતાં તો આ 'તકદીર' જાણવાની તાલાવેલી એટલી હદે પહોંચી હતી કે એક વિચાર બારોબાર લખાકાકાને ઘેર જવાનો પણ આવી ગયો. પણ શું કરે! માથે પેલી ભીંડીનાં ફેલાં ને ધોયાંનો ભારો હતો. ઘેર જવું જ પડયું.

પણ આ શું ? લખાકાકાની વહુ તો ઘરમાં જ બોલતાં હતાં. ને આ સાથે જ મથુરનું હૈયું થડકી ઊઠયું, ઘરમાં જવાની એની હિંમત પણ નહોતી ચાલતી.

ત્યાં તો ખુદ એ પોતે જ બહાર નીકળ્યાં. મથુરને જોતાં જ એમની આંખો અને મોં, જાણે વિજયપતાકા ફરકાવવા લાગ્યાં. ખાલી બેડે બહાર નીકળતી મણિને એમણે રોકી, કોઈ સરખી સાહેલીથી ટોળ કરતાં હોય તેમ કહ્યું: 'ફિકર કરતી'તી તે આ આવ્યા લે ! હવે જમાડીને જ જા ; અને મથુરને, 'ખાઇને આવ મારે ઘેર' કહી મણિ તરફ મોં મચકોડતાં ને આંખો નચાવતાં ચાલતાં થયાં પોતાના ઘર તરફ.

જ્યારે મણિ બે પાંચ પળ સુધી તો બારણા વચ્ચે જાણે જડાઇ ગઇ. છઠ્ઠી પળે, એણે પોતાની તરફ લગભગ પીઠ કરીને ફેલાંની ગૂંચળીઓ ગણવામાં જાણે ગૂંથાઇ ગએલા મથુરને કહી જ નાખ્યું 'દન આથમવા દેવો'તો ને ?'

મથુર કંઈ જ ન બોલ્યો, સામે જોયું સુદ્ધાં નહિ.

લખાકાકાની વહુએ આપેલા 'શરમાળ'ના પ્રમાણપત્રનો ખ્યાલ આવતાં મણિની આંખો અને હોઠ હાસ્યથી છલકાઇ ઊઠયાં. કોઇ મધુરા રણકા સાથે ટોળ કર્યો: 'હવે તો મુનિવરત છોડો મુનિરાજ !'

અણકથ મૂઝવણમાં મૂંઝાઇ રહેલા મથુરના મોંમાંથી—'બાર વરસે બાવાજી બોલ્યાઃ બચ્ચા કાળ પડેગા' આવું જ કંઇક નીકળી પડત: 'જોઇ જોઇ હવે તને ? જ્યાં ખાધું ત્યાં જ ઠીંકરું ફોડયું ને ? મારી વાત તો ઠીક છે ! ગમે તેમ તો ય હું તો ઘરનો ધણી છું પણ તું તારી બુનને કયું મોંઢું ભાળીશ ? એનો આતમા તને શું કે'શે ?' પણ આ બધા શબ્દો જેવા ઊઠયા એવા જ પાછા અંતરમાં શમી ગયા. કટાણું મોં કરતાં બોલ્યો: 'કોઇ સાંભળશે તો પાછું હમણાં કાં તો 'એ' આવતી હશે. મણિ સામે જોઇ લેતાં ઉમેર્યું. 'મારી તો ભૂખ જ મરી ગઇ છે !'

મથુરના છેલ્લા શબ્દો પણ ચીડ ભર્યા જ હતા. પરંતુ લખાકાકાની વહુએ અડધા દિવસના સંભાષણને અંતે મણિના મગજમાં ખડા કરેલા પોતાના જ નામની માળા જપતા મથુરના આ ચીડિયા સ્વભાવનું કારણ પણ 'વણ છીપેલી તરસ' જ હતું એ મણિ હવે કળી ગઇ હતી. ને તેથી તો એણે મથુરના છેલ્લા વાકયમાં પણ ભેદ જ કલ્પ્યોને ? લૂગડાં પે'રાવવાનાં હર્ષમાં જ એની ભૂખ મરી ગઇ છે.' —ને પગ ઉપાડતાં સાગફણી આંખો સાથે ઉમેરતી ગઇ.

'ભલે! બે ઘડી કેડ, જીવતી થાય ત્યારે ખાજો.'

આનો મતલબ કળી જતાં મથુરને વાર ન લાગી. એ સમજી ગયો કે બધું નક્કી છે. આજ રાતે જ લૂગડાં પહેરાવાઇ જશે. પણ આથી તો હર્ષ થવાને બદલે એ કંપી જ ઊઠયો...અત્યાર સુધી છેલછબીલી લાગતી મણિ એને ડાકણ સરખી જ લાગવા માંડી...

અને આ ડાકણના પાશમાંથી છૂટવાના નિર્ધાર સાથે એ લખાકાકાના ઘેર જવા ચાલતો થયો.

કાકી–કાકા બેઉ જણ એની રાહ જોતાં જ બેઠાં હતાં. કાકી તો મથુરને જોતાં જ હર્ષાવેશને દબાવતાં ધીમેથી બોલી ઊઠયાં: 'ગમે તેમ પણ ભાગ્યનો તું બળિયો તો ખરો મથુર. નકર વળી આટલી વારમાં–એક દનમાં તે કોઇ છોકરી માની જાય ખરી ?'

લખાકાકા પત્ની તરફ કિંદા નજરે જોતાં વચ્ચે જ બોલ્યા: 'કાંક એના ભાગ્યનું જોર ને કાંક તારી જીભનો ઝપાટો ! પચ્ચાંચ છોકરાની જનેતાઓ તારા ઝપાટામાં આવી ગઇ છે તો આ બિચારી આજ–કાલની છોકરીનો તે શો હિસાબ ?'

'ત્યારે તમે ભૂલો છો ? મણિ કાંઇ કાચી નથી. પણ એમ કે' કે એક તો બાપડીને પિયરમાં કોઇ નથી ને સાસરીમાં છાશવારે નેં છાશવારે ધોકણે ધોકણે મોર (બરડો) ધોવાય, તોય એ તો ના પાડતી'તી. કે'છે કે રતનભુન મારી ઉપર માના જેટલું હેત રાખે છે પણ મેં એને કહ્યું કે ગાંડી ! છોરું કછોરું થાય પણ માબાપ કમાબાપ કદી ન થાય. રતની તો ભલી છે ને એક પંદર જ દનમાં તમને બેયને પાંખમાં લઇ લેશે. એણે તો સંસારનો લાવો લેવો'તો એટલો લઇ લીધો છે માટે હવે તો–તમે બેય જણ સરખે સરખાં છો માટે'–અને અછાજતી રસિકતાથી વિકૃત બનેલા કરચલિયાળા મોંને હાસ્યથી વઢતાં મથુર સામે જોઇ કહ્યું; 'સાચું કહું છું મથુર ! પાંચશેર પરસેવો વળ્યો ત્યારે એ માની કે તું એનાં નામની માળા જપે છે. પછી તો એણીએ ય તારી પેઠે પેટછૂટી વાત કરી; ઝાકળિયાની જે ગઇ રાતની તારી દાઝની. સાસરીના દુઃખની ય બિચારીએ'–

મણિને સાસરીમાં પડતું દુઃખ તો એનો કોઇ દુશ્મન સાંભળે તો એ ય એની દયા ખાવા લાગે —દોસ્ત બની જાય એવું હતું. ધણી વહેમી ને જેહાદિયો બાંઠ ... માર અસહ્ય થઇ પડતાં મણિ ધણીની સામે થવા લાગી.–પણ એના મૂલ્ય ચૂકવવાં એને ભારે પડી ગયાં ! એક મધરાતે ખાટલા સાથે તાણી બાંધી ધણીએ તપાવેલી કોશ સરખા ખોયણાં ચાંપ્યાં. સાત દિવસ મણિ ખાટલે રહી શરમની મારી ન કોઇને કહી શકતી કે ન બતાવી શકતી... તે દિવસથી મણિએ નિર્ધાર કર્યો કે જો કોઇ ઊભા છેડાની રાખનાર ન મળે તો છેવટે કૂવો હવાડો કરવાં પણ આ ઘરમાં તો—

પરંતુ ધણીનું યૌવન અને રૂપ એવાં હતાં કે ધરતી પરથી મોહ અને વાસના મરી પરવાર્યાં હોય તો જ એને કૂવો હવાડો કરવો પડે.... તેમાં ય સુખો તો એને માટે જમીન ગીરો મૂકવા પણ તૈયાર થઇ રહ્યો હતો....

પણ જ્યારે લખાકાકાની વહુએ મથુરની વાત કરી ત્યારે તો મણિને એમ જ લાગ્યું જાણે કોઇ ઘુઘરિયાળી વેહલ લઇને સ્વર્ગે લઇ જવા ન આવ્યું હોય.

સાસરી કરતાં સુખાનું ઘર લાખ દરજ્જે સારું હતું. પણ મથુરનાં ઘરમાંતો પિયરનાં લાડકોડ ને સાસરીનાં માનપાન બધી જાતનું સુખ એક સામટું હતું. સુખાને ત્યાં તો પોતાના જતાં પહેલાં જ–માત્ર ઊડતી વાત સાંભળીને વહુ છોકરાંને ટીપી નાખે છે તો સુખો વહુના બરડા પર ઘંટીના પાટિયાથી જાણે લૂગડાં ધૂએ છે; સુખાનું ઘણું ય સુખ પણ શોક તો સાપણ સરખી ને ? ..જ્યારે મથુરને ત્યાં તો રતન શોક તો નહિ ને સાસુ કરતાં ય અધિક– મા તુલ્ય હતી. કલ્પનામાં પણ મણિ એને કાળઝાળ થઇને લડતી કલ્પી શકતી ન હતી. એટલું જ નહિ લખાકાકાની વહુએ કહ્યું એ સોએ સો ટકા સાચું લાગતું હતું, 'ઇ મને પંદર દનમાં જ પાંખમા લઇ લેશે.'

'ને નહિ લે તો?' આ સવાલ ઊઠતાં તો મણિની આત્મશ્રદ્ધા જાણે વહારે દોડી આવી: 'ન શું લે.



હું એને (રતનને) કોઈ રીતે મનદુઃખ થવા દઈશ તો ને ?... એને તો હું હાલીને પાણી ય નઈ પીવા દઉં–એનાં પગલાં પૂંછીશ. ... પડતાં વેણ ઉપાડી લઈશ. વાસીદણની પેઠે રહીશ.'

નમાઈ મણિ પતિના સુખ કરતાં ય માનું સુખ વધારે વાંછતી હતી. સંસારના ઇતર સુખ કરતાં ય શાન્તિની ઝંખના એને અનેક ગણી હતી. સાચી રીતે એ મથુરને ન હતી પરણતી પણ કાયમ માટે રતનને વિસામે જતી હતી. એને શ્રદ્ધા હતી કે ભવિષ્યમાં મથુર એને દુઃખ પાડવા જશે તોય મુલાયમ હૃદયની રતન નહિ પડવા દે. ટૂંકામાં મણિ મથુરને ભલે પરણતી હતી બાકી ખરી રીતે તો એ જીવન ભરની ઓથે જ જતી હતી.

પોતાની હોશિયારી અને ચતુરાઈનાં વખાણ કરવા વળેલી પત્ની આડે બોલતાં લખા કાકાએ કહ્યું: 'સમજ્યા મારા ભાઈ' મથુર સામે જોઈ ઉમેર્યું: 'ટૂંકામાં બધું નક્કી થઈ ગયું છે. તારા ભાગ્યમાં હશે માટે જ તને અમારી પાસે આવવાનું સૂઝ્યું નઈ તો આ બધું તારા હાથમાં આવે એવું જરા ય ન'તું" અને એમણે મથુરના સવાલ માટે ન હોય એ રીતે એની સામે જોયું. પણ મથુર તો જાણે શૂન્ય-મનસ્ક જ હતો વગર પૂછે જ કહેવું પડ્યું: 'આજ કાલમાં જ મુખલો એને પળમાં પાડી લેતો'–

'હું ! પાડી લાવી'તી કે વળી લેવાનો હતો ! એમ કો' કે લૂગડાં પેરાવવા ની જ વાર હતી. એ તો એને ખબર નથી પડી કે રતનીએ આજ લૂગડાં ધોયાં છે ને મણિ કાલ જવાની છે. હું જો જરાક મોડી જઉં તો મણિ એને ખબર કરવા જતી 'તી'! પણ-અને કંઈક કામે ઊભા થતાં સામે બેઠેલા મથુરના કપાળ પર અંગૂઠો ચોંટતાં અનેરા આનંદ અને ઉલ્લાસ સાથે ઉમેર્યું: 'આપણા આ મથુરભાઈના કપાળ મોટાં કે બધું સમસુતર પાર પડી ગયું.'

'ગમે તેમ પણ બધો ય જશ તને જ જાય છે હોં... લે ચાલ, એનું સારું મથુર તને વાળી આપશે.' અને લખાકાકા પણ ઊભા થયા. બાજુનો ઓળિયો ખંખોળવા વળતાં કહ્યું: 'કંકુ નારા–છડી તો આમાં હશે પણ બીજું શું શું જોઈએ એ મને કે' એટલે વેળાસર હું વાણીયાને ત્યાંથી લાવી રાખું.' મથુર સામે જોઈ એને ઉદ્દેશ્યો: 'ને તું ય નવા પછેડાં (કપડાં) વેળાસર કાઢી રાખજે ને રાતરે ઓશિકે મેલીને જ સુજે. જાગજે કે તરત અહીં આવી પહોંચજે', હસીને ઉમેર્યું: 'જો પાછો! હરખમાં ને હરખમાં પેલી બધી શમણાં ભરી રાતોના ઉજાગરા કાઢવા મંડી જતો.'

પણ તો ય મથુર ન મલકાયો. નિસાસાનો એક નિશ્વાસ નાખ્યો. લખાકાકાને કાંઈક નવાઈ સાથે પોતાની તરફ તાકતા જોઈ કહેવું જ પડ્યું: 'કોણ જાણે લખાકાકા શું થાય છે એ તો પણ એટલું તો તમારે નક્કી કે જે હરખથી સવારમાં તમારી પાસે આવ્યો 'તો એ હરખના સોળા ભાગનો ય અત્યારે'–

લખાકાકા વચ્ચે જ બોલી ઊઠ્યા: 'થાય જ ને ગાંડા! ને આ કાંઈ તને એકલાને નવાઈનું ઓછું થાય છે? અરે તારા બાપા તો મારા ખોળામાં માથું મેલીને ધ્રુસકે ને ધ્રુસકે રોયા'તા. ને તું ય આ કાંઈ શોખનું ઓછું કરે છે? કે નથી કરતો પેલા સુખના પેંડે છળામાં (હું'પદમાં) તારે તો સાત પેઢીથી હેંડયા આવતા રિવાજ પરમાણે કરે જ છૂટકો છે.

આ પછી તો કાકીએ પણ એને દિલાસો અને હિંમત આપ્યાં. છેવટમાં ઉમેર્યું 'તું જાણે કે ના પાડીને આમાંથી છૂટી જઉં પણ યાદ રાખજે કે લખ્યા લેખમાંથી તો રાજા રાવણ પણ નથી છૂટી શક્યો.'

વળી કાકા વચ્ચે બોલ્યા: 'ખરી વાત છે મથુર। તું જાણે, કે પેલાં શમણાં કાલાં છે. પણ ના, એ કાલાં નથી! આજે મારે તને પાપ છૂટી વાત કરવી પડે છે પણ એ તો ભમરો છે ભમરો. તું ના કહીશ તો ય તને એ લખ્યા લેખમાં નાખવાનો...ને જો બહુ છોકરમત કરીશ તો શું થશે એ જાણે છે?'–અને કાટી આંખે 'તારના મથુરના લમણે આંગળી અડાડી ચક્રાવે ફેરવતાં લગભગ કાનમાં જ કહ્યું: 'ફટકી જશે.'





આ સાથે જ કાકી જાણે છેડાઇ પડયા: 'તમે ય ઠીક છો તો ! બિચારા છોકરાને ફાળ ઘાલો છો ? લે ઊઠ હેંડ; જા ઘેર જા ને નવાં લૂગડાં કાઢીને તૈયાર રાખ હેંડ.' –

અને પછી તો ઊભા થએલા મથુરને લહેરમાં લાવવા કાકીએ એને મહેણુાંના બે ચાર ચાબખા ય લગાવ્યા : 'રૂપાળા મરદનું મોંઢુ તો જુઓ ? પેલીને જો ખબર પડી જશે તો — મા' મુશીબતે છોડાવેલા સુખલાનું જ દળદર ફીટી જશે. પછી તો છાતી ઉપર રહીને આખો ય જનમારો તને મેંણા દેશે....' અને રંગમાં આવી કહેવા લાગ્યાં : આમ તો પેલી ગરબી ઠેકી ઠેકીને ગાય છે. ને આજ કેમ ભૂલી જાય છે:

છઠ્ઠીના લખીયા લેખ તે કેમ ટળશે રે
મારી પેલા જનમની પ્રિત આવી મળશેરે.

તમારા બેને ય આ પેલા ભવની પ્રિત છે એ વગર આટલી વાતમાં કોઇ છોડી માને ય નહિ ને આમ વાતવાતમાં લૂગડાં પેરાવાએ ય નહિ.'

કાકીની આ વાતે મથુરના મગજમાં પૂનમનો નહિ તો આઠમનો ચંદ્ર તો ઉગાડયો જ : ' વાત તો સાચી છે ! શમણાંમાંથી સાચું ઠરે ત્યારે એ પેલા અવતારની પ્રિત નહિ તો બીજું શું. —'

અને પછી તો મથુર આનંદને ઉશ્કેરતો ને અંતરમાં રહે રહે આડે આવતી પત્નીને આ છઠ્ઠીના લેખનો અફર હુકમ સમજાવતો ઘેર આવ્યો. લાગ જોઈ માળા પરથી નવાં કપડાં ઉતાર્યાં ને વળગણી પરનાં જૂનાં કપડાંની નીચે સંતાડી વળી પાછો ગામમાં ચાલતો થયો.

પણ કોઇ ઠેકાણે એ ઠરીને ન હતો બેસતો. બલકે કોઇ ભૂલા પડેલા માણસની જેમ આ ઘેરથી પેલે ઘેર ફરતો ભટકી રહ્યો, વખત વીતાવી રહ્યો....

જેમ જેમ પેલો દશમનો ચંદ્રમા ચઢતો ગયો તેમ તેમ આંગણામાં સુતેલા મથુરનું હૈયું વધારે જોરથી થડકવા લાગ્યું. મથુર પોતે પણ હૈયાની આ ચાલ સમજી શકે એમ ન હતું. ઘડીકમાં જાણે નાચતું હતું તો વળતી ઘડીએ કોઈ અણકથ ઉલ્કાપાત મચાવી રહેતું. ઘડીકમાં પોતાની નવી પત્નીને ઘૂઘરિયોના ઘમઘમાટ સાથે કૂવે જતી જોઇ રહેતો, તો વળતી વખતના પેલા હૈડે ટાંકેલ મોરલાની કલ્પના તો મથુરના હૈયાને બેચેન કરી મૂકતી... તો વળી જૂની પત્નીના પ્રથમ વર્ષાએ ધરતીના મઘમઘાટ સરખાં હેત પણ એને ઓછો આનંદ નહતાં આપતાં. ને તેથી જ તો એ વળી વળી ને કહી રહ્યો હતો ને ? મથુર જવા દે આ રૂપની રઢ ગાંડા. રૂપ એ તો ગીલેટ છે ને ગીલેટને ઊડી જતાં વાર નહિ લાગે હોં ! થોડાક જ દનમાં 'ઘરકી મુરગી દાળ બરાબર' થઇ જશે ને વળી–પેલી શિયાળ કે' છે એમ મનને તો 'હુવા એ હુવા.'

ત્યાં તો કોઈએ પગના અંગૂઠાને સ્પર્શ કર્યો. જુવે છે તો ઘૂવડ સરખો લખોકાકો, 'તું તો ખરો છે હોં !' આમ કહેતો ઘૂરકી રહ્યો છે

અસહાય હોય તેમ મથુરને ઊઠવું જ પડયું, 'શું તાકી રહ્યો છે ? રાત કેટલી ગઈ છે એ જાણે છે ? લે હેંડ ઊભો થા ?'

ક્ષણભર તો મથુરને થયું કે કહી દે: 'જા નથી આવતા...હું જાણું છું તમે બધાં મને ફસાવવા માગો છો એ' પણ આવું કંઇ કહેવાની એનામાં જાણે હિંમત જ ન હતી... અને મદારીનું દોરેલું માંકડુ જેતું હોય તેમ એણે લખાકાકા પાછળ પગ ઉપાડયો. આંગણુ વટાવતાં જ મથુરને લાગ્યું કે પાછળ કોઈક કહી રહ્યું છે, 'વળી જા પાછો ? હજી ય વખત છે હોં. હા ભઇ હા પલાજ્યું છે એટલે મુંડાવવું તો પડશે જ. પ...ણ

આ સાથે જ મથુરને યાદ આવ્યું. થંભી જતાં કહ્યુંઃ 'લખાકાકા લૂગડાં,? ફાળિયું ને કેડિયું તો ઘરમાં જ રહ્યાં !'

આ વખતે તો લખાકાકાનું મોં સામે જ જોવા જેવું હતું. તરત જ બોલી ઊઠયાઃ અરે આવશે 'હવે લૂગડાં હેંડને, મારૂં ફાળિયુ'

'પણ ત્યારે મને વારે ય શી લાગે એવી છે ? વળગણિયે જ મૂકી રાખ્યાં છે. કમાડેય ઠેલું વાસેલું

છે. ધીમેકથી ઉઘાડીને'...અને પાછો પગ ઉપાડતાં ઉમેર્યું: 'ફૂંહુ કરે એમ કરું છું પાછો.' ...

ભર ઊંઘમાં પડેલી પત્ની સફાળી જાગી ઊઠી.

ધીમેથી કમાડ ઉઘાડી મથુર, એ ઘનઘોર અંધારામાં દાખલ થયો. જાણે કોઇ પરાયા ઘરમાં ઘુસ્યો હોય તેમ ધ્રૂજતો ને બાજુમાં આવેલા પત્નીના ખાટલાનો સહારો લેતો એ વળગણી તરફ આગળ વધ્યો. એક તરફ પત્નીના જાગી જવાનો ડર હતો તો બીજી બાજુ એ જાગી જાય એમ પણ ઇચ્છી રહ્યો હતો.

પણ હાય રે કમનસીબ ! વળગણીએથી કપડાં લઇ અડધે ખાટલે આવ્યો, ઈસ ઉપરના પત્નીના હાથથી પગ પણ ઘસાયો ને બલોયાં ય ખખડ્યાં પણ તો ય આ 'ઊંઘણસી' બાઇ ન જાગી તે ન જ જાગી ! એ જ ડગલાં બાકી હતાં. બારણામાંથી નીકળ્યો કે ખલાસ. 'રોજે પછી આણો ય જનમારો તારા બાપને '—

આ સાથે જ કોણ જાણે મથુરને શું સૂઝ્યું કે પાછા ફરતાંકને પત્નીનો પેલો હાથ પકડી – આખી ને આખી જાણે ઝંઝેડી નાખી.

કપડાં, ગોદડિયો ધોઇને થાકી ગએલી પત્ની 'ઉંહુંહુંહું' કરતી વળી પાછી પડખું ફેરવી ગઈ. મથુરની મૂંઝવણનો પાર ન રહ્યો.

'રો ત્યારે લે' આમ કહી અડધી પીઠ ફેરવી ન ફેરવી ને વળી પાછો—

આ વખત તો પત્નીને એણે લગભગ બેઠી કરી નાખી. સૂકાઇ ગએલાં ગળામાંથી અવાજ આવતો હોય તેમ બરાડી ઊઠ્યો: 'રાં...ડ! જરા પૂછતો ખરી કે હું આ નવાં લૂગડાં લઇને ક્યાં જાઉં છું !'

બિચારી પત્ની ! પતિને તો માંડ માંડ ઓળખી શકી પણ એની આ રીસને ને શબ્દોને એ કેમ કરીને સમજી શકે ? ને તેથી જ તો બોલીને ! 'શું ગાંડાની પેઠે લવારો -'

મથુરને એક વિચાર તો આવ્યો કે પત્નીનું મોઢું અરે ગળું જ દબાવી દે. દાંત કચકચાવતાં બોલી ઊઠ્યો : ધીમે બોલ રાં...ડ ધીમે ! બા'ર તારો પેલો લખો કાકો—'

આ ઘનઘોર અંધારામાં છટકી જવાની તૈયારી કરતા મગજને પત્નીએ મહામુશ્કેલીએ પકડી રાખ્યું. 'લવારો કર્યા વગર બા'ર જાઓ નકર મારા જેવી કોઈ ભૂંડી નથી હાં—'

મથુર ઇચ્છતો હતો કે પત્ની, અચાનક જાગી ગઇ હોય એમ એને સવાલ પૂછે ને પોતે કંઇક જાણી ગઇ હોય એમ લખા ડોસાને ઘેર જતાં રોકી લે, પણ એને બદલે તો એ ઊલટાની એને બહાર કાઢી રહી હતી: 'નીકળો છો કે–'

વાક્ય પૂરું કરે તે પહેલાં તો મથુર મગજ ઉપરથી કાબૂ પણ ગુમાવી બેઠો. પત્નીને ગળે એક પંજાનો સાંડસો ભરવતાં દબાવ્યો ન દબાવ્યો ને બાજુમાં હડસેલી દીધી: 'ના કહું છું તો ય પાછી બૂમ ? આ હેંડ્યો લે; રોયા કરજે તારાં માબાપને આણો ય ભવ ?' અને ચાલતો થયો.

માળાની બારીઇ આડે સંતાઇ રહેલા લખાકાકા પણ વિના બોલે ચાલે આગળ થઇ ગયા. જ્યારે મથુર મેસ્મેરિઝમની અસર નીચે જાણે લાચાર ન હોય તેમ દોરાતાં આખી ય દુનિયાને સાક્ષી બનાવતો હોય તેમ બૂમ પાડીને કહી રહ્યો હતો 'તારો કાઢ્યો જઉં છું પછી તું જાણે. પાછળથી મને દોષ દઇશ એ.નહિ બને રે બાઇ.–'

જાગી ઊઠેલા એક પાડોશીએ તો પૂછ્યું પણ ખરું. 'અલે આ શાની રોકકળ છે મથુર ?...અત્યારે ક્યાં હેંડ્યો ને પેલું આગળ કુણ જાય છે એ !'

પણ હરામ હોય તો આગળ જનાર જરા ય જવાબ આપે ? જ્યારે પાછળ ચાલનાર મથુરે ડૂબતા નાવડામાંથી ફેંકાઇ ગએલો માણસ, જેમ તણખલાને તરતું જોઇ તરી જવાની આશા સેવે તેમ કહ્યું: 'ક્યાં તે ગળાફાંસો આવા...આ ઘર ને બાર બધું સોંપ્યું તમને.'

અને ખરેખર મથુર પેલા વિભેટા આગળ થંભ્યો પણ

ખરો. ગામ બહાર — ખેતરો તરફ જતા રસ્તા તરફ ચાલી નીકળવાનું મન પણ થયું. પણ ત્યાં તો આગળ ચાલતા લખાકાકાને જાણે બોચીમાં આંખો ન હોય તેમ એને ટોકયો : ' મથુર, આ તો તેં મૂરખની દોસ્તી ને જીવનાં જાન એવું કરવા માંડયું છે હો. — અત્યાર પે'લું તો પતી ન ગયું હોત કે ? '

મથુરે લખા ડોસાની જોડે થઇ જતાં કહ્યું : 'તે હવે ત્યારે વારે ય શી છે.'

અને જતામાં જ કાકીએ તૈયાર કરી રાખેલી સેવો વણવાની પેલી વેંતેક પહોળી અને બે હાથ લાંબી પાટલી પર ઊભે પગે બેસી ગયો. એનાં કપડાં અને સિકલ પણ એવી હતી જાણે કોઇએ હળ હાંકતો પકડી આણીને બેસાડી ન દીધો હોય.

પણ મણિ તો–વગર આંખ ઊંચી કરે ય મથુરને મશરૂના ઘાઘરા ગવનમાં હર્ષ ઘેલી લાગી જ્યારે અત્તરનું કામ કરતી કપુરકાચલીની મહેક તો–મણિનાં કપડામાંથી નહિ બલકે સીધી એના બદનમાંથી જ ફોરતી હોય એવું લાગવા માંડયું...આ પછી કોણ જાણે કયાંથી પેલા વગર ભણ્યા ગોર ફૂટી નીકળ્યા ને યુવાનીમાં પ્રવેશતી ચાર છ છોકરીઓ પણ વર કન્યાના પક્ષમાં વહેંચાઇ બેઠી.

ભમરાની જેમ ગોરે ગણગણાટ શરૂ કર્યો જ્યારે પેલી છોકરીઓ લેલાં સરખા લવલવાટથી લખાકાકાના બંધ ઘરને ગજવી રહી...

પણ અર્ધ જાગ્રત હાલતમાં હાથજોડ કરી રહેલા મથુરને મન તો આ બધું ઘડીકમાં શમણાં હતાં તો ઘડીકમાં વળી હકીકત હતી. ઘડીકમાં લગ્નના પેલાં લાડીલાં ગીતમાં મસ્ત બની વરરાજાના કેફ સાથે લહાવો લૂંટતો હતો તો બીજી જ ઘડિયે અંતરનાં ઊંડાણમાંથી ઊઠતું પત્નીનું પેલું રુદન જોત જોતામાં ફૂવારાનું રૂપ ધારણ કરી આખા ય તેમને વિષાદના ઘેરા રંગથી રંગી નાખતું......

પરણીને હાથજોડની વિધિ પૂરી કરીને ઊઠયો ત્યારે એક બે પાડોશી સાથે બેઠેલા લખાકાકાએ એને ભાન કરાવ્યું. 'અલે પણ અમને બધાને ભળ તો ખરો મથુર. હાશેટ (બિલકુલ) આમ શું ઢીલો પડી ગયો છું.'

મથુરે જોરથી એક શ્વાસ લીધો. જ્યારે લખાકાકાથી ખભો મીલાવતાં તો સાવ ઢીલો પડી ગયો. બોલ્યો તે પણ રુદનની ગરગડી સાથે 'છેવટ શમણાં સાચાં પડયાં નઇ મથુરકાકા !'

જોકે મથુરકાકાએ અને પેલા બે જણાએ પણ દૈવનો દોષ કાઢી એને સાંત્વન આપ્યું પણ આથી મથુરનો પશ્ચાત્તાપ ખાસ કંઇ ઓછો ન થયો......

ઘરનો તથા નાનજાતનો ઝઘડો પતે નહિં ત્યાં સુધી નવવધુને લખાકાકાના રક્ષણ નીચે મૂકી, પરોઢિયે ઘર તરફ જતી વખતે પણ મથુર તો ભગવાન પાસે એ જ માગી રહ્યો હતો. 'માથાના વાદનારનાં ય આવા શમણાં સાચાં કદી પડો નથી–પડશો નઇ !'

[ સંપૂર્ણ ]

## સહુ સાથ

કયારેક જગની વેદના જગ ભારતી એ ચાલતી
ઉરે બધી અથડાઇને ઉરવેદનો છંછેડતીઃ
એવી ભભકતી યાદ આજે આવતી ઉર કોરતી
વેદન બધી ઉર ફોલતી .
સહુ સાથ આવી આશ અરમાનો બધું ઉશેટશે ?

प्रवात

**શિવલાલ — સૌભાગ્યચંદ — સંતબાલ** **નવલભાઇ**

## [૪]

**ટોળ ટંકારા,**

ટંકારા એ મહર્ષિ દયાનંદ સરસ્વતીની જન્મભૂમિ. મચ્છુ કાંઠે આવેલા એ ટંકારાની યાદ કરો કે તરત જ ત્યાંના પરિચિત લોકો બોલી ઊઠે, 'ઓલ્યું ટોળ ટંકારાને' ટંકારાએ હિંદને એક મહાપુરુષ આપ્યો, તેનું નામ દયાનંદ સરસ્વતી. જ્યારે આખો દેશ અજ્ઞાન અને ધર્મની જડ માન્યતાઓમાં સબડી રહ્યો હતો ત્યારે આ પુરુષે ક્રાંતિની જ્યોત પ્રગટાવી અને છેલ્લા સૈકામાં ભારતવર્ષે જે એકધારી જાગૃતિનો અનુભવ કર્યો તેનાં બીજ રોપ્યાં. આર્ય-સમાજની પ્રવૃત્તિએ જડ થઇ ગએલી ધાર્મિક માન્યતાઓને ઢંઢોળી બેઠી કરી દીધી. અનેક કુરૂઢિઓ અને ધાર્મિક માન્યતાઓ સામે મોરચો મંડાયો. જો કે ક્રાંતિની જ્યોતની ખંડનાત્મક બાજુ હજુ પૂરી થઇ જ ન હતી ત્યાં તો એ ક્રાંતિનો જીવનદાતા ઝેરનો ભોગ બન્યો.

ક્રાંતિની સાથે ખંડન અને મંડન એક જ સિક્કાની બે બાજુની જેમ સંકળાએલાં છે. ખંડન સમાજજીવનમાં વર્ષોથી જામી ગએલી જડતાની ધૂળનેખ ખેરી નાખીને સમાજમાં નવસર્જનની ભૂખ પેદા કરે છે. મહર્ષિનું કામ અધૂરું રહ્યું. અને પછી તો ભારતવર્ષના તખતા ઉપર ગાંધીજી આવ્યા અને એ ક્રાંતિની ચિનગારી સમગ્ર જીવનના એકેએક અણુમાં પ્રગટી ઊઠી. રાષ્ટ્ર જાગ્યું અને સર્જનાત્મક બાજુનાં મૂળ નંખાયાં. આમ એક સદીમાં ભારત-વર્ષે અનેક સંતો, અનેક રાજકીય પુરુષો, અનેક ત્યાગીઓ પેદા કર્યો અને દેશ આઝાદ બન્યો.

આ ટંકારાગામની સાથે જ જોડાએલું નાનું ગામ ટોળ–તે શિવલાલની જન્મભૂમિ. કાઠિયાવાડના એક ખૂણામાં આવેલા એક નાના સરખા ગામના એક નાના સરખા માટીના ઓરડામાં શિવલાલનો જન્મ થયો. કુટુંબની સ્થિતિ તૂટતી હતી. ભણવાની સગવડ તો હોય જ ક્યાંથી ? એટલે શિવલાલ બાલંભા મામાને ત્યાં રહી અભ્યાસ કરવા લાગ્યો.

હજુ માંડ બાર વરસેય નહોતાં પૂરાં થયાં ત્યાં તો કુટુંબની આર્થિક સ્થિતિને કારણે ભણવાનું છોડી મુંબઇ કમાવા જવું પડયું. કેવી કુમળી વય ! પણ શિવલાલ મહેનતુ અને તેજસ્વી હતો. થોડા જ વખતમાં બજારમાં સારી એવી પ્રતિષ્ઠા મેળવી લીધી. એક મુસલમાન શેઠની બાકડાંની દુકાને નોકરી હતી. પણ શિવલાલની ધારણાશકિત તો પહેલેથી જ તેજ હતી એટલે થોડા જ દિવસમાં બધી જાતો અને ધંધાની નાની મોટી ગૂંચોથી પરિચિત થઇ ગયો. જેમ જેમ અનુભવ વધતો ગયો તેમ તેમ પગાર પણ વધતો જ ચાલ્યો. ઘેર પૈસા મોકલવા છતાં પણ પૈસા વધવા લાગ્યા. તેના દિલમાં થતું હવે વધારાના પૈસાનું શું કરવું ?

આ દિવસોમાં પૈસાની છૂટ થતાં મન એની સહજ સ્થિતિમાં આવ્યું. પહેલાંની ધાર્મિક વૃત્તિ જાગૃત થઇ. ફરીથી પાછો તે એકાંતમાં જઇ ચિંતવન કરવા લાગ્યો. બાગમાં જાય. એકાદ ઝાડ નીચે બેસી મનન ચિંતવન કરે. અને જો કોઇ ગરીબગુરબું જુએ તેને દાન આપે. પણ આ બધું કરવા છતાં તેના દિલની ભૂખ સંતોષાણી ન હતી. ઊંડે ઊંડે તેના દિલમાં અસંતોષ હતો. આ અસંતોષનું કારણ શું હતું તે કળી શકતો ન હતો. પણ આ ધન, આ વેપાર, આ દાનમાં તેને શાંતિ મળતી ન હતી. તેના અંતરાત્મામાં કાંઇ ગુપ્ત મંથન ચાલી રહ્યું હતું. તે શું હતું તેની તો તેને સુદ્ધાંય ખબર ન હતી. આ સમય હતો રાત્રિના એ ભાગનો કે જ્યારે પો ફાટુ ફાટુ થઇ રહ્યો હોય. અને તે સમયે જેમ પૃથ્વી પર ગાઢ અંધકારનું એક મોજું થોડા સમયને માટે રેલાઇ જાય છે તેમ શિવલાલના જીવનનું પણ હતું. એક દિવસ તેના દિલમાં પ્રશ્ન થયો, 'આ જીવનનો આટલો બધો સમય આ જ પ્રવૃતિમાં શા માટે ?' આ વિચારથી તેનું મન એકાંત તરફ વધુ ને વધુ ઝૂકવા લાગ્યું. કામમાંથી પણ મન પાછું પડવા લાગ્યું. ઘણીવાર કામે ચઢવામાં પણ મોડું થવા લાગ્યું.





આ અનિયમિતતા શિવલાલને ખટકી. એટલે એક દિવસે તેમણે પોતાના શેઠને જઈને કહ્યું. 'મને તમે આખો દિવસ કામનો પગાર આપો છો પણ હમણાં મારું મન એકાંત તરફ ઢળેલું હોઈ જો તમે મને અમુક કલાક કામ કરવાની છૂટ આપો તો બહુ ઉપકાર થાય.'

શેઠે તો વધુ પગાર માટે કહ્યું. કારણ કે તેમને એમ લાગ્યું હોય કે આને પગાર ઓછો પડતો હશે પણ શિવલાલને પૈસા કયાં જોઈતા હતા.

આ મંથન કાળમાં એક બીજો બનાવ બની ગયો. અને તે શિવલાલનાં માતુશ્રી ગુજરી ગયાં. આનો આઘાત શિવલાલના દિલ ઉપર પડયો અને પ્રત્યાઘાતરૂપે પડેલો વૈરાગ્યનો સંસ્કાર વધુ જાગૃત થયો. એણે નવા શેઠને કહ્યું. 'મને છૂટો કરો.'

શેઠે કહ્યું: 'તમારે જેટલું કામ કરવું હોય એટલું કરો. તમે જેટલું કામ કરશો તેનો છ આની ભાગ આપીશ. તમે તમારી અનુકૂળતાએ કામ કરજો.' આ યોજના તો શિવલાલને ગમી ગઈ. પણ આ રીતનો ભાગ કરવાથી બન્યું એવું કે થોડા વખતમાં પણ પહેલાં કરતાં વધુ મળવા લાગ્યું.

આ દિવસોમાં એક નવો જ વિચાર એના દિલમાં ઘોળાવા લાગ્યો; આમ આખો દિવસ મહેનત કરી પૈસાથી બીજાને મદદ કરવી એના કરતાં સીધી જ આપણી શકિતથી બીજાને સહાયરૂપ શા માટે ન થવું ? ધનની મદદથી તો પેલો સુધરે ય ખરો અને ન પણ સુધરે. વળી એ ધનને પ્રાપ્ત કરવા આપણે તો આપણા જીવનનાં અમૂલ્ય વરસો વીતાવવાં જ પડે તો એવું હબસીના કાન જેવું શા માટે કરવું ! આ વિચારે શિવલાલને એક બીજી દિશામાં દોર્યો અને દિવસે દિવસે દિલમાં દૃઢ થતું ગયુ કે જો મનુષ્યને ઉપયોગી થવું હોય તો પહેલાં પોતે જ પોતાનું જીવન એવું કરી લેવું જોઈએ કે પોતાના જીવનથી જ બીજાને પ્રેરણા મળે. આ વૃત્તિએ એમને સાધુ થવાની પ્રેરણા આપી. દિલમાં પ્રબળ સંકલ્પ જાગૃત થયો કે હવે દીક્ષિત થઇ જવું અને એ રીતે જીવનનું શ્રેય કરવું.

આ દરમ્યાન જૈન ધર્મના એક ક્રાંતિકારક સાધુનો પરિચય થયો. એ હતા મુનિશ્રી નાનચંદ્રજી મહારાજ. ગાંધીજીના વિચારોથી રંગાએલાં, છેલ્લા કેટલાંય વર્ષોથી ખાદી પહેરે અને નવી દૃષ્ટિ મુજબ વિચારો સમાજને આપે. આમની પાસે આવતાં જ શિવલાલનું મન ગોઠી ગયું અને મનમાં દીક્ષા લેવાનું નકકી કર્યું.

પણ ગુરુ શિષ્યના એટલા લોભી ન નીકળ્યા. તેઓ માનતા હતા કે યોગ્યતા વગર માણસને સંન્યાસમાં ખેંચવો એ સંન્યાસને હેઠો પાડવા બરાબર છે. એટલે તેમણે કહ્યું. કે તારે જો મારી સાથે રહેવું હોય તો રહે. દીક્ષાનું તો જોયું જશે. પણ જો યોગ્યતા લાગશે તો દીક્ષા આપીશ. શિવલાલનું મન તો દીક્ષા માટે ઉતાવળું હતુ પણ ગુરુ કયાં ચેલાના લોભી હતા.

મુનિશ્રી નાનચંદ્રજી પાસે આવતાં પહેલાં એક બાજુ શિવલાલ આવાં મંથનોમાં હતો જ્યારે બીજી બાજુ એક બીજો પણ પ્રશ્ન મૂંઝવતો હતો. અને તે હતો સંબંધનો. શિવલાલનો સંબંધ એક બેન સાથે જોડાઈ ગયો હતો- હજુ લગ્ન થયાં ન હતાં એનું શું કરવું.

સંબંધીઓને આ વસ્તુની ખબર પડતાં જ તેઓ તો અકળાઈ ઊઠયાં. આ શું ? આવી સારી નોકરી છોડીને તું આ શું કરે છે ? અને વહાલી મા ! તેના દુ:ખનો તો પાર જ કયાંથી રહે ? પણ કેટલીક વાર કુદરત શુભ સંકલ્પને અનુકૂળ રહે છે તેમ શિવલાલ આ મથનમાં ઘેરાએલો હતો તે દિવસોમાં જ માતાનું અવસાન થયું. આ અવસાનથી ખૂબ દુ:ખ થયું પણ વૈરાગ્ય વધુ દૃઢ થયો. હવે તો બા તો હતાં નહિ એટલે દીક્ષા લેવામાંથી રોકનાર કોઈ ખાસ રહ્યું ન હતું.

એક દિવસ શિવલાલ પોતાને સાસરે પહોંચ્યો અને જે બેન સાથે સંબંધ જોડાયો હતો તેને બેન કહી સંબોધી ચૂંદડી ઓઢાડી દીધી. અને પોતાનો દીક્ષા લેવાનો ઇરાદો-તેનાં માબાપને સમજાવ્યો. આમ ભરયોવનમાં એક સ્ત્રી કે જેની સાથે લગ્ન



જીવનથી જોડાઈ સુખી જીવનની અનેક લાલચો ઊભી હતી તે બધીને સમજપૂર્વક અળગી કરી તેને બેન કહી સંબોધી નવજીવનના પથે પ્રયાણ કર્યું. અને આખા જગતની સ્ત્રીજાત સાથેથી પોતાનો વિકારી ભાવ પાછો ખેંચી માતૃ સંબંધની ગાંઠ બાંધી. એ જ ભાવ આગળ જતાં પાંગર્યો અને હંમેશાં વિકસતો જ રહ્યો.

શિવલાલનું દિલ દીક્ષા માટે ખૂબ ઉતાવળું હતું, એવામાં સં. ૧૯૮૫ માં શિવલાલે દીક્ષા લીધી અને સૌભાગ્યચંદ્ર બન્યા. દીક્ષા બાદ તેઓ કચ્છમાં ગયા. અહીં ઠીક એકાંત મળ્યું અને અભ્યાસ શરુ કર્યો. ગુરુનો પ્રેમ તો હતો જ. અને શિષ્યમાં તમન્ના જોઈ. સંસ્કૃત અને ન્યાયના અભ્યાસ માટે મિથિલાથી ખાસ પંડિત બોલાવવામાં આવ્યા, સૌભાગ્યચંદ્રે ચોટલી બાંધી વાંચવા માંડ્યું. વાંચવા અને લખવામાં તેઓ એટલા લીન બની જતા કે ખાવાપીવાનો ખ્યાલ સરખો ય ન રહેતો. અને ઘણી વાર તો ગુરુને જ કાળજી રાખવી પડતી.

એમના ગુરુદેવ તે વખતની તેમની મનોદશાનું બહુ સુંદર વર્ણન કરે છે. અને ઘણીવાર કહે છે. 'એણે તો મારી સેવા કરી છે કે કેમ એ પ્રશ્ન છે પણ મેં તો એની સેવા કરી જ છે એવો ભૂલકણો અને એટલો બધો અવ્યવસ્થિત કે ન પૂછો વાત. બસ એક જ ધૂન. એક વખત તો ધૂનમાં ને ધૂનમાં જંગલ ગયેલો ત્યાં લોટી ભૂલી આવેલો અને પછી હું ગયો અને લઈ આવ્યો. મારી સાથે જ્યાં સુધી રહ્યો હશે ત્યાં સુધી ગોચરી પણ તે ભાગ્યે જ લાવ્યો હશે અને હું પણ ઇચ્છતો કે એ વાંચે છે તો ભલે વાંચે.

ધૂનમાં ને ધૂનમાં તેઓના દિવસો જતા. પણ એ ધૂન ઝાઝી ટકતી નહિ. અંગ્રેજી ભણવાનું શરૂ કર્યું. મેધા શકિત તો ખૂબ તીવ્ર એટલે એકદમ યાદ રહી જાય. થોડા જ દિવસમાં અભ્યાસમાં આગળ ધપી જાય. બે ચાર મહિનામાં તો અંગ્રેજીનો ચાર છ ચોપડી જેટલો અભ્યાસ કરી નાખ્યો. એવું જ ન્યાયશાસ્ત્રનું. ન્યાયશાસ્ત્રના પંડિત કહે કે આટલું શીખતાં તો દશ વરસ લાગે પણ આ બાબમાં એવી ધીરજ ક્યાં હતી? પંડિત પાઠ આપતાં થાકે. પણ એક જ દુઃખ. મન ભારે ચંચળ. થોડું ઘણું આવડી જાય, અને પકડ બરાબર બેસે અને એ વિષય છોડી બીજો પકડે. આ ટેવ ગુરુને ન ગમે. ગુરુ તો ભારે વ્યવસ્થિત માણસ. એમને એક પણ કામ અધકચરું ન ગમે એટલે બંને વચ્ચે મતભેદ થાય. તેઓ કહે, જે લીધું છે તે તું પૂરું કર. જો આ અંગ્રેજી પૂરું કર, આ ન્યાયનું પૂરું કર. પણ આ સૌભાગ્યચંદ્ર તો જુદી જ પ્રકૃતિના હતા. એમનું મન ઘોડા પૂરે આગળ ધપતું હતું: એટલે સરોવરની શાંતિ અને સ્થિરતા ક્યાંથી હોય? આ કાળ હતો-યૌવનનો. ચોમાસામાં નદીની જેવી દશા હોય એવી એ કાળની માનસિક અવસ્થા હતી. લગભગ બધાને જ આ મસ્ત કાળમાંથી પસાર થવું પડે છે. એમાં તમન્ના હોય છે, આવેગ હોય છે, જગતમાં કાંઇ કરી નાખવાની વૃત્તિ હોય છે. એટલે જેઓ સ્થિર થયા હોય તેમને એ કાળની પ્રવૃત્તિ જોઇ અશ્રદ્ધા ઊપજે. પણ સમય સમયનું કામ કરે છે અને જેમ ઝાડ, ઝાંખરાં, કાદવ ઘસડી જતી નદી એક દિવસ નિર્મળ નીર વહી જતી અમૃત-ઝરણી બની જાય છે, તેમ યૌવન-કાળમાં પ્રચંડપૂરથી વહેતા જીવનનું પણ છે. જેમ માણસ વધુ તેજસ્વી તેમ એમના ઉન્માદો વધુ તીવ્ર અને પરિવર્તનશીલ. એ કાળ એવો છે કે જો માણસને યોગ્ય માર્ગદર્શન, પ્રેમાળ હુંફ ન મળે તો એના જીવનમાં એક પ્રકારનો હંમેશનો અસંતોષ રહી જાય. પણ સૌભાગ્યચંદ્રના જીવનમાં એ ખોટ ન પડી. ગુરુએ ખૂબ પ્રેમથી એમને સાચવી લીધો. એમના દિલમાં જે જે ઇચ્છાઓ ઊઠતી તેને અનુકૂળ થઈ તેમણે શિષ્યને આગળ વધવામાં સહાય જ કરી. ઘણીવાર એમણે પોતાનું મન માર્યું હશે, ઘણીવાર એમનું દિલ દુખાયું હશે. અને સ્વમાન પણ ઘવાયું હશે. પણ તેથી શું?

આ દિવસમાં સાધુ સૌભાગ્યચંદ્રજીના દિલમાં એક નવો તુક્કો જાગ્યો. અને તે અવધાન કરવાનો.





દિલમાં થયું શતાવધાની થવું. બીજો અભ્યાસ બાજુએ રહી ગયો અને તેઓનું લક્ષ અવધાન તરફ ગયું.

માણસનું મન એ અજબ વસ્તુ છે. એની સ્મરણ શકિતનો પાર નથી. સામાન્ય રીતે આપણે જોઇએ છીએ કે માણસ એક સાથે બે વસ્તુ પ યાદ નથી રાખી શકતો. અરે. ઘણીવાર આપણે માણસોને એવું કહેતા પણ સાંભળીએ છીએ કે અમોને તો બિલકુલ યાદ જ રહેતું નથી. પણ આ વસ્તુ સાચી નથી. જે માણસ કહે છે કે મને યાદ નથી રહેતું તે માણસને જો કોઇએ ગાળ દીધી હોય તો તે ભાગ્યે જ ભૂલે છે. મતલબ, માણસ ભૂલે છે કારણ કે તે વસ્તુ સાથે તેના દિલમાં જે એકતા જોઇએ તે એકતા નથી હોતી અને યાદ રાખવાની જે પદ્ધતિ છે તેનો તેને ખ્યાલ નથી.

ડો. ટીગોથી એકી સાથે ૮૦૦ વાતો યાદ રાખી શકતો હતો. આ બધું તેને પહેલેથી મળ્યું હતું એમ નહિ. તેણે પોતાની એ શકિત પદ્ધતિસર કેળવી. અને આગળ જતાં ૧૫૦ વાકયમાંથી ગમે તે નંબરનું વાકય પૂછો તો તે બોલી બતાવતો. શું આ જાદુ છે? ના. આ પણ મનની એક તાલીમ છે. આપણા મનની અંદર દરેક આવતા વિચારનાં વ્યવસ્થિત ખાનાં બનાવી દઇ જે વસ્તુ આવે તેને તે ખાનામાં ગોઠવવામાં આવે તો તે ખાનું ખોલીએ કે તરત જ તે વસ્તુ બહાર નીકળે. આમ એકાગ્રતા, અનુસંધાન અને વ્યવસ્થિત અભ્યાસથી એકી સાથે બોલાએલી અનેક વસ્તુ આપણે યાદ રાખી શકીએ.

સૌભાગ્યચંદ્રે હવે આ રસ્તો લીધો. બસ આખો દિવસ અને રાત એક જ ધૂન. ધારણાશકિત દિવસે દિવસે તીવ્ર થતી ગઇ. અને થોડા દિવસમાં તો થયું કે હવે અવધાનના પ્રયોગો આપવા...પણ ગુરુ જરા ઠંડા હતા. તે કહેતા તું સો પૂરા કર. પછી આપણે કરીશું. પણ શિષ્ય ઉતાવળા હતા, માણસ સાધુ બને એટલે જ કાંઈ સ્થિર થોડા થઇ જાય છે. માણસની આગળ આવવાની,સારા કહેવડાવવાની વૃત્તિ થોડી મરી જાય છે! સૌભાગ્યચંદ્રમાં પણ એ બધું જ હતું. તેમને પણ લોકોની વાહવાહ ગમતી હતી, બધાની પ્રસંશા તે પણ જંખતા હતા, આમ તે જયાં ત્યાં નાના નાના પ્રયોગો કરવા લાગ્યા. જે ગામ જાય તે ગામ યુવાનોને એકઠા કરીને અવધાનની જ વાતો કરે. આથી યુવાનોનું સારું એવુ જૂથ જામ્યું. એટલામાં સ્થાનકવાસી જૈન સાધુઓનું એક સંમેલન ૧૯૯૯માં અજમેરમાં ભરાવાનું નક્કી થયું. ગુરુને તો ઝાઝી ઇચ્છા નહિ. તેમને હતું કે હવે આમાં શું વળવાનું છે? નકામો દોડ શા માટે? પણ શિષ્યના દિલમાં અનેક તરંગો ઊઠતા હતા. નવું લોહી હતું. નવા વિચારો પીધેલા હતા. અને ગુરુ પણ નવા રંગે રંગાએલા હતા. એટલે દિલમાં હશે કે સંમેલનમાં જઇ સાધુ સાધ્વી સંસ્થામાં ક્રાંતિનું એક મોજું વહેતું મૂકીએ. થોડી પ્રતિષ્ઠાની અને આગળ આવવાની વૃત્તિ પણ હશે જ. શિષ્યની ઇચ્છા હંમેશાં ગુરુ પોષતા આવેલા એટલે અહીં પણ તેમણે હા પાડી અને લાંબો અને ઝડપી પ્રવાસ કરતા કરતા અજમેર પહોંચ્યા.

સંમેલનમાં મોટી સંખ્યામાં સાધુઓ હાજર હતા. જૈન સાધુથી ધ્વનિવર્ધક યંત્ર વપરાય નહિ. વાપરે તો વાયુકાય જીવોની હિંસા થાય. અને યંત્ર ન વાપરે તો કોઇ સાંભળી ન શકે. આખરે ગુરુએ પહેલ કરી અને ધ્વનિવર્ધક યંત્ર ઉપર બોલવાનું શરૂ કર્યું. આ ક્રાંતિ બીજાની દૃષ્ટિએ ક્રાંતિ નથી પણ જૈન સમાજના સાધુ માટે અને જૈન સમાજ માટે જેવી તેવી ક્રાંતિ ન હતી.

અહીં આર્યસમાજના ઉપક્રમે સૌભાગ્યચંદ્રજીએ શતાવધાનના પ્રયોગ કર્યા અને અજમેરમાં તેમને ભારતરત્નની પદવી આપવામાં આવી. પણ આપણે જોઇ ગયા તેમ આ બધી વસ્તુઓ પાણીમાં જેમ કચરો નીચે ઠરી જાય છે તેમ એક દિવસ ઠરી જાય છે અને આખરે તો નીતર્યું જ પાણી રહે છે તેમ ધીમે ધીમે ઓછી થવા લાગી. કારણ કે માણસ જ્યારે પ્રગતિને પંથે હોય છે અને તે પણ સાચી રીતે ત્યારે શરૂઆતમાં પ્રસંશા એને ગમે છે ખરી કારણ કે એ માણસના સ્વભાવમાં છે પણ તે ઝાઝી ટકતી નથી.



તેમ આ શતાવધાનના પ્રયોગોનું થયું. આવું બનવાનું એક કારણ એ પણ હતું કે તેઓ નાશિક તરફ ગયા. અને સારા ભણેલા માણસો ય આ શકિત જોઇ આમની પાસે કંઇક છે એમ માનવા લાગ્યા. પોતાના વિષે પેદા થતા આ જાતના ભ્રમથી દિવસે દિવસે વૃત્તિ મોળી પડતી ગઇ.

તેમના દિલમાં થયું આ બધી સિદ્ધિઓ છે. એ તો માણસ પામી શકે છે. પણ સિદ્ધિઓથી પર એવું એક જીવન છે. અને તેવું જીવન ઘડવું એ જીવનનો હેતુ છે. માણસ જ્યારે યોગ અથવા સાધનાને માર્ગે આગળ વધે છે ત્યારે આવી અનેક વસ્તુઓ તેને પ્રાપ્ત થાય છે. પણ જો તે ત્યાં જ ફસાઇ રહે તો આગળ વધી શકતો નથી. સિદ્ધિથી જરૂર લોકો આકર્ષાઇને આવે ખરાં પણ તેથી કાંઇ તેમનું હિત થતું નથી. આમ છે પણ બુદ્ધિ અંજાય એ પણ દિલ જીતાતું નથી. ગુરુ જે ઉપદેશથી સમજાવવા માગતા હતા તે અનુભવે સમજાયુ અને સમજાયું એટલે સહજ રીતે છૂટી ગયું. આ દિવસોમાં પરદેશ જઇ અવધાનના પ્રયોગો કરવાની પણ ઇચ્છા થએલી પણ એ તો ઝટ શમી ગઇ. આ અવધાનના સમય દરમ્યાન જ જીવનમાં એક નવો વેગ આવ્યો. ગુરુની પ્રેરણા તો હતી જ. અને સામાન્ય તૈયારી પણ હતી. એટલે જૈનદર્શનનાં સૂત્રોનો ગુજરાતીમાં અનુવાદ કરવાનું નક્કી કર્યું. કલમ ચાલી અને લખતા તો થાકતા જ ન હતા. ગુરુની પણ કાળજી અને પૂરતી સહાય હતી એટલે સૂત્રોનો ગુજરાતી અનુવાદ શરૂ થયો. થોડાજ દિવસમાં ઉત્તરાધ્યયન સૂત્ર બહાર પડયું. અને થોડા જ વખતમાં એની ૫૦૦૦ નકલ ખપી ગઇ. અને પુસ્તકનું વેચાણ કલમને પણ વેગ આપે છે તેમ કલમની ઝડપ વધી. દશવૈકાલિક પણ તૈયાર થયું અને આગળ ચાલતાં આચારાંગ પર ખૂબ અભ્યાસપૂર્ણ અને વિસ્તૃત ટીકા લખી. તેમાં રજૂ કરવામાં આવેલી ગીતા સાથેની સમન્વયની દૃષ્ટિ અને ગીતાનો અને આચારાંગનો એકએક શ્લોક લઇ કરેલી સરખામણીએ ઘણાને નવી દૃષ્ટિ આપી. આમ જીવનનાં બે ત્રણ વર્ષ એકાંતિક લેખન પ્રવૃત્તિમાં ગયાં.

જીવન કેવી ગૂઢ વસ્તુ છે અને કેવી અકળ રીતે વિકસે છે. માણસના જીવનમાં આવેગો આવે છે. એ જુદા જુદા તબક્કામાં આપણે કલ્પી પણ ન શકીએ એવાં કામો થઇ જાય છે. આવા પ્રકારની ધૂનને આપણે ઊંચી ભૂમિકાએથી જોતાં સારી ગણીએ કે ખોટી એ એક વસ્તુ છે છતાં એક વસ્તુ તો ચોક્કસ છે કે આવા ધૂની માણસોનો ફાળો જગતના સર્જનમાં કાંઇ જેવો તેવો નથી. મોટા ભાગનું કલા અને સાહિત્યનું નિર્માણ એમને હાથે જ થયું હશે. મોટા ભાગના વૈજ્ઞાનીકો ધૂની જ હશે.

આ દિવસોમાં એક નવી જ વસ્તુ બની. નામ તો બહાર પડી ચૂકયું હતું. એટલે ધર્મપ્રાણ લોંકાશાહ નામની લેખમાળા પ્રગટ કરી. અને આ લેખમાળામાં સૌભાગ્યચંદ્ર હવે પ્રગટ રૂપે નવું રૂપ ધારણ કરી સંતબાલ નામે જાહેર થયા. ત્યાર પહેલાંથી જો કે ખાનગી પત્રોમાં તો સંતબાલ લખતા જ હતા. પણ હવે બધે જ સંતબાલને નામે લખવાનું શરૂ કર્યું આ લેખમાળા જૈનપ્રકાશમાં પ્રગટ થઇ અને એણે તો જૈન સમાજના દેરાવાસી પંથમાં ભારે ઊહાપોહ મચાવ્યો. કેટલાક સ્થાનકવાસીઓને લાગ્યું કે આ આપણો સાચો પ્રચારક છે. પણ એમાં પ્રગટ થએલા વિચારોથી દેરાવાસી અકળાઇ ગયા. નાનચંદ્રજી મહારાજની દૃષ્ટિ હમેશાં સમન્વયની રહેલી. શ્વેતાંબર સમાજના બંને પંથોના દિલમાં તેમને માટે માન હતું. ત્યાં સંતબાલે આ ધડાકો કર્યો. ગુરુ જાહેરમાં સમન્વયની વાતો કરે. અને શિષ્ય પાછળથી આવું લખે. ગુરુ ભારે મુશ્કેલીમાં મૂકાઇ જાય.

આ દિવસોમાં કલમ પણ ઝડપથી ચાલતી. ચર્ચાબાજીનાં નશાએ સંતબાલ પર પણ અસર કરી. સામસામાં નિવેદનો રોજ પ્રગટ થાય. ગુરુ તો બિચારા જાણે ય નહિ. પ્રગટ થઇને આવે અને વાગતું વાગતું ગુરુ પાસે આવે. 'આ જુઓ તમે સમન્વયની વાત કરો છો અને આ શું ?' દેરાવા-





રીઓ કહે, 'મને બતાવેલો ય સરખો નથી ?' તેઓ શિષ્યને કહે.

'એમાં શું ખોટું છે ? ઉતાવળ હતી એટલે છપાવી નાખ્યું' આમ શિષ્ય ગોટા વાળે.'

પણ આવું તો ક્યાં સુધી નભે. બંનેના દિલ ઊંચાં થવાં લાગ્યાં. અને તે એટલી હદ સુધી કે ઘણીવાર ગુરુ અકળાઇ ઊઠતા. કારણ કે એમને તો સમાજમાં રહી ધીમી ક્રાંતિ કરવી હતી આમને છલંગો ભરવી હતી. વળી જૈન સાધુઓનો નિયમ છે કે પોતાનો એક પણ વિચાર ગુરુથી છૂપો ન રાખવો જોઇએ. ત્યારે સંતબાલ તો ગુરુ પાસે ગોટા જ ગબડાવ્યે રાખે. આથી એમને ભારે મનદુઃખ થતું.

એવા તો અનેક પ્રસંગો છે કે જ્યાં બંનેનો મનમેળ ન રહે. ગુરુના દિલમાં પ્રેમ તો ખૂબ જ હતો છતાં પરિસ્થિતિ એવી થઇ કે સાથે રહેવામાં બંનેને દુઃખ લાગવા માંડયું, આ દિવસોમાં એક નવી વૃત્તિ જાગૃત થઇ. અને તે એક વર્ષનું મૌન લેવાની. ગુરુએ કહ્યું. કે 'લે તો ખોટું નહિ.' અને સંમતિ પણ આપી અને કહ્યું: કે 'તું અમારી સાથે રહી મૌન પાળ'.

'મારે તો એક વર્ષ સંપૂર્ણ એકાંતમાં રહેવું છે. અને આખું વર્ષ કાષ્ઠ મૌન પાળવું છે. અને તે પણ જ્યાં કોઇ ઓળખતું ન હોય ત્યાં જઇને.'

ગુરુ એ વાત સાથે પણ છેવટે સહમત થયા અને કહ્યું. 'તું એકલો રહે તે સારું નહિ. કારણ કે મૌન હોય તો અનેક સગવડ અગવડ વેઠવી પડે અને વળી એકલાને પડવાનાં અનેક નિમિત્તો મળે. એટલે સાથે એક બીજા સાધુ મોકલી રવાના કર્યા.'

બંને જણ ગોલવડ સુધી આવ્યા. સંતબાલના મનમાં સંપૂર્ણ એકાંત ધૂન રમતી હતી એટલે એક દિવસ એ સાધુને છોડીને તેઓ તો ચાલી નીકળ્યા.

(ક્રમશઃ)

# વૈષ્ણવના ચાર પત્રો

ભાઇશ્રી નગીનદાસ

સમિતિ
વિરમગામ
તા. ૨૮-૭-૩૧

તમારો પત્ર મળ્યો તે જ દિવસે હું પાટડી ગયો હતો અને કાલે કે પરમ દિવસે આવ્યો. ખાદી ભંડારનું ચોક્કસ રૂપ થયા વિના હું જવાબ લખી ન શકું તેથી ઢીલ થઇ.

મને તો તમારી આખી મનોવૃત્તિ પરાધીન–પરાવલંબી અને આત્મવિશ્વાસના ઊણપવાળી લાગે છે. અને તે પોષવા કરતાં તેને જરા મૂઝવણ થય છતાં એવી પરિસ્થિતિમાં તમારે મુકાવું જોઇએ કે જેથી ઠોકર ખાતાં ખાતાં તેમાં ફેર પડે. નહિતર તો પ્રાણ અને પ્રકૃતિ સાથે જ જાય. અને તેવું થાય તો મરણ પર્યંત દરેક કામમાં પોતાને વિષે વસવસો અને છૂપી બળતરા (આંતર દુઃખ) રહ્યા જ કરે. આમ ન થવા બસ એટલા જ ખાતર હું જો તમારો વાલી હોઉં તો તમને ધક્કેલીને બહાર કાઢું. જેમ કબૂતર ચાંચ મારીને બચ્ચાંને માળામાથી હેઠું પાડે છે તેમ. હશે! તમે તમારા સ્વામી છો. (અથવા તો તમારી પ્રકૃતિ (સ્વભાવ) તમારો સ્વામી છે એમ કહેવું વધારે યોગ્ય છે?)

મતલબ મને એમ લાગે છે કે તમે એ માતા, એ ભાઇ એ વતનની હૂંફમાંથી બહાર નીકળી આપબળે મુશ્કેલીઓમાં નંખાઇને ઠોકરો ખાવ ! આખી જિંદગી માંડલમાં કેમ કાઢવાના તેના વિચાર પણ આવતા જ હશે તો!

એ વાતનો મેળ મેળવવા તમે ઇચ્છો છો તે કદી બની શકવાનું નથી. રૂઢિનાં બંધનો સ્વીકારવાં છે અને આ ભૂખે મરતા દેશની સેવા કરવી છે! એ તો ભિખારીથી જ થઇ શકશે અને સંસારની ઝેરી વૃત્તિથી પોષાયેલું કુટુંબ એ બધું કેમ સહન કરી શકશે ? અંતે તમે દેશની હાકલને છોડી દેશો. કુટુંબને છોડી નહિ શકો.

[સેવાની દીક્ષા લીધેલ એક સાથી કાર્યકરને લખેલા આ પત્રો અમને આજે પ્રસિદ્ધિ માટે મળે છે. શ્રી ચમનલાલ વૈષ્ણવની સાધક દૃષ્ટિથી વાચક પરિચિત હશે. સંપાદક]

ઠીક હવે આ ઘડીની વાત.

તમે અહીંનો ખાદી ભંડાર ચલાવવા આવો તો હું સમજી શક્યો છું તે પ્રમાણે તમને રાખી લેશે. તમે ઓછામાં ઓછું શું લેશો તે લખો. એકલા જ રહેવું હોય તો સમિતિમાં પણ રહી શકાય એટલે મકાન ખર્ચ તો ન પડે. તમારો જવાબ તુરત આપો એટલે ચોક્કસ જવાબ લખી શકાશે. તા. ૧ પહેલાં નિર્ણય કરવાનો છે એટલે તે પહેલાં જવાબ મળવો જોઇશે.

ત્યાંનું કામ સમિતિ સંભાળી લેશે.

આ બધું તમારો કાગળ સામો રાખ્યા વિના લખું છું. હવે કાગળમાં જોઉં છું કાંઇ જવાબ દેવાનો રહે છે? × × × ×

હવે કાંઇ જવાબ દેવાનો રહેતો નથી.

લિ. ચમનલાલ વૈષ્ણવના વં. મા.

**ભાઇ નગીનદાસ,** **વીરમગામ**

તા. ૩૦–૧૦–૩૧

તમારો પત્ર મળ્યો. ગઇકાલે સારાભાઇ આવ્યા ત્યારે સાંભળ્યું કે તમને રજા આપી દીધી છે. તમારા પત્રથી વિગતવાર ખબર પડી. તમારી બેગને ચાવી મારેલી છે એટલે ચાવી મળશે ત્યારે ખોલી તમારા લખ્યા પ્રમાણે વ્યવસ્થા કરીશ.

તમે ઘર ધંધામાં એટલે વેપારમાં જોડાઇ જવાનો નિર્ણય કર્યો તે વાંચ્યું. તમને રીસ ઠીક ચડી લાગે છે. અને તેને લીધે જ ઉપર પ્રમાણે નિર્ણય કર્યો હોય એવું મારું અનુમાન થાય છે.

તમે લખો છો કે "આટલું જૂઠાણું કેમ વાપર્યું હશે એ વિચાર મને રાજદ્વારી ક્ષેત્રમાંથી છૂટો કરાવે છે." અને વેપારમાં જોડાવે છે એમ ઉમેરી શકાય.

આ બન્ને મુદ્દા ખોટા છે. પહેલું તો તમે રાજદ્વારી ક્ષેત્રમાં પડયા જ ન હતા. ખાદી વેચવી એ રાજદ્વારી ક્ષેત્ર નથી તેમ કુબેરભાઇ પણ રાજદ્વારી ક્ષેત્રમાં કામ કરતા નથી.

મહાત્માજીએ રાજદ્વારી ક્ષેત્ર જ રહેવા દીધું નથી. સેવાનું ક્ષેત્ર એટલું વિશાળ છે કે એક માણસ અડચણ કરે તેથી કાંઇ તેમાં દાખલ થવાનું રોકી શકાતું નથી. અનેક રસ્તે તેમાં દાખલ થઇ શકાય છે, તમે તો એના જેવી વાત કરો છો કે સ્વર્ગના બગીચામાં જતા એક છીંડે કાંટો વાગ્યો એટલે બગીચો આખો કાંટાથી ભરેલો છે માટે હું તેમાં જવા નથી માગતો. આવા વિચાર ક્રોધ કરાવી શકે પણ વિવેક ન કરાવે. ધારો કે ઇશ્વરના દરબારને હજાર પ્રવેશદ્વાર હોય અને તેમાંના એક પ્રવેશદ્વારમાંથી તમે જતા હો, ત્યારે ત્યાંનો દરવાન તમારું અપમાન કરે તો તમે ઇશ્વરના દરબારનો જ બહિષ્કાર કરોને ? કે એવો ખોટો ક્રોધ ગળી જઇ વિવેક વાપરી બીજા દ્વારેથી અંદર પેસી જાવ ?

સેવાનું ક્ષેત્ર એ ખુદાઇ દરબાર છે તેમાં જવાના અનેક રસ્તા છે. આપણે તેમાં દાખલ થવાનું કેમ છોડી દઇએ ! અને હિંદના બાપડા કરોડો ગરીબ, અજ્ઞાન અને દુ:ખી માણસોએ તો તમારો કાંઇ વાંક જ કર્યો નથી, કે જેથી તમે તેમની સેવાના કામને પાટુ મારી શકો–છોડી દ્યો. એ દરિદ્ર નારાયણોએ તમારું શું બગાડ્યું ? દીવાની દાઝે કોડિયાને ડામ દેવામાં ડહાપણ ક્યાં છે? જો કુબેરભાઇમાં અસત્ય છે તો તમારામાં ક્રોધ નથી? નહિતર તમે સમતોલપણું કેમ ગુમાવત.

અને જાણે કેમ આ ક્ષેત્રમાં જૂઠ જ ભર્યું હોય. એવું અનુમાન તમે કરી લ્યો છો. એક દાખલાથી સમગ્રનો ન્યાય તમે તોળી નાખ્યો. અને ન્યાય તોળીને પણ પાછા ગયા તો વ્યાપારના ક્ષેત્રમાં. કહો તો ખરા કે જો આ ક્ષેત્ર છોડવામાં તમે એક જૂઠનો પ્રસંગ જ બસ ગણ્યો તો વેપારના ક્ષેત્રમાં તો એકે જૂઠનો પ્રસંગ બનતો જ નહિ હોય ? તમે કહેશો પણ હું ક્યાં જૂઠ કરવાનો છું ? તેનો જવાબ તો એ છે કે આ સેવાના ક્ષેત્રમાં પણ તમે તો જૂઠ કરવાના





જ ન હતા. પણ બીજા કોઇ એક જૂઠ કર્યું તેથી જો સેવાનું ક્ષેત્ર છોડવું વાજબી ગણાય તો બીજા સેંકડો વેપારીઓ જૂઠ કરે છે તો વ્યાપારનું ક્ષેત્ર છોડવું સેંકડોગણું વધારે વાજબી કેમ નહિ ?

અને તમારે વ્યાપાર કરવાનો છે ? ઢોરમાં અને વ્યાપારીમાં હું કાંઇ ફેર જોતો નથી. ખાવાનું કાઢવા ખાતર ઢોર આખો દિવસ મજૂરી કરે છે. અને વેપારીના પણ તેજ હાલ છે. પોતાનું કે કુટુંબનું પેટિયું કાઢવામાં જ જો માનવ અવતાર ખરચાઇ જવાનો હોય તો ઢોરમાં અને આપણામાં ફેર શું ! સવારથી સાંજ કમાણી પાછળ જીવનચર્યા એ કરતાં તો આપઘાત કરવો શું ખોટો ? ઓછામાં ઓછો સમય –પેટિયું કાઢવામાં જાય તો જ નરદેહે કંઇક કમાણી કરી કહી શકાય. મોતીભાઈ બે કલાકમાં એક દિવસની કમાણી જેટલું આઠ આનાનું સીવી લઇ બાકીનો વખત લોકસેવામાં કાઢતા. તમારા વ્યાપારથી તેમ થઇ શકશે ? કે તમે ઘાંચીનો બળદ બનવાના ?

અને વેપારી જીવન એટલે પારકા પરસેવાનો બનેલો હરામનો રોટલો ખાનારનું જીવન. તમે એ કઇ રીતે ન્યાયી અને પવિત્ર જીવન કહી શકો ? જે માણસ પરસેવો ઉતારી ખાતો નથી તે પાપ ખાય છે.

અત્યારે દરેક જુવાન માટે એક જ ધંધો છે, એક જ વ્યાપાર છે, લોકસેવાનો. લોકની સેવા કરો અને દેશનો આપેલો રોટલો ખાવ. હરામહાડકાનાં ન બનો. ગરીબ હિંદની ગરીબી સમજો. ઓછામાં ઓછા ખરચે જીવતાં શીખો. તે પ્રમાણે જીવવા માંડો. આ મિલ્કત મારી છે એ ભ્રમ છોડી જેટલું તમે પરસેવો ઉતારીને કમાવ તેટલું જ તમારું છે. બાકીનું દરિદ્રનારાયણનું છે. તેમાંથી તેટલું જ તમારું છે. તેમાંથી તમે જેટલું ખાવ છો તેટલું ગરીબો પાસેથી ઝુંટવીને ખાવ છો તે સમજો.

ઓછામાં ઓછા ખરચે જીવતાં શીખો અને તે ખરચ દેશપાસેથી માગી લ્યો અને દેશસેવામાં જ ગુમાવો. વ્યાપાર કરો તો તે આપણે વ્યાપાર ધંધો કરો તો તે આપણે ધંધો.

છતાં તમે શું બધા સૌ પોતપોતાના મુખત્યાર છો. લિ. ચમનલાલના વં. મા.

**ભાઈશ્રી નગીનદાસ પંચગની**

તમારો કાગળ મળ્યો.

તમે જીવનભર ન જ પરણવું એવું તો ઇચ્છતા જ નથી. કેમકે એવું ઇચ્છતા હો તો પછી કાંઇ વિચારવાનું જ ન રહે.

હું સમજું છું તે પ્રમાણે તમારી ઇચ્છા, જ્યારે તમારા વિચારો અને જીવન આદર્શોને અનુકૂળ થાય તેવી કન્યા મળે ત્યારે લગ્ન કરવાની છે. જે કન્યા સાથે તમારું સગપણ થયું છે તે એ રીતે હાલમાં અનુકૂળ નથી, તેથી તુરતમાં લગ્ન કરવાની તમારી ઇચ્છા નથી. જો એ કન્યા તમારા ભાવી આદર્શોને ઝીલશે અને તમને અનુકૂળ અને મદદગાર થશે એવી તમારી ખાત્રી હોય તો તમે આ ટાણે લગ્ન કરવાની આનાકાની ન કરત.

તમારાં માતુશ્રી તમે લગ્ન કરો એ ઇચ્છે છે, ભવિષ્ય ઉપર એ વાત રાખવાથી કદાચ તમે સમૂળગા લગ્ન ન કરો એ બીકે પણ કદાચ હાલને હાલ તમે લગ્ન કરી નાખો એવી તેની ઝંખના હશે. જો તેને તમારામાં એટલો વિશ્વાસ હોત કે તમે આજ નહિ તો વર્ષ કે બે વર્ષ પછી જરૂર લગ્ન કરશો તો તે આટલી ઉતાવળ ન પણ કરત.

એટલે મને લાગે છે કે યોગ્ય અને મનપસંદ કન્યા મળે તુરત જ તમે લગ્ન કરવા તૈયાર છો એવું તેને સમજાઇ જાય તો તમારી અડધી મુશ્કેલી ટળે.

ઊંડે ઊંડે તેના મનમાં એમ પણ હોય કે એક વાર ગમે તેની સાથે એક વાર દીકરાને પરણાવી દઉં તો આવી રીતે સકંજામાં આવેલ દીકરો, વહુ સાથેના રોજના કંકાસથી કંટાળીને દુનિયાના રાગભોગમાં આફડો રચ્યો પચ્યો રહેશે. આ ઇચ્છા તેની અત્યારે જ સિદ્ધ થાય જ્યારે તે તમને ગમે તેવા સંસ્કારવાળી કન્યા સાથે પરણાવવામાં ફતેહમંદ થાય. જો તેની ઇચ્છા દુનિયાના રાગ–ભોગમાં ફસાવવાની ન હોય અને માત્ર તમે પરણો અને વંશ રાખો એટલી જ તેની ઇચ્છા હોય તો અસંસ્કારી કન્યા સાથે પરણાવવાની ઉતાવળ તે ન કરે અને કોઇ સંસ્કારી કન્યા શોધે અથવા શોધવામાં તમને મદદ કરે, અને તેવી

કન્યા મળે ત્યાં સુધી રાહ જોવે.

હું સમજું છું તેમ જો યોગ્ય કન્યા મળતાં સુધીના થોડા સમય માટે તમે પરણવાનું મોકૂફ રાખો તો. તેટલી ઘડી તમારાં માને દુઃખ થાય. પણ તેવી કન્યા મળે અને તમે લગ્ન કરો એટલે તે દુઃખ ટળે. આમ હાલમાં તેટલી વાર મુલતવી રાખવાથી માને દુઃખ થાય પણ તે થોડી મુદત માટે. જ્યારે બીજી બાજુ તે થોડા વખતનું માનું મન દુઃખ ટાળવા ખાતર, તમારું મન જેની સાથે લગ્ન કરવા ખુશી ન હોય તેની સાથે હાલને હાલ લગ્ન કરી નાખો તો, અને પરિણામે જો તમારા અને તમારી પત્નીના વિચારોનો મેળ ન ખાયો તો, ન તો તમે સુખી જિંદગી ગાળો કે ન તમારી પત્નીને પણ સુખ મળે. આમ એક જીવને સુખ કરવાં જતાં બે જીવને દુઃખ મળે અને જ્યારે દીકરાને અને દીકરાની વહુને મેળ ન ખાતો હોય ત્યારે દીકરાની મા ટાઢે હૈયે જોઈ શકે એ પણ ન બને એટલે એ રીતે ત્રણ જીવને સદાનો કલેશ રહ્યા કરે, એક જીવને થોડી મુદત માટે મન દુઃખ થતું ટાળવા ત્રણ જીવને કાયમનો કલેશ રહે એવો ઉપાય લેવો એ કોઈપણ તટસ્થ માણસને પણ વાજબી ન લાગે.

હવે યોગ્ય કન્યા મેળવવાની બાબત રહી. એ માટે તમારાં માતુશ્રી અને અન્ય સંબંધીઓ તથા તમે અને તમારા મિત્રો પ્રયત્ન કરો તો ન જડે એવું ન માની શકાય. એ માટે ગોળ જેવી તુચ્છ મર્યાદા તોડવી પડે તો સારું. હું પોતે તો ન્યાતની મર્યાદામાં માનતો પણ નથી.

હાલ જે કન્યા સાથે સગપણ કર્યું છે તેને જ કેળવી અને એમ લાયક થયેલી એવી એ જ કન્યા સાથે લગ્ન કરવું એના જેવું તો બીજું રૂડું શું? પણ ત્યાં કેવી લાયકાત તમે ઇચ્છો છો તે તમારે પહેલાં સ્પષ્ટ સમજી લેવું જોઈએ. કોઈપણ કન્યા ભણેલી છે માત્ર એટલાથી જ તમે તેના સાથે લગ્ન કરવા ઇચ્છશો? ઘણાં સ્વાર્થી, સંકુચિત વિચારના અને ચાલે ચીલે જ ચાલનારા માણસો કાંઈ ઓછા ભણેલા નથી હોતા. ઘણા કેળવણીકાર પણ ગ્રેજ્યુએટ થયેલા હોય છે. એટલે જો માત્ર ભણતરને જ તમે જોતા હો તો આજ કન્યાને ભણાવી શકાય, પણ જો તમે ભણતર સિવાય કાંઈ બીજું માગતા હો, ત્યાગવૃત્તિ સેવાભાવના. મોજશોખ તરફ ઓછી રુચિ તો તમારે મા બાપના વિચારો અને વાતાવરણ તરફ પણ જોવું પડે. આ ગુણો માત્ર ભણવાથી આવી જાય એવું ન કહી શકાય એ માટે તો કેવાં સંસ્કારમાં કન્યા ઊછરે છે તે જોવું જોઈએ.

સગપણ થયું છે તે કન્યા સાથે પહેલાં લગ્ન કરી પછી તેને ભણાવવાની દરખાસ્ત મૂકનારને નીચેના બે સવાલો પૂછજો.

૧ તેને પરણવું તે સ્ત્રી શરીર જોઈને કે લાયકાત છે માટે? પરણ્યા પછી ભણવાથી લાયકાત આવે એવી ખાત્રી છે તો પરણ્યા પહેલાં પણ કેમ નહિ આવે? માટે પહેલાં જ તેને કેળવો અને કેળવાઈ જાય પછી લગ્ન કરો તેમાં કોઈને શા માટે વાંધો હોય? લાયકાત નહિ આવે એવી ઊંડે ઊંડે જેના મનમાં બીક હશે તે જ પહેલાં કેળવવાની વાત નહિ સ્વીકારે. બાકી જો તે એમ ધારતા હોય કે પરણ્યા પછી ગયો ક્યાં જવાનો છે તો જુદી વાત. બાકી તમે થોડા જ સિવિલ મૅરેજ કાયદા પ્રમાણે લગ્ન કરવાના છો કે જે શરતોથી લગ્ન કર્યું હોય તે શરતો ન પળાય તો છૂટાછેડા કરી શકો? હિંદુ કાયદા પ્રમાણે લગ્ન થયાં પછી કન્યા ન ભણે તો તમે તો પસ્તાવાના જ. એટલે મને તો એમ લાગે છે કે જો આ કન્યા કેળવાય અને તમને મન સંતોષ થાય એવી સંસ્કારી બને તેમ હોય તો તેમ કરવા તેને તક આપવી અને તેટલો સમય લગ્ન ઢીલમાં નાખવું અને તે કેળવાયા બાદ બન્નેના વિચારો મળતા થાય તો લગ્ન કરવું. નહિ તો આ સગપણ તોડી નાખી તમારા વિચારોને મળતી થાય તેવી કન્યાની શોધ કરવી અને તેવી કન્યા મળે એટલે લગ્ન કરવું. આમાં જ તમારું, પરણનાર કન્યાનું અને તમારી માનું સુખ મને લાગે છે. નહિતર જિંદગી ભરનો તમને અને તમારી પત્નીને બળાપો અને પરિણામે તમારી માને





પણ દુઃખ રહેવાનો ભય છે. કેટલીએ એવી માતાઓ આપણે નથી જોતા જેમણે હોંશમાંને હોંશમાં હઠ કરીને પણ દીકરાને પરણાવ્યો હોય અને પરણાવ્યા પછી ઊલટી વધારે દુઃખી મનોદશા ભોગવતી હોય. આ વાત તમારા બાએ પણ લક્ષ બહાર રાખવા જેવી નથી. લિ. ચમનલાલના વં. મા.

તબીયત સારી છે. એટલે ખબર શા આપવાના? ખબર તો નરમ તબીયતવાળાના આપવાના હોય.

**ભાઇશ્રી નગીનદાસ પંચગની**

તમારો પત્ર મળ્યો. મારી તબિયત સારી છે. અત્યારની ગોઠવણ પ્રમાણે તો આવતી તા. ૧૦મીએ અહિંથી નીકળી તા. ૧૨ અગર ૧૩મીએ વઢવાણ પહોંચીશ. ત્યાં હમણાં કામ ઉપર ચડવાનો નથી પણ આરામ જ લેવાનો છું. ગુજરાતમાં કે બહાર હું ફર્યો નથી એટલે જુદી જુદી સંસ્થાઓ કે માણસોનો પરિચય મને બહુ ઓછો છે. બાકી ગુજરાત બહાર જવું હોય તો વર્ધા આશ્રમવાળા વિનોબા ભાવે ગામડામાં રહે છે તેમનો સત્સંગ અમૂલ્ય છે એમ સાંભળ્યું છે તેમને જોયા નથી પણ સાંભળ્યું છે. તેમાં વિશ્વાસ પડે છે. બાકી તો આપણામાં જેવી લાયકાત હોય તેવો જ ફાયદો આપણે સંજોગોનો કાઢી શકીએ. વળી સંત પુરુષમાં પણ એકને એક ઉપર ભાવ આવે તો બીજાને બીજા ઉપર એવું કારણ સંતમાં નથી પણ એકબીજાની પ્રકૃતિનો મેળ બેસે તેમાં છે. સદ્‌ભાવ અને સાધુભાવ ધાર્મિક જીવન ગાળનારમાં હોય તેમ પ્રવૃત્તિમય જીવન ગાળનારમાં પણ હોય. જેણે શાસ્ત્રનો અભ્યાસ જુજ જ કર્યો હોય અને દલીલ પણ ન કરી શકે એવો નીતિથી મજૂરી કરી શાન્તિથી જીવન ગાળનાર ખેડૂત પણ સંત હોય પણ એવાનો પરિચય આપણને શાનો આકર્ષે? વળી જે માણસ પ્રવૃત્તિમાં ડૂબ્યો રહે તેને વાતાવરણની દરકાર ઓછી થતી જાય છે. જ્યારે જેમ નવરાશ વધારે અને બુદ્ધિમય જ્ઞાનનો મોહ વધારે તેમ માણસ સારા વાતાવરણનો વધારે ઓશિયાળો હોય તેમ તેને લાગે છે. એટલે સારી પ્રવૃત્તિમાં મશગુલ રહેવું એ મોટો સત્સંગ જ છે. સંભારે તેને મારાં વં.મા. કહેશો

એજ લિ. ચમનલાલના વં. મા.

"તમે મરણથી ન જ ડરો એમ તો હું માની લઉં છું, નાના મોટા કે ઘરડા બધા પોતાને કાળે જ મરે છે. સહુ આ શરીરે ભરવાનું કરજ ભરી ચાલતા થાય છે. બચ્ચાનાં શરીરમાં રહેલો આત્મા જ્ઞાની હોઇ શકે કે ઘરડાના શરીરમાં રહેલો આત્મા મૂઢ હોઇ શકે. આવી દશામાં કોના મરવાનો શોક કરીએ?'

**ગાંધીજી [બાપુની પ્રસાદીમાંથી]**

* * *

"જે વચન આપે ને ન પાળે તેની સાથે વ્યવહાર બંધ થાય, એવો વ્યવહાર ન્યાય મેં આશાવાદમાં સૂચવ્યો છે, એ અનાસક્તનું લક્ષણ છે, મારે મારી લાયકાત મેળવવી જોઇએ. તેથી જ મૌન એ સર્વોત્તમ મનાયું છે. હું જે કરીશ તે મારે સારું કેવળ સ્વાભાવિક હશે," એમ હું ખચીત માનું છું કેમ કે હું જેને સત્ય માનીશ તે જ કહીશ ને કરીશ.

**ગાંધીજી [બાપુની પ્રસાદીમાંથી]**

ધૂમકેતુ

## [૧]

આપણા બાપદાદા અને એના બાપદાદા. અને એના બાપદાદા, એમ ને એમ પછવાડેની પેઢી ગણવા માંડીએ તો આજથી ચારસો વરસ પહેલાં જૂનાગઢમાં એક ભકતકવિ થઈ ગયા. "વૈષ્ણવ જન તો તેને કહીએ' એ ગાંધીજીનું અત્યંત પ્રિય ભજન આ ભકતકવિએ લખેલું. એનું નામ નરસિંહ મહેતો. મોટા મોટાને ડોલાવે એવી જ્ઞાનવાણી એમના ભજનમાં રહી છે. ઘણા વર્ષની વાત થઈ એટલે નરસિંહ મહેતાના ચમત્કારની બહુ દંતકથાઓ ચાલે છે. પણ જે ભગવાનનો સાચો ભકત છે એ ચમત્કાર કરી બતાવવામાં માનતો નથી. રામકૃષ્ણ પરમહંસને કોઈકે વાત કરી કે અમુક સાધુએ તો ભારે સિદ્ધિ પ્રાપ્ત કરી છે ને અડવાણે પગે પાણી ઉપર ચાલી શકે છે, ત્યારે પરમહંસે હસીને જવાબ દીધો કે 'એમને બે પૈસાની કિમ્મતની સિદ્ધિ પ્રાપ્ત થઈ કહેવાય ! કારણ કે હોડીવાળો નદી પાર કરાવવાના બે પૈસા લે છે !'

એટલે ખરા ભકતો ચમત્કાર કરતા નથી કે ચમત્કારમાં માનતા પણ નથી. બાકી લોકો ચમત્કારની વાતો ભકતને નામે જોડે છે ખરા.

ઈશ્વરના નામમાં અચળ શ્રદ્ધા એ કાંઈ જેવો તેવો ચમત્કાર છે કે એ બીજી કોઈ આળપંપાળને વળગે ? લોકકથાએ નરસિંહ ભગતને નામે અનેક કથાવાર્તાઓ જોડી કાઢી છે. એમાંની કેટલીક જાણવા જેવી છે.

નરસિંહ મહેતા જૂનાગઢના રહેવાશી કહેવાય છે પણ એમનો જન્મ તળાજામાં થયો હતો. માતા પિતા નાનપણમાં મરણ પામ્યાં એટલે ભાઈ ભાભીને આધારે એ મોટા થયા. નાનપણમાં રખડુ સાધુસંતમાં ભટકે. અને કાળા અક્ષરને કુહાડે મારે. એટલે સગપણ થયેલું એ પણ સામાવાળાએ તોડી નાખ્યું. હાથે કરીને દીકરીનો ભવ કોણ બગાડે ? પાછળથી માણેકબાઈ નામે એક કન્યા સાથે લગ્ન થયાં.

પણ ભાઈ કાંઈ કામકાજ કરે ન કારવે, ને હવે તો વહુવાળા થયા એટલે મોટા ભાઈ પણ એને કાંઈ કહી શકે નહિ. નરસિંહ મહેતાને પણ થયું કે આ મજાનું ! પરંતુ ભાઈ આંખની શરમ રાખે, કાંઈ પારકી જણી થોડીક એની શરમ રાખવાની હતી ? ભાભીએ લાગ જોઈને બરાબરનાં, વેણ માર્યા.

મહેતાએ પોતે જ આ વાત લખી છેઃ-

"મરમ વચન કહ્યાં મુજને ભાભીએ
તે મારા મનમાં રહ્યાં વલૂધી
શિવજી આગળ જઈ એક મનોરથ,
સ્તુત્ય કીધી દિવસ સાત સુધી"

આ પ્રમાણે ભાભીના વેણ આકરાં લાગવાથી, મહેતા તો જંગલમાં ભાગી ગયા. ને તપ માંડ્યું. ગોપેશ્વર પ્રસન્ન થયા ને કહ્યું કે 'માગ માગ જે માગે તે આપું !'

*'લોક સંસ્કાર ગ્રંથાવલિ'ની જે યોજના ધારી છે, તે પ્રમાણે આધુનિક યુગનાં તમામ પ્રવર્તકબળોનો સામાન્યમાં સામાન્ય માણસ સંસ્કારી દેશજન તરીકે જ્ઞાતા હોય, અને વળી પોતાના દેશની પરંપરા અને પરિસ્થિતિનો પણ એને પરિચય હોય, એવું કાંઈક સાહિત્ય ઉપલબ્ધ કરવાનો આ પ્રયત્ન છે. આંહીં એ દૃષ્ટિબિન્દુ રાખીને કાંઈક ખ્યાલ આવે માટે જુદી જુદી કેટલીક વસ્તુઓ મૂકી છે.





આપણા મોંમાં સાકરનો ગાંગડો આવે એવી આ વાત લાગે છે. મનમા થાય છે કે શિવજી જો એમ આપણને પ્રસન્ન થાય તો તો રાજપાટ જ માગી લઇએ ! પછી કાંઇ કામ ને કાજ ! આપણને ટેવ પડી છે ને કે સુખ એટલે આળસ, એને લીધે આપણું મન એવા ઘોડા ઘડે પણ નરસિંહ મહેતાએ માગી માગીને શું માગ્યું ?

"મિ માગ્યું, સ્વામિ ! તમનિં વાહલૂં તે ક્રિપા કરીને દીજિ મુને" કોઇને એમ થાય કે નરસિંહ મહેતાએ આ શું માગ્યું ? પણ એનું નામ જ ભગવાનની ભકિત ! ભગવાન જેમ રાખે તેમ રહેવાનો દૃઢ નિશ્ચય કરીને જ એણે તપ માંડેલું !

એક બીજી વાત પણ આંહીં નોંધવા જેવી લાગે છે. આ કવિતા નરસિંહ મહેતાની પોતાની જ લખેલી છે. જૂના વખતના તાડપત્રમાં બરાબર એણે જે પ્રમાણે લખ્યું તે પ્રમાણે જ આ કવિતાની લીટી મળે છે. પણ એના બોલ આપણને મારવાડી જેવા લાગે છે. એનું કારણ છે. આજથી પાંચસો વર્ષ પહેલાં આપણી ગુજરાતી ભાષા આવી રીતે બોલાતી એમ એમાંથી ખબર પડે છે.

ત્યારે નરસિંહ મહેતાએ તો માગી માગીને આટલું જ માગ્યું. 'જે તમને વહાલું હોય તે તમે મને આપો મારે બીજું કાંઇ જોઇતું નથી !'

પછી તો વાત એવી આવે છે કે જાણે નરસિંહ મહેતા ભગવાનનો રાસ નિહાળે છે ! આ રાસ, નરસિંહ મહેતાએ નિહાળ્યો હશે તે શી રીતે નિહાળ્યો હશે ?

ભગવાને એને દિવ્યચક્ષુ આપ્યાં. દિવ્યચક્ષુ ભગવાન જેને આપે છે, એની આંખ કાઢી લઇને કાંઇ બીજી આંખ મૂકતા નથી. પણ એના અંતરમાં સાચી સમજણ આપે છે. એને જ્ઞાન થાય છે કે જે કાંઇ કામ આપણે સંસારમાં કરીએ, તે ભગાવાનને નામે કરીએ, એટલે આનંદ આનંદ થાય !

આ રાસનો અર્થ પણ એ જિંદગી એક પ્રકારનો આનંદ છે ! એમાં જે કામ પોતાને ભાગે આવ્યું, પછી એ કામ ચમારનું હોય, ભંગીનું હોય, રાજાનું હોય, કારકુનનું હોય, સિપાઇનું હોય, કે પટાવાળાનું હોય–જે પોતાનું કામ આનંદથી કરે, એ હંમેશાં આનંદ મંગળ નિહાળે !

નરસિંહ મહેતાને પણ થયું કે ભગવાનને એ માણસ વહાલામાં વહાલો છે, જે 'સંસારમું સરસો રહે ને મંન મારી પાસ !'

એટલે મહેતો પાછા સંસારમાં આવ્યા. ઘરવ્યવહાર ચલાવવા મંડયા. એક દીકરો થયો, એક દીકરી આવી. પણ પોતે જે પોતાનું કામ માનેલું, ભગવદ્‌ભજન, ને સત્સંગ એની તો રાત ને દિવસ અખંડ ઉપાસના ચાલે !

પોતે હમેશાં દામોકુંડ નહાવા જાય. ઘર આંગણે સાધુસંત આવે તો સત્કાર કરે. ભજનમંડળી તો રાત ને દિવસ જામી જ હોય; એમ ને એમ ભકતકવિ નરસિંહ મહેતાનો સંસાર ચાલ્યા કરે !

પણ ભજનની ને ભગવાનની આ વાત ઉપર ઉપરની છે કે ખરેખરા જ્ઞાનની છે, એની કસોટી થાય એવો પ્રસંગ આવ્યો.

વાત તો સૌ કરે જ્ઞાનની–વાતો કરવામાં કયાં કાયાની કસોટી છે ? પણ વાત કરે ને એ પ્રમાણે આચરી બતાવે ત્યારે માણસનું માપ નીકળે !

એક વખત નરસિંહ મહેતાનું બાપ નીકળ્યું દામોકુંડ નહાવા ગયા, ત્યાં હરિજનોને લાગ્યું કે આવા મોટા ભક્તરાજ આપણે ત્યાં આવે ને ભજન કરે તો જિંદગી સુધરી જાય. મહેતાજીને બે હાથ જોડીને વિનંતી કરી 'ભક્ત રાજ! એક વખત અમારે ત્યાં ભજન મંડળીને લાવો !'

નરસિંહ મહેતાને મન તો કોઈ ઊંચ નીચ રહ્યો ન હતો. જેના હૃદયમાં રામ વસે એ બધા ય ઊંચ. અને જેના હૃદયમાં રામ નહિ, એ બધા ય નીચ. એની પાસે સંસારની સઘળી વાતને માપવાનો આ એક જ ગજ !

મહેતાજીએ તરત જ એ વાત કબૂલ કરી લીધી: 'ભલે ! તમારે ત્યાં ભજન કરીએ એમાં શું ? આંગણું વાળીચોળીને સાફ કરો, બધા હેતુ મિત્રને બોલાવો, અને આજે જ રાતે અમે આવીએ છીએ.'

(આ પ્રમાણે નરસિંહ મહેતાના જીવન પ્રસંગોનો પરિચય આપીને, એમનાં ભજનો પણ આવતાં જાય એ રીતે આખી વસ્તુસંકલના તૈયાર થતી જાય છે. લોકસંસ્કારમાં સાચો રસ લેનારા એમાં વિશેષ સૂચનો મોકલે તો ઘણું જ સારું.)

(૨)

જૂનાગઢ પાસે ગિરનારનાં પગથિયાં ચડવા હું એક વખત ગયો. રસ્તે જતાં વચ્ચે એક મોટો ઓરડો આવે છે. હું તો વાત સાંભળતો હતો કે એમાં એક મોટો પથરો, કોણ જાણે કેટલા વરસ થયાં, સાચવી રાખ્યો છે. મને થયું કે આ પથરામાં એવું શું સોનું રૂપું ભર્યું હશે કે એને આમ સાચવ સાચવ કરતા હશે ! પણ હું તો જોઈને છક્ક થઈ ગયો. એ આખી મોટી શિલા ઉપર કોણજાણે કોણે અક્ષર પાડયા છે, અને એમાં જૂના વખતની કાંઈ કાંઈ વાત લખી રાખી છે !

એ તો પછી મને ખબર પડી કે આ પથરામાં તો જે લખ્યું છે એમાં તો એટલું જ્ઞાન છે કે આજ પણ એમાં લખ્યા પ્રમાણે કોઈ વર્તે તો સંસાર તરી જાય !

આ પથરો આંહીં પડયો છે એને નહિ નહિ તો બે હજાર વરસ થયાં હશે !

બે હજાર વરસ ? ઓ હો હો ! આપણી તો પેઢી ગણીએ તો સો પેઢી થઈ જાય !

ત્યારે આશરે બે હજાર વર્ષ પહેલાં આપણા આ ભારત દેશમાં એક રાજા થઈ ગયો. અશોક એનું નામ. આજ જેમ સૌરાષ્ટ્રની નજર દિલ્હી ઉપર, કારણ કે ખરી સત્તા ત્યાં, બરાબર એ જ પ્રમાણે, આ અશોક રાજાનું રાજ આખા હિંદુસ્તાનમાં હતું. એ વખતે તો આ દેશનું નામ પણ હિંદુસ્તાન નહિ. એનું નામ ભારતવર્ષ. ભારત દેશ. રાજા અશોકના વખતમાં દિલ્હી શહેર પણ નહિ. એની રાજધાનીનું શહેર તો પાટલિપુત્ર. હાલ એનું નામ પટણા છે.

ત્યારે આ રાજા અશોક એ જેવો તેવો રાજા નહિ. આખા ભારતવર્ષ ઉપર એની સત્તા ચાલે. મુંબઈમાં જેમ અત્યારે ગવર્નર છે, ને પ્રાંતમાં કમિશ્નરો છે, તેમ રાજા અશોકના સૂબા ઉજ્જેન નગરીમાં રહે, આંહીં સૌરાષ્ટ્રનો સૂબો જીર્ણદુર્ગ–એટલે જૂનાગઢમાં રહે. જૂનાગઢમાં અશોક રાજાના વખતમાં એક મોટું તળાવ બંધાયેલું. એનું નામ સુદર્શન તળાવ. આ અશોક જ્યારે યુવરાજ હતો ત્યારે એના પિતાએ એને રાજકાજનો અનુભવ લેવા માટે ઉજ્જેન નગરીમાં સૂબા તરીકે મોકલ્યો હતો.





એ પોતે ગાદી ઉપર આવ્યો ત્યારે એણે અનેક રાજાઓને હરાવી પોતાનું ચક્રવર્તી રાજ સ્થાપ્યું. પણ એક પ્રસંગ એવો આવ્યો કે એનું જીવન પલટાઇ ગયું. આજ આપણે જેને ઓરિસ્સા કહીએ છીએ તે જગન્નાથપુરી સામેનો મુલક ત્યારે કલિંગદેશ કહેવાતો. રાજા અશોકે કલિંગદેશ ઉપર ચડાઇ કરી. તેમાં એ જીત્યો ખરો, પણ થયું મહાભારતના જુદ્ધ જેવું. જુદ્ધ તમામ એવાં છે. એમાં જીતનારા એવા હારે છે કે પછી બેઠા જ થાતા નથી!

મહાભારતના જુદ્ધમાં રાજા યુધિષ્ઠિરે ભગવાન કૃષ્ણને પૂછ્યું કે મહારાજ ! આ જુદ્ધમાં અમે પણ શું જીત્યા ? અમે પાંચ, અક્રૂર ને અશ્વત્થામા સાત જણા માંડ જીવતા રહ્યા ! ત્યારે રાજા અશોકને પણ કલિંગના જુદ્ધમાં એવું થયું. ચીનનો એક માણસ, મેધાસ્થનીસ એનું નામ, એણે તે વખતની વાત લખી છે. તેના કહેવા પ્રમાણે કલિંગના રાજાનું લશ્કર જેવું તેવું નહિ. એમાં સાતસો તો હાથી. પણ એટલા બધાં માણસો બન્ને તરફનાં આ જુદ્ધમાં મરી ખૂટયાં કે, રાજાને લોહીનીંગળતા આવા જુદ્ધધર્મ પ્રત્યે તિરસ્કાર આવ્યો ! બસ, ત્યારથી એણે જુદ્ધ છોડયું તે છોડયું ! એ રાજા તો રહ્યો પણ સાધુરાજા થઇ ગયો.

રાજા અશોકે પછી બૌદ્ધધર્મ સ્વીકાર્યો. અને એ ધર્મના મુખ્ય સિદ્ધાંતો એણે ઠેકાણે ઠેકાણે પથરા ઉપર કોતરાવ્યા. આજના આપણા અક્ષર વાંચવાવાળાને એમાં કાંઈ સમજણ ન પડે. તે વખતના અક્ષરની સમજ હોય એને જ ગતાગમ પડે.

આ પથ્થરલેખમાં એણે માણસાઈના ધર્મને સૌથી મહાન ને સાચો ધર્મ માન્યો છે. પ્રાણી માત્ર ઉપર એમાં દયા રાખવાની વાત છે. તમામના દુ:ખમાં ભાગ લેવાની એમાં આજ્ઞા છે. કાશ્મીરનું શ્રીનગર મૂળ વસાવેલું રાજા અશોકે. હવે આપણને ખબર પડે છે કે આપણા રાષ્ટ્રધ્વજમાં અશોકચક્ર કેમ છે ? એ અશોકચક્રમાં, ભગવાન બુદ્ધનું વસ્તુ છે. સંસારમાં સૌનું કલ્યાણ થાય, કોઇને શોક ન રહે, સૌ અશોક થાય, એવી ચિત્તની પ્રસન્નતા દરેકના દિલમાં કાયમ રહ્યા કરે, અને સઘળે પ્રેમધર્મનો વિજય થાય એ બતાવવા માટે એ ચિહ્ન છે. એમાં ત્રણ શાંત સિંહ છે એ બહુ સૂચક છે.

(આ પ્રમાણે ‘ભારત ઈતિહાસ કથાવલિ’ દ્વારા સામાન્ય જનો માટે ઇતિહાસનું વસ્તુ તૈયાર થાય છે તેમાંથી આ લીધેલું છે)

[૩]

**અ**મારું ગામ નદીને કાંઠે છે. નદીમાં પાણી પણ બારે માસ રહે છે. પાણીની તાણ નથી. એટલે ઘાસચારાનું પણ સુખ છે. ગામમાં વસ્તી પણ ઠીક ઠીક છે. સૌને ધંધો રહ્યો એટલે ચોરી ચપાટી પણ ઓછી રહે છે. ગામમાં નિશાળ છે, મંદિર છે, લાયબ્રેરી છે, ચોરો છે, દવાખાનું છે, બધુંય છે, છતાં અમારા ગામમાં કેશવ પંડિત કહે છે કે ભાઈ આ ગામ આપણું પછાત બહુ છે. હવે મારું એમ કહેવાનું કે આના કરતાં તે વળી ગામડા ગામમાં બીજું શું વધારે હોય ? કાંઇ આંગળી સૂણીને થાંભલો થાય ? ગામમાં એક રેડીઓ આવ્યો છે તે ત્યાં હવે સૌ સાંભળવા પણ જાય છે. પછી આનાથી વધુ તે ગામડામાં શું થાતું હશે ?

પણ કેશવપંડિત તો અલકમલકની વાત કરે એવા છે. એ તો કહે છે કે તમારા

ગામમાં ભગવાન પટેલને પાંચ હજારનો ફયાસ થાય ને એની જ પડખે એના પાડોશી કેશવો ભૂખે મરે ને ગામને છેવાડે ભાગે કલા વાઘરીનું છોકરું ઓઢયા વિના મરી જાય ને ઢેઢ હરખાને ખાવાનું તો ઠીક પાણી પણ પીવા ન મળે એવું ગામડું આપણે ન જોઈએ. આપણે તો આવું ગામડું જોઈએ. જાણે કે સૌ પોતપોતાની બાપદાદાની જમીન ગ્રામપંચાયતને સોંપી દે. ગ્રામપંચાયત એટલે ગામના પાંચ સારા માણસ. એ પાંચ સારા માણસો દર અઠવાડિયે ચોરામાં ભેગા થઈને આવતા આખા અઠવાડિયાનું જુદું જુદું કામ સૌને સોંપે ને સૌ કામે જાય. કમાણી થાય એ આખા ગામની તમામ માણસની વસ્તીને સરખે ભાગે વહેંચાય. પછી કોઈને એવો અસંતોષ ન રહે કે હું ગરીબ હતો એટલે મારું કાંઈ ન થયું ! આજ દિવસ સુધી આ ગપ્પ હાલ્યું કે ભાઈ! આપણા નશીબમાં હોય એ આપણને મળે ! હવે આપણે એ ગપ્પને દાટી દેવું છે. અરે ! કેશવપંડિત તો એવી વાત કરે છે કે આસ્ટ્રેલિયા દેશમાં બકરી સોળ શેર–અઢાર શેર દૂધ આપે છે ને આપણા દેશમાં બહુ બહુ તો ત્રણ શેર–હદ થઈ ગઈ. ને આવું તો છેલ્લા એક હજાર વરસ થયાં ચાલે છે. હજાર વરસમાં આપણી બકરીને આપણે કાંઈ જ સુધારી નહિ હા, બકરી પાળનાર રબારીને બગાડયો. એ તો કહે છે આપણે વખતનો, બુદ્ધિનો, અને આપણાં પોતાના જ માણસોની સાચી શકિતનો બરાબર સંપથી ને સમજણથી ઉપયોગ કરીએ તો આપણા દેશમાં કોઈ વાતની કમી ન હોય. અત્યારે તમે પશુને તો પાળી જાણતા નથી, એ તો ઠીક, પણ માણસને ય રાખી જાણતા નથી. માણસને તો આપણે ઢોર કરતાં પણ નપાવટ ગણવાનો ધંધો શરૂ કર્યો છે. અલ્યાભાઈ ! એક જ ગામમાં એવું શું કરવા થાય કે કેશવ પટેલનો છોકરો ને સોભાગચંદની છોકરી ને અજીતરાવનો ભાણેજ ઈંગ્લાંડ અમેરિકા ભણવા જાય–અને આ હરખો ઢેઢ ને કલો વાઘરી અને રામ કોળી અને મોતિયો ખાંટ એના છોકરાંને પાંચ પાંચ વરસનાં હોય ત્યાં જ બિચારાંને કામે જાવું પડે ! એમની આખી જિંદગીમાં એમને સારા થવાની કાંઈ આશા જ નહિ ! દટ્ટણ પટ્ટણની વાત તો કોણ જાણે, પણ એમ લાગે છે કે આમ સાવ અધાર્મિક રીતે માણસો જીવનરચના ચલાવ્યા કરતાં હશે ત્યારે પછી એક દિ આખો દેશ નાશ પામતો હશે ! પછી તો વેર, ઝેર, ક્રોધ ને તિરસ્કાર જ ફેલાતાં હશે. એટલે પહેલાં આપણે સૌને–સરખો ભાગ મળે, રાય રંક સૌને ઓટલો ને રોટલો મળે ને સૌને શકિત ખીલવવાની તક મળે, એવું કરવું છે. ત્યારે ગામડું, ગામડું થાય. કેશવપંડિત તો આવી આવી ગાંડી ઘેલી વાત કરે છે. પણ વાત એની લાગે છે તો સૌને સાચી હો ! સૌ કહે છે કે એવું થાય તો તો બાપા ! તમે જ ભગવાન ! પણ એવું થાય ચાંથી!

હવે આવી વાત કરવી હોય તો સૌએ ભેગા મળીને, સૌ સૌની શક્તિ પ્રમાણે કામ વહેંચી લેવું જોઈએ. પછી એમાં કોઈને કામ ચોરી કરવાનું મન નહિ થાય. આવું કરવું હોય તો એ વાત કાંઈ આકાશમાંથી પડવાની નથી, એ તો આપણે જ આપણી બુદ્ધિથી ગોઠવવી પડે !

# લોકસાગરને તીરે તીરે

પરિવ્રાજક

## [૧]
## પ્રમુખપદ શોભાવવાની કળા



હું અને... ...એક સભામાં ગયા હતા.....એ સજ્જન જાણીતા પુરુષ હતા. મારે અને એમને અંગત પરિચય કંઇ ન હતો. જે થયો તે આ સભા નિમિત્તે થયો હતો. પરંતુ જાણીતા પુરુષોને તો સૌ કોઇ ઓળખતા હોય છે તેમ હું પણ ઓળખતો હતો. સેવા ખાતર ભરજુવાનીમાં કમાણીવાળો મુંબઇનો વેપાર છોડયો હતો, એ વાતને ય આજે પાંત્રીસ વર્ષ થયાં, એટલે આજે તો એ ધંધામાં રહ્યા હોત તો લક્ષાધિપતિ થયા હોત. વળી એમના સુધારક અને પ્રગતિકારક વિચારો પણ જાણીતા હતા.

ગામડામાં સભા હતી. બહારથી બીજા જાણીતા માણસોને આમંત્રણ તો આપ્યાં હતાં પરંતુ ધૂળવાળા રસ્તાઓમાં, રેલ્વેથી દૂર આવવાની મોટા ભાગે વૃત્તિ બતાવી ન હતી. હું કંઇ એવો જાણીતો માણસ નથી કે મને ખાસ આમંત્રણ આપવાની જરૂર ઊભી થાય. પણ સભાના યોજકો મારા સ્નેહીઓ હતા, હું ઘણા વખતથી ગયો પણ ન હતો એટલે એમનો ખાસ આગ્રહ હતો, મારી પણ વૃત્તિ ખરી. આમ એ સભામાં મારો ટેકો લાગેલો. ઉપર કહ્યું તે સજ્જન સભાનું પ્રમુખસ્થાન લેવાના હતા. બહારના માણસો ખાસ ન હતા એટલે વ્યાસપીઠ ઉપર મને પણ સ્થાન મળી ગયું હતું. લાયકાત કરતાં બહારના આમંત્રિત મહેમાન તરીકે— 'અતિથિ દેવો ભવ' એ સૂત્રને આધારે માનો ને

સભા હતી એક સ્નેહસંમેલન જેવી. આજુબાજુના પાંચ ગામના માણસો આવ્યા હતા. 'ગામડાંની પુનર્ઘટના' એવો મોટો વિષય સભાના યોજકોએ રાખ્યો હતો. લોકોમાં રસ જળવાઇ રહે તે માટે રાત્રે સંવાદો રાખ્યા હતા.

પ્રમુખસ્થાનેથી જાણીતા સજ્જન પાસેથી મેં જે આશા રાખી હતી એના કરતાં એમણે જુદું જ કહ્યું. નાતજાત જવી જોઇએ તેને બદલે તેમણે રાખવાની વકીલાત કરી. હરિજનોની અસ્પૃશ્યતા બાબત આપણું વર્તન ખોટું છે અને સુધારવું જોઇએ એમ કહેવાને બદલે એમણે કહ્યું, જમાનો બદલાયો છે અને ભણેલાઓની વૃત્તિ એ ટાળવાની છે, શહેરમાં તો એ પ્રશ્ન રહ્યો નથી માટે તમે સમજી જાઓ! સ્ત્રીકેળવણી વિષે કહ્યું પહેલાં સ્ત્રીઓને ઘર મૂકી બહાર જવાનું ન હતું એટલે અભણ રહે તો પણ ચાલતું, હવે છોકરાઓ ભણીને શહેરમાં જાય છે એટલે છોકરીઓને પરણ્યા પછી જવું પડે છે અને ત્યાં એ અટવાય છે માટે છોકરીઓને બે અક્ષર ભણાવવા જોઇએ! વળી મૂળ વિષયને બદલે વ્યાખ્યાનના મોટા ભાગમાં એમણે શહેરના લોકોનાં ટીખળ કર્યાં, ભણેલા છોકરાના મોજશોખની ઠેકડી અને મુંબઇની શેઠાણી થઇ બેઠેલી સ્ત્રીઓના આળસની મજાકો કરી. મને થયું કે આમ જાણીતા માણસ થઇ સાવ ફીકાં કેમ બોલતા હશે!

રાત્રે સૂવા જતી વખતે મને એ મોકો મળી ગયો. અને બેચાર જણ જ હાજર હતા. મેં સવાલ કર્યો. મારા સામે જોઇ એમણે વિજયનું મોં મલકાવ્યું. કહ્યું: 'તમારે મારી ખૂબી જોવી હોય તો કોઇ સભા શહેરમાં હોય અને મને બોલતાં સાંભળો ત્યારે ખબર પડે.' હું કંઇ ન સમજ્યો પૂછ્યું 'એટલે?'

એમણે મહાવિજયનું હાસ્ય કરતાં કહ્યું 'તમે હજુ જુવાન છો. સભાઓનાં પ્રમુખસ્થાન લેવાનું શીખશો ત્યારે ખબર પડશે. જેમ કુશળ નટ થવા

---

કહી શકે. એટલે આ સોજાંએ તો આપણને બતાવ્યું છે કે ભાઇઓ! તમે અમથા અમથા જીભનો જેવો તેવો ઉપયોગ કર્યા કરો છો, ને જેમ તેમ બોલ્યા કરો છો એ વસ્તુ બરાબર નથી. વાણીને તો ભગવાને પવિત્રમાં પવિત્ર રાખવાનું કહ્યું છે. આખી રામાયણની વાત એક વચનને આધારે રચાયલી છે એનો મર્મ હવે સમજાય છે. વેણ માણસનું એક જ હોવું જોઇએ અને એ પવિત્ર રહેવું જોઇએ.





માટે અભિનય ચાતુર્ય જોઈએ છે, તેમ પ્રમુખસ્થાન લેવા માટે શ્રોતામંડળીને પારખી લેવાની દૃષ્ટિ જોઈએ છે.

જાણે વાત લાંબી હોય તેમ એમણે ખાટલામાં બેસતાં, 'બેસો ત્યારે' એમ મને પણ બેસવાની દરખાસ્ત કરી કહ્યું: 'મુંબઈમાં શરૂઆતમાં હું ભાષણ આપતો. ઘરેથી પૂરો તૈયાર થઈને જાઉં, ભાવ પ્રમાણે જોર કરીને બોલું, પણ શ્રોતાઓ ખુશ ન થાય. અને બીજા એક ભાઈ......બોલવા માંડે કે તરત તાળીઓ ઉપર તાળીઓ પડે, એમણે મને ખૂબી સમજાવતાં કહ્યું—'જેવા શ્રોતા તેવી વાત કરવી જોઈએ. બાધા—આખડીમાં માનતા શ્રોતાઓ હોય તેને તમે મૂર્તિ ન માનવી એમ કહો તો એ લોકો તમારી કોડીની કિંમત કરે. પણ લાલજી મહારાજની અને સત્યનારાયણની જય બોલાવો તો ગગન ફાડી નાખે એટલી ગર્જના કરે !'

શ્વાસ ખાઈને એમણે મને સલાહ આપતાં કહ્યું: 'તમારે પણ આ કળા શીખી લેવી પડશે બાકી જાહેરમાં આગળ આવવા માગતા હશો તો નહિ ચાલે. આ શ્રોતાઓ આગળ હું નાતજાત ખોટી છે કે તોડવી જોઈએ કહું તો એમને એ ગળે ન ઊતરે. મોટરમાં સામે હરિજન બેસે તો એને ખૂટ મારવા તૈયાર થનાર પ્રજાને 'અસ્પૃશ્યતામાં તમારો ગુનો છે' કહું તો હું ઝેર જેવો લાગું. એટલે જેવા શ્રોતા તેવું વ્યાખ્યાન એ કળા પ્રમુખપદ સફળ ઉતારવા જરૂરી છે!'

અમારે તે પછી બીજી વાતો પણ થઈ. પરંતુ રાતે સૂતા પછી મને એ જ વિચાર આવ્યા કર્યા કે, ધનદોલત છોડી શકનાર આ માણસ કીર્તિ પાછળ આટલા ઘેલા કેમ થયા હશે? શ્રોતાઓને નહિ ગમે તેમ માની એને ખુશ કરવા પોતાના વિચારો વિરુદ્ધ બોલવું તે કેટલી નીચી કોટિની સ્થિતિ છે! મને થયું, ભલે એમણે આર્થિક મોહ છોડયો હોય, પણ એ છોડી જે રસ્તે ચડી ગયા છે તે એથી કોઈ રીતે ઉત્તમ નથી. પ્રભુને પ્રાર્થના કરી કે પ્રમુખપદ શોભાવવાની આ કળા મને ક્યારે ય જોઈતી નથી. અને જેમને સાધ્ય હોય તેમની પણ લેઈ લે!

[૨]

## 'મારે શું કરવું ?'



હું મુંબઈ ગયો ત્યારે ડાયરીમાં એક કામ ખાસ નોંધતો ગયો હતો. અમારા ગામની એક દીકરીને પાડોશના ગામના એક ભણેલા યુવક સાથે પરણાવી હતી. તે યુવક મુંબઈમાં નોકરી કરતો હતો, રેલવેમાં હતો. એ પત્નીને તેડતો ન હતો. છેલ્લા દોઢ વર્ષથી છોકરી એના બાપને ઘેર હતી. મને એ બિચારા જ્યારે મળે ત્યારે કહેતા કે જરા જમાઈને તમે સમજાવોને. તમે ગાંધી મહાત્માવાળા કહેવાઓ એટલે માનશે.

મેં પૂછેલું કે ન તેડવાનું શું કારણ છે ? કહેલું કે, છોડી ભણેલી નથી એટલે એને ગમતી નથી. છોડી મારી જોયેલી હતી, દેખાવે ન ગમે એવી કુરૂપ ન હતી. મેં એ ભાઈનું ઠિરનામું લઈ રાખ્યું હતું. અને બાપને કહી રાખ્યું હતું કે મુંબઈ જઈશ ત્યારે જરૂર મળીને સમજાવીશ. મેં એ ભાઈને પણ પત્ર લખ્યો હતો અને જણાવ્યા પ્રમાણે હું વખતસર એમને ઘેર પહોંચી પણ ગયો.

એણે ઊભા થઈને, હસીને આવકાર આપ્યો: 'પધારો.'

થોડી ઔપચારિક વાતો થયા પછી અમે મૂળ વાત ઉપર આવ્યા. મેં કહ્યું: 'બોલો આ બાબતમાં તમારે શું કહેવું છે ?'

યુવકે કહ્યું: 'એ બધું લાંબુ રામાયણ છે, કહેવા બેસું તો પાર પણ ન આવે.'

હું: 'થોડું એમાંથી કહો એટલે મને તરત સમજાશે.'

યુવક: 'મુંબઈમાં આપ રહેલા છો ?'

હું: 'કેમ ?'

યુવક: 'એટલા માટે પૂછું છું કે આ જીવન એવું છે કે અભણ અને ડોઠ માણસ અહીં ન ચાલે.'

હું: 'કેવી રીતે ?'

યુવક: 'અહીંનું જીવન એટલે ઘડિયાળના કાંટા જેવું.'

હું: 'બરાબર, પણ એ તો જેને ધંધો કરવો હોય તેને. ઘરકામ કરનાર સ્ત્રીને શું ?'

યુવક હસીને બોલ્યો: 'તમે ત્યારે અહીંના જીવનના ભોમિયા નથી. ઘરમાં સ્ત્રી મિનિટો ન સમજે એવી હોય તો પુરુષનું કામ ન ચાલે. ઘરનું કામ વખતસર થાય તો જ પુરુષ બહારનું કામ કરી શકે.'

મેં કહ્યું: 'સમજી ગયો. હવે તમને શી મુસ્કેલી છે !'

યુવક: 'મને બધી જ મુસ્કેલી છે. એ અભણ છે.' મેં વચ્ચે સવાલ કર્યો: 'તમારા જેવાંએ અક્ષરજ્ઞાન આપવું જોઇએ.'

યુવક: 'એ વાત એને પૂછજો. મેં પ્રયત્ન ન કર્યો હોય તો મારી ભૂલ, પણ એ ઠોઠ છે એટલે એ ભણી શકે તેમ નથી. ભણવાની વાત ક્યાં છે, અભણ માણસો ય ઘડિયાળ જોઇ શકે છે. છ મહિના માથાકૂટ કરી પણ એ ય ન આવડ્યું ! આપણે કહીએ તેનો ય કંઇ અર્થ નહિ, પોણાચાર કે ચારમાં ભેદ જ ન સમજે ને !'

મને એ છોકરી વિષે જાતઅનુભવ ન હતો એટલે હું મૌન રહ્યો. એ બોલ્યો: 'મેં પ્રયત્ન કરવામાં બે વરસ ખોયાં છે. સામાનું જોઇને શીખશે માની રાહ જોઇ, પણ તમે એની પાસે રસોઇ કરાવી જોજો—જો રોટલી વણતાં હજુ ય બરાબર આવડતું હોય તો. ગાડીમાં બેસી સ્ટેશને ઊતરવાની ય ગમ ન પડે. ચર્નીરોડ અને ચર્ચગેટનો ભેદ બે વર્ષે ય એના મગજમાં ઊતર્યો નથી.'

મારા ગંભીર મોં ઉપર સહેજ હાસ્ય ફરકી ગયું. મારો એ ભાવ પામી જતાં યુવક હસીને બોલ્યો: 'નોકરી ઉપરથી છૂટી મારે એને મુંબઇ ફેરવવા લઇ જવી હોય, અનુભવ આપવો હોય તોપણ મોટી મુસ્કેલી. દોઢ કલાક ગાડીમાં બેસી ઘેર તેડવા જવા. જેટલો મને વખત ન હોય. એને ગાડીમાં બેસી ચર્નીરોડ ઊતરવાની સમજણ ન પડે. વચલા રસ્તા તરીકે મેં વચ્ચેનાં સ્ટેશન ગણીને નકામી ટિકિટો આપી અને કહ્યું કે ગાડી ઊભી રહે ત્યારે દર સ્ટેશને એક એક નીચે નાખવી. હાથમાં ટિકિટ ન રહે એટલે એ સ્ટેશને ઊતરી પડવું !

હસવું ખાળીને હું ગંભીર બની સાંભળી રહ્યો. એ ભાઇએ કહ્યું: 'પણ એમાં ય હું ન ફાવ્યો. બે વખત એમાં ય ભૂલ કરી. ભૂલથી એકને બદલે બે ટિકિટ સાથે નાખી દે. એટલે આગલા સ્ટેશને ઊતરી પડે !' મારાથી બોલ્યા વગર ન રહેવાયું. મેં કહ્યું: 'એ છોડી આટલી ઠોઠ છે તેની મને ખબર નથી.'

યુવકે મનનો બળાપો વ્યકત કરતાં કહ્યું: 'મુરબ્બી ! હું કંઇ એવો બેજવાબદાર યુવક નથી કે નજીવા કારણસર એને ન તેડું. સ્ત્રી પાસે સોબતની હું આશા ન રાખું, પણ એ મને નિયમિત રસોઇ કરીને આપે એટલી ય આશા રાખું કે નહિ ? એના હાથનું તમે દશ દિવસ ખાઇ જુઓ. એક દિવસ મીઠું વધારે હશે, કોઇ વખત સાવ રહી ગયું હશે, તો મરચું વધારે હશે તો બીજે વખતે બળી ગયું હશે' શ્વાસ ઝડપથી લેઇને એ બોલ્યો, 'છતા હું કાઢી ન મૂકત, પરંતુ પાડોશીનું છોકરું સાણસી રમતું બહાર ભૂલી ગયું હશે તે ઘરમાં મૂકી દીધી. કહ્યું છતાં મને ય માન્યું નહિ અને છેવટ તે ચોર ઠરી !' લાંબો શ્વાસ લઇને એણે મને છેલ્લો સવાલ કર્યો: 'બોલો હવે મારે બીજું શું કરવું ?'

## [૩]
## હીસ્ટીરીઆ !


જતો હતો અને રસ્તામાં જ માધાભાઇ મળી ગયા. મને ઊભો રાખતાં કહ્યું: 'સારું થયું તમે મળી ગયા તે, મારે તમારી એક સલાહ લેવાની છે.'

રીચીરોડની ભીડથી દૂર ખસી અમે પાનકોર નાકાના રસ્તે ઊભા રહ્યા. માધાભાઇ બોલ્યા: 'ચાર દિવસ થયા. હું પોળમાંથી નીકળતો હતો, અને નાકામાં હિંમતલાલ માસ્તરનું ઘર તો તમે જોયું છે ને ?'

મેં હકારમાં ડોકું હલાવ્યું.

માધાભાઇ: 'માસ્તરનાં વહુ મને પાસે બોલાવી કહે, તમને એક વાત કરવાની છે. અને કહ્યું.





'તમારો ભત્રિજો જતાં આવતાં મારા ઘર ભણી નજર કરે છે.' હું ઊંડી કંઇ વાત જાણું નહિ એટલે મેં કહી નાખ્યું- 'એમ તો હું ય જતાં આવતાં તમારા ઘર ભણી જોતો હોઇશ.' એમણે જવાબ આપ્યો 'જોવા જોવામાં ફેર છે ને! એમ તો રસ્તો છે એટલે બધાંની નજર પડે. પણ કોઇને કહેતી નથી અને તમારા ભત્રિજાનું કહું છું એટલે એ જોવામાં ફેર હશે ત્યારે ને? હું સાનમાં સમજી ગયો હોઉં તેમ વાતને પતાવી દેતાં બોલ્યો 'સારું, હું તપાસ કરીશ.'

માધાભાઇ વાત કરતા હતા ત્યારે-મારા મગજમાં વિચાર ચાલુ થઇ ગયા હતા. શું પ્રશ્નો ઊભા થાય છે? માધાભાઇ બિચારા સાલસ માણસ છે. મિલમાં ટૂંકા પગારની નોકરી કરી ખાય છે. એમનો ભાઇ અને ભત્રિજો બાજુના ઘરમાં રહે છે એટલે તે પણ મારા જાણીતા છે. ભત્રિજો કંઇ ભણ્યો ગણ્યો નથી. ચકલામાં બાપની નાની દુકાન છે તેમાં બેસે છે. ૧૮ વર્ષનો તો ભાગ્યે હશે. છતાં એનો કોયડો ઊભો થયો ?

માધાભાઈ બોલ્યા: 'મેં પછી નારણને સીધું પૂછી જોયું. મેં ધાર્યું કે મારાથી એ વાત છુપાવશે. પણ આજના છોકરા ય માથા ફરેલ લાગે છે. કહે—'હા, મારે અને એને પ્રેમ છે.' મેં એને સમજાવ્યો કે એ બધાં ગાંડાં જવા દે. એની નાત જુદી, આપણી જુદી. પણ એ એકનો બે ન થયો. કહે—અમે એકબીજાને વચન આપ્યાં છે, એનાં માબાપ મરી જશે પણ એ બોલ્યું નહિ ફરે!

માધાભાઇ અટકયા એટલે મેં પૂછ્યું: 'પછી?'

માધાભાઇ: 'પછી શું? મેં અને એના બાપે ઘણું સમજાવ્યો પણ એકનો બે થતો નથી. ઘરની આ વાત બહાર-ઓછી ગમે તેને કહેવાય છે? જો કંઇ વધારે કહીએ છીએ તો તમે જાણો છો, આજનાં છોકરાં શું નું શું કરી બેસે. એટલે હવે શો રસ્તો કાઢવો તે સૂઝતો નથી.'

મેં પૂછ્યું: 'માસ્તરની છોકરી કેટલા વર્ષની છે?'

માધાભાઇ: 'ચૌદ-પંદર વર્ષની.'

'એ બંનેને પરિચય કેવી રીતે થયો?'

'એની આપણને શી ખબર? પણ ચકલામાં દુકાન રહી એટલે છોકરી કંઇ લેવા કરવા જતી હશે તેમાંથી લાગે છે. બાકી પોળમાં અને એવું લાગતું નથી.'

'હં!' વિચાર કરતો હોઉં તેમ હું બબડયો.

માધાભાઇ: 'છોકરીનો વિવાહ કરેલો છે. આ શિયાળામાં લગ્ન પણ લેવાનું છે.' મેં એ જાણતાં કહ્યું: 'ત્યારે કંઇ મુસ્કેલી નહિ આવે. આ ઉમરમાં પ્રેમનું હીસ્ટીરીઆ અમસ્તુ અમસ્તુ ચડી આવે છે. પરંતુ વડીલો જો કાળજી રાખે તો થોડા વખતમાં બેસી જાય છે.'

માધાભાઇ: 'તો હવે શું કરવું?'

હું: 'માસ્તરની વહુને કહી દેવું કે તેમને વહેમ ગયો છે તે સાચો છે. અમે છોકરા ઉપર નજર રાખીએ છીએ. તમે દીકરી ઉપર રાખજો. અને વિવાહ કર્યો છે તો લગ્ન વહેલું પતાવી દો.'

માધાભાઈ: 'આવી ચોખ્ખી વાત કબૂલ થાય?'

હું: 'આવા દર્દ છુપાવવાથી જ વધે છે. એ તો શરૂઆત છે, બાકી એ છોકરો આમ સહેજમાં કબૂલે પણ નહિ. માટે એમને ચેતવવાં એ આપણી ફરજ જ ગણાય.'

હું અને માધાભાઇ છૂટા પડયા.

[૪]

## 'ગમે છે અને નથી ગમતું!'

ગામમાં ગયો હતો. વાતવાતમાં કોઇએ કહ્યું કે અમુક ભાઇએ એમની સત્તર વર્ષની દીકરીનો વિવાહ ૪૫-૫૦ વર્ષના અમુક ગામના અમુક ત્રીજવર સાથે કર્યો છે. પરણનારને ૨૦ વર્ષનો પરણાવવા લાયક તો દીકરો છે. બીજા પણ ત્રણ બાળકો છે.

મારા સ્વભાવ પ્રમાણે મેં સવાલ કર્યો: 'એવું લગ્ન ખરી રીતે અટકાવવું જોઇએ.'

એક જણે કહ્યું: 'એ બધું ય ખરું, પણ દીવો લેઇને કૂવે પડવા જનારને રોકવો શી રીતે?'

બીજો: 'એ ય બિચારો શું કરે ? ઘરમાં પૈસા નહિ અને લગ્નનું ખર્ચ આજે વધી ગયું. કોઈ ગરજવાળો હોય તો જ સહેજમાં પતે. આપણે તો ઘણું ય કહીએ કે બીજું સારું ખોળ, પણ મફત એવું મળે છે કયાં ?'

હું વિચારમાં પડી ગયો. આવા પ્રસંગે મારા દુઃખનો પાર રહેતો નથી મેં કહ્યું: 'મારી સાથે એક જણ ચાલો. હું નથી ઓળખતો પણ એ ભાઈને સમજાવીશ.'

ત્રીજાએ કહ્યું: 'જઈને કશું નહિ વળે. છોકરી જાતે પરણવા ખુશી નથી, એના બાપને કહ્યું પણ ખરું, એ દિવસ ખાધું પણ નહિ, છતાં એ એકનો એ ન થયો તો પછી અજાણ્યાનું શું વળે ?'

મેં ઊભા થતાં કહ્યું: 'હું પ્રયત્ન તો કરી જોઉં, નહિ વળે એમ માની બેસી રહેવું એ બરાબર નથી.'

હું અને કેશવલાલ એ ભાઈને ઘેર ગયા. મને તો એ ઓળખતા ન હતા, પણ કેશવલાલને જોતાં એમણે આવકાર આપ્યો. મને અજાણ્યાને જોતાં ઘરનાંનું કુતૂહલ પણ જાગ્યું. લગ્નનું સીધું સામાન તૈયાર થતું હતું એટલે કુટુંબનાં બૈરાં આગલા ખંડમાં કામે લાગી ગયાં હતાં. અમે મેડે ગયા: મારો ખાદીનો વેશ જોઈને એ ભાઈને વહેમ તો પડ્યો હતો. મેં વાત પણ કરી.

એ ભાઈ કહે, 'લોકો ૪૫-૫૦ વરસની વાતો કરે એ ખોટું. ૩૫ વર્ષ છે. બહુ બહુ તો ૩૮ હશે.'

હું: 'એ ઉંમર પણ નાની ન ગણાય.'

એ: 'હું ય સમજુ છું. પણ મારો ઉપાય ન હતો. ત્રણ વરસથી આખી નાતમાં ફરતો હતો. છેવટ ચારે બાજુથી ઘેરાઈ ગયો. એટલે ના ઉપાયે...'

હું: 'એ ખરું, પણ તમે ઘેરાઈ ગયા તેથી છોકરીને કૂવામાં ધક્કો મારો છો ને ?'

એ: 'કૂવામાં ધક્કો કશું નથી. સારી મિલકત છે. કશું દુઃખ નથી.'

હું: 'પણ તમારી દીકરી જ રાજી નથી એનું શું ?'

ખોટી વાત.'

'પણ મેં ખાતરીબંધ સાંભળ્યું છે. બોલાવો એ દીકરીને.'

એ ભાઈ તરત નીચે ગયા. મને માણસ લુચ્ચો ન લાગ્યો-સાલસ લાગ્યો. દીકરી ઉપર આવી. ખાસ્સી ઉંમરલાયક, તંદુરસ્ત અને મોં ઉપરથી સામા ઉપર છાપ પાડે તેવી હતી.

એ ભાઈ બોલ્યા: 'આ આવી દીકરી, પૂછો જે પૂછવું હોય તે.'

મેં કહ્યું: 'તમારી રૂબરૂ એ આખું દિલ ખોલે ? તમે નીચે જાઓ..'

એ ભાઈ નીચે જવા તૈયાર થયા, કેશવલાલ પણ ઊઠયા. મને થયું આ સરસ મોકો મળ્યો. મેં એ બહેનને પહેલાં જ સવાલ પૂછયો:

'તને આ લગ્ન ગમે છે ?'

એ બહેને તરત જ, જાણે એ ઉપર એણે ઊંડો વિચાર કર્યો હોય તેમ કહી નાખ્યું: 'એક રીતે ગમે છે, અને એક રીતે નથી ગમતું.'

હું વિચારમાં પડી ગયો. છોકરી કહ્યાગરી લાગી. એણે કહ્યું: 'બાપા બિચારા મારી બહુ ચિંતા કરે છે. ત્રણ વરસથી શોધાશોધ કરે છે, એટલે એક રીતે દિલમાં થાય છે કે બાપા તો હવે છૂટશે. એ રીતે મને ગમે છે અને બીજી રીતે, દરેક છોડીને ન ગમે તેમ મને નથી ગમતું.'

હું તરત કંઈ ન બોલી શકયો. પણ વખત વધારે હતો નહિ, કદાચ પિતાને વહેમ પડે કે હું છોકરીને શીખવીને ચડાવીશ, તો તરત એ ઉપર આવી લાગે, મેં પૂછયું: તારા બાપ વિરુદ્ધ તું મારી સાથે આવી શકે ?'

એ કંઈ ન બોલી.

મેં કહ્યું: 'તારું લગ્ન, નાતના જ કોઈ યુવક સાથે ગોઠવાય તો તારી હિંમત ચાલે ?'

બહેન: 'હવે કશું ન બને. લગ્ન લેવાઈ ગયું છે. દશ દિવસ જ બાકી છે. બાપા એ માને જ નહિ ?'

હું: 'તને લેવા મોટર આવે. તારાં માબાપ વિરોધ કરે તો પણ ન ચાલે, ફક્ત તું આવવા તૈયાર હોવી જોઈએ.' (અનુ. પાન ૫૨ ઉપર)

મંગપુ તે રવીન્દ્રનાથ [ મૈત્રેયીદેવી ] માંથી

અનુવાદક : રમણિક મેઘાણી

એ જ દિવસે એમણે એક મોટી કવિતા આ વિષે લખી હતી. જે પછી પરિવર્તન પામતા પામતા એકમાંથી બે કવિતા બની ગઇ. એમાંની એક 'સાડે ન'દા' (સાડા નવ) નામથી "नवजातक" માં અને બીજી માનસી નામથી 'सानाई' માં પ્રગટ થઇ, 'સાડા નવ" માં છેઃ—

वैठक खानाय घरे रेडियोते
समुद्र पारेर देश ह'ते
आकाशे प्लावन आने सुरेर प्रवाहे
विदेशिनी विदेशेर कंठे गान गाहे.

× × × ×

देहहीन परिवेश हीन
गीत स्पर्श हते छे विलीन
समस्त चेतना छेये......
एकाकिनी वहि रागिणीर दीपशिखा
आसि छे अभिमारिका
सर्वभारहीना
अरुपा से अलक्षित आलोके आसीना.
गिरि नदी समुद्रेर मानेनि निषेध
करिया छे भेद
पथे-पथे विचित्र भाषार कलरव
पदे पदे जन्म मृत्यु विलाप उत्सव.

* * * *

समस्त संसर्ग तार
एकान्ते करे छे परिहार
विश्वहारा
एकखानि निरासक्त संगीतेर धारा.
यक्षेर विरहे गाँथा मेघदूत
सेओ जानि एमनी अद्‌भुत
वाणीमूर्ति सेओ एका
शुधु नामटुकु निये कविर कोथाओ नेइ देखा.
तार पाशे चूप
सेकालेर संसारेर संख्याहीन रुप......

"જ્યારે મેઘદૂત રચાયું ત્યારે સંસાર ચક્ર શરૂ થયું હતું, કેટલા લોકોની આવ-જા એ બધા ચિહ્ન લુપ્ત થઇ ગયા છે. આ આજે આ લખાણ લખ્યું છે, થોડા સમય માટે એ પણ કાળનાં સમુદ્રમાં તરશે, પરંતુ આજનું આ નીલ-ગગન, રેડિયોનો ગુંજનધ્વનિ, તમારી આવ-જા અને મારું નામ-નિશાન બધું લુપ્ત થઇ જશે. ઇતિહાસ એને અપનાવશે નહિ. પદ્મા નદીપરનાં એ દિવસો યાદ આવે છે, એ બધા આજે શૂન્યમાં મળી ગયા છે. એથી જ લખ્યું છે.........

कोथाय रहिल तार साथे
वक्ष स्पन्दे कम्पमान सेइ स्तब्ध राते
सेइ संध्या तारा
जन्म साथी हारा
काव्यखानि पाडि दिल चिह्नहीन कालेर सागरे
किछु दिन तरे
शुधु एकखानि
छुत्र छिन्न वाणी
सेदिनेर दिनान्तेर मग्न स्मृति होते
लेसे जाय स्रोते.

બરાબર સ્પષ્ટ થઇ છે ને વાત? મને વળી ભય રહ્યા કરે છે કે જે કહેવા ઇચ્છું છું તે બરાબર કહેવાયું કે નહિ? નાહકનું દુર્બોધ્ય થઇ પડે તો એ લખવાનો અર્થ જ નહિને!

× × ×

તમારા આ દાદર પરના કૂંડામાં આ ક્યાં

(અનુ. પાન ૫૧ થી)

બહેનઃ 'એમ ઘરમાંથી બહાર પગ જ મારાથી ન મૂકાય. મોત આવે તો આંખ મીંચી દઉં પણ એ ન બને.' મારી શંકા સાચી પડી, એ બહેનની માને મારા ઉપર ઉશ્કેરણી કરવાનો વહેમ આવ્યો. એ દોડી આવ્યાં. દીકરી ચાલી ગઇ. મેં એ ભાઇને ઘણું સમજાવ્યા, એક મહિનામાં બીજે ઠેકાણું પાડવાની શરતે હા પાડવા કહ્યું. પણ એ એકના બે ન થયા-હવે કશું ન બને. મારું નાક કપાય!

એ બહેનનું વાકય હજુ મારા કાનમાં ગૂંજે છે—'એક રીતે ગમે છે અને એક રીતે નથી ગમતું!'

ફૂલ છે ? રોજ પૂછું પૂછું એમ વિચારું છું ને ભૂલી જાઉં છું. આની યે વાત મારે લખવી પડશે.

"એ લાલ જીરેનીયમ છે."

ઓહ, આ જ જીરેનીયમ છે ને શું ? આ ફૂલ એ લોકો બારીની ચોગઠમાં રાખે છે, અને એની વચ્ચેથી નાયિકા રસ્તે જતાં નાયકને નિહાળે છે.

એ કૂંડાની વાત એમને ઘણા સમય સુધી યાદ રહી હતી, એ કવિતામાં એનો ઉલ્લેખ થયો છે. એક 'स्मृति भूमिका' નામથી "सानाई" માં અને બીજી मने पड़े तामादेर निभृत कुटीर નામથી એક સામયિકમાં પ્રગટ થઈ રહી હતી. * *

'આ વળી શું લાવ્યા ?'

'સકરજનનો રસ.

'ઓહ, સાંભળતાં જ તૃપ્તિ થઈ ગઈ. કવિત્વ જાગી ઊઠે છે. દ્રાક્ષારસ જેવો જ સકરજન રસ, અમારા નીલરતન બાબુની એ શોધ છે,—જરાયે ભાવે તેવો નથી એ પ્રથમથી કહી દઉં છું. તમારું ભોજન પતી ગયું છે ને ? તમારો દિવસ કેમ ચાલે છે એ કંઈ સમજાતું નથી. મારી સાથે તમારા દિવસને કેટલો ફેર છે—મારે જ્યારે મંગળની બપોર વેળા થાય છે ત્યારે તમારે હજુ સોમની સવાર પડવા આવે છે—મારે જ્યારે ચાની તૈયારી થતી હોય ત્યારે સાંભળું છું કે તમે હજુ જમ્યા પણ નથી. ગૃહસ્વામી વગેરે ક્યાં ? ઊંઘે છે કે શું ?"

"ના ગપ્પાં મારે છે."

'એ તો બહુ મઝાનું. અહીં આવ્યા હોત તો હું યે સાથ પુરાવત ને ! ના ના, એ નહિ બને. એમને વળી એક બીજું યે કામ છે જે મારી સમક્ષ તેઓ નહીં કરી શકે. હં; અને તમે શું કરતા હતા ? ગપ્પાં મારતા હતા કે માશીને કાગળ લખતા હતા ?'

'રે હું કંઈ નહિ. હું તો લખતી હતી તમારી વાતો. તમે જે કંઈ બોલો છો એની સમય મળતાં જ નોંધ કરી લઉં છું.'

—"શું કહો છો ? તો તો હું તમારી સાથે બોલવું જ બંધ કરીશ. તમે ફક્ત બાર્ગેન્ડિની વાતો લખી નાખશો. ને તો પછી ભવિષ્યની પેઢી શું કહેશે. તમારા મનમાં આવું હશે એની શું ખબર ? તો તો હવે પછી તમારી સાથે કવિતામાં જ વાતો કરવી પડશે, ને એ કેવી માઠી દશા ?"

"કંઇ નહિ—કાવ્ય તો પુષ્કળ લખાયાં છે—તમે અમારી સાથે જે વાતચીત કરો છો એ ટપકાવી રાખું છું મારા પોતાના માટે. શાંતિનિકેતન ચાલ્યા જશો ત્યારે એ વાંચીશ.

"કે પછી જ્યારે એથી યે દૂર સરી જઈશ અને જરાયે નહિ બોલતો હોઉં ત્યારે આ વરન્ડામાં બેસીને એ વાંચશો અને વિચારશો કે માણસ કંઇ કાઢી નાખવા જેવો ન હતો, સારો ખરાબ જે હોય તે પણ એની રીતભાત ચલાવી લેવાય એવી તો હતી જ."

"વારુ, હવે રહેવા દો. લાવો નકલ કરવી છે ને, કરી દઉં."

"હા, બરાબર છે. આ બધી અવળી વાતોથી કંઇ ફાયદો નથી. જવા દો. મારે માથે જેટલા વાળ છે એટલા વર્ષનું પરમ આયુ થજો તમારું. કેમ બરાબર ને ? ક્યારેક ક્યાંક થાય છે કે ઘણીયે વાતો હું ભૂલી ગયો છું જે જળવાઇ હોત તો સારું થાત. ખાસ કરીને યુરોપમાં જે કેટલાક મહાપુરુષોને મળવાનું થયું છે, જે વિવિધ વિષય પછી વિવિધ વાર્તાલાપો થયા છે, એ બધું જો કોઇએ લખી રાખ્યું હોત તો સારું થાત, પણ તત્કાળ ન લખ્યું હોય તો એ બરાબર નહિ, યાદ કરી કરીને, ગોઠવી ગોઠવીને જેઓ લખે છે તે બરાબર નથી લખી શકતા તે મેં જોયું છે, મેં જોયું છે કે તેઓએ જે લખ્યું છે તેમાં મારી વાતો કે મારી ભાષા પણ નથી. વિદેશમાં ઘણું ઘણું ગુમાવ્યું છે જે જાળવી રાખવા જેવું હતું. પણ જવા દો, હવે એ વિચારીને શું કરવું છે ? જે જવાનું છે તે જવાનું જ—જે ગુમાવી દીધું છે એને ક્યાં સુધી જાળવી રાખી શકાત ? કેવડા ઢગ થયા છે, ડુંગર જેવડો ! ત્યારે હવે આ કવિતાની નકલ કરી નાંખ, તમારા મંગપૂની એક પ્રભાતનું આ ચિત્ર છે. આજ

સવારે ઓચિંતું આવીને એક પતંગિયું મારે માથે બેઠું. હું ચુપચાપ બેઠો રહ્યો. ને પછી એને ચમકાવ્યું–સાંભળો–વાંચું છું:–

आजि एइ मेघमुक्त सकालेर स्निग्ध निसलाय
अचेना गाछेट जत छिन्न छिन्न छायार डालाय
रौद्र पुंज आछे भरि
सारा वेला गिरि
कोन पाखी आपनारि सुरे कुतुहली
आलस्येर पेयालाग ढेले देय यस्फूट काकली,
हठात् कि हलो मति
सोनाली रंगेर प्रजापति
आमार रुपाली चुले
वसिया रये छे पथ भूले
सावधाने थाकि लागे भय
पाछे उर 'जागाइ मंशय
धरा प'डे जाय पाछे आमि नइ गाछेट दलेट
आमार वाणी से नय फूलेर–फूलेर,
चेये वेखी धन ह'ये कोथा नेमे गे छे झोपझाड
सम्मुखे पाहाड
आपनार भचलता भूले थांक वेला ग्रवेलाय
ढामागुडि दिये चले दले दले मेघेर खेलाय.
'होथा शुष्क जलधारा \
शब्दहीन रचि छे इसारा
परिश्रान्त निद्रित वर्षाय नुडिगुलि
वनेर छायार मध्ये अस्थिसार प्रेतेर अंगुलि
निर्देश करिछे तारे जाहा निरर्थक
- निर्झरिणी सर्पिनीर देहच्युत त्वक.
एखनि ए आमार लेखाते
मिलाये छे शैलश्रेणी तरंगित निलिम रेखा ते
आपन अदृश्य लिपि, बाडिर सिंडिर परे स्तरे स्तरे
विदेशी फुलेर टब, सेथा जिरेनियमेर गन्ध
स्वसिया निया छे मोर छन्द.
ए चारिदिकेर एइ सब निये साथे
वर्णे गंधे विचित्रित एकटि दिनेर का भूमिते
एटकु रचना मोर वाणीर यात्राय होक पार
जे क'दिन तार भाग्ये समयेर आछे अधिकार."

× × ×

આજે સૂતા પહેલાં 'બેન્જર્સ ફુડ' લાવું ?

ઓહ, લાવીશને શું' જ્યારે આટલી મિઠાશથી બોલવા મથે છે, તો પછી બેન્જર્સ ફુડ શા માટે, બાર્ગેન્ડિ લાવશો તો તે યે ચાલશે. સ્પાર્કલિંગ બાર્ગેન્ડિ!'

હવે તો ધરાઇ ગયો.

"અને હુંયે કઇ રીતે બચ્યું...અમરતું પણ તમારે અહીં ચારે બાજુ સુકકું છે, આટલા દિવસ થયા જુદી જુદી રીતે તમારું ધ્યાન ખેંચ્યું છું. પણ પરિણામમાં મોટું મીંડું. પેલું 'રેડોકસ બાથ સોલ્ટ' આવે છે "શ્યુગર ઓફ મિલ્ક" આવે છે, પણ અસલ ચીજનું નામ આવે ત્યારે એકદમ ચુપ! ન પીધો દારૂ, ન ખાધી મુરઘી, ન કરી થોડીકે ય રસિકતા તો પછી આવી ને કર્યું શું જય યદુનંદન!"

હવે વરંડામાં જશું. રેડિયોમાં તમારું એક ગીત આવવાનું છે. ગાયક બહુ સારા છે.

કયું ગીત છે કહો જોઉં !

"आमि तारेई खुंजे वेड़ाइ, आज
भारि सुंदर ज्योत्स्ना बाइरे."

"ચાલો ચાલો, નાહક શા માટે મને ઘરમાં પૂરી રાખ્યો છે? અત્યંત ખરાબ વ્યવહાર છે તારો."

'आमि तारेइ खुंजे बेडाइ, जे रय मने आमार मने! से आछे...से...आछे बले...आमार आकाश जुडे फोटे तारा राते...प्राते फुल फुटे रय वने, आमार वने...से आछे ब'ले...चोखेर तारार आलोय, एत रुपेर खेला, रंगेर मेला असीम सादाय कालोय......

...ચાલો તમારી જયોત્સ્ના જોઈએ, અસીમ શ્વેત.

વરંડામાં આવીને ખુરશી પર બેઠા. એકાએક ચોસલાં એક કાળી વાદળે આવી અજવાળાને આવરી લીધું. એ બોલી ઊઠયા– "કયાં, તમારી અપૂર્વ જ્યોત્સ્ના કયાં? ઓ રે ગૃહસ્વામી, જરા આ બાજુ તો આવો, આનો કંઇ ફેંસલો કરોને! તમારી ગૃહિણીનું વર્તન ક્રમશ: આમ કેમ ન સમજાય તેવું થતું જાય છે? એણે કહ્યું બહાર સરસ જ્યોત્સ્ના ખીલી છે. હું હાંફતો હાંફતો આવીને જોઉં તો

અજબ અંધારું ! ઠીક આફતમાં ફસાયો છું. આવા માણસ સાથે તમારું નભે છે કઇ રીતે?''

× × ×

"આ શું તમે હજુ યે રસ પીધો નથી ?"

"હમણાં રહેવા દો એ રસ. હું મનોમન સાહિત્ય ચર્ચા કરી રહ્યો છું. પ્રશ્નોત્તરની ઢબે. મન ચાલ્યું જાય છે ચિહ્નવિહીન ભાવિનાં પથે, સ્વપ્ન-મનોરથે. જે કાળ આજે દૂર રહેલ ભાવિ છે, એ જ કાળ એક દિવસ વર્તમાન બનીને આવશે, બેઠો બેઠો એ જ વિચારું છું. આજે જે વિચારને, જે રૂપને, જે expression નું આટલું મૂલ્યાંકન કરીએ છીએ, બધું ત્યારે નકામું થશે શું ? આજ-કાલ આ એક જે ચર્ચા ચાલી છે આધુનિક અને પૌરાણિકની, નવાં અને જૂનાની, એનો હકીકતમાં કંઇ અર્થ છે કે નહિ એ વિચારું છું. જે નવું છે એને જ સ્થાન મળશે અને જે જૂનું છે એણે ખસવું જ પડશે એમ ઓછું કહી શકાય ? ફક્ત નવીન હોવાને કારણે જ એની શ્રેષ્ઠતા પૂરેવાર નથી થતી. પણ માનવીના મનનું શું આટલું પરિવર્તન થતું હશે ખરું કે જેથી સમય વીતતાં સાહિત્યનું કોઇ સ્થાયી મૂલ્ય જ ન રહે ? આગળનાંઓ પાછળ આવેલાઓ માટે કહે છે કે એ બધા તો અર્વાચીન છે તેઓ શું જાણે ? અને આધુનિકો કહેશે કે એ બધી જૂની વાત છે એની હવે જરૂર નથી. જેમ કે, અમારા એ વખતમાં જ્યારે ગીતની મહેફિલ જામતી ત્યારે—"

ओरे रे लक्षण एकि अलक्षण
एकि विलक्षण दुर्लक्षण जानकीर दिये
ए सो वने...आहा कि कि एकि
अगम्य काजे जघन्य माजे घोर
अरण्य माझे कत कांदिलाम आहा
अपार जलधि केन बांधिलाम...

આ ગીત સાંભળી મહેફિલ ગાંડી થતી, તાળીઓના ગગડાટ અને 'વાહ, વા વાહ' થઇ રહેતી. 'ક્ષણ ક્ષણ ક્ષણ' થી સહુ મત્ત થઇ ઊઠતા. ત્યારે-ને દિવસોમાં તેમને માટે "ગગને ગરજે ઘન વરષા" તદ્દન નીરસ હતું, થાત– અલંકાર વિહોણી સાદી ભાષાનું ગાણુંઇ ચાલત જ નહિ–ભિક્ષટાનું મેણું મળત કે આમાં શું કવિતા થઇ ?

"गगने गरजे मेघ घन बरषा,
"कूले एका बसे आछि नाहि भरसा."

જે છે તે જ. વિશ્વાસ નથી. તો બીજું શું થાશે ! અને આની સાથે એકવાર સરખાવી જુઓ. ભલે "શ્રીકાન્ત નરકાન્ત કારીરે એકાન્ત કૃતાન્ત ભયાન્ત હરે......" વાહવા, ને રસ એકદમ છલકાઇ જતો. શું અલંકાર ! કેવો ઝંકાર !! છતાં આપણે એને એનું સ્થાન નહિ આપીએ એમ તો નહિ કહી શકીએ ને ! સાહિત્યની પંક્તિમાં એનું સ્થાન નીચલે માળે દેખાડી જઇશું. એમાં જે ભારોભાર કૃત્રિમતા ભરી છે એ અમને નથી ગમતી. એ જે રસ જમાવે છે તે સાવ ક્ષુલ્લક છે. અને ક્યારેક એવોયે દિવસ આવશે જ્યારે હું આજે–હમણાં જે લખું છું—જે તમને સૌને ગમે છે, તે તેમને નહિ ગમે. આની અંદર પણ કદાચ ઘણીયે કૃત્રિમતા, કેટલીયે હલકી ચીજ મહોરું પહેરીને પેસી ગઇ હશે, જેને તમે પકડી નહિ પાડી શકતા હો તેને તેઓ ઉઘાડી પાડશે.

આ તમારી પુત્રી જ મોટી–સમજણી થઇને કદાચ કહેશે કે બા તમે તે કેવા હતા કે દાદા જેવું તેવુંયે કંઇક લખતાં અને તમે તે પર ખુશ ખુશ થઇ જતા ! એનાં કરતાં તો અમારા પંકજાક્ષ બાબુનું લખાણ કેટલુંયે સહજ સ્વાભાવિક હોય છે–અમને તો એમનું લખાણ ગમતું જ નથી –છતાં દાદાના નસીબ સારા હતાં કે ત્યારે તેમના લખાણ પર ખુશ થવા માટે મા હતી, માની પુત્રી ન હતી. નજર સામેનાં પ્રશ્નો તો અનેક છે પછી ભાવિની ચિન્તા શા માટે ? છતાં વિચાર કરું છું કે શું આ પણ સત્ય હોઇ શકે ખરું કે સાહિત્યમાં સમયથી સ્વતંત્ર–ચિરંતન કંઇજ નહિ હોય ? જે સુંદર છે તે સદા માટે સુંદર નહિ રહે ? આજ પહેલાં પણ આજ હતી, ત્યારે જે બહુ ગમેલું તે આજ શું મિથ્યા થઇ ગયું ? આજે જે ગમે છે, તે કાલે અણગમતું થઇ જશે ? તો પછી એવું કંઇજ નથી જે ચિરકાળ માટે–દૂર–સુદૂરની

(અનુસંધાન પાન ૬૩)

# કેટલીક વિચિત્ર વ્યક્તિઓ

ધૂમકેતુ

## [૧] આશારામ ગંજેરી

નાસ્તિકમાં નાસ્તિક માણસ તરીકે શું આશારામ ગંજેરીને આખું ગામ જાણતું ન હતું? આખા ગામને ખબર હતી કે ચંદ્રગ્રહણ હોય કે સૂર્યગ્રહણ, ગંજેરી આશારામ, કોઈ દિવસ ગ્રહણ નિમિત્તે નહાવાનો નહિ, અમસ્તો દશ વખત નહાય પણ ગ્રહણ નિમિત્તે નહિ. દેવદર્શને અમે એને કોઈ દિવસ જતો જોયો ન હતો. બ્રાહ્મણ સાધુ એને ત્યાંથી પાઈ પૈસો પામે એ વાતમાં માલ શું હતો? કસાઈને ત્યાંથી ગાયો છોડાવવાનું ફંડ કર્યું. એમાં નાથીયા વાઘરાની આંધળી વહુએ, પોતાના કૂબાના એક ખૂણામાં દાટેલી પાવલી કાઢીને હાથમાં લાકડાનું ઠીકું રાખી એને આધારે આધારે અરધા ગાઉનો અજાણ્યો પંથ કાપીને, ગામને ગોંદરે, 'કમાટી' ના 'મેમ્બર'ને, 'મારી ગરીબની પણ આ પાવલી લેજો બાપુ! મારી પાસે બીજું કાંઈ નથી' એમ કહીને એક પાવલી આપી હતી. પણ ત્યારે ય આ ગંજેરી આખા ગામની સામે થઈને એક પૈસો પણ આપવા કબૂલ થયો ન હતો. કબૂલ ન થયો એ તો ઠીક, ધરમચંદ ગોપાલ ને લખમશી પરભુ જેવા ધર્મવીરોને એણે તો સંભળાવવાની હિમ્મત કરી, 'આ કસાઈઓ તો શાકભાજીના વેપારી છે. બાકી ખરા કસાઈ તો તમે છો. ને તમે ફંડ ઉઘરાવવા નીકળ્યા છો?'

ગંજેરીના પેટમાં ક્યાં દુખે છે એ કોઈ જાણતું ન હતું. પણ જ્યારે જુઓ ત્યારે એ આખી દુનિયાની મશ્કરી કરતો હોય! મશ્કરી કરતો હોય એટલું નહિ, કોઈ પણ ઠેકાણે, એને સત્યનો અંશાંશ પણ જણાતો ન હોય. ગામની દરેકોઈ પ્રવૃત્તિ હોય એમાં રહેલ અસત્યના અંશને એ ઉઘાડો પાડી દે. અને ત્યારે તો સૌને ખાતરી પણ કરાવી દે કે દેખાય છે એટલું બધું ય દૂધ નથી. અંદર થોડું—થોડું શું? ઘણું ય બધું—ઝેર ભળેલું છે!

ગંજેરીની આ વિચિત્રતાએ એને અકારણ પ્રસિદ્ધિ પણ ઠીક આપી હતી. નાનકડામાં નાનકડું છોકરું ગંજેરીને ઓળખે!

એક દિવસની વાત છે. રાતે તો ગંજેરીની વિચિત્રતા ઉપર સૌ હસતા હતા, પણ સવારે કોણ જાણે શું થયું, આખા ગામે જાણે ગંજેરીનો બહિષ્કાર કર્યો હોય તેમ આખું ગામ એની વિરુદ્ધ થઈ ગયું હતું! શું હતું એ કોઈ બોલતું ન હતું. પણ હાલતાં ને ચાલતાં માણસો એક બીજાના કાન કરડતા હતા. 'ધરમચંદભાઈ! આ સધનો દીકરો, જોયા નાં એના કામો!'

'હવે જવા દોને લખમશીભાઈ, આજ કાલના સાચના કટકા આવા જ નીકળે છે. કાપ મૂકો એટલે કોકરબરાસ! ત્યાં સુધી રૂપાળા ચાંદી જેવા દેખાતા હોય!'

આમ હવામાં સંવાદો ફેંકાતા હતા. શું હતું એ કોઈ બોલતું ન હતું. બહુ થાય તો હવે જવા દો ને મારા ભાઈ! એનાં કર્યાં એ ભોગવશે. મારે બેટે સાધુ બ્રાહ્મણી તો નો જોઈ એ તો ઠીક, પણ ભેખ પણ ન જોયો!'

આશારામ એક મોડી સાંજે પાછો ફરી રહ્યો હતો. અંધારું જામતું આવતું હતું, ને માણસનો ઓછાયો લાગે પણ ચહેરો સ્પષ્ટ ન દેખાય એવી આછી અંધાર પછેડી ઓઢીને સમીસાંજ ઊભી હતી. આશારામ એક વડ પાસે નીકળ્યો તો ત્યાં કોઈકને ઊભેલ જોઈને એ ભડકી ગયો. દરેક ગામને પોતાનાં કેટલાંક ઝાડ હોય છે. એ ઝાડને આખું ગામ ઓળખે ને દીઠું કોઈએ કાંઈ ન હોય પણ આખું ગામ ત્યાં કાંઈક જોવાની વાત કરતું હોય. ગંજેરીના ગામનો આ વડલો એ વર્ગનો. ત્યાં એક વખત એક 'સાઇકલીસ્ટ' નીકળ્યો હતો, ને ધોતિયું ભરાણું સાઇકલની પૈડાસાંકળી (ચેઈન)માં પણ એણે માન્યું વડલાની અજ્ઞાત હવાઈ આકૃતિએ એ પકડયું છે. બૂમાબૂમ થઈ પડી—ત્યારપછી વડલાને ગંજેરીના ગામડાએ વધારે મહત્ત્વ આપી દીધું હતું!

આજ એ વડલા પાસે આવે ટાણે કોઈકને જોઈને ગંજેરીના રામ રમી ગયા. નક્કી કાંઈક! કાંઈક શું—કાંઈક!

*

પણ નીકળ્યું કાંઇકનું કાંઇક, આખા ગામમાંથી રોટલા ઉઘરાવવાનું કામ એક રામરોટીવાળી કરતી. એનું નામ પણ રામરોટી. ઘેરઘેર જાય, કટકાં બટકાં જે મળે તે પોતાની ઝોળીમાં લ્યે. પછી ભગત ભિખારી, અપંગ, આંધળાં, બહેરાં, લૂલાં લંગડાને વહેંચવા નીકળે. બાકી જે વધે તે કૂતરાંને નાખે, ને એ પ્રમાણેનો કાર્યક્રમ પતાવતાં બાર ઉપર બે વાગે આ રામરોટીએ એને પોતાનું જીવનકામ ગણેલું. પણ માણસનું મન એ ઘણો જ વિચિત્ર પદાર્થ છે. જેને પાપ ન કહી શકાય પણ બે પગની નબળાઇ ગણાય એવી કોઇ નબળાઇ રામરોટીને પણ એક દિવસ આવી ચડી એ કાંઇ બહુ મોટી વાત ન હતી. પણ દુનિયા બીજાના દોષની ક્ષમા કરવામાં ઘણી અનુદાર છે. એની ઉદારતા પોતાના દોષની ક્ષમા માગવામાં સમાપ્તિ પામે છે. એટલે રામરોટીએ વિચાર્યું કે હવે કાં ગામ, કાં કામ ને કાં નામ ત્રણમાંથી એક છોડવું પડે. ગામ છોડવાની ઇચ્છા ન હતી. કામ છોડવાનું મન ન હતું. નામ છોડવાની હિમ્મત ન હતી. એટલે એણે પોતાના એક પ્રાંત ભાઇને સાધ્યો કે જો તું આટલો મારો ભાર તારા માથા ઉપર લઇ લે તો હું જિંદગીભરની તારી ઓશિંગણ રહું. આપણે એક જ પ્રાંતના છીએ એટલે આપણો જીવન વ્યવહાર કુદરતી ગણાઇ જશે. એણે હા પાડી. એટલે રામરોટીએ નિરાંત અનુભવી. પણ મુદ્દત થોડીક વીતી એટલે પેલો ફરી બેઠો. રામરોટીને તો હવે મરવા જીવવાનો પ્રશ્ન ઊભો થયો.

અત્યારે આ વડ નીચે એ રામરોટી ઊભી હતી !

*

ગંજેરીએ આ રામરોટીને પોતે આધાર આપ્યો. એના મનથી તો એ કોઇ બહાદુરીનું નહિ, પણ એના સ્વભાવમાં જે ઘર કરી બેઠું હતું તે સૌને પડકાર આપવાનું કામ જાણે કરી રહ્યો હતો. એમ કહોને કે એમાં થોડીક દેખાતી વસ્તુ પણ એના માટે આકર્ષક હતી. પણ આ રામરોટીના સંસર્ગથી ગંજેરીને એક નવું કામ મળ્યું. ગામ આખાએ પહેલાં પેટ ભરીને નિંદા કરી. પણ પછી પેટ ભરી ઉપેક્ષા કરી. અને છેવટે તો સૌને લાગ્યું કે આ સારું થયું એ બહાને આખા ગામની ટીકા કરતો આ બંધ પડયો.

પણ જ્યારે ગંજેરી ટીકા કરતો બંધ પડયો ત્યારે હવે એને કામ શું ?

એનું ચલાવવા માટે તો રામરોટી બેઠી હતી. પણ રામરોટી જબરી નીકળી. એણે ગંજેરીને સાથે ઉપાડયો.

એમાંથી ગંજેરીનો સ્વભાવ બદલવા માંડ્યો. પહેલવહેલાં એ દરેક વસ્તુ વિષે કાંઇ ને કાંઇ જાણતો હતો. વળી એની અપૂર્ણતા જોવાની આંખ જેવી એની પાસે હતી એવી કોઇ પાસે ન હતી. વાત એની સાચી હતી. પણ દરેક સાચી વાત સારી હોય કે કલ્યાણકારક હોય એવો કોઇ નિયમ નથી. સત્યને હિરણ્મય પાત્રથી ઢાંકયું છે એમ કહેવાય છે. એમાં એ અર્થ નહિ હોય કે સત્ય સુંદર છે, પણ એને ઢાંકી રાખો ત્યાં સુધી. એને સોએ સો ટકાનો રણકો આપવાનો પ્રયત્ન કરો એટલે એ દુનિયાને ઉપકારક થતું અટકી પડે. પછી એ શબ્દ-વિવાદી વસ્તુ થઇ રહે.

ગંજેરીને, રામરોટીના કામમાં રસ લેવાનું થોડા દિવસ તો પરાણે માથે આવી પડ્યું. રામરોટી નવરી થઇ ગઇ કારણકે એને તો મરેલ છોકરી આવી. પણ પછી તો ગંજેરી એને અને કામને જ વળગ્યો. એમાંથી એક આશ્ચર્ય ઊભું થયું. ગંજેરી મૂંગો થઇ ગયો. પહેલવહેલાં જે આખા ગામની દરેક વસ્તુની ટીકા કરતો એ જ ગંજેરી જાણે સમજી ગયો કે કામ મળે છે માણસને ત્યારે જ એની વાણી પોતાનો સંયમ મેળવે છે. [ક્રમશઃ]

# રખડેલ

વ્રજલાલ ત્રિવેદી

**શાળા અને શેરીની રખડપટ્ટીના સંસ્મરણોમાંથી જીવનમાં સાંપડેલાં સંસ્કાર-દર્શનો**

જૈનોના પર્યુષણનો તહેવાર હતો. એટલે નંદાને તે દિવસે નિશાળમાં રજા હતી. આખા ગામમાં આજે—જૈનોનો વરઘોડો નીકળવાનો હતો. એટલે—માણસોનો અવર જવર ને ધમાલ પણ રસ્તા ઉપર જણાતી હતી. નંદાનું ગામ એ ગામડાનું ગામડું અને શહેરનું શહેર ગણાતું. આજુબાજુના ગામડાઓનું એ હટાણું હતું. વરઘોડામાં વાજાં વગાડવાવાળાઓને જૈનોએ બોલાવ્યા હતા. નાનું એવું સ્ટેટ એટલે ઘોડાગાડી, સીગરામ અને રથ તથા પાલખીઓ પણ ગામમાંથી ઠાકોરસાહેબ પાસેથી મેળવવામાં આવ્યું હતું. આજુબાજુના ગામડાઓમાંથી લોકોનાં ટોળે ટોળાં વરઘોડો જોવાં એકઠાં થયાં હતાં. પુરદમામથી વરઘોડો જૈનોના ઉપાશ્રયથી નીકળ્યો. શેરીએ શેરીએ અને ચૌટે ચૌટે લોકોનાં ટોળાં વરઘોડો જોવા ઊમટ્યાં હતાં.

નિશાળના કંપાઉન્ડની આગળની જાળીવાળી દિવાલ ઉપર નંદો અને જટીઓ વરઘોડો જોવા આગળથી જ આવીને ઊભા રહ્યા હતા. અડધો વરઘોડો પસાર થવા આવ્યો. આજુબાજુના ગામડામાંથી આવેલાં અસંખ્ય માણસો વરઘોડો જોવામાં તલ્લીન હતાં. એ ટોળામાં નંદો અને જટીઓ પણ આનંદથી તે દૃશ્ય જોતા હતા. ત્યાં જોવામાં તલ્લીન-થએલા નંદાને પાછળથી છાનામાના આવીને પીઠ ઉપર પાંચ છ મુક્કા મારીને કોઈ નાસી જતું લાગ્યું. જટીઆને આશ્ચર્ય લાગ્યુ પણ નંદો બાજી સમજી ગયો. નાસી જતા એ છોકરાનાં કોટ અને ટોપીનો રંગ તેણે જોઇ ધ્યનમાં રાખી લીધો. છોકરો જોત જોતામાં ટોળામાં અદૃશ્ય થઇ ગયો.

જટીઆ ! વખત ગુમાવ્યા સિવાય અહીંથી જ ઠેકડો માર. પેલો હાફકોટ અને ફોલ્ડીંગ કેપ ટોળામાં આદૃશ્ય થઇ છે. તેની માહિતી મેળવ અને એની આજુબાજુ કેટલા પટાવાળા અત્યારે છે. અથવા કોની સાથે વાતચીત કરે છે ? તે પણ પૂરી તપાસ કર. નંદાએ બહુ જ ઠંડે કલેજે આજ્ઞા કરી જટીઆને પાછળ રવાના કર્યો. જટીઆની ઉંમર નાની હતી. નહિ તો છુપી પોલીસના અમલદાર તરીકે એને કોઇ સારા સ્ટેટમાં ક્યારનીએ નોકરી મળી ગઈ હોત. નાનપણથી જ ઇશ્વરે તેને એ બક્ષિસ આપી હતી. નિશાળમાં કોઇની સ્લેટ, પેન્સીલ કે ચોપડી ગૂમ થઇ હોય તો આકાશ પાતાળ એક કરીને પણ એ ગૂમ થયેલ વસ્તુઓનો એ પત્તો મેળવી આપતો. નિશાળમાં માસ્તરો પણ કોઇ કોઇ વાર જટીઆની મદદ લઇ કોઇ છોકરાએ કરેલી ચોરીઓ પકડવા શક્તિશાળી બનતા.

વરઘોડો પસાર થઇ ગામબહાર ફૂલવાડીમાં પહોંચ્યો. ફૂલવાડીના પાછલા ભાગમાં કોસના પડથાળે ઝાડના છાંયડે ઊભા રહીને મેરકા ! મેરકા ! એવી બૂમો પાડતાં એક અમલદારના દીકરાને જટીઆએ કૂવાના બોયલર પાછળની કોઠી નજીક સંતાઇને ઊભેલો જોયો. જટીઓ કોટ અને ફોલ્ડીંગ કેપનો રંગ પારખતો એની પાછળ પડયો હતો. જટીએ બરાબર દૂરથી એને ઓળખી લીધો. એ ગામના સન્યાયાધીશનો દીકરો હતો. એનામાં અમલદારીનો તોર ભરેલો હતો. નિશાળના અને ગામના છોકરાઓને તે સત્તાથી ડરાવતો. પણ એમાં ઘણુ કરીને વાણીઆ, કોળી અને કણબીના છોકરાઓને જ સતાવતો. હજુ સુધી બ્રાહ્મણના છોકરાઓની હડફેટમાં તે આવ્યો જ ન હોતો. એની વાતોનાં બણગાં એ અવારનવાર ફૂંક્યા કરતો, કે "મોટા મોટા નામચીન બહારવટીઆઓને મારા બાપુએ પકડયા છે.' અને એમાં જ મારા બાપુજીનો એક પગ જે લંગડો થયો છે, તે બહારવટીઆની ગોળીના પ્રતાપ છે અને કાઠી ગરાશીઆઓની વચમાં રહીને અમે આખી જિંદગી ગાળી છે." આવું આવું કહીને તે બહાદુર તરીકેની છાપ બેસાડવા પ્રયત્ન કરતો. અમલદારનો દીકરો એટલે ગામમાં કોઇને ડર પણ લાગે. એ હિસાબે પણ એણે થોડીક બહાદુર તરીકેની ખ્યાતિ મેળવી લીધેલી પણ આજે એણે માથાભારે બ્રાહ્મણના છોકરાને સતાવ્યો હતો. મેરકા ! મેરકા ! એવી બૂમો પાડતાં એને થોડીક ગભરામણ પણ થઈ હતી. ત્રણ ચાર




બૂમોના અવાજ સાંભળ્યા પછી મેરકો તાબડતોબ સાહેબના દીકરા પાસે હાજર થયો. " સાલા બદ-માસ ! સાંભળતો નથી ? કેટલીયે બૂમો પાડી તો ય ?" સાહેબના દીકરા કંઈક મૂંઝવણમાં પડયા હોય એવું મેરકાને તેમના અવાજમાં ભાસ્યું.

"સાબ ! બગીસામાં હાકરનું પાણી પીવા ગયો હતો. ત્યાં તો આખા ગામનું માણહ હાકરનું પાણી પીએ સે. તે તીમે કીમ આંઈ ઊભા ! ખરું જોણું તો બગીસામાં સે. અંદર હાલોને સાબ." મેરકાએ પોતાનું ભોળપણ બતાવી સાહેબને બગીચામાં આવવા કહ્યું. મેરકો મનમાં તો સમજી ગયો હતો કે સાહેબે આજે કોઈની સાથે પરાક્રમ કર્યું લાગે છે.

'અંદર નથી આવવું મેરકા, ખોટી બૂમો મારીશ નહિ. અહીં આવ એકવાત કહેવી છે.'

મેરકે ધીમે રહીને કહ્યું. 'શું કહેવું સે સાબ'!

" પેલો ડોસો આપણે ત્યાં રોજ લોટ માગવા આવે છે એના દીકરા નંદાને તું ઓળખે છે ?"

મેરકો એક ડગલું આગળ વધીને સાહેબના દીકરાના શબ્દો બરાબર કાનમાં જ પડે એવી રીતે સાંભળી સહેજ ભડકયો હોય એમ ઉતાવળથી બોલ્યોઃ

"પણ ઝટ બોલી નાંખોને શાબ કાંઇ નવાજૂની થઇ સે !"

"નવાજૂની તો શું મેરકા ! જે હશે તે હમણાં ખબર પડશે. જાને, મેરકા, બોલા નથુડાને બોલાવ તો. વરઘોડો ગામમાં પહોંચે ત્યાંસુધી આપણે સાથે જ જઇશું, તારે કાંઈ કામ તો નથી ને ? '

સાહેબના દીકરાની બોલવાની લાચારી મેરકો સમજી ગયો. નંદાને મેરકો સારી રીતે ઓળખતો હતો. મેરકો નથુડાને બોલાવવા ગયો. એટલામાં નંદાને અને જટીઆને નદીની ભેખડ ઉપર આવેલા કોસ તરફ ઝપાટાબંધ જતા જોયા. મેરકો સમજી ગયો. સાબના દીકરાનું આજે આવી બન્યું છે. એણે નથુડાને પણ મોટા ટોળામાં બૂમો મારી. પણ નથુડાનો જવાબ એટલા માણસોની ભીડમાં કયાંથી મળે ? થોડીવારે મેરકો કંટાળીને નંદા અને જટીઆની પાછળ ઊપડયો. મેરકો સાહેબના છોકરાથી કંટાળી ગયો હતો. રંગ જામે પછીજ જવું એમ ધારી એ એક ઝાડની પાછળ સંતાયો.

તડોતડ ગુંતીના બેત્રણ ફટકા સાહેબના દીકરાની પીઠ પાછળ પડયા. જટીઆએ મજબૂત પકડી રાખ્યો. સાહેબનો દીકરો પણ મરણીઓ થયો હતો. એણે પણ જેમ ફાવે તેમ ઘા કરવામાં જ હિત માન્યું. જટીઆએ આંખ મીંચી. અને નંદો સમજી ગયો. મેરકો અને નથુડો પાછળથી દોડતા દોડતા આવતા હતા. જોત જોતામાં બંને જણા ફૂલવાડીમાં વરઘોડામાં અદ્રશ્ય થઇ ગયા. સાહેબના દીકરાનું પડી ગયેલું મોઢું જોઇ મેરકો મનમાં તો બહુ રાજી થયો. દેખાવ ખાતર ગુસ્સામાં ને ગુસ્સામાં પેલા બંને જણાને ખૂબ ગાળો દીધી.

બીજે દિવસ શાળામાં સાહેબનાં ત્રણે દીકરાઓ સંપીને આવતા હતા. અગીઆર વાગ્યે પ્રાર્થના થતી હતી. નંદે ત્રણે ય મૂર્તિઓને દૂરથી આવતી જોઇ લીધી. ત્રણેયના હાથ કમર ઉપરના ચામડાના પટ્ટા ઉપર હતા. નંદે જટીઆને ઇશારો કર્યો. જટીઓ સાવધાન હતો. નંદાએ પ્રથમ નિશાળમાં અને વળી પ્રાર્થનામાં તોફાનની શરૂઆત તો ન જ કરવી એવું નકકી કર્યું હતું. પહેલો ઘા એ લોકો કરે પછી ઊતરી પડવું એવો ઇરાદો રાખેલો.

અમલદારીના તોરમાં ને તોરમાં સાહેબના ત્રણે ય દીકરાઓએ કમરપટ્ટા છોડયાં. અને ચાલુ પ્રાર્થનાએ નંદા ઉપર એક, બે પટ્ટાના ચાબૂક જેમ ફટકા ચોડી દીધા. બસ થઇ રહ્યું. નંદાને એટલુંજ જોઇતું હતું. બહાનું જડી ગયું. પ્રાર્થનામાં ભંગાણ પડયું. શિક્ષકો પણ અજાયબ બની ગયા. બીજી બાજુ ગુજરાતી શાળાના વિદ્યાર્થીઓ અને શિક્ષકો પણ તમાસો જોવા સામેના વિશાળ ઓટલા ઉપર ગોઠવાઇ ગયા હતા. આ બાજુ અંગ્રેજી શાળાના વિદ્યાર્થીઓ પણ જોવામાં મશગુલ બન્યા. ઓટલા ઉપરથી નંદો કૂદ્યો સાહેબના દીકરાનો જ કમરપટ્ટો હાથમાંથી ઝૂંટવી લીધો. પટ્ટાની ઝપટ બરાબર ઊડી. ત્રણે જણાના પટ્ટા તૂટયા. પછી મુક્કાબાજી શરૂ થઇ . ધમ્મ-ધમ્મ... નંદો મુક્કા ઝીંકવા માંડયો, એક પડે ત્યાં બીજાને અને બીજો ઊભો થવા જાય

ત્યાં ત્રીજાને. નંદે ત્રણે જણાની સામે બગાબર જમાવી. જટીઆએ પણ સાથે દેકારો બોલાવ્યો. વાતાવરણ આખું ગરમ થઈ ગયું. શિક્ષકો અંદર-ખાનેથી ઘણા ખુશી થયા. કોઇ છોડાવવા આવ્યું જ નહિ. એટલામાં હેડમાસ્તર સાહેબે દરવાજામાં પગ મૂકયો. શાળાની અંદર આવું તોફાન? હેડ-માસ્તરથી સહન કેમ થાય? સરન્યાયાધીશના ત્રણ છોકરા અને નંદાને લડતા જોયા. હેડમાસ્તર ધ્રૂજી ઊઠયા. ન્યાયાધીશના છોકરાઓને સાધારણ ઠપકો આપ્યો. ત્રણે જણા એકી સાથે રોવાં જેવા થઈને નંદા વિરુદ્ધ કહેવા માંડયા. હેડમાસ્તર સાહેબનો હુકમ છૂટયો. મોટા અવાજે તાડુકયા બોલ્યો નંદલો કે! હરામખોર! તરત જ નંદાને બોલાવ્યો. નંદો કંઇક કહેવા ગયો. પણ એ સાંભળવામાં ન આવ્યું. ત્યાર-પછી તરત જ નંદાને ડિસમિસ કર્યો. જા ચાલ્યો જા. લોટ માગી ખા! લંગોટા! તારાથી ભણાશે નહિ. હેડમાસ્તર ગુસ્સે થઇ બોલી ઊઠયા.

"સાહેબ! પણ મારી વાત તો સાંભળો!" નંદાએ ઘણી નરમાશથી કહ્યું. પણ ત્યાં તો હેડ-માસ્તર સાહેબે દાંત કચકચાવીને નિશાળના પટ્ટાવા-ળાને હુકમ કર્યો, "ભોથા! આ નાલાયકને નિશાળ-માંથી હડસેલીને બહાર કાઢય. અંદર આવવા દઇશ નહિ."

ભોથો હુકમનો અમલ કરે, તે પહેલાં નંદો વખત વિચારી પલાયન કરી ગયો.

× × ×

ગોરધનદાસ માસ્તર રસોઇ બનાવવાની તૈયા-રીમાં હતા. "સાહેબ, લાવો આજે હું રસોઇ બનાવી આપું." નંદો અવારનવાર ગોરધનદાસ માસ્તરને ત્યાં જઇ રસોઇ બનાવી દેતો. આજે ભાખરી ને શાક બનાવી માસ્તરને બરાબર જમાડયા. તે દિવસે બનેલ વાત બંને જણાએ કરી અને માસ્તરે નંદાને હિંમત આપી.

નિશાળમાંથી ડિસમિસ થયાને ચોથે દિવસે સવારે જટીઆએ નંદાને ખબર આપ્યા. કે "હેડ માસ્તર સાહેબ નદીએ નહાવા ગયા છે." નંદો બેર બેસીને કંટાળી ગયો હતો. કોઇપણ પ્રસંગ શોધી હેડમાસ્તર સાહેબને મનાવી લેવાના વિચારમાં હતો. ઠીક પ્રસંગ મળ્યો છે, પથારીમાંથી ઊઠીને તરતજ ભાંગેલી ડોલ અને વળગણી ઉપરથી ધોતિયુ ખેંચ્યું. જટીઆ! તું પણ ચાલ, આજે તો નદીએ ખૂબ નાહીશું. અને જો લાગ મળશે તો હેડમાસ્તર સાહે-બને મનાવી પણ લેશુ. બને જણા ઝપાટાબંધ મુસાફરી બંગલો વટાવી ગયા સીધો રસ્તો પડતો મૂકીને ટૂંકે રસ્તે ખેતરમાં આડબીડ પડયા. ખેતરની ધારે ધારે ઉતાવળી નદીમાં ઊતર્યા. આગલી રાતે ઉપરવાસ વરસાદ ઠીક પડેલો. એટલે નદીમાં પાણી પણ ઠીક ઠીક આવેલું, પુલ નીચે પેઠલી ઉપર હેડ-માસ્તર સાહેબ પોતાનાં કપડાં ધોતા હતા.

આ બાજુથી નંદો અને જટીઓ પણ નદીના વહેનમાં નહાવા પડયા. પુલની કાતળીએથી ધૂબકા મારવાની શરૂઆત કરી. એટલામાં હેડમાસ્તરસાહેબ અને નંદાની આંખો મળી. ચાર પાંચ દિવસ પહે-લાંના બનાવે માસ્તર સાહેબને પુનઃસ્મરણ કરાવ્યું. અને તેમની નજર કરડી બની. પણ બન્યું એવું કે ગરનાળા નીચેની પેઠલી ઉપર સાહેબ ધોતીઆને ઝીક મારીને ધોતા હતા. તેવામાં ઝીક મારતાં ધોતિયું હાથમાંથી છટકી ગયું.

સાહેબને તરતા આવડતું નહોતું. ધોતિયું નદીના વહેનમાં તણાવાની અણી ઉપર હતું. સાહેબની આંખ સહેજ નરમ બની. નંદે તે જોયું. ને વધુ વિચાર કર્યા વગર ઠીક લાગ મળ્યો છે, જાણી લાગલો જ વહેનમાં ખાબકયો. જટીએ પણ પાણીમાં આડી ખાંપી. ધોતિયું મહામુશીબતે ઝલાયુ. અને વહેણના જોસે નંદો ગરનાળાની કાતળીએ ભરાયો. થાક તો લાગ્યો હતો. ઘડીક શ્વાસ લઇને ફરી પાછો ગરનાળેથી છૂટયો. અને અડવા ખેતરવા આડબીડ પાણીમાંથી નીકળ્યો. હાંફ ચડી હોય એવો ડોળ કરીને સાહેબ પાસે આવીને ઊભો. અને ધોતિયું ધોઇ પણ આપ્યું. નંદો, જટીઓ અને માસ્તરસાહેબ-નદીનો ઢોળાવ ચઢતા હતા. માસ્તર સાહેબની પાણીથી ભરેલી ડોલ નંદે ઊંચકી લીધી હતી, હેડમાસ્તર સાહેબનું દિલ કોળ્યું ને બોલાઇ જવાયું.

# રોગ અને દવા

ભૂપતરાય મો. દવે

માણસ માંદો પડે છે ત્યારે રોગને મટાડવા માટે દવા પીએ છે. બે-ચાર દિવસ દવા પીને દર્દી રોગ મુક્ત બને છે. થોડા દિવસ પછી વળી પાછો દર્દી બીજા નવા રોગથી ઘેરાય છે. ત્યારે પણ દર્દી, ઈંજેકશન કે પેટન્ટ શક્તિવર્ધક દવા પીને રોગને દૂર કરે છે. આવી રીતે વારંવાર રોગને દબાવવા માટે દવાનો ઉપયોગ કરવામાં આવે છે. શરીરમાં વિજાતીય દ્રવ્યો વધી પડયાં હોય છે તેને કુદરત શરીરમાંથી બહાર કાઢવા પ્રયત્ન કરે છે, જેને આપણે રોગ તરીકે ઓળખીએ છીએ એ વિજાતીય દ્રવ્યો શરીરમાંથી નીકળતા દવાથી અટકાવવામાં આવે છે ને એ ઝેરી તત્ત્વો લાંબેગાળે કોઇ ભયંકર સ્વરૂપે શરીરની બહાર નીકળે છે. જેને કેન્સર, હાર્ટડીસીઝ (હૃદયરોગ) વગેરે રોગથી ઓળખવામાં આવે છે.

રોગ શાથી આવે છે એ બાબત સૌ કોઇને જાણવા જેવી છે. રોગ થવાનું મુખ્ય કારણ આળસુ અને મહેનત વગરનું જીવન, વિવિધ પ્રકારના વ્યસનો, વધારે પડતો ખોરાક અથવા સત્ત્વ વગરનો ખોરાક, આર્થિક અથવા માનસિક ચિંતા, મોડી રાત સુધી નાટક સિનેમા જોવા અથવા કલબોમાં રમતો રમવી. આ ઉપરાંત બીજા અનેક કારણો છે. આ બધાને લીધે શરીરમાંથી જીવનશકિત Vitality ઘસાવા માંડે છે. સમય જતાં શરીરમાં અશક્તિનું પ્રમાણ વધી પડે છે. પરિણામે રોગનો જન્મ થાય છે.

સામાન્ય રીતે માનવીને ખાંસી થવી, માથું દુઃખવું, અજીર્ણ, ગેસ (પવન), કબજિયાત, તાવ, દમ, પાંડુરોગ, ટાઇફોઇડ વગેરે રોગો થાય છે. આ બધા રોગોને મટાડવા માટે માણસો દવાનો આશ્રય લે છે. પણ કોઇ માણસ એ રોગનું મૂળ શોધવાને બુદ્ધિનો ઉપયોગ નથી કરતો.

માથું દુઃખવા આવ્યું હોય ત્યારે દવાનો ઉપયોગ કરે છે. ખાસ કરીને ઝડપી રીતે દર્દમાંથી મુક્ત થવા માટે 'એસ્પ્રો' અથવા 'એસ્પિરિન' લઇને માથાના દુ:ખાવાથી મુક્ત બને છે. ખરેખર, આ દવાઓથી માથાનો દુઃખાવો તાત્કાલિક મટે છે. કારણકે 'જીવનશક્તિ'ને 'એસ્પ્રો' કે 'એસ્પિરિન' નું ઝેર શિથિલ બનાવી તેનું કાર્ય કરવા દેતું નથી, પરિણામ એ આવે છે કે શરીરમાંથી જે ઝેર બહાર નીકળતું હતું તે અને બીજું દવાનું ઝેર એમ બે પ્રકારના ઝેર શરીરમાં એકઠા થાય છે. આ ઝેરથી શરીરમાં નવો રોગ જન્મે છે.

માથું શાથી દુખવા આવ્યું છે તેનુ મૂળકારણ શોધી તેનો ઇલાજ એનિમા (બસ્તી) લઇને મળશુદ્ધિ કરવી. તડકામાં રખડવાથી માથું દુઃખવા આવ્યું હોય તો સમ્પૂર્ણ આરામ અને ખોરાકમાં પ્રવાહી પદાર્થ લઇને શરીરને શુદ્ધ કરવું. આ પ્રમાણે ઉપચારો કરવાથી શરીરમાંથી વિજાતીય દ્રવ્યો નીકળી જાય છે, માથું દુખતુ મટે છે અને તબિયત સારી થાય છે. પણ આ બધા પ્રયોગોમાં ઉત્સાહ અને ધીરજ રાખવાની ખાસ જરૂર છે. ખાંસી આવતી હોય તો તેનું કારણ શોધી તેનો ઇલાજ કરવો. શરદીને લીધે ખાંસી આવે છે કે કાકડા વધી જવાથી ખાંસી આવે છે કે શ્વાસ નળીમાં સોજો આવવાથી ખાંસી આવે છે એવા બીજા જે કારણો હોય તેનો નિર્ણય કરી પછી નિર્દોષ ઉપાય કરવા. શરદીની ખાંસી હોય તો મોંમાં વરાળ લેવાથી, કાકડા વધી ગયા હોય તો કાકડા પર બારીક લોટ જેવું મીઠું (Salt) ઘસવાથી કે મીઠાના પાણીના કોગળા કરવાથી કે મોંમાં વરાળ લેવાથી ખાંસી થોડા વખતમાં મટી જાય છે. શ્વાસનળીમાં સોજો આવ્યો હોય તો તે પણ ઉપર બતાવેલ પ્રયોગોથી આરામ મળે છે, જરૂર લાગે તો સાથે સાથે મળશુદ્ધિ પણ કરી લેવી.

અજીર્ણ, કબજિયાત, તાવ વગેરેમાં મળશુદ્ધિ કરવાથી રોગ મુક્ત થવાય છે. જરૂર પડે તો તબિયતને અનુકૂળ આવે તે મુજબ પાણી અથવા ફળરસ પીઇને ઉપવાસ કરવા, જેથી રોગ મટી જાય છે. અને દર્દી નવું તાજગીમયું જીવન મેળવે છે. માંદગી આવે છે એટલે કુદરત ભૂખ અને સ્વાદ બંને નાબૂદ કરે છે. માંદગીમાં ઉપવાસ એ સર્વોત્તમ ઉપાય છે. અનેક

રોગો ઉપવાસ કરવાથી સારા થાય છે. કારણ કે માંદગી વખતે જીવનશક્તિ શરીર માંહેનાં વિજાતીય દ્રવ્યોને બહાર કાઢે છે.

લોકો રોગના કારણને નથી ઓળખી શકતા. તેઓ રોગના ચિહ્નોને રોગ તરીકે ઓળખે છે રોગના ચિહ્નોને દબાવવા માટે વિવિધ પ્રકારની દવાઓનો છૂટથી પીવા માટે ઉપયોગ કરે છે, છતાં રોગ મટતો નથી. પણ રોગના ચિહ્નો દબાય છે. આટલી સફળતા દવા પીવાથી મળે છે જેથી લોકો એમ માની બેસે છે કે દવા પીવાથી રોગ જડમૂળમાંથી નાબૂદ થઇ ગયો. પણ આ એક ભ્રમણા છે. સામાન્ય રીતે દવા પીવાથી રોગ કાયમ માટે મટતો નથી. ઝેર ઝેરને દબાવે છે તેવી રીતે દવા એ એક પ્રકારનું ઝેર છે. જેથી જ્ઞાનતંતુઓ પર એની માઠી અસર પહોંચે છે અને દર્દ થતું અટકાવે છે.

પણ કેટલીક વખત શરીર માંહેની 'જીવનશક્તિ' બહારના ઝેરને શરીરમાં ટકવા ન દેતા ચામડી વાટે બહાર ધકેલે છે.

અહીં એક સત્ય ઘટના રજૂ કરીને આ મુદ્દાને સ્પષ્ટ કરું છું.

કેશવજી ભાઇના ઉંમર બાવન વરસની છે. તેમને દમનો રોગ છે, દમનો રોગ છેલ્લા પંદર વરસ થયા હેરાન કરી રહ્યો છે. આ રોગને મટાડવા માટે તેમણે પેટન્ટ દવાઓ, ગોળીઓ, દવાઓની ભૂકીનો ધૂમાડો, ઈંજેકશનો વગેરે પ્રયોગો અનેક વખત અજમાવી લીધા. આથી દર્દ થોડા દિવસ હળવું બને. પણ હવામાં ફેરફાર થાય એટલે વળી પાછું દમનું દર્દ હલ્લો કરે. એક વખત તેને દમનો હુમલો સખત આવ્યો. કોઇપણ દવાથી દમ નીચે ન બેસે. ફેમીલી ડોકટર પણ મૂંઝવણમાં પડી ગયા. હવે શું કરવું. છેવટે મોટા ડોકટરને ઘેર બોલાવીને દર્દીની તબિયત તપાસાવી. મોટા ડોકટરે દમનું દર્દ કાબૂમાં આવે તે પ્રકારનું એક ઈંજેકશન સૂચવ્યું. ફેમીલી ડોકટરે એ ઈંજેકશન દવાવાળાની દુકાનેથી ખરીદ્યું. અને દમના દર્દી કેશવજી ભાઇને એ દમનું ઈંજેકશન માર્યું. ઈંજેકશન પૂરેપૂરું નથી માર્યું ત્યાં તો દર્દીની સ્થિતિ વધારે બગડવા માંડી. તરત ડોકટરે ઈંજેકશન મારીને સોય બહાર ખેંચી લીધી, આ ઈંજેકશનની માઠી અસર એ થઇ કે દર્દીના આખા શરીરે બળતરા શરૂ થઇ. દર્દીની બેચેની એટલી બધી વધી પડી કે દર્દી બેશુદ્ધ થઇ ગયા. થોડીવારમાં તો આખા શરીરે એ ઇંજેકશનનું ઝેર ફૂટી નીકળ્યું. અસંખ્ય નાની ફોલ્લીઓ થઇ આવી. તેમાંથી ગંદુપાણી વહેવા લાગ્યું. અને અસહ્ય બળતરા ચાલુ રહી, કોઇપણ ઉપાયે એ બળતરા ઓછી ન થઇ છેવટે ચામડીના રોગના નિષ્ણાત ડોકટરને દર્દીને તપાસવા ઘેર બોલાવ્યા, તેણે પાઉડર, મલમ, લોશન વગેરે આપ્યાં પણ એ બધા નિષ્ફળ ગયા. પછી તો ડોકટરોની એક બેઠક ગોઠવી, પણ તેઓનો સૂચવેલો એક પણ ઉપચાર સફળ ન નીવડયો. દમનું દર્દ તો કયાંયે રહી ગયું તેને બદલે નવું દર્દ પેદા થયું. આ નવું દરદ બરાબર સાત મહિના ચાલ્યું. દિવસમાં અનેક વખત આખા શરીરની ચામડીમાંથી નીકળતું ગંદુ પાણી સાફ કરવું પડતું હતું. ખાવું. પીવું, મળ-મૂત્ર વગેરે ક્રિયા પથારીમાં સૂતા સૂતા કરતા. જેથી દરદીને ભયંકર ત્રાસ થતો હતો. પણ સહન કર્યા વગર છૂટકો ન હતો. જ્યારે શરીરમાંથી બધુંયે ઝેર બહાર નીકળી ગયું ત્યારબાદ દરદી રોગ મુક્ત બન્યા. પણ પેલું જૂનું દમનું દરદ હજી પણ કેશવજી ભાઇને નિત્ય હેરાન કર્યા કરે છે. છતાં તેઓ હવે નથી લેતા કોઇ દવા કે ઇંજેકશન. દમના દરદને નાબૂદ કરવા માટે એક પણ ઇલાજ ન લેવાનો તેમણે પાકો નિર્ણય કર્યો છે. અને દમથી તેઓ પૂરેપૂરા ટેવાઇ ગયા છે.

ઉપરના કિસ્સામાં ડોકટરનો ઉદ્દેશ દરદીને રોગ મુક્ત કરવાનો હતો, પણ દરદીની શરીરને ઈંજેકશન અનુકૂલ ન આવ્યું જેથી ખરાબ પરિણામ આવ્યું. છતાં એક વાત તો સ્પષ્ટ છે કે દવા કે ઇંજેકશન શરીરનો ખોરાક નથી. પોષણ આપનાર પદાર્થ નથી. જે વસ્તુ આપણા શરીરને માફક ન આવે તેવા પ્રયોગોથી દૂર રહેવું એમાં માનવમાત્રનું શ્રેય છે.

જેમ ઇંજેકશન માઠી અસર કરે છે તેમ ઉષ્ણતા પેદા કરનારી તીવ્ર ભસ્મો ભયંકર નુકશાન કરનારી નીવડે છે. દરદીની પ્રકૃતિને અનુકૂળ ન આવે



તો એ પણ આખા શરીરે ફૂટી નીકળે છે અને જિંદગી સુધી દરદી રીબાયા કરે છે. એટલે સાચી વાત તો એ છે કે જેમ બને તેમ નિર્વિષ અને વનસ્પતિજન્ય ઔષધોનો જરૂર પડે માંદગીમાં ઉપયોગ કરવો. આયુર્વેદમાં પણ અનેક તત્ત્વો ઉચ્ચ પ્રકારના છે. એનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવો જોઇએ. નિસર્ગોપચારમાં નિર્વિષ ઔષધોને યોગ્ય સ્થાન છે.

દરદ જૂનું થઇ ગયું હોય અને શરીરમાં પ્રસરી ગયું હોય, દર્દીના શરીરમાં અશકિત આવી ગઇ હોય ત્યારે તાત્કાલિક રાહત માટે દવાની જરૂર પડે તો કોઇ નિષ્ણાત બાયોકેમિસ્ટ, હોમિયોપેથિસ્ટની સલાહ લઇને તેની નિર્દોષ દવા કરવી. સાથે કુદરતી ઉપચાર પણ બની શકે તો લેવા. આમ છતાં જો દર્દીને ધીરજ ન હોય તો કોઇ અનુભવી વૈદરાજની સલાહ મુજબ શરીરને અનુકૂળ થાય તેવી સાદી; નિર્દોષ વનસ્પતિજન્ય દવા લેવી. ભસ્મો કે શરીરમાં ઉષ્ણતા વધારે તેવી નુકશાનકારક દવાઓ ન લેવાય એની કાળજી રાખવી

નિસર્ગોપચાર પદ્ધતિની સાથે બાયોકેમિસ્ટ્રી અને હોમિયોપેથીને સુમેળ છે. કુદરતી ઉપચારની સાથે આ બંને પદ્ધતિની દવાઓ લઇ શકાય છે.

કુદરતી ઉપચારમાં દરદ જલદી મટતું નથી દરદ ધીરે ધીરે મટે છે. પણ ફરીવાર દરદ આવતું નથી. એટલે વગર દવાએ દરદને સારું કરવા માટે સમ્પૂર્ણ ધીરજ, શ્રદ્ધા અને સમય જોઇએ. પરિણામ તો સારું આવશે જ. નિસર્ગોપચારમાં હવા, પ્રકાશ, પાણી, ઉપવાસ, મળશુદ્ધિ, વ્યાયામ, આરામ, યુકતાહાર, માટી, માલિશ વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે. રોગનું મૂળ નાબૂદ કરવા માટે અને ફરીવાર રોગ શરીરમાં ન આવે તે માટે નિસર્ગોપચારની પદ્ધતિ નિર્દોષ અને સમ્પૂર્ણ છે. આ પદ્ધતિમાં શરીરશુદ્ધિનું મહત્ત્વ ઘણું મોટું છે. રોજ આહાર-વિહારમાં યોગ્ય ફેરફાર કરવાથી અનેક રોગ મટાડી શકાય છે. આવી સાદી-સરલ અને ઓછા ખરચવાળી પદ્ધતિનો લોકોમાં પ્રચાર થાય તો જ લોકો દવાનો સંગ તજશે. આજના મોજશોખના જમાનામાં લોકોના મગજમાં દવા ખાવાની કલ્પના એટલી બધી ઘર કરી બેઠી છે કે દવા પીધા વગર દરદ મટશે નહિ. દવાના સંસ્કાર જન્મથી લોહીમાં ભળી ગયા હોય છે એટલે તાત્કાલિક લોકોના મગજમાંથી દવાના સંસ્કાર ભૂસી નહિ શકાય. જ્યાં સુધી લોકો દવાથી કંટાળશે નહિ ત્યાં સુધી દવા પીવી મૂકશે નહિ.

હવે થોડા વરસ થયાં હિંદમાં લોકો દવાથી કંટાળીને નિસર્ગોપચાર પદ્ધતિ સ્વીકારતા થયા છે. લોકો અખતરા ખાતર નિસર્ગોપચાર શરુ કરે છે. થોડા વખતમાં દવા વગર શરીરરોગ મુકત બને છે ત્યારે દરદીઓ આશ્ચર્ય પામે છે. જે રોગ મટાડવા માટે વરસો સુધી દવાઓ પીધી છતાં ન તો રોગ ગયો કે ન તો શરીર તન્દુરસ્ત બન્યું. જ્યારે નિસર્ગોપચાર પદ્ધતિથી શરીરશુદ્ધિ કરવાથી અને યોગ્ય આહારથી થોડા વખતમાં દરદીનું શરીર તન્દુરસ્ત બને છે. આ સિદ્ધિથી દવાભકતો નિસર્ગોપચાર તરફ વળે છે.

નિસર્ગોપચાર પદ્ધતિનું મુખ્ય ધ્યેય રોગોનું મૂળ શોધીને જડમૂળમાંથી રોગને નાબૂદ કરવાનું છે. જ્યારે એલોપથી પદ્ધતિનું ધ્યેય દવાથી રોગના ચિહ્નને દાબી દેવાનું છે. રોગને મટાડવા માટે દવાની જરૂર નથી પણ નિસર્ગોપચાર એ જ સાચો ઇલાજ છે.

---

( અનુસંધાન પાન ૫૫ થી )

પેઢી માટે ભેટ સ્વરૂપે મૂકી જઇ શકાય, જે હકીકતમાં કાલ-મુકત હોય ? આ બધું વિચારતો હું મનોમન પ્રશ્નોત્તર કરી રહ્યો હતો એવે ટાણે તું આવી ઊભી દેશી કોળાનો રસ લઇને-પણ સંસારમાં કોની નિત્યતા કેટલી છે ? પેલું જે અપરાજિતાને લખેલું કે-કેમ, યાદ નથી તમને શું ?—

'કઇ વાત કહો છે?'

"આ વાત જ કે—

જીવન જાણે મરણનો જ યજ્ઞ છે, જે સ્થાયી છે તે અને જે રહેવા અયોગ્ય છે એ બધું યે તેની જવાળામાં આહુતિ રૂપે પડે છે, શબ્દોમાં પણ જે ટકી શકતું નથી, તેને કોણ ટકાવી રાખી શકશે ? પરંતુ રાખ થયા પછીયે જે અવશેષ વધશે, તે પોતાની વાત કહેશે અને કહયે જ રહેશે."

રોગો ઉપવાસ કરવાથી સારા થાય છે. કારણ કે માંદગી વખતે જીવનશક્તિ શરીર માંહેનાં વિજાતીય દ્રવ્યોને બહાર કાઢે છે.

લોકો રોગના કારણને નથી ઓળખી શકતા. તેઓ રોગના ચિહ્નોને રોગ તરીકે ઓળખે છે રોગના ચિહ્નોને દબાવવા માટે વિવિધ પ્રકારની દવાઓનો છૂટથી પીવા માટે ઉપયોગ કરે છે, છતાં રોગ મટતો નથી. પણ રોગના ચિહ્નો દબાય છે. આટલી સફળતા દવા પીવાથી મળે છે જેથી લોકો એમ માની બેસે છે કે દવા પીવાથી રોગ જડમૂળમાંથી નાબૂદ થઇ ગયો. પણ આ એક ભ્રમણા છે. સામાન્ય રીતે દવા પીવાથી રોગ કાયમ માટે મટતો નથી. ઝેર ઝેરને દબાવે છે તેવી રીતે દવા એ એક પ્રકારનું ઝેર છે. જેથી જ્ઞાનતંતુઓ પર એની માઠી અસર પહોંચે છે અને દર્દ થતું અટકાવે છે.

પણ કેટલીક વખત શરીર માંહેની 'જીવનશકિત' બહારના ઝેરને શરીરમાં ટકવા ન દેતા ચામડી વાટે બહાર ધકેલે છે.

અહીં એક સત્ય ઘટના રજૂ કરીને આ મુદ્દાને સ્પષ્ટ કરું છું.

કેશવજી ભાઇના ઉંમર બાવન વરસની છે. તેમને દમનો રોગ છે, દમનો રોગ છેલ્લા પંદર વરસ થયા હેરાન કરી રહ્યો છે. આ રોગને મટાડવા માટે તેમણે પેટન્ટ દવાઓ, ગોળીઓ, દવાઓની ભૂકીનો ધૂમાડો, ઈન્જેક્શનો વગેરે પ્રયોગો અનેક વખત અજમાવી લીધા. આથી દર્દ થોડા દિવસ હળવું બને. પણ હવામાં ફેરફાર થાય એટલે વળી પાછું દમનું દર્દ હલ્લો કરે. એક વખત તેને દમનો હુમલો સખત આવ્યો. કોઇપણ દવાથી દમ નીચે ન બેસે. ફેમીલી ડોકટર પણ મૂંઝવણમાં પડી ગયા. હવે શું કરવું. છેવટે મોટા ડોકટરને ઘેર બોલાવીને દર્દીની તબિયત તપાસાવી. મોટા ડોકટરે દમનું દર્દ કાબૂમાં આવે તે પ્રકારનું એક ઈન્જેકશન સૂચવ્યું. ફેમીલી ડોકટરે એ ઈન્જેકશન દવાવાળાની દુકાનેથી ખરીદ્યું. અને દમના દર્દી કેશવજી ભાઇને એ દમનું ઈન્જેકશન માર્યું. ઈન્જેકશન પૂરેપૂરું નથી માર્યું ત્યાંતો દર્દીની સ્થિતિ વધારે બગડવા માંડી. તરત ડોકટરે ઈન્જેકશન મારીને સોય બહાર ખેંચી લીધી, આ ઈન્જેકશનની માઠી અસર એ થઇ કે દર્દીના આખા શરીરે બળતરા શરૂ થઇ. દર્દીની બેચેની એટલી બધી વધી પડી કે દર્દી બેશુદ્ધ થઇ ગયા. થોડીવારમાં તો આખા શરીરે એ ઇંજેકશનનું ઝેર ફૂટી નીકળ્યું. અસંખ્ય નાની ફોલ્લીઓ થઇ આવી. તેમાંથી ગંદુપાણી વહેવા લાગ્યું. અને અસહ્ય બળતરા ચાલુ રહી, કોઇપણ ઉપાયે એ બળતરા ઓછી ન થઇ છેવટે ચામડીના રોગના નિષ્ણાત ડોકટરને દર્દીને તપાસવા ઘેર બોલાવ્યા, તેણે પાઉડર, મલમ, લોશન વગેરે આપ્યાં પણ એ બધા નિષ્ફળ ગયા. પછી તો ડોકટરોની એક બેઠક ગોઠવી, પણ તેઓનો સૂચવેલો એક પણ ઉપચાર સફળ ન નીવડ્યો. દમનું દર્દ તો ક્યાંયે રહી ગયું તેને બદલે નવું દર્દ પેદા થયું. આ નવું દરદ બરાબર સાત મહિના ચાલ્યું. દિવસમાં અનેક વખત આખા શરીરની ચામડીમાંથી નીકળતું ગંદુ પાણી સાફ કરવું પડતું હતું. ખાવું. પીવું, મળ-મૂત્ર વગેરે ક્રિયા પથારીમાં સૂના સૂતા કરતા. જેથી દરદીને ભયંકર ત્રાસ થતો હતો. પણ સહન કર્યા વગર છૂટકો ન હતો. જ્યારે શરીરમાંથી બધુંયે ઝેર બહાર નીકળી ગયું ત્યારબાદ દરદી રોગ મુક્ત બન્યા. પણ પેલું જૂનું દમનું દરદ હજી પણ કેશવજી ભાઇને નિત્ય હેરાન કર્યા કરે છે. છતાં તેઓ હવે નથી લેતા કોઇ દવા કે ઈન્જેકશન. દમના દરદને નાબૂદ કરવા માટે એક પણ ઇલાજ ન લેવાનો તેમણે પાકો નિર્ણય કર્યો છે. અને દમથી તેઓ પૂરેપૂરા ટેવાઇ ગયા છે.

ઉપરના કિસ્સામાં ડોકટરનો ઉદ્દેશ દરદીને રોગ મુકત કરવાનો હતો, પણ દરદીની શરીરને ઈન્જેકશન અનુકૂલ ન આવ્યું જેથી ખરાબ પરિણામ આવ્યું. છતાં એક વાત તો સ્પષ્ટ છે કે દવા કે ઇન્જેકશન શરીરનો ખોરાક નથી. પોષણ આપનાર પદાર્થ નથી. જે વસ્તુ આપણા શરીરને માફક ન આવે તેવા પ્રયોગોથી દૂર રહેવું એમાં માનવમાત્રનું શ્રેય છે.

જેમ ઇંજેકશન માઠી અસર કરે છે તેમ ઉષ્ણતા પેદા કરનારી તીવ્ર ભસ્મો ભયંકર નુકશાન કરનારી નીવડે છે. દરદીની પ્રકૃતિને અનુકૂળ ન આવે



તો એ પણ આખા શરીરે ફૂટી નીકળે છે અને જિંદગી સુધી દરદી રીબાયા કરે છે. એટલે સાચી વાત તો એ છે કે જેમ બને તેમ નિર્વિષ અને વનસ્પતિજન્ય ઔષધોનો જરૂર પડે માંદગીમાં ઉપયોગ કરવો. આયુર્વેદમાં પણ અનેક તત્ત્વો ઉચ્ચ પ્રકારના છે. એનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવો જોઇએ. નિસર્ગોપચારમાં નિર્વિષ ઔષધોને યોગ્ય સ્થાન છે.

દરદ જૂનું થઇ ગયું હોય અને શરીરમાં પ્રસરી ગયું હોય, દરદીના શરીરમાં અશક્તિ આવી ગઇ હોય ત્યારે તાત્કાલિક રાહત માટે દવાની જરૂર પડે તો કોઇ નિષ્ણાત બાયોકેમિસ્ટ, હોમિયોપેથિસ્ટની સલાહ લઇને તેની નિર્દોષ દવા કરવી. સાથે કુદરતી ઉપચાર પણ બની શકે તો લેવા. આમ છતાં જો દરદીને ધીરજ ન હોય તો કોઇ અનુભવી વૈદરાજની સલાહ મુજબ શરીરને અનુકૂળ થાય તેવી સાદી; નિર્દોષ વનસ્પતિજન્ય દવા લેવી. ભસ્મો કે શરીરમાં ઉષ્ણતા વધારે તેવી નુકશાનકારક દવાઓ ન લેવાય એની કાળજી રાખવી

નિસર્ગોપચાર પદ્ધતિની સાથે બાયોકેમિસ્ટ્રી અને હોમિયોપેથીને સુમેળ છે. કુદરતી ઉપચારની સાથે આ બંને પદ્ધતિની દવાઓ લઇ શકાય છે.

કુદરતી ઉપચારમાં દરદ જલદી મટતું નથી દરદ ધીરે ધીરે મટે છે. પણ ફરીવાર દરદ આવતું નથી. એટલે વગર દવાએ દરદને સારું કરવા માટે સમ્પૂર્ણ ધીરજ, શ્રદ્ધા અને સમય જોઇએ. પરિણામ તો સારું આવશે જ. નિસર્ગોપચારમાં હવા, પ્રકાશ, પાણી, ઉપવાસ, મળશુદ્ધિ, વ્યાયામ, આરામ, યુક્તાહાર, માટી, માલિશ વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે. રોગનું મૂળ નાબૂદ કરવા માટે અને ફરીવાર રોગ શરીરમાં ન આવે તે માટે નિસર્ગોપચારની પદ્ધતિ નિર્દોષ અને સમ્પૂર્ણ છે. આ પદ્ધતિમાં શરીરશુદ્ધિનું મહત્ત્વ ઘણું મોટું છે. રોજ આહાર-વિહારમાં યોગ્ય ફેરફાર કરવાથી અનેક રોગ મટાડી શકાય છે. આવી સાદી-સરલ અને ઓછા ખરચવાળી પદ્ધતિનો લોકોમાં પ્રચાર થાય તો જ લોકો દવાનો સંગ તજશે. આજના મોજશોખના જમાનામાં લોકોના મગજમાં દવા ખાવાની કલ્પના એટલી બધી ઘર કરી બેઠી છે કે દવા પીધા વગર દરદ મટશે નહિ. દવાના સંસ્કાર જન્મથી લોહીમાં ભળી ગયા હોય છે. એટલે તાત્કાલિક લોકોના મગજમાંથી દવાના સંસ્કાર ભૂસી નહિ શકાય. જ્યાં સુધી લોકો દવાથી કંટાળશે નહિ ત્યાં સુધી દવા પીવી મૂકશે નહિ.

હવે થોડા વરસ થયાં હિંદમાં લોકો દવાથી કંટાળીને નિસર્ગોપચાર પદ્ધતિ સ્વીકારતા થયા છે. લોકો અખતરા ખાતર નિસર્ગોપચાર શરુ કરે છે. થોડા વખતમાં દવા વગર શરીરરોગ મુક્ત બને છે ત્યારે દરદીઓ આશ્ચર્ય પામે છે. જે રોગ મટાડવા માટે વરસો સુધી દવાઓ પીધી છતાં ન તો રોગ ગયો કે ન તો શરીર તન્દુરસ્ત બન્યું. જ્યારે નિસર્ગોપચાર પદ્ધતિથી શરીરશુદ્ધિ કરવાથી અને યોગ્ય આહારથી થોડા વખતમાં દરદીનું શરીર તન્દુરસ્ત બને છે. આ સિદ્ધિથી દવાભક્તો નિસર્ગોપચાર તરફ વળે છે.

નિસર્ગોપચાર પદ્ધતિનું મુખ્ય ધ્યેય રોગોનું મૂળ શોધીને જડમૂળમાંથી રોગને નાબૂદ કરવાનું છે. જ્યારે એલોપથી પદ્ધતિનું ધ્યેય દવાથી રોગના ચિહ્નને દાબી દેવાનું છે. રોગને મટાડવા માટે દવાની જરૂર નથી પણ નિસર્ગોપચાર એ જ સાચો ઇલાજ છે.

---

( અનુસંધાન પાન ૫૫ થી )

પેઢી માટે ભેટ સ્વરૂપે મૂકી જઇ શકાય, જે હકીકતમાં કાલ-મુક્ત હોય ? આ બધું વિચારતો હું મનોમન પ્રશ્નોત્તર કરી રહ્યો હતો એવે ટાણે તું આવી ઊભી દેશી કોળાનો રસ લઇને-પણ સંસારમાં એની નિત્યતા કેટલી છે ? પેલું જે અપરાજિતાને લખેલું કે-કેમ, યાદ નથી તમને શું ?—

'કઇ વાત કહો છો?'

"આ વાત જ કે—

જીવન જાણે મરણનો જ યજ્ઞ છે, જે સ્થાયી અને જે રહેવા અયોગ્ય છે એ બધું ય તેની જવાહુતિ રૂપે પડે છે, શબ્દોમાં પણ જે ટકી નથી, તેને કોણ ટકાવી રાખી શકશે ? પૂર્ણ થયા પછીયે જે અવશેષ વધશે, તે જ કહેશે અને કહ્યે જ રહેશે."

## રંગચૂંદડી વસંતમંજરી

[ચિત્રકાર, વ્રજલાલ ત્રિવેદી; પ્રકા. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ; મૂલ્ય. દરેકના ત્રણ ત્રણ રૂપિયા.]

પ્રતિકૂળ સંજોગો વચ્ચેથી માર્ગ કાઢી ખંતથી, ઉદ્યોગથી અને શ્રી. રવિભાઈ રાવળની પ્રેરણા તથા સમભાવી સજ્જનોના ટેકાથી પોતાના રસના વિષય ચિત્રકળાની ઉપાસનામાં આગળ વધેલા ઉત્સાહી જુવાન ચિત્રકાર શ્રી. વ્રજલાલ ત્રિવેદીના આ બે ચિત્ર-સંપુટને આવકાર આપતાં આનંદ થાય છે.

'રંગચૂંદડી'નાં સાતે ચિત્રો સોરાષ્ટ્રના ગોહિલવાડના ગ્રામીણ લોકજીવનમાંથી ઉપાડેલાં છે. એ એની વિશિષ્ટતા કહેવાય અને એક રીતે મર્યાદા પણ કહેવાય. સ્ત્રીઓની પગની કાબી, હાથનાં બલાયાં, પગના અંગૂઠિયા, કાનનાં ઝૂમણાં આદિ અલંકારો, હાથ પગ મોં પરનાં છૂંદણાં અને ચણિયા, ઓઢણી, કાપડાં આદિ વસ્ત્રોની, તથા પુરુષોનાં ઓડિયાં, ફેંટા, કેડિયાં ને ચોરણાની વિગતો બરાબર ઊતરી છે; પણ 'માનતા,' 'ઉસળકા' ને 'લોકગાયક' માંનાં સ્ત્રીપાત્રો ગામડિયા લેબાશમાં શહેરી યુવતીજન હોય એમ કેમ લાગે છે? 'ખેડૂત કન્યા' અને 'સંધ્યાને ઓવારે' એ બે ચિત્રો સંપુટનાં ઉત્તમ ચિત્રો છે.

'વસંતમંજરી'માં રંગચૂંદડી કરતાં ચિત્રકારની વધુ વિકસિત કળાનું દર્શન થાય છે. આલ્મોડાના નૃત્યકલાકેન્દ્રની તાલીમનો તથા શાંતિનિકેતનનો લાભ એમાંના કેટલાક ચિત્રોને મળેલો છે, આગલા ચિત્ર-સંપુટ કરતાં વિષયનું પણ વૈવિધ્ય એમાં નજરે પડે છે. સાતે ચિત્રો પોતપોતાની રીતે વિશિષ્ટ છે. 'મારું નૃત્ય' રંગછટા ને ગતિશીલતા, 'ગુરુદક્ષિણા' ભાવવાહિતા 'આત્મૈક્ય' અને 'રાત્રિનું સંગીત' વાતાવરણ, 'પ્રેરણા' સંકેત કે પ્રતીકલીલા અને 'જંગલનાં મોતી' ગતિ તથા વાતાવરણ સુંદર રીતે બતાવી જાય છે.

બંને ચિત્રસંપુટોના પ્રારંભમાં ચિત્રકારે પોતાનો અને ચિત્રોનો પરિચય આપ્યો છે તે એમનો લેખનોત્સાહ બતાવે છે. ચિત્રપરિચય એમનાં ચિત્રોને સમજવા-આસ્વાદવાની ભૂમિકા પૂરી પાડે છે.

ગુજરાતની ઊઘડતી કલારસિકતા આ બંને ચિત્રસંપુટોનો સત્કાર કરશે એમાં શંકા નથી.

## અજંતાના કલામંડપો

[લે. રવિશંકર રાવળ; પ્ર. કુમાર કાર્યાલય લિ. અમદાવાદ; મૂલ્ય ત્રણ રૂપિયા.]

૧૯૨૬ માં ઔંધ નરેશની સહાયથી અજંતામાં એક માસ રહી ત્યાનાં કેટલાં ચિત્રોની અનુકૃતિઓ કરી આવેલા શ્રી. રવિશંકર રાવળે અજંતાની ભૂગોળ, એની જુદી જુદી ગુફાઓ અને તેમાંનાં શિલ્પ ને ચિત્રોની કલાસમૃદ્ધિનો જે મનોહર કલાપ્રકાશનમાં પોતાનાં તથા બીજાઓનાં લખાણોને ચિત્રો સાથે પરિચય કરાવ્યો છે તેની આ બીજી આવૃત્તિ જાતી જાતી અગિયાર વર્ષે પ્રગટ થાય છે એ હજુ આપણે ત્યાં સાચી કલાદૃષ્ટિ ઊઘડી ન હોવાનું અને કલાપ્રીતિ જન્મી ન હોવાનું ચિહ્ન હશે? નવ ત્રિરંગી ચિત્રો ઉપરાંત અલંકનો, ફોટોગ્રાફો તથા અજંતાનાં સુશોભનોનાં રેખાંકનો પુસ્તકની ઉપયોગિતામાં જ નહિ, એની આકર્ષકતામાં ઘણો વધારો કરે છે.

## ત્રિવિધ તાપ

[લે. ગોવિંદભાઈ અમીન; પ્ર૦ આર આર. શેઠની કું. મુંબઈ. ૨; મૂલ્ય, બે રૂપિયા]

સને ૧૮૫૭ થી ૧૯૩૨ સુધીના સમયપટ પર ગુજરાતના સમાજપરિવર્તનોનું ચિત્ર આલેખવાના આશયથી લખાયેલી નવલત્રિપુટીની આ છેલ્લી લઘુ-નવલ છે. આગલી કથામાં પરદેશ ગયેલા બાણુ અને શંકર દેશમાં પાછા આવે છે, પણ એ પાત્રો પાછળ છૂટી જાય છે, અને પહેલી કથાના જુવાન ભગવાનદાસ અને કેસર જે બીજી કથામાં માતાપિતા બન્યાં છે તેમનાં સંતાનના સંતાન મોહન અને રીતા એ બે ત્રીજી પેઢીનાં ઊગતાં પાત્રો અહીં





મુખ્ય પાત્રો બને છે. પહેલું વિશ્વયુદ્ધ, અસહકાર, ગ્રહ-યુદ્ધપ્રવૃત્તિ, ગુજરાતનું રેલસંકટ, ત્રીસની સત્યાગ્રહ લડત, મંદી, ગાંધી–અરવિન સમાધાન. અને 'કરની લડત—આટલા બનાવોની ચલત પાર્શ્વભૂ અત્ર યોજાઇ છે, મોહન અને સીતાનો ઉછેર ગાંધીયુગમાં થયો હોવાથી તેઓ રાષ્ટ્રીય લડતમાં ભાગ લે છે, એટલે લેખકે આ ભાગમાં પાદરી તથા ભગવાનદાસનાં પાત્રો દ્વારા અસરકારક ઠીક ચર્ચા કરી છે. તત્કાલ-દૃષ્ટિએ એનું જે મહત્ત્વ હતું તેને બદલે તેને તટસ્થ રહીને અવલોકવાનું ને ઉચિત સ્થાને મૂકવાનું એ નિમિત્તે લેખકે થોડુંક કર્યું છે. વાર્તા આ પુસ્તકમાં બરાબર જામતી નથી.. પુસ્તક ચર્ચાપ્રધાન બની ગયું છે. લેખકનો ઉદ્દેશ તથા વાર્તા પતાવી નાખવાની ઉતાવળ એને માટે જવાબદાર ગણાય. પાત્રો બહુ આંજતાં નથી. એ ઉદ્દેશજન્ય છે. પાટીદાર ભગવાનદાસ અને વણિક કેસર તેમનાં પ્રસંતાન મોહનને સીતાના પ્રેમ ને લગ્નમાં બાધ ન જુએ અને ઊલટું એ ઇચ્છે એ વાર્તાનું સ્થળ જો ગામડું છે તો ત્યાંના લોકસમાજમાં અત્યારે પણ લગભગ અબ્રહ્મણ્યમ્ ગણાય એવી વાત વાર્તામાં બહુ સહેલાઇથી વર્ણવાય છે, ત્યાં વાસ્તવચિત્ર નથી એમ કેટલાક કહેશે. ભગવાનદાસ ને કેસરને, પછી તેમનાં સંતાનને. ને પછી તેમનાં પ્રસંતાનને, પ્રેમી બનાવવાની કલ્પના લેખકને ગોઠી ગઇ છે, અને પહેલી ને બીજી પેઢીને પ્રેમીઓ તો પરણી ન શકયાં પણ ત્રીજી પેઢીનાં તો પરણી શકે એટલા પૂરતો આપણો સમાજ આગળ વધ્યો છે, એમ લેખકને બતાવવું હતું, તેને લીધે આમ થયું છે

લેખકનું કામ પૂરું થયું છે. સરળ સીધી કથન-શૈલીમાં એક ગામડાનાં બે કુટુંબ–પાટીદાર મુખી અને વેપારી વણિક–ની ત્રણ પેઢીનું જીવનચિત્ર ત્રણ નાનકડી નવલકથામાં આલેખી, અર્વાચીન ગુજરાતનું સમાજચિત્ર ને સમયચિત્ર રજૂ કરવા સાથે પ્રણયવાર્તા પણ આપવાનો જશ એમને આપી શકાય તેમ છે. એમ[illegible] જે ઊંડાણ ને વિસ્તાર[illegible] વલત્રિપુટીને એમણે આપ્યાં નથી. '૫૭ પછીથી આજ સુધીના ગુજરાતનું સમાજચિત્ર અને સમયચિત્ર પ્રપત્યપર્શી જ રહ્યું છે.

અશુદ્ધ જોડણીવાળા શબ્દો પુસ્તકમાં ઘણીવાર દેખા દે છે. લેખક અને પ્રકાશક ઉભયનું એ સ્ખલન હવે ક્ષમ્ય કોટિનું ગણાવા લાયક નથી રહ્યું.

## ગુલાબ અને કંટક

(લે. રમણલાલ વ. દેસાઇ; પ્ર. આર. આર. શેઠની કું. મુંબઈ–૨; મૂલ્ય, પાંચ રૂપિયા.)

'શારદા' માસિકમાં છપાઇ ગયેલી પાંચ લેખમાળાનો આ સંગ્રહ છે. એમાંથી પહેલીમાં પશુ માણસ માટે શું ધારે તે માણસનાં રૂપ, બળ, બુદ્ધિ, સંસ્કાર, વાણી, ધર્મ, હાસ્ય. કલારસિકતા આદિની કડક તપાસણી કરીને રા. રમણલાલે બતાવ્યું છે અને પુરવાર કર્યું છે કે 'આજ તો પશુ માનવીની મશ્કરી કરી શકે એમ છે ! આજ પશુ માનવીને શિખામણ આપી શકે એમ છે!' 'આત્મનિરીક્ષણ' નામક બીજી લેખમાળામાં પ્રજાને ઘડનારા કહેવાતા વર્ગની નબળાઈ, દંભ, શઠતા, અને આત્મવંચના લોકસેવક, કોમવાદી, રાજા, સાક્ષર પ્રોફેસર. વિદ્યાર્થી, પત્રકાર, વેપારી આદિ વર્ગોનો એક એક નમૂનો લઇ તેના આત્મનિરીક્ષણના રૂપમાં સચોટ અને કટાક્ષમાં-બોલેલી ભાષામાં ઉઘાડાં પાડવામાં આવ્યાં છે. ત્રીજી લેખમાળા 'સંકલ્પ'માં અભય, શાન્તિ સન્તોષ, સંકલ્પબળ ૪૦ ગુણોની સાધનાના શુભ સંકલ્પો વર્ણવી રા. રમણલાલે આત્મસુધારણાનું સાચું માર્ગદર્શન આજના માનવીને કર્યું છે. ચોથી લેખમાળા 'વિચારમાળા'માં તેમણે રાષ્ટ્રવાદની સંકુચિતતા બરાબર બતાવી આપી છે, કોંગ્રેસની અહિંસા બોલાય છે એટલી આચારમાં કયાં ય દેખાતી નથી એ દેખાડયું છે. પાકિસ્તાનના ભ્રમનું પૃથક્કરણ ને પરીક્ષણ કરી તેને ઉઘાડો પાડયો છે, નેતાઓની સાચી ટીકા કરી છે અને ગુજરાતી સાહિત્યપરિષદ ને ગુજરાતી સાહિત્ય સંબંધમાં પણ કેટલીક વાતો સાફસાફ કહી નાખી છે.



'પ્રાસંગિક' નામે પાંચમી લેખશ્રેણીમાં હિંદુ–મુસ્લિમ ઝઘડો, ધર્મ, નવું હિંદ, મૂલ્ય પરિવર્તન, આપણી ખામીઓ અને ગાંધીજીની હત્યાકર્તાના ઝપાટાઓનાં વિષય બન્યાં છે.

પુસ્તકનું નામ સૂચવે છે તેમ એમાંનું ઘણું લખાણ 'કાંટા'નો અનુભવ કરાવે એવું છે. 'ગુલાબ'નો અનુભવ તો એક જ લેખમાળા–'સંકલ્પ'–કરાવે છે. 'માનવી–પશુની દૃષ્ટિએ' એ લેખમાળા એકલીમાં જ નહિ, બીજી ત્રણ લેખમાળામાં પણ રા. રમણલાલે માણસની ઘણી જ કડક પરીક્ષા કરી છે. લખાણમાં આથી કટુતા પેઠી છે. આ કટુતા ટીકાખોર મનોવૃત્તિથી કે નિંદાના અપરસથી પ્રેરાયેલી નથી, પણ ખરા વાસ્તવદર્શને તથા તેનાથી દુભાયેલી કર્તાની ભાવનાશીલતાએ પ્રેરેલી છે. કર્તાની સત્યપ્રીતિ, ભાવનાશીલતા, સાચું સમાજનિરીક્ષણ, અને સ્પષ્ટવકતૃત્વનું પુસ્તક મઝાનું દર્શન કરાવી રહે છે.

આખું પુસ્તક હિંદવાસીઓને અત્યારની ઘડીએ ખૂબ જરૂરી એવા આત્મશોધનનું કે જાતનપાસનું છે. હવે સ્વરાજ મળતાં જે મોટી જવાબદારી આવી પડી છે તેને અદા કરવા અને મહાન પ્રજા બનવા તથા હિંદને મહાન રાષ્ટ્ર બનાવવા આપણે જે નબળાઇઓ અને ક્ષુદ્રતાઓ ખંખેરી નાખવાની જરૂર છે તે બરાબર ઓળખવી પડશે. કડક આત્મપરીક્ષણ વિના વિકાસ નહિ એટલે સુધારક આશયથી પ્રેરાયેલાં અને થોડી કડવાશ પણ દેખાડતાં આવાં પુસ્તકો સરવાળે તો ઉપયોગી ગણાય. આ દૃષ્ટિએ આ પુસ્તકને જરૂર આવકારને પાત્ર ગણવું જોઇએ.

## શિક્ષણ અને સંસ્કૃતિ

[લે. રવિશંકર વ્યાસ; પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; મૂલ્ય, સવા રૂપિયો.]

બોચાસણના વલ્લભ વિદ્યાલયમાં ચાલેલા પ્રથમ ઉદ્યોગ તાલીમ વર્ગ આગળ શ્રી, રવિશંકર મહારાજે આપેલાં વ્યાખ્યાનો આ પુસ્તકમાં એકત્ર છાપવામાં આવ્યાં છે. પ્રકાશકના શબ્દોમાં, 'વ્યાખ્યાનોનો વિષય. શિક્ષકો જોડે વર્તાલાપ તરીકે, પાયાની કેળવણી શી વસ્તુ છે. તે સમજાવવાનો છે. ઘણા માની લે છે તેમ, પાયાની કેળવણી શિક્ષણની અમુક કે તમુક રીત કે કેવળ પદ્ધતિ જ નથી, પણ એ એક દૃષ્ટિ કે શિક્ષણ વિશેનું દર્શન છે. શ્રી મહારાજનાં આ વ્યાખ્યાનો વાંચનારને આ વસ્તુ એમાં ખાસ જોવા મળશે.'

શ્રી રવિશંકર મહારાજને પોતાની વિશિષ્ટ દૃષ્ટિ છે એ આ પુસ્તક તરત બતાવશે. એ દૃષ્ટિ એમણે મેળવી છે, ગાંધીજીની વિચારણામાંથી, પોતાના મૂગા સેવાયોગમાંથી અને જીવનમાંથી. તેઓ આ વ્યાખ્યાનોમાં આજના શિક્ષકને શિક્ષણને અમુક પગાર આપતો ધંધો નહિ પણ ધર્મ માનતા શીખવે છે, એના ખરા અર્થમાં 'આચાર્ય' બનવા સૂચવે છે, એને નિત્યજાગ્રત, વિવેકી, સંયમી બનવા અને કરકસર, કર્મકૌશલ અને સાચી સ્વચ્છતાનો પ્રેમ શીખવા કહે છે, અને એને ઉદ્યોગના શ્રમની પ્રતિષ્ઠા સમજાવે છે. 'ક્રિયા એકડો છે અને જ્ઞાન શૂન્ય છે' એ એમનું વાક્ય આ છેલ્લી બાબત પરત્વે યાદ રાખવા જેવું છે. 'પ્રથમ ક્રિયા હોય, પછી અભ્યાસ હોય–આનું નામ વર્ધાયોજના' અને 'જીવન જીવતાં શીખવું એ પાયાની કેળવણી થઇ' એ બે વાક્યમાં પણ એમના કથનનો સાર આવી જાય છે. શિક્ષકને શ્રી. મહારાજની શીખ છે આ: 'તમારે ધ્યાનમાં રાખવું કે ક્રિયા કરતાં કરતાં જ્ઞાન મેળવવું; વાણી અને આચારમાં તફાવત ન રાખવો; સ્વાવલંબી થવું; નિર્ભય થવું; જીવન જીવતાં શીખવું; બીજાને નુકશાન થાય એ રીતે ન જીવવું. આમ કરો તો વિદ્યા તમને મુક્તિદાયી નીવડે. સા વિદ્યા યા વિમુક્તયે નો અર્થ એ જ છે. વર્ધાયોજનાની દૃષ્ટિ પણ એ જ છે.' (પૃ. ૨૭)

પણ આ શીખ એકલા શિક્ષકને જ માટે નથી, આ વ્યાખ્યાનોના દરેક વાંચનારને માટે પણ છે. એ રીતે એ માત્ર શિક્ષણના ક્ષેત્રની જ વાત નથી,

રા. સુરેશ હ. જોશી અને ઉષાબહેન દરુએ સ્વામી નિખિલાનંદકૃત નિબંધના કરેલા સુવાચ્ય અનુવાદની આ પુસ્તિકા છે. વિશ્વ, આત્મા, ઇશ્વર, સાક્ષાત્કાર, ચાર યોગો, નીતિ, મોક્ષ, અનેકેશ્વરવાદ અને મૂર્તિપૂજા એટલા આપણા ધર્મના મૂળભૂત સિદ્ધાન્તો સંક્ષેપમાં સમજાવી સ્વામીજીએ આજના ધર્મનો અને સામાન્ય ધર્મની સારી સમજૂતિ તેમાં આપી છે. ઇશ્વરના સ્વરૂપ, ચાર યોગ, આજના ધર્મ અને સામાન્ય ધર્મનું નિરૂપણ વિશેષ ધ્યાન ખેંચે તેવું છે. 'દ્રષ્ટા' 'સ્રષ્ટા' ને 'પુનર્પ્રાપ્ત' જેવી જોડણી ભૂલો ખંતીલાં અનુવાદકોની નજર ચૂકાવીને અનુવાદમાં પેસી ગઇ છે. એ ભૂલી જઇએ તો એની ભાષાને વખાણવી પડે તેમ છે.

## 'બહેનોને' અને 'હૃદયનો સંદેશો'

[ લે. દીનશાહજી સો. પાઉંવાળા–હોંગકોંગ; પ્ર. શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ; મૂલ્ય, ત્રણ આના]

આ લઘુ પુસ્તિકામાં આસ્તિક પ્રકૃતિના પારસી લેખકના બે લેખ મુદ્રિત થયા છે. પહેલા છપાયેલ 'હૃદયના સંદેશા'માં લેખકે કોઇ પણ પરિસ્થિતિ કે દુઃખ આપણાં જ કર્મોને આભારી છે. અને દુઃખની પણ માણસને જરૂર છે એ સમજાવી હૃદયને સાફ અને મનને શાંત રાખવાનો બોધ કર્યો છે. 'બહેનોને'માં ગર્ભવતી સ્ત્રીને સારી સંતતિની માતા બનવા માટે ઘણી પથ્ય સૂચનાઓ લેખકે આપી છે.

## રખડેલ

( અનુસંધાન પાન ૬૦ નું ચાલુ )

"નંદા! બરાબર વાંચે છે કે આખો દિવસ રખડયા જ કરે છે?"

"પરીક્ષાને હવે મહિનો જ બાકી છે. સમજ્યો? આજથી નિશાળે વખતસર હાજર થતો જજે." પાણીના વહેણમાં તણાતા ધોતીઆએ, ભરેલી ડોલ ઊંચકવાના નમ્ર શિષ્ટાચારે હેડમાસ્તર સાહેબ પાંચ દિવસ અગાઉનો ભૂતકાળ ભૂલી ગયા. ને છઠ્ઠે દિવસે નિશાળમાં નંદાને દરેકે જોયો. દરેકના ક્ષણિક આશ્ચર્ય સાથે નંદાનું દૈનિક અધ્યયન પુનઃ શરૂ થયું. કારણ કે નિશાળમાંથી ડિસમિસ થવાના પ્રસંગો નંદાને અવારનવાર સાંપડયે જતા હતા.



# અમારાં પ્રકાશનો



## ગ્રામ દક્ષિણામૂર્તિના પ્રકાશનો



| | | | |
|---|---|---|---|
| ૧ | દૃષ્ટાંત કથાઓ | નાનાભાઈ ભટ્ટ | ૧-૦ |
| ૨ | કેળવણીની પગદંડી | ,, | ૩-૮ |
| ૩ | ઇતિહાસ કથાઓ-રોમ | દર્શક | ૧-૮ |
| ૪ | ,, ગ્રીસ ભા. ૧ | ,, | ૧-૪ |
| ૫ | ,, ,, ભા. ૨ | ,, | ૦-૧૨ |
| ૬ | દીપનિર્વાણ | ,, | ૩-૪ |
| ૭ | બે વિચારધારા | ,, | ૨-૧૨ |
| ૮ | ગગનરાજ (જુલેવર્ન) | મૂળશંકર ભટ્ટ | ૨-૦ |
| ૯ | નાનસેન | ,, | ૧-૪ |
| ૧૦ | અંધારાનાં સીમાડા | ટૉલ્સ્ટૉય | ૧-૮ |

આ બધા પુસ્તકોની પાછળ ઉઠાવેલી જહેમત માટેની જે ચોક્કસ નેમ રાખવામાં આવી છે તેની પાછળ જે આમ જનતાનો ખ્યાલ છે તે સફળ રીતે પાર પડતો જણાયો છે. રચનાકાર્યની એક પીઢ સંસ્થાએ આ પ્રકાશનો કર્યાં છે. તમારા ઘરમાં કે ગામનાં પુસ્તકાલયમાં આ પુસ્તકો ન હોય તો અવશ્ય વસાવજો.

## લગ્ન પ્રસંગે ભેટ આપવા લાયક ત્રણ ચિત્રસંપૂટો

### ૧ વસંત મંજરી

ચિત્રકાર વ્રજલાલ ત્રિવેદીનું હમણાં જ બહાર પડેલ નવું આલ્બમ

ઊડીને આંખે વળગે એવા સાત ત્રિરંગી ચિત્રોનો મનોહર સંપૂટ

કિંમત ત્રણ રૂપિયા

### ૨ રંગ ચુંદડી

એ જ ચિત્રકારનો લોકજીવનનો અવ્યક્ત ભાવોને સુંદર રંગબેરંગમાં તાદશ કરતો સાતચિત્રોનો પ્રથમ ચિત્ર સંપૂટ

કિંમત ત્રણ રૂપિયા

### ૩ સપ્તરંગ

ગૂજરાતનાં સાત પ્રખ્યાત ચિત્રકારોએ આમાં રંગ અને રેખાનું સુંદર આલેખન કરેલ છે.

કિંમત અઢી રૂપિયા

રજિસ્ટર ટપાલ ખર્ચ દરેકનું આઠ આના જુદું



**પ્રાપ્તિસ્થાન · ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

ફરનાન્ડીઝ પુલ પાસે·ગાંધી માર્ગ·અમદાવાદ-૧ :: ૪૦૫, કાલબાદેવી · નવી હનુમાન ગલી·મુંબઈ-૨

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૮ : 'નવરચના' વર્ષ ૨૩ અંક અગીઆરમો

ફેબ્રુઆરી : ૧૯૪૯

ક્રમ



વાર્ષિક લવાજમ

દેશમાં : રૂ. ૭-૮-૦ :: પરદેશમાં રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

મીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ



# મારા દેશબાંધવો!

મારા દેશબાંધવો! તમારી શી શી આકાંક્ષા, આશા અને ઇચ્છા છે એની જાણ અમને કરો.

શું તમારી ઇચ્છા મહાન વિદ્યાલયો, વિખ્યાત ગુમ્બજો, વિશ્વપ્રસિદ્ધ ઇમારતો અને ભવ્ય યોજનાઓ દેશમાં પથરાવવાની છે, કે જે જૂઠી રાજનીતિએ અને હલકટ જુલમગારોએ આપણામાંનાં અનેકાનેકને-માણસાઇ વિનાના અને સચ્ચાઈ વિનાના બનાવ્યા છે એમના આત્માને પહેલાં જાગ્રત કરવાની છે એ વિષે પહેલાં નિર્ણય કરો. જો માણસાઈ ને સચ્ચાઈ પહેલાં ફેલાવવામાં આવશે, અને ત્યાર પછી ભવ્ય યોજનાઓ હાથમાં લેવાશે તો તમારો દેશ ઘણી ધીમી પ્રગતિ કરશે. પણ જે પ્રગતિ કરશે તે એટલી નક્કર હશે કે પછી એને ફેરવવાપણું નહિ હોય.

તમારી પાસે મોટી યોજનાઓની વાતો આવતાં તમે રાજી રાજી થઇ જાઓ છો, એ મને ખબર છે; મને એ પણ ખબર છે કે, કાઇ પણ જાતના સંકટ વિષેનો ઉલ્લેખ ન હોય એવી આશાનો સિંહનાદ તમને પ્રસન્ન પ્રસન્ન કરી મૂકે છે. પણ મારા દેશબાંધવો! તમને ખબર લાગતી નથી. દેશમાંથી શું શું ચાલ્યું ગયું છે ને હવે બાકી શું રહ્યું છે. દેશનો આત્મા જ મૂર્છા પામ્યો છે. જ્ઞાનની સાચી ભૂખ વિના એ જાગે તેમ નથી. એ ભૂખ વિના કાઇ પણ શકિત આવે તેમ નથી. તમને જે તૃષા પીડી રહી છે, લક્ષ્મીના અસંતોષની, એ તૃષાને શાંત કરવાની શકિત કેવળ તમારા પોતાનામાં વસી રહી છે, બહારની કોઇની લક્ષ્મીના વરસાદે તમારી ભૂખ ભાંગે તેમ નથી. એ ભૂખ ટાળવાનો એક જ ઉપાય તમારી કામ કરવાની ઉત્સાહશકિતમાં રહ્યો છે; એક જ ઉપાય





તમારી મહાકાલની એક એક એક પળની ગણતરીમાં રહ્યો છે; તમારી સંઘશક્તિમાં રહ્યો છે; તમારી વ્યવસ્થામાં રહ્યો છે.

સમુદ્રને ભરતી ને ઓટ આવે છે. સર્યોદય સૂર્યાસ્તની આગાહી આવે છે. પૂનમનો અંત અમાસની શરૂઆત છે. માણસના અને પ્રજાના જીવનમાં પણ એવા ભરતી ઓટ આવે એ કુદરતની રચનાકૌશલ્યમાં જ વસેલું સનાતન સત્ય છે. એને કોઇ ટાળી શકતું નથી. એને ટાળવું એ અસત્ય છે. ઓટ છે તો ઉત્કર્ષ છે. માત્ર એક જ વસ્તુ એવી છે જેને ભરતી નથી, ઓટ નથી, સત્ય, માનવતા, માણસાઇ. માણસાઈ વિનાની પ્રજા હોય એના કરતાં ત્યાં કેવળ જંગલ હોય એ કુદરતને તેમ જ ઇશ્વરને વધુ ગમે. મારા દેશબાંધવો ! આપણે સોનું, રૂપું, જર, જવાહીર, હીરા માણેક, મોતી તો શું ખોયાં છે, એ સમૃદ્ધિ તો પાછી વાળી વળે તેમ છે, પણ આપણે જે ખોઇ દીધું છે એ તો પછી મેળવી શકાતું નથી. માણસાઈ વિનાની આખી પ્રજાને થઇ જતી જોવી, એક માણસ જોતો હોય ને એક માણસ મળે નહીં એટલી બધી ગરીબી હોવી, મારા દેશજનો ! આ તો કેવળ શાપિત ભૂમિમાં બને છે સત્ય અને માણસાઈ વિષે પણ જ્યાં ઢોંગ થઇ શકે એટલી હદે જ્યાં બુદ્ધિની નફટતા કામ કરી શકતી હોય ત્યાં—ત્યાં તો દેશબાંધવો ! વૃદ્ધ ઈતિહાસાચાર્ય પટણ દટણની આગાહી આપતો રહ્યો છે !

મેં તમને કેટલી વખત કહ્યું કે આ દેશમાંથી સઘળું હરાઇ ગયું છે પણ એની નિર્મળ કૌમુદીને કોણ ઉપાડી ગયું છે ? એના નદીતટો ક્યાં ચાલ્યા ગયા છે ? એનાં વનોપવન કેવાં પ્રફુલ્લિત શોભી રહ્યાં છે ! એની આકાશઢક પર્વતમાળા કોણ લઇ ગયું છે ? પણ તમે સમૂહજીવનને નવેસરથી ઘડીને આ કુદરતી રસાયનનો લાભ લેવાનું કરતા નથી, પછી પ્રજામાં યૌવનની તાજગીનો સંચાર શી રીતે થાય ? અસહ્ય ગરીબીમાં ને અસહ્ય ઠંડીમાં જે પાસે પાસે આવે છે તે બચે છે. તમે કેવળ તમારું અંતર ઘટાડવાથી જ બચી શકો તેમ છો. એ અંતરને કૃત્રિમ જીવન પ્રણાલિકાએ હદપારનું બહેકાવ્યું છે. તમે સાદામાં સાદી જીવન રીતિઓ ધારો ને એ અવશ્ય થઇ જશે.

દેશબાંધવો ! પોતાની પ્રિય ભાષાભૂમિને ન ચાહે એવો કોણ શઠ હોય ? પણ ભાષાભૂમિની હરેક નિર્બળતા એના ચાહનારને દુઃખ આપે છે. અને એના હૃદયને નિરાધારી આપે છે.




પ્રજાની જ સમૂહ નિર્બળતા એક એક વ્યક્તિમાં આવીને વસે છે; અને વ્યક્તિની જે સબળતા તે પ્રજામાં પ્રસરે છે. એટલે તો હું કહું છું દેશજનો ! તમે એક એક સંસ્કારને અપનાવો. અને સમૂહ સંસ્કારી થશે.

તમારો આત્મા દેશબાંધવો ! કનકના પિંજરમાં પૂરાયેલો છે. એમાંથી મુક્ત થવા એ મંદિરના ઘંટ વગાડે છે. તમે સ્વતંત્ર છતાં સ્વતંત્રતાની આનંદ લહરી માણી શકતા નથી. કારણ કે દરેકને સ્વતંત્રતા માણવી છે—પણ પોતાના સ્વાર્થની સોનેરી સાંકળ વડે બંધાઈને. તમારો મંદિરનાદ કેટલો બોદો બની ગયો છે ? ધર્મ કેવો વેવલો થઈ ગયો છે ? કનકલોભ કેવો માણસાઈ વિનાનો થયો છે ? અરે તમારો સેવાધર્મ, સેવિંગબેંકની કેટલી બધી વ્યાજ કોથળીની નિર્ભરતાને આધારે સભારંજની સિંહ-નાદ કરે છે !

કેવળ મૃત્યુ વડે જ જીવનને નવપલ્લવિત કરી શકાય એવી આ પરિસ્થિતિને નિહાળીને દેશબાંધવો ! હું કવિ નથી, પણ કવિ હોઉં તો મૃત્યુની પ્રશસ્તિનું એક મહાકાવ્ય રચું. મૃત્યુ જ પથ્થરને પણ નવજીવનની આશાનો સંચાર આપી શકે છે, એટલી એ એક જ આશાનો તંતુ મહાન નિરાશામાં આધાર રૂપ છે !

જીવન તો દેશબાંધવો ! તમે માની રહ્યા છો તેમ કોઈ મહાલયમાં વસનારું પ્રાણી નથી. એને એના પોતાના નિયમો છે. જીવન તો નવજુવાનીને આધારે રહેનારો કૃતનિશ્ચયી પ્રાણ છે. એ પ્રૌઢ અવસ્થાને વળગેલો વિવેક પણ છે. અને વળી શિશુની નિર્દોષતા પણ છે. કેટલાક જન્મે છે જ વૃદ્ધ. એને બીજી કોઈ અવસ્થા મળતી જ નથી.

જ્ઞાન, દેશબાંધવો ! જીવનમાં પ્રાણ છે. પણ એ માનવતાની આનંદલહરીનો સ્પર્શ પામે તો.

જેની પાસે જ્ઞાન છે, માનવતા છે, અને શ્રદ્ધા છે, એની પાસે જીવનની અનેકાનેક શક્યતાનો મહાસાગર રેલાય છે.

દેશબાંધવો ! સ્વતંત્ર દરેક વ્યક્તિ, પરતંત્રમાં પણ પરતંત્ર છે, જ્યારે એ જ્ઞાનવિહોણી છે, માનવતા વિહોણી છે, શ્રદ્ધા વિહોણી છે.





[૨]

મારા દેશબાંધવો ! મેં તમને પ્રેમથી નવરાવ્યા, પ્રેમમાર્ગના કાંટાળો પણ અંતે સુખમય એવો માર્ગ બતાવ્યો, પણ આજ હું જોઉં છું કે તમે કેવળ મોહમાં હતા; મારી અને તમારી વચ્ચે પણ કેવળ મોહનો સંબંધ હતો. પ્રેમનો નહિ.

એટલે જ તમે મારા નામનો વારંવાર ઉપયોગ કરો છો, પણ મેં ચીંધેલા માર્ગની એમ માનીને ઉપેક્ષા કરો છો કે, એ તો એક મારી જ ધૂન હતી. એ વસ્તુમાં તથ્યાંશ ઓછો હતો. અને અવ્યવહારુ તત્ત્વ ઘણું હતું. આ તમારો મનનો મત બની રહ્યો છે. વ્યવહારનો મત જુદો છે.

આમ મારા અવ્યવહારુ માર્ગને તમે ઈચ્છતા નથી. ભલે એ એમ હો. પણ મારા નામનો ઉપયોગ કરી અને તમે તમારી સત્તાને ચાલુ રાખવા ઈચ્છો છો એ વસ્તુ અંતે ભયંકર થવાની છે તમારા કરતાં વધારે સારા માણસ દેશમાં નહિ હોય એ હું પણ જાણું છું. પણ તમારા સ્વાર્થત્યાગનાં હવે તમે પોતે જ જે આકરી કિમ્મત લેવા માંડ્યા છો, એ તમને. તમારા દેશબાંધવોને, સેંકડો અને હજારો નિર્દોષ નારીઓને, કુમળા બાળકોને અને આખા દેશને કોઇ લોહી નીંગળતી ક્રાન્તિ તરફ પણ નહિ, કેવળ પશુતા તરફ દોરી જશે. મારા દેશબાંધવો ! કાં તમે થોડું આત્મનિરીક્ષણ કરો અથવા થોડું બીજા પાસેથી લેતાં શીખો. તમે તમારા જ પોતાના બંધનમાં બંધાયા છો. ભાષાવૈભવને કાર્ય સમજો છો. વિલાસી મુસાફરીને સેવા સમજો છો. પ્રવચનોને પુરુષાર્થ માનો છો. લાગણી વિહીન રાજદ્વારી લુચ્ચાઇને કૌશલ્યની પરાકાષ્ઠા ગણો છો. ખુલાસાઓને સિદ્ધાંતો કહો છો. મારા નામના ઉપયોગને તમારી પવિત્રતા સમજો છો. અને આગામી જે ભયંકર અંધકાર ભરેલું ભવિષ્ય હું જોઇ રહ્યો છું એને જોવાની ના પાડો છો. દેશબાંધવો ! તમે એક વખત તમારા ભૂતકાળ તરફ દૃષ્ટિ કરો, સો વર્ષ પહેલાં તમારે ત્યાં ઠગ લુટારુ પીંઢારા ને ચોરનાં ટોળાં હતાં. એ ઇતિહાસનું પુનરાવતન આવતું હું દુઃખી હૃદયે જોઈ રહ્યો છું.

મને તમારી આ નબળાઇની દયા આવે છે. પણ આ દયા તમારી નિર્બળતા વધારે છે. અત્યારે તમારી અનિશ્ચિતતા આ નિર્બળતાનું જ બાળક છે. તમારી આ પતનદશા અને વિનિપાત એ પણ એ મોહનાં સંતાન છે.

મારા દેશબાંધવો ! તમને અત્યારે એક લગની લાગી છે, કાયદાઓ ઘડવાની. પણ હું તમને એમ પૂછું છું કે જે દેશ માટે તમે કાયદા બાંધો છો એ દેશમાં તમારામાંથી કોઈ ઝુંપડું જોવા ગયો છે ખરો ? તમારો કાયદો એ ઝુંપડાને જે રીતે સ્પર્શશે એટલું જ એનું ખરું મૂલ્યાંકન હશે. પણ તમને વધુમાં વધુ મોહ છે, સારામાં સારા શબ્દો મૂકવાનો, અને વકીલોને બહુ મોહ છે એ સારામાં સારા શબ્દોમાંથી, ખોટામાં ખોટા અર્થો શોધવાનો દેશબાંધવો ! આ બુદ્ધિની કસોટી હશે. એમાં ઊંચા પ્રકારની વ્યવસ્થાશક્તિનો આવિર્ભાવ નથી.

તમે કાયદાઓ તો કરો છો પણ લંગડો નૃત્ય કરનારાઓને ન ધિક્કારે પણ પોતાની અપંગતા સમજે—એવો કાયદો શું તમે કરી શકવાના છો ? અને જો એવો કાયદો કરી શકવાના નથી તો તમે વર્ગ વર્ગ વચ્ચે શાંતિ શી રીતે સ્થાપવાના છો ? આટલા બધા કાયદા છતાં કજિયા છે એ બતાવે છે કે તમારા કાયદા વડે જ કજિયા જન્મ લે છે. અને છતાં મને નવાઈ આ લાગે છે કે તમારા શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ પુરુષો એમ માનતા જણાય છે

કે સારામાં સારા કાયદા એટલે સારામા સારું તંત્ર. જ્યારે ખરી રીતે એમણે એમ માનવું જોઈએ કે સારામાં સારી સમજણ એટલે સારામાં સારું તંત્ર.

કાયદો કરવો ન પડે એવું તંત્ર જ્યારે સ્થપાશે ત્યારે એ રામરાજ હશે.

માનવતાને જેટલી જાગૃત કરવા માટે તમારે એટલો પ્રેમસાગર વહેવરાવવો જોઇએ. એ પ્રેમસાગર જ્ઞાનરૂપી અનેક નદીઓના સંગમમાંથી જન્મે છે, માટે જ્ઞાન એ એક જ અમૃત છે એ ઉપનિષદ્‌વાક્યને તમારો રાષ્ટ્રમંત્ર બનાવો.

દેશબાંધવો! તમે જેને મળો તેને એમ કહો કે કાયદા સમજવા કરતાં સત્યને વધુ સમજવાના પ્રયત્ન કરવામાં માનવજાતનો વધુ ઉત્કર્ષ રહ્યો છે. આ નર્યો આદર્શ એ ઘણો ધીમો રાહ છે એ ખરું; છતાં એ જ સાચો રાહ છે. માનવતા શીખવવા માટે જો કાયદાઓ કરવા પડતા હોય તો તો માનવ માનવને અન્યાય નહિ કરે એ વસ્તુ આકાશકુસુમ જેટલી અશક્ય બની જશે. માટે જ હું કહું છું દેશબાંધવો! તમે પોતે પહેલાં તમારો સત્યનો પથ નિર્માણ કરો. અને પછી એ જ્યોતિ લઇને તમો જનતામાં નીકળો. તમને કાંઇક ચમત્કાર જોવા મળશે. કેવળ ખુરશી ટેબલ ઉપર બેઠેલા અંગ્રેજો એ જગ્યા ન છોડ્યા વિના થાય તેટલું લોકકલ્યાણ કરવાનો આગ્રહ રાખવાની વાત કરતાં હતાં અંગ્રેજના એ ભયંકર પડછાયાનો આપણને સ્પર્શ પણ ન હો! લોકકલ્યાણ તો જાત ઘસ્યા વિના ને જનતામાં ગયા વિના ને માણસોની વચ્ચે ફર્યા વિના ને તેમને પૂછ્યા વિના તમે કરી ન જ શકો એ આપણો રાષ્ટ્રવિધાન મંત્ર જ્યાં સુધી ઝાંખો નહિ પડે ત્યાં સુધી જ મને આનંદ રહેશે, અને લાગશે કે સ્વરાજ છેવટે સૌનુ રાજ થવાનુ!

પણ સત્ય વાત આ છે. સૌથી મોટામાં મોટું બંધન મુક્તિ પછી આવે છે. એ બંધન ભલે સ્વતંત્રતા જેવો ચળકાટ ધારે અને તમારી આંખને આજે પણ એ બંધનને તમે સમજો તો જ તમે સ્વતંત્રતાને પણ સમજો.

વ્યાખ્યાનને આધારે

## ઊર્મિ-નવરચનાના ગ્રાહકભાઈઓને

'ઊર્મિ-નવરચના'નું છાપકામ બીજે સ્થળે બદલાવ્યું ત્યારથી એની નિયમિતતા જે સચવાતી હતી તે નથી સચવાઇ શકી. આથી ઘણા ગ્રાહકો નારાજ થયા છે. આ અંકથી અમે ફરિયાદ દૂર કરવાનો નિર્ધાર કર્યો છે. અંક હવેથી નિયમિત પહેલી તારીખે પ્રગટ થશે જ.

હમણાં ટપાલખાતામાં પણ અંકો ઠીક ગેરવલ્લે જાય છે એ માટે અમે એ ખાતાને વારંવાર જણાવીએ છીએ પણ જે ગ્રાહકને અંક ન મળે તે અમને સાત તારીખ સુધી રાહ જોઇને પછી જણાવે. અમારી પાસે સિલકમાં હશે ત્યાં સુધી તો બીજો અંક મોકલાવીશું.

વ્યવસ્થાપક
ઊર્મિ-નવરચના

# સમયનાં ક્ષીરનીર

રાજહંસ

## બાપુની પ્રથમ સંવત્સરી

30 મી જાનેવારી '૪૯ના દિવસે બાપુ આપણને છોડી ગયા તેને એક વર્ષ થયું. એમનું મૃત્યુ એવી રીતે થયું કે આખી દુનિયા કંપી ઊઠી. હિંદને વૈરાગ આવી ગયો હોય તેમ તેણે શોક પાળ્યો. પરંતુ આખા વર્ષની કારકિર્દી જોતાં જણાઇ આવે છે કે એ આપણો વૈરાગ સ્મશાનવૈરાગ હતો. કોઇએ સાચું જ કહ્યું હતું કે ગોડસેની ગોળીએ એમનો દેહ વીંધ્યો તે પહેલાં આપણે એમને મારી ચૂક્યા હતા. એવું ન હોત તો આપણે એ મૃત્યુમાંથી બોધપાઠ લીધો હોત. પરંતુ દુઃખ સાથે સર્વ કબૂલ કરે છે કે બાપુની ભક્તિ કરવા છતાં એમનો બોધ આપણે જીવનમાં ઉતાર્યો નથી. ગાંધી રાષ્ટ્રીય સ્મારક ફંડના પ્રમુખ તરીકે ડો. રાજેન્દ્રપ્રસાદે એ ફાળામાં રકમ ન થવાના કારણમાં જણાવ્યું છે કે, 'થોડા અપવાદો સિવાય કોંગ્રેસ સંસ્થા તેમજ કોંગ્રેસીઓએ પોતે આ કાર્ય માટે પૂરતો સમય અને ધ્યાન આપ્યું નથી. મને એ વિશે શંકા છે જ નહિ કે જો પ્રજા પાસે ફાળો ઉઘરાવવા તેઓ જાય તો પ્રજા ખુશીથી તે આપવા તૈયાર છે. ૧૯૨૧માં કોંગ્રેસ એટલી મોટી સંસ્થા નહોતી અને અત્યાર જેટલી પ્રજામાં જાગૃતિ નહોતી છતાં કોંગ્રેસે ત્રણ માસના ગાળામાં રૂપિયા એક કરોડ ઉપરાંત ઉઘરાવ્યા હતા.' ડો. રાજેનબાબુનું દુઃખ પ્રજા સમજી શકે છે. પરંતુ કોંગ્રેસીઓ એમની કમિટીઓ, ઉદ્‌ઘાટન કે વહીવટમાંથી ઊંચા આવતા નથી અને ફંડ માટે પ્રજા પાસે જતાં અચકાય છે. કારણ કે પ્રજા હવે પહેલાં જેવી કેવળ અંધશ્રદ્ધાળુ નથી રહી પણ જાગૃત શ્રદ્ધાવાળી થઇ છે ફંડ લેવા જાય તેની પાસે એ જવાબ માગે છે. આજે એવા પણ દાખલા છે કે ફંડના જિલ્લાના પ્રમુખ થનાર વ્યક્તિએ આખા જિલ્લાની વાત બાજુએ રાખીએ તો પણ પોતાના ગામમાંથી પણ ફાળો ઉઘરાવવાની તસ્દી લીધી નથી ! તપભંગ થયેલી વ્યક્તિઓ પોતે જ પ્રજા પાસે જતાં અચકાય છે. એટલે સ્મારક ફંડની મુદત ગમે તેટલી વધારો તો પણ આમ પ્રજા પાસે કોંગ્રેસીઓનો મોટો વર્ગ જાય તેમ દેખાતું નથી. અને આમ પ્રજા એવી ટેવાયેલી કે કેળવાયેલી નથી કે વગર માગ્યે ફરજ સમજીને રકમ મોકલી આપે. એટલે દેશના મૂડીદારો પાસેથી કોંગ્રેસ પાસે આજે સત્તા છે એટલે મોટી રકમ ભરાવી શકશે, પણ એ ફંડમાં પ્રજાનો આત્મા નહિ હોય.

કોંગ્રેસ સરકારે એ ફંડમાં ભરાયેલી રકમ ઉપર આવકવેરો માફ કરી સરકારના પૈસે બીજા દાનવીરો દેખાય તેવી સ્થિતિ કરી મૂકી છે. મૂડીદારો જે મોટી રકમ આવકવેરામાં ભરે છે તેમાં ૨૦, ૨૫ ટકા સુધીની પોતાની રકમ આપીને સો ટકા સુધીના દાનવીરો કહેવાશે. આમ સરકારનો-પ્રજાનો પૈસો, અને દાન કરે છે મૂડીદારો ! ફંડમાં મોટી રકમ કરવા માટે આ રસ્તો સરકારે સ્વીકાર્યો તેની પાછળ ફંડમાં મોટી રકમ ઊભી કરવાનો મોહ અને પ્રજા પાસેથી તે ન મેળવી શકવાની અશક્તિ. બંને ખુલ્લાં દેખાય છે. આ તો સ્થૂલ આર્થિક બાબત થઇ. પરંતુ આચરણમાં તો આપણી સપાટી ક્યાંયે ઊતરી ગઇ છે. સ્વરાજ્ય એટલે રામરાજ્ય એ કલ્પનાને સ્થાને બળિયાનું–બહુમતિનું રાજ્ય એક ચક્રે ચાલે છે. યુદ્ધ સમયના કાયદા નાબૂદ થયા નથી. મુસલમાનોએ જેમ પરધર્મીઓ માટે તિરસ્કાર સૂચક કાફર શબ્દ યોજ્યો છે, તેમ કોંગ્રેસ સરકાર સામે વર્તનારને પ્રત્યાઘાતીઓ કહીને પ્રામાણિક વિરોધ પણ સહી લેવામાં આવતો નથી. દેશમાં દુકાળ, અછત, કાળુંબજાર વગેરે હોવા છતાં એ દિશામાં ગર્જનાઓ થાય છે તે પ્રમાણમાં વૃષ્ટિ થતી નથી.

બાપુની આ પ્રથમ સંવત્સરી વખતે એટલું જ કહેવાનું કે એ મહાપુરુષની જીવનભાવના એ કોંગ્રેસી કે બિન કોંગ્રેસી સર્વનો સરખો વારસો છે. જેનાથી જીવનમાં ઊતરે એ ભાવના ઉતારે, પરંતુ વારેવારે બાપુનું નામ વટાવી લોકોની શ્રદ્ધાનો લાભ કોઇએ ન ઉઠાવવો જોઇએ. બાપુના આત્માને અમારાં કોટિ વંદન.

## મહાકવિ નાનાલાલની ત્રીજી સંવત્સરી

મહા કવિ નાનાલાલની ત્રીજી સંવત્સરી તા. ૯-૧-૪૯ ના રોજ ડો. સુમંત મહેતાના પ્રમુખ-




પદે અમદાવાદમાં પ્રેમાભાઇ હૉલમાં યોજવામાં આવી હતી. એ પ્રસંગે મ્યુનિ. કમિટીએ કવિ જે બાજુમાં રહેતા તે આખાય રસ્તાનું નામ ' મહાકવિ નાનાલાલ રોડ' રાખવાનો નિર્ણય કરેલો તે હર્ષનાદથી વધાવી લેવામાં આવ્યો હતો. આપણા સાહિત્યકારોનું મ્યુનિ. આમ ગૌરવ કરે એ શુભ શરૂઆત ગણાય. ગુલામ દેશમાં રાજકારણમાં સર્વ ગુણો આવીને સમાઇ ગયા હતા. હવે આપણે સ્વતંત્ર થયા છીએ. પ્રજાને ઘડનાર સર્વ ક્ષેત્રને આપણે ગૌરવભર્યું સ્થાન આપવું જોઇશે કોઇની ઉપેક્ષા કરવાથી સરવાળે આપણને જ નુકસાન થવાનું છે. કવિશ્રીના ફંડમાં ત્રણ વર્ષને અંતે ત્રીસ હજાર રૂપિયા ભરાય તે સાચે જ આપણે માટે શરમજનક કહેવાય. પરંતુ તેથી ગુજરાતને કદરહીન કહીને ગાળ દેવાનું કારણ નથી. સાહિત્યકારોને પૈસા મળતા નથી, રાજકીય પુરુષોની જેમ સન્માન મળતું નથી એટલે સહેજે આપણને થાય છે કે પ્રજાને કદર નથી પરંતુ એ વિચાર આવતાં અમને સ્વ. મેઘાણીનાં શબ્દો યાદ આવે છે. એ કહેતા કે ગુજરાત તો આપણે છીએ તેના કરતાં વધુ કદર કરે છે. એ કદર પૈસાથી નથી થતી એનો અર્થ એવો નહિ કે પ્રજા કદર કરતી નથી. પૈસાથી કદર કરવાનો જમાનો આ દેશમાં હજુ આવ્યો નથી. અને જ્યારે આવશે ત્યારે ગુજરાત બીજા પ્રાંત કરતાં પાછું રહેશે એમ માનવાનું કોઇ કારણ નથી. આ રીતે જોતાં નાનાલાલની ગુજરાતે કદર નથી કરી એમ ન કહેવાય. એમની સાથેના મતભેદને લીધે ભલે એમનાં પુસ્તકોને યોગ્ય સ્થાન અભ્યાસક્રમમાં સંચાલકોએ નથી આપ્યું. ભલે કોઇ કોઇ એવો પ્રવાહ વહેતો મૂકે કે આ યુગનો મહાકવિ કાન્ત છે કે અમુક છે. પરંતુ ગુજરાતે નાનાલાલને જ મહાકવિનું સ્થાન આપ્યું છે. રાજકારણમાં મહાત્માજી જેવા જગદ્વંદ્ય મહાપુરુષ સાથે કવિએ વિરોધ કર્યો છતાં, સાહિત્યક્ષેત્રે તો વિરોધીઓ હતા, ઉગ્ર સ્વભાવને લીધે વ્યવહારિક જગતમાં પણ વિરોધીઓ હશે; છતાં કવિ તરીકેનો એમનો દરજ્જો કોઇ હલકો પાડી નથી શક્યા તે ગુજરાતની કદરદાની નથી તો બીજું શું છે ? સુમંત મહેતા સાથે અમે સંમત થઇએ છીએ. 'ગુજરાત નગુણો નથી. કવિઓ અને લેખકોની કિંમત તો આપણને કરતાં આવડે છે, પણ આંકડા મૂકતાં આવડતું નથી.'

એટલે મહાકવિ નાનાલાલનું ફંડ ત્રીસ હજાર થયું. માટે ગુજરાત કદરહીન છે એમ મહેરબાની કરીને કોઇ ગાળ ન બાંધશો. એમ તો મહાત્માજીનું ફંડ પણ રખડે છે, એટલે શું દેશ બાપુની કદર નથી કરતો એમ માનવાનું છે ? સ્મારક સમિતિને એટલે જ કહેવાનું કે આમ ફરી વરસ થશે અને ચોથી સંવત્સરી વખતે નિષ્ક્રિય રહેશો તો કંઇ રકમ વધી નહિ જાય. માટે સ્મારક માટે વ્યવસ્થિત રકમ દરેક સ્થાનથી ઉઘરાવાય તેવી વ્યવસ્થા કરો. જેમને દુઃખ થાય છે તે જો નીકળી પડે તો ગુજરાત એવો ગરીબ પણ નથી કે એક લાખ માણસો એક એક રૂપિયો આપી ન શકે. પરંતુ સાહિત્યકારો કેવળ કલમ અને વાણી ઉપર જોર રાખે અને ગુજરાતના નાનાલાલભક્તો પાસે પહોંચી ન જાય તો એ કેવળ પ્રલાપ જ નીવડશે. અને છતાં થોડી મહેનતે મોટી રકમ કરવી હોય તો પછી મૂડીદારો પાસે જ જવું રહ્યું. અને ત્યાં કંઈ નાનાલાલનું કે સાહિત્યકારનું નહિ ઊપજે, લાગવગનું ઊપજશે.

આ સ્મારક સાથે નાનાલાલને કંઇ લેવા દેવા નથી. એના નિમિત્તે આપણે જો ભાવિ સાહિત્યકારોને પ્રેરણાદાયી અને મદદરૂપ થઇ પડતા હોઇએ તો એ કરવાની ફરજ આપણી છે. અને એ રીતે મહાકવિનું સ્મારક કરીને આપણે તેમના પ્રત્યેની ભક્તિ વ્યક્ત કરીએ છીએ. બાકી એમનું સાચું સ્મારક એમનું સાહિત્ય છે. જ્યાં સુધી ગુજરાતી ભાષા હશે ત્યાં સુધી નાનાલાલ અમર છે. એ સાહિત્ય ઉપરાંત એમનું જીવન પણ પ્રેરણાદાયી છે. સ્મૃતિ સાચી હોય તો એ જ પ્રેમાભાઈ હૉલમાથી કવિશ્રીએ કહ્યું હતું કે, 'ગરીબાઇથી બીએ એ બ્રાહ્મણ શાનો ? એવા ગુજરાતના સાચા બ્રાહ્મણ, મહાકવિને વંદન.





## જૂનાગઢ સાહિત્ય પરિષદ સંમેલન

તા. ૧૫-૧૬-૧૭ જાનેવારીએ જૂનાગઢમાં શ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપણા નીચે સાહિત્ય પરિષદનું સત્તરમું સંમલેન ભરાઇ ગયું. છેલ્લા ત્રણ અધિવેશનને જોઇએ તો વડોદરાનું સંમલેન ઉત્તમ ગણાય, રાજકોટને મધ્યમ સ્થાન અને જૂનાગઢને કનિષ્ટ સ્થાન, એમ દરજ્જો આપી શકાય. જેમ વર વગરની જાન ન હોય, અને હોય તો એને જાન ન કહેવાય, ટોળું-મંડળી કે એવું બીજું નામ આપી શકાય, તેવી જ રીતે સાહિત્ય પરિષદ સાહિત્યકારો વગર ન હોઇ શકે. અને હોય તો એ સાહિત્ય પરિષદ ન ગણાય. એ રીતે વડોદરાના સંમેલનમાં સાહિત્યકારોની જે સંખ્યા હતી, તે કરતાં રાજકોટમાં ઓછી હતી અને જૂનાગઢમાં નહિવત્ હતી. જાણીતાં નામ લઇએ તો વિવેચકોમાં શ્રી રા. વિ. પાઠક, શ્રી કાકા સાહેબ, શ્રી વિ. ક. વૈદ્ય, શ્રી અ. મ. રાવળ, શ્રી વિ. મ. ભટ્ટ, શ્રી. ડો. ર. માંકડની ગેરહાજરી ચોખ્ખી દેખાઇ આવતી હતી. એ જ રીતે આપણા લાડીલા કવિઓ શ્રી ઉમાશંકર, શ્રી. સુન્દરમ્, શ્રી સ્નેહરશ્મિ, શ્રી બેટાઇ, શ્રી ઝવેરી ન હતા. વાર્તાકારોમાં નહોતા શ્રી ધૂમકેતુ, શ્રી ર. વ. દેસાઇ, શ્રી પન્નાલાલ પટેલ, શ્રી ચુ. વ. શાહ, ધનસુખલાલ મહેતા, શ્રી ગુલાબદાસ બ્રોકર કે શ્રી ચુનીલાલ મડિયા. અને જે કંઇ હતા તે મોટે ભાગે સાહિત્ય પરિષદના આકર્ષણ કરતાં જૂનાગઢના ગિરનાર અને સોમનાથના આકર્ષણથી આવ્યા હતા એમ એમની પરિષદમાંની ગેરહાજરી કહી આપતી હતી.

એટલે આ સંમેલનને સાહિત્ય સંમેલન ન કહેતાં મુનશી સંમેલન કે શામળદાસ સંમેલન કહીએ તો અતિશયોક્તિ નહિ કહેવાય. અને એને સાહિત્ય સંમેલન ન કહેતાં રાજકીય સંમેલન કહીએ તો પણ અર્ધ સત્ય તો કહેવાય જ. જૂનાગઢ સૌરાષ્ટ્રમાં ભળી જાય તે અગાઉ આ સંમેલન ભરીને છેલ્લો ઉત્સવ કરી લેવાનો શામળદાસનો ઉત્સાહ, સંમેલનને દિવસે જ જૂનાગઢમાં સૌરાષ્ટ્ર બંધારણ સભાના ચુંટાયેલા સભ્યોની સભા સૌરાષ્ટ્રના રાજપ્રમુખ શ્રી જામસાહેબનું આગમન, તેમના સત્કાર માટે સ્ટેશને જવાનો, કેશોદ એરોડ્રૅામ ઉપર જવાનો, રાત્રે જૂનાગઢના એડમિનિસ્ટ્રેટીવને વિદાયમાન વગેરે કાર્યક્રમ પરિષદના કાર્યક્રમમાં વહેંચાય. એ પ્લેટફોર્મ ઉપર ભજવાય એ બધો રંગ સાહિત્ય પરિષદને રાજકીય પરિષદમાં ફેરવી નાખતો હતો.

વળી પરિષદે પસાર કરેલા ઠરાવમાં ઉચ્ચ શિક્ષણ માતૃભાષા દ્વારા નહિ પણ રાષ્ટ્રભાષા દ્વારા આપવાની દરખાસ્ત મૂકનાર કોઇ કેળવણીકાર ન હતા, પરંતુ સૌરાષ્ટ્રના વડા પ્રધાન શ્રી ઉછરંગરાય ઢેબર હતા. એ ઠરાવને ટેકો આપનાર કેળવણીકારો કરતાં રાજકારણી પુરુષો હતાં. ઊલટ એ ઠરાવ ઉપર જ કેળવણીકારો તરફથી વિરોધ થયો હતો. શામળદાસ જેવા એ ઠરાવ ઉપર જે દલીલો કરતા હતા એ કાંઇ પ્રજાને લડાઇ માટે પાનો ચડાવતા હોય તેવી હતી. ગુજરાતનું ગૌરવ વધારવામાં અગ્રણી શ્રી મુનશી જ્યારે વકીલાતની એમની સુસ્પષ્ટ દલીલ શક્તિ વડે એ ઠરાવની તરફેણ કરતા હતા ત્યારે માનવા મન થતું હતું કે આ ઠરાવ મૂકવામાં કંઇ ને કંઇ રાજકારણ સાથે સંબંધ હશે.

આમ મોટા ભાગના જાણીતા સાહિત્યકારોની ગેરહાજરીમાં વર વગરના જાન જેવું ભરાયેલું આ અર્ધ રાજકીય સંમેલન જો સાહિત્ય પરિષદના રૂપે ભવિષ્યમાં ભરાવાનું હોય તો જયપુર કોંગ્રેસ સંમેલન વખતે પં. જવાહરલાલ નહેરુએ કહેલું કે ભવિષ્યમાં આવા જલસા કરવાનું કોઇ કારણ નથી, તેમ જૂનાગઢ સંમેલનના બોધપાઠ ઉપરથી કહી શકાય કે, સાહિત્ય પરિષદનું આ જાતનું સંમેલન ચાલુ રાખવાનું કોઇ કારણ નથી.

## ગુજરાત વિદ્યાપીઠને પ્રાદેશિક ગ્રંથાલય તરીકે મળેલું સ્થાન

મુંબઇ સરકારે ફરજિયાત કેળવણીની સાથે ગામડે ગામડે પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ કરવાનું પણ વિચાર્યું છે. એ યોજના પ્રમાણે મુંબઇ સરકાર

ત્રણ પ્રાદેશિક લાયબ્રેરીઓ અને એક મુખ્ય લાયબ્રેરી કરવા માગે છે, મુખ્ય મુંબઇમાં અને પ્રાદેશિક ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં કરવા માગે છે. ગુજરાત ખાતે એ સ્થળ અમદાવાદ ગુજરાત વિદ્યાપીઠે નક્કી કર્યું છે. આ પાછળ સરકાર મુખ્ય લાયબ્રેરીને રૂ. ૩૭ હજાર અને પ્રાદેશિકને રૂ. ૧૩ હજાર આપશે. ઉપરાંત ગુજરાતમાં સરકાર ૪ જિલ્લા લાયબ્રેરીઓ, ૧૯ તાલુકા લાયબ્રેરીઓ ખોલવા માગે છે. તેમાં જિલ્લા લાયબ્રેરીઓને રૂ. ૪ હજાર અને તાલુકાને રૂ. ૪૫૦ વાર્ષિક ગ્રાન્ટ સરકાર તરફથી અપાશે.

આ પ્રવૃત્તિની શુભ શરૂઆત તરીકે ગુજરાત વિદ્યાપીઠને પ્રાદેશિક પુસ્તકાલય તરીકે સ્વીકારી મુંબઇ સરકાર પાસે ગુજરાતી ભાષામાં ૨૫ હજાર પુસ્તકો હતા તે વિદ્યાપીઠને આપવામાં આવ્યાં છે. આમ ગુજરાત વિદ્યાપીઠ એ ગુજરાત પ્રાંતની પ્રાદેશિક પુસ્તકાલય પ્રવૃત્તિનું સરકારમાન્ય કેન્દ્ર બનતાં તેનો ઉદ્‌ઘાટનવિધિ વડા પ્રધાન શ્રી ખેર સાહેબના હસ્તે તા ૧૬-૧-૪૯ ના રોજ કરવામાં આવ્યો હતો. તે પ્રસંગે બોલતાં એમણે કહ્યું કે, 'લાયબ્રેરીઓની અને ગ્રંથાલયોની અનિવાર્ય જરૂર છે, લોકોને જ્ઞાનની તરસ લગાડો અને ઠામ ઠામ જ્ઞાન પરબો માંડો. મુંબઇ સરકાર જ્ઞાનના નળો (ચકલીઓ) ગામડે ગામડે અને ઘરેઘરમાં મૂકી લોકોની તરસ છીપાવવા માગે છે!'

આવી જાહેરાત એ શુભ સમાચાર છે. પરંતુ એ વખતે એક વિનંતિ કરવાનું દિલ થાય છે. ગામડે ગામડે પુસ્તકાલયોરૂપી પરબો મંડાય ત્યાંસુધી શુભ પ્રવૃત્તિ છે, પરંતુ એ પરબો શુદ્ધ બ્રાહ્મણોના પાણી રૂપી નવજીવન પ્રકાશનનાં પુસ્તકોનાં પાણીની જ ન થઇ જાય એ જોવાનું છે. હમણાં એક હજાર રૂપિયાનાં પુસ્તકોની યાદી ગુજરાત વિદ્યાપીઠ તરફથી બહાર પડી છે તે જોતાં એવી ભીતિ રાખવાનું કારણ રહે છે. પુસ્તકાલયોમાં શિષ્ટ પુસ્તકો હોય અને તે માટે માર્ગદર્શન તરીકે યાદીઓ બહાર પડે તે જરૂરી છે પરંતુ તે વખતે જમણો હાથ જેમ મોં ભણી વળે તેમ નવજીવનનાં પુસ્તકોને વધુ પડતું સ્થાન આપીને ન થવું જોઇએ. એ યાદીમાં સૂચવાયેલાં અમુક પુસ્તકો અપ્રાપ્ય પણ છે. સાહિત્ય જગતમાં અમુક લેખકનાં ઉત્તમ પુસ્તકો કરતાં એમના બીજાં પુસ્તકો પસંદગી પામ્યા છે, જે એ લેખકોને ખોટી રીતે રજૂ કરે છે. તેમજ નવલકથાઓ એ અસ્પૃશ્યજાતિ હોય તેમ એને મોટે ભાગે ટાળવામાં આવી છે. ઉપરાંત એ યાદી ઘડનારની દૃષ્ટિ પુસ્તકની ગુણવત્તા વગેરે તરફ ન જતાં કયી સંસ્થા તરફથી પુસ્તક બહાર પડયું છે તે તરફ ગઇ છે. પરિણામે ગુજરાતની પ્રકાશન સંસ્થાઓમાથી મોટો ભાગ નવજીવન, સસ્તુંસાહિત્યવર્ધકને ફાળે ગયો છે. સાચે જ આ સંસ્થાઓ શિષ્ટ પુસ્તકો બહાર પાડે છે, પરંતુ એનો અર્થ એવો નહિ જ કે બીજી સંસ્થાઓ તરફથી સારાં પુસ્તકોની પસંદગીની યાદી કરતાં પ્રકાશન સંસ્થા કયી છે તે તરફ દૃષ્ટિ ન રાખતાં ગુજરાતમાં શિષ્ટ પુસ્તકો, ઉત્તમ પુસ્તકો. કયાં છે તે દૃષ્ટિ રાખવી જોઇએ. જો એમ ન થાય તો એથી ધંધાદારી પ્રકાશન સંસ્થાઓને ધોકો પહોંચશે, અને એ રીતે સરવાળે નુકસાન થશે લેખકોને. નવજીવન અને સસ્તાસાહિત્ય કરતાં બીજી સંસ્થાઓ દ્વારા લેખકો મુખ્ય પોષાય છે. અને લેખનને વ્યવસાય તરીકે સ્વીકારનારને એ બે સેવાભાવી સંસ્થાઓમાં પ્રકાશન આપવું પોષાતું પણ નથી. વળી અમુક લલિત વાઙમયના પ્રકાશનો એ સંસ્થાઓ કરતી પણ નથી.

એટલે આ યાદી બહાર પાડીને વિદ્યાપીઠે તટસ્થતા જાળવી નથી. રાજકારણમાં પક્ષાપક્ષી હોય છે, અને રાજકારણ ગંદી રમત પણ મનાય છે. પરંતુ સાહિત્યના ક્ષેત્રમાં આમ પક્ષપાત થાય એ દુઃખદ ગણાય. વળી એને પક્ષપાત ન માનીએ, અને અમુક જ વિચારસરણીમાં રહેવા, જીવવા ટેવાયેલા એના કાર્યકરો, પસંદગી વખતે તટસ્થ રીતે આ પસંદગી કરી હોય. આપણે ત્યાં જુદી જુદી કમિટીઓમાં જે એક તરફીપણું થઈ રહ્યું છે તેવું આમાં ન બને માટે પુસ્તક પસંદગી માટે એક કમિટી

રચવી જોઇએ. એમ કોંગ્રેસી-ભિન્ન કોંગ્રેસીના વાડા ન રાખતાં સાહિત્યના જુદા જુદા વિભાગના અભ્યાસીઓને રાખી તે યાદી તૈયારી કરવી જોઇએ બાકી આવી યાદીઓથી લેખકોને અને પ્રકાશકોને અન્યાય થવા સંભવ છે. અને એવા અન્યાયના ભોગ થનારની પણ ફરજ છે કે એ યાદી સામે તટસ્થતા જાળવતી નવી યાદી પ્રજા સમક્ષ મૂકી પરિસ્થિતિ બતાવી આપવી જોઇએ.

### મૂડીવાદીઓની અને સરકારની મનોદશા

ઉદ્યોગ અને સામગ્રી ખાતાના પ્રધાન ડૉ. શ્યામાપ્રસાદ મુકરજીએ કલકત્તામાં ઇન્ડિયન કેમીકલ મેન્યુફેકચરર્સ એસોશિએશનને સંબોધતાં જણાવ્યું કે, આજે પરદેશમાંથી કેળવણી લેઇને આવેલા યુવાનો માટે ઉદ્યોગમાં તેની લાયકાત પ્રમાણે નોકરી મેળવવી શકય જણાતી નથી. એ યુવકોનું આજે રીતસર શોષણ થઇ રહ્યું છે. આથી હિંદી સરકારે નિર્ણય કર્યો છે કે જે યુવકોને માટે કેળવણી લીધા પછી ધંધાની ખાતરી ન હોય તે યુવકોને પરદેશ જવા ન દેવા. સરકાર આમ મૂડીવાદી મનોદશાને તાબે થાય અને યુવકોના ભાવિ-ક્ષેત્રને રોકે એ યોગ્ય નથી. ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવું જોઇએ, એ સમાજવાદી માગણીના જવાબમાં સરકાર કહે છે કે આજે એ બધો વહીવટ સંભાળી શકે તેટલું તાલીમ પામેલું માનવધન દેશ પાસે નથી એટલે આજ ને આજ જો વહીવટ સંભાળવામાં આવે તો ઉત્પાદનમાં ઘટાડો થાય અને સરવાળે દેશનું હિત કરવા જતાં અહિત થાય. એ દલીલને સ્વીકારી લઇએ તો આમ યુવકો ઉપર પ્રતિબંધ મૂકવાથી કયારે ય પ્રજા કેળવાશે નહિ. અને આજે વૈજ્ઞાનિક રીતે, શાસ્ત્રીય રીતે, દરેક ક્ષેત્રમાં માણસોની મુખ્ય જરૂર છે તેમ અલ્હાબાદમાં અખિલ હિંદ વિજ્ઞાનપરિષદને સંબોધીને બોલતાં સર શાન્તિ ભટનાગરે જણાવ્યું હતું કે, 'આજે દેશને ઉત્સાહી, મહત્વાકાંક્ષી વૈજ્ઞાનિક કાર્ય કરો અને નેતાઓની ઘણી જરૂર છે. વિજ્ઞાન અને ઉદ્યોગ, બંનેના વિકાસનો આધાર કેળવાયેલ મનુષ્યશકિત ઉપર છે. અને આ શકિત પેદા કરવાની જવાબદારી જેટલી સરકાર ઉપર છે તેટલી જ ઉદ્યોગ ઉપર અને વિદ્યાપીઠ ઉપર પણ છે.' આમ જયારે દેશને વૈજ્ઞાનિક-તાલીમ પામેલા માણસોની અતિ જરૂર છે, ત્યારે મૂડીવાદીઓ તેમને ઉદ્યોગમાં રાખવા ખુશી નથી એ કારણે યુવકોને કેળવણી લેવા પરદેશ ન જવા દેવા એ સરકારનો નિર્ણય પ્રગતિરોધક છે. પ્રજાકીય સરકારે આવા સંજોગોમાં દેશના ઉદ્યોગોની ગણતરી કરી, કયા કયા વિભાગમાં કેટલા કેટલા તાલીમ પામેલા માણસોની જરૂર છે તે નકકી કરી, તેવા માણસોને ઉદ્યોગોએ રોકવા જોઇએ તેવી ફરજ પાડવી જોઇએ. અને એ રીતે યુવકોને માટે દ્વાર મોકળાં કરી આપવાં જોઇએ. બાકી આમ મૂડીવાદીઓ પોતાની બંધાયથી પ્રજાનું શોષણ ચાલુ રાખશે અને દેશના ઉત્પાદનમાં નુકસાન પહોંચાડશે અને કોંગ્રેસ સરકાર મૂડીવાદીઓને થાબડી રહી છે તેમ પ્રજાને માનવા કારણ મળશે.

### ભાવી આમકેળવણીની રૂપરેખા

કેળવણી પ્રધાન મૌલાના અબુલ કલામ આઝાદે ભાવિ પાયાની કેળવણીની જે રૂપરેખા દોરી છે તે સાચે જ સ્વતંત્ર હિંદના ઘડતરમાં મોટો ફાળો આપશે તેવી સુંદર જણાય છે. અને પરદેશી સરકાર ખર્ચનું બહાનું કાઢીને પ્રજાને કેળવણીથી વંચિત રાખતી હતી તેવો નિરાશાનો સૂર કેળવણી પ્રધાને એ યોજના પ્રજા આગળ મૂકતાં કાઢયો નથી. એમણે કહ્યું કે સાચે જ દેશ પાસે ખર્ચની મુશ્કેલી છે, પરંતુ સરકાર સમક્ષ ગ્રેટ બ્રિટનનો દાખલો મોજૂદ છે. જેની આર્થિક સ્થિતિ હિંદ કરતાં સારી હોવાનું કારણ નથી, છતાં જીવનની મુખ્ય જરૂરિયાતને એણે પહોંચી વળવાનું ચાલુ રાખ્યું છે. મૌલાના આઝાદે નવા વરસના બજેટમાં કેળવણી અંગે આશાસ્પદ રકમની જોગવાઇ હશે તેવી આગાહી કરી છે. જો કે છતાં વધુ પડતા આશાવાદી ન થવા અને વાસ્તવિકતાની નકકર ભૂમિ યાદ દેવડાવતાં એમણે કહ્યું કે, અત્યારસુધી પાંચ ટકા જેટલું ખર્ચ કેળવણી ખાતે આકારતું હતું,એટલે પૂરનો સંતોષ થાય તે સ્થિતિ આ-

વર્તાં વખત લાગશે હિંદમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત અને મફત દાખલ કરવાની એક યોજના ઘડી કાઢવા મુંબઈ સરકારના પંત પ્રધાન શ્રી બી. જી. ખેરના પ્રમુખપણા નીચે એક કમિટી નીમી હતી. તે કમિટીએ જે યોજના તૈયાર કરી તેને મોટે ભાગે હિંદ સરકારે માન્ય રાખી છે. આ યોજના હેઠળ ૧૬ વર્ષની અંદર આખા દેશમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત થશે. અને તેના ત્રણ ગાળા, ૫, ૫, અને ૬ વર્ષના પાડવામાં આવ્યા છે. પહેલા પાંચ વર્ષમાં ૬ થી ૧૧ વર્ષનાં બાળકોના મોટા ભાગને ફરજિયાત કેળવણી મળશે બીજા પાંચ વર્ષમાં ૬ થી ૧૧ વર્ષનાં તમામ બાળકોને સમાવી દેવામાં આવશે. અને ત્રીજા હપ્તામાં પ્રાથમિક કેળવણી ૧૪ વર્ષની ઉંમર સુધી ફરજિયાત થશે. ખર્ચને પહોંચી વળવા કમિટીએ ૩૦ ટકાનો ખર્ચ હિંદ સરકાર ઉપર નાખ્યો છે. બાકીનો પ્રાંતિક સરકાર અને સ્થાનિક સંસ્થાઓ ઉપર રાખ્યો છે.

પ્રૌઢશિક્ષણ તરફ ધ્યાન ખેંચતાં મૌલાના આઝાદે કહ્યું કે લોકશાસનમાં પ્રજા કેળવાયેલી ન હોય તો મતાધિકારનો અર્થ ન રહે: એટલે પ્રૌઢશિક્ષણને સરકાર મુખ્ય જરૂરિયાત ગણે છે. પણ પ્રૌઢશિક્ષણનો અર્થ સરકાર અક્ષરજ્ઞાન કરતી નથી. કમિટીએ એ માટે નવો પ્રયોગ કર્યો છે—સામાજિક કેળવણી: મતલબ કે કેવળ અક્ષરજ્ઞાન નહિ પણ માનસિક વિકાસ ભાવિ ગ્રામનિશાળનું ચિત્ર રજૂ કરતાં કેળવણી પ્રધાન કહે છે કે, ગ્રામજનોની ભાવિ નિશાળ એવી નહિ હોય કે જેમાં કેવળ બાળકોના શિક્ષણનો જ વિચાર કર્યો હશે. ભાવિ નિશાળ આખા ગામની કેળવણીનું કેન્દ્ર બનશે. એ શાળામાંથી બાળકોને, કિશોરોને અને પ્રૌઢોને કેળવણી મળશે એટલું જ નહિ પણ એ સ્થળ આરામ અને રમતનું સ્થાન પણ બનશે. આ માટે આરોગ્ય, મજૂર, માહિતી અને બ્રોડકાસ્ટ, ખેતીવાડી વગેરે ખાતાના પ્રધાનોની મદદ લેવાનું નકકી કર્યું છે અને તે કાર્યક્રમ ફળિભૂત કરવા ૧૨ વિવિધ યોજનાઓ વિચારેલી છે. (૧) ગ્રામશાળા આખા ગામની માહિતી, સુખાકારી, રમત અને આરામનું સ્થળ હશે. (૨) બાળક, કિશોર અને પ્રૌઢો માટે જુદો જુદો સમય રાખવામાં આવશે. (૩) અઠવાડિયાના અમુક દિવસો છોકરીઓ અને સ્ત્રીઓ માટે રાખવામાં આવશે. (૪) અઠવાડિયે એક દિવસ દરેક શાળાએ ફરી શકે તેટલી સંખ્યામાં પ્રોજેક્ટર, લાઉડસ્પીકર, ફિલ્મ, મેજીકલેન્ટર્સ, રેકર્ડીંગ કરેલી નાટિકાઓ મોટર વેનમાં ફેરવવામાં આવશે. (૫) નિશાળને રેડિયો સેટ આપવામાં આવશે અને બાળક, કિશોર અને પ્રૌઢને ઉપયોગી ફીચર બ્રોડકાસ્ટ કરવામાં આવશે. (૬) જાણીતા નાટકો શાળાદ્વારા ભજવાશે અને વારંવાર સારું કામ કરનારને ઇનામ વહેંચાશે (૭) રાષ્ટ્રીય અને સાંસ્કૃતિક સંગીત શીખવવામાં આવશે. (૮) સ્થાનિક પ્રદેશને અનુકૂળ ઉદ્યોગ અને કળાની માહિતી આપવામાં આવશે. (૯) આરોગ્ય, ખેતીવાડી અને મજૂર ખાતા તરફથી પ્રજાને ઉપયોગી વિષયોનાં, સામાજિ સુખાકારી, ખેતીની પદ્ધતિ; ગ્રામોદ્યોગનાં ભાષણો આપવામાં આવશે. (૧૦) માહિતી અને બ્રોડકાસ્ટ ખાતા તરફથી ઉપયોગી ફિલ્મ અને સ્લાઇડો બતાવવામાં આવશે. અને નાગરિક પ્રશ્નો ઉપર વાર્તાલાપ આપવામાં આવશે. (૧૧) જુદી જુદી શાળાઓ અને ગામ વચ્ચે રમતોની હરીફાઇઓ યોજાશે. (૧૨) વખતો વખત પ્રદર્શનો, મેળાઓ અને પર્યટનો યોજવામાં આવશે.

આ બાર જાતની યોજનાઓ વાંચતા સાથે જ મીઠાઇ જોઇને મોંમાં પાણી આવી જાય તેવું છે. આ બધું જો સોળ વર્ષમાં આખા દેશમાં પહોંચી વળે તો સાચે જ એ એક નવો પ્રકાશ લાવશે. કેળવણીની આ યોજના સ્વતંત્ર અને શારીરિક મહેનતને કેળવણીનું મુખ્ય સાધન નથી માની લેતી એ દૃષ્ટિએ આશા પ્રેરક છે.

**સદ્ગત સૈયદ અબ્દુલા બ્રેલ્વી**

પત્રકાર જગતમાં 'બોમ્બે ક્રોનિકલ' ના તંત્રી શ્રી બ્રેલ્વીનું સ્થાન મુખ્ય હતું. પત્રકારનું સ્થાન ન્યાયાધીશના જેવું છે- જ્યારે રાજકીય પુરુષોનું સ્થાન ધારાશાસ્ત્રી જેવું છે. જે પક્ષમાં તે હોય તેની જ વકીલાત એ કરે છે. હિંદની સ્વતંત્રતા મેળવવાના કાળમાં એ રીતે રાજકીય પુરુષ કરતાં પત્ર-





કારનું સ્થાન અધિક જવાબદારીવાળું હતું. પત્રકાર પોતે રાજકારણમાં રંગાયા વગર રહી શકે નહિ. અને એ રંગથી જો એ કલમને વકીલાત રીતે ઘસડી જાય તો તટસ્થતાને બદલે પક્ષકાર બની જાય. છતાં એ સમયમાં રાષ્ટ્રવાદી ગણાતા "બોમ્બે ક્રોનિકલ" પત્રના તંત્રીસ્થાનેથી શ્રી બ્રેલ્વીએ જે જવાબદારી અદા કરી છે તે ઊંચી ન્યાયવૃત્તિનો ઉમદા નમૂનો છે અને તે એમના જેવા આજીવન પત્રકાર હોય તે જ અદા કરી શકે. ૨૪ વર્ષની ઉંમરે B. A. M. A. અને ધારાશાસ્ત્રીની પદવી મેળવ્યા પછી એ 'બોમ્બે ક્રોનિકલ'માં જોડાયા અને ૩૧ વર્ષ સુધી એ જ પત્રમાં આજીવન પત્રકાર બની જે જવાબદારી આવી તે નિષ્ઠાપૂર્વક અદા કરી. તેમાં છેલ્લા ૨૨ વર્ષથી તો એ એના મુખ્ય તંત્રી જ રહ્યા હતા. શ્રી બ્રેલ્વીની ભાષા તીખી તમતમી ન હતી, પરંતુ કેળવાયેલ પ્રજાને પોતાની દલીલ શક્તિથી એ જીતી લેતા હતા. એ પોતે કોંગ્રેસવાદી હોઈ જેલમાં પણ જઈ આવેલા હતા, એ રંગે રંગાયેલા હતા, છતાં, કોંગ્રેસની ભૂલ બતાવવાનું એ ચૂકતા નહિ. અને એ રીતે સરકારના મુખપત્ર જેવા 'ટાઇમ્સ' પત્ર સામે 'બોમ્બે ક્રોનિકલે' શ્રી હોર્નિમેનના તંત્રીપદ નીચે જે પ્રતિષ્ઠા મેળવી હતી તે શ્રી બ્રેલ્વીએ વધારી હતી અને રાજકારણના અભ્યાસીઓનું 'ક્રોનિકલ' હમેશ પ્રિયપાત્ર દૈનિક બની રહ્યું હતું.

શ્રી બ્રેલ્વી પોતે રાષ્ટ્રવાદી મુસ્લીમ હતા છતાં પત્રકારત્વ એ એમનું જીવનક્ષેત્ર હોઈ રાજકારણમાં એ ખેંચાયા ન હતા. પત્રકાર તરીકે જ્યારે જ્યારે ફરજ આવી પડે ત્યારે એ અદા કરવામાં પાછી પાની કરતાં નહિ, મરતાં સુધી પત્રકારત્વમાં જ એમણે જીવનરસ માણ્યો.

અને જ્યારે જ્યારે પત્રકારત્વનું કાર્ય આવી પડે ત્યારે એ શાંત પુરુષ શાન્ત બેસી રહેતા નહિ. ૧૯૪૦માં અખિલ હિંદ તંત્રી પરિષદ સ્થાપવામાં તેમણે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. તેમજ એ પરિષદના પ્રમુખ ચૂંટાઈને પણ એમણે એ ક્ષેત્રે નોંધપાત્ર સેવા કરી છે. અને યુદ્ધકાળમાં સરકાર સાથેનાં ઘણાં ઘર્ષણો એમણે સ્વમાનપૂર્વક ટાળીને અખબારોને મુશ્કેલીમાંથી બચાવી લીધાં છે. એ પોતે જાણીતા પત્રના ઊંચી કક્ષાના પત્રકાર હોવા છતાં વ્યવસાયી પત્રકારો માટે એમને ઘણી લાગણી હતી. અને વ્યવસાયી પત્રકારો માટે નોકરીનો સમય, પગાર, રજાઓ વગેરેની યોજનાઓ કરવામાં સારો ફાળો આપ્યો છે.

શ્રી બ્રેલ્વીનું તા. ૯–૧–૪૯ ના દિવસે હૃદય બંધ પડવાથી મૃત્યુ થયું. એથી સાચે જ અખબારી જગતમાં મોટી ખોટ પડી છે. એમના જેવા આજીવન પત્રકાર અને નિષ્ઠાથી કાર્યને ધર્મ માનનાર પત્રકારોની આજે દેશને ઘણી જરૂર છે. આશા રાખીએ કે સદ્‌ગતના જીવનમાંથી યુવાન પત્રકારો પ્રેરણા મેળવી પ્રજાકીય સરકારમાં પ્રજાઘડતરનું કામ કરી એ પુરુષને સાચી અંજલિ આપશે.

પ્રેમ મૃત્યુથી પણ મહાન્ અને બળવાન છે, અને મૃત્યુ જીવનથી પણ બળવાન છે; પણ ખરી કરુણતા તો માનવ પોતે જ, એ બન્ને વચ્ચે અંતરાય પાડીને સરજે છે.

ખલિલ જિબ્રાન

ધૂમકેતુ

જૂનાગઢમાં મળેલી સાહિત્ય પરિષદ પછી બીજી પરિષદ મળવાને હવે લગભગ બે વર્ષ જશે, વખતે ત્રણ પણ થાય. દર વખતે આ પ્રમાણે પરિષદ મળે, નિબંધો વંચાય, ઠરાવો થાય, સાહિત્યકારો મળે અને પછી પાછું એ સ્વપ્નની માફક વિખાઇ જાય એ વસ્તુસ્થિતિ વિષે હવે નવેસરથી ને નવી રીતે વિચાર કરવાનો વખત આવ્યો છે એમ જણાવું જોઇએ. સાહિત્યપરિષદનું કોઇ ચિરંતન સ્વરૂપ લોકમાનસમાં હમેશને માટે હોય એ જરૂરી બનતું જાય છે.

આપણું ગુજરાતનું લોકજીવન અત્યારે પરિવર્તનને પંથે છે. એ પરિવર્તન લોકશાહી તરફનું ગણાય છે. આ લોકશાહી પશ્ચિમની અનુકરણવૃત્તિનું ફળ છે. અત્યારના રાજકીય વ્યવસ્થાતંત્રમાં સર્વશ્રેષ્ઠ તરીકેનો એનો હકક એણે આગળ કર્યો છે. અને હરેક માનવસંયોજિત પદાર્થમાં હોય તેમ અનેકાનેક ગુણદોષ છતાં એના એ હકકનો ઘણેખરે સ્થળે સ્વીકાર થયો છે. આપણા દેશમાં પણ લોકશાહીની વાતોનો હવે સ્વીકાર થતો આવે છે.

સાહિત્ય એ માણસની કોઇ વિશિષ્ટ શકિતનું પરિણામ હોય તો પણ એ પોતાના યુગથી રંગાયા વિના રહી શકતું નથી. એ વિશિષ્ટ શકિતને એના યુગની મર્યાદામાં ફરવાનું રહે છે. અભિનયકાર ભલે સ્થળ પરત્વે રંગભૂમિની મર્યાદા સ્વીકારે પણ જો એ ખરો અભિનયકાર હોય તો એ પોતાનો કાળ અને પોતાનો સમય પોતે જ નિર્માણ કરતો હોય છે; એટલે એનો ભજવવાનો પાઠ, એની શક્તિના સંપૂર્ણ આવિર્ભાવને એકને જ, પોતાના નિયામક બળ તરીકે સ્વીકારે છે. એ ઉપેક્ષા કોઇની કરતો નથી. પરંતુ એની મહત્ત્વાકાંક્ષા તો પોતાના વ્યકિતત્વને જ સંપૂર્ણ આવિષ્કાર આપવાની રહે છે.

આપણા સાહિત્યમાં તેમ દુનિયાભરના સાહિત્યમાં આ સિદ્ધાંતને અંગે જ સાહિત્યના બે વિભાગ પડી જાય છે. લોકભોગ્ય ને વિદ્દદ્‌ભોગ્ય. શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું ભાષણ વિદ્વાનોને જેટલો આનંદ આપે એટલો આનંદ લોકને નહિ આપી શકે. જ્યારે શ્રી. મુનશીનું ભાષણ કે શ્રી. શામળદાસનું ભાષણ આમ કરીને બીજું લોકરંજનાત્મક તત્ત્વ વધારે દાખવી શકશે એ પણ એમની એક પ્રકારની વિશિષ્ટ શકિતને આધારે જ. આ ઉપરથી પ્રશ્ન એ થાય છે કે સાહિત્યને વધારે વ્યાપક બનાવવાનો પ્રયત્ન કરવો—અને એવો જો પ્રયત્ન ભાનપૂર્વક કર્યો હોય તો, વિદ્વાનોને એ વસ્તુ રુચતી નથી. અભાનપૂર્વક થયેલો એવો યત્ન એ તો સહજ હોઇ એ વિષે ભાગ્યે જ વિદ્વાન કે લોક બેમાંથી એકે અપ્રસન્નતા દાખવશે. પરંતુ આ વિદ્દદ્‌ભોગ્ય ને લોકભોગ્ય એ બન્નેનો સનાતન ઝઘડો જવા દઇએ તે પણ સાહિત્ય, એ પ્રજાનું એક પ્રકારનું વિશિષ્ટ સંસ્કારી અંગ છે એ વિષે તો ભાગ્યે જ કોઇને મતભેદ હોઇ શકે.

જો એ એક પ્રકારનું વિશિષ્ટ અંગ છે એમ સ્વીકારવામાં આવે તો આ સાહિત્યનું નિર્માણ કરનારો જે વર્ગ છે એ વર્ગને સમાજમાં કોઇક પ્રકારનું સ્થાન હોવું જોઇએ એ વસ્તુનો પણ સ્વીકાર કરવો જ રહ્યો. આવું કોઇ સ્થાન, આપણા સાહિત્યમાં વિદ્વાનોને કે વિદ્યાવ્યાસંગી કોઇ વર્ગને આપવામાં આવ્યું છે કે નહિ એનો પ્રત્યુત્તર તો સૌ પોતપોતાને પૂછીને પોતે જ મેળવી શકે.

મુનશીજીનું બહુમાન ગુજરાતની પ્રજામાં યોગ્ય રીતે કરવામાં આવે છે, તેમાં એમની પોતાની સાહિત્યસેવા કરતાં વિશેષ તો એમનું વ્યકિતત્વ અને એથી પણ વધુ એમનું રાજદ્વારી મહત્ત્વ અગત્યનો ભાગ ભજવે છે. એ એમ ન હોવું જોઇએ કે છે તેથી કોઇ ભયંકર અન્યાય થાય છે તેમ નહિ, પણ આ પ્રમાણે ભરાતી પરિષદમાં, આ મહત્ત્વના રાજદ્વારી પુરુષ અગ્રસ્થાને હોવાથી ઘણી વખત એક ભ્રમ ઉત્પન્ન થાય છે કે ગુજરાતમાં સાહિત્ય તરફ અભિરુચિ વધી ગઇ છે અથવા તો





સાહિત્ય તરફની સંસ્કારવૃત્તિનો ઘણો મોટો જુવાળ આવ્યો છે. બે વર્ષે કે ત્રણ વર્ષે પાછી સાહિત્ય પરિષદ મળે છે ત્યારે ખબર પડે છે કે લોકમાનસ હજી હતું ત્યાં ને ત્યાં છે ને કામ જે કરવાનું હતું તે પણ એમ ને એમ છે

એટલે હવે જ્યારે આપણે લોકશાહીને પ્રબળ સંસ્કારવન્તી શકિત તરીકે સ્થાપવાના શ્રીગણેશ માંડવાનો વિચાર કરી રહ્યા છીએ ત્યારે, એ જરૂરી બને છે કે હેમચન્દ્રાચાર્યે જેમ એક આસન લગાવીને પોતાની આસપાસ એક પ્રબળ કાર્યકરોનું મંડળ લઇને બેસી ગયા હતા તેમ ગુજરાતમાં કોઇક એવું આસન લગાડીને બેસી જાય. એ સ્થાન મુખ્યત્વે ને પ્રધાનપણે શ્રી. મુનશીનું જ હોઇ શકે. એમણે એ સ્થાન બે ત્રણ વખત શોભાવ્યું પણ છે. પરંતુ ઇશ્વર કોઇ વખત બે ત્રણ વારસા એક સાથે આપે છે. મુનશીને પોતાની ચંચળવૃત્તિનો અને અભિમાનનો એવા બે વારસા પણ સાથે જ મળ્યા છે. અને આજે હિમાચળથી લંકા સુધી ફરી રહેલા એના મહાન રાજદ્વારી પુરુષને એવા આસન માટે તૈયાર થવાની વિજ્ઞપ્તિ કરવી એ પણ એક પ્રકારની અયોગ્ય માગણી છે. તેમ જ આવાં આસન માણસ વિજ્ઞપ્તિથી ભાગ્યે જ લગાવી શકે છે. એ તો ભભૂત લગાવે તો પોતે જ લગાવે. બીજાની લગાવેલી તો ગપોડી નીકળે.

એટલે એનો એક બીજો માર્ગ એ છે કે વારંવાર કહેવામાં આવે છે તેમ જો અભિનવ સાહિત્યકારો, જૂની પેઢીના સાક્ષરો કરતાં વધારે સહિષ્ણુ અને વધારે લોકસંપર્કી અને વધારે કર્તવ્યપરાયણ નીકળ્યા હોય, એક બીજાની સાથે રહીને કામ કરવાની વધારે વૃત્તિવાળા થયા હોય, અથવા તો એમાંના કેટલાક ભાષણમાં વારંવાર ઉદ્‌ગાર કાઢે છે તેમ જનતા માટે કાંઇ કરવાની તમન્ના સેવતા હોય તો એક સંમેલન દ્વારા–ગુજરાતના તમામ પ્રકારના સાહિત્ય પ્રવૃત્તિને વેગ આપવાની એક પ્રબળ વિદ્વદ્ પરિષદ જ સ્થાપી દેવી. એ પરિષદ પછી બે ત્રણ વર્ષે ન મળે પણ વારંવાર મળતી રહે. અને ગુજરાતની જે જે દિશાની ખોટ છે તે પૂરી પડે.

આ વસ્તુસ્થિતિના અંતરમાં રહેલી, અશક્ય આદર્શ જેવી પરિસ્થિતિ પ્રત્યે, ફેડકાંની પાંચશેરી વાંચનારાં કોઇ દુર્લક્ષ તો ન જ આપી શકે. પણ કોઇક રીતે કઇ રીતે એ તો શોધી કાઢવું રહ્યું–આ સંસ્થા. તો જેમ વિદેશમાં અમુક પુસ્તકોના પ્રકાશનો દ્વારા, પ્રજાની સંસ્કારિતાને નિરંતર પોષણ મળતું રહે છે, એવું પોષણ આપવાનું કામ આ સંસ્થા દ્વારા સિદ્ધ થઇ શકે. એટલું જ નહિ વાડાબંધી દ્વારા એક જ પ્રકારના સાહિત્યને સર્વશ્રેષ્ઠ ગણાવાનો પ્રયત્ન થાય છે ને એક પ્રકારની જ્ઞાનને પક્ષાઘાત આપનારી પ્રવૃત્તિ થતી જણાય છે, એમાં પણ એ રીતે જ ફેર પડે, પણ ગેલું નાટક કોણે લખ્યું છે, શ્રી બટુભાઇ ઉમરવાડિયાએ વર્ષો પહેલાં–અશક્ય આદર્શો–એ નાટક આજ સાંભરે છે ।

આપણા ગુજરાતમાં એકધારી રીતે ચાલી રહેલી કોઇક પણ સંસ્કારી પ્રવૃત્તિનો પચ્ચીસવર્ષનો ઇતિહાસ જોવામાં આવશે તો ખબર પડશે કે પચાસ સો તો નહિ, પચ્ચીસ વર્ષનો ને દસવર્ષનો કાળ પણ, આવી એકધારી તપશ્ચર્યા માટે કાઢી શકવાનું અશક્ય થતું જાય છે.

પરિસ્થિતિ આ છે—જ્યારે બીજી તરફ રાજદ્વારી પુરુષો—જો લુચ્ચાઇ ભરેલી સાધુતાનો સ્વાંગ ધારણ કરવાનો ડોળ ન કરતા હોય તો, સંસ્કારને વધારે વ્યાપક કરવાનું આહ્‌વાન આપી રહ્યા છે. સૌરાષ્ટ્રના પંતપ્રધાન શ્રી. ઢેબરે સાહિત્યકારોને શબ્દાળુતામાંથી નીકળવાનું કહ્યું છે. જો કે એમના જેવા મહાન માણસને. તો સમય ન હોય—પણ સાહિત્ય વિષે એમણે કાંઇ ગંભીરતાપૂર્વક વિચાર્યું હોય એવું એમાંથી નીકળતું નથી 'ખરી રીતે તો આ જ સમય છે કે જ્યારે સમાજનાં રાજદ્વારી સામાજિક અને સાહિત્ય સંબંધી તમામ બળો હાથમાં હાથ મિલાવીને એક સબળ અને સંસ્કારવન્તું રાજ નિર્માણ કરવાનો પ્રયત્ન કરે એટલે



કોઇકને હેતુલક્ષી લાગે તેવી, પણ સુઝ્યતવે તે પ્રચારલક્ષી કે હેતુલક્ષી કરતાં વધુ માનવલક્ષી એમ સાહિત્યપ્રવૃત્તિને વેગ આપવાનું આવશ્યક થઇ રહેલ છે. એ આવશ્યકતા આ તો નઇ મ'યવર્તી, બિનપક્ષપાતી, વાડાવાદથી દૂર, રાજદ્વારી ગંધીલા ને વેગીલા પ્રચારથી પણ આઘે રહેનારી, એવી કોઇ પણ સાહિત્યસંસ્થા ઉપાડી લ્યે તે—એ સંસ્થામાં કેન્દ્રસ્થાને સાહિત્યકારો જ હોય—તો ગુજરાતની પ્રજાને માટે જેમ સોમનાથનું મંદિર નિર્માણ થાય છે, તેવું જ આ સરસ્વતી મંદિરનું નિર્માણ થાય કે જેના અસ્તિત્વ વડે પ્રજા બળવાન, સંસ્કારી સારા—સારની તુલના કરનારી અને અખિલ ભારતરાષ્ટ્રના વ્યાપક વિધાનમાં પોતાનો જ્વલંત હિસ્સો આપનારી બને—પણ કેટલાંક મનોહર સ્વપ્ન, મધુર લાગે છે સ્વપ્ન હોય ત્યાં સુધી. એટલે આ પણ એક સ્વપ્ન જ છે! એનું વાસ્તવરૂપ નિર્માણ કરવું એટલું સહેલું જણાતું નથી.

પણ આવું કોઇ સરસ્વતી મંદિરનું સ્વપ્ન સિદ્ધ થાય કે ન થાય, પણ જેમને સાહિત્યમાં કોઇ પણ પ્રકારનો સ્થાયી ચિરંતન અને ગંભીરરસ છે, જેમણે સાહિત્યને જીવનધ્યેય માન્યું છે, એમને માટે એક ઘણો જ પ્રબળ સંદેશ આપણને આમાંથી મળી રહે છે. 'ભાષા એ તો એક પ્રકારનું વ્યક્તિત્વ વહનનું સાધન છે. એનો અર્થ એ કે સાહિત્ય, એ જીવન કરતાં વધારે પ્રબળ વસ્તુ છે એમ માનવાથી જ, સાહિત્ય નિર્બળ થતું જાય છે. બળવાન જીવન વડે જ બળવાન સાહિત્ય આવી શકે, પ્રજાકીય ગુણોનો જ્યાં જ્યાં આવિર્ભાવ દેખાય ત્યાં ત્યાં સાહિત્યકાર એક શિલ્પીના અદાથી એને ચિરંતન મૂર્તિમાં ફેરવી નાખે એ રીતે એ આવતી કાલની પ્રજાને વધારે સશક્ત અને સંસ્કારી થવાની વિદ્યાપીઠ આપતો રહેશે. શ્રી. વિષ્ણુપ્રસાદે મહાકવિ માટે પોતાની હૃદયપ્રાર્થના કરી છે. ગુજરાતી સાહિત્યના નર્મદ ગાયાં શ્રીરંગનો વધુ ને વધુ ઉત્કર્ષ કરવાની સદ્‌ભાવનાથી. જુવાન સાહિત્યકારો પોતપોતાના મતમતાંતરને, મલિનતાને ને મહેચ્છાને થોડીવાર એક તરફ મૂકી એક બને તો? એ સ્વપ્ન આવતાં ત્રણ વર્ષમાં સિદ્ધ થશે! કોને ખબર?

પણ એટલું તો ચોક્કસ જ છે કે આવતી કાલ સાહિત્યકારો ધારે તો બે રીતે પોતાની બનાવી શકે. એક તો પ્રજાને જાગૃત કરીને. બીજી પોતે જાગ્રત થઇને. કેટલીક વખત એવું બને છે—અને સાહિત્યકારો માટે તો ખાસ કરીને કઇ સ્વભાવના અમુક ખૂણાઓ અને કાટાઓ આકર્ષક થઇને રહે છે. સાહિત્યકારને કે હરકોઇ વ્યક્તિને એ કાંટા ને ખૂણા ઘસી નાખવાના હોય છે. અભ્યાસ અને અનુભવની પેઠે એટલું જાત નિરીક્ષણ એ પણ સરસ્વતીની ઉપાસનાનો વિષય ગણાવો જોઇએ.

એટલી જાતશુદ્ધિ વિના સાહિત્યની પ્રવૃત્તિ બળવાન ન જ થઇ શકે; ભલે એ આકર્ષક રહે. આકર્ષક કે ભભક ભરેલી શૈલીથી પ્રાકૃતજનોનું મનોરંજન પણ થાય. પણ શ્રાવણી ધીમા સ્થાયી વરસાદની પેઠે જનહૃદયમાં ચિરંતન સ્થાન પ્રાપ્ત કરવા માટે તો કોઇક વધારે ભૂમિકાની જરૂર હોય છે. અને તે પોતાના વ્યક્તિત્વના વિકાસ વિના કોઇને મળતી નથી.

આજે જે ઝુંબેશ ઉપડી છે કે લોકમાનસને અમુક પ્રકારનાં સંસ્કાર ને શિક્ષણની ભૂમિકા ઉપર લઇ જવું જોઇએ—એ ઝુંબેશ જો તુમારી તંત્રનો એક અદનો નમૂનો રહેવાની ન હોય, તેમજ કેવળ કોંગ્રેસી માનસનો પડઘો પાડવા માટે ન હોય, તો તો આ રાજદ્વારી ખેરખાંઓએ તમામ શક્તિશાળી લેખકોને એમના ટેબલથી ત્રણ હાથ દૂર બેસી શકે એટલા પવિત્રનું માન આપવાની કૃપા કરવી ઘટે, અત્યારે પ્રધાનો તો પ્રૌઢશિક્ષણને વેગ આપવાની વાતો કરે પણ એ પોતે કાંઇ પ્રૌઢશિક્ષણની વસ્તુઓ તૈયાર ન કરી શકે એ વસ્તુઓ તો જેમના અંતઃકરણને આ વાત સ્પર્શે છે એ માણસોએ જ કરવાની છે. 'મુંબઇ શહેર પ્રૌઢશિક્ષણ સમિતિએ' તૈયાર કરેલ પ્રૌઢ સાક્ષરતા પ્રસારમાળાની પહેલી કિતાબ કોઇકે તૈયાર કરી છે. એ હિંદીમાં છે. એનો આ એક પાઠ જોવાથી ખબર પડશે કે કેવી





સુધી તો કઈ વસ્તુઓ મૂકવાની છે ને કેવી રીતે મૂકવાની છે એના વિષે ચોક્કસ નિર્ણયાત્મક સ્વરૂપ કોઈના ખ્યાલમાં આવી શક્યું નથી. એટલે શિશુ શિક્ષણ ને પ્રૌઢ શિક્ષણનો મૂળગત ભેદ પકડી શકાયો નથી. આ એક પાઠ આ પ્રમાણે છે

'यह उल्लू है । यह एक पंछी है ।

यह उजेलेमें नहीं देख सकता—' વગેરે

ઘૂવડની વાતો કરી છે. આમાંની કઈ વાતની પ્રૌઢને ખબર ન હોય ? એટલે આ આપેલી માહિતી એમને અર્થહીન લાગવાની. જો અક્ષરપરિચય માટે આમ કર્યું હોય તો એ વધારે અર્થહીન બને. અક્ષરપરિચય એકલો એ પ્રૌઢશિક્ષણ માટે ધ્યેય જ ન હોઈ શકે, એવો અક્ષરપરિચય સાથે સાથે એમની પોતાની વાત કરે અને અસરકારક રીતે કરે–તો જ એ આકર્ષક થાય.

એ પાઠ એક રીતે અપાય તો બન્ને કાર્ય સિદ્ધ થઈ શકે. અને એ પ્રકારે તમામ સાહિત્ય-સંસ્કારના વ્યાપક સ્વરૂપનો ગંભીરતાથી વિચાર કરવો ઘટે.

આ એક પ્રકારની ઉપાસનાની વાત છે. કૃત્રિમ સાહિત્ય ઊભું કરવાની વાત નથી. આંહીં એક વાત પ્રત્યે સૌનું લક્ષ દોરાવું જોઈએ કે વિષય ગમે તે હોય–જેમાં પારિભાષિક શબ્દોના ઉપયોગ વિના ન ચાલે એવો વિષય હોય તો પણ અંગ્રેજી ભાષાના ખેડાણ પ્રયોગે એટલી સિદ્ધિ મેળવી છે કે એવો વિદ્વાનમાં વિદ્વાન માણસ, લેશ પણ કૃત્રિમ બન્યા વિના, સામાન્ય માણસને ઉપયોગી થવાની કલાસિદ્ધ જાણે હસ્તગત કરી શક્યો હોય તેમ જણાય છે ! જ્યારે આપણે ત્યાં એ વસ્તુ હજી દૂરના આદર્શ જેવી રહી છે. એ દૃષ્ટિએ પણ વિદ્વજ્જનોનું એકાદ 'સરસ્વતીકંઠાભરણ સમ્મેલન'- આવશ્યક છે. એટલું જ કે થોડી થોડી માનવ સજ્જનતા લઈને, કોઈ ધ્યેય માટે ગંભીરતાથી સંદેશ વાહક સૈનિકો તરીકે સૌ આવે તો જ એ કંઈક સાર્થક થાય. નહિતર તો આ પરિષદની પેઠે એ પરિષદ પણ કાગળનો ભારો થઈ બેસે એટલું જ !

પરિષદમાં મધ્યમનો સરપટો પ્રશ્ન જે રીતે છેડવામાં આવ્યો છે એ આખી રીત જ કૃત્રિમ અને સમજ વિનાની છે. એ પ્રશ્ન વધારે ગંભીર વિચારણા માગે છે. ને વધારે શાંત વાતાવરણ પણ માગે છે. જનતાના ઘણા મોટા ભાગને હમેશને માટે જે પ્રશ્ન સાથે નિસ્બત છે એ પ્રશ્નને આવી રીતે શિવેશ્વરકર ને જામ સાહેબનાં માનપત્રો વચ્ચે મૂકીને ભભકભરી શૈલીથી એના વિષે વાતો કરવી, એ વસ્તુ એટલું જ દર્શાવે છે કે આ પ્રશ્નને પૂરી સમજવાની દરકાર પણ થઈ નથી. આ વસ્તુ એક આખા લેખની હોય એ વિષે અત્યારે આંહીં તો આટલું જ બસ છે; પ્રજાના ઘણા મોટા સમૂહને થોડો પણ અભિનવ પ્રકાશ મળી શકે એવું સાહિત્ય સર્જન કરવાની તક અત્યારે આવી છે. એ વિષે જ પહેલાં તો વિચાર કરવો જોઈએ. અને તે આખા સાહિત્યસમાજે એક વ્યક્તિ તરીકે. એ દિવસ જલદી લાવવાનો સૌ સાહિત્યકારો મંગલ સંકલ્પ કરે તો એના જેવો અત્યારે બીજો કોઈ પણ શુભમાર્ગ નથી.

સાહિત્યકારો–આ કરી શકશે ?

ભલા ભાઈ, એટલું તો જરૂર યાદ રાખજે કે જે તારા તરફ લંબાયેલ ચીમળાયેલ હાથમાં તું સિક્કો નાખે છે તે જ ફક્ત તારા ઉદાર હૃદયને ઈશ્વરના પ્રેમળ હૃદય સાથે જોડનારી સાંકળ છે.

ખલિલ જિબ્રાન

# સત્તરમું ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

[ અમારા ખબરપત્રી તરફથી ]

સત્તરમું ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનનું એક જ વાક્યમાં અવલોકન કરવું હોય તો એમ કહેવાય કે કઠપૂતળીનું એ નાટક હતું, અને શ્રી મુનશીની દોરીસંચાર પ્રમાણે એ પૂતળીઓ નાચતી હતી!

છાપામાં ઓચિંતા સમાચાર આવ્યા કે નાતાલમાં જૂનાગઢ સંમેલન મળશે, ત્યારે ઘણુ ને નવાઈ લાગી હશે કે એક માસના ગાળામાં પ્રમુખની ચૂંટણી, વિભાગી પ્રમુખોની પસંદગી, નિબંધો વગેરે શી રીતે બનશે. તેમજ વ્યવસ્થા માટે એટલો સમય ઘણો ઓછો પડશે. પરંતુ જોતજોતામાં શ્રી મુનશીની ચૂંટણી થઈ ગઈ. સાંભળ્યું છે તે સાચું હોય તો એમાં ચૂંટણીનો સવાલ પણ ન હતો. શ્રી મુનશીએ સભ્યોને કહ્યું કે, શામળદાસને હું વચન આપી બેઠો છું કે હું પ્રમુખ થઈશ. શામળદાસનો આગ્રહ હતો કે મારે પ્રમુખ થવું એટલે હું લાચાર બન્યો! અને એ રીતે મતદારો પણ લાચાર બન્યા હોય તેમ એમણે મુનશીનું વચન રાખ્યું!

પરિષદ સંમેલનનું નાટક ભલે ગમે તેમ ભજવાવવાનું હોય, પરંતુ સાહિત્યરસિકોને આકર્ષણ હતું જૂનાગઢનું, ગીરનારનું, જય સોમનાથનું. એટલે જે સાહિત્યરસિકો સૌરાષ્ટ્રની બહારથી, ગુજરાતમાંથી આવ્યા હતાં તેનું મુખ્ય કારણ સંમેલન નહિ, પણ ઐતિહાસિક સ્થળો હતાં, છતાં મોટા ભાગના સાહિત્યકારોની ચોખ્ખી ગેરહાજરી દેખાઈ આવતી હતી. જૂનાગઢને આંગણે જે જનતા ઊમટી હતી એનું કારણ સ્વતંત્રતાની હવા હતી. પાંજરામાં પુરાયેલ પંખી મુક્ત થતાં જેમ ઊડાઊડ કરે તેવી સ્થિતિ સૌરાષ્ટ્રની પ્રજાની હતી. તેમાંય પાકિસ્તાનની પ્રપંચજાળનો ભોગ બનેલી જૂનાગઢની પ્રજા મુક્ત થતાં ગાંડીઘેલી બનેલી હતી. જૂનાગઢમાં આવાં સંમેલન એ જૂની આંખે નવો તમાસો હતો. એટલે તા. ૧૫ મી જાનેવારીના અગિયાર વાગે મોટા મંડપમાં પરિષદની શરૂઆત થઈ ત્યારે માનવમેદની ચિક્કાર હતી. એ હાજરી ઉપરથી કોઈ ગણતરીની ભુલભૂલામણીમાં પડી જાય તો એને એમ જ લાગે કે પરિષદે જનતામાં મોટું સ્થાન મેળવ્યું છે.

પરિષદના મંચ ઉપર આગલી હરોળમાં શ્રી મુનશી, શ્રીમતી મુનશી, શ્રી કૃષ્ણલાલ ઝવેરી, શ્રી શામળદાસ ગાંધી, શ્રી ઢેબર, શ્રી નૃસિંહભાઈ ત્રિવેદિયા હતા. પરિષદનું ઉદ્‌ઘાટન લાંબાચોડા ભાષણ વગર ટુંકામાં સૌરાષ્ટ્રના વડા પ્રધાન શ્રી ઢેબરભાએ કર્યું. તા. ૧૪ મીએ શ્રીમતી લીલાવતીને હાથે કલાપ્રદર્શન ખુલ્લું મુકાવાનું હતું, પરંતુ તે આવી શક્યા ન હતાં એટલે તે વિધિ કરવામાં આવ્યો. શ્રીમતી મુનશીએ પોતાની લાક્ષણિક શૈલીમાં કહ્યું કે, કરાંચી સંમેલન વખતે શ્રીયુત્ મુનશી જ્યારે પ્રમુખ હતા ત્યારે કલાપ્રદર્શન ખુલ્લું મૂકવાનું મારે ભાગે આવ્યું હતું, અને આજે ફરી જ્યારે એ પ્રમુખ છે ત્યારે મને એ માન મળે છે. આમ જોતાં, કલા સાહિત્યને વરી હોય તેવું આપોઆપ બન્યું છે. શ્રોતાજનો તેમનો કહેવાનો ભાવાર્થ (પોતે કલા અને મુનશી સાહિત્ય) સમજી જતાં હાસ્યનું મોજું મંડપ ઉપર ફરી વળ્યું હતું. કલાપ્રદર્શન અને રંજન કાર્યક્રમ સંમેલનના અંગ બની ગયા છે. એ ન હોય તો સંમેલન શોભે નહિ એવું પણ યોજકોને લાગતું હશે. જૂનાગઢ ગઈ કાલ સુધી નવાબી તળે કચડાયેલું હતું. બીજા શહેરોમાં જે કલા, સંસ્કૃતિ વારસો નવી પેઢીમાં જળવાયેલા છે તેવું જૂનાગઢમાં હોય તેમ લાગતું નથી. બાકી કલાપ્રદર્શન માટે અને રંજન કાર્યક્રમ માટે બહારનો આશરો લેવો ન પડત. રાજકોટના પ્રમાણમાં જૂનાગઢનું કલાપ્રદર્શન ઘણું નાનું હતું. એના ત્રણ વિભાગ હતા. એકમાં ગિરના વસ્તીના નમૂના હતા. બીજામાં મુંબઈની જે. જે. સ્કૂલ ઑફ આર્ટના ચિત્રો, જૂનાગઢની આરઝી હકુમતના ફોટાઓ, અને શ્રી મુનશીનાં પુસ્તકોનાં પાત્રોનાચિત્રો શ્રી રવિશંકર રાવળે દોર્યાં છે અને એક આલ્બમ છપાઈ રહ્યું છે તે મૂળ ચિત્રો હતાં. ઉપરાંત કોઈ કોઈ છૂટક ચિત્રો પણ હતાં. ત્રીજા વિભાગમાં પ્રચારચિત્રો, સ્વચ્છતા, કુરિવાજો, દારૂબંધી વગેરેને અનુલક્ષીને ચિત્રો હતાં. ઉપરાંત સૌરાષ્ટ્રની જે વિશિષ્ટતા, ભરતગૂંથણ તેના પણ નમૂના હતા. મતલબ કે આ નાના કલાપ્રદર્શનમાં પણ જૂનાગઢની બહારથી મોટો ભાગ આયાત કરેલો હતો.





સ્વાગત પ્રમુખ તરીકે શ્રી શામળદાસ ગાંધી જ્યારે એમનું 'જાજવલ્યમાન જૂનાગઢ' એ ભાષણું વાંચવા માઈક ઉપર આવ્યા ત્યારે મારી આગળ એક ચિત્ર રજૂ થયું. 'વંદેમાતરમ્' દ્વારા વડોદરા અને રાજકોટ સંમેલન વખતે શ્રી શામળદાસે પરિષદને શ્રી મુનશીની નાગચૂડમાંથી છોડાવવા જે જોશીલો પ્રચાર કરેલો તે હું માનું છું કે કોઇ ભૂલ્યું નહિ હોય. એ જ શામળદાસને આજે હું, પરિષદમાં આવેલા સૌ, મુનશીનો સત્કાર કરતા જોઈ રહ્યા હતા! બીજી ક્ષણે જ વિચાર આવ્યો કે, મૂરખ જીવ, શામળદાસ અને મુનશી તો રાજકીય પુરુષો છે. એમને વખત પ્રમાણે પાઘડી ફેરવતા વાર ન લાગે!

શ્રી શામળદાસનું ભાષણ એમની કલમ પ્રમાણે જોશીલું હતું. 'વંદેમાતરમ્' ના અગ્રલેખ જેવી ભાષામાં ભભક હતી. કોઇપણ પરભાષા ન સમજતા હોઇએ છતાં તેનું સંગીત સાંભળનારને જેમ અસર જન્માવે છે તેમ શામળદાસની વાણી ડોલાવતી હતી. મોટે ભાગે એમની ભાષામાં શબ્દો ગિરનારની શિલાઓ જેવા ભારેખમ હોય છે. એનો અર્થ કાઢવા જઇએ તો ઝાઝો સાર ન નીકળે, છતાં એમની છટા, ભાષા, ઉચ્ચાર, પડછંદ કાયા, સાચે જ શ્રોતાઓને ડોલાવતાં હતાં. એક બાજુ વિશાળ મંડપની ચોમેર જૂનાગઢના વૈભવ સમી વનરાજી ડોલી રહી હતી, જિરના ડુંગર મંડપમાં ડોકિયાં કરતા હોય તેમ ત્યાંથી નજીકમાં દેખાતાં હતાં, અને એમાં વનરાજ ત્રાડકે તેમ શામળદાસ ત્રાડકી રહ્યા હતા!

મુનશીના પ્રમુખસ્થાન માટે દરખાસ્ત મૂકવા સુ. કૃષ્ણલાલ કાકા ઊભા થયા. બે દિવસ પછી એમને એંસી વર્ષ પૂરાં થઇ એકાસીમું વર્ષ બેસતું હતું, છતાં શરીરે ઉંમરને મચક આપી ન હતી. બાંધી દડીનું, નીચું શરીર એમની ઉંમર ઢાંકી રાખતું હતું. પણ એ પોતે વડીલ તરીકે એટલા સજાગ હતા કે ગંભીરતા જાળવીને બીજાઓને ઉંમરનું ભાન કરાવતા હતા. અને મારા જેવો કોઇ મેં ઉપરના સૂક્ષ્મ ભાવોને ગાંઠે એવો ન હોય તેને માટે એમની જૂની પુરાણી પાઘડી લાલબત્તી જેવી હતી.

એ ઠરાવને ટેકો આપનાર સજ્જનોએ વધુ વખત ન લીધો અને શ્રીયુત મુનશી પ્રમુખસ્થાનેથી ભાષણ આપવા ઊભા થયા. એમના ભાષણને સાંભળ્યા પછી જ્યારે ઠરાવોનો ક્રમ આવવો શરૂ થયો ત્યારે ખબર પડી ગઇ કે પ્રમુખ તરીકેનું એમનું ભાષણ પરિષદના ઠરાવોને અનુલક્ષીને હતું. જાણે એ ઠરાવોના પક્ષે ટેકા રૂપ એ ભાષણ ન હોય! ભગવાન સોમનાથના ઇતિહાસને અનુલક્ષી એમણે તેના પુનરુદ્ધારનો મુદ્દો ચર્ચ્યો. ગુજરાતની એકતાની વાત કરી. પરંતુ એ એકતાનો સૂર આ વખતે નવી રીતે રજૂ કર્યો. ગુજરાત એક ખરો, પણ એનો અર્થ એવો નહિ કે જુદો પ્રાંત કરવો. મુંબઇ ઇલાકામાં ગુજરાત રહે તેમાં વાંધો નથી. ફક્ત ગુજરાત જુદા જુદા સીમાડામાં વહેંચાઇ ન જાય એટલું જ જોવાનું છે. આ વિચારસરણી શ્રોતાઓ માટે નવી હતી. ભાષાવાર પ્રાંતની રચના કોંગ્રેસે માગેલી છે. ગુજરાતની અસ્મિતા પાછળ એ ભાવના હતી પણ ખરી. પરંતુ દેશમાં પ્રાંતિકતા રૂપી જે સંકુચિતતા ફેલાવા માંડી છે એટલે આ નવો સૂર દેશના હિતમાં જરૂરી છે માની મુનશીએ રજૂ કરેલો લાગે છે.

કારણ કે, સ્વભાષામાં કેળવણી મળવી જોઇએ એવો વડોદરા સંમેલનમાં ઠરાવ થયેલ તેમાં પીછેહઠ કરીને ઉચ્ચ શિક્ષણ રાષ્ટ્રભાષા દ્વારા અપાવું જોઇએ તેવો સૂર શ્રી મુનશીએ કાઢયો અને પછી એ ઠરાવ પણ આવ્યો. આમ મુંબઇ પ્રાંતમાં આપણે 'છીએ તે જ ઠીક' એમ માંડવાળ કર્યું.

ગુજરાત વિદ્યાપીઠની તાત્કાલિક માગણીનો મુદ્દો ભાષણમાં ચર્ચી એમણે ગુજરાતમાં ગમે તેટલી વિદ્યાપીઠ થાય તેને અમૃતમ્ વિદ્યા કહી એ વિવિધ પાત્રો દ્વારા પીવાય તેમાં વાંધો નથી એમ જણાવ્યું. પ્રેમાનંદ અને સામળના કાવ્યોના સંપાદનનો ઉલ્લેખ કર્યો. અને ગુજરાતી ભાષાના પ્રાચીન અને અર્વાચીન સીમાડાનો પ્રશ્ન મૂકી મહારાષ્ટ્રના લોકોને સારો જવાબ આપ્યો. આમ એમના ભાષણમાં સાહિત્ય કરતાં રાજકારણને લક્ષીને વિવિધ સૂરો હતા. છતાં એ જીવ સાહિત્યનો રહ્યો, કલા ખાતર કલાનો

પુરસ્કર્તા રહ્યો, એટલે છેવટ એ મુદ્દો પણ જતાં જતાં છણી લીધો. ગાંધીજીથી જે ફાયદા થયા છે તેનો ઉલ્લેખ કરી, સાહિત્યક્ષેત્રે એક ગેરફાયદો થયો છે તેમ જણાવતા મુનશીએ કહ્યું કે, ગુજરાતી સાહિત્યમાં સરસતાનો વિકાસ થયો નહિ. ગાંધીજીની ધ્યેય દૃષ્ટિ જીવનપ્રણાલીને લીધે ગુજરાતમાં વાસ્તવિકતાનો, ભંગડીની બંગડીની કવિતા ઊભી થઇ. પણ સર્જકોની દૃષ્ટિ સરસતા પ્રત્યે જવી જોઇએ તે ન ગઇ. બીજા શબ્દોમાં આપણે અર્થ કરી લઇએ તો, ગુજરાતી સર્જકો કલા ખાતર કલાને ન અપનાવતાં, જીવન ખાતર કલા તરફ જોતા થયા, અને પરિણામે કૃતિઓમાં ઊંચી સરસતા ન આવી. શ્રી મુનશીનો આ મુદ્દો નવો નથી. ફક્ત બીજા શબ્દોમાં એમણે મૂકયો છે. એટલું જ એમની રાજાશાહી જીવનરહેણી આગળ 'છીએ તે જ ઠીક' 'ડૉ. મધુરિકા' 'કાકાની શશી' જેવી નાની સૃષ્ટિમાં જ એમને સરસતા દેખાઇ, પણ જો એ મધ્યમ કક્ષા અને નીચી કક્ષાની સૃષ્ટિમાં વસી શકયા હોત તો જરૂર એમને પ્રતીતિ થાત કે શશીની બંગડીમાં જે સરસતા છે તેથી સહેજ પણ ઊતરતી નહિ એવી સરસતા બામણા ગામની ભંગડીની બંગડીમાં પણ છે. પરંતુ શ્રીમતી મુનશી એમને ઓળખે છે તેમ એ એમનાથી ઊતરતી સૃષ્ટિમાં ભળી શકતાં નથી, અને ભળે છે ત્યારે એક વૈજ્ઞાનિકની રીતે સંશોધન કરવા, એટલે એ સ્થિતિમાં એમને ભંગડીની બંગડીમાં સરસતા ન દેખાય તો એ ગુજરાતી સાહિત્યની કરુણતા નથી.

આમ અગિયાર વાગે શરૂ થયેલ સંમેલનની પ્રથમ બેઠક દોઢ વાગે મુનશીના ભાષણ સાથે પૂરી થઈ. જમ્યા પછી સાડા ત્રણના આશરે બીજી બેઠક શરૂ થઇ. પરંતુ સવારના જેટલી હાજરી ન હતી. રાજકારણમાં સંકળાયેલા પુરુષો, સૌરાષ્ટ્રની બંધારણ સભાના ચુંટાયેલા સભ્યોની સભા રાખી હતી તે કારણે પણ રોકાયેલા હતા. વળી કાર્યક્રમમાં વિભાગી પ્રમુખનાં ભાષણો હતા એટલે પણ લોકોને રસ ન હતો. કારણ કે વિભાગી પ્રમુખ છાપેલું ભાષણ વાંચે, અને શાળાના વિદ્યાર્થીઓની જેમ શ્રોતાઓ સાંભળી રહે, એ આજે લોકોને પસંદ નથી. એ તો છાપામાં પણ વાંચી લેઇશું એમ લોકો માને છે. અને તે ખોટું પણ નથી.

વળી આ વિભાગી પ્રમુખોને, એક ભાષણ લખેલું વાંચ્યા સિવાય પરિષદમાં કંઇ સ્થાન પણ નથી. એ લોકો પણ સામાન્ય સર્વની જેમ બીજી વખતે એક પ્રેક્ષક, અગર આમંત્રિત સજ્જન જેવા જ બની રહે છે. પ્રમુખની બને બાજુ પ્રથમ સ્થાન મંચ ઉપર એ લોકોનું હોવું જોઇએ, અને વિભાગી પ્રમુખ તરીકે બેસતું ગૌરવ થવું જોઇએ એવું કંઇ હોતું નથી. એટલે વિભાગી પ્રમુખોનું ભાષણ એ કેવળ નિબંધ વાચનનું રૂપ લે છે. આ સ્થાનથી કંઇ લાભ થતો હોય તો એટલો જ કે દ્વારા ચાર પાંચ નિબંધો સારા મળે છે, અને એ દૃષ્ટિએ જ સંમેલન દર વખતે વિભાગો વધારતી જતી હોય તેમ લાગે છે. પરંતુ એથી બીક રહે છે કે નિબંધો મંગાવ્યા છતાં એને જેમ પરિષદમાં સ્થાન મળતું નથી તેમ ભવિષ્યમાં વિભાગી પ્રમુખોના ભાષણનું થાય તો નવાઇ નહિ. મારા એક મિત્રે વિભાગી પ્રમુખોને અભાગી પ્રમુખો તરીકે કટાક્ષ કરતાં કહ્યું કે, એ બિચારા કયાં પડયા છે તેનું જ ઠેકાણું નથી એટલે એમને માટે અભાગી પ્રમુખો શબ્દ યોગ્ય છે. પરિષદને આપણે એક રાજા કલ્પીએ તો પ્રમુખને માનીતી રાણી કલ્પવામાં અને વિભાગી પ્રમુખોને અણમાનીતી રાણી કલ્પવામાં હું માનું છું કે વધુ યોગ્ય થશે. આવા વિભાગી પ્રમુખોમાંથી એ બેઠકમાં સંગીત વિભાગ, કેળવણી વિભાગ અને કલાવિભાગનાં ભાષણો વંચાયાં.

પ્રથમ દિવસની ત્રીજી બેઠક રાત્રે નવ વાગે શરૂ થઇ. અને તેમાં કાર્યક્રમ હતો રંજન વિભાગનો. લોકો સવાર કરતાં પણ વધુ ઊમટયા. પોતાના અધિકાર વગરની જગ્યાઓ લાગ મળ્યો તે બથાવી પડયા. અને પ્રમુખ વગેરે મોખરે બેસનાર, અને છેલ્લી ઘડીએ આવનાર બીજાઓની જગ્યા રહી નહિ. વ્યવસ્થા જાળવવાની મુશ્કલી હતી. પરંતુ રંજન કાર્યક્રમમાં મુંબઇના લોકનાટયસંઘ તરફથી 'કલ્યાણી' નાટિકા ભજવાવવાની હતી, પરંતુ એ મંડળી આવી ન હતી





એટલે સારા નસીબે સ્ટેજ ખાલી પડયું હતું ત્યાં પ્રમુખ અને બીજા સજ્જનોને બેસાડવામાં આવ્યા. અને એ કાર્યક્રમને બદલે કલા વિભાગના પ્રમુખ, સ્વામીનારાયણ સંપ્રદાયના સ્વામીએ શ્રોતાઓને શાસ્ત્રીય સંગીત સંભળાવી રંજન કરાવાનો વ્યર્થ પ્રયત્ન આદર્યો. અને સરવાળે શાસ્ત્રીય સંગીતની બારાખડી પણ ન જાણનાર શ્રોતાઓના મોટા સમુદાયને એ કાર્યક્રમ રંજનને બદલે રંજાડ રુપ નીવડયો. પરંતુ ચાલકોએ તે પછી ગઢવી મેરુભાનો બુલંદ કંઠ સ્ટેજ ઉપરથી રેલાવ્યો એટલે લોકોનું મન રંજન થયું. મેરુભાનો કંઠ જાણીતો છે. એમના દુહા અને લોકસાહિત્ય વિષે બે મત નથી. પરંતુ જૂનું એટલું સારું અને નવું એટલું ખોટું, એ માની ચાલનારની દૃષ્ટિ તટસ્થ રહેતી નથી. એ નવાની ઠેકડી કરી ભલે લોકોને રંજન કરાવે, પણ એ રંજનમાં જો દીર્ઘદૃષ્ટિ ભળે અને ઊંચી રંજનવૃત્તિ ભળે તો પ્રજાને સાચે જ ઊંચી કક્ષાનું રંજન મળે. પરંતુ કદાચ એટલી કક્ષાએ પ્રજા આવી નથી માટે એવી ઊંચી વૃત્તિના સર્જકો આપણે ત્યાં હજુ પાકતા નથી. તે પછી ચોરવાડની બાઇઓ તરફથી રાજકોટ સંમેલન વખતે ટીપણીનું નૃત્ય, સંગીત, જે બહેનોએ રજૂ કર્યું હતું તે જ બહેનોએ એ કાર્યક્રમ અહીં રજૂ કર્યો હતો. ભૂંસાતી જતી આપણી કલા, શ્રમને હલકો કરવા, શ્રમમાં આનંદ માણવા, શ્રમજીવીઓએ પોતાના જીવન સાથે ટીપણીની જે કલા વણી લીધી છે તે આપણી પ્રાકૃત પ્રજાની રસવૃત્તિનું ઉત્તમ દૃષ્ટાંત છે. પરંતુ એમના સુધી હવે ' ભાભી થોડાં થોડાં થાવ વરણાગી ' અને 'મારી નણંદીએ મેણું માર્યું' એ 'ગુણસુંદરી'નું ગીત પહોંચી ગયું હતું એમ એ નૃત્યને તાલ આપતાં વાદ્યો કહી આપતાં હતાં !

બીજે દિવસે નવ વાગે વિભાગી પ્રમુખો, સાહિત્ય અને વિજ્ઞાનનાં ભાષણોથી સંમેલન શરૂ થયું જેમ હવે નાટકો ત્રિઅંકીને બદલે દ્વિઅંકી થયાં છે તેમ સંમેલન પણ દ્વિઅંકી હતું. એટલે એ ભાષણો પછી ઠરાવો રજૂ થયા. પ્રથમ ઠરાવ પૂજ્ય મહાત્માજીના અવસાન અંગે હતો બીજો સાહિત્યકારોના અવસાન અંગેનો હતો. અને ત્રીજો ઠરાવ મૂકયો સૌરાષ્ટ્રના વડા પ્રધાન શ્રી ઢેબરભાઇએ ઊંચ શિક્ષણ રાષ્ટ્રભાષા દ્વારા આપવા બાબત. આ ઠરાવ ઘડીને વિષય વિચારણી સભાએ તૈયાર કર્યો હશે ત્યારે ભાગ્યે એને ખબર હશે કે ખુલ્લી બેઠકમાં એ ચકચાર જગાવશે. શ્રી ઢેબરભાઇએ રજૂ કરી પોતાનું મંતવ્ય જણાવ્યા પછી સંમેલન બપોર ઉપર મુલતવી રહ્યું.

જમ્યા પછી વચ્ચે એકાદ દોઢ કલાક આરામનો મળતો હતો તે વખતે શ્રી નાથાલાલ દવેના ઉતારાની રૂમમાં લેખકમિલનની સભા રાખી હતી. આવા સંમેલનમાં આવેલા લેખક–કવિઓનો એકબીજાને પરિચય થાય તેવો આનો ઉદ્દેશ હતો. જાણીતા અને નવા ૪૦–૫૦ ભાઇઓ તેમાં મળ્યા હતા. અને તેમણે દરેકે પોતે પોતાનો પરિચય આપ્યો હતો. લેખકો ભેગા થાય ત્યારે એમને ચર્ચા શોધવા જવાનું ન હોય પરંતુ બપોરના સંમેલનનો વખત થઇ જતાં એ સભા પૂરી થઇ હતી.

ત્રણ વાગે ફરી શરૂ થયું ત્યાં શુષ્ક અને એકધારા ઘરેડવાળા સંમેલનમાં ઓચિંતી ગરમી આવી ગઇ. સ્ટેજ ઉપર નીચેથી કાપલી ગઇ, અને તેમાં લખ્યું હતું કે આ ઠરાવ ઉપર મારો વિરોધ છે. એમાં નામ હતું, સાહિત્ય વિભાગના પ્રમુખ પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું. શ્રી મુનશીને તો ખ્યાલ પણ નહિ કે આમ વિરોધ થશે. રણમેદાન ઉપર પૂરતું લશ્કર લેઇને આવેલા પ્રમુખને ગભરાવાનું પણ કારણ ન હતું. પરંતુ પોતાનો વિજય ચોક્કસ છે એમ માની યોદ્ધાઓ વેરવિખેર હતા તેમને સૂચનાઓ આપી, ઇશારા કરી, ખબર મોકલી જોત જોતામાં સ્ટેજ ઉપર બોલાવી લેવામાં આવ્યા. ઠરાવના મૂળ વહેંચેલા ખરડામાં ટેકો આપનાર તરીકે ત્રણ નામ હતાં, શ્રી હરસિદ્ધભાઇ દીવેટિયા, શ્રી ચિમનલાલ શાહ અને શ્રી પુષ્પાબેન મહેતા. પરંતુ એટલા યોદ્ધાઓથી કદાચ હારી જવાય એ બીકે એમની મદદે વાણીશૂરા શ્રી શામળદાસ ગાંધી, પ્રિ. રમણલાલ યાજ્ઞિક, પ્રો. દલપત જોશી, શ્રી

ચૈતનપ્રસાદ દિવાનજી, શ્રી ભાનુશંકર વ્યાસ (બાદરાયણ) ને મોકલવામાં આવ્યા- છતાં ક્યાશ રહી હોય તેમ શ્રી મુનશી પોતે પણ એટલા વખત પૂરતું શ્રી કૃષ્ણલાલ ઝવેરીને પ્રમુખપદ સોંપીને રણમેદાન ઉપર કૂદી પડયા.

જ્યારે વિરોધ કરનારમાં હતા, પ્રો. વિષ્ણુપ્રસાદ, પ્રો. રવિશંકર જોશી, પ્રો. હસિત બુચ અને શ્રી ભૃગુરાય અંજારિયા. ઉપરના વાણીશૂરા ધનુર્વિદોમાં જોરશોરમાં પિપૂડીના અવાજ જેવો વિરોધનો સૂર દબાઇ ગયો. વળી વિરોધ કરનારાઓ પોતે જીતશે એવી આશાએ ઊભા પણ થયા ન હતા. હાર તો ચોખ્ખી હતી. પરંતુ પોતાનો પ્રમાણિક અભિપ્રાય જીત નહિ થાય એ બીકે રજૂ કર્યા વગર બેસી રહેવું એ કાયરતા માની ફળની આશા રાખ્યા વગર વિરોધ વ્યકત કર્યો હતો. છેવટ ગરમાગરમ ચર્ચા પછી ૫૦ વિરોધ ૬ મતે ઠરાવ પસાર થયો.

ચોથો ઠરાવ ગુજરાત વિદ્યાપીઠની તાત્કાલિક સ્થાપના કરવા અંગેનો-હતો. પાંચમો ઠરાવ પારિભાષિક શબ્દકોષ અંગેનો. છઠ્ઠો, દેશમાં એક નાગરી લિપિ (શિરો રેખાના વિકલ્પ સાથે) વાપરવા સંબંધી. સાતમો, નરસિંહ મહેતાના સ્મારકનો. આઠમો, ભગવાનલાલ ઈંદ્રજીનું સ્મારક. નવમો, રાજકોટમાં સ્થપાયેલ સૌરાષ્ટ્ર સંશોધન મંડળને આવકાર. દશમો, ગુજરાતીઓના સર્વદેશીય વિકાસ સંબંધી. આમ તે પછીના ઠરાવો લાંબી ચર્ચા વગર અને વિરોધ વગર સાંજે બેઠક પૂરી થાય તે પહેલાં ઝડપથી નાટકના ડાયરેકટર શ્રી મુનશીએ કુનેહથી પતાવી દીધાં હતાં.

રાત્રે રંજન કાર્યક્રમ શરૂ થયો ત્યારે ગઇ કાલના જેવી બેસવામાં ગરબડ થવા પામી ન હતી. આજે રંજનમાં મુખ્ય બે કાર્યક્રમો હતા. પોરબંદરની આર્ય કન્યા ગુરુકુળની વિદ્યાર્થીનીઓ તરફથી અને બીજો, રાજકોટના સૌરાષ્ટ્ર કલાકેન્દ્ર તરફથી- પહેલા પક્ષ તરફથી એમની ઉંમર અને શક્તિ પ્રમાણે ઠીક કહી શકાય તેવા પ્રયોગો હતા. આર્ય સમાજની ભાષણબાજી પદ્ધતિ વચ્ચે વચ્ચે ડોકિયાં કરી જઇ ને પ્રેક્ષકોને રંજન કરતા હતી એટલું એ તરફે ટીકા પાત્ર હતું. આ સંમેલનના રંજન વિભાગમાં પ્રથમ નંબર સૌરાષ્ટ્ર કલાકેન્દ્રનો આવ્યો હતો. બાર વાગે એ લોકોને સ્ટેજ મળ્યું હતું તે એમણે રંજનની એવી શક્તિથી સાડાત્રણ વાગે કાર્યક્રમ પૂરો થયો ત્યાં સુધી પ્રેક્ષકોને પકડી રાખ્યા હતા, એ એમને માટે મોટું સર્ટિફિકેટ હતું.

ત્રીજે દિવસે દોઢ વાગે સોમનાથ જવા સ્પેશિયલ ટ્રેન જવાની હતી. એટલે સવારના વખતનો સદુપયોગ કરવા સંમેલનના કાર્યક્રમ બહારનો, 'કવિ સંમેલન' શ્રી બાદરાયણના પ્રમુખપણા નીચે સ્વતંત્ર રીતે યોજયું હતું. પરંતુ એ વખતે હું નરસિંહ મહેતાનો ચોરો અને બીજું સ્થળ જોવા ગયો હતો એટલે તે અંગે મૌન રહું છું.

બપોરે સવા બે વાગે જૂનાગઢથી સ્પેશિયલ સોમનાથ માટે ઉપડી. વચ્ચે ચોરવાડ સ્ટેશન ઉપર નજીકમાં એક વેપારી પેઢી તરફથી ચાપાણીનો સત્કાર સમારંભ થયો અને પછી વેરાવળને સ્ટેશને ઊતરી મોટરો દ્વારા સર્વ મંડળીને હિંદના ઐતિહાસિક સ્થળ સોમનાથ લેઇ જવામાં આવી. એ સ્થળની ઐતિહાસિકતા વિશે એટલું કહેવાઇ ગયેલું છે આપણા હૈયામાં એટલું શ્રદ્ધાનું સ્થાન છે કે એ વિષે વર્ણન કરવાની કંઇ જરૂર નથી. સર્વને માટે એ એક અનેરો લહાવો હતો. પાછા ફરતાં વેરાવળમાં ધીવાળા શેઠને ત્યાં, ફેકટરીમાં એવું બાદશાહી ભોજન જમ્યા હતા કે ગાડીમાં એનું ઘેન રહ્યું. અને સાડા અગિયારે જૂનાગઢ આવ્યા ત્યારે તો સંમેલનની પૂર્ણાહૂતિની સભા ચાલુ થઇ ગઇ હતી. તે માટે શ્રી મુનશીને અને શ્રી જામસાહેબને સૌથી વહેલા સોમનાથથી લાવવાની વ્યવસ્થા પણ કરેલી હતી.

ઉપસંહારમાં શ્રી મુનશીએ કહ્યું કે હું મહા ગુજરાતની યોજના આકાર લે તેની ઝંખના સેવું





છું, પણ એનો નિર્ણય કરવાનો આધાર નામદાર જામસાહેબ ઉપર રહેલો છે. વળતા જવાબમાં જામસાહેબે કહ્યું કે સૌરાષ્ટ્ર ગુજરાતમાં ભળવાને બદલે ગુજરાત સૌરાષ્ટ્રમાં ભળે અને મહા સૌરાષ્ટ્રનું સર્જન થાય એવી હું અભિલાષા સેવું છું !

આ પછી રંજન કાર્યક્રમમાં ગઝલનો શ્રી શયદાના પ્રમુખપણા નીચે મુશાયરો હતો. પરંતુ બીજી સવારે મારે ગિરનાર ચડવું હતું, એટલે રંજન કરી ઉજાગરો કરું તો ગિરનાર ચડતાં રંજાડ થાય એટલે વહેલો ઉતારે જઇને સૂઇ ગયો. અને આંખ મિચાંતાં પરિષદના નાટકનો અંત આવ્યો!

## શૂન્યકાર પથરાય

અંધારાં પથરાય (૨)
અંધારાં પથરાય જગત પર અંધારાં પથરાય-
આભ ઊગેલો સૂર્ય આથમે અંધારાં પથરાય.

હવે તો તિમિરનાં દળ ધાય.
બિછાવી કાળી ચાદર છાંય...અંધારાં પથરાય.
હિન્દ ભૂમિનો એક સંત જ્યાં દીપક થઈ ઓલાય.
હૈયામાં તો દુઃખ ભરાયું જન હૈયાં મૂંઝાય.

સાંભળી અંતર દર્દભરાય.
ભૂમિ પર શ્યામલ ચાદર છાંય...અંધારાં પથરાય
ભારત માના મંદિર દ્વારે. જલતી દીપક વાટ.
એ જ્યોતિનાં કિરણો પહોચ્યાં-સાત સમુદર પાર.

આજ એ પ્રકાશ ચાલ્યો જાય.
અભાગી ! કોણ બૂઝાવી જાય
આજ તો તિમિર વાદળ છાંય.
મંદિર શૂન્યકાર પથરાય.... હિન્દપર શૂન્યકાર પથરાય.
અંધારાં પથરાય...

તા. ૩-૮-૧૯૪૮ મંગળવાર — કાન્તિલાલ નાં. પાઠક.

# પ્રસંગચિત્રો

નટવર મોદી

ગામડાંના લોકો હવે અગાઉ જેવા જંગલી રહ્યા નથી એમ હું માનતો. વાતની વાતે, દારૂ પીધેલ હાલતમાં અગાઉ જે તલવારો ઊછળતી હતી તે હવે ભાગ્યે જ ઊછળતી હશે એવો મારો ખ્યાલ હતો. અને મારા એ ખ્યાલોને મનમાં ઘૂંટતો ઘૂંટતો દૂરના ગામડેથી બે ત્રણ ખેડૂત સાથીદારો સાથે પગપાળો શહેર તરફ જઇ રહ્યો હતો. પરંતુ અમે અડધે રસ્તે પહોંચ્યા ત્યારે એક સાથીદારે મને કહ્યું; 'મોટા! જોયું?'

મે કહ્યું:–' શું?'

'આ હેલા ઝાડ પર જુઓ.' એણે આંગળી ચીંધી મારું લક્ષ ખેંચ્યું.

અને મેં જે દૃશ્ય જોયું તેથી હું દંગ થઇ ગયો. મારું દિલ દ્રવી ઊઠ્યું.

એક સ્ત્રીને નગ્ન-હાલતમાં ઝાડની ડાળે બાંધીને લટકાવી હતી. લટકાવ્યા પછી એને ભૂંડી રીતે મારી નાખવામાં આવી હતી. પૂછતાં ખબર પડી કે લોકોને જોવા સારુ પ્રદર્શનરૂપે એને ત્યાં લટકાવી રાખી હતી. કે જેથી અન્ય એવી સ્ત્રીઓ પણ દાખલો લઇ સુધરી જાય.

પણ મુદ્દાની વાત પૂછપરછ કરતાં માલૂમ પડી કે એક ખેડૂતની સ્ત્રીએ કોઇ એક પુરુષ જોડે આડો સંબંધ રાખ્યો હતો. તેની જાણ એના પતિને થઇ. કહે છે કે અગાઉ બે ત્રણ વખત એ પતિએ જવા દીધી હતી. પરંતુ આ વખતે એનાથી જોયું ગયું નહિ. સહન થયું નહિ...ને એણે અગાઉ જણાવ્યા મુજબ કાયદો હાથમાં લઇ પરાક્રમ(!) કર્યું. લોકો એથી ત્રાસી ઊઠયા હતા.

એ સ્ત્રીનું શબ ઉતરાવી, પોલીસને હવાલે કરી અમે આગળ વધ્યા.

મને થયું કે હજુ ય સ્ત્રીઓ પ્રત્યે આવું જંગલી અને અમાનુષી વર્તન રાખવામાં આવે છે! વ્યભિચારના વહેમનું ઓસડ કર્યું? એનો જવાબ મને મળ્યો નહિ ને હું મૂંજવણમાં જ રહ્યો.

થોડાક દિવસ પછી હું ગામડાની એક સભામાં જતો હતો. રસ્તામાં એક ખેડૂત મળ્યો. હાથ જોડીને એ કહેવા લાગ્યો.' સાહેબ! મને બચાવો.' મને કારણ સમજાયું નહિ;એટલે મેં એને ખુલાસો કરવા કહ્યું. મારા આશ્ચર્ય વચ્ચે એણે કહ્યું કે પેલી ઝાડ પર લટકાવી ખૂન કરવામાં આવેલ સ્ત્રીનો એ પતિ હતો. મેં કહ્યું 'સ્ત્રીનું જંગલી રીતે, ઘાતકીપણે ખૂન કરીને તું મારી મદદ માગે છે?'

'હું કરું બાપજી! કરતાં તો કરી બેઠો પણ હવે ખૂબ પસ્તાઉં છું.' વધુ પૂછતાં ખબર પડી કે એની ઉપર કેસ ચાલે છે, પરંતુ દેશી રજવાડામાં ચાલે છે એમ પોલરૂપે પૈસા વેડફીને એ થોડાક દિ' બચી ગયો 'તો.

'મેં કહ્યું:—'હું મદદ ના કરી શકું. કાયદો કરે એ ખરું.'...ને હું દુભાતા દિલે આગળ વધ્યો.

ગામડામાં સેવાર્થે આવેલ હું આ બનાવથી હેબતાઇ ગયો. પરંતુ હિંમત હાર્યો નહિ. પૂ. મહારાજનાં કાર્યોમાંથી પ્રેરણા મેળવી ગામડે ગામડે ફરીને માણસાઇના પાઠ ખેડૂતોને સમજાવતો ગયો. ને હું વધુ સમજતો ગયો.

× × ×

ગામડામાં ફરતાં હરતાં મેં એક એવું ગામડું પણ જોયું કે જ્યાંના લગભગ બધા જ ખેડૂતો પાકા ચોર કહેવાય છે. અનેકવાર એ ગામડાએ વટેમાર્ગુઓને ત્રાહી ત્રાહી પુકરાવેલ છે. આ ગામના પુરુષો તો બહાદુર છે જ. પરંતુ સ્ત્રીઓ પણ પરાક્રમી અને જોરાવર છે. હાથ સપડાયા તો ટીપી જ નાંખે. અરે, ત્યાં તો પુરુષો કરતાં કેટલીકવાર તો સ્ત્રીઓનું જ રાજ્ય ચાલતું હોય છે. આ લોકોનો સંપ પાકો હોય છે. નગારું વગડતાં જ સૌ–સ્ત્રી પુરુષો લડાયક શસ્ત્રો લઇ દોડી આવે છે. નજરે જોતાં આ લોકો ઠગ છે એમ નહિ જ લાગે.

એકવાર ત્યાંના એક સુખી ખેડૂતનો મને ભેટો થઇ ગયો. મેં પૂછ્યું:–'સારી સ્થિતિના હોવા છતાં ય તમારા લોકો શા માટે ચોરી કરે છે?' એણે બેવડકપણે કહ્યું:–' મોટા! એ તો અમ લોકનો રિવાજ સે. ઘરમાં ભલેને ગાલ્લાં ભરીને અનાજ હોય પણ ચોરી કર્યા વગર ચેન પડે જ ની.'





એનો જવાબ સાંભળીને હું તો સડક જ થઈ ગયો. મેં ખૂબ દલીલો કરી અને ચોરી નહિ કરવા એને સમજાવ્યો. પરંતુ એ તો માત્ર હસતો જ રહ્યો. એની વાતને વળગી રહ્યો.

બીડી પીનારને બીડીની જેવી તલપ હોય છે એવી એમને ચોરીની તલપ લાગી હોય છે.

ત્યારે તો હું જ હાર્યો.

પરંતુ ત્યારપછી હિંમત નહિ હારતાં અમે થોડાક ગામ ભેગા કરી જમાવી બેઠા. આસ્તે આસ્તે અમે એમને સાચી વસ્તુ સમજાવી શક્યા. એમની બહાદુરીની કદર કરી, પણ ચોરીની 'લત'ને વખોડી. એવેનો ખૂબ જ નામીચો બહારવટિયો અમેસીંગ માત્ર આ લોકોથી જ ડરતો હતો. એવા બહારવટિયાના ય બહારવટિયા જેવા આ ખેડુતો (સ્ત્રીઓ સુદ્ધાં) આજે ચોર નથી રહ્યા. બહાદુર જરૂર છે.

નિસ્વાર્થી કામ આખરે નિષ્ફળ નથી જ જતું એવી ખાતરી અમને થઈ.

શાહુકારી ચક્રવર્તી વ્યાજે અને અમલદારી લાંચ-રુશ્વતે ખેડુતોની કેડ બેવડી કરી મૂકેલ છે. વળી, ખેડૂતોના પોતાના દુર્ગુણો ય એમની દુર્દશા માટે જવાબદાર હોય છે. બાર તેરસાની બલામાંથી તેઓ હજુ છૂટયા નથી. દારૂના દૈત્યનો હજુ તેમણે નાશ કર્યો નથી. કસુંબા-પાણી તો આજ-પણ તેમને કોરી રહેલ છે. ભોળા અને ભલા તેઓ હોય છે. અનેક તરફી છાંયડી છતાં, કડવા અનુભવો છતાંય તેઓ દિલના દરિયાવ તો આજે પણ છે.

ગામના પૈસાપાત્ર એવા શાહુકારે થોડાક જ દિ પહેલાં પાંચ-સાત સાથીદારો સાથે ગામડાનું પર્યટન આદર્યું-ચરી ખાવાની લાલચે. ગામડે પહોંચ્યા ના પહોંચ્યા કે એમના હુકમો શરૂ થઈ ગયા. સૌ પ્રથમ ઘોડાઓ માટે ચંદીનો હુકમ છોડયો. ગરીબ ખેડૂતે ચંદી પૂરી પાડી-વસૂક હોવાથી. પછી નહાયા-ધોયા અને ગંઠોડા ખોલ્યા બાદ શેઠે કહ્યું કે; 'અધો શેર ઘી લાવો ને લોટ વગેરે લાવો. ઘરમાં સાવ દાણા હોવા છતાં ય ખેડૂતે થોડાક દાણા વેચીને શેઠે માગ્યું તે બધું લાવી આપ્યું.

વ્યાજનાં વ્યાજ ખાનાર શેઠે તેમજ એમના સાથીદારોએ પછી પકાવીને નિરાંતે લાડુ આરોગ્યા (!) ત્યારબાદ હિસાબ-કિતાબ મરજી મુજબ કર્યો-કરાવ્યો-અંગૂઠા લઈને-અને સાંજે પાછા ફર્યા. ખેડૂતનું દેવું બહુ બે વર્ષ લંબાયું. તો ય એણે ભગવાનપર ભરોસો રાખીને શેઠનું ભલું ઇચ્છયું.—

એ જ ખેડૂત અઠવાડિયા બાદ ઘીનો બરણી લઈને શેઠને ઘેર ગયો. ઘી કાઢીને શેઠાણી રસોડામાં ગયાં. ખાવાનો ભાવ સરખો ય પૂછયો નહિ. અરે, એટલું જ નહિ પણ, ખેડૂતે પીવા પાણી માગ્યું ત્યારે માંડ માંડ, શેઠાણીએ ખારા કૂવાનું પાણી પાયું. પાણી પીને ખેડૂત ભૂખ્યા પેટે ચાર માઈલ ટાંટિયા તોડવા ઊપડી ગયો. સગી આંખે મેં એ જોયું. મારું મન રડી ઊઠ્યું.

મનમાં થયું—માનવીના પણ વિચિત્ર પ્રકારો છે ના! એક અભણ ખેડૂત રૂપિયાનું દોઢ પાશેર ઘી હોવા છતાં ય શેઠની હોજને જમાડવા અધો શેર ઘીનો ઘાડવો ઠાલવી દે છે. પણ-એ શેઠ અને શેઠાણી એ જ ખેડૂતને મફતનું પાણી પાવામાં પણ ભેદા-ભેદ રાખે છે!

વિચારોનો મારો ચાલતાં મનને થયું કે બાપુનું રામરાજ્ય કયાં છે? નથી તો કયારે આવશે!

જવાબ મળ્યો કે—એ માટે તો અસંખ્ય સાચા સેવકોએ ગામડાંમાં ખૂંપી જવું પડશે. સમજણની, સભ્યતાની અને માનવતાની મશાલ જલતી રાખવા માટે નિસ્વાર્થી સેવકોએ હોમાઈ જવું પડશે. મોજ-શોખ ભોગ વિલાસનો ત્યાગ કરીને નવજુવાનોએ ગામડાંમાં જઈને રહેવું પડશે.

'માણસાઈના દીવા' પ્રગટાવવા પૂ. રવિશંકર મહારાજ જેવું ખડતલ. સેવાભાવી અને કર્તવ્ય-પરાયણ જીવન જીવવું પડશે.

મનને સમાધાન થયું કે, ભલા આદમી! એ જ રસ્તો છે—રામરાજ્ય યા નો લોકશાહી સમાજવાદ લાવવાનો.

ત્યાર પછી જ હું નિરાંતે ઊંઘી શકયો. ★

## સાહિત્ય રસિકો અને પુસ્તકાલયો માટે

# ઉત્તમ તક

[ માત્ર માર્ચની પંદરમી સુધી જ આ યોજના ચાલુ છે. દરિયાપારના દેશોને તા. ૧૫મી એપ્રિલ સુધી આ લાભ મળશે. )

### સેટ પહેલો

| | | |
|---|---|---|
| સોહાગણ ભા. ૧—૨ | ( રમાકાન્ત ગૌતમ ) | ૪-૦-૦ |
| ક્રાન્તિનાદ | ( દિવ્યાનંદ ) | ૩-૦-૦ |
| રાજલક્ષ્મી | ( પ્રલ્હાદ બ્રહ્મભટ ) | ૪-૦-૦ |
| આધુનિક સાવિત્રી | ( રમણલાલ સોની ) | ૩-૮-૦ |
| પ્રયાણ | ( ઇન્દ્ર વસાવડા ) | ૩-૦-૦ |
| કુન્દન | ( ચિરંતન ) | ૩-૦-૦ |
| ભગવાન ચાણક્ય | ( મંજુલાલ દેસાઈ ) | ૨-૮-૦ |
| ગ્રામીઝમ | ( રામરાય મુનશી ) | ૩-૦-૦ |
| રૂપા | ( કૃષ્ણલાલ શાહ ) | ૨-૮-૦ |
| | | ૨૮-૦-૦ |

આખો સેટ લેનારને રૂ. પંદરમાં મળશે ( પોસ્ટેજ જુદું )

### સેટ બીજો

| | | |
|---|---|---|
| રેણુ અને બીજી વાતો | ( રમણીક મહેતા ) | ૩-૦-૦ |
| માતાનું ઋણ : ભાગ ૧—૨ | ( જટુભાઈ મહેતા ) | ૫-૦-૦ |
| '૫૭ નો દાવાનળ | ( ચંદ્રભાઈ ભટ્ટ ) | ૪-૦-૦ |
| ભભુકતી જ્વાળા | ( રામુ અમીન ) | ૪-૦-૦ |
| આશીર્વાદ | ( સેવક ભોજરાજ ) | ૨-૦-૦ |
| રજની | ( બંકીમબાબુ ) | ૪-૦-૦ |
| ઇશ્વરનું ખૂન | ( દિવ્યાનંદ ) | ૨-૪-૦ |
| પ્રેમલ જ્યોતિ | ( મુરલી ઠાકુર ) | ૨-૮-૦ |
| સ્વાધ્યાય | ( ડૉ. હરિપ્રસાદ દેસાઈ ) | ૧-૪-૦ |
| | | ૨૮-૦-૦ |

આખો સેટ લેનારને રૂ. પંદરમાં મળશે ( પોસ્ટેજ જુદું )
બન્ને સેટ સાથે લેનારને રૂ. અઠ્ઠાવીસમાં [ રેલવેનૂર ફ્રી ]

# શ્રી મહાવીર પુસ્તકાલય

સેન્ટ્રલ બેંક પાસે, ગાંધી રસ્તો : અમદાવાદ [India]

## [૫]

### અમીન એકાંતવાસ—કસોટી—નવજીવન

'નર્મદા તટે તપઃ કુર્યાત્'

તપને માટે નર્મદાનો કાંઠો પ્રસિદ્ધ છે. એની એકેએક ભેખડની પાછળ આત્મ સાધનાનો ઇતિહાસ પડયો છે. ગમે ત્યાં ઊભા રહી નજર કરો. એક બે સફેદ ધજા લહેરાતી દેખાવાની. ઠેરઠેર સંતમહંતોની મઢીઓ અને નાના મોટા આશ્રમો આંખે ચઢવાના.

સો ફૂટ ઊંચી ભેખડો ઉપર ગામથી થોડે છેટે બે ત્રણ મકાનો આવેલાં છે. એ છે માધવદાસજીનો આશ્રમ. એમાંની એક છે એમની ગુફા. નર્મદાનાં પવિત્ર નીર દૂરથી વળાંક લઇ જાણે એ આશ્રમની ચરણરજ લેવાને ન ધસી રહ્યાં હોય એમ ઊંચી ભેખડોને અડીને વહી રહ્યાં છે. આમ તો નર્મદાનું દર્શન માત્ર આંખને મુગ્ધ કરનારું છે. ગમે ત્યાં ઊભા રહી નજર કરો એ તમારા ચિત્તને હરી લેશે. પણ નર્મદાના સૌંદર્યે રણાપુર આગળ માઝા મૂકી છે. અને તેમાં ય અંબાજીની ટેકરી આગળ ઊભી નર્મદાનાં દર્શન કરવાં એ જીવનનો અપૂર્વ લહાવો છે. નર્મદાના નિર્મળ સલિલ ઉપર લહરતા પવનની મંદ થાપડો કદી ન ભુલાય એવી ચેતના આપણા દિલમાં સિંચી જાયે છે. રાજપીપળાના પર્વતોની તળેટીમાંથી એકદમ ધસી આવી જાણે પોતાની બધી સમૃદ્ધિ રણાપુરને ચરણે ન ધરી દેતી હોય ! અને તે વખતનું દર્શનઃ પર્વતો અને રાજપીપળાની હરિયાળી રંગભૂમિ પર પ્રકૃતિ દેવી ખુદ જાણે અભિસારિકા રૂપે નૃત્ય ન કરી રહી હોય એવો અનુભવ થાય છે. એના પ્રત્યેક મરોડમાં પણ વાત્સલ્યનાં ઝરણા શા વનશ્રીથી વિંટાએલાં ગામડાં નાનાં ભૂલકાં જેવાં લાગે છે. અહા ! કેટલી વાત્સલ્યપૂર્ણ છે નર્મદા મૈયા !

તમે એકવાર એ નર્મદા તટે રહી જુઓ. કદી એ દૃશ્યને નહિ ભૂલી શકો. જ્યાં આવુ સૌંદર્ય હોય ત્યાં ઇશ્વરનો સાક્ષાત્કાર કરતાં શી વાર લાગે. એટલે જ આપણા તપસ્વીઓએ નર્મદાતટને તપોભૂમિ કહી બિરદાવી છે.

### સૌંદર્યસાધના

'આપણી સંસ્કૃતિ અધ્યાત્મ પ્રધાન છે. પણ આપણું અધ્યાત્મ જીવનથી વિમુખ નથી. આપણા ઋષિઓએ જંગલમાં જઇ સાધના કરી. પણ જંગલમાં જઇ તેઓ જડ નહોતા બન્યા. પણ આ વિશ્વની પાછળ સતત નૃત્ય કરી રહેલા પરમ તત્ત્વનું તેમણે દર્શન કર્યું હતું. આ તત્ત્વને પામવાનો તેમનો પુરુષાર્થ હતો, તેમનું દર્શન જીવથી ય આગળ વધી જગતના અણુએ અણુ સુધી વિકસેલું હતું. અને એટલે જ એ તત્ત્વને પામવાને તેમણે સૌંદર્યને સાધન માન્યું. જ્યાં જ્યાં સુંદરતા જોઇ જ્યાં જ્યાં દિલ દ્રવી ગયું ત્યાં બેસી તેમણે સાધના કરી અને અંતરમાં પડેલા ચૈતન્ય અને વિશ્વમાં રમતા ચૈતન્ય સાથે એકતા સાધી. આ હતી આપણી સંસ્કૃતિની સાધના. જે સૌંદર્ય તેમણે સૃષ્ટિમાં જોયું તે જ તેમણે દિલમાં પ્રગટાવ્યું અને એના સહજ જ ઉપભોગથી દિલમાં જે આનંદનું અમી ઝરણુ પ્રગટ્યુ તે વડે સારાયે વિશ્વને પ્રેરણા પાવાનો પુરુષાર્થ કર્યો.

રણાપુર પણ એવી જ તપોભૂમિ છે. સંતોએ તપશ્ચર્યા કરી છે. આજે તેની યાદ તેના કણે કણમાં છે. માધવદાસજીનો આશ્રમ આજે પણ તેની શાખ પૂરે છે, એ જર્જર મકાનોમાં એક જૈન સાધુએ પગ મૂકયો. જરા વિચિત્ર સાધુ, ન બોલે ન ચાલે. એકલા ઓરડીમાં રહે, ભાગ્યે જ બહાર નીકળે. સાથે એક માણસ હતો, તેની સાથે ય ન બોલે, જરૂર હોય તો સ્લેટ પર લખી વાત કરે. બહાર નીકળે તે પણ દોડતા દોડતા. ગામમાં ભિક્ષાએ જાય ત્યાં પણ મૂંગા, ન કોઇની સાથે બોલે ન કોઇના તરફ ધ્યાનપૂર્વક જુએ. એક માસ, બે માસ. બસ આ જ ધૂન, આખો દિવસ મકાનમાં રહે વાંચે, વિચારે, લખે, ખૂબ લખે. લખવાથી થાકે તો વળી પાછા આંટા મારે.

મકાનની દક્ષિણ બાજુએ એક બારી હતી. એ બારીમાંથી નર્મદાનો પ્રવાહ સ્પષ્ટ નજરે ચઢે. અને ત્યાં ઊભા રહી નજર નાખીએ તો સામે વાઘણા

ગામની વનશ્રી તરત જ આપણને ત્યાં બોલાવી લે. ભાગોળે ઊભેલો વડ અને તેને છાયે સફેદ દેરી ! જાણે કવિની કલ્પના ન હોય. આ સૌંદર્ય એક માત્ર હતું એ સાધુ–સાથી. બાગીમાં ઊભા રહી કલાકો સુધી સૌંદર્યનું પાન કરે. અંતરમાંથી કાવ્ય પ્રગટે. ને એકલા એકલા ગાય. અને એકાંતની મૂંઝવણ હળવી કરે.

## સમૌન એકાંતવાસ

શરૂઆતના દિવસો હતા. મૌન–અને તે પણ કાષ્ઠ મૌન. કોઇનો ચહેરો ય ન જોવો અને તે પણ આવા પ્રવૃત્તિવાળા ધમાલિયા જીવને. તંદુરસ્તી પર અસર થઇ. શરીર સૂકાવા લાગ્યું પણ સાથે સાથે અંતરમાં આનંદનો જે ઝરો પ્રગટયો તેણે એક નવી જ સૃષ્ટિ સર્જાવી. બહારની વાચા બંધ થતાં અંતરની વાચા ઊઘડી. તે દિલ સાથે વાતો કરવા લાગ્યા. બહારની આંખ અંદર વળી અને એક વિરાટ અંતર–જીવનનું દર્શન થયું. ખૂબ લખાયું. ખૂબ વિચરાયું. એક વર્ષ પૂરું થયું.

આ દરમિયાન વડોદરાના પાંચ સાત ભાઇબહેનો માલસરને પ્રવાસે નીકળ્યાં હતાં, રસ્તામાં રણાપુર રોકાયા. ત્યાં છગનભાઇએ સંતબાલજીની વાત કરી. કાંઇ જ પરિચય ન હતો, દર્શન કરવા ગયા, કાંઇ જ વાત ન થઇ.

ચોમાસું પૂરું થયું. એ ભાઇ પાછા આવ્યા. મૌન રણાપુરમાં છોડવાના હતા એવી એમની ધારણા હતી. પણ સંતબાલજીનો સંકલ્પ તો જ્યાંથી મૌન લીધું હતું ત્યાં છોડવાનો હતો. ચાતુર્માસ પૂરું થતાં તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા. નવા સંકલ્પો અને નવી સ્ફૂર્તિ સાથે ગુરુદેવ પાસે પહોંચ્યા. ગુરુદેવે પોતાની પાસે મૌન છોડવાનો આગ્રહ કર્યો. પણ એમનું મન ન માન્યું. એમને તો એમનો સંકલ્પ પૂરો કરવો હતો.

તેઓ ઉતાવળે પગલે મુંબઇ પહોંચ્યા. અને જે સ્થળે મૌન લીધું હતું ત્યાં જઇને મૌન છોડવાની જાહેરાત કરી. પણ આ મૌન છોડવાનું સામાન્ય ન હતું. આ હતો એક વર્ષના મંથનનો સાર. અને એમાં છુપાએલી હતી ક્રાંતિની વાતો. તેમણે સાત મુદ્દાનું નિવેદન ઘડયું હતું. સ્થાનકવાસી સાધુએ મોઢે મુહપત્તિ રાખવી જોઇએ. આ ઉપર તેમણે મંથન કર્યું અને નિર્ણય કર્યો; બોલતી વખતે મુહપત્તિ રાખે તે તો સમજાય પણ જ્યારે બોલવાનું ન હોય, જ્યારે મૌન હોય ત્યારે મુહપત્તિની શી જરૂર ? બીજો અગત્યનો મુદ્દો હતો લોચ અંગેનો. જૈન સાધુઓ પોતાના વાળ હાથે તોડે છે. આમાંયે કહ્યું એમાં બાહ્ય તપશ્ચર્યા જરૂર છે. એક જાતની સહનશક્તિની પણ કસોટી છે. પણ એથી મગજના જ્ઞાનતંતુઓ નબળા પડે છે. એટલે શસ્ત્રથી મુંડન કરાવવું કશું ખોટું નથી. ત્રીજી વાત હતી શુદ્ધ આહાર વિહાર. જ્યાંથી મળે ત્યાંથી ને લેવો. જ્ઞાતિ કે વાડાઓનો કોઇ બાધ ન રાખવો. ચોથી વાત હતી સ્નાનની. સામાન્ય રીતે જૈન સાધુઓ આપણે જે રીતે સ્નાન કરીએ છીએ તે રીતે સ્નાન કરતા નથી પણ ભીનો કકડો લઇ શરીર લૂછી નાખે છે. કેટલાક તો તેમ કરતા પણ નથી અને તેથી અસ્વચ્છતા વધે છે. એટલે તેમણે વિચાર્યું કે ઓછામાં ઓછા જરૂરી પાણીએ સફાઇ કરવી જરૂરી છે. આ બધા કરતાં મોટી ક્રાન્તિકારક વાત તો કહી સાધ્વી વંદનની. સામાન્ય રીતે સમાજમાં જેમ સ્ત્રીને પુરુષ કરતાં હલકી ગણવામાં આવે છે તેમ સાધુ સમાજમાં પણ તેમનું સ્થાન હેઠું હોય છે. સાધ્વી ગમે તેટલાં વર્ષનાં દિક્ષિત હોય અને સાધુ ભલે આજે દીક્ષિત હોય છતાં સાધ્વીએ સાધુને વંદન કરવાં જ જોઇએ, સાધુથી સાધ્વીને પહેલાં વંદન ન થાય. સાધુ હોય ત્યાં સાધ્વીથી પ્રવચન ન અપાય. આ અસમાનતા પણ તેમને ખટકી અને નિવેદનમાં એને પણ સ્થાન મળ્યું. ઉંમરે વૃદ્ધ સાધ્વીને નમસ્કાર કરવા. મતલબ કે સાધ્વી હોવાને કારણે જે મર્યાદા છે તેમાં ફેરફાર કરવો.





**સમજાવવાના પ્રયત્નો**

તેઓના મૌન ત્યાગનો આ હતો સાર. આ અંગે ગુરુદેવ સાથે ખૂબખૂબ ચર્ચાઓ થઇ. ગુરુદેવે ખૂબ સમજાવવા પ્રયત્ન કર્યો. અને કહ્યું, 'તું નકામો નિવેદન બહાર પાડી ઉહાપોહ ન કર. મુહ-પત્તિ ન બાંધે તે તો ન ચાલે, અને સાધ્વી વંદના પણ ઠીક ન ગણાય. બાકીનું બધું ભલે તું કર, પણ...'

પણ આ તો હતો યુવાન. યુવાનીના આવેગ અને સત્યની તમન્ના. અને એક વર્ષના સમૌન-એકાંત વાસમાં ઘડાએલી વિચારધારા. તેઓ કહેતા, 'હું જે કરું તે મારે સમાજ સામે મૂકવું જોઇએ, હું ન મૂકું તો કાયર ગણાઉં.'

ગુરુએ ખૂબ સમજાવ્યા. સમાધાન ન થયું. એ દિવસોમાં ગુરુનું ચિત્ત પણ ખૂબ વ્યથિત રહેતું: તેમના દિલમાં થતું આ હજુ યુવાન છે. આ સમાજ આવી વાતો જીરવવાને તૈયાર નથી. અને જે ક્રાંતિ કરશે તે સમાજથી ફેંકાઇ જશે. અને થયું પણ તેમજ.

સંતબાલજી મુંબઇ પહોંચ્યા. લખેલું નિવેદન તૈયાર હતું, સમાજના આગેવાનોને તેમની આ વાતોની ખબર મળી ગઇ. તે ભડકી ગયા. આ શું? અમારા ઉપાશ્રયમાં એ નહિ બને. અને સંતબાલને માટે ઉપાશ્રયનાં બાર બંધ થયાં. સ્થાનકવાસી જૈન સમાજ આ યુવાન સાધુની આ ક્રાંતિની વાતો જીરવી ન શકયો. અરે! જૂનવાણી માનસ અકળાઇ ગયું. કોક તો બોલી ઊઠયું, 'ઝૂંટવી લો એ સાધુનાં રજોહરણ અને મુહપત્તિ, લઇ લો એનાં પાતરા '

મૌન છોડવાના સમયને થોડી જ વાર હતી. પણ છોડવું કયાં? જેમ જૂનો સમાજ હતો તેમ સાથે સાથે સમાજમાં નવો વર્ગ પણ હતો. ગઇ કાલ સુધી તે આ યુવાન સાધુને શ્રદ્ધાની નજરે જોતો હતો. સન્માનતો હતો. તેણે સાથ આપ્યો. તેઓ દોડતા માટુંગાની એક વાડીમાં પહોંચ્યા. અને બરાબર સમયે મૌન છોડયું અને પોતાના સંકલ્પો પ્રજા સામે જાહેર કર્યા.

**શિષ્ય મટયા**

આખો સ્થાનકવાસી સમાજ આ નિવેદનથી ખળભળી ગયો. શ્રાવકોને લાગ્યું જો એક સાધુ આવું કરશે તો બધા આવું કરવા લાગશે. આપણા સાધુઓની પ્રતિષ્ઠા તટી જશે. સાધુઓને પણ પોતાની પ્રથાનો લોપ થતો દેખાયો. અંદરખાને તો સાધુ સમાજમાં શિથિલતા તો પોષાતી જ હતી. મોટા ભાગના સાધુઓ ચાના વ્યસની બન્યા હતા: સાધ્વીઓ છીંકણીની ભોગ બની હતી. અને આ માટે સમાજ સામે લાચારી પણ કરવી પડતી હતી. પણ આ બધું અંદરખાને હતું, સાધુ સંસ્થાને ડર લાગ્યો, એ સંસ્થામાં લીંબડી સંપ્રદાયે નાનચંદ્રજી મહારાજ પર દબાણ કર્યું–તમે સંતબાલને તમારા શિષ્ય તરીકે બાદ કરો,' પણ ગુરુથી આવું કેમ થાય? કેટકેટલી આશાઓથી એમણે સંતબાલને શિક્ષણ આપ્યું હતું, કેટલો પ્રેમ હતો, પણ છેવટે તેમણે દુઃખાતે હૈયે જાહેર કર્યું 'આજ એના વાણી, વર્તન અને વિચારો જોતાં હું એને મારા શિષ્ય તરીકે રદ કરું છું'

**કસોટી**

તેઓ એકલા પડયા. ગઇ કાલ સુધી જે સમાજ એમની વાહવાહ કરતો હતો તે વિરોધી થઇ ગયો, જૈન સાધુને અનેક વિધિનિયમો હોય. એ બધા સાચવી ભિક્ષા કોણ આપે? વિહાર કરીને બીજે જાય તો રહેવું કયાં? ઉપાશ્રયનાં દ્વાર તો હંમેશને માટે બંધ થયાં હતાં. અને તે બધા કરતાં ય મોટી વસ્તુ તો એકલા વિહાર કરવો તે હતી. સામાન્ય રીતે બે જણ હોય તો એક બીજાની હુંફ મળે. સાધનામાં પણ મદદ થાય. અને પતનમાંથી પણ બચી જવાય.

કયાં જવું? શું કરવું? એમ અનેક પ્રશ્નો એ ક્રાંતિકારી સાધુના નાના મગજને મૂંઝવી રહ્યા હતા. તેમાં ગુરુદેવે શિષ્ય તરીકે છૂટા કર્યાનો આઘાત લાગ્યો. પણ એ તો સહેજે જ છૂટકો. એક બાજુ મુશ્કેલીઓ વધતી જતી હતી. બીજી બાજુ એ મુશ્કેલીઓ જ એમને માટે નવા જીવનની પૂર્વ તૈયારી



કરાવી રહી હતી. કોણ જાણે એ કુદરતની અકળ કળા.

મુશ્કેલીઓ માણસના જીવનને ઘડે છે. મુશ્કેલીઓ પર જય પામવામાં જ જીવનનો આનંદ છે. પણ તે વખતે ટકી રહેવાને જે બળ જોઈએ તે સામાન્ય માણસમાં હોતું નથી. તેથી તે પડે છે, પછડાય છે, ફરી કદી ઊભો થઈ શકતો નથી. પણ આમણે તો એકાંતવાસમાં એ સાધના કરી લીધી હતી. અને બહારનાં બધાં બળોનો આધાર છોડી અંતરની તાકાત પર ઝૂઝવાનું બળ પ્રાપ્ત કરી લીધું હતું. એટલે મુસ્કેલીઓમાં પણ તેઓ અડગ રહી શક્યા. અને જ્યાં જ્યાં ડગી જવાની પળો આવી ત્યાં ત્યાં કુદરતની પરમ તાકાતે તેમને ઉગારી લીધા.

સત્યનો રાહ ખાંડાની ધાર પર ચાલવાનો છે. માણસ જેટલા બળથી તેને વળગે છે તેટલું સત્ય તેને છતું થાય છે. અને જ્યારે માણસ સંપૂર્ણપણે સત્યને સમર્પિત થઈ જાય છે ત્યારે ખુદ સત્ય તેને સંભાળી લે છે. તેનો માર્ગ મોકળો કરી દે છે. આખી દુનિયા એ સત્ય આગળ મસ્તક નમાવે છે. પણ તે માટે તપશ્ચર્યા જોઈએ. કસોટીના પ્રસંગોમાં ટકી રહેવાનું બળ જોઈએ, અસત્ય એક વાર છેવટનો હલ્લો કરી માણસના અંતરમાં ઊગેલા અસત્યને છિન્ન ભિન્ન કરી નાખવાનો આખરી પ્રયત્ન કરે છે. જે એનાથી દબાઈ જાય છે તે હંમેશને માટે જીવતો છતાં મરી જાય છે. જે અડગ રહી અસત્યનો પ્રતિકાર કરે છે તે જીતે છે. સત્ય તેના જીવનમાં જીત પામે છે અને આખા જગતને સત્યનો રાહ ચીંધી શકે છે.

આ છે સત્યની આરાધનાનો સનાતન રાહ. એ સાંકડો છે. એ આરંભમાં અસત્યના ગાઢ અંધકારથી રુંધાએલો છે. પણ આખરે એ માર્ગ જ સાચો છે. એ માર્ગે જ પ્રકાશ છે, એ માર્ગે ચાલવામાં જ જીવનની કૃતાર્થતા છે.

અને તે ચાલ્યા.

## પહેલા પુણ્યાતાવન્મ

: સ્રગ્ધરા :

આજે સંવત્સરાન્તે રુધિર નિગળતો ઘાવ એવો જ સા'તો<br>
બાપુ હૈયે, અનંતે, પથવિપથ મહીં એ જ 'હે રામ' વા'તો.<br>
ત્યારે, આજે, હજી તો વરસ કપરું એક થાતું ન પૂરું,<br>
ત્યાં તો બાપુ ! સ્મરણો સકળ સુહવશે વિસ્મૃતિનાં પટોમાં ?

प्रज्ञात

# કુદરતની વિદ્યાપીઠ

વ્રજલાલ ત્રિવેદી

શાળા અને કુદરતની વિદ્યાપીઠમાંથી રખડપટ્ટીના સાંપડેલા સંસ્કારદર્શનો

સા...લા. હરામખોર ! ધ્યાન નથી આપતો પીરસવામાં ? એમ કહેતાં વેંત જ ગરમ લોઢાનો તવેથો લીધો તવા ઉપરથી નંદાની છાતી ઉપર મેનેજરે ચાંપી દીધો ચરડ દઇને ચામડી કાળી થઇને ઉતરડાઇ ગઇ. જાણે કંઇ જ નથી બન્યું. એવી રીતે નંદાએ રસોડામાં જઇને ચુપચુપ દીધેલા ડામ ઉપર કાચું તેલ લગાવી દીધું. થોડીકવાર થઇ ને બળતરા કહે કે મારું કામ. નંદાથી રહેવાયું નહિ અને રસોડાના પાછલા ભાગમાં એક ગંધાતા તેલવાળા કોથળા ઉપર જઇ ને સૂઇ ગયો.

"પડયા ઉપર પાટું" કહેવત છે. એ વાળું એને બન્યું. મેનેજર ફરી નેતરની સોટી લઇને આવ્યો ચમ ચમ એક બે ફટકારી દીધી. 'સાલા ઢોંગ કરે છે ? કામ કરવું પડે એટલે કેમ ? ચાલ ઊભો થા ઊઠ ! પીરસવા લાગી જાય છે કે નહિ ? નહિ તો વધુ ફટકા પડશે." દડ, દડ, દડ, પડતા આંસુ સાથે નંદો ઊભો થયો. છાતી લાલચોળ થઇ ગઇ હતી. મેનેજરનું ધ્યાન પણ એ લાલચોળ નિશાની ઉપર પડયું. અને કમકમી ગયો. શેઠને ખબર પડશે તો ? એ વિચારે મેનેજર ઠંડો પડયો. અને નંદાને ફરી સૂઇ જવા કહ્યું. જમવા આવનાર ગૃહસ્થોને આ દૃશ્ય કાંઇ નવાઇ પમાડે એવું નહોતું. એ તો રોજનું થયું. એક બે છોકરાઓને તો મેનેજરના હાથના રોજ આવી રીતે ફટકા ખાવા જ પડતા.

મુંબઇમાં ઝકરીઆ મસ્જિદ પાસેના માળામાં એક જૂની પુરાણી લોજમાં નંદો પેટવડીએ કામ કરવા રહ્યો હતો. સવારે અને રાત્રે લોજમાં પીરસવાનું કામ કરવું પડતું. અને અગીઆરથી પાંચ સુધી ભીંડીબજારની એક પ્રાથમિક શાળામાં તે ભણવા જતો. ખાવું પીવું અને નિશાળમાં ભણવાની ફી માત્ર મળતી હતી. ભણવાનો સમય બાદ કરતાં લોજમાં સખ્ત કામ કરવું પડતું. નંદો જે લોજમાં કામ કરતો હતો, એ લોજમાં એનાથી નાના મોટા દશ બાર છોકરાંઓ પીરસવાનું કામ કરતા. ચાર પાંચ રસોઇયાઓ પણ રસોઇ બનાવતા હતા. સૌથી નાની ઉમરનો માત્ર નંદો જ હતો. લોજના શેઠથી માંડીને જમવાવાળા દરેક સભ્યો એને ખુશીમાં રાખતા, કોઇ કોઇ વાર નંદાને પાન ખાવા પૈસા પણ મળી રહેતા. નંદાને જોતાં સ્વાભાવિક કોઇને એમ થતું કે ઘરને આંગણે અને માતાને ખોળે રમવાવાળો નંદો આ કાળમીંઢ ભઠ્ઠીમાં કેમ પટકાઇ પડયો હશે ? ઘણાને આશ્ચર્ય થતું. ભીંડીબજારની પ્રાથમિક શાળામાં તે નિમિત્ત માત્ર અભ્યાસ અર્થે જતો, પણ નંદાનું ખરું પ્રાથમિક શિક્ષણ આ પાક-શાળામાં જ શરૂ થવા માંડયું એમ કહીએ તો પણ જરાએ અતિશયોક્તિ જેવું નથી. ગરીબ અને ભોળો નંદો ધીમે ધીમે ચંચળ થવા લાગ્યો. ગરમાગરમ દાળ શાક અને ઠંડું પાણી પીરસવાવાળો નંદો જમનાર સદ્‌ગૃહસ્થોને અત્યંત પ્રિય થઇ પડયો હતો. બળેવ, દિવાળી કે બેસતું વર્ષ અને આડા અવળા અનેક પ્રસંગોએ નંદાની કાળા ધોતીઆની કેડમાં ત્રણ ચાર રૂપીઆનું પરચુરણ ખખડતું જ જણાય. વાર તહેવારે નંદાને લાંબો હાથ કરીને કાંઇ પણ ન આપનાવાળાઓને નંદો બરાબર ધ્યાનમાં રાખતો. કોઇ પણ ગૃહસ્થ આખા દિવસનો થાકીને લોથપોથ થએલો મોડેથી લોજમાં જમવા આવે ત્યારે સીતળા સાતમને દિવસે ખાઇ શકાય એવું ઠરેલું ભોજન નંદો તરત જ આગળ ધરી દેતો. જમનાર મોડો આવ્યો હોય એટલે બોલી પણ શકે નહિ. અને નંદો ગુનેગાર પણ ગણાય નહિ. બિચારો જમનાર તરત જ સમજી જાય કે ગઇ બળેવે નંદા પાસે રાખડી નથી બંધાવી એનું પરિણામ. બીજે જ દિવસે નંદાને ખાનગીમાં બોલાવે નંદા ! લે ગઇ બળેવે તેં રાખડી નહોતી બાંધી ખરુંને ? તરત જ રૂપાનાણું ચળકાટ કરતું નંદાની કેડયમાં સરી જતું. બીજે દિવસે જમનાર ગૃહસ્થનું દુઃખ અદૃશ્ય થઇ જતું.

લોજનો શેઠ ઘણો દિલાવર હતો, શેઠના ગલ્લામાંથી નંદો જ્યારે નિશાળે જાય ત્યારે વાપરવા પૈસા લેવાની છૂટ હતી. એ ઉપરાંત શેઠ એને પહેરવા



કપડાં પણ અપાવતા. શેઠ ધંધામાં દેવાળું ફૂંકવામાં બહુ પાવરધા ગણાતા. એણે પાંચ છ વખત દેવાળું ફૂંક્યું હશે. નંદાની હાજરીમાં આ વખતે દેવાળું ફૂંકવાનો બીજો પ્રસંગ આવ્યો. પહેલા પ્રસંગે નંદો અનુભવી થઇ ગયો હતો. એટલે આ વખતે પણ નંદાને અગાઉથી ખબર પડી ગઇ હતી કે શેઠ દેવાળું ફૂંકવાની અણી ઉપર પહોંચ્યા છે. ભાડાવાળો ભૈયો, દાણાવાળો અને બીજા અનેક રોજ ઉઘરાણી કરવા આવતા હતા. એક દિવસ બપોરે રસોડું પતાવ્યા પછી પાટિયું મારી દીધું કે 'સાંજથી લોજ બંધ છે' રસોયા અને કામ કરવાવાળા બધાના પગાર ચૂકવી આપ્યા. માત્ર મોટા મોટા લેણદાર રહ્યા અને એને રાખવા ખાતર પાટીઆ લગાવી દીધા. બેચાર દિવસ ખળભળાટ રહ્યો, પછી વાતાવરણ શાંત પડી ગયું. અને પંદરમે દિવસે બહુ જ નાના પાયા ઉપર પુનઃ વીશીની શરૂઆત કરી. બધાને છોડ્યા પણ નંદાને રજા નહોતી આપી. નંદો રસોડાના કામથી તે ચોકડીમાં વાસણ માંજવા સુધીના કામમાં ઘાટીની પણ બરોબરીમાં ઊતરે એવો થઇ ગયો હતો. રસોયો રાખવાની શેઠને અત્યારે ત્રેવડ નહોતી ત્યાં પગારદાર ઘાટી તો શેનો રખાય? આમ શરૂઆતજ બહુ હળવી કરી હતી. જમવાવાળા પણ સત્તર અઢાર જણા હતા. રસોઇ બનાવવાનું સુકાન શેઠે પોતાના હાથમાં રાખ્યું. પીરસવાનું અને વાસણો સાફ કરવાનું કામ નંદાની જવાબદારી નીચે આવ્યું. મોટા વાસણો તો રાત્રે નંદો અને એના શેઠ બંને મળી સાફ કરી નાંખતા. આખો દિવસ સખત મજૂરી કરીને નંદો રાતે મુંબઇની ફૂટપાથ ઉપર ન્યૂસપેપર પાથરીને સૂઇ રહેતો. રાત્રીઓ એણે ઘણીએ પસાર કરી નાખી હતી.

ફરી પાછો નંદાના શેઠનો સિતારો ચમકવા માંડયો. છ મહિનામાં તો ચાર રસોયા અને છસાત પીરસનારા છોકરાઓ કામે દાખલ થઇ ગયા હતા. નંદાએ પણ અધવચ્ચે મૂકી દીધેલું ભણતર ફરી શરૂ કર્યું. કોઇ દાણાના ડબાની પાછળ અડધી ફાટી ગયેલી ત્રીજી ચોપડીને ઉંદરોએ વચમાંથી કાપ ડીઝાઇન આકારે મૂકયા હતા તે શોધી કાઢી. નંદાની સ્લેટ પણ કાઠિયાવાડના નકશાના આકારમાં ફૂપાઇ ને કાતરિયું બની ગઇ તે એકાએક દૃષ્ટિએ ચઢી ગઇ.

હેડમાસ્તરે નંદાને પાસે બોલાવ્યો 'નંદા! ઘણા દિવસે. વચમાં નિશાળ કેમ છોડી દીધી હતી?'

સાહેબ! મારા શેઠે દેવાળું કાઢયું એટલે મારે નછૂટકે ભણતર છોડવું પડયું. શેઠનો ધંધો ચાલે, એટલે મારું ભણતર ચાલે ને સાહેબ?'

હેડમાસ્તર બિચારા શું બોલે? એક જ વાકયમાં સાહેબ રહસ્ય સમજી ગયા 'હું તો તારા ભલા માટે કહેતો હતો. હજી પંદર દિવસ પરીક્ષાને ગયાં થયા છે. જો વહેલો આવ્યો હોત તો તારું વરસ બગડત નહિ.'

સાહેબ! એ તો હું પણ સમજું છું. પણ સંજોગો એવા એટલે શું થાય? બે વરસે એક ચોપડી પાસ કરું તો યે નશીબદાર.

નંદાના શેઠની આવક વધવા લાગી. અને ખર્ચ પણ હદ ઉપરાંતનો થવા મંડયો. શેઠ ખરાબ સોબતમાં પડવા માંડયા. આ વાત નંદાના જાણવામાં પણ આવી. એ સોબતે શેઠને ખરાબ વ્યસન ચોટયું હતું. "કોકેન" નામનો પદાર્થ રોજ એ પાનમાં ખાવા લાગ્યા. એક પાનની એક રૂપીઓ કિંમત થતી. આવા પાનની દિવસમાં બેથી ત્રણ વખત શેઠને જરૂર પડતી. એ કોકેન બહુ છૂપી રીતે લાવવું પડતું, કારણ કે પોલીસને શક આવ્યો હોય તો સારી રીતે મુશ્કેલી વેઠવી પડતી. નંદો એક વખત શેઠ માટે કોકેન લેવા જતાં, પોલીસની હડફેટે ચઢી ગએલો, ને મહામુશ્કેલીએ છૂટી શકેલો. એની ચાલાકીએ શેઠ ખુશી થએલા.

નંદો એક વખત વતન જવાનો હતો. તેની ઉંમર હવે જનોઇ દેવા જેવડી થઇ હતી. પણ રૂપાનાણું હતું નહિ. લોજમાં જમનાર ગૃહસ્થો પાસે નંદાને જનોઇ દેવાની મદદનો ખરડો મૂકવામાં આવ્યો.





લગભગ પોણાબસો રૂપીઆની રકમ ભરાઇ ગઇ. નંદો રાજી થયો. પણ એના તકદીર સીધાં હતાં નહિ. ફરીથી નંદાના શેઠનો હાથ ભીંસમાં આવ્યો. ખરડાની આવેલી રકમ નોકરોના પગારમાં દેવાઇ ગઇ. નંદાને જનોઇનું મુહૂર્ત આવ્યું અને જવાને આગલે દિવસે શેઠના ખાસા ખાલી હતાં. એક રૂપીઆની મીઠાઇની ટોપલી અને ગાડીભાડું આપી ફોસલાવીને નંદાને દેશમાં રવાના કર્યો. કાગળ લખજે એટલે રૂપીઆ મોકલી આપીશ. એમ કહીને ઉપર બેવડીઓ પૈસો શેઠે હાથમાં આપ્યો. નંદો ભોળો નહોતો, શેઠની ચાલાકી પારખી ગયો પણ શેઠના આશ્રયની જરૂર હતી એટલે મૂંગે મોઢે બધું મનમાં સમજી જઇ વતન જવા રવાના થયો.

બે વરસ અગાઉ તેને જનોઇ તો દેવાની હતી, પણ પૈસાના અભાવે મુલતવી રહેલ. આજે પણ નંદો અને એના બાપ લોકઆબરૂને ખાતર જનોઇ દેવાના નિશ્ચય પર આવી વતન આવ્યા હતા. નંદાને એના પિતાએ દેવું કરીને જનોઇ આપી બ્રાહ્મણના સંસ્કાર અપર્ણ કર્યા, વતનમાં હવે વધુ રહેવાય તેમ હતું નહિ, એટલે વહેલી તકે બંને જણા ફરી મુંબઇ આવ્યા, અને જૂના શેઠના આશ્રયે નંદો પોતાના અસલ હોદ્દા પર ચઢી ગયો.

નંદો હવે ચોથી ગુજરાતીમાંથી પાંચમી ચોપડીમાં આવી ગયો હતો. સવારના સાડાદસ સુધી નંદો લોજમાં પીરસતો. પોણા અગીઆરે રોજ એના સાથીદારો નીચે ફૂટપાથ ઉપર ઊભા રહીને વ્હીસલ વગાડીને એને નિશાળે જવા બોલાવતા. વ્હીસલ સાંભળતાં ત્રિપુટી નિશાળે પહોંચી જતી. શનિ, રવિની રજાઓમાં આ ત્રિપુટી ભેદીખંજર, બુરખાવાળી, લોખંડી બાજુ કે પોલાદી મુક્કાની સીરિયલ જોવાનું ચૂકતા નહિ. ધોળી બીડીઓનું વ્યસન આ સિનેમાની અંદરથી ત્રણે ય જણાને વળગ્યું હતું.

શુક્રવારની એક સાંજે નંદો અને એના બન્ને ભાઇબંધો કોટના મેદાનમાં શનિવારે મળવાનું નકકી કરી છૂટા પડયા. શનિવારે અડધા દિવસની રજા એટલે નંદાએ શેઠ પાસેથી ભાઇબંધને ત્યાં લેસન કરવા જવાની રજા લીધી. ત્રણે જણા બપોરના અઢી વાગે કોટના મેદાનમાં એકઠા થયા. પુષ્કળ વાતો કરી. અને લાલ બરફના ગોળા ચૂસ્યા. વાતો કરતાં નંદાએ ગુજરાતી પાંચમી ચોપડી ઉઘાડી.

"પંચવટીમાં શ્રી રઘુવીર વિરાજતા જો", એ જ કવિતાવાળું પાનું ઊઘડયું. કુદરતને કરવું છે ને એ કવિતાના વર્ણને ત્રણે જણાના મન ઉપર સચોટ અસર કરી. બધાએ નિશ્ચય કર્યો કે એવું સુંદર સ્થળ એકવાર આપણે જોવું જ જોઇએ. ત્રણેના દીલમાં એકી સાથે વૈરાગ્યની ધૂન ઉપસ્થિત થઇ. પણ આ ક્ષણિક ધૂનનું પરિણામ શું આવશે ? એ ત્રણે બાળકને શેનો ખ્યાલ જ હોય ?

બાલજીવનની મસ્તી અને ક્ષણિક આવેશોએ ત્રણે જણા ઉશ્કેરાયા. રાત્રે મુંબઇથી નાસી જવાનો વિચાર કર્યો. હજી તો શનિવારે બપોરે છૂટીને ઘેર જવું જોઇએ. એને બદલે આ જાતની તૈયારીઓ કરવા માંડયા. મુંબઇ જેવા શહેરમાંથી આવી રીતે નાસી જવાના પેંતરાથી માબાપને કેવી અસર થશે. એની તો આ બાળકોને કલ્પના પણ કયાંથી આવે.

'નંદા ! તું અહીં જ રહેજે. અમે બંને જણા ઘેરથી લેશન વાંચવાનું બહાનું કાઢી એક કલાકમાં અહીં આવી પહોંચશું.' એમ કહીને કાનજી અને છગન ઝપાટાબંધ માનવ મેદનીમાં અદ્રશ્ય થઇ ગયા. કાનજી એક જાણીતા કોન્ટ્રાકટરનો છોકરો હતો. એના પિતાને સારી આવક હતી. કાનજીને નવી બા હતી. એટલે ઘેરથી રજા મેળવતાં જરાએ મુશ્કેલી નડી નહિ. છગનના બાપા પણ એક સારી દવાવાળાની દુકાને મુનીમ હતા. છગન અવાર નવાર કાનજીને ત્યાં વાંચવા જતો હોવાથી એના પિતાને રજા આપવામાં બહુ હરકત નડી નહિ, અને નંદાનું તો પૂછવું જ શું ? ઘેર કોઇ પૂછવાવાળું હતું નહિ. નંદો ખોવાઇ જાય એની કોઇને પડી નહોતી.

સાંજના ચારેક વાગ્યાના સુમારે ત્રણે જણા પૂરી તૈયારી કરી અને નાસી જવા તૈયાર થયા. પોતાના પુસ્તકો એક જાણીતા પાનવાળાને ત્યાં



મૂકી ચારેક વાગ્યે બોરીબંદર સ્ટેશને આવ્યા. પહેરેલાં કપડાં સિવાય બીજાં કશાંએ સાધન તેમની પાસે હતાં નહિ. પણ ત્રણે જણાની પાસે મળીને લગભગ પોણોસો રૂપીઆ, સોનાનું કડું, કંદોરો વગેરે મિલ્કત તો હતી જ. નંદાની સૂચના તો વગર ટિકિટે ગાડીમાં બેસવાની હતી. પણ થાણા સુધીની અડધી ટિકિટો લઈને ગાડીમાં બેસવું એવું પાછળથી નક્કી કર્યું. લગભગ સાડા ચારેક વાગ્યના સુમારે ત્રણે જણાએ બોરીબંદર સ્ટેશન છોડયું. ગાડીના વેગ સાથે ત્રણેય જણાની કુદરતના રમ્યદર્શનની કલ્પના પણ વધવા માંડી. રસ્તામાં રાત્રે ચવાણું કાઢી લીધું. ટિકિટો થાણા સુધીની હતી. એટલે ત્યાં સુધી તો હિંમત પૂરેપૂરી હતી. પણ થાણા વટાવ્યા પછી જરા મૂંઝવણ ઉપસ્થિત થઈ. પણ નશીબ જોગે રસ્તામાં કોઈ ટિકિટ તપાસવાવાળાનો ભેટો થયો નહિ. રાત્રે અગીઆર વાગ્યાને સુમારે ત્રણે જણા નાશિક ઊતર્યાં. અંધારી રાત હતી. કુટુંબથી દૂર આવી રીતે પહેલ વહેલા જ નાસીને આવવા પ્રયત્ન કરેલો. આવી અંધારી રાતે કયાં જવું ? કોઈની ઓળખાણ તો શેની હોય ? જેથી આખી રાત સ્ટેશનના પાછલા ભાગમાં સૂઈ રહેવું અને સવાર પડતાં આગળ પ્રયાણ કરવું એવો નિશ્ચય કર્યો.

ગાડીમાંથી ઊતર્યાં ત્યારે માણસોની ભીડ સાધારણ હતી. તે ભીડનો લાભ લઈ ત્રણે જણ એક પછી એક પેલી થાણા સ્ટેશન સુધીની અડધી ટિકિટો આપીને બહાર નીકળી ગયા. હવે શી ચિંતા છે ? એમ માની ત્રણે ય સલામતી જોઈ બહુ દૂર નહિ જતાં છાપરાની નીચે સૂઈ જવા વિચાર્યું. પાથરવાનું કોઈની પાસે હતું નહિ. માત્ર નંદા પાસે ધોતલી હતી. ત્રણે જણા આ એક ધોતલી પાથરી સૂતા. દિવસનો થાક હોવાથી ઘસઘસાટ ઊંઘ તાણવા માંડયા. વહેલી સવારે ઊઠીને ગોદાવરીના રમ્ય પટના દર્શનની કલ્પનાએ હર્ષમાં ને હર્ષમાં ઊંઘ તો આવી ગઈ પણ એ રમ્ય પટના દર્શન કુદરતને એના ભાગ્યમાં લેવા દેવાનાં નહોતાં.

દરવાજા પાસે ઊભા રહેનાર ટિકિટ માસ્તરે અંદર જઈને ટિકિટ તપાસી. એમાં ત્રણ થાણાની અડધી ટિકિટો એના જોવામાં આવી. નવાઈ લાગે એવું એને મન હતું. થાણા સ્ટેશન તો પાછળ રહી ગયું. અને આ ત્રણ અડધી ટિકિટો આગળ કેમ આવી ? સ્ટેશનમાં શાંતિ હતી. માસ્તરે પોતાની બુદ્ધિનો ઉપયોગ કર્યો. પોલીસને બોલાવ્યો અને બહાર તપાસ કરવા કહ્યું અને ખરેખર એણે ત્રણે બિરાદરોને ઊંઘતા દીઠા.

માસ્તરને પણ રાત્રેના શાંતિભર્યા વાતાવરણમાં આ બનાવ જાણવામાં વધુ રસ પડયો. પોલીસે ત્રણે જણાને એકાએક ઉઠાડયા. ફિકરથી ત્રણે જણા સ્વસ્થ થઈ અને પોલીસ તથા માસ્તરની સામે ખડા થઈ ગયા. સવાલ જવાબ શરૂ થયા. નંદો મોખરે આવ્યો. "કેમ શું છે જમાદાર ?" "આ માસ્તર સાહેબને કામ છે તે તમને જગાડયા છે." "કયાંથી આવો છો ?" માસ્તરે કહ્યું.

" મુંબઈથી આવીએ છીએ " નંદે જવાબ આપ્યો.

" અત્યારે કેમ નીકળ્યા છો ?" "પ્રવાસે જવા માટે નીકળ્યા છીએ." "ટિકિટ ખરીદી હતી ?" કેમ એવી શંકા કરી સાહેબ ! ટિકિટ વગર અમે બહાર નીકળવા દ્યો સાહેબ ! પણ આ બધી છબની ચાલાકી હવે આગળ ચાલે તેમ હતી જ નહિ. બન્યું એવું કે લગભગ એકાદ કલાક પછી જી. આઈ. પી. રેલવે લાઈનમાં ટેલીગ્રાફ છૂટી ગયા હતા. "બે ત્રણ છોકરાઓનો પત્તો નથી." જો રેલવે લાઈન ઉપર હોય તો પકડવા બંદોબસ્ત કરવો. તે જ દિવસે સાંજે છગનના બાપાને કંઈ કામ હતું. એટલે છગનને બોલાવવા એ કાનજીને ઘેર ગયા. પણ કાનજીને ત્યાં તપાસ કરતાં કાનજીના બાપાએ કહ્યું કે એ તો તમારે ત્યાં જ, વાંચવા માટે આવ્યો છે. વાત જૂઠી પડી. ને બંનેનાં દિલ ગભરાયાં. પોલીસ સ્ટેશનમાં પણ ખબર આપી દીધી. અને રેલવે લાઇન ઉપર પણ ખબર આપી દીધી. આ ખબરો માસ્તરને કાને આવતાં જ પોલીસને હુકમ કર્યો કે ત્રણે બિરાદરોને





પકડીને અંદર લાવો. બસ. પછી તો થઇ રહ્યું. ગોદાવરીના રમ્ય પ્રદેશની કલ્પનાને બદલે પોલીસના જેલના સળીઆ આંખ આગળ તરવા લાગ્યા. જેલના સળીઆથી આ ત્રણે જિગરના ટુકડા ડરી જાય એવા નહોતા. ઓફિસમાં જેવા એ ત્રણે જણા પ્રવેશ કરે છે કે તરત જ એકેક લાકો પોલીસે ધરી દીધો. હવે નંદો કે કાનજી કોઇથી એક અક્ષર પણ બોલાય તેમ હતું નહિ. કારણકે મુંબઇથી તેમના વાલીએ કરેલા ટેલીગ્રાફનો સંદેશો ટિકિટ માસ્તરે એમને સંભળાવી દીધો હતો. કાનજી બેઠી દડીનો ઠીંગણો હતો, એટલો જ બીજો જમીનમાં હતો. 'નંદા ! ડરવું તો નહિ જ એ આપણને શું કરી નાખશે ?' પોલીસ ને માસ્તરનું ધ્યાન ચુકાવી કાનજી પાછળથી હિંમત આપતો હતો.

'જમાદાર ! આ ત્રણે ય છોકરાની જડતી લ્યો.' માસ્તરે હુકમ કર્યો. આવી બન્યું. કાનજી જરા પાછો હટયો. છગન પણ સહેજ ધ્રુજયો. માસ્તરને આખી રાત ઊંઘવા કરતાં આ છોકરાઓના રમતિયાળ સ્વભાવના આ પ્રસંગમાં વધુ રસ પડવા લાગ્યો.

જમાદારે એક પછી એક બધી વસ્તુઓનો ઓફિસના ટેબલ ઉપર માસ્તર સામે ઢગલો કરી દીધો. માસ્તર અને જમાદાર બંને જણા કંઇક ગભરાયા હોય એમ જણાયું. એમને પછી લાગ્યું કે આ છોકરાઓ રખડતા કે હાલીમવાલી નથી, કોઇ સારા કુટુંબના હોવા જોઇએ. એ તેમના પહેરવેશ, વાતચીત અને વધુ તો પાસેના ટેબલ ઉપર પડેલાં ઘરેણાં અને રૂપીઆના ઢગલા ઉપરથી કલ્પના કરી શકાય એમ હતું. એટલે પાછળથી માસ્તરે આ ત્રણે ય જણા ઉપર સારું વર્તન દેખાડવા માંડયું. કારણ કે ત્રણે નાની ઉંમરના છોકરાઓ હતા. અને વળી અત્યારે તેમના ચાર્જમાં આવી ગયા હતા.

પોણોસો રૂપીઆની રોકડ અને સોનાનું કડું, વીંટી અને કંદોરો આટલી મિલકત ત્રણે જણા પાસેથી નીકળી.

રાતનો દોઢ વાગ્યો હતો. માસ્તરે પૂછયું ! 'ભૂખ લાગી છે ? 'ભૂખ તો સાહેબ બહુ લાગી છે.' બિચારા માસ્તરસાહેબે પોતાના ખર્ચે ગાંઠીઆ અને પેંડા ભૈયાની દુકાનેથી મંગાવી આપ્યા. ત્રણે જણાએ ખાધું અને ઓફિસમાંથી માસ્તરે પાણી પાયું પછી આરામ લેવાનું કહી માસ્તરસાહેબ સૂઇ ગયા.

જમાદારને માથે આ અચાનક જવાબદારી આવી પડી. રાત્રે અઢી વાગે પુના તરફથી ગાડી આવતી હતી: ફરી વખત ગાડી આવતા પહેલાં માસ્તરે ઉઠાડયા. અને ગાર્ડના હાથમાં ત્રણેને સોંપ્યા. રૂપીઆ તથા ઘરેણાની પોટલી પણ તેમના હાથમાં સોંપી. બોરીબંદર સ્ટેશને સ્ટેશન માસ્તરના હાથમાં સોંપી દેવા સૂચના કરી. અને અહીંથી તરત જ બોરીબંદર એ પ્રમાણેના ખબર આપી દીધા. રવિવારે સવારે આ ત્રણે સ્નેહીઓનું સ્વાગત કરવા નેતરની સોટીઓ લઇને કાનજીના બાપા ને છગનના બાપા સ્ટેશન ઉપર હાજર થયા હતા. વહેલી સવારે ગાર્ડે ત્રણે છોકરાઓને તથા મિલકત સાથેની પોટલી સ્ટેશન માસ્તરને સુપરત કરી દીધાં. છોકરાઓ તથા ઘરેણું સ્ટેશન માસ્તરે તેમના વાલીને સુપરત કર્યું. સ્ટેશન ઉપર સોટીઓથી બંને જણાનું સ્વાગત થયું. નંદા ઉપર જ્યાં સોટી મારવા ધસે ત્યાં તો તે પહેલાં જ નંદે ચાલાકીથી જકરીઆ મસ્જિદ પાસે આવેલી પોતાની લોજનો રસ્તો પકડી લીધો. નંદો જરાક મોડો ચેત્યો હોત તો તેને પણ નેતરની સોટીઓના સ્વાગતથી ગોદાવરીના રમ્ય તટ પર આવેલા પ્રદેશના સૌંદર્યની કલ્પના તરત આવી જાત.

ધૂમકેતુ

[૧]

બાદશાહ તૈમુરલંગને ખબર પડી કે એનાં બે અત્યંત પ્રિય ને સમૃદ્ધ શહેરો –બુખારા ને સમરકંદ, એક ઘેલા કવિએ, કવિતામાં હરરાજ કરી નાખ્યાં છે! કવિતામાં તો કવિતામાં, પણ એનાં, બે સમૃદ્ધ શહેરો વિષે એવી વાત કરનાર એવો એ ઘેલો કવિ છે કોણ?

હાફીઝ એ કવિનું નામ—એની પાસે હીરા માણેક મોતી મળે નહિ. એ તો મુફલીસ માણસ. પણ જ્યારે એની શબ્દસમૃદ્ધિ બહાર પડે, દુનિયા એનો એ વૈભવ જોઇને મોંમાં આંગળાં ઘાલી જાય! એ શબ્દસમૃદ્ધિએ તો કૈંક વાતો આ દુનિયાની ને પેલી દુનિયાની કહી નાખી હોય! એવી એની કલ્પના સમૃદ્ધિ.

એની પાસે દુનિયાને જોવાની એક જ દૃષ્ટિ. સૌન્દર્યદૃષ્ટિ. ગુલાબની પાંદડી ઉપર પડેલું હીમકણ એને દુનિયાપારની વાત કહી જાય. એટલે તો એ એ હીમકણને માણેક મોતી કરતાં પણ વધુ મૂલ્યવાન ગણીને મૂલવે!

એ તો રહ્યો કવિ!

કવિ હાફીઝ આવો ઘેલો કવિ હતો. એક વખત એણે ગાઇ નાખ્યું. 'પ્રિયાના ગાલ ઉપરના એક તલ ઉપર હું તો બુખારા ને સમરકંદને પણ ન્યોછાવર કરું! એના એક તલ ઉપર!'

તૈમુરલંગ તો દુનિયા જીતવા નીકળેલો અતૃપ્ત અને વળી અણઘડ આદમી. એને કાને રમતી રમતી આ બેત આવી.

કવિ હાફીજને બાદશાહ સલામતના દરબારમાં લાવવામાં આવ્યો.

'તું જ અલ્યા એ ઘેલો માણસ કે જેણે સમરકંદ બુખારાની, એક કોઇ ગાલ ઉપરના તલ માટે, ન્યોછાવરી કરવાની હિમ્મત કરી હતી? તું જ એ ગાંડો માણસ છો?'

'હા નામદાર હું જ એ માણસ છું!'

'તને ખબર, છે દેશો કેમ જીતાય છે?'

'નામદાર! દેશો બે રીતે જીતાય છે. શબ્દ વડે અને શસ્ત્રો વડે. શસ્ત્રો વડે દેશો જીતનારા એમને ખરી રીતે જીતી શકતા નથી. એટલે છોડી શકતા પણ નથી. છોડતા એમને ગળે જીવ આવે. મેં તો આ સમરકંદ બુખારા જ નહિ—આખા દેશની ન્યોછાવરી, એકાદ એવા વિરલ દૃશ્ય માટે ઇચ્છી હતી!'

પણ બિચારો તૈમુરલંગ! આ હાફીઝની વાણીમાં એ શું સમજે? અને કયાંથી સમજે? એને કયાંથી ખબર પડે કે વધારેમાં વધારે મેળવનારો નહિ પણ વધારેમાં વધારે તજનારો જ આ દુનિયા જીતી જાય છે! કવિએ પ્રિયાના જે ગાલ ઉપરના તલ માટે સમરકંદ બુખારાની ન્યોછાવરી કલ્પી હશે એ દૃશ્ય કેવું વિરલ હશે એની આ ભરવાડના છોકરાને શી ખબર પડે!

માણસ આખી દુનિયાનું રાજ મેળવ્યા પછી પણ અકિંચનમાં અકિંચન હોઈ શકે.

તૈમુરલંગ મોટેથી હસી પડયોઃ અરે! કોઇ છે કે! આ માણસ દીવાનો લાગે છે દીવાનો!'

કવિએ જતાં જતાં એને આટલું કહ્યું હોતઃ 'નામવર! સત્તા અને ઘેલછા એ બે સગી બહેનો છે—અને જ્યાં મોટી બહેન આવી કે નાની હાજર જ હોય છે!

[૨]

એક વખત એક ઋષિસભામાં એક નાનકડો શિશુ આવ્યો. એનું રૂપ જોઇને ઘડીભર સૌ છકક થઇ ગયા. એના માથા ઉપર વાંકડિયા કાળા કેશ છે. ડોકમાં નાની માળા છે. કેડે કંદોરો છે. શરીરે ભસ્મ લગાવી છે. એની





તામ્રવર્ણી કાયાને એણે એક કોપીન વડે ઢાંકી છે. મૃગચર્મ એણે શરીરે લપેટયું છે. હાથમાં એણે એક કમંડળ રાખ્યું છે. એ આવીને ઊભો રહ્યો અને આખી ઋષિસભા એને નિહાળી જ રહી. સૌને થયું કે ભગવાન પોતે રૂપ લઈને આવ્યા છે. એ સ્તુતિ કરવાની તૈયારી કરતા હતા ત્યાં એણે જ કહ્યું: 'ઋષિવરો ! મારી સ્તુતિ કરી અને મને પાપમાં ન નાખતા. હું તો તમારા શિષ્ય જેવો છું. મને કેટલાક પ્રશ્નો સતાવી રહ્યા છે, ઠેર ઠેર હું એ પ્રશ્નોના પ્રત્યુત્તરો મેળવવા ભટકું છું. પણ હજી સુધી મને એ પ્રશ્નોના પ્રત્યુત્તરો મળ્યા નથી. આજ મેં સાંભળ્યું કે ઋષિમુનિઓની એક મહાસભા આંહીં છે. હું મારા પ્રશ્નો લઈને એટલા માટે આવ્યો છું !

વિદ્વત મંડળીનો ક્ષોભ એકદમ સરી ગયો. એમાંના એકે ભ્રકૂટિ ચડાવીને પૂછયું: 'એવા કેવા તમારી પાસે પ્રશ્નો છે, જે અમારા જેવાની પરિષદ્‌માં મૂકવા યોગ્ય હોય ?'

બાળકે હસીને કહ્યું: 'પ્રશ્નો તો બહુ નજીવા છે ભગવન્ ! પણ મારી બુદ્ધિને એ કોયડા જેવા લાગ્યા !'

'શું છે પ્રશ્નો–બોલો તો...'

'મોટામાં મોટો સદ્‌ગુણ–એનું નામ શું ?'

'હં. બીજો પ્રશ્ન ?'

'સ્થિતપ્રજ્ઞ' કહે છે તો એ પ્રજ્ઞાની સ્થિરતા શેના ઉપર ? શ્રદ્ધા ઉપર ? બુદ્ધિ ઉપર ? ભકિત ઉપર ?' આ બે જ પ્રશ્ન સાંભળીને વૃદ્ધ ઋષિ પોતાના અંતરમાં ઊંડા ઊંડા ઊતરી ગયા. કેટલાક જુવાનડા તો કયારના તલપાપડ થઈ ગયા હતા કે હવે આમાં એવું શું છે તે ગુરુદેવ જેવા ગુરુદેવ મૂંગા બની રહ્યા છે !

થોડીવાર થઈ–ગુરુએ કહ્યું: 'મોટામાં મોટો સદ્‌ગુણ–એ છે જેનું કોઈ નામ નથી !'

'નામ નથી ?'

'ના. નામ નથી. તમારામાં દયા હોય તો તમે દયાળુ, અક્રોધ હોય તો શાંત, કામ ન હોય તો નિષ્કામ, પણ જ્યારે પૂર્ણતા પ્રાપ્ત થાય ત્યારે એવો કયો સદ્‌ગુણ જે તમારે મેળવવાનો બાકી રહ્યો હોય ? માટે મોટામાં મોટો સદ્‌ગુણ માણસમાં એ છે કે જેને કોઈ જ નામ નથી.'

ઋષિમુનિઓ આનંદથી ડોલી ઊઠયા. વિદ્યાના મહા આનંદની અને એના જીવનસ્પર્શી તત્ત્વજ્ઞાનની તેજસ્વિતાએ ઘડીભર મુગ્ધ થઈ ગયા. ત્યાં બીજા પ્રશ્નનો પ્રત્યુત્તર આવ્યો. 'સાચું ડહાપણ–બુદ્ધિપારની કોઈક શકિત, જેને પ્રજ્ઞા કહે છે તે તો આમાં રહી છે. કોઈ વાતનો ન ફરી શકે તેવો નિર્ણય ન બાંધવામાં. જે નિર્ણય કરે છે, અને છતાં એમાં રહેલા અનિર્ણયને જ મહાન સમજે છે તે પ્રાજ્ઞ છે. કારણ કે એણે મહાકાલની શકિત જાણી છે !'

હવે એક જ પ્રશ્ન પૂછું: પ્રસન્ન થયેલા બાળકે કહ્યું:

'પૂછો !'

'સૃષ્ટિમાં મોટામાં મોટો પદાર્થ કયો ?'

'જેને કોઈ આકાર નથી તે !'

'સૌથી વિચિત્રમાં વિચિત્ર વર્તન કોનું હોય ? ગાંડાનું, ભૂતનું, માણસનું, સત્તાધીશનું, કોનું ?'

'એ કોઈનું નહિ. જેણે પ્રેમભરી ભલમનસાઈ મેળવી છે, એના જેવું વિચિત્ર

વર્તન કોઇનું નહિ હોય ! એ પોતાના ખૂનીને દસ વખત ક્ષમા આપશે અને દશ વખત પોતાની જાતને નિરર્થક જોખમમાં મૂકશે. દુનિયાને આ વિચિત્રતામાં, એક તરફથી આનંદ મળે છે. બીજી તરફથી વિનોદ થાય છે. ત્રીજી તરફથી આશ્ચર્ય થાય છે. ચોથી બાજુ મૂંઝવણ લાગે છે ! આ વિચિત્રતાના તોલે કોઇ ન આવે !'

[ ૩ ]

દુષ્કાળના દિવસો હતા. અનાજ ગોત્યું જડતું ન હતું, જમરાજાને કામ વધી પડયું હતું. કોઇને બદલે કોઇ ન આવી જાય એની ચિંતામાં ચિત્રગુપ્તનું વજન ઘટતું જતું હતું. એવે સમયે એક શહેરમાં એક ડોશી મરણ પામી.

જ્યાં અસંખ્ય મરી રહ્યાં હતાં ત્યાં આ ડોશીનું મરણ એ કોઇ મોટો બનાવ ન હતો.

પણ જમરાજાએ એ બનાવને મોટો બનાવી દીધો.

બન્યું હતું એવું કે ચિત્રગુપ્તે તો ડોશી-માને એમને એમ સીધાં રાજદરબારમાં લાવીને મૂક્યાં. પણ જમરાજાએ ડોકું ધૂણાવ્યું: 'એને તમારે એક નાની સરખી સુંદર ગાડીમાં લાવવી પડશે. એની મુસાફરી છેક પૃથ્વીથી માંડીને આંહી સુધીની ફરી કરવી પડશે !'

' પ્રભુ !' ચિત્રગુપ્ત હાથ જોડીને પૃચ્છા કરી રહ્યો હતો. એવું આ મુફલિસ ડોશીમાં શું હતું કે આટલી બધી માથાકૂટ કરવી જોઈએ !

ત્યાં જમરાજ બોલ્યા: 'ચિત્રગુપ્તજી ! ડોશીને ફરી પૃથ્વીમાં ઉપાડી જાઓ, ત્યાંથી આંહી સુધી સોનેરી નાજુક ગાડીમાં લાવો ! '

' પણ પ્રભુ ........ '

' તમને ખબર છે એ કેમ મરી છે ? પોતાના કરતાં વધારે ભૂખ્યા આણસને જોઇને એણે પોતાનું અનાજ તજી દીધું. એ રીતે એ મરી છે!'

ચિત્રગુપ્તને તો ડોશીમાનો વરઘોડો કાઢવો પડયો. નાની સરખી સુંદર ગાડી લાવ્યો. વગર ઘોડે એ ઊંચે ચડી. વગર સારથીએ આગળ વધી. વગર રસ્તે ચાલતી ઊડી. ડોશીમા તો એમાં નિરાંતે બેઠાં ખુશખુશ થઇ ગયાં.

હવે બન્યું એવું કે રસ્તામાં કોઇ વૃદ્ધ ભિખારી હવામાં લટકતો હશે એણે આ ગાડી જોઇ ને પૈડાને વળગી પડયો. એને લટકવું મટયું. એ પણ આગળ વધતો ગયો.

એટલામાં કોઇક એવો જ બીજો રખડુ માણસ હશે તેણે પેલા માણસના પગ પકડયા અને એ પણ ચાલવામાંથી બચી ગયો.

એક ત્રીજો પણ એ પ્રમાણે વળગ્યો. આ ડોશીનો સંઘ, એમ ને એમ લટકતો, પેલા મફત નારિયેળી બ્રાહ્મણના સંઘની જેમ, હવામાં ઊડયો જતો હતો. દૃશ્ય વિરલ હતું.

અને આમાં એક ખૂબી હતી. કોઇને ભાર જેવું લાગતું જ ન હતું. કારણ કે કોઇના મનમાં એક વાત ઊગી ન હતી. પોતાને આધારે બીજો છે એ વાત જાણે કોઇને જણાતી જ ન હતી !

હવે તો સ્વર્ગદ્વારનાં સોનેરી બારણાં દેખાઇ રહ્યા હતાં. પણ એવામાં એક પળે, પેલાં ડોશીમા, સુખેથી બેઠાં હતાં, એની નજર નીચે ગઈ. અને એમના મનમાં આટલા





બધાને લટકતા જોઈને એક વિચાર આવ્યો. 'ઓય મારા પીટ્યા ! વગર મહેનતે મારી પાછળ પાછળ ચાલ્યા આવે છે ! જો તો સુકૃત કોકનું ને મારા બેટા ફળ ખાય આ !'

એણે પોતાનો હાથ, પૈડાને વળગેલા માણસને ઉખેડી કાઢવા જરાક હવામાં વીંઝ્યો પણ ખરો !

પણ ત્યાં એક નવી નવાઇની વાત બની ! ગાડી જ ગેબ થઇ ગઇ ! ડોશીમા સીખે બધાં જાતાં પૃથ્વી ઉપર પડયાં !

ચિત્રગુપ્ત, એમને પાછી, હાલવાની મુસાફરીનો એકડે એક શીખવતો ત્યાં ઊભો હતો !

[૪]

તમામ પતંગ ઉડાવનારાઓ પતંગની મોજમાં તલ્લીન હતા. પડે ગબડે એની એમને ચિંતા ન હતી. એમનો પતંગ ઊડે, કોઇકનો કપાય, કોઈકનો ઝડપાય એની જ ત્યાં બોલબોલા હતી.

વર્ષો પહેલાં પણ એક દિવસ આ જ પ્રમાણે પતંગની મોજ ઊડી રહી હતી.

માત્ર એક માણસ આ મોજમાંથી ઊઠતા મહાન પ્રશ્નને જોઇ રહ્યો હતો. બેન્જામીન ફ્રેંકલીન. એને આમાંથી મોજ નથી મળતી. મોજ મળે છે પણ કોઇ મહાન પ્રશ્નની શોધની.

અને એને થાય છે કે પતંગને નાહક આકાશની મુસાફરી કરાવવાથી આપણો શું દિ વળે ?

આકાશની કોઇક વાત એ લાવી ન દે? એ પ્રશ્નમાં એ પોતાની જાતને એટલી પરોવી બેઠા કે એક દિવસ કુદરતે પોતે આવીને પોતાનું રહસ્ય એના કાનમાં કહી દીધું. વીજળીએ કહ્યું કે મારે નીચે આવવું છે. મને પણ પૃથ્વી જોવાના કોડ છે. તું મને નીચે લઇ જા !

અને બેન્જામીને રેશમી દોરીના પ્રયોગથી એને નીચે ઉતારી.

કેટલી સાદી વાત !

કયાં પતંગ, કયાં બેન્જામીન, કયાં વીજળી !

સાદામાં સાદી વાતને જે સાચામાં સાચી હોય તેમ જુએ છે એ માણસ જ દુનિયાને કાંઇક આપી જાય છે.

[૫]

એક ઋષિમુનિની વાત છે. એને જલયાત્રા કરવાની ઇચ્છા થઇ. વરુણદેવ પોતે હાજર થયા. તેણે હાથ જોડયાઃ 'મહારાજ ! તમારી સેવા મને સોંપો. જલયાત્રા ભયંકર ગણાય છે. તોફાન થાય. હું પોતે સાથે હોઉં તો પછી આપણી નૌકાને વાંધો નહિ !'

ઋષિ તો રાજી રાજી થઇ ગયા, એમને પોતાની સહીસલામતી વિષેની ચિંતા દૂર થઇ જતી જણાઇ.

જલદેવતા પોતે જ સાથે હોય પછી જલમાં તોફાન જ કયાંથી થાય ?

એમણે વરુણદેવની વાત કબૂલ કરી લીધી.

જલયાત્રા શરૂ થાય તે પહેલાં, જેણે આ વિશ્વ ધારણ કર્યું છે, જેના વડે વિશ્વ છે, જેની આજ્ઞા વિના એક પાંદડું પણ ચાલતું નથી, તે જગદીશ જગદાધારની એક અદ્ભુત ગાથા રચવાની પ્રેરણાપળ માગતા એ વહેલી સવારે બેઠા હતા !

ઋષિમુનિ- પણ એ તો ક્રાન્તદર્શી કવિ. ઇશ્વરના જે સ્વરૂપને એ શબ્દમાં મૂર્તિ-



માન કરતા–હવામાં એ શબ્દોનાં ગાન હજારો જુવાનો પછી, ગાતા ફરતા.

એવી અદ્દ્ભુત એમની શકિત હતી. એવી અગાધ એમની ઉપાસના હતી.

પણ આજ કોણ જાણે શું થયું એમના મનમાં કોઇ શબ્દ જ આવતો નથી.

આવે છે એ એમને ગમતો નથી.

એ તો બેઠા જ–બેઠા, પળ ઉપર પળ વિતવા માંડી.

ક્રાન્તદર્શી કવિથી આજ જાણે શબ્દ રીસાઇ ગયા હતા !

એમણે કારણ તપાસવા માંડયું. ઊંડું ઊંડું એક કાંઈક ઊભુ હતુ. એને કાંઇ આકાર ન હતો. રૂપ રંગ રેખા કાંઇ મળે નહિ. જાણે કે કોઈકની વિનોદી વૃત્તિ રંખડતી ભૂલી પડી હોય એવું જણાતું હતું. તેણે બહુ જ ઝીણી ઝીણી શબ્દાવલિમાં કાંઈક કહ્યું જણાયું:

' કવિ ! તમે જગદાધારને કયાંથી ગાઇ શકો, જગદાધાર તો તમારા વરુણ દેવ છે. એ છે તો યાત્રા નહીસલામત છે ! '

ઋષિ પોતાની દ્વિધા વૃત્તિના પડછાયાની ભડક જોઇને સ્તબ્ધ જ થઇ ગયા

ત્ય તો વરુણ દેવ આવ્યા: 'પ્રભુ ! ચાલો નૌકા મજબૂત છે. હું સુકાની છું!'

' પણ વરુણદેવ !' કવિએ પ્રત્યુત્તર વાળ્યો: ' મારો શબ્દ ખોટો પડી જાય છે તેનુ શું ? '

' શબ્દ ખોટો પડે છે ? '

' જગદાધાર–હું ઇશ્વરને જગદાધાર કહીને બોલાવું છું પણ આધાર તો તમારો લઉં છું. મારે કવિને ખોટા શબ્દોની ખાણ પોસાય તેમ નથી. તમે પાછા ફરો વરુણદેવ ! હું ઈશ્વરાધારે જાત્રા કરીશ !'

## સ્વ. બાપુજીને

દિનાન્તે રજની વ્યાપે યથા બાપુજી ! આપના
અન્તથી રાતનું રાજ્ય ચોમેર ચાલતું ! ઘણા
ખપના આપ'તા: નાકૈં આપને ઓળખ્યા અહા.
અમે ત્યાં આપ ચાલીગ્યા! શોકાબ્ધિ ઘૂઘવે મહા!

નિશાશોચભરેલાં આ જન–નાવો ભવાબ્ધિમાં
ડૂબતાં તરતાં હાંફે ! પારાવાર સહેલ ના !
રજની શશીનક્ષત્રતારાતેજે ઝગે યથા
આપની મૃત્યુરાત્રિમાં ન્હેરુ સરદાર રાજતા !

અંધારાં આથમે થાતાં અજવાળાં પ્રભાતમાં
ભાનુના અસ્ત પામેલા ફરીથી નભ ઊગતા,
એમ ઓ, અસ્ત પામેલા બાપુઆનુ ફરીનવા
વિશેપ તેજથી ભૂમિ કદા કયાં અજવાળતા? !

પરલોક થકી પ્રાણ હીનદીનદલીતના,
અહિંસા સત્યશાંતિ, ને સુખ–સુધા ઝરો સદા !

નાથાલાલ ભગવાનજી દવે

# પાનો શેઠ

પ્રભુરામ રાજ્યગોર

એક બાજુ ગોળના કાળા રેલાથી ખરડાયેલ ગોળનો ડબ્બો; બીજી બાજુ ટીનનું ચીતુ ખોખરું, ઉંબરામાંથી જ જુવાર, બાજરો, લસણ, આંબલિયા, અને ડુંગળીના ભાંગેલ તૂટેલ સૂંડલા, બાજુમાં મેલા બાજઠ પર કાળું, બકરીને હાંકવા પડેલું આરિયું ને વારંવાર ગણગણ...કરીને ઊડીને બેસતી માખીઓઃ આ પાના શેઠની હાટડી.

શેઠનો રંગ પણ અસલ સીસમનો જોઇ લો. પહેલવાન જેવું શરીર, કેડે કંદોરો, કંદોરાને આંટી મારી પાછળ છેડો ભરાવેલ ધોતિયું, પેઢીવારાની જૂની ભૂખરી એક ઇંચ તેલના થરથી કાળી પડી ગયેલ ટોપી, પેરણ તો પાનાશેઠને ખંભે જ પડ્યું હોય, કોઇ સારા માઠા અવસરે જ એ શરીર પર ધારણ કરે.

આ દિદાર અને દેખાવ પરથી શેઠની જાહોજલાલીનો કોઇને ખ્યાલ ન આવે. પણ એ હાટડીમાંથી પાછળ અંદરના ભાગમાં જાઓ ત્યારે જ પાનાશેઠના વૈભવનો ખરો ખ્યાલ આવે.

મેડીબંધ ઘર. હિંડોળા, રંગિન ઢોલિયા, આભલાવાળા ચાકળા ને ચંદરવાથી ઓપતી દીવાલો, સૂરજના કિરણમાં ચળક ચળક થતી પિત્તળનાં વાસણોની માંડ, પેટી ને પટારાનો ચળકાટ, ને આંગણામાં પાંચ દશ દૂઝતી ગાય ભેંશ—જોનારને શેઠે આ નાનકડી હાટડીમાંથી શી રીતે સર્જ્યું હશે એની શંકામાં ઘડીભર નાખી દે.

આ બધું હતું. છતાં શેઠને ઘણા વખતથી એક ઊણપ આંખના કણા માફક ખટકતી હતી. અને તે રાજબાઇની ગાય ગંગા.

લોકોને વાત કરતા પાના શેઠ સાંભળતા " ગાય તો રાજબાઈ આઇની ને બીજી બધી વાતુ " ત્યારે પાના શેઠની નજર સામે બગલાની પાંખ જેવા ધોળા રંગની, ચોકિયા આકારની, ટહૂકારીને રણકે સીમ ગજવતી હાથણી જેવી ગંગા ખડી થઇ જતી હતી.

પણ આજ સવારથી પાના શેઠ ઉતાવળમાં હતા. રાજબાઇના ઘર સાથે વર્ષોથી તેનો ધીરધારનો ધંધો હતો. ઊંદર ફૂંકીફૂંકીને કરડે તેમ શેઠે રાજબાઇના ઘરને ભૂખ ભેળું કર્યું હતું. અને આખરે વ્યાજના પૈસા પેટે રાજબાઇની 'ગંગા' પણ ઝૂટવી લઇવાને તે ભાગ્યશાળી થયા હતા. રાજબાઈને સાતપેઢીમાં ગંગા સિવાય કોઇ હતું નહીં છતાં શેઠની ભીંસ સામે લાચારીથી તેણે ગાય આપવાનું કબૂલ્યું હતું એટલે દાતણ કર્યું ન કર્યું કે તરત જ પાના શેઠ રાજબાઇને ત્યાં ઊપડ્યા.

ફળીમાં દાખલ થતાં તે ઘડીભર થંભી ગયા. ગંગાની ડોકમાં બાથ ભીડી, બોરબોર જેવડે આંસુએ રાજબાઈ રડી રહી હતી. મા દીકરીને સાસરે વળાવતાં શિખામણ દેતી હોય તેમ તે ગંગાને કહેતી હતી. 'ગંગા ! મા ગંગા ! બેટા ડાઇ થાજે. "

રાજબાઇના ગળામાંથી એક મોટું ડૂસકું સંભળાયું ગંગા પણ વિદાય લેતી દીકરીની જેમ રાજબાઇની સોડમાં લપાતી જતી હતી. ત્યાં પાના શેઠ બોલી ઊઠ્યા " વેવલી થા મા, તારે એકને જ ઘેર જાણે ગાય હશે. મારે મોડું થાય છે. "

રાજબાઈ આંખમાંથી આંસુ લૂછતી બોલી. "પાના શેઠ ! હું ક્યાં એમ કઉં છું કે 'મારે નથ દેવી ગા સે. પણ ગગાને તો સાત ખોટની એક દીકરી જેમ મેં ઉછેરી છ. એટલે લાગે તો ખરું ને ."

પાના શેઠે ગાયને ડચકારી. પણ ગંગા એક ડગલું પણ ન ચસકી. ડોક પાછી નાખીને લાચારી ભરી નજરથી તે રાજબાઇ સામું જોઇ રહી.

પાના શેઠે લાકડી ઊગામી. રાજબાઇ કરગરી 'એ પાના શેઠ ! તારા પગની રજ છું પણ મારે ઘેરથી ગાને લઇ જતાં એને માર્ય મા. "

"એમ ધરમના પૂંછડાં થ્યે જીવાય કેમ !" બોલતાં પાના શેઠે ગાયના વાંસામાં બે લાકડી લગાવી.

ધા દેતી ગા ભાંભરી ઊઠી.

રાજબાઇ આડો વાંસો ધરીને ઊભી. "મને મારી લે. પણ ગાને માર્યમાં, ગભુ સે. મૂંગું માટ-સે; હડે ભરાણું સે; કાલ્ય હું મારે હાથે દોરીને તારે ઘેર મેલી જાશ." દયામણે મોઢે રાજબાઇ બોલી.



"તારે તો શેની ઉતાવળ હોય ! પણ અમારે ઘરે છોકરાંને દૂધ ખાવા જોતું હોયને !"

"આજથી ગંગાનું દૂધ મને અગરાજ. મારા ઘરનું ખાણુ ખવરાવી તારે ઘેર દૂધ પોગતું કરીહ; પણ ગભુના નિસાપા રહેવા દે." "સું કાંઇ મફત આપ છ ! ધોળા દૂધ જેવા રૂપિયા પેટે દે છ, નો ભોળી હોય મોટી નિસાપા વાળી તો !"

પાના શેઠે ગાયની હઠથી ચિડાઇ બે પાંચ લાકડી લગાવી દીધી, "ભાં ભાં" ગાય ભાંભરી પડી. જાણે 'જાવું નથી' એમ કહેતી હોય તેમ પગ પહોળા કરી ધરતી સાથે જડી દઇ ગાય થર થર ધ્રૂજવા લાગી. રાજબાઇની આંતરડી કકળી ઊઠી "વ્યાજખાઉ વાણિયા ! મેં જાણ્યું કે વાણિયો કંઠીનો પેરનાર–મારી ગા એને ઘેર સુખી થાહે. મને ખબર નંઇ કે ગા કહાઇ વાડે જાય સે. પણ કઉં છ કે રહેવા દે, ગવત્રીના નિહાપા તારું ધનોત પનોત કાઢી નાખહે."

ભેગા થયેલ સૌએ પાના શેઠને સમજાવ્યા પણ શેઠ એકના બે ન થયા. ચોધાર આંસુએ રડતી નિરાધાર રાજબાઇ ભાંભરડા દેતી ગાયને જતી જોઇ રહી.

× × ×

પાના શેઠના જુલમની વાત ચોરે પહોંચી ત્યારે ત્યાં હાજર હતા એ સૌનાં દિલ કકળી ઊઠ્યાં. આમ તો પાનાશેઠનું નામ કોઇથી શાનું દેવાય ! હવાલદારથી માંડી મહાલકારી સુધીના ઘરમાં પાના શેઠના પોંકથી માંડી ઘીના ધાડવા હરહંમેશ પહોંચતા જ હોય. પણ ગાય ઉપરના જુલમથી પિડાઇને વૃદ્ધ પટેલ બોલી ઊઠ્યો. "ભાઇ ! ઇ પાના શેઠ ધરમી હોવાનો દાવો ને ડોળ ભલે કરે પણ એનાં બધા ય ધંધા ગોરખધંધા. એની દુકાને તમે જાવ તો તોલાં સાવ નવાં નકોર પણ...

"હા. ઇ વાત તમારી હાચી ને વળી પાનાશેઠ નમતું પણ ભારી આપે હોં" એક જુવાન બોલી ઊઠ્યો.

"આજ કાલનાં છોકરાં ઇ આનું નામ !" "નમતું જોખીને શું રાખ દે ઇ વાણિયો 'નમતું' વ્યાજસોતું વાળી લ્યે. ઇ કિમિયો તમે નો જાણો".

"ખોટું નો કેમ કે'વાય ! પાના શેઠનો જોખ તો સારો છે." નિશાળના માસ્તર બોલ્યા.

"એ...ભાઇ એના ત્રાજવાં હેઠે હાથ તો જરા ફેરવી જોજો. પાંચ ભાર ગોળનો લપેડો કરેલો હશે અને કોઇ પુસે તો પાન સ્હેઠ કે'શે ઇતો ગોળ જોખતાં ચોંટી ગયો છ.'

પાના શેઠની આ લુચ્ચાઇ જાણી બધા હરી જ ગયા. પણ પછી તો પાનાશેઠનું પુરાણ ઊખળ્યું. માસ્તરથી ન રહેવાયું. બાંધી મફી જ સારી. પાનાશેઠનો હિસાબ ખિતાબ તો હું માંડનારને ! શેઠે તો કાળો અક્ષર કૂટી માર્યો છે. પણ એના વ્યાજને ભગવાન પણ ન આંબે."

પટેલ બોલ્યા' "ગામડામાં આપણા દુઃખનો પાર જ નથ્ય, વાણિયો એટલે ગામડાંની જળો, તલાટીનું તો કેવું જ સું ! ઇ ગામડાનો દેવ. નિવેદ ન ધરો કે તરત કોપાયમાન અને હવાલદાર ગામડાંનો દૂ........"

ત્યાં તો સામેથી હવાલદારને આવતો જોઇ પટેલ શબ્દને ગળી ગયા. અને બોલ્યા "કાં ! હવાલદાર ! વરહાદના કાંઇ વાવડ !

" વાવડ નાવાના સે " ચોરે ચડતાં હવાલદાર બોલ્યો-

"ત્યારે ઓણસાલ દકાળ જ સમજવો ને !'

'જેવાં આપણાં પાપ. વળી વાત ખરી છ કે એક બાજુથી બારવટિયા ને બીજી બાજુથી કાગળિયું ગામડાંનાં લોકોને ભરખી રહ્યા છે."

"હેં" બધાયે ભયની એક કંપારી અનુભવી. જમાદાર સિવાય બધાની આંખોએ મૂંગી મૂંગી વાત કરી લીધી "જરૂર પાના શેઠ જેવાનાં પાપ બધાંને નડશે."

એમાં પણ ચાર દિવસ ઝૂરી ઝૂરી ગંગા ને રાજબાઇ જ્યારે એક જ દિવસે મરી ગયાં ત્યારે ગામમાં અરેરાટી વ્યાપી ગઇ. પાના શેઠ સામે ગામમાં એક પ્રકારનો મૂંગો અણગમો પેદા થઇ ગયો. શેઠને પણ

જાણે રોજ રાતના રાજબાઈ કહેતી હોય એમ લાગતું "ગરીબોના નિસાપા તારું ધનોતપનોત કાઢી નાખશે."

એમાં ગામમાં ખરેખર કોગળિયું આવ્યું. ગામમાં ઘણાં ય ઘર સાફ થઇ ગયાં. આઠ દિવસમાં તો ત્રણ દીકરા, બે દીકરી અને શેઠાણી પાના શેઠ ખોઇ બેઠા. આઠ દિવસમાં એણે આઠ ભવ જોઇ નાખ્યા. પહાડ જેવો પાનો શેઠ કેડમાથી વળીને ડોસા જેવો થઇ ગયો.

× × × ×

ધુંધળી સાંજ આથમી ગઇ હતી. ગામમા ઘરમાં દીવે વાટ્ય ચડી ગઇ હતી. હરિકેનના ઝાંખા અજવાળામાં પાના શેઠ લાંબા લાંબા બીડીના દમ ખેંચતાં જીવનની લીલી સૂકીના વિચારમાં પડયા હતા.

ત્યાં ગામમાં દોડાદોડી થઇ. શેરીઓમાં ધબોધબ બારણાં દેવાઇ જવા લાગ્યાં. જાણે હવા જ બોલવા લાગી "બહારવટિયા આવ્યા."

પાનાશેઠ હાંફળા ફાંફળા ઊઠયા, બારણું બંધ કરવા દોડયા ત્યાં તો જાણે પાના શેઠનું ઘર શોધતા જ આવતા હોય એમ આઠ બુકાનીદાર માણસો દુકાન પર ધસી આવ્યા. બહારવટિયાનો મુખી તાડૂક્યો "શેઠ જરા ય આઘો પાછો થ્યો તો મર્યો જાણજે."

શેઠનાં ગાત્રો ગળી ગયાં "એ તમારી ગા છું."

"તું જ પાનો વાણિયો કે ! આ ખૂણામાં બેઠી જા. બઉ વ્યાજ ખાધાં છ ગરીબનાં કાં !"

મુખી ત્યાં ઊભો. બીજા સાથીદારો ઘરમાં પેઠા. પેટી પટારાનાં તાળાં ધબોધબ તૂટવા લાગ્યાં.

ગામ આખું સૂમસામ હતું. એક ચકલું ય ફરકતું નથી એવી સ્મશાનશાન્તિ વચ્ચે તૂટતા પેટી–પટારાના અવાજથી આજુબાજુના ઘરોની માટીની દીવાલો પણ ધ્રૂજવા લાગી તો માણસના ભયની તો વાત જ શી કરવી ! બધાંને એક જ ભણકાર વાગતો હતો "આવ્યા કે આવશે."

આ બાજુ પાના શેઠની પેઢી વારીની કમાણી· જાણે પાના શેઠના જીવનની કાળી બાજુની સાક્ષી હોય તેમ —નથ, કાંબી, કડલાં ને સોના રૂપાના ઢગલા થવા લાગ્યા.

"મલક બધાને લૂંટીને ઘરમાં ભર્યું છ અને તોય તું શાવકાર ને અમે ચોર. ભગવાનને ઘેર પણ એ ન્યા ક્યાં છે!" એક બહારવટિયાની જીભે તત્ત્વજ્ઞાન ઝૂર્યું.

"પણ શેઠ રોકડ રૂપિયા ક્યાં!" મુખી બોલ્યો.

"એ તમારી ગા—મારી પાસે હવે કાંઇ નથ્ય" પાના શેઠ કરગર્યા.

"રોકડ રૂપિયા વગરનો વાણિયો હોય કદી ! એલા કોઇ આનાં નાક કાન કાપી લ્યો તો" મુખી વિફર્યો.

"એ બધું આપી દઉં પણ મને મારો માં.'

પાના શેઠ એકદમ ઊભા થઇ ગયા. ફળીના ખૂણામાં છાણાંનું મોઢવું બતાવી બોલ્યા "જે છે ઇ આમાં છે."

ઝબો ઝબ મોઢવામાંથી રૂપિયા ભરેલા તાંબાના હાંડાં નીકળવા લાગ્યા.

માલ બંધાણો. બધા ઊપડવાને તૈયાર થયા, થરથર કંપતા શેઠે મનમાં "હાશ" નો એક ઊંડો દમ ખેંચ્યો. ત્યાં મુખી ફર્યો "સ્હેઠ! તુંને અમારી યાદ કેમ રહે ! એમ કહીને તલવારની પીંછીથી ઝબ દઇને શેઠના નાકનું ટેરવું લઇ લીધું. થોરના ઝીંડવા જેવું ટેરવું ડફ દઇને નીચે પડયું. લોહીની ધાર થઇ, વેદનાની ચીસ દેતા શેઠે નાકપર પેરણ દબાવ્યું.

પાના શેઠની આંખે ચક્કર આવ્યાં. લીલી પીળી દુનિયા વચ્ચે રાજબાઇના પ્રેતને ખડખડ હસી બોલતાં શેઠે સાંભળ્યું. "પાના શેઠ! આ તારાં પાપ અંતે તને આંબ્યા." ભયની કારમી ચીસ સાથે પાનાશેઠ ઢગલો થઇ ઢળી પડયા.

# પ્રયોગની પહેલી રાતે

અનુ૦ જયન્તકુમાર

ઉજાશે દીવાના પ્રકાશમાં ઝગમગતી ઉજ્જયિની નગરી કેવી લાગતી હશે! સમ્રાટ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યનો એ તો લગ્નોત્સવ!

આ ઉત્સવ એટલે તો નગરજનોનાં આનંદને ફૂટેલી વાચા હતી. આજે કેટલાયે વર્ષોથી ચાલતા હૂણયુદ્ધમાં સમ્રાટ વિજયી નીવડયા હતા. ભારતનાં દુશ્મનો પરાજય પામીને પાછા ગયા હતા. તે જ વખતે દક્ષિણ બાજુનાં વિદર્ભરાજવી સાથે પણ સુલેહ કરીને વિદર્ભરાજકન્યાની વરમાળા સમ્રાટનાં ગળામાં પડી હતી. એટલે જનસમુદાયના આનંદમાં ભરતી આવે એમાં નવાઇ પણ શું?

રાતે રંગમંડપમાં કવિશ્રેષ્ઠ કાલિદાસે એવી જ એક વિદર્ભરાજકન્યાની પ્રેમકથા પરથી લખેલ 'માલવિકાગ્નિમિત્ર' નાટકનો પ્રયોગ આ લગ્નોત્સવ નિમિત્તે શરૂ થયો. નગરજનોનો હર્ષોન્માદી સમૂહ ફૂલો પર ગુંજનાર ભમરાની જેમ આવીને ખીચોખીચ ભરાઇ બેઠો. પડદા અને ચક પાછળ અદૃશ્ય રહેલી અંતઃપુરની સુંદરીઓ પણ રંગમંડપમાં દેખાતા લાગી. રાજારાણીનાં સિંહાસનો પાસે દીવાન વગેરે રાજપુરુષોની, સામંતોની અને નિમંત્રિત સજ્જનોની બેઠકો હતી..

આ નાટક પણ જાણે આ આનંદોત્સવ માટે જ રચ્યું હોય એમ લાગતું હતું. તેથી તો પહેલા દૃશ્યથી જ પ્રેક્ષકોનાં મનમાં હર્ષના ફૂવારા ફૂટવા લાગ્યા. બધો સમૂહ એક એક દૃશ્ય જોઇને હરખથી ફૂલાવા લાગ્યો. છેવટનું પેલું મિલનનું દૃશ્ય જોઇને તો સમૂહનાં રોમેરોમ આનંદથી થડકવા લાગ્યા. કેવી ઉદાત્ત અને આનંદી એ પળ હતી! સ્વર્ગમાંનાં દેવોએ પણ આ પ્રસંગપર હર્ષથી પુષ્પવૃષ્ટિ કરી. વાદળાએ હળવે હાથે ઝાકળ વરસાવી, અને પવને પણ હવામાં સુખના ઉચ્છ્વાસ મેળવી દીધા એવી એ પળ! સુખની અવધિ માટે જ જાણે ચાતુર્ય, લાવણ્ય, સૌંદર્ય, વિનય વગેરે બધું આ પાત્રોનાં રૂપે એકત્ર થયું હતું.

પટ્ટરાણી ધારિણી પોતે રાજા અગ્નિમિત્રનાં હાથમાં માલવિકાદેવીનો હાથ આપતી હતી. અને આ તરફ પ્રેક્ષકોમાં 'વાહવા કાલિદાસ' "ધન્ય ધન્ય કવિરાજ' એવા ઉદ્ગાર સાંભળવામાં આવતા હતા.

કવિવર કાલિદાસને પણ ચારેબાજુથી આવતા ધન્યવાદમાં દટાઇ જવું પડયું હતું. કવિવરનું આ પહેલું નાટક! સમ્રાટની ખાસ વિનંતિથી લખેલી આ પ્રેમકથા પ્રયોગની પહેલી જ રાતે રસિકોનાં મનને આટલી બધી મોહિની લગાડશે એની તેને પણ કલ્પના નહોતી.

પણ—પણ આ શું? આ ડૂસકું શાનું?

કવિવરે ચમકીને સામે જોયું.

રાણીની આંખમાં આંસુ!

બધા નગરજનોની નજર તે તરફ વળી અને સ્થિર થઇ. પ્રેક્ષકોની ભૂમોથી, કે કોણ જાણે, રાણીએ તરત જ આંખો લૂછી નાખી, આંખો બંધ કરી દીધી, હાથોથી ઢાંકી દેવા પ્રયત્ન કર્યો. પણ તે આંસુ અટકયા જ નહીં. રાજાએ જોયા. બધા નગરજનોએ જોયા. રંગભૂમિ પરનાં પાત્રો પણ પળવાર જેમનાં તેમ થંભી ગયા. રંગભૂમિ કઇ? એનો જ કવિને કોયડો થઇ પડયો. પણ તરત જ તેનો ઉકેલ પણ મળ્યો. કારણ રાણી ઊભી થઇને ચાલતી થઇ અને પળવાર પહેલાની ચિક્કાર રંગભૂમિ પળમાં તો નિર્જન બની ગઇ. બધા નગરજનો રંગમંડપ છોડીને પોતપોતાને ઘેર ચાલતા થયા.

અને કાલિદાસ—

આ ખાલીખમ થયેલ રંગમંડપમાં એકલો જ સામે એકીટશે જોતો હતો. કયાંકથી અવાજ આવ્યો, 'કવિ, શું જુઓ છો? બધા ગયા, રંગમંદિરમાં કોઇપણ નથી.'

'અલી ચતુરિકા, કવિને શું કહે છે? કવિને જે દેખાય તે રવિને પણ દેખાતું નથી, તો મને કે તને તો શાનું દેખાય જ?'

પળવાર પહેલાં નિર્જન અને ખાલીખમ દેખાતા





રંગમંદિરમાં આ કલાવતીનાં કંઠમાંથી નીકળતા કલરવથી ફરી એક વખત ખુશખુશાલ કિલકિલાટ શરુ થયો. પણ કાલિદાસ તો હજુ પણ તે જ સ્થિતિમાં પોતાના સ્થાન પર બેઠો હતો. તેની આ ચર્યા તરફ જોતી ચતુરિકા બોલી, 'તરલિકા, તું કહે છે તે જ ખરું. કવિરાજની આંખો સામે કોઇપણ નવીન રંગમહાલનાં દેવ ખેલે છે. હમણાં જ તે જન્મશે અને તને અને મને નવું નાટક જોવા મળશે એમ નથી લાગતું ? પણ અલીએય, આ નવા નાટકની નાયિકા કોણ હશે ?—'

'ચતુરિકા, તું જ. બીજી કોણ હોય ? રંગભૂમિપર પોતાનાં કૌશલ્યથી જનમનને મોહિત કરનારી તારા સિવાય આ ઉજ્જયિની નગરીમાં બીજી કોણ કલાવતી છે ?'

'અરે, એમ નથી. હું તો કહેતી હતી કે, કવિરાજનાં આ નવા નાટકનો વિષય કયો હશે ?'

'બીજો કયો હોય ? પ્રેમ એ જ કવિની વાણીનો એકમાત્ર વિષય. તારા મારા જેવા દુન્યવી પ્રેમને તે સુંદર રૂપ આપી દે છે !'

'અને દુનિયાને ફસાવે છે !'

દૂરથી એકાદ તીર છૂટીને આવે એમ આ ભેદી અવાજ આવ્યો. અને એ અવાજની સાથે સાથે જ રંગમંદિરનાં એક ખૂણામાં હજુ સુધી બેસી રહેલ મગધનો તરુણ સેનાપતિ વીરગુપ્ત કલાવતીને દેખાયો.

'કોણ વીરગુપ્ત ? મગધનાં તરુણ સેનાપતિ આમ કહે છે ? જુઓ કવિરાજ, તમારા પ્રેમનું તત્ત્વજ્ઞાન આમને આપો. તેમને સમજાવો કે સુંદર રમણીનાં પ્રેમપાત્ર થવાને પણ સદ્ભાગ્ય હોવું જોઇએ.'

'શ્રીમંતાઇનાં સુખવિલાસમાં મગ્ન થઇને નિશ્ચેષ્ટ થયેલા રાજાને આ તત્ત્વજ્ઞાન ક્યાંથી આવે ! તેણે તો પ્રેમનાં નામે ફક્ત ફૂલનો મનમાને તેવો ઉપભોગ કરવો અને ફૂલ ફેંકી દેવું. સત્તાનાં જોર પર રમણીનું હૃદય પોતાના પ્રિયતમ પાસેથી બળજબરીથી દૂર કરાવવું, તેની સાથે લગ્ન કરવું અને તમે...તમે તેને ઉત્તેજન આપો અને આ કવિવર તે ગાય !'

બધાયે સુંદરી સંઘમાંથી એક જ અવાજ આવ્યો: 'વીરગુપ્ત, આ તમે શું બોલો છો ?'

કાલિદાસ એકદમ ઊઠીને ઊભો રહ્યો અને સસ્મિત વદને આ રમણીવૃંદ તરફ જોઇને બોલ્યો, 'બોલવા દો બોલવા દો તેમને...'

પછી વીરગુપ્ત પાસે જઇને તેની પીઠ થાબડીને કહ્યું, 'બોલો વીરગુપ્ત. કોઇ દિવસ નહીં બોલેલ આજે આવું બોલો છો. વીરગુપ્ત, તમે કહો છો તેમાં જરા યે ખોટું નથી. મેં રાજાનાં પ્રેમલગ્નનું વર્ણન કર્યું અને કરીશ પણ. પણ આમાં અપરાધ શાનો ? મિત્ર, તારા જેવા પરાક્રમી વીર પુરુષોનાં વર્ણનનો ગમે તેવો વિષય ભાષાને કે કાનને હંમેશાં ગમતો જ હોય છે.'

'સાચું છે. અને એથી જ તો અમે જ આ ઉજ્જયિનીના રસિક નગરજનો કવિવરનું સન્માન કરીએ છીએ સમજ્યા ?' તરલિકા બોલી.

'અને એટલે જ તો ખુદ રાજાધિરાજ સમ્રાટ પણ તેમને પોતાના મનની—પ્રેમની વાત કહે છે !' ચતુરિકાએ જાણે ટેકો આપવા કહ્યું.

'આ સાચું છે કવિરાજ ?' વીરગુપ્તે પૂછ્યું, 'આમ જ હોય તો તો હું તમારી પ્રતિભાનું સન્માન કરીશ. પણ મને કહો જોઇએ કે, રાજાનાં પરાક્રમથી જ સુંદર રમણી વશ થાય છે એવું તમને લાગે છે. અને સુંદરીઓ, તમે પણ તમારા મનમાં આ વાતનો વિચાર કરીને મને કહો કે તમારામાંથી કોઇને એકાદ નિર્ધન અથવા સત્તાહીન પરાક્રમી પુરુષને તમારા હૃદયનું દાન કરવું એવું કદી જ નહિ લાગે !'

બધા સુંદરીસંઘનો અવાજ આવ્યો: 'એ શી રીતે થાય !'

'તો પછી હજુ પણ જીવનમાં પ્રેમનાં પાત્ર થવાની શક્તિ તમારામાં છે ખરી !' વીરગુપ્ત થોડા ગદ્ગદ્ કંઠે બોલ્યો, 'ભગવાન તમારા પર પ્રેમનો વર્ષાવ કરતી વખતે પ્રેમભંગનો કઠોર પ્રસંગ જ ફક્ત ન લાવે...'

'પ્રેમ ભંગ—તે શા માટે ?'

'સુંદરીઓ, ધારો કે તમે એકાદ વીરપુરુષ પર મુગ્ધ થયા, અને નશીબને તે ન જ ગમ્યું તો...?'

'તો—તો શું આપઘાતનો માર્ગ તો છે જ ને !

'અરે! ધારો કે તે માર્ગ પણ તમને અનુકૂળ ન હોય તો ? તમારો પ્રેમ કોઇક પોતાની શ્રીમંતાઇ અને સત્તાનાં જોરે બળજબરીથી વાળી લેવા માગે તો?'

'પણ આવું થાય જ શી રીતે? રાજાધિરાજનાં પ્રેમળ છત્ર નીચે આવું કદી જ—'

'પણ થાય તો ? અને એમાં તમારા પ્રિયતમનાં ગળામાં ફાંસીનું દોરડું અથવા સંપૂર્ણ શરણાગતિ, એ સિવાય ત્રીજો માર્ગ પણ તમારી પાસે ન હોય તો !'

બધો યે સુંદરીવર્ગ વીરગુપ્તની એ ભેદક નજર જોતો સ્તબ્ધ બન્યો. વીરગુપ્તે કવિવર તરફ જોઇને કહ્યુ.—

'આવું થાય તો તે તમે કદી લખવા પ્રેરાવ કે યુવરાજ.'

પણ આ પ્રશ્નનો જવાબ કાલિદાસ પાસેથી આવે તે પહેલાંજ ચતુરિકા આગળ થઇ અને બોલી, હા, જરૂર લખે, અમારા કવિરાજ તે પણ બરોબર લખીને રંગભૂમિ પર રજૂ કરે જ. સાવ ખેડૂતની ભોળી રમણીનાં પ્રેમની મસ્તી અમને તેમણે જ બતાવી. આ ઘેર ઘેર ચાલતી વિલાસની વાતો તેમણે જ બહાર મૂકી છે. પરાક્રમને વશ થનારી અને રાજવૃંદમાંથી પોતાના હૃદયને ગમતો જ પુરુષ ચૂંટનારી સ્વયંવરવધૂ, લજ્જાથી પોતાનો મનમાન્યો પ્રિયતમ બતાવનાર નવવધૂ, પતિને માટે શોકયનો પણ સ્વીકાર કરનાર પ્રૌઢ રાજસ્ત્રી અને પ્રિયતમ માટે રાજમહેલમાંનાં છળકપટ સહન કરનારી સુકુમાર રાજકન્યા અમને આજસુધી તેમણે જ પોતાની કુશળ લેખિનીથી રંગીને બતાવી. તમારી વાત કહો. એવી એકાદ સ્ત્રી છે કે જેના મનોભાવ કવિને ન જણાયા હોય ?'

વીરગુપ્ત થોડીવાર સ્તબ્ધ બન્યો.

ચકોર ચતુરિકા ફરી બોલી: 'બોલોને વીરગુપ્ત ! ચુપ કેમ થઇ ગયા ? કે તમે પણ કવિઓ પ્રમાણે અમારી ઉત્સુકતા વધારવાનો માર્ગ સ્વીકાર્યો છે ? કવિતા કરવા લાગ્યા કે શું?'

વીરગુપ્તે કાલિદાસ તરફ જોયું અને પૂછ્યું. 'કહું ?'

'કહોને વીરગુપ્ત—મારા કાન તમારી વાત સાંભળવા ખૂબ ઉત્સુક છે.' કવિરાજે સંમતિ આપતાં કહ્યું.

'ત્યારે તો કહું જ છું. તમારા પ્રશ્નનો ઉત્તર સાંભળો !'

'તમે શું જવાબ આપો છો તે સાંભળવા અમે બધા કેવા આતુર છીએ ?'

'સાંભળો ત્યારે, તમે પૂછ્યું ને—કે આવી કોઇ સ્ત્રી છે ? હું કહું છું: છે. એવી એક સ્ત્રી, જરૂર છે કે જેનાં મનોભાવ તમારા કવિએ હજુ સુધી રજૂ કર્યાં જ નથી.'

'તેનું નામ કહો. અમે તેની વાત સાંભળવા ઉત્સુક છીએ.'

વીરગુપ્ત ફરી પળવાર થંભ્યો અને કહ્યું.

'તમે આજે જ એક એવી સ્ત્રી જોઇ છે કે જે પ્રેમનું સફળ ચિત્ર જોતાં જ આંખોમાંથી આંસુ સારે છે અને ધ્રૂસકે ધ્રૂસકે રડે છે. કોઇને જણાય નહીં તેથી આંખો લૂછે છે; પણ ફરી ફરી આંસુ તો આવે જ છે. છેવટે તે પોતાની આંખો બંધ કરી દે છે પણ આંસુનો પ્રવાહ કેમે કરી થંભતો નથી.'

બોલતા બોલતા વીરગુપ્તની આંખો ભીની થઇ અને અવાજ રુંધાતો લાગ્યો.

કવિવરે એકદમ તેને આશ્વાસન આપીને કહ્યું. 'વીરગુપ્ત, તમે પણ કવિઓમાંનાં એક લાગો છો. આ કેવું હૃદયવેધી વર્ણન કર્યું છે ? અમે આજ સુધી વીરગુપ્તને મિત્ર તરીકે જોયેલ, પરાક્રમી વીરગુપ્ત પણ જોયેલ, પણ કવિ વીરગુપ્ત તો હજુ સુધી અમને દેખાયેલ જ નહીં.'

નહીં કવિરાજ. વીરગુપ્ત કદી પણ કવિ નહોતો. અને આજ પણ નથી. જે બધા નગરજનોને દેખાયું તે જ વીરગુપ્તે જોયું.'

'પણ વીરગુપ્તનો અવાજ આવો રુંધાયેલો કેમ, આ કેવો અનુભવ?' નટખટ ચતુરિકા પૂછવા લાગી.





'એ ચતુરિકા જ !' એમ કહીને કવિવર હસ્યા અને તેનો ભાવાર્થ ધ્યાનમાં આવતા બધો સુંદરીસંઘ પણ હસ્યો. પણ વીરગુપ્ત ન હસ્યો. પહેલા જેવી જ ધીર ગંભીર વાણીથી તેણે કહ્યું, 'પણ ચતુરિકા, આ મારા જેવાએ પોતાની સાદી ભાષામાં વર્ણન કરવાનો શો અર્થ ? આ તો પ્રત્યેક સ્ત્રીને સમજાય છે, તને પણ સમજાય છે અને આ કવિવરને પણ.'

'નહીં વીરગુપ્ત, એવું તો હું આજે પણ તમને કહેવા ન દઈ શકું. મહાકાળી માતાની કૃપાએ જ વિદ્યાનું રહસ્ય જાણ્યું, કલાનું પણ રહસ્ય જાણ્યું અને તેવી જ રીતે પ્રેમીહૃદયનું રહસ્ય થોડું ઘણું જાણ્યું એમ જ આજ સુધી સમજતો હતો. પણ નહીં, પણ ક્યારનો હું આ રહસ્યનો જ વિચાર કરું છું અને તે છતાં તે આંસુનું રહસ્ય હજુ મને જણાયું જ નથી.'

'કવિરાજ! ક્ષમા કરો. પણ ફક્ત કુતૂહલ થવાથી જ મિત્રભાવે કહું છું. આજ સુધી તમે જે નારી-હૃદયનાં ચિત્રો વર્ણવ્યા, તે બધા રાજસ્ત્રીઓનાં અને તેમનાં સફળ પ્રેમનાં. પણ આ રાજસ્ત્રીઓનાં જીવનમાં કોઈપણ દિવસ થયેલ ભૂલ અને પ્રેમની નિષ્ફળતા તમને જણાઈ નથી ? શરીરથી બધી ક્રિયા બરોબર કરવી, બધા ઉપભોગ ભોગવવા, ચારે તરફ શ્રીમંતાઈનો અને વિલાસોનો આકર્ષક ખેલ ચાલુ હોય તો પણ માત્ર મન જ આમાંનાં એક પણ ખેલમાં રમે નહીં એવું તમે કદી પણ જોયું છે ? આ મન તેમાં કેમ નથી લાગતું એનો તમે કદી વિચાર કર્યો ? સ્ત્રીહૃદયોનાં ચિત્રો તમે મીઠી ભાષામાં વર્ણવ્યા તેથી બધા નગરજનો તમારી કલા પર મુગ્ધ છે. સમ્રાટ પણ પોતાનાં મનની વાત તમને જણાવે છે. આ સુંદરીસંઘને પણ તમે તો માનસ સરોવર પર ક્રીડા કરનાર હંસ જણાઓ છો. તમારી આ કળાએ રતિના પ્રેમની નિષ્ફળતા જાણી તેથી જ પંડિતવર્ગ પણ તમારા વખાણ કરે છે. ઘરેઘરમાં તમારા રતિવિલાપની આદરપૂર્વક પારાયણો થાય છે અને તમારા પેલા પ્રેમી અજરાજા પણ સ્ત્રીઓને આદર્શ દેવપુરુષ દેખાય છે. પણ જેને ફક્ત સત્તાનાં જોર પર એકાદ કોમળ લાવણ્ય લતિકાને પુરુષનાં પાશમાંથી બળજબરીથી છોડાવી હોય એવા એકાદ અજરાજાની અને તમારી કદી મૈત્રી થઈ છે ? અરે આવી લાવણ્ય લતિકાના મનોભાવ પણ તમને તેની સખી મારફત જણાયા છે ? અથવા જેને પોતાની પ્રિયતમાના બાહુપાશમાંથી બળજબરીથી દૂર થવું પડ્યું હોય એવો એકાદ અભાગી વીરગુપ્ત પણ કદી—'

'શું, અભાગી વીરગુપ્ત ?'

'વીરગુપ્ત, તમે અભાગી ?'

'વીરગુપ્ત તમે આ શું કહો છો ?'

'વીરગુપ્ત તમે કેટલા બધા ધ્રૂજો છો ?'

હા ! વીરગુપ્ત ખરેખર ધ્રૂજતો હતો. થથરતા અવાજે જ તેણે કહ્યું, 'હા, અભાગી વીરગુપ્ત ! રમણીઓ, ક્ષમા કરો. મેં તમારો નકામો સમય બગાડ્યો. કવિવર તમે પણ મને ક્ષમા કરો. પણ મારાથી રહેવાયું નહીં તેથી બોલ્યો. હું જાઉં છું.'

પણ કવિવરે તેને જવા દીધો નહીં.

'થોભો, વીરગુપ્ત. થોડીવાર થોભો. તમારા દુર્ભાગ્યની કહાણી સાંભળ્યા સિવાય હવે મને ઊંઘ પણ આવશે નહીં. તમે આ ઉત્સુકતા વધારી અને મનને કેવું બેચેન કરી મૂક્યું ? બોલો વીરગુપ્ત, તમારા જ મુખેથી આ વાત સાંભળવા દો.

'નહીં, કવિરાજ. ક્ષમા કરો. મારે આ વિશે કશું જ કહેવું નથી. કહેવા જેવું કશું રહ્યું જ નથી. ક્ષમા કરો. આ પરાક્રમી હાથો વડે વિદર્ભની રાજકન્યાને દંડકારણ્યનાં હિંસક પ્રાણીઓનાં મુખમાંથી બચાવી, તે જ હાથો વડે આજે તે લાવણ્યલતિકાનાં આંસુ પણ લૂછી શકાયા નહીં ! પ્રેમળ સુકુમાર જીવનની સંભાળ લેવાય એટલે મેં તેને મારી બહેનનાં અંતઃપુરમાં મોકલી, તે જ અંતઃપુરે આજ તેને પોતાની બનાવી દીધી. જે કોમળાંગીએ પ્રિયતમનાં વિરહનાં દુઃખે દંડકારણ્યમાં ગળામાં દોરી બાંધવા લીધી હતી તેને જ તે પ્રિયતમના જીવન માટે પોતાને એક પારકાનાં વિવાહ બંધનમાં

# સને ૧૯૪૨ના સંસ્મરણો

પં. શ્રીરામ શર્મા અનુ૦ જયેન્દ્ર ગિ. ત્રિવેદી

સને ૧૯૪૨ની ઘટનાઓ પર દૃષ્ટિપાત કરતી વખતે ક્યારેક ક્યારેક તો એવું લાગે છે કે જાણે સને ૧૯૪૨ના આંદોલનની વાતો કોઇ બીજી જ દુનિયાની વાતો હતી ! લોકોની બેશરમી, સાચા મિત્રોની લાચારી, કુટુંબીઓનું કારુણ દુઃખ અને અનેક કોંગ્રેસ–ચર્મ–પ્રચ્છની ધૂર્તોની દગલબાજી અને કાયરતાએ હૃદય-પટ પર કદી ન ભૂંસાય એવી છાપ પાડી છે. ચાણક્યની ઉક્તિ–'राजद्वारे स्मशाने च यः तिष्ठति सः बांधवः' ની સાર્થકતા તો લગભગ દર-રોજ સિદ્ધ થતી હતી. આ લેખમાં એ લોકોની ચર્ચા નથી કરવી જેમણે એમ ધાર્યું હતું કે આ પંક્તિઓના લેખકને તો ફાંસી જ મળશે અને એથી જેમણે ઘરવાળાઓ સાથે દગાબાજી કરવામાં કંઇ બાકી નહોતી રાખી. અને એ લોકો પણ આ લેખના વિષયના પાત્રો નથી, જેમણે મારા જેલનિવાસ દર-મિયાન, હિતૈષી હોવાને બહાને, પોલિસદ્વારા વધારે ત્રાસ અપાવ્યો અને જેમને બીજા કોઇ સ્વતંત્ર રાષ્ટ્રમાં, રાષ્ટ્રીય સરકાર તરફથી ફાંસીની સજા એ જ કારણે દઇ દેવામાં આવી હોત કે એમણે રણક્ષેત્રમાં ગયેલ સૈનિકોના સ્ત્રી–બાળકોને સતાવ્યા.

× × × × ×

મુંબઇમાં સાત દિવસના ભયંકર તાવ પછી જ્યારે છૂપી પોલિસના અફસર ભરચા અને એમના સાથી મને મૂર્ખ સમજીને છોડી ગયા, ત્યારે શરીરની દશા કાચા ઘડા જેવી હતી, મારી મેળે ઊભો પણ નહોતો થઇ શકતો. સેંડહર્સ્ટ માર્ગ પર આવેલા મકાનમાં અશક્ત અને અસહાય પડયો હતો અને એ પણ સમજાતું નહોતું કે પથ્ય કોણ આપશે. ભગવાનને ભરોંસે બધું છોડીને પડયો હતો ત્યાં શ્રી. ભાનુકુમાર જૈન અને શ્રી. નાથુરામજી પ્રેમીની પુત્રવધુ બહેન ચંપા અને સ્વયં પ્રેમીજી રૂમમાં દાખલ થયા. યમદૂતો ગયા કે દેવદૂતો આવ્યા. પ્રેમીજીને ખબર હતી કે હું મુંબઇ આવ્યો છું અને સેંડહર્સ્ટ માર્ગ પર ઊતર્યો છું. મારી માંદગીના સમાચાર એમને શ્રી. રાધેશ્યામ શર્મા દ્વારા મળી ગયા હતા. મનમાં બીક હતી કે પોલિસને જો ખબર પડી જશે કે મને પ્રેમીજીએ આશ્રય આપ્યો છે, તો એકના એક પુત્રના મૃત્યુથી દુઃખી પ્રેમીજીને અને એમની વિધવા પુત્રવધુને પોલિસ જરૂર પકડી જશે. એમના બે નાના નાના પૌત્રો અને એમના કારભારની શી હાલત થશે એ વિચાર માત્રથી દિલ બેચેન થઇ જતું હતું. એમને બહુ સમજાવ્યા કે તેઓ મને આશ્રય દેવાનું જોખમ ન ઉઠાવે; પણ કોણ સાંભળે ? પ્રેમીજી અને ભાનુકુમારજી મને ઘોડાગાડીમાં નાખીને હીરાબાગ લઇ ગયા. સહુથી આશ્ચર્યની વાત તો એ થઇ કે પ્રેમીજીના નાના પૌત્રોને જ્યારે એમ પૂછવામાં આવ્યું કે 'આ કોણ છે ?' તો એમાંના એક બાળકે ઝટ કહ્યું–'છરમાજી' એ બાળકે, જેને હું પઢાણુ કહું છું, આ પહેલાં કદી મને મૂછો વગર અને બદલેલા વેશમાં જોયો ન હતો.

ત્રણ ચાર દિવસની સેવા–શુશ્રૂષાથી શરીર ટ્રેનમાં મુસાફરી કરી શકે તેવું થઇ ગયું. સેકન્ડ–ક્લાસની બર્થ રિઝર્વ્ડ કરાવી અને શ્રી. ભાનુકુમારે ફ્રંટિયર મેલમાં બેસાડી દીધો. રસ્તામાં પાથેયને માટે લગભગ બે ડઝન મોસંબી પણ સાથે રાખવી પડી.

પ્રેમીજીનો અને આ પંક્તિઓના લેખકનો સંબંધ પ્રકાશક અને લેખકનો પણ નથી. લોકો પ્રેમીજીને ફક્ત એક વ્યાપારી પ્રકાશક, લેખક અને

---

બાંધી લેવો એનાં કરતાં બીજી કઇ દુર્ભાગ્યની સીમા હોઇ શકે ? નહીં. કવિરાજ, આવા પ્રેમભંગના ચિત્ર તમે રચશો નહીં. તમે પણ તે શી રીતે રચશો અને કોને બતાવશો ? પોતાનાં સુખભોગને માટે પ્રેમની સુકુમારી કળીઓ હંમેશાં પગ નીચે છૂંદી નાખનાર પેલા સત્તાધારી મદાંધ રાજાથી તમારી આ નવી પ્રેમકથા સંભળાશે પણ નહીં."

બોલતા બોલતા વીરગુપ્ત ચાલ્યો ગયો. અને પળવાર પહેલાં જ શૂન્ય થઇ ગયેલ રંગભૂમિ ફરી એક વખત શૂન્ય થઇ.

મગધના તરુણ પરાક્રમી સેનાપતિ વીરગુપ્ત ઉજ્જયિની નગરમાં ફરી કદી દેખાયા જ નહીં ! *

* મરાઠી ઉપરથી





વિદ્વાનના રૂપમાં જ ઓળખે છે પરંતુ એવા કેટલા હશે જે એમના આ વિશાળ રૂપને સમજે છે અથવા તો એમના આ રૂપની કલ્પના પણ કરી શકે છે? પ્રકાશક, પંડિત અને અમીર થવું કંઇ કઠણ કામ નથી પરંતુ માણસ થવું એ જ વાસ્તવમાં ઘણું અઘરું છે. મારા જીવનના ખાડા ટેકરાવાળા માર્ગમાં પ્રેમીજીનો વ્યવહાર એક એવું સ્થળ છે, જેની સુખદ અને શીતળ સ્મૃતિ આજન્મ સ્મરણમાં રહેશે.

× × × × ×

મુંબઇથી દિલ્હી આરામપૂર્વક આવ્યો. કામ ખૂબ હતું પણ શરીર કામ નહોતું આપતું. અલીગઢ, આગ્રા, બદાયું, કાનપુર અને લખનૌની સમસ્યાઓનો નિકાલ આણવો હતો. બગડેલું કામ પાછું સંભાળવું હતું. આંદોલનને એક નવી પ્રગતિ દેવી હતી. મન દોડતું હતું પણ શરીર સાથ નહોતું આપતું. ડર એ હતો કે જો ફરી ખાટલે પડવું પડશે તો પછી થઇ રહ્યું! અને એવી જગ્યા પણ ક્યાં હતી, જ્યાં બુદ્ધિ કામ કરે અને શરીરને આરામ મળે! બગડેલા સ્વાસ્થ્યમાં પણ મુસાફરી કરવાનું નક્કી કર્યું. પરંતુ શ્રી. મલ્લિકજી અને શ્રીમતી સત્યવતી મલ્લિકે આગ્રહ કરીને રોકી રાખ્યો. બહેન સત્યવતીએ સેવા-શુશ્રૂષા અને ઇલાજનો પણ પ્રબંધ કર્યો. વાત ત્યાં જ અટકી નહીં. મલ્લિકજીનું ઘર એક રીતે તો અમારું કાર્યાલય જ બની ગયું. મલ્લિક-પરિવારે ક્યારે ય અમારા કાર્યક્રમની વિગત જાણવાનો પ્રયત્ન ન કર્યો. એમણે પૂરું જોખમ વહોરીને મને પોતાને ત્યાં આશ્રય દીધો એટલું જ નહીં પરંતુ અમારા મિત્રોને પણ ત્યાં આવીને મળવાની તક આપી. શારીરિક નબળાઇ જોઇને સત્યવતીજી મલ્લિકે પાસેના વૈદ્યરાજ મજુમદારજીને ત્યાંથી મકરધ્વજના દસ બાર પડીકાં લાવવાનો આગ્રહ કર્યો. મકરધ્વજના બે ત્રણ પડીકાં ખાધાં હશે ત્યાં ગડરધ્વજના હુકમથી દિલ્હીથી અલીગઢ કાર્ય-સંચાલનને માટે જવું પડયું. આ વાત બનતાં સુધી ૪ ડિસેમ્બર ૧૯૪૨ ની છે. હિન્દી-લેખિકાઓમાં જ નહીં પરંતુ સુશિક્ષિતા અને સુસંસ્કૃતા ભારતીય નારીઓમાં પણ સત્યવતીજીની બરોબરી કરી શકે એવી કેટલી હશે? સાહિત્ય-સેવા ફક્ત, સુંદર વાર્તાઓ, ઉત્તમ નિબંધો, મઝાના પુસ્તકો અને પ્રાણસ્પર્શી કવિતાઓ લખવામાં જ નથી આવી જતી. સાહિત્યનું આ રૂપ તો બહુ જ સાધારણ અને એક રીતે નિકૃષ્ટ છે—હઠયોગની જેમ, જેનો સંબંધ ઉચ્ચતમ અધ્યાત્મવાદ સાથે બહુ થોડો છે. સાહિત્ય-સેવા ચરિત્ર-નિર્માણ અને વ્યવહારિક જીવનનું એક મુખ્ય સાધન છે. અમલી જીવન વગરની કોરી વાતો અને આદર્શોની ચર્ચા ઢોંગ અને દગાબાજી છે. અને વળી સત્યવતીજી મલ્લિકની જેવી સંસ્કૃતિ અને ભારતીય નારીનું હૃદય કેટલાને મળ્યું છે? સને ૧૯૪૨ની વિષમતાઓ અને મુશીબતોની મરુભૂમિમાં સત્યવતીજીનો આશ્રય મરુભૂમિમાં શાદ્વલ ભૂમિની જેમ સાંભરી આવે છે.

× × × × × ×

ખાસ કરીને આગ્રાના લોકો અને સૂબાની પોલિસનો તથા સાધારણ રીતે સૂબાની બહારના લોકોનો એવો ખ્યાલ છે કે આંદોલનના મારા આગ્રા-પ્રવાસના દિવસોમાં હું, મારી ધરપકડ જ્યાં થઇ હતી તે નારાયણ ભવનમાં આવેલી બરેટાની ફેક્ટરીમાં જ રહેતો હતો. પરંતુ વાત એમ નથી. બરેટાની ફેક્ટરીમાં તો મેં ફક્ત છ, સાત રાત જ વિતાવી હશે. અસલ વાત તો એ છે કે આગ્રા-પ્રવાસની લગભગ ૪૦ ભયંકર રાત્રિઓ, જ્યારે પોલિસ જોડે લગભગ દરરોજ આંખમીંચામણી રમવી પડતી હતી, એક એવા મિત્રને ત્યાં વિતાવી જેનો કોંગ્રેસ જોડે કંઇ સંબંધ નથી અને જેનું સ્થાન પોલિસદ્વારા રક્ષિત હતું. આંદોલનના અમારા સાથીઓમાંથી ત્રણ ચાર જણા જ એ સ્થાન જાણતા હતા. જો કોઇ પણ રીતે પોલિસને એ સ્થાનની ગંધ મળી ગઇ હોત તો અમારા એ મિત્ર અને તેમના કુટુંબની શી ગતિ થાત, એની કલ્પના સારી રીતે થઇ શકે છે. એ મિત્રનું નામ બતાવવું હજુ ઠીક નથી લાગતું. એ જ સ્થાને મને બનારસના એક મિત્રદ્વારા શ્રી જયપ્રકાશ નારાયણજીનો સંદેશ



કે એમને મારે ૨૩ ડિસેમ્બર ૧૯૪૨ ને દિવસે બનારસમાં મળવું, સૂજ્યો હતો. મારા આગ્રાના આશ્રયદાતા મિત્રને આગ્રાના ૪, ૫ મુખ્ય કોંગ્રેસજન જ ઓળખે છે. કયાં આ આશ્રયદાતા તથા નિષ્કામ કાર્ય કરવાવાળા દેશભક્ત અને કયાં પેલા 'સ્વયંભૂ નેતા' જેમણે જરાક ધમકી મળતાં જ ડિસ્ટ્રિકટ મેજિસ્ટ્રેટની કચેરીમાં જઈને આત્મસમર્પણ કરી દીધું હતું !

કટીયારી રિયાસત, હરદોઈ, સાથે અમારો એક દીવાની મુકદ્દમો હતો. કોર્ટ–ફી લગભગ ૧૪૦૦. આંદોલન પહેલાં જ જમા કરી દેવામાં આવી હતી. મુકદ્દમાની પેરવી વિષે કંઈ પ્રબન્ધ નહોતો કરવામાં આવ્યો. આંદોલન શરૂ થયા અગાઉ જ મુકદ્દમો ચાલુ થઈ ગયો હતો. ધરપકડ થયા પછી તો દુનિયા સાથે એવો સંબંધ–વિચ્છેદ થયો કે બહારના કંઈ સમાચાર જ નહોતા મળતા. તત્કાલીન યૂ. પી. સરકારે સુખતમાં સખત પ્રતિબંધ લગાવી દીધા. પહેલાં તો વકીલને મળવામાં ઘણી અડચણ પડી. મારા તરફથી તો એને મળવા માટે કંઈ પ્રબંધ થયો જ ન હતો. મારા વકીલ પં. શીતલાચરણ બાજપેયી જોડે એક વાર પણ પહેલાં મુલાકાત થઈ નહોતી. કોઈ બાકીનું કામ ઉપાડી લે એવું બહાર નહોતું. બંને સાક્ષી પં. જગનપ્રસાદ રાવત અને કુંવર બૈજનાથસિંહ ભદૌરિયા જેલમાં હતા. રિયાસતવાળાઓ લહેરમાં આવી ગયા હતા. એમના તરફથી એવો પ્રયત્ન કરવામાં આવતો હતો કે મુકદ્દમાબાજીમાં ભલે કેટલાયનો ધુમાડો થઈ જાય પણ મને એક પૈસો પણ ન મળે. મને થયું કે

'रंग लायेगी हमारी फाकामस्ती एक दिन'

પરંતુ એ વાતની તો કલ્પના જ નહોતી કે એવી વિષમ પરિસ્થિતિમાં મુકદ્દમો લડવામાં આવશે. સરકાર તરફથી અમારા પર જે મુકદ્દમો ચાલતો હતો તેની પાસે આ મુકદ્દમાનો વિચાર પણ કેમ આવી શકે ? પરંતુ અમારા અપરિચિત વકીલ શ્રી શીતલાચરણ બાજપેયી સચ્ચાઈ અને કર્તવ્યનિષ્ઠાની સજીવ મૂર્તિ છે. તેમને મુકદ્દમા વિષે કંઈ ખબર જ નહોતી. યૂ. પી. સરકારની પાછળ પડીને એમણે ઘણા દિવસે પણ મારી મુલાકાત લીધી. આગ્રાના ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ મિ. શિવદાસાણી નોકરશાહીના પિઠ્ઠુ હતા. વકીલ સાહેબની સાથે એક છૂપી પોલિસના અફસરને મોકલ્યો. કે જે મુલાકાતની બધી વાતો સાંભળે, નિયમ તો એવો છે કે વકીલની મુલાકાત વખતે પોલિસ અને જેલવાળા; વકીલ અને અસીલની કોઈ વાતો ન સાંભળી શકે. હા, મુલાકાત એમની દેખરેખ વચ્ચે થાય ખરી.

વકીલ સાહેબ સાથે મુલાકાત તો થઈ ગઈ. પરંતુ એમની ફીનો પ્રબંધ કોણ કરે ? પાછળ તો કોઈ બહાર તો હતું નહીં. વકીલ સાહેબને પણ ખબર તો પડી જ ગઈ હતી કે દીવાની મુકદ્દમાના ફેંસલા પહેલાં જો મને ફાંસી મળી ગઈ તો એમની ફી કોણ દેશે ? વકીલ સાહેબ જ્યારે મુલાકાત પૂરી કરીને ચાલ્યા ત્યારે બેરેક તરફ જતી વખતે મેં એમને કહ્યું:—

"दागे दिल गर नजर नहीं आता;
बू भी ऐ चारागर नहीं आती"

પણ શું કરવું ? પં. શીતલાચરણની પ્રમાણિકતા અને પરમાત્માની કૃપાથી મુકદ્દમાની તારીખો વધતી જ ગઈ. મહિનાઓ પછી આગ્રાના ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ મારફત તાર મળ્યો કે કેટલામાં સમજૂતી કરી લેવી છે ? પાછળથી પંદર હજારે સમજૂતી થઈ ગઈ.

જ્યારે પં. શીતલાચરણ બાજપેયી આગ્રા–ષડયંત્ર–કેસ વખતે નીચલી અદાલતમાં મળવા આવ્યા અને મેં જ્યારે એમને ધન્યવાદ આપ્યા કે એમણે અમારાથી ફી લીધા વગર જ આવી સરસ રીતે મુકદ્દમો ચલાવ્યો, ત્યારે બાજપેયીજીએ સ્મિત કરીને કહ્યું—"મેં તો અગાઉથી પૂરી ફી લઈને જ મુકદ્દમો ચલાવ્યો હતો. આપના પર કેવો સંગીન મુકદ્દમો છે તેની વાત મને છૂપી પોલિસે કરી હતી." આશ્ચર્ય–મુદ્રાથી મેં પૂછ્યું કે ફીનો પ્રબંધ કોણે કર્યો ? "કલકત્તાના આપના એક મિત્ર ઠાકુર અયો-

ધ્યાસિંહ મને ૧૫૦૦] દઇ ગયા હતા''—બાજપેયીજીએ ગંભીરતાપૂર્વક જવાબ આપ્યો.

અયોધ્યાસિંહજીએ આવડી મોટી રકમનો પ્રબંધ કર્યો અને એમણે કોઇને ખબર પણ ન આપ્યા—એ વાતને એ જ લોકો સમજી શકશે જેઓ અયોધ્યાસિંહજીના ગુણોના પારખુ છે. ઢોંગી, સ્વાર્થી અને આમશ્લાઘી લોકો અયોધ્યાસિંહજીને બહુ સખત શબ્દોમાં યાદ કરે છે. ઘણાનો ખ્યાલ છે—અને એ એમની પોતાની મૂર્ખતા અને અજ્ઞાન જ બતાવે છે—કે અયોધ્યાસિંહજી 'વિશાલ ભારત'ના પ્રબંધમાં પણ પોતાનો રાથ હાખે છે. અમુક વ્યક્તિઓ પોતાના ઢોંગ અને સ્વાર્થના ચશ્માંમાંથી અયોધ્યાસિંહજીને જુએ છે,

મને ખબર છે કે એકવાર બંધુવર પં. બનારસીદાસ ચતુર્વેદીને ૫૦૦] ની જરુર પડી. એ કંઇ એવી રકમ નહોતી જેનો પ્રબંધ કોઇ બીજી રીતે ન થઇ શકે, પણ સંકોચની વાત હતી. અયોધ્યાસિંહ કંઇ શ્રીમંત નથી, પરંતુ એમની પાસે દિલ છે અને એ દિલની પાછળ એક સાચા મિત્રની બુદ્ધિ છે. પોતાની પત્નીના ઘરેણા લઇને ગીરવી મૂકયા અને રૂપિયા લઇ આવ્યા. કલકત્તાથી ત્રણ ચાર વાર અયોધ્યાસિંહજી આગ્રા બાલબચ્ચાંની ખબર લેવા પણ આવી ગયા હતા. પછી હું અયોધ્યાસિંહજી ને ભાઇ ન માનું તો શું માનું? અયોધ્યાસિંહજીને મારા તરફથી કોઇ પ્રકારની સહાયતાની તો આશા નહોતી એ ઠીક છે કે અયોધ્યાસિંહ અને મારો લેખક અને પ્રકાશકનો સંબંધ છે અને એક હજાર રૂપિયા મારા હિસાબના હતા અને બાકીના ૫૦૦] મારા એક શિષ્યે આપ્યા, જે આગ્રહ કરવા છતાં તેણે પાછા ન લીધા, કલકત્તાના એક બીજા મિત્ર છે જેના નામનો ઉલ્લેખ કરવો હમણાં યોગ્ય નથી, પરંતુ એમણે કશી યે પ્રેરણાવગર કેટલા યે મહિનાઓ સુધી મહિને ૫૦, મોકલ્યા. એમણે આંદોલનમાં જે તત્પરતા અને સૂઝબૂઝથી કામ લીધું, તે તો અદ્વિતીય છે

'યોગી'-પ્રેસના શ્રી રાજેન્દ્ર શર્મા અને શ્રી. વ્રજશંકર વર્માએ જે આત્મીયતા દેખાડી, એને માટે તો કંઇ શબ્દો જ નથી જડતા. એમણે ઘરે આવીને નિયમિત રૂપે કંઇક સહાયતા કરવાની ખૂબ કોશિશ કરી પરંતુ બાળકો અને એમની મા કોઇ પ્રકારે કંઇ લેવાને તૈયાર ન હતાં. ત્યારે તેઓએ એક નૈતિક દાવ ફેંકયો- પુત્રીના વિવાહના નામે ૧૦૦, ઘરે જમા રાખી ગયા

એક વૃદ્ધ મારવાડી સજ્જને તો ત્યાં સુધી કર્યું કે તેઓ આગ્રા આવ્યા અને પરાણે ૧૦૦, દઇ ગયા. જેલમાંથી છૂટયા પછી આભાર માનીને જ્યારે એમને રૂપિયા પાછા લેવા આગ્રહ કર્યો ત્યારે એમણે કેમે ય રૂપિયા ન જ લીધા પરંતુ દાન લેવું તે એક પ્રકારનું મીઠું ઝેર છે. જેનું પાન કરવા માટે તો ઉત્કટ તપસ્યા અને શિવજી—જેવી શક્તિ જોઇએ. એથી જે જે વ્યક્તિઓએ જે રૂપિયા પાછા નથી લીધા તેટલા રૂપિયા બીજા જરૂરિયાતવાળાને દેવામાં આવ્યા છે. સંસારમા ઉપકારનો બદલો વાળવો અશકય છે.

બંધુવર પં. ઠાકુરપ્રસાદ શર્મા (બનારસ મ્યુનિસિપાલિટીના એકઝીકયુટીવ ઓફિસર) એ તો આગ્રા આવીને મારા પંડિત કુટુંબની સહાયતા કરવા ખૂબ પ્રયત્ન કર્યા. શ્રી. ઠાકુરપ્રસાદ અને હું સાથે ભણતા. પુત્રીએ સહાય લેવાની ના પાડીને જે મોટાઇ કે પ્રૌઢાપણું દેખાડયું એથી પં. ઠાકુર શર્માને ક્ષોભ થાય એ સ્વાભાવિક છે. પરંતુ ના પાડીને પુત્રીએ ઘરનું જે ગૌરવ વધાર્યું તે કંઇ ઓછું નથી.

'પ્રતાપ'--પ્રેસે પણ મુશીબતમાં સાથ આપ્યો. જેલમાંથી ભાઇ બાલકૃષ્ણ શર્મા 'નવીને' ચિ. હરિ. શંકર વિદ્યાર્થીને ઘરની સાર સંભાળ લેવાનો આદેશ આપ્યો. હરિશંકરજીએ ઘરે પત્ર લખ્યો, પરંતુ સહાયતા લેવાની પુત્રીએ જે ના પાડી એથી 'પ્રતાપ' પરિવારને આનંદ જ થયો કે પુત્રી પણ ગજબ છાતીની છે. ૧૦૦, તો લેવા જ પડયા. પરંતુ કેટલાક મારા મિત્રો છે જેમાં સર્વશ્રી હરિશંકર શર્મા, બનારસીદાસ ચતુર્વેદી, શ્રીકૃષ્ણદત્ત પાલીવાલ,




બાલકૃષ્ણ શર્મા 'નવીન' જગનપ્રસાદ રાવત, અયોધ્યાસિંહ અને શભૂનાથ ચતુર્વેદી એવા છે, જેમની પાસેથી હું ભાડાના સંબધે કંઇપણ માગી શકું તેમ હતું અને તેમને પણ જરૂર પડે તો પોતાની અડધી રોટલી મને આપવામાં નહીં કશો સંકોચ થાય કે નહીં કોઇ સહાયતા કે સેવાની ભાવના તેમનામાં ઉત્પન્ન થાય.

શ્વશુરવાળાઓએ અલીગંજમાં એક મકાન ખાલી કરી રાખ્યું હતું. કેટલીયે વાર ત્યાંથી માણસ તેડવા આવ્યો પરંતુ ઘરેથી બાળકોએ કે તેમની માએ કોઇ પ્રકારની મદદ ન લીધી. આ બધી વાતોની અમને તો ખબર પણ ન હતી અને નહીં તો ઘરનો મોરચો કેમ છોડી શકાય ! પરંતુ છતાંયે હું મારા કાકાજી પં. પ્રયાગદત્તજીનો આભારી છું કે તેમણે મુસીબતના વખતમાં પૂરી ઇમાનદારીપૂર્વક બાળ બચ્ચાઓને આશ્રય દેવાનો પ્રયાસ કર્યો.

× × ×

લડાઇના દિવસો હતા. એક બાજુથી કોંગ્રેસજનો ત્રાસ અને સિતમના શિકાર થઇ રહ્યા હતા અને બીજી બાજુ નફાખોરો અને ઇજારાદારોને તડાકો પડી ગયો હતો. મારા મકાનના માલિક છે શ્રીમાન પં. કેદારનાથ ભટ્ટ. મકાનનું ભાડું માસિક ૨૨, હતું. લગભગ ત્રણ વર્ષથી મકાનનું ભાડું નહોતું દેવામાં આવ્યું. ભટ્ટજી તરફથી સીધી કે આડકતરી રીતે ભાડા માટે ક્યારેય માગણી નહોતી થઇ. પરંતુ ઇજારદારો અને બીજા લોકોએ માસિક ૧૨૫, લેખે મકાન ભાડે માગ્યું. એમની બીજી દલીલ એ હતી કે જ્યારે ઘરના આટલા માણસ જેલમાં છે ત્યારે તો ૮-૧૦ રૂપિયે મહિનાવાળું મકાન ગણીને જ ચલાવવું જોઇએ. મારી તો એ બહુ જૂની માન્યતા છે કે ખોટો નફો લેનારા અને દગાબાજી કરનારા ખાસ કરીને કાળા બજારવાળા દેશના શત્રુ નંબર એક છે. લીગી મનોવૃત્તિના જનક તેઓ જ છે. પાપાચાર અને ભ્રષ્ટાચારના તો તેઓ ભંડાર છે. ઘરે મકાન ખાલી કરવાની ચિઠ્ઠી આવી. ભટ્ટજીને લખનૌ ચિઠ્ઠી લખી. ભટ્ટજી લખનૌથી આવ્યા અને પુત્રીને આશ્વાસન આપતા તેમણે કહ્યું-"મકાન માલિક હું છું. મકાન ખાલી કરવા માટે જો કોઇ કંઇ કહે તો તેની પરવા ન કરવી તમારું પોતાનું મકાન છે એમ સમજીને જ રહો. અને ભાડાનું તો હું અને તમારા પિતાજી સમજી લેશું એની જવાબદારી તમારા પર નથી. ભાડું એમની પાસેથી લેવાનું છે. તમારી પાસેથી નહીં." ત્રણે વર્ષનું ભાડું પછી એક સાથે આપવામાં આવ્યું. અનેક કોંગ્રેસજનોએ જેલનિવાસી કોંગ્રેસજનોના કુટુંબોને ભાડું નિયમિત ન મળવાથી મકાનમાંથી કાઢી મૂકયા હતા, પરંતુ ભટ્ટજીએ જે આત્મીયતા અને અનુગ્રહ દેખાડયો, એ માટે તો એમનો કાયમ માટે ઋણી રહીશ. પં. કેદારનાથ ભટ્ટના તીખા વ્યંગો પાછળ કેટલી સચ્ચાઇ, સહૃદયતા અને ઇમાનદારી છે એ ઢોંગી અને કાળા દિલવાળા નહીં સમજી શકે.

× × ×

મકખનપુરના શ્રીચન્દ્રે તો પૂરું જોખમ ઉઠાવીને ઘરની ખબરઅંતર લેવાનો પ્રયત્ન કર્યો. એકાદ વાર તો પોલિસે શ્રીચન્દ્રને પકડી પણ લીધેલો પણ એણે સાર-સંભાળ લેવાનું ન છોડયું. મહેશકુમાર ચતુર્વેદીએ પણ કુશલક્ષેમ પૂછવાનો અને પોતાના તરફથી સહાયતા કરવાનો પ્રયાસ કર્યો. ફિરોઝાબાદના એક શ્રમજીવી ભાઇએ તો ખૂબ ચાતુરીથી થોડા રૂપિયા ઘરે મોકલ્યા; પરંતુ શ્રી. મહેશ અને એ શ્રમજીવી ભાઇના બધા રૂપિયા જેલમાંથી છૂટયા પછી પાછા મોકલી દીધા. હા, આગ્રાના એક મિત્રે ઘઉંની એક ગુણ મોકલી હતી તે સ્વીકારી લીધી હતી. આગ્રામાં જે ૨૫૦ નું કરજ કર્યું હતું તે અમારા જેલનિવાસ દરમિયાન જ ચૂકતે કરી દીધું.

સૌથી નાના પુત્રનું મૃત્યુ શીતળા નીકળવાથી થયું હતું. લાશ ઉપાડવાનો પ્રબંધ કરવામાં પં. યજ્ઞદત્ત શર્માએ જે પોતાપણું દેખાડયું અને પડોશી શ્રી. મોહનલાલજીએ જે સહયોગ દીધો એ માટે તો





અમે બધા આજન્મ આભારી રહેશું. એ દિવસોમાં અમારે ઘરે આવીને આટલો સ્નેહ અને સહાનુભૂતિ દેખાડવા તે અસાધારણ વ્યક્તિઓનું જ કામ હતું.

આ બધી મુસીબતો સહન કરવાની શક્તિ પરમાત્માએ બાળકો અને ઘરવાળાઓને શી રીતે આપી, એ સમજાતું નથી. મને ૧૯૪૨ની ખરી મુસીબતો તો ઘરવાળાઓએ જ અનુભવી છે. આ સંબંધમાં, મુસીબતના સાથીઓને યાદ કરતી વખતે હું મારી ગાયોને કેમ ભૂલી શકું? ઘરમાં ચારો નહોતો. પૈસા પણ નહોતા. ગાયો ભૂખી હતી. ગૃહિણીએ દુઃખી થઈને એમને છોડી મૂકી કે ભગવાનના નામ પર તેઓ પોતાનો નિર્વાહ કરે. ગાયો એકવાર તો બહાર ગઈ પરંતુ અંતે સહાનુભૂતિ અને સ્નેહ ભર્યા નેત્રો સહિત તેઓ પાછી આવી અને ઘરમાં આવીને ભૂખી-તરસી બેઠી રહી. કેટલીયે વાર એમને બહાર હાંકવામાં આવી પરંતુ તેઓ ન જ ગઈ. તેઓ પણ કુટુંબીજનોમાં જ હતી. એક ગાયને તો એક મિત્રને ત્યાં મોકલી દીધી જ્યાં તે મરી ગઈ. બીજી મોટી ગાય આજે પણ મારી ભાણેજને ત્યાં છે.

× × × × ×

કેટલાક ધૂર્તોએ ખબર ફેલાવ્યા કે એક વ્યક્તિ મારા નામે દિલ્હીના 'હિંદુસ્તાન' પાસેથી માસિક ૨૫ લે છે અને ઘરવાળાઓને મોકલે છે. આ વાત સાંભળીને ઘરવાળાઓને કેટલો ક્ષોભ થયો હશે. તે વાચક સમજી શકશે. 'હિન્દુસ્તાન' વાળાઓને હું ઓળખું છું. શ્રી દેવદાસ ગાંધી સાથે પણ સારો સંબંધ છે શ્રી ઘનશ્યામદાસજી બિરલા સાથે પણ સારો પરિચય છે. મને એવો વિશ્વાસ છે કે જો મેં મારા માટે બિરલાજી પાસે કંઈ માગ્યું હોત તો તેઓએ આનંદપૂર્વક બે ચાર હજાર રૂપિયા દીધા હોત. કદાચ ત્રણ ચાર વર્ષ સુધી ઘરનો ખાવાપીવાનો પ્રબંધ પણ કરી દેત. પણ સાચી હકીકત તો એ છે કે બિરલાજી અથવા "હિંદુસ્તાન" પાસે અમારા તરફથી કોઈ જાતની મદદ નહોતી માગાઈ અને એમના તરફથી અમને કશું પણ મળ્યું નથી. હા, એ સાચું છે કે શ્રી ઘનશ્યામદાસજી બિરલાએ મારા એક મિત્રને કેટલીયે વાર પૂછ્યું કે આખરે અમને છોડવામાં શા માટે નથી આવતા? આ સહાનુભૂતિ માટે પણ અમે એમના આભારી છીએ. શ્રી માર્તણ્ડજી ઉપાધ્યાયની ગૃહિણી પં. રેવતીશરણજીના સંબંધે અમારી પુત્રી જેવી ગણાય. પોતાની નાની બહેનો માટે-મારી પુત્રીઓ માટે-તેણે બે સાડી અને બે તાકા મોકલ્યા. એ પાછા આપવા માટે પણ અમે અપ્રત્યક્ષ રૂપે પ્રયાસ કર્યો પરંતુ અમને નિષ્ફળતા મળી. માર્તણ્ડજીની આ પારિવારિક સદ્ભાવના માટે હું આભારી છું.

મને એ વાતથી ખૂબ દુઃખ થયું કે શ્રીમાન પં. નરદેવ શાસ્ત્રીના કહેવાથી અમારા સાથી શ્રી. રામચરણ ગુપ્તે ૧૫૦ મારા ઘરે મોકલાવ્યા. જ્યારે આ વાતની ખબર પડી ત્યારે મેં શ્રી રામચરણ ગુપ્તને ઠપકો આપ્યો અને રૂપિયા પાછા આપી દીધા.

શ્રી રફી અહમદ કિડવાઈ સાહેબે, જેલમાંથી અમારી સહાયતા માટે જે પ્રયાસ કર્યો તે કેવળ સ્તુત્ય જ નથી પરંતુ એમને માટે યોગ્ય છે. કિડવાઈ સાહેબ એવી વ્યક્તિઓમાંથી છે જેમને હું ઘરના માણસની જેમ ગણી શકું છું અને દિલ ખોલીને વાત કરી શકું છું. પરંતુ કિડવાઈ સાહેબની સહાયતાનો ઘરવાળાઓએ ઉપયોગ ન કર્યો.

શ્રીમાન ડૉ. કૈલાસનાથ કાટજુને કયા શબ્દોમાં ધન્યવાદ આપવો! જ્યારે અમારા નામ લેવાથી પણ લોકોની ધરપકડ થતી હતી ત્યારે ડૉ. કાટજુને અમે કહેવરાવ્યું કે જો તેઓ સેશન અદાલતમાં નહીં આવે તો અમારે એમની સાથે લડાઈ થશે. ડૉ. કાટજુ પોતે બીમાર હતા. એમના પત્ની પણ બીમાર હતા. પરંતુ તેઓ સેશન અદાલતમાં આવ્યા. વાચક એ દિવસોની ભયપૂર્ણ સ્થિતિનું અનુમાન આ વાતથી કરી લે કે જ્યારે ડૉ. કાટજુ સ્ટેશન પર ઊતર્યા ત્યારે એમને લેવા માટે સ્ટેશન પર કોઈ સવારી પણ નહોતી કે કોઈ માણસ પણ નહોતું. અસ્વસ્થ તબિયત છતાં ટાંગામાં બેસીને તેઓ ઊતરવાની જગ્યાએ પહોંચ્યા. અદાલતમાં ત્યારે એમણે બાળકોને



બોલાવીને પરિચય કર્યો ત્યારે મારો કંઠ ગદગદ થઈ ગયો. મુકદ્દમા પછી પણ જ્યારે તેઓ આગ્રા આવ્યા ત્યારે તેમણે મારી પુત્રી અને તેની માને બોલાવીને કુશળ—સમાચાર પૂછ્યા અને મહાત્માજીની પાસે પણ એમણે મુકદ્દમામાંથી મુક્ત થવાની ખબર મોકલવા આદેશ આપ્યો. બીજી પણ એવી અનેક વ્યક્તિઓ છે. જેમણે નામ કે સ્વાર્થ વગર મુકદ્દમાની પેરવી તરફ સહાનુભૂતિ દર્શાવી. બધાને કોટિકોટિ પ્રણામ.

× × × ×

આ સંબંધમાં મુસીબતના એક સાથીની યાદ વારંવાર આવે છે. જે પોતાનું કામ કરીને અમારા જેલ-પ્રવાસ સુધી સાથ દેતો રહ્યો અને અમારી જેલમાંથી મૂક્તિ થઈ એ પછી, પોતાનું કર્તવ્ય પૂરું થયું એમ ગણીને, નાની ઉંમરમાં જ મહાયાત્રા કરી ગયો. મારો જ પુત્ર હતો. દશ વર્ષની ઉંમર હતી, બધાનો લાડકો અને બધાથી જુદી પ્રકૃતિનો. એનો વ્યવહાર સાધુઓ જેવો હતો પરંતુ મુસીબતમાં એણે પોતાની મા અને બહેનને પૂરો સાથ આપ્યો. પોલિસને જવાબ આપવામાં અને ભૂખ્યા તરસ્યા રહેવામાં તો એણે પૂરું વ્રતપાલન કર્યું. પોતાની માની સાથે લાકડાંનો નાનકડો ભારો માથા પર રાખીને લાવવામાં કે બજારમાંથી પોતાની મા સાથે અનાજની પોટલી કે ઘાસ માથા પર રાખીને લાવવામાં તે પોતાનું ગૌરવ સમજતો હતો. ઘરે આવનારા મિત્રોની સેવા કરવામાં એને જે આનંદ મળતો એની તો વાત જ શી કરવી! લોકો કહે છે કે આખરે શ્રી પીતામ્બર પંત સાથે અમારે આટલો ગાઢ સ્નેહ શી રીતે થઈ ગયો! પણ એમને ક્યાં ખબર છે કે એમાં મારા સાધુ-પુત્ર વ્રજેશનો કેટલો હાથ છે! મારા સાથી શ્રી પીતામ્બર પંતના મોટાભાઈ શ્રી લલિતમોહન પંત, જે પ્રયાગમાં એડવોકેટ છે—મુકદમાના દિવસોમાં આગ્રા આવ્યા. ક્યાંયે ઊતરવાની જગ્યા ન હતી. સીધા તેઓ સ્વદેશી વિમાકંપનીમાં ગયા ત્યાં જવામાં લલિતમોહનજીએ ભૂલ કરી સ્વદેશી વિમાકંપની અથવા બીજી કોઈ વિમા કંપની ધર્મનું સ્થાન નથી. તે ધર્મશાળા પણ નથી. લલિતમોહનજીને ત્યાં ઊતરવાની સગવડ ન મળી. અને આવડા મોટા શહેરમાં અમારા સાથીના ભાઈને ઊતરવાની જગ્યા તો મળવી જ જોઈએ. હોટલમાં ઊતરવામાં થોડી મુશ્કેલીઓ અને લાચારી હતી. અંતે તેઓને અમારા સાથી શ્રી રામશરણસિંહના પિતાના પ્રયાસથી જાટ બોર્ડિંગ હાઉસમાં ઉતારવામાં આવ્યા. રજાઓના દિવસો હતા. ખાવાપીવાની ત્યાં કંઈ વ્યવસ્થા ન હતી. જાટ બોર્ડિંગ હાઉસમાં વ્રજેશ તથા એની નાની બહેન સરોજિની પોતાને માથે ભોજન અને ચા લઈને જતાં. એમની સાથે જઈ શકે તેવું તો કોઈ નહોતું. તેઓ સેશન્સ અદાલતથી ક્યારેક ક્યારેક બપોરના અઢી વાગે, ગરમ લૂના ઝપાટા વચ્ચે પગે ચાલતાં ઘરે જતાં જેથી શ્રી લલિતમોહનજીને સમયસર ભોજન અને ચા મળે. દિલ ક્યારેક એ વાતે કંપી ઊઠતું કે નાના બચ્ચાઓને ક્યાંક લૂ ન લાગી જાય. લૂ અને બીમારીની વ્રજેશને તો કંઈ ચિન્તા ન હતી. પરંતુ આ બધા કામોને અંગે એણે ઘરવાળાઓ ખાતર બલિદાન આપ્યું. આ વિષયમાં વધુ લખવું એટલે મારા પ્રિયજનોના વિષે વધુ લખવું અને તેથી એ ઠીક નહીં ગણાય, પરંતુ મુસીબતના સાથી વ્રજેશના મૃત્યુએ દિલપર એક એવો ઘા કર્યો છે કે જે હજુ સુધી રુઝાયો નથી. ખબર નથી એ રુઝાશે કે નહીં.

× × × × ×

શ્રી શ્યામમોહનજીએ પોતાના મકાનમાં અમારા સાથીઓને રાખીને કેટલી મદદ કરી તે પરમિટોના જાદુમાં ફસાયેલા આજના કોંગ્રેસજનો શું જાણે?

સેવાગ્રામના મેનેજર શ્રી. કૃષ્ણચંદ્રજી, ગાંધી-આશ્રમ મેરઠના ભાઈઓ અને કરાડી-ગાંધી કુટીરના અધ્યક્ષ દીવાનજીએ જેલના દિવસોમાં નિયમિતરૂપે પૂણિયો મોકલીને જે મદદ કરી, તે મેં એ પૂણિ-યોની કિંમત ચૂકવી દીધી છે એ છતાં, પૈસામાં આંકી શકાય એવી નથી. એક આત્મીય જન જ

(અનુ૦ પાન ૬૦ )

# શ્રી સુમિત્રાનન્દન પંત

## હિન્દી સાહિત્યના મહાકવિનો પરિચય

પુરુષોત્તમ ભટ્ટ

માનવ એક સ્પંદનશીલ પ્રાણી છે. તેના ચિર સંગી છે ગાન–રુદન, પ્રેમ–વિયોગ, ઉલ્લાસ અને આંસુ. આ ચિરંતન ભાવો કાવ્યનો વિષય છે. કવિનું હૃદય છે. કવિનું સ્પંદન સમાજનું સ્પંદન છે. તેમ કવિની કલ્પના સમાજની મૂડી પણ છે. કવિ એ ચિરંતન ભાવોને પોતાના કલ્પના અવગૂંઠનથી લપેટી મધુરી રીતે વ્યકત કરે છે, પંતજીના ગાનોમાં આ ભાવોની ઝંકાર અનાયાસે જ ઝંકૃત થઇ છે અને સાથે સાથે તેવી જ રીતે માનવના પણ પોતાના સહજ સ્વરૂપમાં પ્રકાશી ઊઠી છે. પંત આધુનિક હિન્દી કવિઓમાં અતિ મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

પ્રકૃતિની ગોદ (અલ્મોડા) માં પોષિત પંતનું કવિહૃદય પ્રકૃતિ સાહચર્યના ભાવો સાથે આપણી સમક્ષ આવે છે. તેઓ પ્રકૃતિ પ્રત્યેનું એક અજ્ઞાત અને કોમળ આકર્ષણ લઇને કાવ્યની દુનિયામાં આવ્યા. તેઓ પોતાના કાવ્યસંગ્રહના પર્યાલોચનમાં કહે છે કે "કવિજીવનની પહેલાં, મને યાદ છે કે હું કલાકો સુધી એકાંતમાં બેસી પ્રાકૃતિક દૃશ્યોને એકીટસે જોઇ રહેતો. જાણે મને કોઇ અજ્ઞાત આકર્ષણ મારા અંતરમાં એક અવ્યકત સૌંદર્યની જાળ ગુંથી ગુંથીને મારી ચેતનાને તન્મય કરી દેતું અને જ્યારે જ્યારે હું આંખો બંધ કરી આરામ કરતો ત્યારે તે દૃશ્યપટ, ચુપચાપ, મારી આંખો સમક્ષ ફર્યા કરતું હતું. કદાચ એ જ આકર્ષણનો પર્વત પ્રદેશના શાંત વાતાવરણનો જ પ્રભાવ છે કે મારામાં જગત અને જીવન પ્રત્યે એક ગંભીર આશ્ચર્યની ભાવના પર્વતની માફક નિશ્ચય રૂપેણ વિદ્યમાન છે. પ્રકૃતિના એ સાહચર્યે મને સૌંદર્ય, સ્વપ્ન અને કલ્પનાજીવી બનાવ્યો. અને બીજી બાજુ જનભીરુ પણ બનાવ્યો. મારા આલોચકોનું કહેવું ઠીક જ છે કે મારી કલ્પના સમાજ સમક્ષ આવત શરમાય છે."

આવા સુંદર પ્રાકૃતિક વાતાવરણમાં પોષાયેલો કવિનો પ્રાણ."

"छोड द्रुमोंकी मृदु छाया
तोड़ प्रकृति से भी माया
, बाले तेरे बाल जाल में कैसे उलझा दूं लोचन
छोड अभी से इस जगको ।

એમ પૂકારી ઊઠે છે. પ્રકૃતિ પ્રત્યેનો ગાઢ પ્રેમ લઇ આવેલા પંતે પોતાના પ્રાકૃતિક ચિત્રણોમાં ભાવનાનું સૌંદર્ય મેળવી ઐન્દ્રિક ચિત્રણ બનાવી દીધાં. તો કોઇવાર ભાવનાઓને જ પ્રાકૃતિક સૌંદર્યનો લેબાસ પહેરાવી દીધો. જો કે ઉચ્છ્વાસ, આંસુ, બાદલ, એક તારા, વિશ્વવેણુ, નૌકાવિહાર, ઝંઝામેં નીમ વગેરેમાં તેમનાં રૂપચિત્રણનાં ય ખૂબ ઉદાહરણ મળે છે. તેઓ પ્રકૃતિને પોતાનાથી ભિન્ન, સજીવ સત્તાવાળી જીવંત નારીના રૂપે જુએ છે.

उस फैली हरियालीमें
कौन अकेली खेल रही मां
वह अपनी वय बाली में

(અનુ૦ પાન ૫૮ થી )

એવો સ્નેહ દેખાડી શકે. શ્રી. પ્રભુદયાળ વિદ્યાર્થીએ પોતાના ગુપ્તવાસ દરમિયાન પણ ઘરે આવીને કુશળ-ક્ષેમ પૂછીને રૂપિયા આપવા પ્રયત્ન કર્યો; પરંતુ ઘરેથી કોઇએ ન લીધા.

મહામાનવ પૂજ્ય બાપુજીએ મારી મુસીબતમાં જે પત્ર લખ્યો, તેણે તો મને ડૂબતાને બચાવી જ લીધો. એ મુસીબતમાં, બાપુજી પોતાના તરફથી કંઇ સમાચાર ન મોકલવા છતાં પણ જો સાંત્વનાનો એક લાંબો પત્ર લખે તો ભગવાનની દયા જ છે.

મુસીબતના દિવસોમાં જેના આટલા અને આવા સાથીઓ હોય, એને બીજું શું વધારે જોઇએ ? જે પરિસ્થિતિઓ અને વ્યકિતઓને અંગે જિંદગી દુઃખમય થઇ ગઇ અને જેમના સ્મરણ-માત્રથી વારંવાર એ કહેવું પડે છે કે—

ऐसा भी कोई दिन मेरी क़िस्मतमें है 'फानी'
जिस दिन मुझे मरनेकी तमन्ना न रहेगी."

એમના વિષે કયારેક અન્તઃપ્રેરણાથી ભલે લખાઇ જાય. પરંતુ વાચકોને એ વાતનો વિશ્વાસ અત્યારથી જ આપું છું કે મૃત્યુ પછી પણ નામની પહેલાં સ્વર્ગીય શબ્દ સાથે એ વાતો પર અમુક લેખ નીકળશે.




પંક્તિઓ એ જ ભાવનાની પોષક છે. ખાસ કરીને પંત પ્રકૃતિના સુંદર અને કલ્યાણકારી રૂપ તરફ જ વિશેષ આકર્ષાયા છે. આને તેમણે પરિવર્તનમાં ખૂબ સુંદર રીતે વ્યક્ત કર્યું છે તેઓ સુંદરમ્ ના ઉપાસક હોઇ માનવસ્વભાવની પણ સુંદર બાજુ જ જુએ છે

मनुज प्रेमसे जहाँ रह सकें मानव ईश्वर।
और कौनसा स्वर्ग चाहिये तुझे धरा पर ?

પ્રકૃતિનો ઉપાસક તેમનો કવિ કોમળ, સ્પંદનશીલ અને ભાવુક બની મધુપ કુમારીને પ્રાર્થના પણ કરે છે:—

सिखा दो ना हे मधुप कुमारि !
मुझे भी अपने मीठे गान
कुसुम के चुने कटोरों से
करादो ना कुछ कुछ मधुपान !

પ્રાર્થના કેવી રમ્ય અને સૌરભયુક્ત છે? પ્રકૃતિ પ્રત્યેની રાગાત્મિકા વૃત્તિનો કેવો સુંદર નમૂનો છે? તેઓ પોતાના વિષયોને પુસ્તકોમાં શોધતા નથી. પ્રકૃતિની પ્રત્યેક ચીજ, પ્રત્યેક ક્રંદન, આલ્હાદ, વિકાસ અને વિલાસ તેમના વિષયો બની જાય છે. ભોળી કળીઓ અને ભમરાઓ પણ કાવ્યનો સંદેશ પહોંચાડી જાય છે. સંદેશો મળતાં જ કવિહૃદય ઝણઝણી ઊઠે છે. અને મનદ્વિજ મૃદુ કલરવ કરે છે; તેમાં કપોતની માફક લીન બની જાય છે. કદિક કદિ તો પોતાના એ રમ્ય ગાનને પક્ષીઓ પાસે પાછું પણ માગે છે.

मुझे लौटा दो विहग कुमारि
सजल मेरा सोनेका मान

પંતના કાવ્યો પ્રકૃતિની ગોદમાં ખેલતા બાળકની કલ્પનાથી અનુરંજિત અને અતિકોમળ સીરને સ્પર્શવાની શક્તિ ધરાવે છે ! તેમના કાવ્યોમાં પ્રકૃતિની ભાવુકતાને લીધે કોમળતા અને સહજ આશ્ચર્ય ભારોભાર વ્યક્ત થાય છે. તેમાં બાળકની સરળતા, કોમળતા અને આશ્ચર્ય વિદ્યમાન છે. તેથી તો બાળકની સરળતાથી તેઓ પૂછી ઊઠે છે

माँ अल्मोडे में आये थे
जब राजर्षि विवेकानन्द
तब मगमें मखमल बिछवाया
दीपावलि की विपुल अमन्द
बिना पांवडे पथमें क्या वे
जननि ! नहीं चल सकते हैं ?
दीपावलि क्यों की ? क्या वे मां ?
मंददृष्टि कुछ रखते हैं ?

કવિની સરળતા કેવી સુંદર સહજ પ્રશ્નાવલિ રજૂ કરે છે ? આશ્ચર્યની મધુર ભાવના છાયા કે રહસ્યવાદી પ્રત્યેક કવિમાં ભિન્ન ભિન્ન રૂપે વિદ્યમાન છે. મહાદેવી વર્માનાં કાવ્યોમાં પણ આશ્ચર્યની ભાવના ભારોભાર ભરેલ છે.

આ આશ્ચર્યની ભાવના તેમને વાદથી પર રાખે છે. તેમનાં કાવ્યોમાં ગીતાંજલિનો થોડો પ્રભાવ સ્પષ્ટ લક્ષિત થાય છે. પરંતુ તેમની ભાષા ચિત્રમયી હોવાથી ઉપયુક્ત રમણીય કલ્પનામાં ખૂબ જ ખીલી ઊઠે છે. પંતનામાં વાદનું કોઇ સાંપ્રદાયિક રૂપ નથી. પ્રકૃતિ અને સૌન્દર્યનો આનંદ તેમને ભિન્ન જગતમાં લઇ જાય છે. ધીરે ધીરે પ્રકૃતિપ્રેમી કવિ માનવસ્પંદનો પ્રત્યે વળે છે. તેમનો બીજો વિષય છે પ્રેમ. પરંતુ આ પ્રેમ પુસ્તકિયા નથી. કે શૃંગારી પણ નથી. પ્રેમની પરિધિમાં આવતી બધી જ સુકોમળ ભાવનાઓને ગ્રંથિમાં તેઓ સુંદર રીતે વ્યક્ત કરે છે. તેમના પ્રેમની વ્યંજના હૃદયની સહાનુભૂતિ અને ઉચિત કલ્પનાના સુંદર મિશ્રણથી જ થઇ શકી છે. તેમનો પ્રેમ હૃદયના ગૂઢતમ કોણમાંથી કસક અને ભાવુકતા સાથે પ્રતિબિંબિત થાય છે. તેમાં કેવળ કલ્પના નથી. કલ્પના તો અદ્ભુત દૃશ્યોને જ જન્માવી શકે. હૃદય પર પ્રભાવ પાડવા માટે તો બીજી જ ભાવનાની જરૂર છે. પ્રેમ કોઇથી રોકયો રોકાતો નથી કે કર્યો થતો નથી. તે તો સ્વયંભૂ છે. અચાનક આવે છે અને

આખા ય અંતસ્તલને આપ્લાવિત કરી ચાલ્યો જાય છે. શેષ રહે છે, સ્મૃતિ અને આંસુ–

किए भी हुआ क्या संयोग !
टला टाले कब उनका वास ?

પ્રેમ જીવનની સ્વયંભૂ શકિત છે. તે તો પ્રિયપાત્ર જેમ દૂર જાય તેમ વધે છે. તેને તો સીધી રીતે જોવાનું પસંદ ન જ આવે. આંખોને ખૂણેથી જોવું જ ઇષ્ટ લાગે. ગત મહાયુદ્ધ પરના કાવ્યમાં જેમ કોઇ કવિએ લખ્યું છે કે જગતમાં બાકી રહે છે ફકત પ્રેમ; તેમ પ્રેમ તો સહુની મૂડી છે. તેનો નાશ થાય જ નહિ. પ્રેમ કરનાર પાણી પીને ઘર પૂછનારની જેવો છે. પ્રેમ જાત ન જુએ. એ તો માગે હૃદય–પણ તેમાં સ્થિરતા જ કયાં છે. તે જ વેદનાનું મૂળ છે ને?

और बोले प्रेम ! क्या तुम हो बने
वेदनाके विकल हाथोंसे जहाँ
झूमते गजसे विचरते हो वहीं
आह है, उन्माद है, उत्ताप है।

પ્રેમ થયા પછી થોડા જ પાછો અપાય છે. લેવાની ઇચ્છા થાય તો પણ કયાં પાછો મળે તેમ છે ? માટે તો કવિ કહે છે ?

मृदु हथेलीमें सरल मेरा हृदय
भूल से यदि लेलिया था, तो मुझे
क्यों न वह लौटा दिया तुमने पुनः।

કવિ તો કાવ્યનો જન્મ જ વિરહમાં માને છે, વિરહ એ જ પ્રેમનું વ્યાપક અંગ છે. શૃંગારમાં પણ વિપ્રલંભ જ શ્રેષ્ઠ ગણાય છે ને ? તેથી કવિ કહે છે

वियोगी होगा पहिला कवि
आहसे उपजा होगा गान
उमड कर आंखोंसे चुपचाप
बही होगी कविता अनजान।

પોતાની સ્વાભાવિક સરળતાથી પ્રશ્ન પણ પૂછી જાય છે.

विरह है अथवा यह वरदान !
कल्पना में है कसकती-वेदना
अश्रुमें जीता सिसकता गान है।
शून्य आहोंमें सुरीले छन्द हैं
मधुर लयका क्या कहीं अवसान है ?

પ્રેમવિષયક તેમની કવિતામાં વ્યક્ત વાર્તા દ્વારા આપણે તેમની પ્રેમભાવનાનો અને રસરંજની તેમજ સાચી સહાનુભૂતિવાળી કલ્પનાનો અનુભવ કરીએ. આ કાવ્ય એક વાર્તારૂપ છે. ગ્રંથિમાંથી તેને લીધી છે. 'વીણા' પછી ગ્રંથિનો વારો આવે છે. તેમાં અસફળ પ્રેમની વાર્તા છે. પ્રસંગ નવો નથી. નાવ ડૂબી જવાથી એક યુવક ડૂબતાં બેહોશ થઇ જાય છે. આંખ ખોલતાં જુએ છે તો એક સુંદર યુવતી તેને ખોળામાં રાખી તેની સામે જોઇ રહી છે. પછી બંનેનો પ્રેમ વ્યવહાર ચાલે છે. સમાજનો વડીલવર્ગ આ સ્વેચ્છાચાર ન સહન કરતાં તે યુવતીને બીજા પુરૂષ સાથે પરણાવી મારે છે, આ ગ્રંથિબંધન તે યુવકના હૃદયમાં એક એવી વિષાદની ગ્રંથિ ગૂંથી દે છે જે કદી ઊકલતી નથી. કવિને એ જ બતાવવું હોય છે કે સમાજ કઇ રીતે આ પ્રેમને કચડી નાખે છે. પ્રેમવારિ કરુણાના ઊંડાણમાંથી નીકળે છે. વાર્તા તો એક સાધન માત્ર છે. પરંતુ ખરી રીતે સૌન્દર્યભાવનાની અભિવ્યકિત, આશા, ઉલ્લાસ, વેદના, સ્મૃતિ, વગેરે ભિન્ન ભિન્ન ભાવોનું વિશ્લેષણ થાય છે.

હવે તેમના માનસિક પરિવર્તન પર દૃષ્ટિ નાખીએ. તે તો તેમના જ શબ્દોમાં ઠીક લાગે. "વીણા અને પલ્લવ ખાસ કરીને મારા પ્રાકૃતિક સાહચર્ય કાળની રચનાઓ છે. તે સમયે મને પ્રકૃતિની મહત્તા પર પૂર્ણ વિશ્વાસ હતો. અને તેનાં કાર્યોમાં મને પૂર્ણતાનો ખ્યાલ આવતો. તે મારી એષણા પૂરી કરતી હતી અને તેના સિવાય તે વખતે મને કોઇ વસ્તુ પ્રિય લાગતી ન હતી. રામતીર્થ અને વિવેકાનંદના અધ્યયનથી પ્રકૃતિ પ્રેમની સાથે સાથે જ મારા પ્રાકૃતિક દર્શનના જ્ઞાન અને વિશ્વાસમાં અભિવૃદ્ધિ થઇ. 'પરિવર્તન'માં તેનો પૂરતો પ્રભાવ છે. હવે હું ધારું છું કે પ્રાકૃતિક દર્શન, જે એક નિષ્ક્રિયતાની હદ સુધી સહિષ્ણુતા પેદા કરે છે અને એક પ્રકારે પ્રકૃતિને જ સર્વ શકિતમયી



માનીને તેના પ્રત્યે આત્મસમર્પણ શીખવે છે. તે સામાજિક જીવન માટે સ્વાસ્થ્યકર નથી. 'પલ્લવ' અને 'ગુંજન' કાળની વચમાં મારી કિશોર ભાવનાનું સૌન્દર્ય સ્વપ્ન તૂટી ગયું પલ્લવની 'પ્રરિવર્તન' કવિતા બીજી દૃષ્ટિએ મારા આ માનસિક પરિવર્તનની પણ દ્યોતક છે. દર્શન અને ઉપનિષદોનાં અધ્યયને મારા રાગતત્ત્વમાં મંથન પેદા કરી તેના પ્રવાહની દિશા બદલી નાખી. થોડો વખત તો મારા માનસિક સંસારમાં નૈરાશ્ય અને ઉદાસીનતા આવી ગઇ. જન્મમાં મૃત્યુ દેખાવા લાગ્યું અને વસંતના ઉત્ફુલ્લ વાતાવરણના અંતરમાં પાનખરનું અસ્થિપિંજર! પરંતુ ભારતીય દર્શને મનને અસ્થિર વસ્તુ જગતમાંથી હટાવી અધિક ચિરંતન ભાવ જગતમાં લાવી દીધો.

"जगके उर्वर आंगनमें
बरसो ज्योतिर्मय जीवन
बरसो लघु लघु तृण तरु पर
हे चिरअव्यय चिरनूतन !

આમાંથીજ 'જ્યોત્સ્ના' અને ગુંજનની અપ્સરા જન્મી. પલ્લવમાંથી ગુંજનમાં આવતાં હું મને સુંદરમ્‌માંથી શિવમ્‌માં પદાર્પણ કરતો જોઉં છું. ગુંજનમાં મારી બહિર્મુખી પ્રકૃતિ, સુખદુખમાં સમત્વ સ્થાપિત કરી અંતર્મુખી બનવાનો યત્ન કરે છે. સાથે સાથે ગુંજન અને જ્યોત્સ્નામાં મારી કલ્પના વધુ સૂક્ષ્મ અને ભાવાત્મક બની ગઇ છે.

ગુંજનમાં એક પ્રકારનું ભાષાસંગીત છે. મનનું મધુર ગુંજન છે તો પલ્લવના સ્વરોમાં બહુલતા. પલ્લવની ભાષા દૃશ્ય જગતનાં રૂપ રંગની કલ્પનાથી માંસલ અને પલ્લવિત છે જ્યારે ગુંજનની ભાષા, ભાવ અને કલ્પનાના સૂક્ષ્મસૌંદર્યથી ગુંજિત. જ્યોત્સ્નાનું વાતાવરણ પણ સૂક્ષ્મકલ્પનાઓથી ઓતપ્રોત છે. તેનો સાંસ્કૃતિક સમન્વય સર્વાતિશયનાના દર્શનને વિકીર્ણ કરે છે–

પંતને માટે એમ કહેવાય છે કે તેમની કવિતાઓમાં સુંદરમ્ અને શિવમ્‌થી ય મહાન સત્યમ્‌નો બોધ નથી થતો. વળી તેમાંય સત્યની અભિવ્યક્તિને આવશ્યક તીવ્રતા પણ મળતી નથી. પંતજી આ આક્ષેપનો સ્વીકાર કરતાં કહે છે કે 'એ સત્ય છે કે વ્યક્તિગત સુખદુખના સત્યને અથવા મોટા માનસિક સંઘર્ષને મેં મારી રચનાઓમાં સત્કાર કર્યો નથી. કારણકે તે મારા સ્વભાવની વિરુદ્ધ છે, મેં તેનાથી ઊંચે જવાની ઇચ્છા કરી છે. ગુંજનમાં તપ તપરે મધુર મધુર મન' અને मैं सीख न पाया अबतक सुखके दुखको अपनाना વિ. રચનાઓ તેની દ્યોતક છે "

પંત સત્યમ્‌ને શિવમ્‌માં નિહિત માને છે. માટે જ તેઓ શિવમ્‌ને વધુ મહત્ત્વ આપી જનતાનાં ગીતો ગાવા પ્રત્યે પ્રેરાય છે. પરિવર્તન એ સંસારનો નિયમ છે. એ અનુસાર પરિવર્તનશીલ કવિ પ્રકૃતિને પ્રેમનાં ગીત ગાતાં ગાતાં જનતામાં પ્રવેશ કરે છે. જીવનના નિત્ય સ્વરૂપથી પંત જેવા સુકોમળ અને સદ્ય ગ્રાહક ભાવનાશાળી કવિ શી રીતે દૂર રહે? જીવનના વ્યાપક ક્ષેત્રમાં પ્રવેશ થવાથી કવિ કલ્પનાને કોમળ, કઠોર, મધુર કટુ, કરુણ, ભયંકર એવી કેટલાય પ્રકારની ભૂમિ પર ઘણે દૂર સુધી એક સંબદ્ધ ધારા રૂપે ચાલવું પડયું છે. તેમણે તીવ્ર વેદનામયી મર્મવેદના જગાવે તેવી તેમની ચિત્રમયી લાક્ષણિક ભાષા અને રૂપકવડે વ્યક્ત કરે છે. પરિવર્તનને પણ કેવી પરિવર્તનપૂર્ણ ભાષામાં વ્યક્ત કરે છે ?

अहे निष्ठुर परिवर्तन

× × ×

अहे वासुकि सहस्रफन
लक्ष अलक्षित चरण तुम्हारे चिह्न निरंतर
छोड रहे हैं जगके विक्षत वक्षस्थल पर
शत शत फेनोच्छ्वसित सभीत फुत्कार भयंकर
घुमा रहे हैं घनाकार जगतीका अंबर
मृत्यु तुम्हारा गरल दंत कंचुक कल्पांतर
अखिल विश्व ही विवर, वक्र कुंडल दिग्मंडल

આ પરિવર્તન બાદ પંત જીવન પર વિચાર કરવા પ્રેરાયા. પરંતુ પંતજી હવે જીવનની એકલી સૌંદર્ય અને સુષમામયી બાજુ જોવા નથી માગતા. હવે તેમનો સર્વોદયવાદ ત્રીડાને પણ સમજવા ઇચ્છે





આખા ય અંતસ્તલને આપ્લાવિત કરી ચાલ્યો જાય છે. શેષ રહે છે, સ્મૃતિ અને આંસુ–

क्रिए भी हुआ क्या संयोग !
टला टाले कब उनका वास ?

પ્રેમ જીવનની સ્વયંભૂ શકિત છે. તે તો પ્રિયપાત્ર જેમ દૂર જાય તેમ વધે છે. તેને તો સીધી રીતે જોવાનું પસંદ ન જ આવે. આંખોને ખૂણેથી જોવું જ ઇષ્ટ લાગે. ગત મહાયુદ્ધ પરના કાવ્યમાં જેમ કોઇ કવિએ લખ્યું છે કે જગતમાં બાકી રહે છે ફકત પ્રેમ; તેમ પ્રેમ તો સહુની મૂડી છે. તેનો નાશ થાય જ નહિ. પ્રેમ કરનાર પાણી પીને ઘર પૂછનારની જેવો છે. પ્રેમ જાત ન જુએ. એ તો માગે હૃદય–પણ તેમાં સ્થિરતા જ ક્યાં છે. તે જ વેદનાનું મૂળ છે ને?

और भोले प्रेम ! क्या तुम हो बने
वेदनाके विकल हाथोंसे जहाँ
झूमते गजमें विचरते हो वहीं
आह है, उन्माद है, उत्ताप है।

પ્રેમ થયા પછી થોડો જ પાછો અપાય છે. સેવાની ઇચ્છા થાય તો પણ ક્યાં પાછો મળે તેમ છે? માટે તો કવિ કહે છે?

मृदु हथेलीमें सरल मेरा हृदय
भूल से यदि लेलिया था, तो मुझे
क्यो न वह लौटा दिया तुमने पुनः।

કવિ તો કાવ્યનો જન્મ જ વિરહમાં માને છે. વિરહ એ જ પ્રેમનું વ્યાપક અંગ છે. શૃંગારમાં પણ વિપ્રલંભ જ શ્રેષ્ઠ ગણાય છે ને? તેથી કવિ કહે છે

वियोगी होगा पहिला कवि
आहसे उपजा होगा गान
उमड कर आखोंसे चुपचाप
बही होगी कविता अनजान।

પોતાની સ્વાભાવિક સરળતાથી પ્રશ્ન પણ પૂછી જાય છે.

विरह है अथवा यह वरदान !
कल्पना में है कसकती-वेदना
अश्रुमें जीता सिसकता गान है।
शून्य आहोंमें सुरीले छन्द हैं
मधुर लयका क्या कहीं अवसान है ?

પ્રેમવિષયક તેમની કવિતામાં વ્યક્ત વાર્તા દ્વારા આપણે તેમની પ્રેમભાવનાનો અને રસરંજની તેમજ સાચી સહાનુભૂતિવાળી કલ્પનાનો અનુભવ કરીએ. આ કાવ્ય એક વાર્તારૂપ છે. ગ્રંથિમાંથી તેને લીધી છે. 'વીણા' પછી ગ્રંથિનો વારો આવે છે. તેમાં અસફળ પ્રેમની વાર્તા છે. પ્રસંગ નવો નથી. નાવ ડૂબી જવાથી એક યુવક ડૂબતાં બેહોશ થઇ જાય છે. આંખ ખોલતાં જુએ છે તો એક સુંદર યુવતી તેને ખોળામાં રાખી તેની સામે જોઇ રહી છે. પછી બંનેનો પ્રેમ વ્યવહાર ચાલે છે. સમાજનો વડીલવર્ગ આ સ્વેચ્છાચાર ન સહન કરતાં તે યુવતીને બીજા પુરૂષ સાથે પરણાવી મારે છે, આ ગ્રંથિબંધન તે યુવકના હૃદયમાં એક એવી વિષાદની ગ્રંથિ ગૂંથી દે છે જે કદી ઉકલતી નથી. કવિને એ જ બતાવવું હોય છે કે સમાજ કઇ રીતે આ પ્રેમને કચડી નાખે છે. પ્રેમવારિ કરુણાના ઊંડાણમાંથી નીકળે છે. વાર્તા તો એક સાધન માત્ર છે. પરંતુ ખરી રીતે સૌન્દર્યભાવનાની અભિવ્યકિત, આશા, ઉલ્લાસ, વેદના, સ્મૃતિ, વગેરે ભિન્ન ભિન્ન ભાવોનું વિશ્લેષણ થાય છે.

હવે તેમના માનસિક પરિવર્તન પર દૃષ્ટિ નાખીએ. તે તો તેમના જ શબ્દોમાં ઠીક લાગે. "વીણા અને પલ્લવ ખાસ કરીને મારા પ્રાકૃતિક સાહચર્ય કાળની રચનાઓ છે. તે સમયે મને પ્રકૃતિની મહત્તા પર પૂર્ણ વિશ્વાસ હતો. અને તેનાં કાર્યોમાં મને પૂર્ણતાનો ખ્યાલ આવતો. તે મારી એષણા પૂરી કરતી હતી અને તેના સિવાય તે વખતે મને કોઇ વસ્તુ પ્રિય લાગતી ન હતી. રામતીર્થ અને વિવેકાનંદના અધ્યયનથી પ્રકૃતિ પ્રેમની સાથે સાથે જ મારા પ્રાકૃતિક દર્શનના જ્ઞાન અને વિશ્વાસમાં અભિવૃદ્ધિ થઇ. 'પરિવર્તન'માં તેનો પૂરતો પ્રભાવ છે. હવે હું ધારું છું કે પ્રાકૃતિક દર્શન, જે એક નિષ્ક્રિયતાની હદ સુધી સહિષ્ણુતા પેદા કરે છે અને એક પ્રકારે પ્રકૃતિને જ સર્વ શક્તિમયી



માનીને તેના પ્રત્યે આત્મસમર્પણ શીખવે છે. તે સામાજિક જીવન માટે સ્વાસ્થ્યકર નથી. 'પલ્લવ' અને 'ગુંજન' કાળની વચ્ચમાં મારી કિશોર ભાવનાનું સૌન્દર્ય સ્વપ્ન તૂટી ગયું. પલ્લવની 'પરિવર્તન' કવિતા બીજી દૃષ્ટિએ મારા આ માનસિક પરિવર્તનની પણ દ્યોતક છે. દર્શન અને ઉપનિષદોનાં અધ્યયને મારા રાગતત્ત્વમાં મંથન પેદા કરી તેના પ્રવાહની દિશા બદલી નાખી. થોડો વખત તો મારા માનસિક સંસારમાં નૈરાશ્ય અને ઉદાસીનતા આવી ગઈ. જન્મમાં મૃત્યુ દેખાવા લાગ્યું અને વસંતના ઉત્ફુલ્લ વાતાવરણના અંતરમાં પાનખરનું અસ્થિપિંજર! પરંતુ ભારતીય દર્શને મનને અસ્થિર વસ્તુ જગતમાંથી હટાવી અધિક ચિરંતન ભાવ જગતમાં લાવી દીધો.

"जगके उर्वर आंगनमें
बरसो ज्योतिर्मय जीवन
बरसो लघु लघु तृण तरु पर
हे चिरअव्यय चिरनूतन !

આમાંથીજ 'જ્યોત્સ્ના' અને ગુંજનની અપ્સરા જન્મી. પલ્લવમાંથી ગુંજનમાં આવતાં હું મને સુંદરમ્‌માંથી શિવમ્‌માં પદાર્પણ કરતો જોઉં છું. ગુંજનમાં મારી બહિર્મુખી પ્રકૃતિ, સુખદુખમાં સમત્વ સ્થાપિત કરી અંતર્મુખી બનવાનો યત્ન કરે છે. સાથે સાથે ગુંજન અને જ્યોત્સ્નામાં મારી કલ્પના વધુ સૂક્ષ્મ અને ભાવાત્મક બની ગઈ છે.

ગુંજનમાં એક પ્રકારનું ભાષાસંગીત છે. મનનું મધુર ગુંજન છે તો પલ્લવના સ્વરોમાં બહુલતા. પલ્લવની ભાષા દૃશ્ય જગતનાં રૂપ રંગની કલ્પનાથી માંસલ અને પલ્લવિત છે જ્યારે ગુંજનની ભાષા, ભાવ અને કલ્પનાના સૂક્ષ્મસૌંદર્યથી ગુંજિત. જ્યોત્સ્નાનું વાતાવરણ પણ સૂક્ષ્મકલ્પનાઓથી ઓતપ્રોત છે. તેનો સાંસ્કૃતિક સમન્વય સર્વાતિશયતાના દર્શનને વિકીર્ણ કરે છે–

પંતને માટે એમ કહેવાય છે કે તેમની કવિતાઓમાં સુંદરમ્ અને શિવમ્‌થી ય મહાન સત્યમ્‌નો બોધ નથી થતો. વળી તેમાંય સત્યની અભિવ્યક્તિને આવશ્યક તીવ્રતા પણ મળતી નથી. પંતજી આ આક્ષેપનો સ્વીકાર કરતાં કહે છે કે 'એ સત્ય છે કે વ્યક્તિગત સુખદુખના સત્યને અથવા મોટા માનસિક સંઘર્ષને મેં મારી રચનાઓમાં સત્કાર કર્યો નથી. કારણકે તે મારા સ્વભાવની વિરુદ્ધ છે, મેં તેનાથી ઊંચે જવાની ઇચ્છા કરી છે. ગુંજનમાં તપ તપરે મધુર મધુર મન' અને मैं सीख न पाया अबतक सुखको दुखको अपनाना વિ. રચનાઓ તેની દ્યોતક છે"

પંત સત્યમ્‌ને શિવમ્‌માં નિહિત માને છે. માટે જ તેઓ શિવમ્‌ને વધુ મહત્ત્વ આપી જનતાનાં ગીતો ગાવા પ્રત્યે પ્રેરાય છે. પરિવર્તન એ સંસારનો નિયમ છે. એ અનુસાર પરિવર્તનશીલ કવિ પ્રકૃતિને પ્રેમનાં ગીત ગાતાં ગાતાં જનતામાં પ્રવેશ કરે છે. જીવનના નિત્ય સ્વરૂપથી પંત જેવા સુકોમળ અને સદ્ય ગ્રાહક ભાવનાશાળી કવિ શી રીતે દૂર રહે? જીવનના વ્યાપક ક્ષેત્રમાં પ્રવેશ થવાથી કવિ કલ્પનાને કોમળ, કઠોર, મધુર કટુ, કરુણ, ભયંકર એવી કેટલાય પ્રકારની ભૂમિ પર ઘણે દૂર સુધી એક સંબદ્ધ ધારા રૂપે ચાલવું પડ્યું છે. તેમણે તીવ્ર વેદનામયી મર્મવેદના જગાવે તેવી તેમની ચિત્રમયી લાક્ષણિક ભાષા અને રૂપકવડે વ્યક્ત કરે છે. પરિવર્તનને પણ કેવી પરિવર્તનપૂર્ણ ભાષામાં વ્યક્ત કરે છે ?

अहे निष्ठुर परिवर्तन

× × ×

अहे वासुकि सहस्रफन
लक्ष अलक्षित चरण तुम्हारे चिह्न निरंतर
छोड रहे हैं जगके विक्षत वक्षस्थल पर
शत शत फेनोच्छ्वसित सभीत फुत्कार भयंकर
घुमा रहे हैं घनाकार जगतीका अंबर
मृत्यु तुम्हारा गरल दंत कंचुक कल्पांतर
अखिल विश्व ही विवर, वक्र कुंडल दिग्मंडल

આ પરિવર્તન બાદ પંત જીવન પર વિચાર કરવા પ્રેરાયા. પરંતુ પંતજી હવે જીવનની એકલી સૌંદર્ય અને સુષમામયી બાજુ જોવા નથી માગતા. હવે તેમનો સર્વોદયવાદ વ્રીડાને પણ સમજવા ઇચ્છે





છે. દુઃખને પણ સુખની સાથે સાથે કદમ ભરતું જોવા ઇચ્છે છે.

क्या यह जीवन ? सागर में जलधाह मुखर भर देना।
कुसुमित पुलिनों की क्रीडा व्रीडा से तनिक न लेना ?

એમ કહી કવિ જીવનના દુઃખને પણ સુખની સાથે જ લે છે અને સંસારના સુખદુખાત્મક દ્વંદ્વરુપ સાથે પોતાના હૃદયનું સામંજસ્ય કરે છે. કવિ, જગતમાં સુખ અને દુઃખ બંનેને સમદ્દષ્ટિથી જુએ છે. અને બંનેની આવશ્યકતાનો સ્વીકાર કરે છે. તેથી તો પ્રાર્થના કરે છે કે

"जग पीड़ित रे अति दुःख से जग पीडित रे अति सुख से।
मानव जगमें बंट जावें दुख सुख से औ सुख दुख से।

આટલાથી સંતોષ ન પામતાં કવિ

सुख दुख के मधुर मिलन से यह जीवन हो परिपूरन
फिर घन में ओझल हो शशि फिर शशिमें ओझल हो घन।

આમાં કવિ વર્તમાન અવસ્થા પ્રત્યેનો અસંતોષ વ્યકત કરી માનવ પ્રત્યે મમતા વ્યકત કરે છે. આનાતોલે ફ્રાન્સની માફક પંતજીની સુક્ષ્મદષ્ટિ બુદ્ધિપક્ષના પ્રાધાન્યને અને શ્રદ્ધાપક્ષની નિર્બળતાને જલદી ગ્રહી લે છે અને તેની સામે બળવો જગાવી ઇચ્છે છે કે સુંદર વિશ્વાસો ही बनता सुखमय जीवन માનવ સુખદુખમાં લીન. કવિ પ્રયત્ન વિનાની સિદ્ધિમાં માનતા નથી. પ્રયત્નથી જ પ્રાપ્તિમાં મિઠાશ આવે છે. તેઓ પ્રાપ્યાશાને જેટલું મહત્ત્વ આપે છે તેટલું પ્રાધાન્ય પ્રાપ્તિને નથી આપતા. તેમનું વિશાળ દૃષ્ટિબિંદુ કેવળ સત્ય ને સૌન્દર્ય નથી ઇચ્છતું. જનહિત પણ ઇચ્છે છે. દુઃખને પણ માગે છે. માટે તો કહે છે કે દુઃખ ન હોત તો સુખની કિંમત શી ?

विना दुख के सब सुख निस्सार
विना आंसु के जीवन भार
दीन दुर्बल है रे संसार
इसीसे दया क्षमा औ प्यार।

કવિ મહાદેવીની માફક કેવળ દુખવાદને મહત્ત્વ નથી આપતા. અને આશા, વેગ તથા ચપળતા તથા કાર્યની ભાવના પ્રત્યે વળે છે. તેમનો આખોય દૃષ્ટિકોણ આશાવાદી બની જાય છે. તેઓ સંસારની ઉદાસીને કલ્પિત સ્વર્ગથી ધોવા મથે છે.

वृथा है ये अरण्य चित्कार
शान्ति है सुख है उस पार

ધીરે ધીરે કવિ વિશ્વબંધુત્વ પ્રત્યે દોરાય છે. આ વિશ્વની પ્રત્યેક વસ્તુ, માનવી, પશુ, પક્ષી, જંતુ ચેતન બધુંય તેમને પ્રિય લાગે છે.

प्रिय मुझे विश्व यह सचराचर
तृण, तरु, पशु, पक्षी नर सुर वर।

હવે તો તેમના કાવ્યમાં ઓર મૃદુતા આવે છે. બીજાઓના દુખેદુખી અને સુખેસુખી કવિને જ્ઞાન પર જરાય વિશ્વાસ નથી.

ज्ञान ? यह तो इन्द्रियों की शान्ति है
शून्य जुम्भा मात्र निद्रित बुद्धि की

જ્યાં સુધી પંતજીમાં રૂપસૌંદર્યનું આકર્ષણ કાયમ રહ્યું ત્યાં સુધી તેમના કાવ્યમાં ઐન્દ્રિક ચિત્રણો આવ્યા જ કર્યાં. પ્રાકૃતિક અનુરાગની ભાવના ક્રમશઃ સૌન્દર્ય પ્રધાનમાંથી ભાવપ્રધાન અને ભાવપ્રધાનમાંથી જ્ઞાન પ્રધાન થતી જાય છે. બૌદ્ધિકતા હાર્દિકતાનું બીજું રૂપ છે કારણ કે તે હૃદયની કૃપણતાથી પ્રાપ્ત થતી નથી. પરિવર્તનમાં પણ તેઓ એમ જ કરે છે.

वही प्रज्ञाका सत्य स्वरूप
हृदयमें बनता प्रणय अपार
लोचनों में लावण्य अनूप
लोकसेवा में शिव अविकार।

આમ પંતજીએ સુંદરમ્‌માંથી શિવમ્‌માં પદાર્પણ કર્યું. સ્વાભાવિક દાર્શનિક એક મનુષ્યના વ્યકિતગત સંઘર્ષનો ઇતિહાસ છે તો વિજ્ઞાન સામુહિક સંઘર્ષનો એટલે માનવ જીવન અને પ્રકૃતિમાં વિરોધ સ્વાભાવિક છે. તેથી કવિને કહેવું પડે છે કે "विजित प्रकृतिको कर जनने की विश्वसभ्यता स्थापित" ગુંજન અને જ્યોત્સ્નામાં તેમની સૌન્દર્યકલ્પના આત્મકલ્યાણ અને વિશ્વમંગલની ભાવનામાં સાધનો તરીકે વપરાઇ છે. અને કવિ ધીરે ધીરે માનવજગત પ્રત્યે વળે છે. જીવનમાં રસ લે છે અને તેથી પરિપાકરૂપે યુગવાણી રજૂ કરે છે. યુગવાણીમાં કવિ સમગ્ર, માનવજીવનને



અને જગતને સમજવા પ્રયત્ન કરે છે. એ કવિની કાવ્યસાધનાનો બીજો યુગ કહેવાય. હવે કવિને જીવન પર વિશ્વાસ બેસતો જાય છે–અને ઉત્સાહના આવેશમાં ગાઈ નાખે છે.

> वढती लहर, बुद्धिसे दुस्तर
> पार करो विश्वास चरण धर

યુગવાણીમાં તેમણે વર્તમાન સામાજિક વ્યવસ્થા સંબંધમાં જેટલા વાદ અને આંદોલનો જાગ્યા છે, તે બધાનો સમાવેશ કર્યો છે. આ વાદોમાં કવિએ માનવતાનો સ્પર્શ પકડયો છે અને વિકાસના આગમની ભવિષ્યવાણી રજૂ કરી છે. પંતજી વર્તમાનકાળને કર્મકાળ માને છે. અને કર્મને જ વધુ મહત્ત્વ આપે છે અને દૃષ્ટિમાંથી સમષ્ટિ પ્રત્યે દોરાય છે. કવિ કર્મક્ષેત્રમાં ઊતરી 'सामूहिकता ही निजत्व-धन' અપનાવી આગળ વધે છે. આમાં તેમની સમાજવાદી ભાવનાઓ સુંદર રીતે વ્યક્ત થઇ છે. કંઈક તો તેઓ 'गत संस्कृतिओंके गरल' ધનપતિઓનો નાશ ઇચ્છે છે તો કયાંક શ્રમજીવીઓને 'भोलीकाँति के अग्रदूत' અને નવીન સભ્યતાના દ્યોતક બાનવે છે. પંતજી ગાંધીવાદ પ્રત્યે પણ એટલી જ રૂચિ ધરાવે છે. જાણે એમ લાગે છે કે લોકવ્યવસ્થામાં તેઓ સમાજવાદને અને વ્યક્તિગત સાધનામાં ગાંધીવાદને મહત્વ આપે છે અને મનુષ્ય અપૂર્ણ છે તે જ તેની શોભા છે. એમ માનતા લાગે છે. તેઓ માનવજીવનના મંગળ આદર્શોને કલામય રીતે અને ઋજુતાથી રજૂ કરે છે. દોષોમાંથી જ શુદ્ધિ થાય એમ પણ સૂચવે છે—

> सीमाएँ आदर्श सफल,
> सीमाविहीन यह जीवन
> दोषोंसे ही शुद्ध है
> मिट्टीका मानवधन

આમ કવિછાયાવાદ અને રહસ્યવાદની આધ્યાત્મિકતાથી મુક્ત બની લોકહિતવાદ પ્રત્યે ઢળે છે એ સુંદર અને સ્પૃહણીય છે. યુગવાણીમાં તેમણે માનવજીવનને જ ઝાઝું મહત્ત્વ આપ્યું છે. માનવતાના ઉપાસકને તેમના ઘર પાસેનાં એ ગરીબના નાગાં બાળકો પણ ખૂબ જ પ્રિય લાગ્યા છે

> नंगे तन गदबदे, साँवले, सहज छबीले,
> मिट्टी के मटमैले पुतले–पर फुर्तीले
> जल्दीसे टीलेक नीचे उधर उतरकर
> वे चुन लेजाते कूड़े मे निधियाँ सुंदर
> सिगरेट के खाली डिब्बे पन्नी चमकीली
> फीतोंके टुकड़े तस्वीरें नीली पीली ।

તેમને કચરાનો તેમનો સંગ્રહિત ભંડાર પણ સુંદર લાગે છે. તેમના શરીર વર્ણન પણ અતિ સુંદર છે-અને તેમની વૃત્તિ પર પણ કેવો સુંદર દૃષ્ટિપાત કરે છે ? આ માનવ પ્રેમી આખરે પોકારી ઊઠે છે અને માનવોને ઐકયના હાકલ કરે છે.

> क्यों न एक हों मानव मानव सभी परस्पर
> मानवता निर्माण करें जगमें लोकोत्तर ?

અને

> मानव का साम्राज्य बने मानवहित निश्चय,

છેવટે તો તેઓ એક જ સર્વવ્યાપી ભાવના ગાઇ દે છે.

> मनुज प्रेमसे जहाँ रह सकें मानव ईश्वर
> और कौनसा स्वर्ग चाहिए तुझे धरा पर ।

હવે તેમનો પ્રકૃતિપ્રેમ માનવપ્રેમમાં પલટાઈ ગયો છે. હવે તો તેમનાં કાવ્યો પણ 'ગા મન પરાજિતનું ગાન'ની માફક "गा मन मानवोंका गान" ગાય છે. કવિ એટલા બધા લોકહિતવાદી બની જાય છે, કે તેમને તાજમહાલ જેવી લોકોત્તર કૃતિનાં વખાણ અને તેના પર થતી પુષ્પવૃષ્ટિ જોઇ તેમનું માનવ પ્રેમી હૃદય દુનિયાની કંગાલીનતા પર કકળી ઊઠે છે. તાજને ઘણાય કવિઓએ પોતાની બાનીમાં અમર કર્યો. નવાજ્યો અને ભાવાંજલિઓ આપી. પરંતુ પંત જેવા માનવતાપ્રેમી કવિ માનવતાનું આ ઘોર અપમાન શી રીતે સહન કરે ? તેથી તેઓ ગદ્‌ગદ્ કંઠે ચિત્કાર કરી ઊઠે છે.

> संगसौधमें हो श्रृंगार मरणका शोभन
> नग्नक्षुधातुर, वासविहीन रहें जीवित जन ?





मानव ! ऐसी भी विरक्ति क्या जीवनके प्रति ?
आत्मा का अपमान प्रेत औ छायासे रति !!

× × ×

शवको दे हम रूप रंग आदर मानवका ?
मानव को हम कुत्सित चित्र बना दे शवका ?

આ માનવતાનો સંદેશ પહોંચાડવા કવિ વાણીની પણ આરાધના કરે છે. પરંતુ માનવસમાજની વાણી કેવી હોય ? ભાવુક અને ટૂંકી છતાં સરળ અને અસરકારક. તેથી તો પંત પોતાના વિચારો જનમનમાં સમાવવા માટે વાણીની આરાધના કરતાં કહે છેઃ—

तुम वहन कर सको जनमन में मेरे विचार
वाणी मेरी चाहिये तुम्हें क्या अलंकार

× × ×

युगकर्म शब्द, युगरूपशब्द, युगसत्यशब्द,
शब्दित कर भाविके सहस्र शतमूक अब्द
ज्योतित कर जनमन के जीवन का अंधकार
तुम खोल सको मानव उर के निःशब्द द्वार
वाणी मेरी चाहिये तुम्हें क्या अलंकार

પંતજીએ રાષ્ટ્રગીત પણ ગાયાં. પરંતુ તેમનાં ગીતોમાં માનવતાની વેદના સુખ અને સુંદરતા બધું જ સમાઈ જાય. તેમના કાવ્યની વિશેષતા જ એ છે કે પ્રત્યેકમાં પ્રાકૃતિક સ્પર્શ રહેવાનો. તેમનાં ઉપમાનો—આલંબનો પણ પ્રાકૃતિક હોવાનાં. તેમનું जाग्रत भारत है, बापु के प्रति अने महात्माजी के प्रति ખૂબ પ્રખ્યાત છે. દેશના બધા જ કવિઓએ બાપુને જોયા. પણ પંતની દૃષ્ટિ એક ખાસ વિશિષ્ટતા ધરાવે છે–તેમની વિશિષ્ટ રચનાશૈલીનો ખ્યાલ કરવા 'महात्माजी के प्रति' માંથી થોડી પંક્તિઓ બસ થશે.

मानव आत्माके प्रतीक !
आदर्शोंसे तुम ऊपर
निज उद्देश्योंसे महान,
निज यशसे विशद चिरंतन
सिद्ध नहीं तुम लोक सिद्धिके
साधक बने महत्तर

× × ×

दलित देशके दुर्दम नेता
हे ध्रुव, धीर धुरंधर !

× × ×

सफल तुम्हारा सत्यान्वेषण
मानव सत्यान्वेषक

× × ×

पूर्ण पुरुष, विकसित मानव तुम,
जीवनसिद्ध अहिंसक
मुक्त हुए तुम मुक्त हुए जन
हे जगवंद्य महात्मन्

× × ×

धन्य तुम्हारे श्री चरणोंसे
धरा आज चिरपावन

જેણે દેશનેતાનું ગીત ગાયું તે દેશમાતાને તો ભૂલે જ શી રીતે ? પરંતુ આ દેશમાતા તો કરુણા કલિત ને ક્ષુબ્ધ છે.

तीस कोटि संतान नग्न तन
अर्ध क्षुधित, शोषित, निरस्त्र जन
मूढ असभ्य अशिक्षित निर्धन
नतमस्तक
तरुतल निवासिनी ।

* * *

ज्ञानमूढ
गीता प्रकाशिनी

* * *

राहुग्रसित
शरदेन्दु हासिनी

* * *

કેટલું તાદૃશ્ય ચિત્રણ છે!

હવે પંતજીના વિચારોથી થોડા પરિચિત થઈએ "આપણે એ ભૂલવું ન જોઈએ કે દુનિયા હાલ સામંત યુગની ક્ષુદ્ર નૈતિક અને સાંસ્કૃતિક ભાવનાઓથી જ યુદ્ધ કરી રહી છે. પૃથ્વી પર હજુ યંત્રયુગ પૂર્ણ રીતે પ્રતિષ્ઠિત થયો નથી. ભાવિ યુગ મનુષ્યની ક્ષુધા કામની પ્રવૃત્તિઓમાં વિકસિત



સામાજિક સામંજસ્ય સ્થાપિત કરી આપણા સદાચારનો દૃષ્ટિકોણ અને સત્યમ્ શિવમ્ સુંદરમ્‌ની ભાવનાનું પ્રકારાંતર ઉપસ્થિત કરશે- હું અધ્યાત્મ અને ભૌતિક બંને દર્શનોના સિદ્ધાંતોથી પ્રભાવિત થયો છું. એક જીવનના સત્યને ઊંચે દેખે છે અને બીજું સમતલ પર મનુષ્યતાનો વિકાસ સમાજની દિશામાં થાય છે ને સમાજનાં ઇતિહાસની દિશામાં આ ઐતિહાસિક પ્રગતિના સિદ્ધાંતને આપણે ઇતિહાસની વૈજ્ઞાનિક વ્યાખ્યા કહી શકીએ.

अंतर्मुख अद्वैत पड़ा था युग युग मे निष्क्रिय, निष्प्राण
जगमें उसे प्रतिष्ठित करने दिया साम्य ने वस्तुविधान ।

ભૌતિક જગતની પ્રારંભિક કઠોર વિવાદ પરિસ્થિતિથી કુંઠિત આદિ માનવનો હિંસ્ર આત્મા નવીન પરિસ્થિતિના પ્રકાશમાં પ્રકાશિત થશે અને યંત્રયુગની સાથે સાથે માનવ સભ્યતામાં પદાર્પણ કરશે. આવી સામાજિકતામાં મનુષ્યજાતિ અહિંસાને પણ વ્યવહારિક સત્યમાં પરિણત કરી શકશે.

मनुष्यत्व का तत्त्व सिखाता निश्चय हमको गांधीवाद,
सामूहिक जीवन विकास की साम्ययोजना है अविवाद ।

મારા આલોચકોનું કહેવું છે કે મારી આવી કૃતિઓમાં કલાનો અભાવ છે. વિચાર અને કલાની તુલનામાં આ યુગમાં વિચારને જ પ્રાધાન્ય મળવું જોઇએ. જે યુગમાં વિચારનું સ્વરૂપ પરિપક્વ અને સ્પષ્ટ બને તે યુગમાં કલાનો અધિક પ્રયોગ થઇ શકે.

પ્રગતિવાદ ઉપયોગિતાવાદનું બીજું નામ છે. માનવસમાજનું ભવિષ્ય મને જેટલું ઉજ્જવલ અને પ્રકાશમય લાગે છે તેને વર્તમાનના અંધકારમાંથી પ્રકટ કરવું એટલું જ કઠણ લાગે છે. ભવિષ્યનો કવિ વર્તમાન યુદ્ધ અને રક્તપાતની પેલી પાર એક નવીન પ્રબુદ્ધ, વિકસિત અને હસતી ખેલતી, વિશ્વ નિર્માણમાં રત માનવતામાંથી પોતાની સર્જન સામગ્રી એકઠી કરશે. છેવટે આપણે પણ પંતજીનું પોતાના પર્યાલોચનનું છેલ્લું વિનયનું પદ વાપરીને સમાપ્ત કરીએ.

हो धरणि जनोंकी; जगतस्वर्ग–जीवनका घर
नव मानवको दो, प्रभु, भव मानवता का वर !

## ગાંધીજીનો દેહવિલય

છંદ : સ્રગ્ધરા

જ્યારે પૃથ્વી રુદન કરતી વ્યોમ પાસે પળંત,
'મારું શાને હરી લીધ તમે, પુત્રરત્ન પ્રદીપ્ત?'
ત્યારે દ્યૌના મુખથી મધુરી, સૂક્ષ્મ વાચા સ્ફુરંતઃ
'તારું શાનું હતું? એ જીગર મમ હતું આવિયું પાસ મારી.

**મોહિનીચંદ્ર**



# રાષ્ટ્રપિતાનાં ચરણોમાં

**'જીવનને પ્રકાશ ને હૂંફ આપતો સૂર્ય આથમ્યો'**

એવો પ્રાણપોકાર જવાહરલાલજીએ કર્યો એ વાણી સમસ્ત દેશની વેદનાની હતી.

આ પુસ્તકમાં પૂજ્ય બાપુજીના દેહોત્સર્ગ પછીના બનાવોને, અંજલિઓને સંઘરી છે. આ એક દસ્તાવેજી પુરાવા જેવું પ્રકાશન

કિંમત માત્ર રૂા. ૨-૦-૦ ટ. ખ. ૦-૪-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ નીચે ગાંધી રસ્તો · અમદાવાદ-૧   ભીમરાજ બિલ્ડિંગ · કાલબાદેવી રોડ · મુંબઈ

ઝવેરચંદ મેઘાણી

જન્મ : ૧૭-૮-૧૮૯૬ :: અવસાન : ૯-૩-૧૯૪૭



# યશોધર

( રજીસ્ટર્ડ )

પ્રદર, લોહીવા, અનિયમિત અટકાવ, પેડુમાં થતો દુઃખાવો, મૂત્રમાર્ગમાં બળતરા, ગર્ભ ન રહેવો, અધૂરા માસે ગર્ભ સ્રવી જવો, કસુવાવડ, રતવા, પ્રસવ વખતે પીડાવું, સુવારોગ, નબળાઇ, ધાવણની અછત, હીસ્ટીરીઆ, ઊંઘ ન આવવી વિ. રોગો માટે અકસીર છે.

: સોલ એજન્ટ :

**ભાવસાર ઈન્ડસ્ટ્રીઝ, નડીઆદ**

સ્ટોકીસ્ટ—ચંદ્રકાન્ત નવસુખલાલની કાં., દવાબજાર અમદાવાદ.
„ મોહનલાલ એન્ડ કાં. પાનકોર નાકા, „
„ મનુભાઈ જમનાદાસ સંઘવી, ત્રણ દરવાજા, „
„ એલાયન્સ મેડીકલ હોલ, ભાવનગર
„ કસ્તુરચંદ લલ્લુભાઈ, વીસનગર

આજની યુવતીઓની પસંદગી
એટલે
"રેકર્ડ ફેબ્રીક્સ"






**મેલેરીયા—ઈન્ફ્લુએન્ઝા**

અને બીજા તાવો પર
૬૦ વર્ષથી પુરવાર
સ્ક્વઇબ્સ એગ્યુ-સ્પેસિફિક
**(ઘોડા છાપ તાવની દવા)**
ગમે તે સમયે ઉપયોગ માટે-૧ બાટલી
હમેશ તમારે ત્યાં રાખો.

મોહન સન્સ એન્ડ કુંપની
કવોલિફાઇડ કેમિસ્ટ
ક્રાફર્ડ માર્કેટ—મુંબઈ ૩

સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

# ઊર્મિ અને નવરચના

'ઊર્મિ' વર્ષ ૧૮ : 'નવરચના' વર્ષ ૨૩ અંક બારમો

માર્ચ : ૧૯૪૯


ક્રમ




**વાર્ષિક લવાજમ**

દેશમાં : રૂ. ૭-૮-૦ :: પરદેશમાં રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ભીમરાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી રોડ : મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ

પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી જમનાદાસ માણેકચંદ સ્વામી : મોટા આંકડિયા : કાઠિયાવાડ.

મુદ્રક : જમનાદાસ માણેકચંદ સ્વામી : અનેકાન્ત મુદ્રાલય, મોટા આંકડિયા : કાઠિયાવાડ.



# વસ્ત્ર પરિધાન

કાલે એક અજબ જેવું સ્વપ્નું મને આવ્યું. કોઈ દિવ્ય પુરુષ જાણે મારા કાનમાં કહી ગયો હતો: 'જે વસ્ત્ર તજે છે એનો જ દેહ અમર બને છે !' એટલું બોલીને એ અદૃશ્ય થઈ ગયો. પણ એના એ એક વાક્યે તો મને વિચારસાગરમાં નાખી દીધો. 'વસ્ત્ર તજનારનો દેહ અમર બને એટલે શું ? વસ્ત્ર શું ? દેહ શું ? ને અમરત્વ શું ?'

એનો કોઈ ઉકેલ મને મળ્યો નહિ. જેમ જેમ મનોમંથન થયું તેમ તેમ ઊલટો ગૂંચવાડો વધ્યો.

એક દિવસ એ જ દિવ્ય પુરુષ ફરીને દેખાયો. તેણે કહ્યું 'કેમ હજી સમજ્યા નથી ? વસ્ત્ર એટલે તમારું ઉપર ટપકેનું જીવન. એ જે વારંવાર તજે ને નવું ધારતો રહે એનું જીવન ખરા અર્થમાં જીવન બને. એટલે એ એવું થઈને રહે. બાકી તમામ વાત ખોટી !

અને આ વાત જેટલી વ્યક્તિને તેટલી પ્રજાને પણ લાગુ પડે છે.

કારણ કે દેવતાઓ પણ જેમનાથી ત્રાસે છે તે રાજદ્વારી પુરુષો, પ્રજાનો બુદ્ધિમાનમાં બુદ્ધિમાન વર્ગ છે એ ખરું, પણ તેથી તે શ્રેષ્ઠ વર્ગ નથી. કુનેહ ભરેલી એમની શક્તિ વિના દુર્જન અને દાંડ કોઈ રીતે વશ ન રહે, એ વાત જેટલી સાચી છે તેટલી જ આ વાત સાચી છે કે એમણે એમના અસત્યોનો અંચળો વારંવાર ધોવાની કાળજી રાખવી જોઈએ, નહિતર છેવટે એ અંચળો કેવળ અસત્યોનો જ રહેશે, અને સત્યના ઉપયોગી ને આવશ્યક ઢાંકણ તરીકે એ નિરર્થક થઈ જશે !

જે ઉપરટપકાના કેવળ બુદ્ધિવોપણાના જીવનથી ચળકી રહ્યાં છે તે તમામને માટે એક અગ્નિ હંમેશાં હાજર જ હોય છે. એ અગ્નિસ્નાન કર્યા વિના કોઈ રાજદ્વારી પુરુષ પવિત્ર બનતો નથી. જીવનને સમજતો પણ નથી.





બુદ્ધિમાનોની જમાત લોકશાસનનું જરૂરી અંગ હશે. પણ એ આખી જમાતને પવિત્ર કરનાર કોઇ ને કોઇ અગ્નિનું સાન્નિધ્ય હશે ત્યાં સુધી જ એ જમાત પોતે ઉપયોગી કામ કરશે, તરશે અને તારશે. જે વખતે એમને પવિત્ર રાખનાર કોઇ જ અગ્નિ નહિ હોય ત્યારે એ જમાત પોત પોતાની બુદ્ધિના ખાડામાં એક બીજાને હડસેલશે—કાં સર્વનાશને પંથ જશે, અથવા તો સર્વોદયનો ડોળ કરશે.

પરંતુ માનવનું ભાવિ ઘડનારે સમજવું ઘટે કે છેવટે તો ચળકાટ નહિ—સાચી ધાતુ જ ખરે સમે રણકો આપી શકે. ખોટા ચળકાટે અગ્નિપરીક્ષા આપવી રહી. અને અગ્નિપરીક્ષાએ એની શુદ્ધિ પણ કરવી રહી.

આમ જ્યારે થતું નથી, ત્યારે જેમ માનવીનું તેમ પ્રજાનું અંચળાજીવન, કઢંગુ ને વિરુદ્ધ બનવા માંડે છે. એટલે સુધી કે એણે ધારણ કરેલો અંચળો દેવનો હોય છે, જ્યારે એની પાસેનું હૃદય ભિખારીનું જ રહે છે !

એટલા માટે હું કહું છું મારા મિત્ર ! કે કેવળ વસ્ત્રપરિધાનની શોભા એને તમે તમારી પોતાની શોભા ગણીને જાતને ઠગતા નહિ. લાકડાની તલવાર ખરે કેવી બોળી પડે છે. એ કોઇ ડાહ્યા માણસને સમજાવવાનું હોય જ નહિ !

પણ આ અંચળાની પવિત્રતા જે વસ્તુને અવલંબીને રહી છે એ વસ્તુનો ખ્યાલ જ્યારે રાજમુગટ પહેરનારા તજે છે ત્યારે જ આમ બને છે.

અંચળા તમામ માટીના સ્પર્શ ચાહે છે, ને માટીના સ્પર્શે જ એ પવિત્ર રહે છે, અંચળો માટીમાં ન રગદોળાય ત્યારે સમજવું કે હવે એ પોતાની જાતભૂમિનો રંગ ખોઇ નાખવાનો છે !

કારણ કે ભભકો અને ઠાઠમાઠ, અણઘડ પ્રજાને આંજી નાખનારાં એ સાધનોને, લોકશાસની પુરુષો ઘણી વખત મોટી સભાઓને ભભકા ભરેલાં પ્રવચનોમાં ફેરવી નાખે છે. અને પોતાની જાતને છેતરે છે અને માને છે કે આ લોકશાસની વસ્તુ થઈ રહી છે !

પણ એમ નથી. એમ ન હોવું જોઇએ. ખરું લોકશાસન નીચેથી ઉપર જવું જોઈએ. ઉપરથી નીચે ફેલાવવાનું એને ન હોય. એનો પાયો સાચો હોય તો જ એ ઇમારત સાચી બને. નહિતર એ ચોકડીઓનો, આંગળીઓ ઊંચી કર્યાનો, અને ટોળાના નાદનો અર્થહીન ઘોષ થઈ રહે. અને એ અર્થહીન ઘોષ એનાથી વધારે અર્થહીન ઘોષ પાસે રાંકો થઇ રહે !

એટલે તો મેં તને કહ્યું કે અંચળો માટીમાં રગદોળાતો હશે ત્યાં સુધી જ એ પોષાતો રહેશે. એક વખત એ સિંહાસન ઉપર જ બેસવાને ટેવાઈ જશે પછી એ અંચળામાં પોતાનું પોતાપણું નહિ હોય !

ધૂમકેતુ

# સમયનાં ક્ષીરનીર

રાજહંસ

## બાપુના ખૂન કેસનો ચુકાદો

તા. ૩૦ મી જાન્યુઆરી '૪૮ ના સાંજના પાંચ વાગ્યે, ધોળે દિવસે, નથુરામ ગોડસેએ બાપુ પ્રાર્થના માટે જતા હતા અને ઉપરાઉપરી ત્રણ ગોળી છોડી એમનું ખૂન કર્યું. પાંચસો માણસોની વચ્ચે આ બનાવ બન્યો. ખૂની લોહિયાળ હાથે તરત પકડાયો. અને એનો કેસ, ખાસ ન્યાયાધીશ શ્રી આત્મચરણ પાસે સાત મહિના સુધી ચાલ્યો, સેંકડો દસ્તાવેજો રજૂ થયા. ૧૪૩ સાક્ષીઓ તપાસાયા. ધોળે દહાડે થયેલા ખૂન માટે, જ્યારે ખૂની પણ ગુનો કબૂલ કરે છે ત્યારે સરકાર ચોળીને ચીકણું શું કામ કરે છે, તેમ ઘણાને લાગે. પરંતુ આ ખૂન બાપુનું કંઇ અંગત અદાવતથી થયું ન હતું. રાજદ્વારી ખૂન હતું. અને જ્યારે આવાં રાજદ્વારી ખૂન થાય છે ત્યારે એ પાછળ કાવતરું હોય છે. અને એ કાવતરું કોઇ અમુક વ્યક્તિનું નહિ પણ રાજદ્વારી સંસ્થાનું હોય છે. આ રીતે એ ખૂન અંગે જે ચોકસાઇ થવી જોઇએ, જે સત્ય શોધાવું જોઇએ, તે માટે સરકારે પૂરેપૂરી જહેમત લીધી હતી. તે એ લાંબા ચાલેલા કેસથી અને તેમાં રજૂ થયેલ વિગત અને સાક્ષીથી પ્રજાને ખાતરી થઇ છે.

અને હવે તા. ૧૦–૨–૪૯ મીએ એનો ચુકાદો આવી ગયો એટલે કાવતરાનાં જળ ડહોળાયેલાં હતાં તે નીતરીને ચોખ્ખાં થયાં છે. શ્રી આત્મચરણે જે ચુકાદો આપ્યો છે તેથી જાહેર થયું છે કે જે અર્થમાં રાજદ્વારી કાવતરું ધારી લેવામાં આવ્યું હતું તેવું આ કેસમાં કાવતરું ન હતું. એમાં કોઇ સંસ્થા સંડોવાયેલી ન હતી. ફક્ત જે આરોપીઓ એમાં સંડોવાયા હતા, તેમાં શ્રી સાવરકરના અપવાદ સિવાય બીજા સામેલ હતા. અને આ વ્યક્તિઓનું કાવતરું પણ ક્યારે, કોણે અને ક્યાં યોજ્યું તે ચોક્કસ થઇ શક્યું ન હતું. ફક્ત જાન્યુઆરીની શરૂઆતથી માંડી ૩૦ મીએ ખૂન થયું ત્યાં સુધી અસ્તિત્વમાં હતું એમ ન્યાયમૂર્તિ ચુકાદામાં કહે છે. વિદ્વાન ન્યાયમૂર્તિ ચુકાદામાં આથી આગળ વધ્યા નથી, અને તેમાં બીજા નેતાઓ માટે પણ ખૂનની યોજના હતી કે કેમ એવું કંઇ નીકળી શક્યું નથી.

ચુકાદામાંથી બીજો મુદ્દો એ નીકળ્યો કે, મદનલાલના બોમ્બ કેસ પછી અને શ્રી મોરારજીને મળેલી માહિતી પછી પોલીસ જો જાગ્રત રહી હોત તો આ બનાવ કદાચ બનવા ન પામત. ચુકાદામાં જે જાતની ટીકા છે તેવી ટીકા તે વખતે પણ શ્રી જયપ્રકાશ નારાયણે કરી હતી. પોલીસે કાળજી લીધી હોત તો ખૂન બનત કે નહિ તે કહેવું શક્ય નથી. ન્યાયમૂર્તિએ પડેલી જુબાનીઓ પરથી જે ન્યાય તોળ્યો છે તેમાંથી એટલું જ સ્વીકારવું રહ્યું કે પોલીસે ભવિષ્યમાં જાગ્રત રહેવું.

આઠ ગુનેગારોમાંથી શ્રી સાવરકર પુરાવાને અભાવે નિર્દોષ છૂટ્યા છે. શ્રી ગોડસે અને શ્રી આપ્ટેને ફાંસીની સજા થઇ છે. બીજાઓને જનમટીપ થઈ છે. આ ચુકાદા સામે અપીલ થઇ છે. જેમાં શ્રી ગોડસેએ પોતાની શિક્ષા વિરુદ્ધ અપીલ નથી કરી પણ ચુકાદામાં જે જાતનું કાવતરું થયેલું સ્વીકારાયું છે તે સામે એણે અપીલ કરી છે. બાપુ જેવા રાષ્ટ્રના પ્રાણ અને જગતના સંતના ખૂનની શિક્ષા ગમે તેટલી થાય તો ય ઓછી છે. પરંતુ સવાલ એ ઊઠે છે કે, બાપુના ખૂનીને પિનલકોડનો કાયદો લાગુ કરવો કે બાપુનો કાયદો! પિનલકોડના કાયદા પ્રમાણે ન્યાયમૂર્તિએ સજા કરી છે, ઉપલી કોર્ટ પણ એમાં ઝાઝો ફેર કરી નહિ શકે. પરંતુ બાપુનો કાયદો એટલે ક્ષમા. એ ખૂન પછી સરદારશ્રી વલ્લભભાઇએ રેડિયો ઉપર જે કહ્યું તેમાંથી બાપુની ઇચ્છા જાણવા મળે છે. તેમણે કહ્યું હતું: 'ગાંધીજીના ચહેરા પર દયાનો ને ક્ષમાનો ભાવ એટલે કે અપરાધી પ્રત્યે ક્ષમાવૃત્તિનો ભાવ દેખાતો હતો.'

પરંતુ બાપુનો કાયદો સરકાર શી રીતે વાપરી શકે? એનો ધર્મ તો સરકારના કાયદાને વશવર્તીને ચાલવાનો રહ્યો. બરાબર, પરંતુ કાયદાની ઉપર એક છેલ્લી સત્તા બંધારણમાં દરેક સરકારે સ્વીકારેલી છે. અને તે ક્ષમા–માફી બક્ષી શકે છે. આજે એ સત્તા કોંગ્રેસ સરકાર પાસે છે. વડા પ્રધાન જવાહર





તો બાપુના વારસદાર, તો પ્રજા એવી આશા રાખતી હોય કે બાપુના કાયદાથી જ ગુનેગારોને સજા થાય તો તે અજુગતું નથી.

## પાર્લામેન્ટમાં અનાજના પ્રશ્ન ઉપર ગરમાગરમ ચર્ચા

ચાલુ પાર્લામેન્ટની બેઠક સમયે અનેક જુદા જુદા પ્રશ્નો ઉપર ચર્ચા ચાલે છે—એમાં ગરમી પણ ક્યારેક ક્યારેક આવે છે. પરંતુ અનાજ પ્રશ્ન ઉપર જે ગરમાગરમ ચર્ચા થઇ તેવી બીજા મુદ્દા ઉપર ચર્ચા થઇ નથી. વાત એટલા સુધી પણ ગઇ કે ચાલુ પ્રધાન શ્રી જયરામદાસ એને માટે લાયક નથી. પણ માનનીય સભ્યો એવા પ્રિય બોલનારા હતા કે માને બાપની વહુ ન કહેતાં, આ ખાતું વડાપ્રધાન કે નાયબ વડાપ્રધાન જેવા શક્તિશાળી માણસોને સોંપો એમ કહી જે કહેવું હતું તે જ કહ્યું. આ ચર્ચા થઇ છે તે બતાવે છે કે સરકારના સભ્યોનું જે પ્રશ્ન તરફ ધ્યાન જવું જોઇએ તે તરફ ગયું છે. હિંદની ૮૦ ટકા પ્રજા ખેતીના ધંધામાં પડેલી હોવા છતાં દેશમાં ખાવા પૂરતું અનાજ ન પાકે એ કરુણતા છે. સરકાર દર વર્ષે વધારે અનાજ ઉગાડવાની જોરશોરથી ઝુંબેશ ઉઠાવે છતાં ઉત્પન્ન ઘટતું જાય એ પણ બલિહારી છે ને! **૧૯૪૪માં દેશનું** ઉત્પન્ન ૪૬૫ લાખ ટન, તો ૧૯૪૫ માં ૪૪૦ લાખ ટન અને ૧૯૪૬ માં ૪૦૦ લાખ ટન અને ૧૯૪૭ માં પણ તેટલું જ. જ્યારે એ વરસો દરમિયાન પરદેશથી અનાજ-આયાત કર્યું, ૭, ૯, ૨૧ અને ૨૩ લાખ ટન. અને ચાલુ વર્ષે ૩૦ લાખ ટન અનાજ આયાત કરવાનો અંદાજ છે. જે પાકિસ્તાન જુદું પડતાં હિંદ માટે જ—જ્યારે ઉપરના આંકડા તે પહેલાંના છે!

ખોરાક પ્રધાને પાર્લામેન્ટમાં ચર્ચા જાગી તે પહેલાં, જાન્યુઆરીની ૩૧ મી એ નવી દિલ્હીમાં મળેલી કૃષિવિષયક હિંદી સંશોધન પરિષદની ૧૮ મી બેઠકમાં અનાજની પરિસ્થિતિની ચોખવટ કરી હતી. હિંદના ભાગલા પડતાં દેશની વસતીના ૮૦ ટકા હિંદમાં આવ્યા, જ્યારે ઘઉંની પેદાશવાળી ખેતીની જમીન ૬૫ ટકા અને ચોખાની ૬૯ ટકા જમીન હિંદની અંદર આવી. બીજી મુશ્કેલી જે ઊભી થઇ કે દેશમાં નહેરો વાટે જે ખેતી થાય છે તેમાંની ૬૬ ટકા નહેરોવાળો પ્રદેશ આવ્યો, અને ઘઉંમાં તો ૫૪ ટકા જ. મતલબ કે ૮૦ ટકા વસતીને ચોમાસાની ખેતી ઉપર જ નભવાનું મોટા ભાગે લખાયું! આમ દેશમાં વિકટ બનેલા અનાજના પ્રશ્ન અંગે નિવારણનો ઉપાય સૂચવતાં ખોરાક પ્રધાને એ પરિષદ વખતે કહેલું કે, ખોરાકનો પ્રશ્ન ખાસ કરીને પ્રાંતોનો છે, અને પ્રાંતોએ પોતાની જવાબદારી, અનાજ પેદા કરવાની ઉપાડી લેવી જોઇએ. મધ્યસ્થ સરકાર કાયમ આ જાતની પરદેશથી અનાજ લાવીને તેમને પૂરું પાડી શકે નહિ. મધ્યસ્થ સરકાર એક યોજના તૈયાર કરવા માગે છે અને તે પ્રમાણે પ્રાંતોને અમુક વરસના મુદતમાં અનાજ માટે પોતાના પગ ઉપર ઊભા રહેવાનું જણાવી દેવામાં આવશે. અને તે માટે મધ્યસ્થ સરકાર પ્રાંતિક સરકારને એ યોજના પહોંચી વળવા નાણાં અને માણસની મદદ કરવા તૈયાર રહેશે. અને પાર્લામેન્ટમાં પણ તેમણે એ જ જાહેર કર્યું કે સરકાર ઊંચા દરજ્જાની પ્રધાનમંડળ આગળ ચર્ચા કરી એ અંગે નિર્ણય જાહેર કરશે. આમ માનનીય સભ્યોએ જે મુદ્દો રજૂ કર્યો હતો, અનાજ વધુ ઉગાડવાની ઝુંબેશ કેમ નિષ્ફળ ગઇ, તેની વિગતો જાહેર થયા વગર હાલ તુરત પૂરતો શમી ગયો છે.

પરંતુ સવાલ એ ઊભો થાય છે કે અનાજ કેમ વધુ ન ઊગ્યું. તે ઉપર રસણાં લેનાર ધારાસભ્યો, અને એને ચૂપ ન કરી શકનાર ખોરાક પ્રધાન ખેડૂતથી—ખેતીથી દૂર ફેંકાઇ ગયા હોય તેમ લાગે છે. અનાજ કેમ વધુ ન ઊગ્યું એમ પૂછનાર ધારાસભ્યોને પૂછવાનું મન થાય છે કે કેવી રીતે ઊગે? ખેતી એ શું અલ્લાઉદ્દીનનું જાદુઇ ફાનસ છે કે અલીબાબાની ગુફા છે કે 'ખુલ જા સીસમ' કહેતાની સાથે અનાજનાં કણસલાં ફૂટી નીકળે! સરકાર જે જાતની 'અનાજ વધુ ઉગાડો'ની ઝુંબેશ ચલાવે છે, તે પરદેશથી આયાત કરેલી યોજનાની નકલ છે.




પરદેશના ખેડૂત જેટલો આપણો ખેડૂત સુશિક્ષિત નથી. એ અનાજ ઉગાડે છે તે દેશ માટે નહિ, એના ધંધા માટે. એ ધંધો કરે છે, કારણ કે બીજો એને ધંધો આવડતો નથી. એ સ્થિતિમાં દેશમાં અનાજની તંગી છે માટે ફરજ તરીકે ખેડૂતે અનાજ વધારે ઉગાડવું જોઈએ તેવી ઊંચી કક્ષાની વાત એના આગળ અરણ્યરુદનમ્ જેવી છે. વળી એ રુદન, એ બહેરો (અભણ) હોવાથી પહોંચતું પણ નથી.

છતાં પ્રજાને ખાતર નહિ તો એના સ્વાર્થ ખાતર એ વધુ અનાજ ઉગાડી વધુ કમાય તો એને ફાયદો છે. પરંતુ ખેતી માટે ખેડ, ખાતર અને પાણી જોઈએ. એટલે ખેડ માટે સારા બળદ અને તેને માટે ઘાસચારો જોઈએ. એની ગરીબાઈને લીધે સારા બળદ નથી. ખાતરનો એ બળતણ તરીકે ઉપયોગ કરે છે. અને પાણી માટે ઊંચે આકાશમાં એને જોઈ રહેવું પડે છે. સરકારની એને મદદ કરવાની યોજનાઓ પણ એટલી અવ્યવહારુ હોય છે કે એને મદદ થવાને બદલે એને અગવડરૂપ થઈ પડે છે. એટલે લાય લાગે ત્યારે કૂવો ખોદવા જેવી આપણી 'અનાજ વધુ ઉગાડો' એ બૂમો છે !

## જાહેર હિતમાં નથી !

આવકવેરાના પ્રશ્ન ઉપરથી શ્રી ચેટ્ટીને નાણાંમંત્રીના હોદ્દાનું રાજીનામું આપવું પડયું હતું, એટલે એ બહુ ગવાયેલો પ્રશ્ન નવી સભા વખતે પતી ગયો હશે એમ સૌએ ધાર્યું હોય તો નવાઈ નહિ. એ અંગે હકીકત જાણવા ચાલુ બેઠકમાં પ્રો. રંગાએ સવાલ કર્યો. તેના જવાબમાં નાણાંમંત્રી ડૉ. જ્હોન મથાઈએ કહ્યું કે, આવકવેરા તપાસ કમિશને અત્યાર સુધીમાં ચાર કેસો પતાવ્યા છે તેની આવક સારી એવી છે, પરંતુ તેની ચોક્કસ રકમ નક્કી થઈ નથી. સરકારે કમિશનને ૧૩૦૫ કેસો સોંપ્યા છે. આમ ૧૩૦૫ કેસોમાં હજુ ચાર જ પત્યા છે, અને તે પણ એટલા સુધી કે એની રકમ નક્કી નથી થઈ ! જો કે નાણાંમંત્રીએ આપણાં મોઢામાં પાણી છૂટે એ રીતે કહ્યું છે કે એ આવક સારી એવી છે. એથી પ્રો. રંગાને તો મોંમાં પાણી આવી ગયું ને કમિશનને સોંપાયેલી પાર્ટીઓનાં નામ જાણવા માગ્યાં. કારણ કે જે આપણને સારી એવી આવક કરી આપવાના હોય તેમના મુબારક નામ જાણી લેવાની સૌ કોઈને ઉત્કંઠા થાય ! પણ નાણાંમંત્રીએ કહ્યું કે, આવલા કેસોની પાર્ટીઓના નામ બહાર પાડવા એ જાહેર હિતમાં નથી !

આમ તો. ૧ લી ફેબ્રુઆરીએ આપણું જાહેર હિત સાચવીને ડૉ. મથાઈએ નામ ન આપ્યાં, ત્યારે ચાર દિવસ પછી વેપારપ્રધાન શ્રી કે. સી. નિયોગીએ જાહેરના હિતની અવગણના કરી !

શ્રી નિયોગીએ ઉદ્યોગો અંગેની સલાહકાર સમિતિની બેઠકમાં હિંદના મૂડીપતિઓ વધુ નફો મેળવવા જે પ્રયત્નો કરી રહ્યા હતા તેમનું પોગળ ફોડયું હતું, આથી એનો બચાવ કરતાં લાલા સર શ્રીરામે વેપાર ખાતાની વર્તણૂક અંગે આક્ષેપો કર્યા, અને શેખાઈ કરતાં કહ્યું કે, વેપારી ખાતું પરદેશી ડૉલરો મેળવવાની ઇચ્છા રાખતું હોય તો તેણે હિંદનો વધારાનો માલ પરદેશમાં નિકાસ કરીને એ મેળવવાના મોકાઓ શા માટે જતા કરવા જોઈએ ?

એના વળતા જવાબમાં શ્રી નિયોગીએ કહ્યું કે અમે શું મોઢું લઈને હિંદનો માલ પરદેશ મોકલીએ? મારે જણાવવું જોઈએ કે જ્યારે જ્યારે વેપારીઓએ ચડાવેલા માલના પારસલો હિંદના પરદેશ ખાતાના વેપાર કમિશ્નરોની હાજરીમાં ખોલવામાં આવતાં ત્યારે શરમથી એમના માથા નીચાં ઝૂકી જતાં. આ માલ કાં તો હંમેશાં વજનમાં ઓછો જણાતો, તેનું માપ ઓછું લાગતું, અને માલની જાત પણ હલકી જણાતી ! આવું બધું હંમેશાં બનતું આવ્યું છે અને બન્યા કરે છે.

આટલું કહેતાં ય વેપાર પ્રધાન સંકોચાતા હતા એટલે એમણે શરૂઆતમાં જ જાહેર કર્યું હતું કે, આ પ્રશ્ન ઉઠાવવામાં મને શરમ લાગતી હતી એ માટે હું કંઈ બોલતો ન હતો. પણ હવે લાલા શ્રી-

રામે જ્યારે વેપાર ખાતા સામે આક્ષેપો કર્યા છે અને મૂડીવાદીઓને નિર્દોષ જાહેર કર્યા હોય ત્યારે એનો રદિયો આપવો જોઇએ. આમ બીતાં બીતાં વેપાર પ્રધાને રદિયો તો આપ્યો પણ શ્રી બિરલા મૂડીવાદીઓનો પક્ષ કરતાં બોલ્યા–શ્રી નિયોગીએ જે કહ્યું એવું અમુક કિસ્સાઓમાં જ બન્યું હોવું જોઇએ. સમિતિ સમક્ષ વેપાર પ્રધાને આ પ્રશ્ન લાવવામાં પોતાની સલૂકાઇ નથી દેખાડી! એના જવાબમાં વેપારપ્રધાન ગરમ થઇ જતાં બોલ્યા–આવા કિસ્સામાં તમે પણ સંડોવાયેલા છો, સાહેબ! તમે નિર્દોષ છૂટી શકતા નથી. અને પછી શ્રી બિરલા ચૂપ થઇ ગયા. કહેવાય છે કે ઓસ્ટ્રેલિયા ગયેલી બિરલા બ્રધર્સની કાપડની ગાંસડીઓમાં આ ગોટાળો થયો છે. આમ ધારાસભાની ચર્ચામાંથી આપણને એ વસ્તુ જાણવા મળે છે. મૂડીવાદી ગુનેગારોનાં નામ બહાર પાડવાં એ જાહેરહિતની વિરુદ્ધ છે. એનો અર્થ એ કે મૂડીવાદીઓ એ જાહેર જનતા. એની આબરુ ઉઘાડી થાય એ જાહેરહિતની વિરુદ્ધ. એટલે ઘડીભર એમ થાય છે કે દેશમાં જે લાખો કરોડો આમ જનતા છે એની આ સરકાર છે કે મૂડીવાદીઓની? અને જો સાચે જ આમજનતાની હોય તો મૂડીવાદી ગુનેગારોના નામ જાહેર થાય તેમાં જાહેરનું અહિત શું થાય? નાણામંત્રીના આ કથન પછી ચોથે દિવસે શ્રી નિયોગીએ શ્રી બિરલાનું નામ ગુનામાં સંડોવાયા તરીકે જાહેર કર્યા છતાં જાહેરનું શું અહિત થયું? બીજું જે જાણવા મળ્યું તે મૂડીવાદી ગુનેગારોને આળપંપાળ કરવી એ સલૂકાઇ–સભ્યતા. અને શ્રી નિયોગીએ ઉઘાડા પાડ્યા એટલે એ એમની સલૂકાઇ નહિ?

**રાજા મહારાજાનાં સાલિયાણાં**

તા. ૨૭ ફેબ્રુઆરીએ પંડિત ભાર્ગવના સવાલના જવાબમાં પાર્લામેન્ટમાં નાયબ વડા પ્રધાન સરદાર શ્રી પટેલે રાજામહારાજાઓના સાલિયાણાં અંગે જે જવાબ આપ્યો તેથી જનતાને એ અંગે પ્રકાશ મળ્યો છે. રાજ્યો જેમ જેમ પ્રાંતોમાં ભળવા મંડ્યા અગર એકમો રચાવા મંડ્યાં ત્યારથી સાલિયાણાંનો પ્રશ્ન લોકોનું ધ્યાન ખેંચી રહ્યા હતો. સમાચાર વચ્ચે એવા પણ આવ્યા હતા કે વડોદરાના ગાયકવાડને ૪૦ લાખનું સાલિયાણું બાંધી આપવામાં આવ્યું છે. પરંતુ એ બધા ધૂમ્મસમાંથી ધૂળ ડમરી દૂર થઇને હવા ચોખ્ખી થઇ ગઇ છે. રાજ્યના ગર્વેન્યુના પ્રથમ લાખના પંદર ટકા, પછીના ચાર લાખ સુધી ૧૦ ટકા અને ૧૦ લાખની આવક પછી સાડા સાત ટકાનું ધોરણ સાલિયાણા તરીકે નક્કી થયું છે. આ નિયમ બધા રાજવીઓ અંગે અનુસરવામાં આવ્યો નથી. કેટલાકમાં અપવાદ રાખવા પડ્યા છે. પરંતુ તે હાલના રાજવીઓના જીવન પૂરતાં છે તેમ વિશેષમાં જણાવાયું છે. વડોદરાના મહારાજાનું સાલિયાણું રૂપિયા ૨૬ લાખ અને ગ્વાલિયરના મહારાજાનું રૂપિયા ૨૫ લાખ નક્કી થયું છે. ઇંદોરના મહારાજાનું પંદર લાખ. નિઝામનું હજી નક્કી નથી થયું.

આ પ્રશ્નની સાથે એક બીજા પ્રશ્નની પણ પાર્લામેન્ટમાં ચર્ચા થઇ. ડો. દેશમુખે, રાજાઓએ પોતાના ખજાનામાં કરોડોની પુરાંત હતી તેને બદલે કેટલાકે સાડા નવ આના જેટલી રકમ સોંપી છે તે વાત સાચી? એમ સવાલ કર્યો. તેના જવાબમાં સરદારશ્રીએ જણાવ્યું કે બધા રાજવીઓ પાસે સરખી પુરાંત હોતી નથી, અને હસાહસમાં એ સવાલ ઊડી ગયો!

દેશી રાજ્યોનો પ્રશ્ન જે રીતે સરદાર પટેલે કુનેહથી ઉકેલ્યો તે બદલ હિંદ તેમનું ઋણી છે. દેશમાં જે અનેક જુદા સીમાડા હતા તે ભૂંસાઇને હિંદમાં એકતા સધાઇ તે એક શાંતિને માર્ગે થયેલી ક્રાન્તિ જ ગણાય. જે જમાનામાં માણસ જીવતો હોય છે તેના બનાવોમાં એને સ્વાભાવિક ઓછો ચમત્કાર લાગે છે, અને એથી નાના ભૂતકાળના પ્રસંગોમાં એ વિશેષ ચમત્કાર જુએ છે. બાકી હિંદમાંથી પાકિસ્તાનનું અંગ છેદન થયા છતાં જે નવી એકતા સ્થપાઇ એ મોટો ચમત્કાર છે. અને એથી નાને મોટે અંશે આપણે અંજાઇ પણ ગયા છીએ. દેશી-રાજ્યોનો પ્રશ્ન આમ સરળ બની જશે એમ કલ્પના પણ ન હતી. એટલે રાજવીઓએ, અંગ્રેજ સરકારની જેમ જે સમય પારખી ડહાપણ બતાવ્યું તેથી



પ્રજામાં આંખના કણા જેવો બનેલો એ વર્ગ પણ પુનઃ પ્રીતિ સંપાદાન કરી શકયો છે. સરદારશ્રીએ પણ એ ત્યાગ બદલ એમને સારું ગૌરવ આપ્યું.

આમ છતાં સ્વાધીન હિંદમાં રાજાઓને મોટાં સાલિયાણાં મળે, પ્રજાના પૈસાએ એ અમનચમન ઉડાવે એ સહી લેવા પ્રજા તૈયાર નથી આજે ઘડીભર પ્રજા અંજાઇ ગઇ હોય અને તે સામે વિરોધ ન ઉઠાવે તે બનવાજોગ છે. પણ એકાદ બે વરસમાં જ્યાં બધું રાગે પડી જશે ત્યાં આવાં લાખોનાં સાલિયાણાં આંખના કણાની જેમ ખૂંચશે. અંગ્રેજી સરકાર જેટલી સત્તા તો કોઇ રાજાની ન હતી ને ! છતાં એ પૂછડું ખંખેરીને ચાલી ગઇ. અને કંઇ સાલિયાણું તો નહિ, પણ ગ્રેચ્યુઇટી પણ પ્રજાએ આપી નથી ! જો એવડી મોટી સલ્તનત સાથે તા-૧૫ ઓગસ્ટ '૪૭ના રોજ જમા ઉધારના સરવાળા સરખા કર્યા તો રાજાઓ કેવળ આ દેશના વતની છે માટે જ એમનો આવડો મોટો બોજો પ્રજા ઉપર નાખવાનો ? રાજ્ય તો અંગ્રેજી સલ્તનતે તલવારના જોરે લીધું હતું., અહીંના રાજાઓએ પણ એ તાકાતે લીધું હતું કોઇની કંઇ ઈશ્વરદત્ત ભેટ ન હતી. વળી અંગ્રેજી સલ્તનત ૧૫૦ વર્ષ જૂની હતી અને આ એથી જૂના છે માટે એવા હકના અધિકારી છે ? જે મૂળને લીધે આ રાજાશાહી જીવી રહી હતી, તે મૂળ કપાતા પહેલાં એક પણ રાજાએ લોકશાસનનો આદર્શ સ્વીકારી સત્તા પ્રજાને સોંપવાની દેશભકિત બતાવી નથી. ન મળ્યે બાવો બ્રહ્મચારી થાય તેમ સંજોગોને આધિન એમણે સત્તા છોડી છે. પ્રજાનું લોહી રેડાવ્યા વગર એમણે જે ડહાપણ બતાવ્યું છે તે બદલ એમનો મોભો અને ગૌરવ જળવાય તેમ પ્રાંતોના ગવર્નરોના ધોરણે એમનાં સાલિયાણાં બંધાય એ જ લોકશાસનમાં શોભે. બાકી ૨૦, ૨૫ લાખ જેવા સાલિયાણાં એ રાજાઓના જીવનાં સુધી તો શું પણ દસ વર્ષ સુધી પણ પ્રજા નભાવી લેશે કે કેમ એ શંકા છે.

**અમદાવાદની મ્યુનિ.ની ચૂંટણી**

અમદાવાદની મ્યુનિ. ની ચૂંટણીમાં કોંગ્રેસે ૬૪ બેઠકોમાંથી ૬૨ કબજે કરી છે, એ રીતે કોંગ્રેસનો ક્યારે ય નિજય નહોતો થયો તેવો જવલંત વિજય થયો છે મુસ્લીમ બેઠકો પણ એણે આ વખતે પ્રથમ વખત કબજે કરી છે. વળી ક્યારે ય જેટલા હરિફો નહિ ઊભા રહ્યા હોય તેટલા હરિફો આ ચૂંટણીમાં હતા. વળી પક્ષ તરીકે. કોંગ્રેસમાંથી છૂટો થયેલો સમાજવાદી પક્ષ, કે જે એક કોંગ્રેસના નાનાભાઇ જેવો છે, તે પણ સામે ઊભો રહ્યો હતો. વળી પ્રજામાં કોંગ્રેસના વહીવટ સામે કયારે ય જેટલો કચવાટ નહોતો એટલો આ વખતે હતો. ઉપરાંત કોંગ્રેસે ઊભા કરેલા ઉમેદવારો એટલા સામાન્ય હતા કે શહેરનો વહીવટ કરવા માટે એમના કરતાં ચડે એવા હરિફ ઉમેદવારો હતા એમ લાગતું હતું. અને છતાં કોંગ્રેસ જીતી, કયારે ય નહોતી કબજે કરી, એટલી બેઠકો કબજે કરી.

આ ચુકાદા ઉપરથી એક વાત ચોખ્ખી થઇ કે કોંગ્રેસ સામે પ્રજાને ભલે અસંતોષ હોય, ફરિયાદ કરવાનું કારણ હોય, પરંતુ વિરોધ નથી. પરંતુ આ તો પરિણામ ઉપરથી, ન્યાયધીશ કેસમાં પડેલી જુબાની ઉપરથી ન્યાય તોળે એવું કહેવાય. બાકી એમાં ઊંડા ઊતરતાં કોંગ્રેસની જીત પાછળ કોંગ્રેસની હાર છે કોંગ્રેસ એના ધ્યેયમાં નીચે ઊતરીને એક રાજદ્વારી સંસ્થાની સપાટી ઉપર ચોખ્ખી રીતે આવી છે. લોકશાસનમાં રાજદ્વારી સંસ્થાઓ ચૂંટણી જંગ જીતવા ધ્યેયને નેવે મૂકીને જીત માટે ગમે તેવા સાધનોનો ઉપયોગ કરે છે તેવાં સાધનોનો કોંગ્રેસે ઉપયોગ કરવો શરૂ કર્યો છે એમ દેખાઇ આવે છે.

જે કોંગ્રેસના પ્રતિનિધિઓ ચૂંટયા તેમાં એણે સેવાભાવ, લાયકાત કે કોંગ્રેસના ધ્યેયને નેવે મૂકયાં, અને ચૂંટણીમાં જીતવાને દૃષ્ટિમાં રાખી લીગી મુસ્લીમને સોડમાં લીધો, કાળા બજારિયાને સોડમાં લીધો, મ્યુનિ એટલે શું તે ન સમજે તેવા અભણ મજૂરને સોડમાં લીધો, નાતજાત નાબૂદ કરવાની વાત કરનાર કોંગ્રેસે એ રૂઢિનો પણ ઉપયોગ કર્યો. ટૂંકમાં, જે વોર્ડમાં જેનું સામાન્ય જોર હોય અને





જે હાજી હા કરે એવો હોય તેને પોતાના પ્રતિનિધિ તરીકે જાહેર કર્યો. અને ચૂંટણીમાં શ્રદ્ધાળુ પ્રજાને સમ દીધા બાપુના, જવાહરના અને સરદારના. ધર્મના સૂત્રોને બ્રાહ્મણો પોતાના સ્વાર્થ પ્રમાણે અંધશ્રદ્ધાળુને ઠગવા ઉપયોગ કરતા તેમ નેતાઓનાં સૂત્રોનો ઉપયોગ કર્યો. કોંગ્રેસ ડૂબશે તો દેશ ડૂબશે એમ પંડિત નેહરુનું કયા મુદ્દાને ઉદ્દેશીને વાક્ય હશે તે અમદાવાદ મ્યુનિ. ચૂંટણીને લાગુ કર્યું !

કોંગ્રેસ જીતી એનો કંઇ અફસોસ નથી. એ હારશે એમ કોઇ માનતું ન હતું. પરંતુ એને જે જંગી બહુમતી મળી તેથી રાજાશાહી જેવી એક હથ્થુ સત્તા એને મળી ગઇ. તેમાં ય મોટા ભાગના સભ્યો વહીવટમાં ન સમજે તેવા આંગળી ઊંચી કરનારા ચૂંટાયા, એટલે એકહથ્થુ વહીવટ સરમુખત્યારશાહીમાં પરિણમે તો નવાઇ નહિ. પ્રજાનો મોટો વર્ગ અભણ છે, મતની જવાબદારી સમજે એવો નથી, એ દશામાં જે પરિણામ આવવું જોઇએ તે આવ્યું, તેનો બોધપાઠ પ્રજાને નવો વહીવટ પૂરો પાડશે, અને એ નવા વહીવટમાંથી પ્રજા કંઇ શીખશે તો ભાવિ ચૂંટણી ઉપર અસર થશે. પરંતુ એ દૂરની વાત આજે કરવી નકામી છે, આજે તો અમદાવાદનો વહીવટ પ્રજાએ એકહથ્થુ સત્તા તરીકે કોંગ્રેસને સોંપી પોતાનાં કાંડાં કાપી આપ્યાં છે–એથી લોકોને પસ્તાવું ન પડે તેવો કારોબાર કોંગ્રેસ પક્ષ કરી બતાવશે ?

## સ્વ. મેઘાણીની બીજી સંવત્સરી

તા. ૯ ૩ ૪૯ ના રોજ સ્વ. મેઘાણીને સદ્ગત થયાં બે વર્ષ પૂરાં થશે. સ્વ. મેઘાણીનું સ્થાન ગુજરાતી સાહિત્યમાં અજોડ છે. લોકસાહિત્યની એમની સેવા આજના કરતાં પણ ભવિષ્યમાં કીમતી થઇ પડશે. પ્રભુએ એને કલમ આપી હતી, હૈયું આપ્યું હતું અને કંઠ પણ આપ્યો હતો. એણે પણ જાતને નિચોવીને એ શકિતનો બને એટલો ઉપયોગ કરી સાહિત્યની અનોખી સેવા કરી છે. ગુજરાતે પણ એની કદર જીવતાં જ કરી છે. પૈસાથી નહિ, પણ પ્રેમથી. મેઘાણીનું નામ પડતાં વેપારી અમદાવાદ કે પંચરંગી મુંબઇના સભાહોલ ઉભરાઇ જતા. એના મૃત્યુથી સાહિત્યકારોએ જ નહિ પણ પ્રજાએ પણ શોક અનુભવ્યો છે. અને એ પ્રસંગે બતાવી આપ્યું હતું કે કોઇ સાહિત્યકાર કરતાં મેઘાણીનું સ્થાન જનહૃદયમાં વિશેષ હતું—છે.

પરંતુ આ બધી ગઇ કાલની વાતો થઇ. એને ગયે બે વરસ વહી ગયાં. અને દુઃખનું ઓસડ દહાડા એમ એમના અકાળ અવસાનનો આઘાત પ્રજામાં શમી ગયો છે. બાપુ જેવા સંતના કરુણ મૃત્યુનો આઘાત પણ કાળે શમાવી દીધો છે. અને કુદરતમાં એ શકિત ન હોય તો જગત ચાલે પણ કેમ ? એટલે પ્રજા સ્વ. મેઘાણીનો મૃત્યુશોક કરતી નથી એનો કંઇ અફસોસ નથી એવી ઇચ્છા પણ નથી. પરંતુ એની સેવાનું ગુજરાત કોઇ રીતે ઋણ ન ચૂકવે તો ગુજરાતને પોતાને માટે લાંછન છે. ગુજરાત સાહિત્ય સભાએ સ્મારક ફંડની યોજના કરી હતી તેનું પછી શું થયું તે જાહેરની જાણમાં નથી. કદાચ સ્વ. નાનાલાલના સ્મારકના ફંડના જે હાલ થયા તે એના થયા હોય તો નવાઇ નહિ: અમને લાગે છે કે આવાં કામ ગુજરાત વિદ્યાસભા જેવી સંસ્થા માથે લે એ વધુ જરૂરી છે. એ પોતે કેટલું કરે એમ કહી એ જો કાઢી નાખશે તો બીજું કોણ કરશે ?

આ સાથે બીજો પણ વિચાર આવે છે. સાહિત્યકારો એ કોઇ પ્રદેશની સીમાના નથી, સમગ્ર ગુજરાતના જ છે. એ રીતે એની જવાબદારી ગુજરાતી છે જ, છતાં સ્વર્ગસ્થે સોરઠનું જે વ્યકિતત્વ પ્રજા આગળ ઉજ્જવળ રીતે રજૂ કર્યું છે, જેણે સોરઠને ખોળે જ જીવવાનું અને મરવાનું લહાણુ માણ્યું, એ સૌરાષ્ટ્રની એ રીતે આમાં વિશેષ જવાબદારી રહે છે. સૌરાષ્ટ્ર આજે અખંડ થયું છે. પ્રજાકીય સરકારના હાથમાં સત્તાનાં સૂત્રો છે. એટલે પ્રજા અને સરકાર જુદાં રહ્યાં નથી, બંનેની સંયુકત જવાબદારી છે. એટલે સૌરાષ્ટ્ર સરકાર એના સોરઠી સાહિત્યકાર માટે આ દિશામાં ગુજરાતને માર્ગદર્શન આપે, પહેલ કરે અને બીજાની મદદ માગે તો સ્વ. મેઘાણીનું એની સેવાને અનુરૂપ

સારું સ્મારક સહેજે બની શકે.

## ગુજરાત વિદ્યાસભાનો શતાબ્દિ મહોત્સવ

તા. ૧૨ ફેબ્રુઆરીના રોજ પ્રેમાભાઇ હૉલમાં, પંડિત જવાહરલાલ નહેરુને પ્રમુખપદે ગુજરાત વિદ્યાસભાનો શતાબ્દિ મહોત્સવ ઉજવાયો. પ્રમાણમાં નાનો દેખાતો એ પ્રસંગ ઘણી ઘણી રીતે મહત્ત્વનો છે. ગુજરાત વેપાર પ્રધાન છે. વિદ્યાની ઉપાસનામાં ગુજરાત બીજા પ્રાંત કરતાં પાછળ પણ છે - છતાં પંડિત નહેરુએ કહ્યું કે હિંદી પ્રાંતોમાં આવી સો વર્ષ જૂની સંસ્થા હોય તેનો મને ખ્યાલ નથી! એટલે ગુજરાતની પ્રજા ભલે વેપાર પ્રધાન હોય પણ વિદ્યાની કિંમત સમજવામાં એ પાછળ નથી. વળી એવી સો વર્ષ જૂની સંસ્થા વેપારીઓના ગઢ ગણાતા અમદાવાદમાં છે. આ સંસ્થા ઇ. સ. ૧૮૪૮ના ડિસેમ્બરની ૨૬મી તારીખે કર્નલ અલેકઝાન્ડર કિન્લોક ફૉર્બસના હસ્તે સ્થપાઇ હતી. આમ જ્યારે નવી કેળવણીની ઉષા ય દેશમાં નહોતી ઊગી ત્યારે આ સભાની સ્થાપના થઇ હતી. અને એનો ઉદ્દેશ એટલો ઊંચો હતો કે આજે ય તે એટલો જ જરૂરી છે. 'ગુજરાતી ભાષા સાહિત્યનો ઉત્કર્ષ કરવો, ઉપયોગી જ્ઞાનનો પ્રચાર કરવો અને સામાન્ય રીતે કેળવણીની વૃદ્ધિ કરવી.'

એટલે એ ઉદ્દેશને લક્ષમાં રાખી આ સંસ્થામાં વિદ્યાના વિસ્તારમાં જે સમયે જેની જરૂર તેને ભાસી તેને અનુરૂપ એણે કાર્યક્રમ ઉપાડી લીધો છે. શરૂઆતમાં આઠ પ્રકારનો કાર્યક્રમ હતો. (૧) વર્તમાનપત્રનું પ્રકાશન (૨) પુસ્તકાલયની સ્થાપના (૩) ગુજરાતી કોશ માટે શબ્દસંગ્રહ (૪) હાથપ્રતોનો સંગ્રહ (૫) છોકરા-છોકરીની એકત્રશાળા (૬) શાળોપયોગી પુસ્તકોનું પ્રકાશન (૭) નવાં પુસ્તકો રચાવવાની યોજના અને (૮) વિદ્યાર્થીઓને ઉત્તેજન. અને આ કામ જેમ જેમ બીજી સંસ્થાઓ દ્વારા થવા માંડયું તેમ તેમ એણે નવી નવી પ્રવૃત્તિ શરૂ કરી. એની છેલ્લે છેલ્લી પ્રવૃત્તિઓ જોઇએ તો આજે સરકારે ગુજરાત વિશ્વવિદ્યાલય સ્થાપવા માટે જે કમિટીની રચના કરી છે તેનો પાયો '૪૪નાં' વિદ્યાસભાએ રચ્યો હતો. એવી પ્રથમ કમિટી રચવાનું માન વિદ્યાસભાને છે. દેશમાં કેળવણી વધતાં, લોકશાસન સ્થપાતાં વર્તમાનપત્રો અગત્યનું સ્થાન લેતાં જાય છે એ ધ્યાનમાં લેઇ ગઇ સાલ વિદ્યાસભાએ વૃત્તવિવેચન અંગે જે અભ્યાસક્રમ શરૂ કર્યો છે, તે એની જમાના પ્રમાણે નવાં કામ ઉપાડવાની તત્પરતા બતાવે છે વળી છેલ્લે 'બુદ્ધિપ્રકાશ'ને ત્રૈમાસિકમાંથી માસિક બનાવી, મોટા વર્ગને સ્પર્શે એ રીતે જે અભ્યાસયુક્ત લેખન પીરસવા માંડયું છે એ પણ એની જાગૃતિનો છેલ્લો પુરાવો છે. આ ઉપરાંત અભ્યાસપૂર્ણ અને વિદ્વદ્ભોગ્ય જે પ્રકાશનો એણે ગુજરાતી સાહિત્યમાં મૂકયાં છે એ એની કીમતી મૂડી છે. આ સિવાય એના બીજાં નાના મોટાં સારાં કાર્યો છે.

પરંતુ જે એકાદ બે બાબત હાલ પૂરતી અમને સૂઝે છે તે તો એ કે ગુજરાત વિશ્વવિદ્યાલય સ્થપાતાં એનું અમુક કામ તો ઓછું થશે. આજે ચાલતા એમ. એ. ના અભ્યાસયુકત વર્ગો ચલાવવાની જવાબદારી ગુજરાત યુનિ.ની થઇ પડશે, અને તે કામ એને સોંપવુ જોઇએ એ લેશે પણ ખરી. પરંતુ નવા સર્જાતા સાહિત્યનું અભ્યાસયુકત વિવેચન કરવાનું, એને પુરસ્કારવાનું કામ આજે એકાદ સદ્ધર સંસ્થાએ ઉપાડવાનો વખત પાકી ગયો છે, અને તેની જવાબદારી લેઇને અદા કરી શકે તેવી સદ્ધર સંસ્થા ગુજરાત વિદ્યાસભા લાગે છે. આજે જેમ સર્જન વધ્યું છે તેમ વિવેચન પણ વધ્યું છે. દૈનિકપત્રો પણ એ અંગે પાનુ ચલાવતાં હોય છે. પરંતુ જે તટસ્થતાથી અને અભ્યાસયુકત વિવેચન થવું જોઇએ, પ્રજાસમક્ષ સળંગ રીતે મૂકાવું જોઇએ, તે કામ વર્તમાનપત્રોની મર્યાદા બહારનું જ. ગુજરાત સાહિત્ય સભાએ આ દિશામાં ઘણી સારી સેવા કરી છે. પરંતુ હમણાંની એનામાં જે શિથિલતા આવી છે તે જોતાં લાગે છે કે આ કામ કોઇ સ્થાયી વિદ્વાનો લઇને બેઠેલી સંસ્થા કરે તો જ નિયમિતતા જળવાઇ રહે. ગુજરાત સાહિત્ય સભાની મુશ્કેલીઓ અને મર્યાદાઓ સમજાય તેવી છે એટલે એની જ જવાબદારી છે એમ માની એ કાર્ય પ્રત્યે ઉદાસી-





નતા સેવાવી ન જોઇએ. વળી વર્ષ દરમિયાન જે પુસ્તકો એનાં વિભાગમાં શ્રેષ્ઠ ઠરે તેને પુરસ્કૃત કરવાનું કામ પણ તેણે ઉપાડી લેવું જોઇએ. અને તે માટે જુદા જુદા સન્માનિત સાહિત્યકારોના નામ સાથે એ પુરસ્કારનું નામ જોડવું જોઇએ--જેમકે, કાવ્ય ક્ષેત્રે નાનાલાલ, નવલકથા ક્ષેત્રે ગોવર્ધનરામ, લોકસાહિત્યક્ષેત્રે મેઘાણી વગેરે. આશા રાખીએ કે વિદ્યાસભાના કાર્યકર્તાઓ નવા કાર્યનો વિચાર કરે ત્યારે આ ઉપર યોગ્ય વિચાર કરશે.

## ખ્રિસ્તી મિશન શાળાઓ

તા. ૯ મી ફેબ્રુઆરીના રોજ પછાત વર્ગોનું દફતર સંભાળતા મુંબઇ પ્રાંતના પ્રધાન શ્રી તપાસે ગુજરાતની ઊડતી મુલાકાતે આવ્યા હતા. તે વખતે ખ્રિસ્તી મિશનની શાળાઓ અંગે ચર્ચા થવા પામી હતી. હિંદમાં જે જે પરદેશી સત્તા આવી એણે પોતાનો ધર્મ ફેલાવવા પ્રયત્ન કર્યો છે. એ રીતે અંગ્રેજી અમલ દરમિયાન ખ્રિસ્તી મિશનરીઓએ દેશમાં ઠેર ઠેર થાણાં નાખ્યાં. અને મુસલમાનોની જેમ વધે મારીને નહિ પણ ગોળ મારીને એમણે ધર્મપ્રચાર શરૂ કર્યો. જે વર્ગને હિંદુ સમાજે અછૂત કર્યો હતો તેમાં પગપેસારો કર્યો, એની આર્થિક હાલતનો, એની અજ્ઞાત હાલતનો અને એની અછૂત હાલતનો લાભ લેઇ એ ધર્મપ્રચાર શરૂ થયો. આ દેશમાં શાળાઓ હતી નહિ, સરકાર કેળવણી આપવા બંધાઇ ન હતી, અને જ્યાં સગવડ હતી ત્યાં ય અછૂતોને માટે દરવાજા બંધ હતા. એટલે આ મિશનરીઓએ ધર્મવટાળના પાયામાં કેળવણીની શાળાઓ સ્થાપી, નોકરીઓ આપવાની સગવડ કરી અને દવા માટે દવાખાના શરૂ કર્યા. મિશનરીઓના સેવાભાવ માટે બેમત નથી, પોતાના ધર્મના ફેલાવા માટે જંગલોમાં અને જંગલી પ્રજામાં જઇ એણે જે કામ કર્યું છે તે માટે માથું નમે છે. પરંતુ એ પાછળ કેવળ માનવતા ન હતી, પોતાના ધર્મપ્રચારની વૃત્તિ હતી. અને એટલે અંશે એ સેવા ઊણી હતી.

પરંતુ આ તો ભૂતકાળની વાત થઇ જે સત્તાને જોરે એમણે આ થાણાં જમાવ્યાં હતાં તે સત્તા ગઇ હવે શું ? હિંદ તો ધર્મ-જાતિના ભેદભાવ વગર રચાયેલું સર્વ પ્રજાકીય રાજ્ય છે. એમાં જેટલો હિંદુધર્મને અધિકાર છે, એટલો જ ઇસ્લામને, એટલો જ ઇસાઇને. એટલે ધર્મનો પ્રચાર કરવાની મિશનરીઓને છૂટ છે. પણ આજે એમના દ્વારા જે શાળાઓ ચાલે છે અને સરકાર તેને ગ્રાન્ટ આપે છે તે અંગે વિચાર થવાની જરૂર છે. સરકારે રાજ્યમાં ફરજિયાત કેળવણીનું ધ્યેય સ્વીકાર્યું છે અને હરિજનો પણ એ શાળામાં દાખલ થઇ શકે છે. આ સ્થિતિમાં નાના ગામોમાં, જ્યાં સરકારી શાળા હોય ત્યાં ખ્રિસ્તી શાળાઓની જરૂર શી છે ? મિશનરીઓ ચલાવે તે સામે વાંધો નથી, પણ સરકાર એને ગ્રાન્ટ શું કામ આપે ? પ્રજાને કેળવણી આપવાની જવાબદારી સરકારે લીધી છે અને તે રીતે એ શાળા ચલાવે એમાં બાળકોએ જવું જોઇએ. અને ન જવું હોય તેને સરકાર ફરજ ન પાડે એ બરાબર છે, પરંતુ મિશન શાળાને પહેલાં ગ્રાન્ટ મળતી હતી માટે એ ગ્રાન્ટ બંધ ન કરાય એ બરાબર નથી.

આ મુદ્દાના જવાબમાં શ્રી તપાસેએ કહ્યું કે, આપણી સરકાર કોઇ એક ધર્મની નથી, સર્વ ધર્મની છે, એટલે ખ્રિસ્તીશાળાઓની ગ્રાન્ટ બંધ કરી ન શકે. હા, એ જો એના દરવાજા કેવળ ખ્રિસ્તી માટે જ ઉઘાડા રાખે તો તેમ કરી શકાય, પણ તેમણે એ દરવાજા બધા માટે ખુલ્લા મૂકયા છે. પરંતુ આ દલીલ બરાબર નથી. આ શાળાઓ ખ્રિસ્તી છે માટે બંધ કરાવવાનો મુદ્દો નથી. એવી મુસલમાન શાળાઓ હોય કે હિન્દુ હોય, પણ જ્યારે એ ગામમાં સરકારી શાળા હોય ત્યારે એમાં બીજાં બાળકોને સમાવી લઇને વધુ ખર્ચ ન કરવાને બદલે ગ્રાન્ટ આપવાની જરૂર કયાં રહે છે? વળી મિશનરીઓ પોતાના દરવાજા બધા માટે ખુલ્લા મૂકે છતાં બીજાં બાળકો એનો લાભ નથી લેવાનાં એ ઉઘાડું છે. કારણ કે સરકારી શાળા મૂકીને ત્યાં જવાનું શું પ્રયોજન ? વળી સૌથી ઊંડો મુદ્દો તો એ છે કે



આ શાળાઓને ગ્રાન્ટ આપી સરકાર જાણેઅજાણે અસ્પૃશ્યતાને લંબાવે છે. મિશનની શાળા હોય ત્યાં સુધી હરિજનો—ખ્રિસ્તીઓ સરકારી શાળામાં ન આવે, અને ગ્રામપ્રજામાં અસ્પૃશ્યતાનો નિવારણ માટે આ પ્રથમ સ્થાન ન વટાવાય ત્યાં સુધી તેથી આગળ વધવાની વ્યવહારમાં શક્યતા ઓછી છે. એટલે આ શાળાઓને સરકાર ગ્રાન્ટ આપીને ટકાવે તેમાં સર્વધર્મની ભાવનાને પોષણ આપવાને બદલે એક ધર્મ પરત્વે પક્ષપાત થાય છે ,અને સરકાર સર્વધર્મી દેખાવાના પ્રયત્નમાં તટસ્થતા ગુમાવે છે. આ શાળાઓ જતાં મિશનરીઓ નાશી જશે કે પ્રચાર અટકાવી દેશે એમ અમે માનતા નથી. એમનો પ્રચાર ચાલુ રહે એ અંગે પણ અમને વિરોધ નથી. પણ સરકાર તરફથી એ રીતે પોષણ ન મળવું જોઇએ એટલું જ કહેવું છે

**સ્વ. દશરથલાલ જોશી**

ગુજરાત વેપારી છે. વિદ્યાભ્યાસંગ ઓછો હોવાનું તેના ઉપર આળ છે. છતાં અમુક વર્ગ ભલે નાના પ્રમાણમાં, પણ વિદ્યાવ્યાસંગી છે. અને એમાં વિલેપારલેમાં વસતા, અને તા. ૨૫-૧-૪૯ ના રોજ સ્વર્ગવાસી થયા તે સ્વ. દશરથલાલ જોશીનો સમાવેશ થાય છે. એમ તો ગુજરાતમાં બીજા પણ વિદ્યાસંગી છે, પરંતુ સ્વર્ગસ્થ તો પોતે જેટલા વ્યાસંગી હતા તેટલા બીજાને કરવાના મતના હતા. અને એ માટે એમણે જિંદગીનાં છેલ્લાં ૨૫ વર્ષ અને જીવનની આખી કમાણી ખર્ચી નાખી. છેલ્લે છેલ્લે અતિ મોંઘવારીમાં જ્યારે પૈસા ખૂટ્યા ત્યારે પત્નીનાં ઘરેણાં વેચ્યાં, અને એથી ય ન પત્યું ત્યારે ચાની ટેવ છોડી એ ખર્ચની છેલ્લી આહૂતિ આપી!

વિલેપારલેમાં સ્વર્ગસ્થનું રહેઠાણ, લીબર્ટી લોજ, એ છેલ્લા પચીસ વર્ષથી જાહેર પુસ્તકાલય અને વાચનાલય બની રહ્યું હતું. અને એ પુસ્તકાલય અને વાંચનાલયમાં સૌને સ્વતંત્રતા. પુસ્તક કે ચોપાનિયું લેઇ જનારનું નામઠામ પણ નોંધવાનું નહિ. પરત કરે તોય ઠીક, ન કરે તોય ઠીક! એની કોઇ ઉઘરાણી કરનાર નહિ તેમ જ એ દેવું ન વાળનારને કદી ન ધીરવું એવું પણ નહિ! અને આ પુસ્તકો-પત્રો એટલે સામાન્ય ચોપડીઓ નહિ. અભ્યાસયુક્ત ગ્રંથો, અપ્રાપ્ય ગ્રંથો! અને છતાં આ ઉડાઉગીરી એવાં પુસ્તકોની પૂરી કિંમત સમજતા અભ્યાસનિષ્ઠ પુરુષના હાથે! વહાલથી ઉછેરેલી કન્યાને પારકું ધનમાંની જેમ માબાપ એને સાસરે વિદાય થવાની શોક કરતાં નથી, તેમ સ્વર્ગસ્થે પુસ્તકને પણ પારકું ધન માની સાસરે વળાવવામાં ક્યારે ય શોક કર્યો નથી.

ગુજરાતમાં વેપારીઓ ઘણાં છે, અભ્યાસીઓ પણ છે, પરંતુ એકપણ વ્યક્તિમાં વેપારી અને અભ્યાસીનું આવું સંયોગીકરણ થયું જોવામાં આવ્યું નથી. યુવાવસ્થામાં બિલ્ડીંગ કોંટ્રાક્ટરનો ધંધો કરી પૈસા કમાયા. એ કમાવામાં બ્રહ્મદેશ, બંગાળ, વગેરે પ્રાંતોમાં વસવાટ કર્યો. એ કમાણી સાથે સાથે જ જ્ઞાનની પણ કમાણી કરતા ગયા. શાળાનો અભ્યાસ તો પાંચ-છ અંગ્રેજી હતો. પરંતુ જાત અનુભવથી જે પ્રાંતમાં વસ્યા તે ભાષા શીખ્યા, અંગ્રેજી અને સંસ્કૃતનું ઊંડું જ્ઞાન મેળવ્યું અને આમ પૈસો અને જ્ઞાનની કમાણી કરી ધંધામાંથી નિવૃત્તિ લેઇ જ્ઞાન-પુસ્તકોનું સદાવ્રત માંડ્યું. એમના લીબર્ટી લોજને પુસ્તકાલય નામ આપવા કરતાં સદાવ્રતક્ષેત્ર નામ વિશેષ યુક્ત ગણાય. અને આમ એમણે પુસ્તકોનો જુગાર શરૂ કર્યો એટલે પુસ્તક પચાવવાની વૃત્તિવાળી પ્રજામાં ધન ક્યાં સુધી પહોંચે? ને તેમાં ય આવી લડાઇની મોંઘવારી. એટલે ધન ખૂટ્યું. પણ એક વખત સદાવ્રત લેઇને બેઠેલા એ જુગારીએ જુગાર રમવો બંધ ન કર્યો. સ્વ. હાજી મહંમદે 'વીસમી સદી' શરૂ કરીને જે આર્થિક ખુવારી વેઠી, તેવી જ ખુવારી સ્વર્ગસ્થે પુસ્તકાલય અને વાચનાલય ચલાવી વેઠી. એ ખુવારીથી ગુજરાતમા કેટલાય પાવન થયા છે એ જ એમની મોટી કમાણી છે. વેપારી ગુજરાતમાં આવા સપૂતો પાકે છે, એક ખૂણે મૂગા મૂગા ચોમેર પોતાની સુવાસ ફેલાવી જાય છે, અને ફૂલની જેમ કરમાઇ જાય છે, એ જ સાચી મોટાઇ છે. સ્વર્ગસ્થની એમના કર્મથી સદ્‌ગતિ થશે, પણ આપણે એમના જીવનમાંથી કંઇ કમાણી કરીએ એ જ મહેચ્છા.

म–कवि

એક વખત એવું બન્યું કે એક ઇન્સ્પેકટર સાહેબ નિશાળ તપાસવા ગયા. નિશાળમાં નાનકડાં ભૂલકાં, એમની દક્ષિણી સાફા આકારની પાઘડી જોવામાં તલ્લીન બન્યાં હતાં, પણ એ તો આવ્યા હતા પરીક્ષા લેવા, એટલે એક પછી એક સવાલ પૂછવા માંડયા.

નવા સવા હતા એટલે પોતાની સવાલ પૂછવાની હોશિયારીનું પ્રદર્શન પણ કરતા જતા હતા. કદાચ પ્રદર્શન કરવા માટે જ સવાલો પૂછી રહ્યા હતા. એવા અટપટા સવાલો મૂકે કે માસ્તર સાહેબો કૃત્રિમ આશ્ચર્ય ભરેલી હાસ્યરેખાથી સાહેબની સામે જોઇ રહે–જાણે એમ બતાવવા માગતા હોય કે ઓહો સાહેબ! આપની તો કાંઇ તીક્ષ્ણ–વેધક બુદ્ધિ છે!

છોકરાં નાનાં અણઘડ. થોથરાય, એટલે સાહેબ એમના પ્રત્યે મહેરબાનીની ભરેલું હસે અને કૃત્રિમ પ્રેમ બતાવતા એમના વાંસામાં ઉત્તેજનનો હાથ પણ ફેરવે! સાહેબ તો એમ ને એમ એક પછી એક વિદ્યાર્થીને માંડયા તપાસવા.

પણ એક ઠેકાણે આશ્ચર્ય થયું.

એક વિદ્યાર્થી પાસે આવ્યા; અને પૂછયું: અલ્યા તારું નામ શું?"

વિદ્યાર્થી હતો નાનો. થોથરાયો. એની માએ એને ઢીબતાં ઢીબતાં જે નામ આપ્યું હશે એ જ બોલી ગયો.

'સાહેબ મારું નામ-મારું નામ-સાહેબ! મને મારી માએ તો "નનૈયો" કહ્યો છે!'

સાહેબે એને ફરીને પૂછયું 'પણ તારું ખરું નામ શું?'

'મારું નામ સા'બ! નનૈયો જ હશે!'

'નનૈયો! એ તે કાંઇ નામ છે?'

'હા સા'બ! નનૈયો. મા મને આ વાતની ને તે વાતની હમેશાં "ના" પાડે છે. એટલી બધી 'ના' મેં સાંભળી છે કે મારું નામ મને "નનૈયો" હોય તેમ લાગે છે! મારું બીજું કોઇ-નામ મને યાદ રહ્યું નથી! ગમે તે વાત પૂછું કે 'ના' રમવા જાઉં? કે 'ના'. વાંચુ કે 'ના'. એટલે હું 'નનૈયો'. આ સાંભળીને સૌ મોટેથી હસી પડયા. છોકરો હંમેશાં એટલા બધા નન્ના સાંભળ્યા કરતો હતો કે એ પોતાનું નામ પણ ભૂલી ગયો હતો. એને લાગતું હતું કે એનું નામ જ નનૈયો!

ત્યારે આ આપણી અત્યારની સ્થિતિ એ છોકરાને ઢીબતી માના જેવી થતી જાય છે! સાહેબ! વેપાર કરીએ કે ના. ઘર બંધાવીએ કે ના. ભાડે આપીએ કે ના. ભાડે ન આપીએ કે ના. રોટલા ખાઇને ઘેર બેઠા રહીએ કે ના. દુકાન ઉઘાડી રાખીએ કે ના. દુકાન બંધ રાખીએ કે ના. કામ વધારે કરીએ કે ના. કામ ઓછું કરીએ કે ના. ના, ના ને ના. એટલી બધી આંટીઘૂંટી આ એક વિચિત્ર 'ના' માં ભરાવા માંડી છે કે વહેલે મોડે આ સરકારનું નામ જ કોક વાંકદેખો 'નનૈયા સરકાર' પાડી દે તો નવાઇ નહિ! પોતાના ઘરનાં રોટલા દાળ ખાઇને આ દુકાનદારો રાતે આઠ વાગે ફાફડા ને ચટણી ખાતા ખાતા દુકાનો ઉઘાડી રાખતા, ને વીજળી બાળ્યા કરતા, પણ એમાં પ્રજાશકિતનો કેટલો બધો હ્રાસ થતો હતો એ તો જાણનારા જાણે! માયાળુ માબાપ જેવી પ્રેમભરી દષ્ટિ હોય તો જ આ ખૂણાખાંચરામાં ચાલી જતી વાસીદામાં સાંગેલા જેવી વાત ઉપર નજર પડે. બાકી બીજાને શું? આ ઓટીવાર અંગ્રેજ હતો, પણ એને કોઇ દી' ખબર પડી કે આ ફાફડા ચટણી ખાઇ ખાઇને જ લડાયક ખમીરની હરરાજી બોલી ગઈ છે? એ તો આ નનૈયા સરકારે તરત શોધી કાઢ્યું કે ફાફડા અટકાવો નહિતર આટલા રેશનમાં હવે ચણાને પણ ઉમેરવા પડશે! વાહ રે! મારી નનૈયા સરકાર! હું કહું છું તારી માએ તને જ જણી છે! આટલી બધી ઝીણવટ તો સગી મા છોકરાંની સંભાળમાં લ્યે અને બતાવે તો ભલે. બાકી બીજા કોઇની તો તાકાત નથી કે આટલી બધી સંભાળ લ્યે! આને તો 'સરકાર'. નામ વેદિયા હોય એ આપે. હું તો સગી મા જ કહું!



મેં તો હંમેશાં એક લાખ ગાયત્રી મંત્ર ભણવા માંડયાં છે કે 'હે ભગવાન! મને આવતા સાત જનમારા સુધી આવા જ ઝીણવટ ભરેલા વ્યવસ્થિત તંત્રમાં મૂકજે કે સાળું તમામ પ્રકારની નિરાંત તો રહે! અત્યારે કોઇને કાંઇ ઉપાધિ ?

હજી એક બે વાત ઉપર નિયમનની જરૂર રહી છે એ જો કોઇ, આ દયાળુ મુછાળી માના ધ્યાન ઉપર લાવે તો સારું. એક 'કોળિયા ઇન્સ્પેક્ટર'ની જરૂર છે, ઠોળિયા ઇન્સ્પેક્ટરો તો જાણે હાલતાં ને ચાલતાં ઠેબે ચડે છે, પણ હજી કોઇ 'કોળિયા ઇન્સ્પેક્ટર દેખાતો નથી.

સૌ સૌને ઘર આંગણે રેશનના કેટલા કોળિયા માણસો દીધે રાખે છે એની ગણતરીની પણ જરૂર નથી એમ કેમ કહેવાય ? ચોવીસ પચાસ માણસો તો ઠીક, એક માણસ બેઠો બેઠો વધારે ખાઇને શરીર વધારે તો ? રામરાજમાં તો કૂતરું મરવા પડે તો એની ગણતરી પણ થાતી. ત્યારે આ તો માણસ જેવા માણસની વાત છે ? દુકાનનો માલિક ભલે ને પોતે હોય, પણ એ ય માણસ તો છે ના? અને તે પણ સ્વતંત્રરાષ્ટ્રનો ! આઠ સાડા આઠ પછી એ એકલો ઠુંઠા જેવો દુકાનમાં બેઠો રહે ને બીડીનાં ઠુંઠાં ચૂસ્યા કરે એમાં એને ફાયદો કે આઠ સાડા આઠે નવરો થઇને કોઇ હોટલફોટલમાં ચાનો ઉકાળો પીએ એમાં એને ફાયદો ? કે ઘર આંગણે જઇને સૌને પ્રૌઢશિક્ષણ આપવા બેસે એમાં ફાયદો ? એ ફાયદાની ગણતરી જાણતા હોય એ જાણે !

એ મીસ્તર ટીકાખોર ! યાદ રાખજે કે સગીમાના જેટલા હેતથી રાષ્ટ્રની એકે એક વ્યક્તિ સુખી થાય એટલા માટે આ ઝીણવટ છે ! આંહીં કાંઇ હવે અંગરેજનું પોપાંરાજ નથી રહ્યું કે સાળું વાસીદામાં સાંબેલું જાય ને કોઇ ભાવ જ પૂછે નહિ ! આંહીં તો તેલ જો, તેલની ધાર જો તુમાર જો, તુમારનો લાલ લીટો જો, એની રાતી કલગી જો— અને એ ને વેગન મળે નહિ ને વેગન જો—એવી એવી વાતવડાંની વાત છે ! એટલે હે મારા આત્મા ! તું શાંતિ રાખ શાંતિ રાખ ! તારી કોઇ વાત, સર્વોદયની શકિતની બહાર નથી. ને ભગવાન કરશે તો તું પણ વીસ ત્રીસ વર્ષમાં ચીનની પેલી તોતિંગ દીવાલ સુધી લાંબો થઇ જઇશ !

બાકી જેને નાચવું નથી એને તો બધાં ય આંગણાં વાંકાં પડવાનાં ! 'ગોરખ જાગતા નર સેવીએ' એમ તો ગુરૂ ગોરખના આંકમાં પણ આવે છે. અને ઘર, ઘરનો ખૂણો અનાજનો કોળિયો ને દુકાનનો ઓટલો, ફાકડા, ચવાણું, ચેવડો કાગળની ચબરખી અને છેક નાનકડામાં નાનકડી વાત સુધી પહોંચી જાય તો ય તમારે તો નનૈયો ને નનૈયો ! તમારે ગમે તેમ કરીને નનૈયા સરકારની હાંકી વાત ઉથાડી કરવી જ હોય તો તમે જાણો. બાકી આંહીં તો જુઓને, અત્યારે જાણે મોંઘવારીનો આંક કેટલો ગણાય છે ? અરે ! ભલેને ગમે તેટલો ગણાય, મારા ભાઇ ! આમાં ઉત્પાદન વધારવાવાળા મંડશે પછી કોઇ આડો આંક રહેવાનો છે ? એટલા માટે તો ગઇ કાલ સુધી આપણે જેમને ખોડાં ઢોર કહેતા એ ખોડાં ઢોર—આઇ. સી. એસ નો એક મોટો તબેલો બાંધીને આખા દેશમાં એમાંથી પ્રદર્શન માટે મોકલી દેવામાં આવશે ! પછી જોઇ લ્યો ઉત્પાદનનો વધારો. સાળાં ઢોરાં ય પીગળી પીગળીને આવા દેવદર્શને દાણા મૂકવા માંડશે ! બાકી એક નવાઇની વાત તો લાગે છે, કે ગઇ કાલે રેતીમેદાનમાં ખોડાં ઢોરની વાત કરીને આપણા સૌના છબના કૂચા વળી ગયા. આ ખોડાં ઢોર આપણા સૌના કરતાં માળા બળવાન નીકળ્યાં કે શું ? એ માળા હુશિયાર તો ખરા ! અરે દેખરેખ તો એમના બાપની જ !

એ તો હવે જે થાય તે ને પડ પાછા પોબાર જે નીકળે તે, પણ મારું મન તો આજ આકાશે એમ ચડયું છે કે માળું જવાહરલાલ નહેરુ જેવાએ પણ લેખકનું, ભાષાનું, શિક્ષણનું મહત્ત્વ વધાર્યું છે એટલે હવે કાંઇક બેટલા ભેગા બિચારા માસ્તરો થાય તો થાય ! પણ ત્યાં તો નાનાભાઇએ પેલી જૂની પીપૂડી કાઢી છે કે બાપુ ! તમારા વંચા





પવિત્ર છે. એને અભડાવતા નહિ. રોટલા ખાઈને ધંધાને બગાડવાની વાત શિક્ષકો ન કરતા હોય! એમના એવા પવિત્ર ધંધાને તો ઉપવાસની છાયા જ હોય. બાકી તો ગાંધીજીએ પણ કહ્યું છે કે ખાવાની ક્રિયામાં માણસ સૌથી વધારે વરવો દેખાય છે ને એવી ગંદી ક્રિયા તો એકાંતમાં એકલાં કરી લેવાની રહી! એટલે ખાવાની વાત માંડવી એ પણ એક રીતે ગંદી જ વાત છે. એ વાત વિનાની બધી વાત-એકડા વિનાના તમે કહો તેટલાં આપ્યાં-એ આપણને તો ગમે ભાઈ! પણ જમાનાનું બળ તો જુઓ. શાકપાંદડાદિ પર રહેનારા શિક્ષકો એ પણ રોટલાની ગંદી વાત ઉપર આવ્યા ને ખેર સાહેબને આવા નમાલા સવાલ માટે મળવા ગયા! ગીતાજીનો કોઈ ગૂઢાર્થ જાણવા ગયા હોત તો ય આપણને નિરાંત થાત કે કહો ન કહો પણ આ એક વર્ગ હજી ટકી રહ્યો છે. પણ એ વર્ગે ય લાજ છોડી ને રાજ પાસે જવા માંડયું! હરિ! હરિ! હવે મને તો આમાં ક્યાંય આરો દેખાતો નથી!

મને ઘણાં એમ પૂછે છે કે 'પાનગોષ્ઠિ' માં તમે શું કહેવા માગો છો' મેં એમને એક હજાર વખત કહ્યું છે કે ભાઈઓ! હું તો આમાં કાંઈ કહેવા માગતો નથી. કહેવા જેવું હશે તે સમય પોતે જ કહી દેશે! તો વળી તરત બીજો સવાલ મૂકે છે તમારો વાદ કયો? અહીં આપણા દેશમાં અત્યારે તો સૌ વાદોનો એક જ વાદ છે, પૈસાવાદ. કોઈને પૈસા પાછળ મૂકતો મેં તો જોયો નથી. એક અંગ્રેજીમાં લેખક થઈ ગયો છે મેકસનોર્ડો-એવું જો કોઈક આંહીં પાકે તો વાત માળી આકરી થઈ જાય. પણ આંહીં જ્યાં ટોળાં જ હજુ તો ભેગાં થાય-ત્યાં એકદમ એવું તો પુરાણો ટાળનારું માનસ કયાંથી મળે? પણ એક વાત માળી વિચારવા જેવી છે. એક આતવારે આપણે ધારો ઘડીએ ને બીજે છાશવારે એમાં ફેરફાર કરીએ તે આપણે નીરાકેન્દ્રનો તો એ પ્રભાવ નહિ હોય?

બરબાદ જીવન

હું હૃદયની વેદનાનો ભેદ શી રીતે કહું?
આપણું બરબાદ જીવન યાદ આવી જાય છે!

સૌભાદમ આબુવાલા

# પારલાનો પુણ્ય–પુરુષ

સ્નાતક સત્યવ્રત

એમનું નામ શ્રી. દશરથલાલ રણછોડલાલ જોશી. મુંબઇના ઉપનગર વિલેપારલેમાં પશ્ચિમ ભણી જુહૂરોડ ઉપર ''લિબર્ટી લૉજ''માં છેલ્લી પા સદીથી ચતુર્વિધ મૌન-સેવા આપનાર વિરલ વ્યક્તિ! સાચા અર્થમાં તેઓ એક ઉત્કટ સાહિત્ય–સેવી મનોવૈજ્ઞાનિક શિક્ષણ–શાસ્ત્રી, સરસ રાજનીતિ–વિશારદ અને પરમોદાર ધર્મશાસ્ત્રવેત્તા હતા. પણ થોડા જ સાહિત્ય--રસિકોએ જીવતાં તેમનાં મૂલ મૂલવ્યાં છે; એથી યે ઓછા શિક્ષણશાસ્ત્રીઓએ તેમનો પાવન–પરિચય સાધ્યો હશે. અને આંગળીને વેઢે ગણાય તેટલા ધર્મવેત્તાઓ તેમના હૃદયના ઊંડાણને યથાર્થ અર્થમાં માપી શક્યા હશે! કેમકે પોતાના બહુશ્રુતપણાનો ઢંઢેરો તેમને કદી પીટતાં આવડ્યો નહિ. 'બ્રોડકાસ્ટીંગ' ના આ જમાનામાં, સીધી રીતે નહિ તો આડકતરી રીતે પણ તેમણે સ્વપ્રચાર કરી ન જાણ્યો!

છેલ્લી પા સદીથી મરણની અંત ઘડી સુધી તેમના 'લિબર્ટી લૉજ' જેને અમે 'સ્વાતંત્ર્ય-સદન' કહેતા–માં એક સહૃદય, ગૃહસ્થ સંન્યાસીનું એકધારું--સાદું અને નિરાડંબરી; નિઃસ્પૃહી અને ત્યાગમય; સેવાયુક્ત અને સદાચાર સંપન્ન; મિતવ્યયી અને પરોપકારી જીવન જીવી રહ્યા હતા.

તેમના વિશદ અને વિપુલ જ્ઞાનનો લાભ અનેક જિજ્ઞાસુઓને અસ્ખલિત રીતે મળ્યા જ કરતો. તેઓ એક જીવંત જ્ઞાનચક્ર—Living Encyclopedia હતા. તેઓ સ્વસ્થ હોય ત્યારે કે પથારીવશ રુગ્ણ હોય ત્યારે પણ તેઓ પ્રભાની તેજ પ્રગટતી વેળાએ અને સંધ્યાકાળની શાંત સુષમા સમયે, બપોરની ધોમધીખતી ઘડીએ વા રાત્રિની નિરવ શાંતિ પળે પણ-કોઇ જિજ્ઞાસુ, કોઇ શ્રોતા, કોઇ આપ્ત કે સ્નેહીજન, કોઈ અતિથિ આવી ચડ્યો કે તેમની જ્ઞાન–ગંગામાં પૂરની હેલી ચડે. એક પછી બીજો, પછી ત્રીજો એમ વધતાં વધતાં જેમ જેમ સાહિત્ય–ડાયરો જામતો જાય.તેમ તેમ તેમની સંચિત વિચાર–ધારા ઉન્મુક્ત પ્રવાહે વહેવા માંડે! તેમના બહુમૂલા સ્વાધ્યાયની સરવાણીઓ ફૂટવા માંડે અને કોઇ નવો વિચાર, નવું સુભાષિત નૂતન કાર્યપદ્ધતિ તેનું મૂલ ભવ્ય ભારતવર્ષના પ્રાચીન સાહિત્યમાંથી શોધી કાઢી આપણી આર્ય–સંસ્કૃતિના ગૌરવથી તેમને દીપી ઊઠતાં નિહાળી તેમના સાચા બ્રાહ્મણ કર્મ માટે–અધ્યયન અધ્યાપન સમી સર્વશ્રેષ્ઠ જ્ઞાન-યજ્ઞ માટે ભલભલા પંડિતોના માથાં વિનયાવનત બની જતા! એ દૃશ્ય, એ શ્રવણ પણ સત્પાત્રોનો એક અપૂર્વ જીવનલહાવો હતો.

તેમની જ્ઞાન–પરબના પવાતા નીરમાં સ્ત્રી કે પુરુષ; બાળક યા વૃદ્ધ, અજ્ઞાની કે વિશેષજ્ઞ; પંડિત કે પાદરી, કે ભિક્ષુક દસ્તુર કોઇના ભેદ ન હતા. ક્યારેક ધાર્મિક તો ક્યારેક રાજનૈતિક: ક્યારેક સામાજીક તો ક્યારેક સાહિત્યિક વિષયોના ડાયરા જામતા. અને તેમાં સૌ પોતપોતાની શક્તિ પ્રમાણે રસલ્હાણના આદાન–પ્રદાનમાં ભાગીદાર થતા.

રાજા ભોજની વિદ્વત્પરિષદોનાં વર્ણનો તો વાંચ્યા છે, વાચી હર્ષોલ્લાસ અનુભવ્યો છે, પણ આ અકિંચન બ્રાહ્મણની અહર્નિશ જ્ઞાન–વિજ્ઞાન–પરિષદના દૃષ્ટા, શ્રોતા અને અનુમંતા થવામાં તો આત્મપ્રસાદની પરિતૃપ્તિ સારી પેઠે અનેકોએ અનુભવી છે! ભોજને તો રાજા તરીકે કીર્તિનાં પ્રદર્શનો યોજવાનું સંભવી શકે-ત્યારે તો નીચેના શ્લોક માટે એક કવિને લાખ સોના મહોરો મળેલી:—

> यथा यथा भोजयशो विवर्द्धते ।
> सितां त्रिलोकीमिव कर्तुमुद्यतम् ।
> तथा तथा मे हृदयं विदूयते
> प्रियालकालि धवलत्वशङ्कया ॥

અર્થ–ત્રિલોકને ઉજાળતો જેમ જેમ ભોજનો યશ વધે છે તેમ તેમ મારું–કવિનું–હૃદય દુખી થાય છે–રખેને એ ભોજયશની ધવલિમાંથી–કવિપ્રિયાનો કેશકલાપ પણ ઉજ્જ્વલ—સફેદ થઇ જાય! પણ પુરાતન કાળના આ ધરાભાગ પર ભૂલા પડેલા કો આર્ય—મુનિશા દશરથભાઇ તો કીર્તિની વિરતિ વરી ચૂક્યા હતા, ધનને ઉપાર્જન કરવાનું જાણી તેનો સરસ્વતી–સત્ર–સંચાલનમાં સર્વ ત્યાગ કરી પ્રાયઃ





અકિંચનાવસ્થામાં આત્મસંતોષ માણી રહ્યા હતા! તેમનો જ્ઞાન-યોગ નિરપેક્ષ અને નિરૂપમ રહ્યો હતો!

ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, ઇતિહાસ, રાજકારણ, સમાજશાસ્ત્ર, વિજ્ઞાન, સાહિત્ય આદિ વિષયોના દેશ-વિદેશના પુસ્તકો, ભાષ્યો, અનુવાદો, સંસ્કૃત-અંગ્રેજી-ગુજરાતી હિન્દી-મરાઠી આદિ વિવિધ ભાષાઓમાં મંગાવી પોતાનું-લોકોપરાર્થ-પુસ્તકાલય અદ્યતન કર્યું હતું. પુસ્તકાલય સાથે 'સેવા મહેલ' વાચનાલય પણ ઉઘાડી તેમાં દૈનિકો, માસિકો, સાપ્તાહિકો આદિ વસાવી દિનરાતની જ્ઞાન-પરબ બેસાડી હતી. મુંબઇભરના જૂના પુસ્તક વેચનારાઓની દુકાનના બારીક નિરીક્ષણથી માંડી મોટા મોટા પુસ્તક વિક્રેતાઓની દુકાનોનું પરિભ્રમણ તેમનું મનોરંજન હતું!

એવા શ્રી દશરથભાઇ જોશી મૂળ લુણાવાડાના નાગર બ્રાહ્મણ, મેટ્રિક પર્યંતનું શિક્ષણ, તેમનું લગ્ન શ્રીમતી લલિતાબહેન જોડે થયા પછી પ્રથમ પુત્ર-રત્ન સાંપડયું. પણ વિધિને લાગ્યું હશે કે આ બ્રાહ્મણને વળી ક્યારેક પુત્રમોહ થઇ સ્વધર્મ ચૂકે તે ઠીક નહિ એટલે અકાળે એ પુષ્પને ચૂંટી લીધું! ત્યાર બાદ તેમના એકના એક પુત્રી નાનીબેન (સૌ. સરસ્વતીબેન) છે.

આજીવિકોપાર્જન તો નોકરીથી શરૂ કરેલું, પછી ધીરે ધીરે કર્યદક્ષતા, પ્રમાણિકતા અને અધ્યવસાયથી કલકત્તા, કરાંચી, રંગુન આદિમાં ધંધો વ્યાપાર અને છેવટે મુંબઇમાં, ભાગમાં કોન્ટ્રાક્ટરની પેઢી કાઢી. અને તે વખતે વિલેપારલેમાં 'નિબટી' લોજનું મકાન બાંધ્યું. અને એ તેમના પરિવારનું અને પારલાનું સદ્‌ભાગ્ય બન્યું! પણ વ્યવહારની નિષ્ઠુરતા અને સ્નેહીઓના વિશ્વાસઘાતોથી તેમનું હૈયું વિરકત થવા લાગ્યું. સાંસારિક વૈભવથી વિરકત હૈયું જ્ઞાન-વૈભવ તરફ આસકત બનતું ચાલ્યું અને ધીરે ધીરે यज्ञोऽध्ययन दानंच, ब्रह्मकर्म स्वभावजम् ની શાસ્ત્રાજ્ઞાને જીવનમાં ઉતારવા નિશ્ચય કર્યો. જે જ્ઞાન યજ્ઞ, અધ્યયન-મનન અને જ્ઞાન દાન રૂપે જીવનના અંત સુધી ચાલ્યા કર્યું.

આ અદ્‌ભુત જ્ઞાન સત્ર પણ અવ્યાહત રીતે કેવી રીતે ચાલતો? લોકોને ઘેર જઇ જઇ સારા પુસ્તકો વાંચવા આપી આવે; બાળકો-વિદ્યાર્થિ અને વિદ્યાર્થિનીઓને વિષયવાર પુસ્તકોનું માર્ગદર્શન કરાવે કોઇને આર્થિક મદદ પણ કરતા રહે. તેમની વાણીની મધુરતા સમજાવટના સગળતા, દુઃખીઓની કથની સાંભળી દ્રવી પડતી. કારૂણિકતા અને પોતે અગવડ વેઠી બીજાઓને સહાયભૂત થવાની તત્પરતાએ તેમને સર્વના આપ્તજન બનાવ્યા. તેઓ સાચેજ 'અજાત શત્રુ બન્યા. સર્વના માર્ગદર્શક બન્યા. પારલા આવો એક મૂક સેવકને મેળવી ધન્ય બન્યું!

લિબટીલોજ જ્યારે વિલેપારલેમાં બંધાયું ત્યારે પારલા વસવાટની પ્રાથમિક દશામાં હતું. એટલે સ્વાભાવિક રીતે જ આખા વિલેપારલે અને આજુબાજુના સ્થાનોનું તે એક યાત્રાધામ જેવું થઇ પડયું! ત્યાં રાજકીય, સામાજિક સાહિત્યિક તેમ જ ધાર્મિક ચર્ચા, વિવાદો થતા; અસહકારના વિવિધ ફંડફાળાની યોજનાઓ ઘડાતી; અવનવી પ્રવૃત્તિઓના મંગલ મંડાણ થતા. બંગાળના ક્રાંતિકારીઓથી માંડી ગુજરાતના ફરારી કાર્યકર્તાઓ સુદ્ધાં ત્યાં વિશ્રામ પામતા! આશ્રય માગનારને તેમનાથી ના કેમ જ પડાય? એ સ્વાતંત્ર્ય-સદન હતું. એ અતિથિગૃહ હતું-એ ધર્મશાળા હતી અને હતું સર્વ મંગલ પ્રવૃત્તિઓના મૂલ ઉગમ જેવું એક પવિત્ર આશ્રમ! જ્ઞાન પિપાસુઓ, ત્રાસેલાઓ, દીન દુઃખીઓના મદદ અને દિલાસાનું આઠે પહોર જ્યાં ઉન્મુક્તદ્વાર હતું! જ્યાં દેશભક્તિના પવિત્ર પાઠો પઢાવાતા; સેવાના સાચા રાહ બતાવતા અને આત્મશાંતિકર ધર્મચર્ચાઓ થતી!

પારલા અને આજુબાજુ તેમ જ મુંબઇના ઘણાખરા કાર્યકર્તાઓ, લેખકો, ચિંતકો, તંત્રીઓ, વિવેચકો, અને સેવકોની એ પ્રેરણા ભૂમિ હતી! પારલાનાં આ લિબટીલોજની અનોખી ભાત તો તે મકાનના અનોખા વ્યવહારમાં રહેલી છે!

માણસાઇના શિક્ષણની એ તો સરસ શાળા હતી. ત્યાં કદી ભભક ન હતી-સદા સાદાઇની ગરીમા હતી ત્યાં ગર્વ ન હતો, યથા શક્તિ સર્વનો બોજ-





વાચનાલય અનેક અગવડો વેઠી નિભાવતા રહ્યા. પણ આપણા લોકો? સારા સારા માસિકો કે ગ્રંથોમાંથી સુંદર ચિત્રો કાપી જાય; અનેક 'મિસ્ટરો' તેમનાં ગ્રંથાલયના અમૂલ્ય અને અપ્રાપ્ય પુસ્તકો વાંચવા લઇ જાય, તો તે વર્ષો સુધી પાછા ન વાળે! અને કેટલાક તો પાછા વાળવાની કડાકૂટમાં કદી પડતા જ નથી.

એક દિવસ આ લેખક સાથે, એ સંબંધે તેમણે ચર્ચા કરી અને જણાવ્યું કે "લોકો માટે જ મેં પુસ્તકો વગેરે વસાવ્યા છે. તે પાછા ન વાળે તેનું દુ:ખ નથી. પણ દુ:ખ તો એ છે કે તેથી બીજાઓને એ અપ્રાપ્ય પુસ્તકોનો તેટલો લાભ મળતાં અટકી જાય છે. એ આપણા ભાઇઓ ક્યારે સમજશે! મારી ભાવના વ્યક્ત કરે એવું એકાદ સંસ્કૃત વાક્ય આપો જેને હું દરેક પુસ્તક ઉપર motto તરીકે મૂકી શકું"? તેઓ તો મારા વાચન-મનનના સદા પરીક્ષક હતા. પણ મને આ મનોવૈજ્ઞાનિક પરીક્ષા જરા અઘરી લાગી. છેવટે કવિવર કાલિદાસના શાકુંન્તલની એક પંક્તિ યાદ આવી ગઇ. તેને જરા ફેરવી મેં કહ્યું કે:-

अर्थोहि ग्रंथः परकीय एव ।

(કન્યાની પેઠે) ગ્રંથ પણ પારકું ધન છે! એમને એ રુચિ ગયું અને ત્યારથી તેમના બધા પુસ્તકો પર એ ચરણ મોનોગ્રામ સાર્થચિહ્નિત લાગ્યું!

તેમનો કોઇ પંથ ન હતો; કોઇ પક્ષ ન હતો, તેમ ન હતો તેમને કોઇ મતાભિનિવેષ! છતાં કોઇ રાજકીય નેતા યા સાહિત્યસ્વામી પક્ષપાતપૂર્વક કોઇને અન્યાય કરે ત્યારે તેમનો આત્મા પુણ્યપ્રકોપથી પ્રજવલિ ઊઠતો. કવિવર ન્હાનાલાલને સુરતના એક સ્વ. સાક્ષર પ્રોફેસરે કાશીના 'હંસ' માં ઇરાદાપૂર્વક ઉતારી પાડવા એક લેખ હિંદીમાં પ્રકાશિત કરાવેલો. તે વાંચી તેમને બહુ દુ:ખ થયું અને તેનો પ્રત્યુત્તર 'सरस्वती' માં હિંદીમાં જ અપાવ્યો ત્યારે તેમને શાંતિ થઇ.' કવિને તેઓ આર્ષદૃષ્ટા સમજતા! નિષ્કારણ કોઇને અન્યાય થાય તે, તેઓ સહી શકતા નહીં. એટલા માટે જ કયારેક વાર્તાલાપ દરમિયાન તેમની આલોચનામાં સહેજ તીખાશ આવી જતી. પણ એ તો એમના સચ્ચાઇના ધર્મને અનુરૂપ ગુણ હતો!

ऋते ज्ञानान्नमुक्तिः- જ્ઞાનવિના મુક્તિ નથી એ ઉપનિષદ્ વચન ખરું હોય તો ગીતાનું નિમ્નવચન-

नहिज्ञानेन सदृशं पवित्रमिह विद्यते

આ સંસારમાં જ્ઞાન જેવી બીજી કોઇ પવિત્ર ચીજ નથી પણ સ્વયમેવ તેટલું જ વાસ્તવિક બને છે.

એટલે મનુ મહારાજનું કથન છે કે'—

सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते । સંસાર ભરના તમામ દાનોમાં વિદ્યાદાન શ્રેષ્ઠ છે! એ આર્ય શાસ્ત્રકારોએ પ્રબોધ્યું હોય તો તે સર્વથા ઉચિત છે! એ દૃષ્ટિથી જોતાં તન-મન-ધનના ભોગે દશકાઓ સુધી નિઃસ્પૃહતાથી વિદ્યાદાન મુકતહસ્તે કરનાર સ્વ. દશરથભાઇ કરતાં બીજો કયો 'બ્રાહ્મણ' વધુ મોટો હશે! સંસ્કૃત ભાષાનો તેમનો પ્રેમ પણ અવર્ણનીય. ગુજરાતીને તેઓ માતૃભાષા, હિન્દીને રાષ્ટ્રભાષા અને સંસ્કૃતને તેઓ દેવભાષા માનતા. જે છે સંસારની તમામ ભાષાઓની જનની! એટલા માટે જ દેવનાગરીયુકત હિન્દી જ રાષ્ટ્રભાષા બનવી જોઇએ એ એમની ધ્રુવ-ધારણા! તે માટે તો ઇસ્પીતાલમાં બિછાને પડયા પડયા પણ, કોઇ મળવા જનાર સાથે એની જ ચર્ચા! જ્ઞાન પાછળ ભેખ લેનાર એ તો આપણો જ્ઞાન-જોગી હતો!

ભિક્ષુ અખંડાનંદજીએ પુસ્તક પ્રકાશન દ્વારા જ્ઞાન-યજ્ઞ રચ્યો, સ્વ. દશરથલાલભાઇએ વિચાર-વિનિમય દ્વારા એ યજ્ઞમાં પોતાના સર્વસ્વની આહૂતિ આપી! ગુજરાત આવા વિરલ સંતાનને જન્મ આપી ધન્ય બને છે! સ્વ શ્રી દશરથભાઇનો ઉલ્લેખ તેમના વિધવા શ્રી. લલિતાબહેનના ઉલ્લેખ વિના અધૂરો જ રહે.

દશરથભાઇની જ્ઞાનોપાસનામાં એ મૂક સાથી અને પ્રૌઢ સેવિકા છે. વર્ષોથી અંતઘડી સુધી રોજ અનેક માણસો વેળા અવેળાએ આવતા રહ્યા. પણ તેમણે પોતાની સગવડ-અગવડ જોઇ નથી. ગાંધીજીના જેવા કસ્તુરબા કે કવિગુરુ નાનાલાલના જેમ માણેકબેન તેમ શ્રી. દશરથભાઇને લલિતાબહેન રહ્યા છે! અનેક મૂંઝવણો વેઠીને પણ તે જ્ઞાન-

## સમાજવાદી સંત

સત્ય માણસના અંતરમાં એક નાનકડા ચમકારા રૂપે આવે અને પછી ધીમે ધીમે એ વિકસે છે. હૃદયના ગાઢ ઊંડાણમાં પળે પળે પ્રગટતા એ પ્રકાશના નાના ચમકારાને અંતરની આંખે નિહાળવા અને એને વિકસાવવા કે ચિમળાવવા એ માણસના હાથની વાત છે. જે એને પકડે છે તે તે પંથે આગળ વધે છે. અને પૂર્ણમાંથી પૂર્ણની જેમ આ સત્યનો સનાતન પંથ હંમેશાં વિશાળ અને વિશાળ જ થતો જાય છે. આજે જે સત્ય હતું તે સત્ય કાલે તેનું તે રહેતું હોવા છતાં માણસની ભૂમિકા બદલાતાં તે સત્ય પણ વિશાળ બને છે. આમ નાનકડા સત્યને અંતરમાં ધારી તેને વળગી રહી ચાલનાર અનંત સત્યની આરાધના કરી શકે છે. આ છે માનવજીવનનો ધર્માનુભવ.

આજે સમાજવાદ પ્રજાની રગેરગમાં પહોંચી ગયો છે. નાનાં નાનાં બાળકો પણ સમાજવાદ શું તે સમજતાં થઇ ગયા છે. બાર વર્ષ પહેલાંની આ વાત છે. ડૉ. વ્રજલાલ મેઘાણીએ આદર્શ સમાજવાદ નામનું એક પુસ્તક તૈયાર કર્યું અને તેની પ્રસ્તાવના લખવાનું કાર્ય આ યુવાન સાધુને સોંપવામાં આવ્યું, અને તે પુસ્તકમાં તેમણે સમાજવાદ અંગેના પોતાના વિચારો રજૂ કર્યા. બાર વર્ષ પહેલાંની વિચારધારામાં આજના આ કાર્યનાં ઊંડા મૂળ છે. ભાલના ધર્મદષ્ટિએ સમાજરચનાના તેમના પ્રયોગ વિષે વિચારતાં પહેલાં આપણે તેમના આ વિચારોને સમજી લઇએ.

"સમાજવાદ"ની વ્યાખ્યા તે તે દેશ, ત્યાંની સંસ્કૃતિ અને પ્રજાવિકાસ પર આધાર રાખે છે".

'ગણ્યા ગાંઠ્યા કરોડપતિઓને નિભાવી લઇ સમસ્ત વિશ્વમાં બેકારી ભૂખમરો અને ગરીબી ફેલાવવામાં કોણ માને છે? અને જો એવો વર્ગ હોય તો એમની દલીલો કે પ્રવૃત્તિનો અર્થ પણ શો છે? એટલે સાચું પૂછો તો આખું જગત સમાજવાદને માનતું થયું છે અને થવું જોઇએ'.

આમાં આપણને એક ક્રાંતિકારી સાધુ નહિ પણ ક્રાંતિકારી સમાજવાદીનું દર્શન થાય છે. એમના શબ્દોમાં સમાજના અન્યાય સામે સખત પ્રહાર છે. જ્યારે સાથે સાથે મૌલિક વિચારધારા પણ છે. જે સમાજવાદ રશિયામાં છે એવો સમાજવાદ અહીં પણ આણવો એ ઉચિત નથી તેનો તેમને સ્પષ્ટ ખ્યાલ છે, એ આપણે એમના લખાણ ઉપરથી જોઈ શકીએ છીએ. આગળ ચાલતાં તેઓ લખે છે કે 'જે સમાજવાદ એક દેશને વિલાસનાં બધાં સાધનો પૂરાં પાડે પણ બીજા દેશને ભૂખે મરતો ન અટકાવી શકે તે સાચો સમાજવાદ શી રીતે ગણાય?' મતલબ કે એમની સમાજવાદની કલ્પના વ્યાપક અને વિશ્વસ્પર્શી હતી.

ભારતવર્ષને કેવો સમાજવાદ ઉપયોગી નીવડશે એ અંગે લખતાં તેઓ લખે છે, 'ભારતવર્ષમાં શહેરો ગણ્યાં ગાંઠયાં છે, ગામડાંઓ વિશેષ છે. એટલે ભારતવર્ષની સંસ્કૃતિનાં મૂળરૂપ ગામડાંઓનો ખ્યાલ સૌથી પ્રથમ રાખવો જોઇએ.'

જગતના બીજા દેશોમાં યંત્રવાદ કૂદકે ને ભૂસકે આગળ વધવા લાગ્યો. આને પરિણામે ગામડાં તૂટ્યાં અને શહેરો બન્યાં. સાથે સાથે સમાજ બે સ્પષ્ટ વિભાગોમાં વહેંચાઇ ગયો. એક નોકરી કરનાર અને બીજો નોકર રાખનાર. દિવસે દિવસે આ વર્ગનું પ્રમાણ પણ એવું બળવું થતું ગયું કે

---

યજ્ઞને ચાલુ રાખવામાં તેણે યથાશક્તિ ભોગ આપ્યો છે. આવનારનો યથાતથ્ય આદરસત્કાર હંમેશ થતો રહ્યો. તેમની સતત સેવા પરાયણતા માટે શ્રી દશરથલાલભાઇએ તેને "ભગવતી" કહેલા તે સર્વથા યોગ્ય છે. એ પાવન શબ્દમાં તેમના વિષે સર્વ કંઇ આવી જાય છે; એટલે આ શ્રદ્ધાંજલિમાં વધુ શું આલેખું?

શ્રી. દશરથભાઇના જતાં, જ્ઞાનની જેને સહેજ પણ કદર છે એ તમામને ન પૂરાય તેવી ખોટ પડી છે. એ જ્ઞાનપૂત, તપઃપૂત અને સત્યપૂત, પારલાના પુણ્ય પુરુષના એ પવિત્ર અને સંસ્કારી આત્માને પ્રભુ ચિરશાંતિ આપે. એ અભ્યર્થના !





દેશનો મોટો ભાગ નોકરી કરનાર ગની ગયો. અને ગણ્યાં ગાંઠયા શેઠ રહ્યા. અને સાથે સાથે સમાજની આર્થિક સ્થિતિમાં પણ આ બે વર્ગ વચ્ચે આભ જમીનનું અંતર પડી ગયું. જેઓને માત્ર નોકરી પર જ નભવાનું હતું તેઓ લાચાર બની ગયા, આ વર્ગ દિવસે દિવસે શોષાવા લાગ્યો.

આમ બે સ્પષ્ટ વિરોધી વર્ગમાં સમાજ વહેંચાઈ ગયો: શોષિત અને શોષક. આ અંતર સૌથી વધુ શહેરોમાં અને કારખાનામાં નજરે ચઢતું. એટલે જ્યાં જ્યાં સમાજવાદના પ્રયોગો થયા ત્યાં ત્યાં આ વર્ગને ઉશ્કેરીને પ્રજાના દિલમાં ઉગ્ર અસંતોષ પેદા કરીને ક્રાંતિ લવાઇ. સંતબાલજીની સમાજવાદની કલ્પના એથી જુદી હતી.

તેઓ સમાજવાદના કેન્દ્રમાં ગામડાને લે છે. અને તેને માટે સંસ્કૃતિ અને સંસ્કૃતિનું ઉત્થાન એ સાધન માને છે.

સંસ્કૃતિ એ પ્રજાજીવનની યુગોની ધર્મસાધનાનો સાર છે. માટે જ તેઓ સમાજવાદ લાવવા માગે છે. પોતાની જાતને સમાજવાદી કહેવડાવે છે અને છે પણ ખરા. તેમનો આદર્શ વર્ગવિગ્રહનો નહિ વર્ગ મેળનો છે. અને તે માટે ધર્મ એ સાધન છે. પણ આ ધર્મ રૂઢિગત ધર્મ નહિ પણ સાચો માનવતા ભર્યો ધર્મ.

આજે તો ધર્મ પણ ધનિકોનું સાધન બની ગયો છે. અને એમાં પણ તેઓ સાધુ સંસ્થાનો જ દોષ જુએ છે. એટલે જો સાચા ધર્મનો પ્રચાર થાય તો સમાજવાદ જલદીથી સ્થપાઇ જાય.

જગતમાં માત્ર વિચારોની કિંમત નથી. રણાપુરના એકાંત વાસમાં ખૂબ ખૂબ વિચાર્યું. તેમના દિલમાં હતું કે એવો કોઇ પ્રદેશ લઇ ત્યાં પ્રયોગ કરવો જોઇએ અને જે વિચારમાં છે તેને અનુભવની એરણે કસી જોવું જોઇએ. તો જ તે વિચારો સમાજને ઉપયોગી થાય. અનુભવે તેની યથાર્થતા સમજાય.

વડોદરા થઇ તેઓ અમદાવાદ આવ્યા. અમદાવાદના ઉપાશ્રયનાં બારણાં એમને માટે બંધ હતાં. હવે ક્યાં રહેવું? ચોમાસુ નજીક આવતું હતું. એક દિવસ છોટુભાઇ તેમને લઇને વાઘજીપુરા તરફ ઊપડયા. અમદાવાદથી દશેક માઇલને અંતરે આશ્રમ જેવાં બે ત્રણ મકાનો છે. આ મકાનો એમને બતાવ્યા. એકાંત અને મૌનની દૃષ્ટિએ એ ગમી ગયાં. પણ તરત જ એક વિચાર આવ્યો જ્યાં કુટુંબો રહેતા હોય ત્યાં મારે રહેવું નથી. છોટુભાઇએ કહ્યું. 'ઝૂંપડી બંધાવી દઇએ.'

'મારે નિમિત્તે કોઇ ઝૂંપડી બંધાવે તે પણ ઠીક નહિ અને વળી જો કોઇ પૈસા ખરચે તો એ રીતે તો એનું વર્ચસ્વ તો રહે જ. જે પૈસા આપે તેને પ્રતિષ્ઠા પણ મળે. આપણાથી એ ન થાય.' સંતબાલજીએ કહ્યું.

સાથેના ભાઇઓ તો એમના વિચારો જાણતા જ હતા. તેમણે કહ્યું. 'હા, એમાં શું ખોટું. અમે જાતે મહેનત કરીને ઝૂંપડું બાંધી લઇએ તો તો કોઇ વાંધો નહિ ને?'

એ વાત એમને ગમી ગઇ. અને ભાઇ બહેનો કામે લાગ્યાં. ઘાસના પૂળા આણ્યા અને થોડા દિવસમાં એમને રહેવાને ઝૂંપડી તૈયાર થઇ ગઇ. આ નાના પ્રશ્ન પરથી તેમના તે વખતના માનસનો સ્પષ્ટ ખ્યાલ આવી જાય છે. જો પોતે ખરેખર સમાજવાદમાં માનતા હોય તો તેમના દ્વારા કોઈપણ ધનિકને પ્રતિષ્ઠા ન મળી જાય તેની તેઓ પૂરેપૂરી કાળજી રાખતા. જે ભાઇઓ તે દિવસોમાં તેમની સાથે ફરતા તેઓ તેમના આ વલણનું રમૂજી વર્ણન કરે છે.

આજે પણ આટલી પ્રવૃત્તિઓ અને સંસ્થા ચલાવવા છતાં એમનુ ધનિકો પ્રત્યેનું વલણ તો એવું જ કડક છે. ત્રણ વર્ષ પહેલાં હઠીભાઇની વાડીમાં એમની સાથે રહેવાની તક મળી. એમના પ્રવચનના સ્થાનની પાછળ એક પાટિયું હતું. 'જે ભાઇ જ્યાં આવે ત્યાં જ બેસે. કોઇ પણ ભાઇ આગળ આવવાનો પ્રયત્ન ન કરે?' આ વાંચ્યું ત્યારે તો મને ખાસ નવાઇ ન લાગી અને વ્યવસ્થાની દૃષ્ટિએ ગમ્યું પણ ખરું.

થોડા જ દિવસ પછી એક પ્રસંગ બન્યો. અમદાવાદના એક મિલમાલિક તેમની પાસે આવ્યા.

એમ તો તેઓ પ્રવચનમાં રોજ આવતા, આજે સહેજ મોડા પડયા હશે એટલે પાછળ બેસવું પડે તે ખાતર તેઓ પ્રવચનમાં હાજર ન રહ્યા. તેમણે કહ્યું. 'તમે પાછળથી આ પાટિયું કાઢી નાખો'. "પણ શા માટે ?" સંતબાલજીએ કહ્યું. 'તમારે એ કાઢી નાખવું જોઇએ.' તે શેઠે કહ્યું.

સંતબાલજીએ શાંતિથી કહ્યું. 'ધનિકોની સભામાં તમારુ સ્થાન આગળ હોય તે હું સમજું છું અને તે તે તમોને મળે, પણ અહીં તો જે ધાર્મિક હોય તે આગળ હોય. ધર્મના સ્થાનમાં ધનને પ્રતિષ્ઠા ન હોય. માણસ ધર્મનું શ્રવણ તો ગમે ત્યાં બેસીને કરી શકે છે. પણ આજે વર્ષોથી આપણે ધનિકોને આગળ બેસાડતા આવ્યા છીએ. અને એ રીતે ધર્મસ્થાનમાં પણ ધનને પ્રતિષ્ઠા મળી છે. એટલે જો સમાજને સાચો ધર્મ આપવો હોય તો ધનની ચૂડમાંથી ધર્મને છોડાવવો જોઇએ. એ પાટિયું ત્યાંનું ત્યાં રહ્યું. મને ખ્યાલ છે કે તે દિવસથી તે શેઠ બીજે સમયે ગમે ત્યારે મળી જતા પણ પ્રવચનમાં ભાગ્યે જ આવતા. એ નાનો સરખો નિયમ પણ સમાજમાં ધનની પ્રતિષ્ઠા તોડવાને કેટલો જરૂરી છે તે સમજાયું. આવા તો બીજા કેટલાય પ્રસંગ છે કે જ્યાં તેઓ ધનની ખોટી પ્રતિષ્ઠા ન મળી જાય તેની કાળજી રાખે છે.

ભાલમાં ચાલતી પ્રવૃત્તિ માટે પૈસાની જરૂર તો પડે જ. અને જે પૈસા આપે તે સામાન્ય રીતે ઇચ્છે કે પોતાને માન મળે, અથવા પોતાનું નામ છાપામાં આવે સંતબાલજી કહે 'આ ધન તમે તમારા પાપના પ્રાયશ્ચિત્ત રૂપે આપો.' પછી પ્રતિષ્ઠાનું તો કહેવું જ શુ ?

આમ સમાજવાદની કલ્પના હૃદયમાં ભરી ધર્મ-ક્રાંતિની દૃષ્ટિએ ફરતા ફરતા તેઓ વાઘજીપુરા આવ્યા. કોણ જાણે કોઇ નિમિત્ત અથવા અદૃશ્ય બળ જાણે એમને આ પ્રદેશમાં ન ખેંચી રહ્યું હોય. રવિશંકર મહારાજ ઘણીવાર કહે છે મારા જેટલું ગુજરાતનાં ગામડાંઓમાં કોઇ રખડયું નહિ હોય. છતાં આ ભાલનો નપાણિયો પ્રદેશ અને આ સંતબાલજીએ દેખાડયો.

વાઘજીપુરાનું ચાતુર્માસ ભાલના કાર્યક્ષેત્રના પ્રવેશનું નિમિત્ત બન્યું.

# અનામિકા *

ધૂમકેતુ

ઊભો તો રહ્યો. પણ કોણ જાણે શું, મનમાં અરેરાટી ઊગી નહિ! આખું ગામ બળી ખાખ જેવું થઇ ગયું હતું. થોડા વખત પહેલાં જ્યાં આલીશાન મકાનો ઊભાં હતાં ત્યાં આજે વાંકાં વળી ગયેલા લોઢા-ગડરના ઢગલા માત્ર રહ્યા હતા. આ વાત સાંભળી હતી એટલે આજે વખત મળતાં સૌની સાથે જગ્યા જોવા આવ્યો, પણ કોણ જાણે શું, મનમાંથી જાણે અરેરાટી જ ઊડી ગઇ હતી! આવું સ્થળ આમ ભસ્મીભૂત થાય અને કેવળ ઉપેક્ષા જ મનમાં રહે એ અનુભવ તદ્દન નવો હતો. એટલામાં પડી ગયેલા એક વિશાળ ખંડેર ઉપર નજર પડી. સેંકડો બારીબારણાંનો રાજમહાલય જેવો મહાલય આજે કેવળ કઢંગા ખાંકોરાં બતાવતો ત્યાં ઊભો રહી ગયો હતો. એના કાટમાળના ઢગલા ચારે તરફ વેરાયલા પડ્યા હતા. અને એમાંથી ઉપયોગી બટકાં કટકાં વીણી લેતા ભિખારીઓ ત્યાં ઉભરાતા હતા. એની સામે સૂનમૂન બે પળ જોઇ રહ્યો.

આ જગ્યાને હવે ફરી વસાવવાનો કોઇ અર્થ નથી એમ ધારીને સત્તાધારીઓએ પણ સૌને ત્યાં ફરી ચરવાની જાણે છૂટ આપી દીધી હોય તેમ લાગ્યું! રહ્યા હતા કેવળ રાખના ઢગલા!

આલીશાન બંગલા હવેલીઓથી શોભી રહેલું, માનવોથી ઉભરાતું, મોજમજા આનંદ-વિનોદ-પ્રમોદના સંગમ સમું, એક વખતનું સુખી ગામ જાણે ધરતીકંપે જમીનદોસ્ત કર્યાં હોય તેવાં અસંખ્ય વેરણછેરણ ખંડિયેરોથી, ગડગૂમડ નીકળેલા રગતપીતિયાના શરીર સમું જણાતું હતું!

થોડીવાર એ બધાં દૃશ્યો ઉપર નજર નાખતો હું ત્યાં બેઠો રહ્યો, સાંજ અંધારામાં ફેરવાતી જાય છે એ જોઇને પાછા ફરવા માટે ઉતાવળ કરી. પણ ધરતીકંપ કરતાં માનવ માનવ વચ્ચેનો ધિક્કારકંપ કેટલો વધુ ભયાનક હોનારત સરજે છે એ વિચાર મનમાં એવો તો ઘર કરીને બેસી ગયો હતો કે વચ્ચે આવતા બીજે ભળતે માર્ગે હું ચડી ગયો છું, ને ખરો રસ્તો તો ક્યાંય પાછળ રહી ગયો છે એ ભાન પણ ઘણે વખતે આસપાસ ચારે તરફથી કૂતરાં ભસવા માંડ્યાં ત્યારે જ આવ્યું! પણ ત્યાં તો અંધારું ઝડપથી આવી રહ્યું હતું અને મારી દશા "જાગીને જોઉં તો" એના જેવી થઇ હતી. ખરો રસ્તો તો ક્યાંય પાછળ રહી ગયો હતો. વિચારમાં ને વિચારમાં કેટલો વખત ગયો એ ધ્યાન જ રહ્યું ન હતું એટલે હું ખરી રીતે હવે ક્યાં છું એ જોવા જાણવા પરિચિત સ્થળોની નજર તપાસ કરવા માંડ્યો. મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હું ગામના સ્મશાન તરફ આવી ચડ્યો હતો. ને આ ભસતા કૂતરાં એ હમેશાં સ્મશાનમાં પડ્યાં રહેનારાં હતાં.

[ ૨ ]

મેં ઉતાવળે ઉતાવળે ખરો રસ્તો મેળવી લેવાની ઝીણવટ ભરી નજરનોંધ કરવા માંડી. પણ એક તો આ સ્થળ અપરિચિત હતું અને પાછું અંધારામાં વિંટળાઇ ગયું હતું એટલે એકદમ કયો રસ્તો લેવો તેનો નિર્ણય થઇ શક્યો નહિ. અનુમાને એક પગકેડી પકડી. ઉતાવળી ચાલ શરૂ કરી દીધી. વિચાર તો હજી એ જ આવતા હતા. માણસ-માણસ વચ્ચેનો અંટસ કેવો ભયાનક છે! એ પગકેડી ઉપર હું માંડ પાંચ પંદર ડગલાં આગળ ગયો હઇશ ત્યાં જાણે સ્મશાનમાથી ઊભી થઇ હોય તેવી એક કોઇ ભૂત જેવી આકૃતિ સામે ઊભેલી જોઇને હું છળી ગયો. એને આખે મોંએ ઊગેલી દાઢી, માથા ઉપર જીંથરા વાળ, ધૂળ ભરેલું શરીર, મોટી બિહામણી આંખો, અને એક બે આડાં અવળાં ગમે તેમ ફેંકેલાં ચીંથરામાં વિંટળાયલો કોઇ આધેડ ઉમ્મરનો ગાંડા જેવો માણસ. એક ઠુંઠાને આધારે જાણે કોઇની રાહ જોતો ઊભો હોય તેમ ત્યાં ઊભો હતો. એક પળભર વિચાર આવ્યો કે કોઇક ગાંડો છે. ભાગું નહિતર મારી દેશે. પણ વિચારને અમલમાં મૂકું તે પહેલાં તો એણે જ મોટેથી બૂમ પાડી: 'મેં નો'તું' કહ્યું.

* ધૂમકેતુના બે વાર્તા સંગ્રહો બહાર આવેલ છે 'વનછાયા' અને 'અનામિકા'. આ વાર્તા અનામિકામાંથી અહીં લીધી છે.




ઇશ્વર રાહ જુએ છે, ઇશ્વરનો ન્યાય રાહ જુએ છે. ભગવાનનો હાથ રાહ જુએ છે. એમ જ થયું ના? કેમ એમ જ થયું નાં ? કેમ એમ જ થયું નાં ?'

હતો ગાંડો એ ચોક્કસ પણ હવે તો ગમે તેમ અનુકૂળ જવાબ આપીને આંહીંથી નીકળી જવામાં સાર હતો, એટલે મેં કહ્યું: 'હા, હા. એમ જ થયું છે!'

'થયું નાં? એમ થયું નાં?' એણે ફરીને એનું એ પૂછયું.

'હા, હા. એમ જ થયું' મેં શાંતિથી કહ્યું: અને ધીમે ધીમે આગળ ચાલવા માંડયું. એની પાસેથી હું નીકળ્યો ત્યાં એ હસી પડયો, 'કાં થયું નાં? કેમ થયું ના? મેં નો'તું કહ્યું? એમ જ થયું ના?'

'હા હા, તમે કહ્યું તું તેમ જ થયું' મેં શાંતિથી એની પડખેથી આગળ નીકળી જતાં કહ્યું.

તે અચાનક હસી પડયો. અને હું થોડેક આગળ ગયો ન ગયો એટલામાં તો બૂમાબૂમ ને ચીસાચીસ કરતો 'મારો, દોડો, ભાગો' એમ મોટેથી પોકાર પાડતો એ પોતે જ દોડતો જણાયો. મને બીક લાગી કે આ તો આપણા ઉપર જ કાં તો આવી છે એટલે મેં મૂઠી વાળીને દોડવા જ માંડયું.

પણ સદ્‌ભાગ્યે બીજી દિશા તરફ દોડી જતો જણાયો. એના અવાજ આઘે ને આઘે જતા ગયા.

એટલે થોડેક જઇને પછી જરાક શ્વાસ ખાવા થોભ્યો. ત્યાં સામેથી આવી રહેલા કોઈ માણસે મારી હાલત જોઇને જ કહ્યું: 'કેમ દોડયા? પેલો મળ્યો હશે?'

'પેલો કોણ?' મેં કહ્યું

'આ બૂમાબૂમ કરે છે તે. આશારામ ગંજેરી ગાંડો. એ મળ્યો' તો નાં? એ છે જ એવો. એનું ચટકી ગયું—ત્રણ સા'લ પે'લાં, આ ગામમાં પેલું હુલ્લડ થયું ને માણસે માણસને કૂતરાં બિલાડાં પેઠે ચૂંથી નાખ્યાં ત્યારે.'

મને વાતમાં રસ પડયો: 'પણ એ છે કોણ?' 'આ ગંજેરી ગાંડો? એ તો પહેલાં આંહીં એક માસ્તર હતો. રઘુનાથ માસ્તર. એના આ દોસ્ત. વાત જરાક લાંબી છે પણ હજી અમારા જણ પાછળ આવતા દેખાતા નથી' તેણે પાછળ નજર કરતાં કહ્યું: ત્યાં થઇ જાશે. આવો ત્યારે આંહીં બેસીએ" રસ્તા ઉપર એક બે પથરા પડયા હતા ત્યાં અમે બેઠા. એણે બીડી કાઢી મારી સામે ધરી. 'હું પીતો નથી' મેં કહ્યું. એણે પોતાની બીડી ચેતાવી. ધીમેથી શબ્દો ગાળી ગાળીને બોલતો હોય તેમ એ બોલ્યો. 'તમને સાંભરે છે પેલું હુલ્લડ? જ્યારે માણસમાં માણસની બુદ્ધિ જ રહી ન હતી! એ વખતે–તમે ત્યાં તો જોયું હશે નાં પેલાં ખંડેર થઇ ગયા છે ત્યાં–?' 'હા,—પેલા ખંડિયેર કાં? હું આજે ત્યાં જ ગયો હતો જોવા'.

'હવે તો શું જોવાનું રહ્યું છે એમાં? એની વાત જોવા જેવી તે'દી હતી. રસ્તા ઉપર ત્યારે કોઇ માણસ નીકળતું નહિ. જો નીકળતું તે કાં ઘેટું થઇ જાતું ને કાં રાક્ષસ થઇ જાતું. હવામાં જાણે ખુદાઇ કોપ આવ્યો' તો. માણસમાંથી રાક્ષસો બેઠા થયા હતા. કોઇ માણસ જ તમને મળે નહિ ને! એ જમાનાની આ વાત!'

એણે ધીમેથી બીડીની એક લાંબી ઘૂંટ લીધી. વાત આગળ ચલાવી:,

'આ જે આશારામ ગંજેરી ગાંડો છે, સાહેબ! એ આ ગામમાં નગાતાળ નવરો માણસ હતો. તે વખતે એક રઘુનાથ માસ્તર હતો એનો આ જાની દોસ્ત. માસ્તર તો બિચારો છોકરાં ભણાવી ખાતો. ને બે ચાર ટયુશન રાખીને પોતાનો ગુજરો કરી લેતો. ગરીબ ઘેટાં જેવો માણસ. નહિ કોઈની આથી કે નહિ કોઇની પાછી. ભલી નિશાળ ને ભલો પોતે. આશારામ ગંજેરી ને એ સાંજે ભેગા ફરવા નીકળે- બે પ ને કાંક બોલા ભજની ગાયા'.

"નિશાળ પાસે જ એક આલીશાન રાજમહાલય ઊભો હતો. તમે જોયો હશે નાં?'

'પેલો–પાર વિનાનાં બાંકોરાં દેખાય છે તે?' મને એકદમ પેલું વિશાળ ખંડિયેર યાદ આવી ગયું.

'હા.. એ. તમે જોયું નાં?' તેણે કહ્યું: 'બાંકોરાં તો અત્યારે એ લાગે છે. બાકી એક વખત તો એ મહેલમાં ત્રણસો તો બારીબારણાં હતાં. એક





નોકર તો આખો દિવસ બારીબારણાં જ ઉઘાડ બંધ કર્યા કરતો એવી આલીશાન એની જાહોજલાલી હતી. મેં એના બારી બારણાંને રંગ રોગાન કર્યો' તો ને એને કાંઇ બહુ ઝાઝાં વરસ થયાં નથી. પણ એક સમો એવો આવ્યો—કે બધું ય ધતોત પતોત થઇ ગયું. સા'બ ! મેં જિંદગીમાં જોઇ જોઇને એક વસ્તુ જોઇ છે. સૂરજના ઊગવામાં ને આથમવામાં ફેર પડે તો એમાં ફેર પડે. એક વસ્તુ તો ચોક્કસ જ છે સારાં માઠાં કામનો બદલો. એ આંહીં જ મળે છે. એની ઉધારી ભગવાન રાખતો નથી. આ માસ્તર રઘુનાથ, બિચારો પોતાનો રોટલો રળી ખાતો હતો. પણ પેલું તમે મકાન જોયું નાં—ત્યાં એક વાત ભારે બની ગઇ

[૩]

"આ માસ્તર રઘુનાથ કોણ જાણે કઇ ઘડીએ ભગવાનની નજરે ચડી ગયો હશે, દુનિયામાં કોઇક જ વખત દેખા દે છે એવી એક રૂપસુંદરીનો એ સ્વામી હતો. રૂપસુંદરી મેં કહ્યું—પણ સાહેબ ! એ બાઇ, રૂપરૂપનો ભંડાર હતી. મેં નજરે જોઇ'તી ને મેં આજ દિ સુધી એવું રૂપ કયાંય જોયું નથી. પણ વાત એવી થઇ કે આ મહાલયમાં રહેનારાની નજરે એ ચડી. થઇ રહ્યું. રાત ને દિ માસ્તરની વહુને શી રીતે ઉપાડી લાવવી એના મનસુબા થવા માંડયા. બીજાં બધાં વેપાર ધંધાનાં કામ ચાલે પણ માસ્તરની વાત ઉપર તરકીબો રચાતી જ હોય ! કોણ જાણે શું છે, આમાં હજી ફેર પડતો જ નથી. જર જમીન ને જોરુ એ ત્રણ કજિયાનાં છોરુ. એમાં કયારે ફેર પડશે એ પણ કોઇ કહી શકતું નથી. રઘુનાથ માસ્તર તો આ વાત જાણે પણ નહિ. કે મારા ઘર ઉપર દંડ તોળાય છે. એ તો બિચારો જેમ છોકરાં ભણાવતો હતો તેમ બેઠો છોકરાં ભણાવે એને એ પણ ખબર નથી કે એના આંગણામાં એક રૂપરાણી છે ! એ બિચારો તો રૂપ અરૂપને કોઇને ઓળખતો નહિ. માંડ પેટનું પૂરું કરે ત્યાં રૂપનું કયાં માંડે ?

"માસ્તરની આ ગરીબીને લીધે પેલા મહેલવાસીઓની ઇચ્છા વધારે પ્રબળ બની. એમને વિજય મળવાની આશા પડી, એમણે ધીમે ધીમે માસ્તરનો સબંધ બાંધવો શરૂ કર્યો.

"શરૂઆતમાં તો માસ્તરને પણ આ ઠીક લાગ્યું. પણ ગંજેરી મારો બેટો ઉસ્તાદ હતો. હતો ગંજેરી પણ માસ્તર સાથે સાચી પ્રીત બંધેલી. તે બાજી સમજી ગયો એણે માસ્તરને ચેતાવ્યા પણ ખરા. પણ ગરીબ માણસ બીજું શું કરવાનો હતો. ફરવા જાય તો વહેલો ઘેર આવી જાય. ઘરઆંગણે સાંકળને તાળું મારે. ધ્યાન રાખે. બાઇમાં કાંઇ કહેવાપણું નહિ. દિલની સાચી. પણ બેય ગરીબ ઘેટાં જેવાં. અને પડખું આ લાલસી રાક્ષસવૃત્તિવાળાઓનું !

હવે એમાં ભવનાથનો મેળો આવ્યો જો જો, ભગવાન કેવો મેળ મેળવે છે તે ! ગંજેરી એ મેળામાં જવાનો જવાનો ને જવાનો. આ એનો અચૂક નેમ. ગંજેરી ગયો ત્યારે પણ માસ્તરને ચેતાવતો ગયો.

'પણ ગંજેરી ગયો કે તરત જ આ રાક્ષસો તો રાહ જોઇને બેઠા'તા. માસ્તર આડા અવળા હશે તે ભામણિયાં પાણીનું બા'નું કાઢીને કે ગમે તેમ બાઇને ઉપાડી લીધી. ને ભોંયરામાં દપટી દીધી.

ત્રણસો ત્રણસો તો કાચજડયાં બારીબારણાં જ્યાં મહેલમાં ઝપટું દે ત્યાં કોને ખબર પડવાની કયાં ભંડારી છે ! એ તો એક દિ આંખમાંથી કણું કાઢે તેમ કાઢી લીધી તે કાલની ઘડી ને આજનો દિ ! માસ્તરે ઘણી ઘોડાદોડી કરી પણ રૂપબાઇ પાસે બધું ય દટાઇ ગયું. ઊલટાનું અમલદારોએ ઠરાવ્યું કે માસ્તર ગાંડો છે એટલે એની વહુ ભાગી ગઇ છે. એટલામાં તો માસ્તરની બદલી પણ થઇ ગઇ !

[૪]

"આશારામ ગંજેરી તો ભવનાથનો મેળો કરીને બે ત્રણ નવી ચલમું લેતો આવ્યો. પણ આંહીં આવ્યો ત્યાં ન મળે માસ્તર ને ન મળે માસ્તરનાં વહુ ! ગામમાંથી વાત જાણી. એને મનમાં ખાઇ ગઇ. પણ એકલો આદમી કરે શું ? ને સામે તો સોનાં રૂપાનાં બજાર ઉઘાડાં મૂકયાં'તા ! મોટા ચમરબંધીનો દીકરો હોય પણ સોનબાઇથી ન




ચળે એવો કોણ જોગીશ્વર નીકળવાનો હતો ‘

આ પ્રકાર, ધોળા દિએ માસ્તરની વહુ ઊપડી ગઇ. ને દપટાઈ પણ ગઇ. માસ્તર ફેરામાં ખાતો આ ગામથી તે ગામ ને તે ગામથી પેલે ગામ, ઇન્સ્પેક્ટરી તુમારે ચડયો. અને જેમાં કોઇ ભાજિયો ય ધણી નહિ, એવા અગન્જના રાજમાં, આખા વાત રાતોરાત થઇ ગઇ, દટાઇ ગઇ ને જૂની પણ બની ગઇ.

પણ ગંજેરીના મનમાં આ વાત ઘોળાયા કરે. એને થયું કે હું બાવા અતીતના છોકરે, બ્રાહ્મણની છોકરીને કસાઇખાનેથી છોડાવું નહિ તો ધૂળ પડી મારી ચલમમાં ને ધૂળ પડી મારા ગાંજામાં !

એ તો ગામને પાદર જેવો કોઇ મોટો પોલીસ ઓફિસરનો મુકામ થાય કે ઘરની ખીચડી ખાઇને ત્યાં અડંગો લગાવે. એમ ને એમ છ મહિના વીતી ગયા. પણ કોઇ એમની વાત સાંભળે જ નહિ ને ! ને સાંભળે તે સોનબાઇ પામે. અંગ્રેજે નવી તો હું બહુ પાડા'તી તો !

"એવામાં એક વખત એક પોલીસ ઓફિસર આવ્યો. આ ગામ એક વખત એના બાપદાદાનું ગણાતું.. પછી તો અઢારસો સત્તાવનમાં પનોતપનોત થઇ ગયેલા, પણ એના મનમાં કાંઇક કુળની રાઇ–ખુમારી ભરેલી. ગંજેરીને થયું કે સિક્કાનો મોહ વખતે આ ઘેલો માણસ છોડે તો છોડે ! એણે ઓફિસરની રીતે મુલાકાત લીધી. વાત કરી. વાતને શી રીતે દાટી દિધાય છે એ વાત પણ કરી. એણે વાત મનમાં લીધી ને મૂળેથી ઉખેડયું !

"પણ જ્યારે સામાવાળાને લાગ્યું કે માળું આ તો ખરેખરું ઉખેડયું છે, એટલે એક દિ કોણ જાણે છે ત્યાંથી જ વાત કરવા માંડી. બાઇને જ રફેદફે 'કરી' નાખવાના પેંતરા માંડયાં. પણ બંદોબસ્ત એવો હતો કે કારી ફાવે નહિ !

"પછી તો ઢોળી નાખવાની વાત થઇ. એક રાતે જેમ ઘેટાંને કાપી નાખે તેમ બાઇને કાપી નાખી ને જમીનમાં દાટી દીધી !"

'મારી નાખી ?' મારા મનમાં અરેરાટી થઇ ગઇ.

'અરે સા'બ ! 'મારી નાખી !' એ શબ્દ તમારે મન મોટો હશે. મારવાવાળા તો જાણે છે કે મારવું એટલે ચાંચડ ચોળવો. બાઇને મારી નાખી ને પુરાવો જ ઉડાવી દીધો !

'પછી ! પછી કાંઇ થયું ?

'શું થાય આ તુમારિયા રાજમાં કહો જોઇએ ? તુમાર થયા. કાગળો થયા. પસ્તી થઇ. ને લોકમાં વાત થઇ !'

'પણ રાજ તો, હું કહું છું ખરું સોનાનું છે. તમામ અમલદારો ઓફિસો તુમારો ને કાગળો— એ તો અળશ છે પછી બીજે કે ત્રીજે વરસે માણસ માણસની આંખો વઢવા માંડી. ગંજેરી, પેલી વાત બન્યા પછી મુંઢમુંઢ જેવો મા'દેવના મંદિરમાં પડયો રહેતો. એને કાને સનસા આવી. અને કોણ જાણે કયાંથી એના પગમાં જોર આવી ગયું.

જ્યારે કોઈ કોઇનો ધણી રહ્યો નહિ ને ચારે તરફ દાવાનળ સળગી ઊઠયો ત્યારે લોકોએ એક રાતે આ ત્રણસો બારીબારણાંવાળા મકાનને સળગાવી દીધું ! જે ગોપાળની આરતી ! આ અમારો જાડાવરણનો તો આવો જાડો નીયા છે બચોરી આશા ભરેલી બાઇને જેમણે ભૂંડી રીતે મારી નાખીને દાટી દીધી, પૈસાના તોરમાં ને તોરમાં, એનો નીયા તમારા પૈસા ખાવાવાળા અમલદારું શું કરવાના હતા ? એ નીયા તો અમે પૂરો પાધરો ઉતાર્યો.

પણ એમ કંઇ વેર જાય?'

'ત્યારે ?'

'વેર ન લેવાથી જ વેર જાય છે !'

એનું અરધું બીડીનું ઠૂંઠું ઠરી ગયું હતું તે એણે ફેંકી દેતાં ઊભા થઇને કહ્યું 'અમારે જાડા વરણને ભઇ ! તમારી આવી ડોહડાહી વાતમાં ગમ પડતી નથી. એટલે હવે એનો નીયા ભગવાન ઉતારશે. બાકી એ બારીબારણાં સલામત રાખ્યાં હોત તો કોણ જાણે પાછા કેટલા ય જાકુબના કામા ચાલતા હોત. અમને તો કોઠાવિદ્યામાં જે આવડયું તે કર્યું. સાચું ખોટું ભગવાન જાણે ! લ્યો, આ અમારા જણ પણ આવતા લાગે છે !'

૮

'પણ આ ગંજેરી ગાંડો કેમ કરતાં થઈ ગયો... એ વાત તો રહી ગઈ !'

'પેલી ત્રણસો બારીબારણાંની હવેલી સળગી ને એની જવાળા આકાશે અડવા માંડી તંઈ, ઇ દેખાવ જોઈને ગંજેરી નાચવા માંડયો 'વાહ ! મેરે નાથ ! વાહ ! કયા તેરી લીલા હૈ ! તુમને ઇધર હી દમકુ સબ બતલાયા. સબ સમજાયા.' એમ કરતો જાય ને નાચતો જાય. એમાં ને એમાં એનું ફટકી ગયું. એને આનંદ.આનંદ થઇ ગયો. નીચા મળ્યો એના આનંદમાં ને આનંદમાં એ ગાંડો થઇ ગયો. બસ ત્યાર પછી, તમને આજે મળ્યો'તો નાં એમ ગાંડા ગદોડે છે !'

પોતાના સાથી આવી પહોંચ્યા છે એ જોઇને એ ધીમે ચાલતો થઇ ગયો. હું પણ ઊંડા વિચારમાં પડીને અનેક કોયડા ઊભા કરતો ને એના જવાબ શોધતો ઘર તરફ ચાલ્યો. મને એક જ વાત ખૂંચી રહી. જેવું પોતાનું જીવન કારણ વિનાનું- રહેસાઇ ગયું-. કેવળ લાલચી વૃત્તિના પડછાયા રૂપે—એ સૌંદર્ય-મૂર્તિનો આમાં દોષ શું ? કેવળ સૌન્દર્ય હોવું તે? અને સૌન્દર્ય એટલે શું ? આ વૃત્તિ કયાંથી આવી ? કોણે આપી ? એનો ફેંસલ શું ? આનો અંત શું ?

—અને અચાનક પેલો અસંખ્ય બાંકોરાં વાળો વિશાળ મહાલય જાણે દષ્ટિએ દેખાતો હોય તેમ ભયાનક ખંડેરસમો સામે આવીને ઊભો રહ્યો-- જાણે કહેતો હોય કે તમામ—સત્ય અસત્ય અર્ધસત્ય-એમનો આ જ અંત છે !






હલાહલ

આષાઢની વાદળીઓની વચ્ચે
મારે ય એવી હતી ચંદ્રની પળ;
ત્યાં તો મળ્યું તિમિરનું હલાહલ.

ઇન્દુલાલ ગાંધી

# પક્ષીઓનું સ્થળાંતર

લે. પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઇ

અત્યારના લોકો પંખીની દુનિયામાં કાંઈક રસ લેતા થયા છે ત્યારે અચાનક નવાં પંખીના આગમન તેમને અચંબો પમાડે છે, અને તેને વિષે વિચાર કરતાં છેવટે એટલું જ કહી શકે છે કે તેઓ દર વરસે શિયાળાની શરૂઆતમાં આપણે ત્યાં આવે છે અને હોળી પછી પાછાં કયાંક ચાલ્યા જાય છે. પણ જૂના જમાનાના માણસો તો આ સ્થલાન્તરને એક જાદુઇ વસ્તુ માનતા અને કહેતા કે આપણે ત્યાં દિવાળીની આસપાસ જે દિવાળી ઘોડા આવે છે તેઓને હોળી પછી માથા ઉપર એક પીંછું ઊગે છે. તે પીંછાંમાં એવો ગુણ છે કે તે આપણી આંખથી અદૃશ્ય રહે છે એટલે અંધાર પછેડાનું કામ કરે છે. એટલે આપણી આસપાસ હોવા છતાં પણ દેખાતા નથી. અને બીજાં બહુ સાધારણ રીતે દેખાતાં વૈયાં જે ખેતરોમાં ધાન્ય પાકે ત્યારે ટોળાબંધ ખાવા આવે છે તેઓને રખોપિયા જતરડા અને ગોફણો વડે આખો દહાડો ઉડાડયા કરે છે. એ ઉપરથી ઓળખાતાં આ પંખીઓને માટે તો તેઓએ કહેવત પાડી કાઢી કે 'પીલુ ટાણે ચાંચ પાકી' એટલે જ્યારે પીલુ પાકે તે વખતે ઉનાળાની શરૂઆતમાં આ પંખીઓ તે ખાય છે અને પીલુનો સ્વભાવ ગરમ. પંખીઓ ખૂબ ખાય અને પછી ચાંચ પાકે અને બધાં મરી જાય. આ સિવાય બીજાં ઘણાં પંખીઓ આપણા બાગ-બગીચા, વનો—ઉપવનો, તળાવ અને નદી કાંઠા તથા દરિયા કિનારો ઉપર આવી પ્રકૃતિની શોભામાં ખૂબ વધારો કરે છે. પણ આ બધાં પંખી વિષે સાધારણ રીતે આપણી જનતા અજ્ઞાત છે. આવું જાદુ માત્ર હિન્દુસ્તાનમાં જ હતું એમ માનવાનું કાંઇ કારણ નથી એ તો યુરોપ અને બીજા પાશ્ચાત્ય દેશોમાં પણ સોળમાં સૈકામાં થયેલા સ્વીડનના ઉપ્સલાના આર્ચબીશપ ઓલોસ મેગ્નસ અને ત્યાર પછી અંગ્રેજ અવલોકનકાર અને પ્રકૃતિ વિશારદ ગીલબર્ટ વ્હાઇટ પણ એમ કહેતા કે શિયાળામાં લેસરા (Swallow) પાણી કાંઠાની પાનમાં ઊતરી એક બીજા સાથે ચાંચથી ચાંચ, પગથી પગ અને પાંખથી પાંખ મેળવી મોટા ગોળ દડામાં થઇ પાણીમાં પડી જાય છે. અને ત્યાં તેઓ એક લાંબી સમાધિ લગાવી જાય છે- આવા દડા મચ્છીમારો પોતાની જાળમાં ખેંચી લાવતા તો અનુભવીઓ તો તેને પાછા પાણીમાં નાંખી દેતા પણ અજાણ્યાઓ આવા દડાને ગરમી મળે એવે ઠેકાણે રાખતા તો તે દડામાં ધીમે ધીમે જીવનો સંચાર થતો અને એક પછી એક પંખી છૂટું પડી ઊડવા લાગતું પણ તેઓ કાંઇ લાંબો વખત જીવતાં નહિ, કારણ કે તેની શિયાળુ સમાધિમાંથી વહેલાં જાગી જઇ ખોરાક શોધવા લાગતાં પણ તે ખોરાક તેઓ મેળવી શકતાં નહિ અને ઠંડી પણ તેઓથી સહન થઇ શકતી નહિ. આ સિવાય તેના દેવળની પોલમાં આવી રીતે આ પંખીઓ શિયાળુ સમાધિમાં મળી આવેલાં કહે છે. આટલું તેઓનું અજ્ઞાન હતું છતાં તેઓએ જ આ વિષયમાં રસ લઇ પંખીના સ્થલાન્તરનો અભ્યાસ કરી લગભગ ચોકકસ માહિતીઓ બહાર પાડી છે. જ્યારે આપણે તો તેમાં પાશેરામાં પહેલી પૂણી પણ નથી તાળી શકયા.

હવે આપણે જોઇએ કે આવાં શિયાળુ અથવા મોસમી પંખીઓ કયાંથી અને શા માટે આપણે ત્યાં આવવાનું પસંદ કરે છે. આવાં પંખીને પોતાનાં બચ્ચાં ઉછેરવાનું ઠેકાણું બહુ ઠંડા મુલકમાં છે, ત્યાં આગળ જેવાં તેઓ તે કામ પૂરું કરી રહે એટલે તે પ્રદેશમાં બરફ પડવો શરૂ થઇ જાય છે. આ બરફ તેઓને જોઇતો ખોરાક ઢાંકી દે છે એટલે મળતો નથી અને બીજું કારણ તે વખતે દિવસના કલાક પણ ત્યાં, બહુ ટૂંકા થઇ જાય છે એટલે તેઓને ચરવા માટે વખત પૂરો રહેતો નથી. અને ત્રીજું ત્યાં તે વખતે ઠંડી પણ એટલી સખત શરૂ થતી હશે કે તે પણ કદાચ સહન ન કરી શકાતી હોય. એ કારણોને લઇને તેઓ ઉત્તરમાંથી દક્ષિણમાં ચાલ્યાં આવતાં માલૂમ પડે છે. એ રીતે આપણે ત્યાં ઓગસ્ટ, સપ્ટેમ્બર માસમાં સુસંગી પંખીઓ આવવાનું શરૂ કરે છે અને ઓકટોબર નવેમ્બર માસમાં તો લગભગ બધાં પોતપોતાના સ્થળોએ દક્ષિણમાં પહોંચી જાય છે. એવી રીતે પાંચ છ





મહિના આપણા મહેમાન થઇ વળી પોતાને બચ્ચાં ઉત્પન્ન કરવાની તીવ્ર ઇચ્છા થઇ જવાથી પાછાં પોતાના અસલ હુંફાળા વતન તરફ માર્ચ, એપ્રિલ માસમાં રવાના થાય છે, તે વખતે તેના અસલ વતનમાં ગરમી પડવી શરૂ થવાથી પડેલો બરફ ઓગળવા માંડે છે અને પૃથ્વી નવા વાઘા સર્જે છે. તેની સાથે પુષ્કળ પ્રમાણમાં ખોરાક પેદા થાય છે કે જેથી કરી પોતાનું અને પોતાનાં બચ્ચાનું પેટ ભરવું ઘણું સહેલું થઇ જાય છે.

જો કે આ સ્થળાન્તરનો વિષય એટલો બધો અભેદ્ય છે કે તેને માટે માણસ બહારથી જેટલો શક્ય એટલો વિચાર કરી શકે પણ પંખીઓ આવાં સ્થળાન્તર શું કામ અને શા માટે કરે છે તે તો પખીને જો વાચા પ્રાપ્ત થાય તો બરાબર સમજાવી શકે, છતાં પંખીના અભ્યાસમાં સ્થળાન્તર એક બહુ રસમય વિષય છે. આમાં ઋતુ પણ પોતાનો ભાગ અવશ્ય ભજવે છે.

ઊડતી જીવાતમાં તીડોના મોટાં ટોળાં દર સાલ સ્થળાન્તર કરે છે પણ આ તીડો પાછાં પોતાની અસલ જગ્યા ઉપર જઇ શકતાં નથી એટલે એને સ્થળાન્તરને બદલે વધારો થતાં જગ્યા બદલતાં કહેવુ યોગ્ય લાગે છે. એટલે તીડડાંથી પખીઓ ઋતુ અનુસાર આવે છે અને શિયાળો પસાર કરી પાછાં પોતાના વતન તરફ ઊપડી જાય છે. એ રીતે તેઓ જુદાં પડે છે. પ્રાણીઓમાં પણ આવાં સ્થળાન્તર થાય છે પણ તાલબદ્ધ રીતે તો પંખીઓ જ સ્થળાન્તર કરી શકે છે.

પંખીઓ ઉષ્ણુ લોહીવાળા જીવો હોવાથી અને તેની ઉપર પીછાંનુ ઢાંકણ હોવાથી તથા તેઓની ઉડાન શકિત બહુ વિકસેલી હોવાથી આ સ્થળાન્તર બહુ ઊંચી કક્ષાએ પહોંચેલું માલૂમ પડે છે. જો કે પક્ષીઓને ગરમી, ઠંડી બીજાં પ્રાણીઓ કરતાં બહુ ઓછી અસર કરે છે. એ ઉપરથી શિયાળામાં ખોરાક મેળવવામાં પડતી મુસ્કેલીઓ સહન કરવી નહિ અને એને લઇને મરવા કરતા જ્યાં ખોરાક સહેલાઈથી મળી શકે તે દેશોમા ચાલ્યા જવું ઉત્તમ સમજી આજે ન ગણાય એટલાં વરસોથી પખીઓએ પોતાના બચ્ચાં ઉછેરવાની જગ્યા ઉત્તર ગોલાર્ધમાં પસંદ કરી છે અને પોતાને ખાવા પીવા અને મનગમતો ખોરાક શોધવા તે માટે દક્ષિણુ ગોલાર્ધ પસંદ કર્યો છે. એવી રીતે દક્ષિણુ ગોલાર્ધમાં વસતાં પખીઓનાં તદ્દન ઊલટો ક્રમ હોય છે. આવા સ્થળાન્તરમાં દરિયાની સપાટીથી થોડા ઊંચા નીચે ઊતરવાથી માંડીને હજારો માઇલની લાંબી મુસાફરી જવા આવવામાં પંખીઓ કરે છે. તેનાં સૌથી લાંબી મુસાફરી દર વરસે આર્ટીક્ટર્ન (Arctictern) કરે છે તેઓ બચ્ચાં ઉત્તર ગોલાર્ધમાં કરે છે અને શિયાળામા દક્ષિણુ ગોલાર્ધમાં આવે. આ મુસાફરીના માઇલોનો હિસાબ બન્ને બાજુ ૧૧૦૦૦નો થાય છે.

પંખીઓને આવી ઋતુની સફર કરવા માટે કેટલાંક બહારનાં અને અંદરનાં કારણો છે. અખતરાથી સિદ્ધ થયું છે કે સૌથી પહેલું કારણ તો દિવસની વધઘટ છે અને અંદરના કારણોમાં પ્રજોત્પત્તિ કરવાની તમન્ના જાગવાથી થાય છે. પ્રયોગો દ્વારા તેના અંડકોશો દિવસના વધવાની સાથે વધતાં લાગતાં જોઇ શકાય છે.

કઇ વસ્તુ પોતાને આ લાંબી મુસાફરી કરાવે છે અને તે વસ્તુને પહોંચવા માટે કયા રસ્તા શોધે છે. આ બે સવાલોના જવાબ આપતાં મૂંઝવણ થાય છે. આધુનિક જમાનાના પ્રયોગો અને અવલોકનો આપણને આના જવાબ આપવા માટે એટલાં આગળ વધ્યાં નથી

વસંતની શરૂઆતમાં પંખીઓ જ્યારે પોતાના હુંફાળા વતન તરફ પાછાં ફરે છે ત્યારે આવાં પાછાં આવેલાં પંખીઓમાં ઘણે ભાગે પુખ્ત ઉમ્મરના નરો જ હોય છે ત્યાર પછી પુખ્ત ઉમ્મરની માદાઓ આવે છે અને જે પઠ્ઠા પંખીઓ બીજે વરસે બચ્ચાં દેવા પુખ્ત થાય છે તેઓ સૌથી પછવાડે પહોંચે છે. પણ શિયાળુ મુસાફરીમાં ક્રમ તદ્દન અવળો થઇ જાય છે અને આપણી બાજુ આવવાની સફર તો આનંદ અને આરામથી કરતાં આવે છે. તેનાં બાગ્યે જ હજુ દોઢ બે માસની ઉમ્મર થઇ

( અનુસંધાન પાન. ૫૪. )

# દ્વેષ

નવલભાઈ શાહ

દ્વેષ, દ્વેષ તેના અંગે અંગને બાળી રહ્યો હતો. તે જેમ જેમ પોતાના જીવન અંગે વિચારતી હતી તેમ તેમ એ દ્વેષનો કીડો ઊંડો ને ઊંડો એના અંતરાત્માને કોર્યે જતો હતો. અને પાંચ વર્ષમાં તો વૈર, દ્વેષ, ક્રોધ સિવાય એના જીવનમાં કાંઈ જ બાકી ન રહ્યું. તેની થોડી ઘણી સુંદરતા પણ અસુંદરતામાં પરિણમી. એ કાળે જેની નજર પડતી તે એકદમ બોલી ઊઠતું: શું આ નિર્મળા! શું આ સ્ત્રી! દ્વેષે તેની સુંદરતા નહિ, સ્ત્રીત્વ જ નહિ પણ સર્વસ્વ છીનવી લીધું હતું.

સોળ વર્ષની વય. નિર્મળાએ સૌથી પહેલા અનુભવ કર્યો કે તે સ્ત્રી હતી. તેણે અનુભવ્યું કે તેની પાસે પણ જગતને આપવા જેવું કાંઈક છે. આ દિવસ એની માસીની દીકરી શાંતાના લગ્નનો હતો. નીચે ગામઠી ઢોલ અને શરણાઈ વાગતા હતા. થોડે દૂર શહેરમાંથી આણેલું વરપક્ષનું બેંડ વાતાવરણમાં તાલ દઈ રહ્યું હતું. સખીઓ શાંતાને શણગારી રહી હતી. કોઈ કહેતું, 'શાંતા, લાવ જોઈ તારો હાથ, હું આ માળા બાંધું.' તો કોઈ કહેતું, 'જરા આમ તો જો હું તને સૌભાગ્યનું તિલક કરું' કોઈ સાડી ઠીક કરતું હતું, તો કોઈ પાલવ ઓઢાડતું હતું. નિર્મળા પાછળ જ ઊભી હતી. આગળ મોટો આરસો હતો. આરસા પર તેની નજર પડી અને તેણે શું અનુભવ્યું તે તો તે જ કહી શકે પણ આજે તે તે નહોતી. તેનો ભાવિ પતિ રમેશ પણ લગ્નમાં આવ્યો હતો. તેણે વાળ ઠીક કર્યા. પાલવ બરાબર નાખ્યો. અને ટટ્ટાર થઈ. બાજુ પર પડેલા ફૂલના કરંડિયામાં પડેલું એક ફૂલ લીધું અને અંબોડે મૂકયું. અને વાંકી વળી જોવા લાગી.

'અરે ! ખૂબ સુંદર લાગો છો' કોઈએ કહ્યું અને તે શરમાઈ બાજુ પર ખસી ગઈ. ત્યાં તો પગે પહેરેલા ઝાંઝરી રણકી ઊઠી.

નિર્મળા ગામડાની હતી. એનો શણગાર પણ ગામડાનો હતો. આજ સુધી આ ઝાંઝરી પહેરી દેવમંદિરે જવાને અનેક વાર તે રડી હતી. પણ આજે તે જ ઝાંઝરીનો રણકાર તેને ખટકયો. તેને સમજાયું તે જૂનુ હતું. ગામડામાં તે ભલે શોભે પણ અહીં તે કૃત્રિમ લાગતું હતું. ઉતારી નાખવા વિચાર આવ્યો. પણ એમ શા રીતે બને? ઉઘાડા પગે કંઈ થોડું રહેવાય છે. તેના રણકારની મધુરતા આજે તેને આકરી થઈ પડી.

'ચાલો હવે કયાં સુધી, વખત થઈ ગયો છે.' નીચેથી અવાજ આવ્યો. અને બધાં નીચે ગયાં.

નિર્મળા ફરી પાછી તે ખંડમાં આવી. એ જ આરસા સામે ઊભી રહી પોતાના દેહને નિરખવા લાગી. તેને સમજાયું કે તેની ઓઢણી બધાના જેવી નથી. પોતાની સારામાં સારી ઓઢણીનો રંગ એને ઘેરો લાગ્યો છતા તેને ઠીક કરવા લાગી. પાસે જ પાઉડર પડયો હતો. તેણે હમણાં જ બધાને મોઢે લગાવતાં જોયાં હતાં. એણે પણ થોડો પાઉડર હાથમાં લીધો અને મોઢે લગાવ્યો, વેણીમાં બાજુ તાજું ગુલાબનું ફૂલ મૂકયું. આરસામાં જોયું એકવાર, બે વાર. અને તે લગ્નમંડપમાં જવાને નીચે જવા લાગી.

દાદરને પહેલે પગથિયે પગ મૂકે છે ત્યાં જ તેને કાને પડયુ:

'રમેશ, પણ તું આ શું વિચારે છે ?

નિર્મળાના દિલમાં એક મધુર લાગણી ઝણઝણી ગઈ.

ત્યાં તો એક મક્કમ અવાજ આવ્યો, 'હું બરાબર વિચારું છું. હવે સાત વરસનો કીકો નથી.'

આ રમેશનો જ અવાજ હતો. નિર્મળા ત્યાં જ થંભી ગઈ.

'તો શું તું નહિ પરણે ?' નિર્મળાએ એક આંચકો અનુભવ્યો. તે ત્યાં જ બેસી પડી. વેણીમાં ખોસેલું તાજું ફૂલ ખરી પડયું અને દાદરનાં પગથિયાં પર અફળાતું કૂટાતું દૂર જૂની બારીના ખૂણામાં જઈને પડયું.





'શું આ રમેશ બોલે છે?'

'હા, હું જ બોલું છું. ક્યાં હું અને ક્યાં એ નિર્મળા ?'

નિર્મળાના કુણા હૈયાને જાણે કોઇએ ઠોકર મારી.

'એનો રંગ' રમેશનો અવાજ હતો.

પવનનો એક ઝપાટો આવ્યો દાદરબારીનું બારણું ભડ લઇને ભટકાયું અને કુમળું ફૂલ કચરાય ગયું.

નિર્મળા આગળ સાંભળી ન શકી તે ઊઠી, બાજુના ખંડમાં પહોંચી અને ખૂણામાં પડેલાં ગોદડાના ઢગલા ઉપર ઢગલો થઇને પડી ક્યાં સુધી તેણે રડયા જ કર્યું.

*

થોડી વારમાં બેંડનો અવાજ વધુ જોરદાર બન્યો. જાન આવી રહી હતી, પણ તેને શું? આજે તેની બધી આશાઓના ભુક્કા બોલી ગયા હતા. તે આરસા સામે ગઇ.

એ જ આરસા સામે કલાકેક પહેલાં તેણે પોતામાં જાદુ અનુભવ્યો હતો. પોતામાં સ્ત્રીત્વનું પહેલી જ વાર દર્શન કર્યું હતું, પોતાની જાતને શણગારી હતી. વેણીમાં ફૂલ મૂકયું હતું, મોઢે પાઉડર છાંટયો હતો અને એ જ આરસાએ એના કુમળા દેહમાં પાંગરતા યૌવનનો ખ્યાલ આપ્યો હતો.

તે વધુ નજીક ગઇ, તાકીને આરસામાં પોતાનો ચહેરો જોવા લાગી. આજે પહેલી જ વાર તેને સમજાયું કે તેનો રંગ સહેજ કાળો હતો. તે કમકમી ઊઠી, તે રડી ઊઠી. તે ફરીથી અંદર જોવા લાગી. તેણે જોયું તેનું કપાળ સહેજ નાનું હતું. તેની બે ભમરની વચ્ચે થોડા વાળ હતા. અને મોં પર તદ્દન આછા શીળીના ચાઠાં હતાં. તેણે હાથ તરફ જોયું તે બધાના જેવા કુમળા ન હતા. સુંવાળા ન હતા, જાણે એક જ કલાકમાં તેનું બધું સૌંદર્ય કોણ જાણે કયાંય ઓસરી ગયું.

લગ્નનાં વાજાં વાગ્યાં. ગીત ગવાયાં. ફકત નિર્મળા બધો વખત મૃતવત્ એ જ આરસા સામે આંસુ સારતી રહી.

શરણાઇઓના સૂર તીણાં બન્યા ને નિર્મળાનો હસ્તમેળાપ થયો.

મૂક પ્રેક્ષકની જેમ જ તે લગ્નઘડીઓ વીતી. બીજે દિવસે જાન વિદાય થઇ. નિર્મળા પોતાને શ્વશુરગૃહે પહોંચી.

ગામ આવ્યા પછી એના જીવનમાં એક ભારે પરિવર્તન થઈ ગયું.

તે દૂધ દોતી હતી, વાસીદું કાઢતી, નદીનો ઊંચો ઢોળ ચઢી મહીસાગરનું પાણી ભરી લાવતી, આખા ઘરનાં કપડાં ધોતી, પણ મૂંગી મૂંગી. નિર્મળા તેની તે હતી, પણ દિલ તેનું તૂટેલું હતું.

* × *

રસોડું ઘરના છેલ્લા ખંડમાં હતું. પ્રકાશના આવવાને માટે ફકત એક નાની બારી જ હતી. દીવાબત્તીનો વખત થઇ ગયો હતો, છતાં હજુ દીવો થયો નહતો. આજે એ છેલ્લા ખંડમાં કાંઇ ગંભીર વાતો ચાલી રહી હતી.

'તો શું તું અમારું નાક કપાવીસ' રમેશના બાપુએ ગંભીર અવાજે કહ્યું.

'પણ એને ખાઇ તો લેવા દો. પછી તમે તમારે વાતો કરજો' રમેશની બાએ કહ્યું.

'શું તમોને એમ લાગે છે કે હું તમારું નાક કપાવીશ?'

'તો આ આખી નાતમાં નાક કપાવાનું નહિ તો બીજું શું?'

'આજે આ ચોથો કાગળ આવ્યો. ચાર વરસ તો પછી કરીશું, પછી કરીશું, કહી ઠેલ્યું. હવે વાયદા કયાં સુધી કર્યા કરું?'

'પણ, બાપુ'

'પણ શું? હું આજે લખી નાખું છું. જે મુહૂર્ત આવતું હોય તે લખી નાખો હવે. એવડી મોટી છોડીને તો ઘરમાં એ ય બિચારા કયાં સુધી સંઘરી રાખે ?'

રમેશ અત્યાર સુધી નીચું ઘાલીને સાંભળ્યા જ કરતો હતો. તેનામાં સામે મોઢે બોલવાની તાકાત

ન હતી. છતાં તેણે ધીમેથી કહ્યું, 'ક્યાં હું અને ક્યાં એ ?'

'આ તું ચાર ચોપડી ભણ્યો ને બે પૈસા કમાયો તેનો આટલો ગર્વ. પૂછ જો આ તારી બાને એટલે ખબર પડે કે કન્યા વળી કોણ દેતું હતું ?'

'રમેશ ! એકવાર વચન આપ્યું. હવે આ મોઢે નાય શી રીતે પડાય ?' રમેશની બાએ આંસુભરી આંખે કહ્યું.

'પણ મારા જીવનનો તો વિચાર કરો.'

'હું કહું છું.' ગંભીર અવાજે રમેશના બાપુજીએ કહ્યું, 'ફક્ત અમારા વચનની ખાતર તારે પરણવું પડશે'

અને આખા ઘરમાં નિરતબ્ધ શાંતિ છવાઇ ગઇ.

× × ×

બરાબર એ જ દિવસે આ જ આ સમયે, એવા જ એક રસોડામાં નિર્મળાની બા અને બાપુજી દુઃખી હૈયે કાંઈ વિચારી રહ્યાં હતાં. નિર્મળા બારણા પાછળ ભગવાનની છબી સામે ઊભી ઊભી સાંભળી રહી હતી.

'મને તો દાળમાં કાળું લાગે છે.'

'ના પણ મને મોહનલાલમાં વિશ્વાસ છે.'

'તો આજે લગ્નની વાતને ચાર વરસ વીતી ગયાં. આ વરસે, આવતે વરસે. આ બધાં પરણી ગયાં. ફક્ત આપણી નિરુ એક કુંવારી......'

'ચાર કાગળ લખ્યા પણ કાંઇ જવાબ આવે ત્યારે ને ?'

'આજે આવશે, કાલે આવશે કરતાં કરતાં આ લગ્નગાળો ય વીતી જશે. હું તો કહું છું સાફસાફ લખી નાખો. પેલાં મંજુ માસી કહેતાં હતાં રમેશને નિર્મળા કાળી પડે છે. મોટી કાળી અને ગોરી કરનાર ના જોયા હોય તો ? આખી નાતમાં મારી છોકરીને વગોવી નાખી.' નિર્મળાની બાએ કહ્યું.

'પણ તેમાં શું થઇ ગયું. ભગવાને જે રંગ આપ્યો છે તે કાંઇ થોડો બદલી શકાય છે ?'

નિર્મળાથી હવે વધુ વાતો સાંભળી ન શકાઇ. તે ચૂપકીથી બહાર ચાલી ગઇ. સંધ્યા થઇ ચૂકી હતી. પાસે જ મહીસાગરનાં ઘેરાં પાણી વહી રહ્યાં હતાં. ઓવારા પર પણ અવરજવર ઓછી થઇ ગઇ હતી. તે એકદમ દોડી નીચે પહોંચી ગઇ. વહેતાં પાણીની પાસે જ મહીસાગર માતાની દેરી હતી. એનામાં સત્ હતું. લોકો એને માનતા અને દર વર્ષે ચૂંદડી ઓઢાડતા. લોકવાયકા હતી કે ગમે તેવું પૂર આવે, દેરી પાણીમાં ડૂબી જાય પણ માજીના દીવા ઓલવાય નહિ. એમ તો જ્યારે જ્યારે નદીએ આવે ત્યારે માજીને પગે લાગે જ. આજે પણ તે દેરી પાસે પહોંચી. પણ રોજના વંદનમાં અને આજના વંદનામાં ફેર હતો. આજે તે કાંઇક યાચી રહી હતી; તે ગળગળી બની ગઇ. પાલવ ઢાળ્યો અને રડતે અવાજે બોલી, 'મહી મા ! આ તમારી દીકરીને તમારી સોડમાં સમાવી લો. આજ સુધી હસાવી, રમાડી હવે જીવીને ય શું ? મા ! મા !' અને તે જમીન પર ઢળી પડી. માની મૂર્તિ સામે જોઇ રહી.

'કોણ નિર્મળા' ! કોઇ પરિચિતનો અવાજ આવ્યો. 'અત્યારે અહીં ક્યાંથી ?' 'આ જરા મેમાન આવ્યા'તા તે કપડાં ઝીંકવા આવી હતી.' 'ઘેર ચાલ રાત પડવા આવી છે.'

નિર્મળાએ માની આંખો સામું જોયું. એ આંખોમાં હાસ્ય હતું. પગે લાગી ને ઉતાવળી ઊભી થઇ. અને મનમાં બોલી. 'આ તમારી દીકરીને સંભાળજો.'

હજુ ઘરમાં અંધારું હતું. એ જ છેલ્લા ખંડમાં નિર્મળાની બા રોટલાનો લોટ મસળી રહી હતી અને એના બાપુજી કાંઇ બોલી રહ્યા હતા. તે ધીમે પગલે અંદર ગઇ.

'મને આશા છે. આવતી કાલે જરૂર જવાબ આવી જશે. પછી તો જેવી પ્રભુની ઇચ્છા.

× × ×

લગ્ન થયાને આજે પાંચ મહિના વીતી ગયા, છતાં રમેશ નિર્મળા સાથે એક શબ્દ પણ બોલ્યો ન હતો. તે ઘરમાં રહેતો ખાતો પણ બધું જ શૂન્યભાવે.





અને નિર્મળા પણ મૂંગે મોઢે આખા ઘરનું કામ કર્યે જતી હતી.

આજે છેલ્લા સાત આઠ દિવસથી આખા ઘરમાં ઉત્સાહનું એક મોજું ફરી વળ્યું હતું. રમેશ B. SC. મા પ્રથમ નંબરે પાસ થયો હતો અને આગળ અભ્યાસ માટે પરદેશ જવાનો હતો. તે માટેની લોન મંજૂર થયાનો તાર આવી ગયો હતો ઘરનાં બધાં જ અમેરિકા મોકલવાની તૈયારીમાં પડયાં હતાં. રમેશ પણ મુંબઇ જઇ પોતાનાં સૂટ તૈયાર કરવા નાખી આવ્યો હતો. હવે સાત જ દિવસ બાકી હતા. જલદી જલદી બધું પતાવવાનું હતું.

રમેશ બહાર તકીએ અઢેલીને બેઠો હતો. બે બહેનો બે બાજુ બેઠી બેઠી વાતો કરી રહી હતી. અમારે માટે આ મોકલજો. ને અમારે માટે તે મોકલજો. સાસુજી પણ સામે ખુરશી પર બેઠા હતાં. ફકત નિર્મળા જ ઘરને છેડે રસોડામાં ચૂલો ફૂંકી રહી હતી.

'જોને ઉષા, હજુ કોણ જાણે કયારે ચા લાવશે. સાવ ઠંડી ગાર છે. !'

'હમણા લાવશે હવે.' ઉષાએ કહ્યું.

'પણ, આ કલાકમાં તો માનપત્ર માટેની સભામાં જવાનું છે.'

'હા એ તો હું ભૂલ્યો.' રમેશે કહ્યું. જોને ઉષા ઉપરથી મારાં કોટ અને પેંટ લાવ તો.'

ત્યાં નિર્મળાએ એ અંધાર ખંડમાંથી આંસુ લૂછતા લૂછતાં મુંબઇથી હમણાં જ આણેલા ટ્રેમાં ચાના કપ, બહાર ધર્યા.

'રમેશને ગામની સ્કૂલ તરફથી માનપત્ર મળી રહ્યું હતું. આ નિશાળનો પહેલો વિદ્યાર્થી આજે પરદેશ જઇ રહ્યો હતો. ચા પીતાં પીતાં તેણે ટાઇ બાંધવા માંડી એટલામાં ઉષાએ કહ્યું, 'હજુ બરોબર નથી. જરા આમ કરો.' મોટી બેને આવીને પાછળથી કોટ ઠીક કર્યો. નિર્મળાની નણંદોએ કપડાં બદલ્યાં. સાસુએ પણ રેશમી સાડી ઓઢી.

'અરે, ચાલો હવે માત્ર દશ જ મિનિટ બાકી છે. મોડું થશે.' રમેશે કહ્યું.

'નિર્મળા,' સાસુનો ભારે અવાજ નીકળ્યો.

'જોજે જરા. આ બારણાં ખુલ્લાં છે. અમે હમણાં કલાકેકમાં આવી પહોંચીશું. બધું સંભાળજે ...બરાબર અને...આ પુંજો-ખુંજો કાઢી નાખજે.'

સાસુ, અને નણંદે વિદાય લીધી. નિર્મળા ત્યાંની ત્યાં જ-એના એ જ ઓરડામાં શૂન્યમનસ્ક ભાવે બેસી રહી. એના મનમાં સાસુનો આખરી હુકમ ગૂંજી રહ્યો.

× * *

બધાંનાં મોંમાં પાન હતાં. હાથમાં ફૂલ હતાં. આનંદ હતો. સાડાચાર વાગે બધાં પાછાં ફર્યાં. રમેશે કપડાં કાઢયાં. નણંદ હાશ કહી ગાદીતકિયે પડી. સાસુ બીજા ખંડમાં જઇ સાડી બદલતાં બબડયાં; હજુ પુંજો ય નથી કાઢયો ? ઠરેલા ઠીકરા જેવી છે ! કહીને સાસુજી મગજની થાળી લઇને ચોસલાં ગોઠવવા બેઠાં. એ મગજનું સદ્‌ભાગ્ય એને અમેરિકા લઇ જવું હતું. આવતી કાલે બધાં મુંબઇ જવાનાં હતાં. રાતના અગીઆર વાગ્યા સુધી સૌએ વાતો કરી. નિર્મળા છેલ્લા ખંડમાં ચાના કપ ધોઇ રહી હતી. નિર્મળા એક સ્ત્રી હતી. તેને સ્ત્રીનું અંતર હતું. તેનો પતિ આજે પરદેશ જવાનો હતો. રમેશ તેની સાથે ગમે તેમ વર્તતો છતાં તે તેની પત્ની હતી. તેના નાના દિલમાં અનેક આશાઓ હતી. આજે જશે તે કોણ જાણે કયારે ય પાછા ફરશે. તે બે શબ્દ બોલવા ચાહતી હતી પણ તેની જીભ ઊપડતી ન હતી રખે પોતાના બોલવાથી એમનું દિલ દુભાય તો ?

આખી રાત પડખાં ઘસી આંસુ સારીને કાઢી. હજુ તો બધાં ઊઠે તે પહેલાં જ ઊઠીને બધાં વાસણો માંજી નાખ્યાં બંબો ચેતાવ્યો. ચા માટે પાણી તૈયાર કરી દીધું. અને ચા પીને સૌ સૌને કામે લાગી ગયાં. નવ વાગે ગાડી ઊપડવાની હતી. કંસાર બાફતાં બાફતાં નિર્મળાએ ધીમે અવાજે કહ્યું. 'બા, હું ?'

"તો તને આવવાનું ના ય કોણ કહે છે ? જેને આવવું હોય તે વળી આમ સુંમડા જેવું થઇને બેસી રહે ? આમ ને આમ આખા ગામમાં મને ફજેત કરી. બીજી હોય તો એને કેટલો ઉત્સાહ ને કેટલો




આનંદ હોય ! કેવાં કપડાં પહેરીને હરે, ફરે ? પણ આ તો—"

હજુ સ્ટીમર ઊપડવાને ચાર પાંચ દિવસની વાર હતી. ઓળખીતાઓને મળવું, માનપત્રોમાં જવું, અને સગાંસંબંધીઓને ત્યાં જવું અને એવાં જ બીજાં કાર્યક્રમો ચાલતા હતાં. બધા આનંદમાં હતા, જ્યારે ફકત નિર્મળા જ બધાંથી અતડી-અતડી લાગતી હતી. અને આખરે એ દિવસ આવી પહોંચ્યો. બધાં ટેકસામાં બેસી સ્ટીમર પર પહોચ્યાં. સામાન ખડકાયો. જગ્યા પણ મળી ગઇ. અને ઊપડવાની તૈયારીની વિસલ પણ વાગી બધાંને પ્રણામ કરી રમેશ સ્ટીમર પર પહોંચ્યો. બીજી વિસલ વાગી. આ ઊપડવાની હતી. રમેશે ગજવામાંથી રૂમાલ કાઢયો અને બધાની સામે છેલ્લી નજર નાખતાં રૂમાલ ફરકાવ્યો. થાભલાને અઢેલીને ધબ-કતે હૈયે નિર્મળા ઊભી હતી એના દિલમાં એક છેલ્લી આશા હતી કે એ હાલતો રૂમાલ અને એ આંખ ફરતી ફરતી પોતા પર પણ મંડાશે. એ રૂમાલ મારી સામે પણ હાલશે.

સ્ટીમર હાલી. રમેશની આંખ નિર્મળા પર પડી ન પડી અને બાજુ પર ઊભેલી તેની સાથે ભણનારી સહાધ્યાયિનીઓ તરફ વળી અને તેમણે રમેશના રૂમાલના જવાબમાં રૂમાલ હલાવ્યા. છાતી સરસો રાખેલો નિર્મળાનો રૂમાલ છાતીએ જ ચોંટયો રહ્યો.

❦

ભારે હૈયે બધાંની સાથે નિર્મળા પણ ઘેર આવી. આખો દિવસ તો ઘરનું કામ કરવામાં જતો. પણ રાત પડતાં જ અસહ્ય વેદનાથી એનું દિલ ભગાઇ આવતું. આના કરતાં હું ન પરણી હોત તો શું ખોટું હતું ? આજે રમેશની વિદાયનો સાતમો દિવસ હતો. સાસુ, સસરા બધાં જ ટપાલીની રાહ જોઇને બેઠાં હતાં. છેલ્લા ત્રણ દિવસથી ટપાલની રાહ જોતી, રમેશ આજે કયાં હશે એ જ એમનું મુખ્ય કામ થઇ પડયું હતું.

ટપાલીને જોતાં જ ઉષા બારણે દોડી ગઇ અને ટપાલીએ તેના હાથમાં એર—મેઇલના સિકકાવાળું કવર મૂકયું. તે એકદમ બોલી ઊઠી, "આ, ભાઇનો કાગળ". ઉષાએ ઝડપથી કાગળ ફોડયો. નિર્મળા રસોડામાં કામ કરતી હતી. તેને કાને પણ અવાજ પડયો. સૌ ટોળે વળી વાંચતાં હતાં. નિર્મળા થોડે જ દૂર હીંચકાંનો સળિયો પકડી ઊભી હતી.

વહાલાં,

ખુશનુમા હવામાં ભારે હૈયે મે તમારા બધાંથી વિદાય લીધી. જેમ જેમ સ્ટીમર આગળ ચાલતી ગઇ જેમ જેમ આપણા સ્થૂલ દેહનું અંતર વધતું ગયું તેમ તેમ તમારી યાદ વધુ ને વધુ સતાવા લાગી, ખાવા બેસતાં એ જ રસોડું, એ જ બાના હાથનું ભોજન અ જ બાપુજી ને તમે બધાં યાદ આવી જતાં. ખાવાનું બાજુ પર રહી જતુ ને

બા,

આજે સમજાયું માતાનો પ્રેમ શું છે કોણ જાણે કયારે હવે ફરીથી મળીશુ

ઉષા અને મંજુલા, તમો કુશળ હશો. ખૂબ ખૂબ ભણજો. બાપુજીને કહેજો મારી ચિંતા ન કરે.

ધીરેન મેટ્રીકમા સફળ થયો હશે.

તમારો રમેશ.

નિર્મળા સળિયાને પકડીને ત્યાંની ત્યાં જ ઊભી હતી. બા, બાપુજી, ધીરેન, ઉષા, મંજુલા બધા પોતપોતાના પત્રો કાઢી વાંચવા લાગ્યાં. ફકત નિર્મળા માટે એક લીટી પણ ન હતી નિર્મળાનું હૈયું કકળી ઊઠયું. રસોડામાં પહોંચી ત્યાં તો શાક બળી ગયું હતું. ઝડપથી શાકને હલાવ્યું. બધાંને કાગળ. ફકત હું જ નહી. પણ તે શમશમીને બેસી રહી, અનેક વિકલ્પો દિલમાં ઊઠયા. પણ તે બધાને તેણે કચડી નાખ્યા. તે આસુ લૂછતી હતી ત્યાં તો બધા અંદર આવ્યાં નિર્મળાએ ઊભી થઇ થાળી લીધી. સાસુ અને નણંદ પાટલે બેઠા. નિર્મળાએ લોટા ભર્યા રોટલી, દાળ ને અંતે શાક પીરસ્યું.

નાની નણંદ ઉષા એકદમ બોલી ઊઠીઃ "આ જુઓને શાકે બાળી નાખ્યું હું તો કાંઇ ખાવાની નથી"

આવું મોઘું શાક આમ બાળી નાખો તો તો





...સાસુએ કપડો આપતાં કહ્યું કે

કોણ જાણે કેવી દાળ કરે છે. કંઇ સ્વાદ જ નથી આવતો." દાળનો સબડકો મારતા મંજુલા બોલી. નિર્મળા મૂંગી મૂંગી સાંભળી રહી. સૌ જમી રહ્યા હાથ ધોઇ ચોપાડે બેઠાં. ને નિર્મળાએ એઠવાડ સંભાળ્યો.

એક મહિનામાં તો જાણે એક ભવ કેમ ન વીતી ગયો હોય એમ નિર્મળાએ અનુભવ્યું. એનો શ્યામ ચહેરો તદ્દન નિસ્તેજ બની ગયો અને આંખો ઊંડી ઊતરી ગઇ.

મહિનો એક થયો હશે ત્યાં એક મોટું કવર આવ્યું. હૃદય સાથે ચાંપી સાસુએ કવરને ફોડયું.

"અને આ મારો કાગળ."

ત્યાં તો ઉષા બોલી ઊઠી 'આ મારો કાગળ."

મંજુલા કહે "આ મારો"

'આ ધીરેનનો, આ બાપુજીનો.'

નિર્મળાએ એક ઊંડો નિસાસો નાખ્યો. હવે તે ઘરમાં રહેતી, કામ કરતી, પણ મૃતની જેમ. તે ભાગ્યે જ કાંઇ બોલતી, હુકમો સિવાય ભાગ્યે જ તે કાંઇ સાંભળતી, બહાર જવાની મનાઇ હતી. કોઇને મળવાની મનાઇ હતી.

મહિનો એક થયો હશે ત્યાં તો એક મોટું પારસલ આવ્યું. અંદર રમેશના જાતજાતના ફોટા હતા. સૌ ટોળે વળી જોવા લાગ્યાં અને નિર્મળા! છલકાતી—આંસુભરી આંખે એ તો દૂર-દૂર જ ઊભી રહી.

ધીરેન તરત જ બજારમાં દોડયો અને સુંદર ફ્રેમમાં તે ફોટો મઢાવી લાવ્યો.

એઠું ઢોળવાનું બહાનું કાઢી નિર્મળા બહાર આવી અને થોડીવાર ત્યાં ઊભી રહી—જોવા માટે, તેના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડયા !

"આ રમેશ ! આવો સુંદર ચહેરો..." આંખ ઠરી ત્યાં તો 'આ દાળ ઉભરાઇ જશે'ની બૂમ પડી અને તે અંદર દોડી ગઇ. તે રસોઇ કરતી હતી પણ બધો વખત તેનું દિલ તો બહાર જ ભમતું હતું. તેના દિલમાં થતું આવો કોમળ ચહેરો, આવી પ્રેમભરી આંખો, તે કદી આવું ન કરે. રાત પડી. બધા બહાર બેઠાં હતાં. નિર્મળા હજુ હમણાં જ પરવારી હતી. તે બહાર આવી. બારણાં પાસે ઊભા રહીને રમેશનો ફોટો જોવા લાગી.

નિર્મળાના લગ્નને આજે એક વરસ વીતી ગયું હતું. પણ તેને આંખ ભરીને રમેશને જોવાની તક નહતી મળી. રમેશને જોતાં જ એના પેલા શબ્દો યાદ આવતા અને તે રડી ઊઠતી. એને થતું ક્યાં હું અને ક્યાં રમેશ.

તે કામ કરતી પણ તેનું દિલ રમેશની છબીમાં હતું. રાત પડી. દશ વાગ્યામાં બધાંની પથારીઓ કરી ઉંબરા પાસે આવી. બધાં જ રમેશની વાતો કરતાં હતાં. એક નિર્મળા જ મૂંગી મૂંગી-સાંભળતી હતી. અને દ્વિધામાં સપડાતી હતી-રમેશની રસભરી વાતો સાંભળવી ને આ બધાં ક્યારે સૂએ તો હું પેલી છબી...

ત્યાં તો "ભાભી જરા પાણી આપજોને.' નાની નણંદે કહ્યું. નિર્મળા મૂંગી મૂંગી ઊઠી અને પાણી લઇ આવી.

રાતના સાડા અગિયાર સુધી વાતો ચાલી. બાર વાગે સૌ પથારીમાં પડયાં, નિર્મળા પણ પોતાના ખંડમાં ગઇ, એક વાગવા આવ્યો પણ તેની આંખ મળી નહિ. ખૂબ મંથન કર્યું. આખરે તે ધીમે પગલે ઊઠી. નીચે ગઈ અને દીવાનખાનામાંથી ફોટો ઉપાડયો. ઉપર આવી અને દીવો કરતાં કરતાં જ તેનું હૃદય ભરાઇ આવ્યું, ફોટો પથારીમાં મૂકી તેની પાસે માથું ઢાળી તે રડી પડી.

'મને ક્ષમા' કરો, હું તમારે લાયક નથી, પણ... હવે હું ક્યાં જઉં મને એક દાસી તરીકે સ્વીકારો. મારે બીજું કશું જોઇતું નથી. હું તમારા ઘરમાં રહીશ. તમારી સેવા કરીશ'. અને તેણે આંસુ ભરી આંખે રમેશના ફોટા તરફ જોયું. ને દિલ વધુ રડી ઊઠયું.

રાતના ત્રણ વાગ્યા. આંસુ ખૂટયાં. તે મૃતવત્ ફોટા પાસે માથું મૂકી પડી રહી. આજે નિર્મળાના જીવનનું સંપૂર્ણ સમર્પણ હતું. તે માત્ર



હોમાઇ જવા ચાહતી હતી. તેને કશા બદલાની પડી ન હતી. જો રમેશે પણ આ દૃશ્ય જોયું હોત તો? પણ આ તો જડ છબી હતી.

ચારના ડંકા પડયા. તે એકદમ ઊઠી. હાથમાં છબી લીધી. ફરીથી ઓસીકા પર ગોઠવી. પાલવ ઢાળી પ્રણામ કર્યા. અને પ્રભુને પ્રાર્થના કરી. હું તમોને દુ:ખી કરવા ક્યાં જન્મી, પ્રભુ કાં તો મને લઇ લો અથવા કાં તો એમના અંતરનાં એકાદ નાના ખૂણામાં પણ મને નાનું સ્થાન અપાવો.

આંસુ લૂછી વળી પાછી તે નીચે જવા લાગી. તેનું હૈયું કંપી રહ્યું હતું. રખે કોઇ જાગી જાય. દીવાનખાનામાં પહોંચી જ્યાં ફોટો વળી પાછો ખીટીએ ભરાવવા જાય છે ત્યાં તો અંધારામાં હાથમાંનો ફોટો બીજા સાથે અથડાયો અને બીજો ફોટો પણ નીચે પડયો.

'કોણ ?' સાસુજીનો ઘોઘરો અવાજ આવ્યો.

નિર્મળા સડક જ થઇ ગઇ.

અને સાસુજી લૂગડું ઠીક કરતાં બહાર આવ્યાં. નિર્મળા રમેશના ફોટા સાથે પત્થર જેવી ઊભી હતી. એના દિલમાં થયું ધરતી માગ દે.

બસ કોઇને ઊંઘવા ય નહિ દે. આ શા બધાં ધતીંગ માંડયાં છે ? હું ક્યારની જોઉં છું તું ઉપર પડી પડી શું કરે છે. જો જે મારા છોકરાને કાંઇ કરી નાખતી...

અને નિર્મળાના હાથમાંથી છબી નીચે પડી ગઇ. તે એકદમ ઉપર જઇને પથારીમાં પડી. અને ક્યાંય સુધી આંસુ સાર્યાં.

*　　*　　*

એક દિવસ એક લાંબો પત્ર આવ્યો. સસરાજી બારણે બેઠા હતા. તેમણે ફોડયો અને તકિયે અઢેલી વાંચવા લાગ્યા. રસોડાની બારીમાંથી નિર્મળા પણ જોઇ રહી.

ઉત્તમચંદ જેમ જેમ પત્ર વાંચતા ગયા તેમ તેમ એમનો ચહેરો બદલાતો ગયો. અને જ્યાં પત્ર અડધો વંચાઇ ગયો ત્યાં તો એમનું હૈયું ભરાઈ આવ્યું. પત્ર ગાદી નીચે મૂકી તેઓ મૂઢ જેવા થઇ ગયા. આંખમાંથી માત્ર આંસુ જ વહી રહ્યા હતાં.

લલિતાગૌરીએ આવી પૂછ્યું; 'પણ છે શું ? મને કહો તો ખરા, રમેશને કાંઇ થયું ?'

ઉત્તમચંદ મૂંગા જ રહ્યા. તે કાંઇ બોલી ન શકયા, માત્ર તેમણે પોતાની પત્નીના હાથમાં પત્ર મૂકયો.

નિર્મળાનું દિલ પણ ધબકી રહ્યું 'તું. 'રખે ને કાંઇ અકસ્માત નડયો હોય !'

સાસુજીએ પત્ર લીધો અને જાણે કાંઇ જ ગંભીર ન હોય તેમ આખો પત્ર વાંચી ગયા. અને કહ્યું, "પણ તમે આટલા બહાવરા શાને બની ગયા છો ? એ લખે છે તેમાં ખોટું શું છે ? જો આવાં ઢીલાં રહીશું તો આપણે જીવી ય શી રીતે શકીશું ?"

'પણ' ઉત્તમચંદ બોલ્યા.

પછી ઘરમાં શું વાતો થઇ તે કોઇ જાણતું નથી. નિર્મળાએ પણ ન જાણી. પત્રમાં શું લખ્યું હતું તેની પણ માત્ર કલ્પના જ થઇ શકે.

આ વાતને હજુ ત્રણ જ દિવસ થયા હશે ત્યાં એક દિવસ નાનો દિયેર ધીરેન નિર્મળા પાસે પહોંચ્યો.

'ભાભી !'

નિર્મળાએ અંદરથી બારણું ખોલ્યું.

થોડી આડી અવળી વાતો કરી ધીરેને શરૂ કર્યું. "જુઓને રમેશભાઇ મોટા વિદ્વાન થઇને આવશે પછી તો એમને અનેક સારા સારા માણસોના સંપર્કમાં આવવાનું થશે. તે વખતે તમે પણ હશો જ ને.

આ સાંભળતાં જ નિર્મળાના દિલે એક કંપારી અનુભવી.

'ભાભી, આમ શું હિંમત હારો છો. મને તો લાગે છે કે તમે પણ તૈયારી કરો. જો તમે મુંબઇ જઇને અંગ્રેજીનો અભ્યાસ કરો તો મારા ભાઇને કહેવાનું નહિ રહે. એક તો ત્યાંની રીતભાતથી પણ પરિચિત થઇ જશો અને બીજું અંગ્રેજી પણ આવડી જશે. અને...' બોલતાં બોલતાં ધીરેન અટકી ગયો.

'અને શું ?' નિર્મળાએ પૂછ્યું.





"એ તો હું એમ કહેતો હતો કે બાપુજી પણ ઇચ્છે છે કે તમે ભણો જેથી સુખી થાઓ."

આટલી વાત કહી ધીરેન નીચે ઉતર્યો. નિર્મળાને થયું હવે આટલી ઉમરે શું ભણવું. પણ વળા પાછો વિચાર આવ્યો જો આટલા અભ્યાસથી પણ હું એમને ખુશ કરી શકતી હોઉં તો મારે જવું જોઇએ. અરે એ માટે ય નહિ પણ હવે મારે આ ઘર છોડવું જોઈએ. આમ વિચારતી હતી ત્યાં આંખ ફાડી ઠપકો આપતા ઘરનાં બધાંના ચહેરા આવીને ઊભા તે એકદમ બોલી ઊઠી. હું જઇશ જરૂર જઇશ.

પંદરેક દિવસમાં નિર્મળા અભ્યાસને માટે મુંબઇ જવા તૈયાર થઇ ગઇ. કોઈએ ન તો લાગણી બતાવી કે ન કોઇએ કાગળ પત્ર લખવાનું કહેવાનો શિષ્ટાચાર સુદ્ધાં બતાવ્યો. પણ નિર્મળા હવે એ પ્રકારના અપમાનોથી એટલી રીઢી થઇ ગઇ હતી કે એ બધું તેને મન સામાન્ય હતું. અને તે એ સંબધો હવે રાખવા સુદ્ધાં ય ચાહતી કયાં હતી? તે વારંવાર કહેતી, 'હે પ્રભુ, પેલી અહલ્યાની જેમ મને પણ શલ્યા બનાવી દે.' અને જાણે પ્રભુએ તેની આરજુ સાંભળી હોય તેમ તેનું અંતર તો ખરેખર પત્થર બની ગયું હતું. એકવીસ વર્ષની વયે જ તેની લાગણીનો ઝરો સૂકાઇ ગયો હતો. અને શોક અને ખિન્નતાથી તેનો શ્યામ ચહેરો કાળો મેશ થઇ ગયો હતો. તેના મોઢા પરનું હાસ્ય અને નૂર છિનવાઇ ગયું હતું. જાણે તે હાલતી ચાલતી કાળા પત્થરની પુતળી જ ન હોય!

તે જડવત્ ગાડીમાં બેઠી અને જ્યારે ગાડી ઊપડી ત્યારે એણે હાશનો દમ ઘૂંટયો. વરસ પછી આજે વળી પાછા એ લીલાં ખેતરો, એ ખુલ્લું આકાશ તેની નજરે ચઢયા અને મહીસાગરની ગોદની સ્મૃતિ તાજી થઇ. બા-બાપુજી બધાં યાદ આવ્યાં. ત્યાંનો સ્નેહ અને પોતાની આવી ત્યકતા જેવી હાલતથી તેમને થતું દુઃખ યાદ આવ્યું. આમ જૂના જીવનને છેલ્લી વારની સંભારતી સંભારતી તે પડી રહી હતી. ગાડી પૂરજોસથી એને નવા જીવનમાં ઘસડી રહી હતી તેના અંતરને એક ખૂણે અશાન્ત નાની ચિનગારી હતી, જ્યારે ચારે બાજુએ ઘોર અંધકાર હતો. છતાં નાની સરખી આશા પણ માણસને આગળ વધવામાં કેટલી સહાય કરે છે.

નિર્મળા છાત્રાલયમાં આવી હતી. એ છાત્રાલયના મુક્ત વાતાવરણમાં તેને એક નવા જીવનનો અનુભવ થયો. અહીં કોઇ એને વઢનાર ન હતું, કોઇ એના પર હુકમ છોડનાર ન હતું. સૌ કોઇ નિર્મળાબેન કહીને બોલાવતું. બે જ દિવસમાં તેનું જીવન હલકું ફૂલ જેવું થઇ ગયું. છેલ્લા બે વરસના દુઃખદ અનુભવ જાણે વિસ્મૃત થઇ જવા લાગ્યા અને ત્રણ દિવસમાં તો તેના ચહેરા પર નવું તેજ, નવી પ્રસન્નતા હસવા લાગી.

આજે સોમવાર હતો. એક નજીકના ભાઇ આજે તેને હાઇસ્કૂલમાં તેડી જવાને આવ્યા. નિર્મળાના દિલમાં પણ આનંદ હો. તેણે નવી સાડી પહેરી. વાળ વ્યવસ્થિત કર્યા અને હાથમાં એક નોટ લઇ તે નિશાળે જવાને નીકળી.

સ્કૂલે પહોંચી ત્યાં સુધી તો તેના ઉમંગનો પાર ન હતો. પણ જ્યાં તેણે અંગ્રેજી પહેલા ધોરણમાં પગ મૂકયો ત્યાં જ છેલ્લી પાટલી પરથી ધીમું હાસ્ય આવ્યું અને તેના આળાં હૈયામાં તે કટારની જેમ ખૂપી ગયું. તેણે વર્ગમાં નજર નાખી. ૯-૧૦ વર્ષની બાળાઓ હતી તે છોભીલી પડી ગઇ. આ નિશાળ-આ બાળાઓ સાથે મારે ભણવાનું?

આવેલા ભાઇ તેને શાળામાં મૂકી પાછા વળ્યા, નિર્મળાએ એક પાટલી પર જગ્યા લીધી. એક બાજુએ કામ ચાલતું હતું ત્યારે બીજી બાજુ એના મનઃ પૃષ્ઠ પર બીજું જ કામ ચાલતું હતું. પોતાનું બાલ્યવય, પોતાનું લગ્ન, પોતાની આજની સ્થિતિ બધું એક પછી એક યાદ આવી ગયું. આમ તે વિચારસાગરમાં હતી ત્યાં શિક્ષકે પૂછ્યું. 'તમારું નામ શું?'

તે બાઘા જેવી ઊભી રહી અને વિચારતંદ્રાથી જાણે જાગતી હોય તેમ બોલી.

'નિર્મળા!'

'કયાંથી આવો છો?'

નિર્મળા નિરુત્તર રહી. માત્ર તેની આંખમાં બે આંસુ જ આવીને પાંપણ પર લટકી રહ્યાં.

થોડીવાર થઇ, રિસેસનો ઘંટ પડયો. સૌ બહાર નીકળ્યાં. તે પણ બહાર નીકળી. કોઇએ ચેવડો લીધો, કોઇએ મમરા. કોઇ રેતીમાં આડું પડયું તો કોઇ હીંચકા ખાવા લાગ્યું. ફકત નિર્મળા જ એક ખુણામાં ઊભી રહી. કોની સાથે બોલવું ? શું બોલવું ? એ જ તેને સૂઝ ન પડી. જતાં આવતાં પણ એના તરફ જોઇ રહ્યો. વળી પાછી તે વર્ગમાં પુરાઈ. અહીં જીવવું તેને વધારે અકારું લાગવા માડયું.

ગણિતનો વર્ગ આવ્યો. શિક્ષકે દાખલો લખાવ્યો. નાની નાની છોકરીઓ હજુ માસ્તર બોલી ય નો'તા રહ્યા ત્યાં ઊભી થઇને પોતાની નોટ ટેબલ પર મૂકી આવી. પાંચ મિનિટ થઇ ત્યાં માસ્તરે પૂછયું. 'કોણ બાકી છે ?" અને ફરતી ફરતી નજર નિર્મળા પર ફરી અને પૂછયું; "તમે દાખલો ગણ્યો ?"

વળી પાછા બે આંસુ તેની પાપણ પર આવ્યાં અને શિક્ષકને જવાબ આપી ડેસ્ક પર પડયાં.

શિક્ષકે કહ્યું, "આમ ગભરાઇ શું જાવ છો. આવડશે. જે કાંઇ ન આવડે તે મને પૂછજો.

સાંજે જ્યારે છૂટવાનો ઘંટ પડયો ત્યારે તે સૌથી પહેલાં ખંડની બહાર નીકળી ગઇ અને ઊંધું ઘાલી બસ પકડી પોતાને છાત્રાલયે આવી પહોંચી. ઓરડીમાં પેસી એકદમ બારણું બંધ કરી ખાટલા પર ઢગલો થઇને પડી.

આ નાની નાની છોકરાઓ સાથે શી રીતે ભણવું.! કોની સાથે બોલવું ? શું બોલવું ? અને જે હોય તે મારી સામે જોયા જ કરે !'

વળી પાછું મન વાળ્યું, જુએ એમાં શું થઇ ગયું, ભલે જોતાં. મારે ભણવું જ જોઇએ. જો મારું જીવન સુધારવું હોય તો ? બસ હું મહેનત કરીશ... આમ સંકલ્પ કરી ખાધા પીધા વના તે વર્ગમાં આપેલી એ. બી. સી. ડી. ઘૂંટવા બેઠી. મહામહેનતે 'એ' કાઢયો 'બી' પણ નીકળ્યો. સી અને ડી આવતાં એને લાગ્યું કે તે બધું જ ભૂલી ગઇ છે. ફરીથી એ દોરવા ગઇ પણ દોરાય જ નહિ. વિચાર કર્યો ચાલો સવારે કરીશ, વિચારી કવિતા ગોખવા બેઠી પણ કવિતા વાંચતા વાંચતા ઘરનાં સ્મરણો તાજાં થયાં. મન પાછું ચકડોળે ચઢયું. બસ ચાલ ઘેર જ જતી રહું. આટલી ઉંમરે આ શી લપ. ઘરનાં ભલે મને તરછોડે, ભલે ગમે તેમ વરતે એ ભલે મને ન ચાહે. મજૂરી કરીને જીવીશ. આખો દિવસ ઢસરડા કરીશ. છેવટે રોટલો તો મળશે. બસ મારે કોઇ જ સંબંધ નથી. એમ માની ઘરમાં રહીશ. આ નાની ટચુકડીઓ સાથે...પણ ના વળી પાછો તેના મને વળાંક લીધો. પણ ના મારે જો સુખી થવું હોય, એના સુખના અરધા ભાગીદાર બનવું હોય, એને મારા બનાવવા હોય ને મારે જો એનું બનવું હોય તો...તો મારે ભણવું જોઇએ હું જરૂર ભણીશ કહીને નિર્મળા ફરી ઘૂંટવા લાગી એ. બી. સી. ડી.

આખી રાતના ઉજાગરાને કારણે કૂકડો બોલ્યો ત્યારે તેની આંખ આપોઆપ મળી ગઇ. જ્યારે તે જાગી ત્યારે ગઇ કાલની અર્થશૂન્ય બધી જ વાતો ભુલાઇ ગઈ. અગિયાર વાગતા નિશાળ ભણી ચાલતી થઈ.

હવે ધીમે ધીમે બધા વાતાવરણથી તે ઘડાઇ ગઇ હતી. છતાં તેના દિલમાં કાંઇક ખટકતું હતું. તે બિચારી મહેનત તો કરતી પણ વાંચવા બેસે ત્યાં મન આગળ કાંઇક બીજું જ આવીને ઊભું રહે, એટલે વર્ગમાં બરોબર જવાબ ન આપી શકતી અને નાની નવ વર્ષની બહેનોને હસવાનું મળતું.

એક બાજુ અભ્યાસ ચાલતો હતો જ્યારે બીજી બાજુએ શહેરનું વાતાવરણ તેને ઘડી રહ્યું હતું. હવે નિર્મળા સાદી ગામડિયણ નિર્મળા નહોતી રહી. નિશાળે જતાં પટિયાં બરોબર છે કે નહિ મોઢે પાઉડર પણ છંટાયો છે કે નહિ એ બધું હવે એના અહીંના શહેરી જીવનનું એક અગત્યનું અંગ બનવા લાગ્યું. જે પહેલાં દિવસમાં એકાદવાર માંડ આરસામાં જોતી તે હવે સહેજ પણ બહાર નીકળવું હોય તો આરસામાં જોયા વિના રહેતી જ





નહિ. સાડીને પણુ પીનો આવી. ચંપલ પણુ નવી ઢબના આવ્યા. અને કપડાં પહેરવાનો ઢંગ પણુ બદલાઈ ગયો. કોણુ કહી શકે આ નિર્મળા પેલી ગામડાની નિર્મળા હશે ?

આ બાહ્ય પરિવર્તન કરતાં એક મોટું અને મક્કમ પરિવર્તન તેના અંતરમાં આવી રહ્યું હતું. આજ સુધી સાસુ, સસરા, નણંદ ગમે તેવા હોય છતાં તેમને માટે માન હતું. અહીં આવ્યા પછી તેના દિલમાં થયું, 'મારે ને તેમને શું ? હું મારા પતિને પરણી છું નહિ કે તેમને. મારી પાસેથી કામ લેવાનો, મારી પર હુકમ ચલાવવાનો તેમને શો અધિકાર છે ? આજ સુધી હું દયા યાચતી હતી. પણુ હવે એવી દયા શા માટે ? હું કાંઇ ગુલામ થોડી છું ? રમેશની પત્ની છું. મને મારા પણુ અધિકારો છે. જો હું એને ન ગમતી હોઉં તો...'

પણુ આ વિચાર આવતાં જ વળી પાછી એ ઢીલી બની જતી. 'મારું શું ? મારા જીવનનું શું ? શું એ મને નહિ જ અપનાવે ? ના, એ એવા નથી. જરૂર અપનાવશે.'

એક વરસ થયું. અનુભવે તેને લાગ્યું આ નાની છોકરીઓના વર્ગમાં ભણુવું તેને માટે અશક્ય છે. પણુ જો અભ્યાસ છોડી દે તો કરવું શું ? ઘેર તો હવે કોઇ પણુ હિસાબે જવું જ ન હતું. છેવટે બહાર શિક્ષક પાસે ખાનગી ટ્યુશન રાખીને ભણુવાનો સંકલ્પ કર્યો અને શાળાને તિલાંજલિ આપી.

* × *

## યુગ મેધા

સ્મરણો ઝળકે છે,
હજુ એ મેધા ઝળકે છે.

સિંધુડાનાં ગર્જનઘેરી ભવ્ય પ્રતિભા જેની
નિતાન્ત સુંદરતાથી ઝળકે ઝળહળ જ્યોતિ તેની,
એની ખોટ પડેલી ઉપર
આંસુ-વાહો સર્વે વ્યર્થ.

સોરઠની એ પ્રચંડ ધરણીજાયાનાં એ અર્ચન,
ગુર્જરનાં એ લોકહૃદયનાં લાડીલા સૌ સર્જન.
એનો આત્મા રેડીને
લૌકિક સર્જન સર્જાયા.

રાષ્ટ્ર તણો એ શાયર જેની જોડ જડે ના ક્યાંય,
ગુર્જરી આજે શાયર રાણો જાતા ઝુરે જાય.
એની મેધામાં અંજાતા
આજે યુગ નવા સર્જાતા.

–प्रवात–

[સ્વ૦ ઝવેરચંદ મેઘાણીની ૯ મી માર્ચ, ૧૯૪૯ ને દિવસે આવતી બીજી પુણ્યતિથિએ શ્રાદ્ધાંજલિ]

મુંબઇમાં ત્રીજા ભોઇવાડામાં આવેલા સ્વામીનાયરણના મંદિરમાં સંધ્યા આરતીની ઝાલરો અને નગારાના અવાજ કાનને બહેરા કરી નાંખતા હતા. ત્રણ શિખરબંધ મંદિરના રૂપેરી બારણાની અંદર આવેલા સુવર્ણ સિંહાસન સામે અનેક હરિભકતો માથા ઉપરની ટોપી કે પાઘડી હાથમાં લઇ કાલાવાલા કરતા હતા. સુવર્ણ સિંહાસનની બાજુમાં કપાય વસ્ત્ર પરિધાન કરેલા બ્રહ્મચારી ધાતુની પ્રતિમાની આરતી ઊતારતા હતા. ભ્રકુટિથી ભાલપ્રદેશ સુધીનું ઊભું ટીલું અને વચમાં પૈસા જેવડો કંકુના ચાંદલાના નિશાન સિવાયનો ભાગ્યે જ કોઇ હરિભકત અહીં દેખવામાં આવતો. મિનિટે મિનિટ આ દરેક હરિભકતો એકબીજાને ભેટો થતાં 'જે સ્વામીનારણ, 'જે સ્વામીનારણ' ના ઉચ્ચારો કરતા જ હોય. વચમાં સભામંડપના થાંભલા સાથે ભટકાઇ જવાયું હોય તો પણ આ 'જેસ્વામીનાગયણ'નો ઉચ્ચાર દરેકના મોઢામાંથી કુદરતી રીતે જ નીકળી પડતો સંભળાય. ('જયસ્વામીનારાયણ'નું ટૂંકું રૂપ 'જે સ્વામીનારાયણ' જ બધા વાપરે છે ) પાર વગરના માણસોના મોઢામાંથી નીકળતા ગણુગણાટ અને ઝાલર નગારાના બુલંદ અવાજો એ આપણા આત્માનું શાંતિસૂચક ધર્મસ્થાન છે, અને દેવભૂમિ ગણાય છે. જ્યાં આખા દિવસનો પરિશ્રમ કરેલો માનવ શાંતિની ઝંખના અર્થે આવે ત્યારે અહીં તો શાંતિને બદલે આખા દિવસમાં ન સંભળાએલો એવો બુલંદ અવાજ એ બિચારાને કાને અથડાય. આ પંચધેલા હરિભકતોને તો બધું સ્વર્ગસુખની કથા જેવું જ લાગતું, બે કે ત્રણ મિનિટ આ બધો શોરબકોર, ગણગણાટ, ધણધણાટ ચાલ્યો.. ને આરતી પૂર્ણ થતાં સહેજ શાંતિ પથરાઇ. એટલામાં તરત જ તાળીઓના પટકા અને સ્વામીનારાણયના અવાજની ધૂન શરૂ થઈ. બે મિનિટ સુધી તાળીઓના પટાકાનો અવાજ ચાલ્યો હશે. ત્યાં તો તરતજ દરેક માણસે સભામંડપમાં એકી સાથે જમીન ઉપર લાંબી તાણવા માંડી. આ દંડવત-પ્રવૃત્તિ ચાલુ છે, એટલામાં કંઇક સંજ્ઞા થઇ હોય એમ બધા માણસો ઝપાટાબંધ મંદિર ફરતા ગોળ ગોળ દોડવા માંડયા, આ કાર્યક્રમ અને દોડવાની હરીફાઇમાં નંદાના વૃદ્ધબાપા પણ સામેલ જ હતા. નંદાને પણ ખુશી કે ના ખુશીએ એના બાપા પાછળ આ કાર્યક્રમમાં ઘસડાવું પડતું.

છેવટે થાકીને લોથપોથ થઇ ગયા પછી નંદાના બાપા ભગવાનની મૂર્તિ સામે બે હાથ જોડી એકી ટશે જોઇ રહ્યા. તેર વરસના નંદાને આવું બધું કરવાની શ્રદ્ધા હજી જન્મી નહોતી. પણ બાપા કરે એટલું જોઇ જોઇને એને અવશ્ય અનુકરણ કરવું જ પડતું. એટલે આ બધા કાર્યક્રમમાં નંદો પાવરધો બની ગયો હતો. નંદાના બાપાની બે હાથ જોડેલી અરજ સામે ઊભેલી ભગવાનની પ્રતિમાએ સાંભળેલી હોય કે નહિ. તે તો કોણ જાણે પણ ચારેક હાથ છેટે ઉભેલો એક બીજો શ્રીમંત હરિભકત નંદાના બાપાની અરજ સાંભળી ગયો. તેને લાગણી થઇ. અને એ બન્નેની નજીક આવ્યો. નંદાના બાપાનો રોજનો આ પ્રમાણેનો કાર્યક્રમ શ્રીમંત હરિભકત બહુ જ ભાવપૂર્વક જોતો. અને એટલે જ નંદાના બાપાની સાથે વાત કરવા ઇચ્છા થતી. આજે જાણી જોઇને જ આ ભાઇ એમની નજીક આવ્યા અને પૂછ્યું. દેખાવે જ બ્રાહ્મણ જેવા લાગતા હતા. એટલે એ પ્રશ્ન પૂછ્યા સિવાય "અત્યારે શું ધંધો કરો છો મહારાજ" "બે ત્રણ દિવસથી એક શેઠને ત્યાં ૧૨ રૂપીઆના પગારથી રસોઇ કરવા રહ્યો છું શેઠ!" "ત્યારે આ છોકરાને ભણાવો છો કે નહિ ?" અરે શેઠ ભણાવવાની વાત કયાં કરે છો! હું નોકરી કરવા રહ્યો છું ત્યાં જ આ છોકરાને મારી સાથે રાખવા મનાઇ કરી છે ને જોઇશ બે ત્રણ દિવસ સુધીમાં આ બીજે નોકરી મળશે તો આ નોકરી છોડી દેવી પડશે. એકના એક છોકરાને મુંબઇ જેવા શહેરમાં એકલો કયાં રાખું ?" "પણ તમારે શેઠને કહેવું હતું ને કે છોકરાને જુદો કયાં રાખું !" 'એ બધુંય કહી જોયું શેઠ ! જીભને દાંતની ભલામણ હોય. 'પણ વાળંદનાં વાંકા હોય ત્યારે





કોથળીમાંથી કરડે' આપણાં નશીબ વાંકા એમાં બીજા શું કરે. કોને દોષ દેવો એ તો સ્વામીનારાણ બાપા રાખશે એમ રહેશું. બીજું શું થાય!'

શેઠે કહ્યું "છોકરાની મા છે કે કેમ?" "ના શેઠ! એની મા હોય તો ગારે ઉપાધિ જ શી હોય? છોકરાને બે વરસના મૂકીને એણે કયારનું પરલોકનું ગામતરું કર્યું. અને ત્યારથી આ નંદાને મારી કેડમાં લટકાવીને ફર્યા કરું છું." નંદાના બાપાની આંખમાં આંસુ આવ્યાં. નંદાએ એ જોયાં. અને આંખ નીચે ઢાળી દીધી. બાપાની આ મૂંઝવણ નંદો નાનો હતો છતાં પણ સમજી શકતો હતો પણ અત્યારે બન્નેના ઉપર કુદરત રૂઠી હતી. અને મુંબઇ શહેરમાં ઠરીને પગ કયાં મૂકવો એ જ હકીકત બન્નેને અકળાવતી હતી.

મંદિરના સિંહાસન નજીક ભગવું વસ્ત્ર ઓઢીને બેઠેલા એક બ્રહ્મચારી પણ આ બધી હકીકત સાંભળતા હતા. તેમની દૃષ્ટિ આ નાના નંદા ઉપર પડી. તેમણે પણ વિચાર્યું કે પ્રસંગ ઠીક આવ્યો છે. અને છોકરાને ચેલો મૂંડવા જેવો છે. બરાબર લાગ જોઇને એમણે પણ પાસે નાખ્યો.

તમારી સાથે છોકરાને જો તમારા શેઠ ન રહેવા દે, તો આપણે અહીં મંદિરમાં રાખો. અહીં રોજ જમશે, ભણશે ને રહેશે. તમારે એની ચિન્તા નહિ. સ્વામીનારાયણ ભગવાન એને સાચવશે, સમજ્યા." બ્રહ્મચારી મહારાજ બોલ્યા.

ત્યાં બાજુમાં ઊભેલા શેઠ પણ બોલી ઊઠયા "હયો ત્યારે હવે શું? મહારાજને આશરે સુખી થશે ને તમારું કામ પણ ચાલશે. તમે આપણે ત્યાં રસોઇ કરવા આવો. તમને બાર રૂપીઆને બદલે પંદર રૂપીઆ આપશું. હવે કાંઇ વાંધો છે?"

નંદાના બાપામાં જીવ આવ્યો. પણ હૃદય મૂંઝાયું, કેટલાય વરસથી છોકરો મા વગરનો તો છે. ને આજે મારાથી પણ છૂટો પડે. એ પ્રસંગ કેમ સહેવાય, પણ છૂટકો જ નહોતો. એણે નંદાની સામે જોયું. નંદાએ બાપાની ભીની આંખો જોઇ અને ચેતી ગયો. બ્રહ્મચારીની કપટી લાગણી અને સાથે શેઠની ભલમનસાઇ પણ પામી ગયો. અને સાથે સાથે પિતાનું ડોળાઇ ગયેલું હૃદયમંથન પણ ઓળખી શકયો. આ બધી પરિસ્થિતિનો નિકાલ એણે ક્ષણવારમાં જ કરી લીધો.

પિતાથી છૂટું પડવું કોને ગમે? એક પછી એક પ્રસંગ નંદાને યાદ આવ્યા. પિતા સાથે રહીને અનાથ આશ્રમમાં નંદાએ ચાર ગુજરાતી ચોપડીનું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું હતું. બે વરસની ઉંમરે માતાથી અને અગીઆરમે વરસે પિતાથી જુદો રહેવાનો પ્રસંગ એના હૃદયને વલોવી નાખતો હતો. ઉપર આભ અને નીચે ધરતી ઉપર વિહરતો માનવ સમાજ એનું આજે કુટુંબ હતું. જન્મથી સુખની કલ્પના નહોતી. એટલે ગમે તેટલું દુઃખ એને દુઃખી કરી શકે એમ જ નહતું.

બોલ નંદા! બ્રહ્મચારી મહારાજ સાથે રહીશને?

ખોટું હાસ્ય કરતા મહારાજ વચમાં જ બોલી ઊઠયા. અહીંયાં એને શું દુઃખ છે. એની જેવડા ત્રણ ચાર વિદ્યાર્થીઓ અહીં રહે છે. ને અભ્યાસ કરે છે. તેની ભેળો રહેશે તો સુખી થશે. એનાં ભાગ્યમાં આવું સ્થળ કયાંથી હોય?

બ્રહ્મચારી મહારાજની ભાષામાં નંદાને જરાપણ શ્રદ્ધા પ્રગટી નહિ પણ પિતાના સુખની ખાતર એણે મંદિરમાં રહેવું કબૂલ કર્યું. તે જ રાતે નંદો પિતાથી છૂટો પડયો. દુઃખની પોટલીઓની ગાંઠ ઉખેળ્યા સિવાય નંદાના બાપાએ નંદાને આશ્વાસન આપ્યું:

'નંદા, હિમ્મત રાખજે. રોજ રાતે હું અહીં મંદિરમાં જ મળીશ મહારાજની સેવા કરજે અને બ્રહ્મચારી મહારાજના આશીર્વાદ લેજે.'

નંદાને ગળે ડુમો ભરાયો. થાંભલાની કિનાર સાથે માત્ર આંગળી ઘસતાં આંખ જ ઊંચી કરી શકયો. અને એ પણ ફરી પાછી નીચે ઢાળી દીધી. બોલી તો શકયો જ નહિ, વધુ આશ્વાસન આપવું. ઠીક ન લાગવાથી નંદાના બાપાએ પણ ભારે હૃદયે મંદિર છોડયું. જતાં જતા પણ બોલાઇ જવાયું. 'નંદા કાલે સાંજે ફરી મળીશ હો કે? મૂંઝાઇશ નહિ.'



× × ×

શ્રાવણ મહિનાનાં પર્વો એક પછી એક આવવા લાગ્યા. મંદિરમાં ઠાકોરજીના શણગારની ભવ્ય તૈયારીઓ દિન પ્રતિદિન થવા માંડી. નંદો હવે અગત્યના કામમાં રોકાવા માંડયો. બ્રહ્મચારી મંડળમાં તેનું માન વધવા માંડયું. આજે નંદાને મંદિરમાં દાખલ થયાં એક વરસ પૂરું થવા આવ્યું હશે. કોઈ અજાણ્યો માણસ હવે નંદાને જોતાં વેંત ઓળખી ન શકે. નંદાના ગાલના ખાડા અને ગળાના દેખાતાં હાડકાંની જગાએ; પૂરણી થઇ ગઇ હતી. સફેદ બગલાની પાંખ જેવા મલમલનું ધોતિયું અને ખેસ. ગળામાં તુળસીની કંઠી, કપાળમાં ઊભું ગાજરિયું તિલક, અને વચમાં લાલ ટમેટા જેવો ગોળ ચાંદલો. વગેરે રીતે તેના પોશાકનું પણ પરિવર્તન થઇ ગયું હતું.

કીમતી ઝવેરાત અને ઝીક ભરેલા પોશાકો ધરાવેલ ઠાકોરજીની પ્રતિમાઓનું નંદો રક્ષણ કરવાવાળો હતો. તે નંદો હવે પ્રાઇવેટ અંગરક્ષક બની ગયો હતો. એવી જ બીજી રીતે મંડળના વડા બ્રહ્મચારી મહારાજનો જમણો હાથ પણ બની ગયો હતો. ગમે ત્યાં બહાર જવું હોય તો બ્રહ્મચારી મહારાજ નંદા વગર એક ડગલું પણ આગળ ન ચાલે એટલો ઉપયોગી થઇ પડયો હતો.

આખો દિવસ આજે ઠાકોરજીના શણગારની ધમાલ હતી. રાતના બાર વાગ્યા. સભામંડપમાં અસંખ્ય દર્શન કરવાવાળા હરિભકતોની ભીડ હતી. બરાબર બારના ટકોરા થયા. અને નગારા ઉપર દાંડી પડી. ઝાલર વાગવી શરૂ થઇ. મંદિરના દરવાજા ખુલી ગયા. શ્રી કૃષ્ણ ભગવાનનો જન્મ થયો. બ્રહ્મચારીએ આરતી ઉતારવી શરૂ કરી. નંદો બાજુમાં જ સોનાના સિંહાસનમાં તરતના જન્મેલા શ્રી કૃષ્ણ ભગવાનને ઝુલાવતો હતો. નંદાની સામેની બાજુમાં નંદાનો સાથીદાર અગીઆર વરસનો સોમલો સિંહાસન ઉપર રૂપાનું ચમર ઢોળતો હતો. આ બંને જણાને ભારે મળતાપણું થઇ ગયું હતું. સોમલો કોઇપણ કાર્યમાં નંદાની વિરુદ્ધ વર્તી શકતો નહિ. ઘણી ઘણી વખત તો સ્ત્રીઓનાં વૃંદો દર્શને આવે ત્યારે નંદાની ગેરહાજરીમાં સોમલો નંદાની સુસ્સીલગીરીના વખાણ કરી નાખતો. સ્ત્રીઓ પણ ઠાકોરજીનાં દર્શન કરીને પછી નંદાની સાથે વાતચીતનો લાભ લઇ લેતી એનું એક કારણ હતું.

આ શ્રીમંત હરિભકતાણીઓને ઠાકોરજીની સેવા અથવા બ્રહ્મચારી મહારાજનું કામ પડતું. ત્યારે દર વખતે વચમાં નંદાની જરૂર પડતી જ. એના સિવાય સાધુ બ્રહ્મચારીઓથી સીધી વાત તો સ્ત્રીઓ સાથે થઇ શકે નહિ એટલે નંદાની ઘણી જરૂર પડતી.

આજે નંદો પાઇ પૈસાના ઢગલા ઉપર બેધડક ફરતો હતો. એક વખત જ્યારે નંદો પોતાને ગામ પોતાનું ઘર સાફ કરતો ત્યારે માત્ર ધૂળ જ ઊડતી, આજે મંદિર સાફ કરતાં લોકોએ ફેંકેલા પાઇ પૈસા ઊડતા તેની નજરે પડતા હતા.

નંદાને અત્યાર સુધી તો મંદિર અને બ્રહ્મચારીઓ ઉપર શ્રદ્ધા ખૂબ જ રહી પણ ધીરે ધીરે એ શ્રદ્ધા હવે તૂટી થવા માંડી. એનાં ઘણાં કારણો હતા, મંદિરમાં રહ્યા પહેલાં એના બાપાએ એને કહેલ કે બ્રહ્મચારીઓ પૈસાને અડે જ નહિ પણ નંદાએ તો એ જ બ્રહ્મચારીઓને એકાંતમાં રૂપિયા ગણતા અને ભેગા કરતા જોઇ લીધા હતા. ઠાકોરજીનું બહાનું કાઢી કિંમતી રેશમી વસ્ત્રો અને ઘરેણાં તથા ઘડિયાળોનો સંગ્રહ વગેરે હરિભકતો પાસેથી પડાવી વૈભવ માણતા પણ જોયા. સ્ત્રીઓ સાથે વાતચીત કે સ્પર્શ થઇ ગયા હોય તો ઉપવાસ કરવો પડે એને બદલે નંદાએ તો સ્ત્રીઓની સાથે વાતચીત કરતા અને વસ્તુઓની લેવડદેવડ કરતા પણ બ્રહ્મચારીઓ નંદાની નજરે પડયા. નિર્જળા એકાદશીના ઉપવાસને દિવસે ધરાઇ ધરાઇને મિષ્ટાન્ન આરોગતાં પણ જોઇ લીધા હતા. આવાં અનેક કારણોથી જેમ બાળક મૂળશંકરને શિવલીંગ ઉપરથી ચોખાના દાણા લઇ જતા ઉંદરને જોઇ મૂર્તિ ઉપરથી શ્રદ્ધા ઊઠી ગઇ હતી. તેમ નંદાને પણ આખા મંડળ ઉપર અશ્રદ્ધા ઉત્પન્ન થઇ ને જોવાતી





સાથે તેવા થવાની પ્રેરણા આવી. ધીમે ધીમે એની ઠાકોરજીના પૈસા નાખવાની પેટી ઉપર પડી. મંદિરના અંદરના ભાગમાં પડેલી ચારઆની આઠઆની ધીરે ધીરે સરકાવવા લાગ્યો અને એનો જોડીદાર સોમલો પણ એના કાર્યમાં રસ લેતો થયો. બંને જણા બરાબર સંપી ગયા હતા.

જો ! સોમલા જરા પણ વાત બીજાને કાને ગઈ તો! સોમલાએ જવાબ આપ્યો નારે નંદાભાઈ આવી વાતો તે બીજાને કાને નખાતી હશે ! અને મને પણ આ કળા શીખવામાં ઘણી મજા પડે છે.

તો બસ ત્યારે. તારો બેડો પાર સોમલો ખુશી થયો. જોત જોતામાં બે વરસ પસાર કરી નાખ્યા. અચાનક એક દિવસ બ્રહ્મચારી મંડળમાં ખબર આવ્યા "તમારાં મંડળની બદલી કરવામાં આવે છે" અને મુંબઈના મંદિરમાં બીજું મંડળ આવે છે. સ્વામીનારાયણ સંપ્રદાયમાં એવો રિવાજ હોય છે કે દર બે વરસે ઠાકોરજીની સેવા કરવામાં મંડળોની બદલી થાય છે આમ કરવાનો હેતુ તો એટલોજ કે કોઈ પણ મંડળ લાંબો સમય એકજ ઠેકાણે રહીને પેધી ન શકે એટલા પૂરતો હોય છે.

નંદાના જીવનમાં ફરી પાછો ખળભળાટ પેદા થયો. મોટા બ્રહ્મચારીએ બોલાવ્યો. અને કહ્યું બોલ નંદા આપણા મંડળની તો બદલી થઈ છે. એટલે આ મંદિર આપણે છોડવું પડશે. તારી શું ઇચ્છા છે ત્યારે અમારી સાથે વડતાલ આવવું છે નંદો વિચારમાં પડી ગયો. શું જવાબ આપવો એ સૂઝયું નહિ. છેવટે ઘણી હિંમત એકઠી કરી બોલ્યો. ત્યારે સ્વામીજી, પણ ત્યાં અહીંયાં જેવું જ ખાવાનું અને રહેવાનું બધું આવું જ જાતનું હશે?

બ્રહ્મચારી-મહારાજે વિચાર્યું કે ના પાડીશ તો આવો સરસ પાવરધો ચેલો હાથમાંથી છટકી જશે. નંદાને બ્રહ્મચારીની દીક્ષા આપવાની ઊંડી ઉત્કંઠા મોટા મહારાજને હતી. એટલે મોઢેથી હસતાં બ્રહ્મચારીજીએ કહ્યું ત્યાં પણ બધું આવું જ નંદા! એક વખત ત્યાં આવીને જોતો ખરો. નંદો બ્રહ્મચારીજીનું હાસ્ય સમજી ગયો, છતાં પણ હિંમતથી સાથે જવા કબૂલ થયો.

સાંજે નંદો તેના બાપાને મળ્યો. બધી હકીકત કહી. નંદાના બાપા વિચારમાં ઊતરી ગયા. હવે શું થાય! નંદાને એટલે બધે દૂર કેમ જવા દેવાય. એકનો એક જ છોકરો કદાચ ભોળવાઈને બ્રહ્મચારી થઈ જાય તો છોકરો હાથમાંથી જ જાય. અને નંદાને હજી તો જનોઈ દેવું છે.

ના! ના, નંદા, હજુ તો તને જનોઈ દેવું છે. આટલે દૂર આપણે નથી જવું. ગામમાં આપણી આબરૂ શું? લોકો શું બોલે? ગામને ચોકે કાંઈ ગરણું બંધાય?

નંદો ગળગળો થઈ ગયો. સમયે આજે એને ચાલાક બનાવ્યો હતો.

બાપા, મને મંડળની સાથે જ જવા દો. હું તમારા પાસે આવીશ તો પાછી ખરાબ પરિસ્થિતિમાં ઊતરવું પડશે. એના કરતાં આ મંડળ સાથે જ સારું છે. હું તમને સાચું કહું છું કે હું બ્રહ્મચારી નથી થવાનો. એ બધા ભલે બ્રહ્મચારી રહ્યા. જનોઈ દેવાનો વખત થાય એટલે મને કાગળ લખી નાંખજો હું ચાલ્યો આવીશ. ધડકતે હૃદયે નંદાના બાપાએ જવાની રજા આપી.

નંદાની ટિકિટ કપાઈ. ને નંદો વડતાલની યાત્રાએ ઊપડ્યો. વડતાલના મંદિરે નંદાની કલ્પનાને બુઠ્ઠી કરી નાંખી. ઘણાં વરસોની બાંધેલી હવેલીમાં અંધારા ભાગમાં આ મંડળનું કાયમી સ્થાન હતું. જૂના કબાટ અને ખાનામાં ચીંથરા અને ગાભા વીંટેલાં વાસણો ભરેલાં હતાં. ઘણાં શહેરોમાંથી એકઠાં કરેલાં રેશમી લૂગડાંનો સંગ્રહ પણ દેખાઈ આવતો હતો. આઠવાડીઆ ઉપર બે ત્રણ અઠવાડીઆ વડતાલમાં નંદાએ પસાર કરી નાંખ્યાં.

નંદો વિચારે ચડ્યો. આ બધું તો પોલું જ છે. આવાં મંડળો તો અંધારી હવેલીમાં કેટલાંએ સંતાઈ પડયાં છે. વળી અહીં મુંબઈ જેવું આ મંડળને માન પણ કયાં મળે છે? વળી વડતાલના મંદિરમાં આ મંડળના કોઈ મહારાજને પ્રવેશ કરવા પણ મળતો નથી, ઠાકોરજીને ધરાતા લાડુના થાળો અને પકવાનો તો અહીં દેખાતાં જ નથી. રોજ ને રોજ અડદની દાળ

અને બાજરાના રોટલા આ બધું શું? કાંઇ સમજાતું નથી. છતાં પણ છ મહિના વીતાવી દીધા. મોટી મોટી હવેલીમાં હજારો સાધુ બ્રહ્મચારી અને પાળાઓની દુનિયા જોઇ. આ દુનિયા જ જુદી છે એમ નંદાને લાગી ગયું. ચારિત્ર, સત્ય, ભક્તિ, શ્રદ્ધા વગેરે મંદિરમાં દર્શન કરવા આવવાવાળાને બહારથી દેખાય. બાકી આ સાધુ-બ્રહ્મચારીઓના મંડળોની દુનિયાથી અનેક ગણી દૂર આ વસ્તુઓ હતી. નંદો જેમ જેમ ઊંડો ઊતર્યો તેનાથી ઊંડા ઊતરી જવાયું– તેમ તેમ ગંદુ જ વાતાવરણ જોયું. ગરીબી અને બેકારીમાંથી સાધુ થયેલાઓને અનેકને જોયા. સ્ત્રીની આશામાં ને આશામાં નિરાશા સાંપડેલા અનેકને અંતે ભગવી દીક્ષા લેતાં જોયાં. કેટલાકે માનેલું કે આમાં સારી કમાણી કરીશું. અને પછી નાસી જઇશું. સમાજ અને ગામમાં તિરસ્કાર પામેલાએ જાણ્યું કે ત્યાં જઇશું. તો આપણું હરિભક્તોમાં સ્થાન ઊંચું ગણાશે. આવી રીતે દરેકની પાછળ નાના મોટા ઇતિહાસો જોયાં, બ્રાહ્મણ, કણબી, કોળી, સુતાર, લુહાર ને કુંભાર સુદ્ધાં ભગવાં વસ્ત્રો પહેરીને પાટે બેસી ગયા છે. અને મંડળો જમાવ્યાં છે.

નંદાનો નિશ્ચય ફર્યો. હવે અહીં રહેવામાં માલ નહિ. આ સાધુઓની દુનિયા તેણે જોઇ લીધી. બ્રહ્મચારીઓનાં મંડળની લીલા પણ જોઇ લીધી. એના બાપાને એણે કાગળ લખ્યો. જનોઇનું બહાનું કાઢીને તમે તેડવા આવો.

* * *

એક દિવસ મોટા બ્રહ્મચારીએ બોલાવ્યો. નંદા! આ કેવું તીર્થનું ધામ છે? તારા જેવા ઘણા છોકરાઓએ અહીં મોટા મહારાજની પાસે દીક્ષા લીધી છે. મોટું પુણ્ય કહેવાય. આપણા મંડળનો તું ભાગીદાર થઇશ. પટ્ટશિષ્યોમાં તારું સ્થાન ગણાશે બોલ, ક્યારે દીક્ષા લઇશ.

મહારાજ, મને બ્રહ્મચારીની દીક્ષા લેવી બહુ ગમે છે. એકાદ બે દિવસમાં ચોક્કસ કહી દઇશ. બીજે દિવસે તો નંદાના બાપા મુંબઇથી નંદાને તેડવા આવ્યા. નંદા! તારા બાપા કેમ આવ્યા છે? તેં બોલાવ્યા!

ના મહારાજ મને બ્રહ્મચારી બનાવવા માટે તેડવા આવ્યા છે મને જનોઇ દેશે એટલે હું ખરેખરો બ્રાહ્મણ-બ્રહ્મચારી-બનીશ.

મોટા મહારાજ, મનમાં ને મનમાં બળી રહ્યા હતા. પણ ગુસ્સો રોકી શક્યા નહિ. બધાની સમક્ષ બોલી ઊઠ્યા. નંદો લુચ્ચો નીકળ્યો, આટલો જ બીજો જમીનમાં.

સાંજે નંદો એના બાપાની સાથે ગોમતી સ્નાન કરવા ગયો. સ્નાન કર્યા પછી નંદાએ એક પોટલી એના બાપાના હાથમાં મૂકી, લ્યો બાપા! આમાં માલ છે.

નંદા શું છે એમાં? જોયું તો ૧૫૦) રૂપિયાનું પરચુરણ એમાંથી નીકળ્યું. નંદાના બાપાના હાથ ધ્રુજ્યા. નંદા આ ક્યાંથી? બાપા, એ તો મેં અહીં રહીને ભેગા કર્યા. આ બ્રહ્મચારીઓ પણ આવી જ રીતે ભેગા કરે છે. એટલે લેવામાં હરકત નહિ.

'ના, ના, બેટા તીર્થક્ષેત્રમાં આવું પાપ આપણાથી થાય નહિ. બ્રહ્મચારી મહારાજને પાછા આપી દે. આ લક્ષ્મી આપણું અનિષ્ટ કરે.' નંદાના બાપાએ ૧૫૦) રૂપિયાની પોટલી મોટા મહારાજને આપી કહ્યું કે મારા નંદાએ આ ભૂલ કરી છે. તમે લઇ લ્યો.

૧૫૦) રૂપિયાની પોટલી, અને આ મહારાજની રૂબરૂ અર્પણવિધિ આ બધું શું? આખું મંડળ લાલ આંખે નંદા તરફ જોઇ રહ્યું. બાપાની સત્યતા આગળ નંદો ઠંડો થઇ ગયો. એક અક્ષર પણ બોલી શક્યો નહિ.

મોટા મહારાજ તાડૂકીને બોલી ઊઠ્યા, 'લઇ જાઓ ડોસા! તમારા નંદાને, જોયું ને? આટલી દયા કરી ત્યારે આવો ચોર નીવડ્યો, ગરીબની જાત જ આવી હોય છે.' નંદા ઉપર બધા લાલચોળ જેવા થઇ ગયા.

નંદો બોલ્યો, 'બાપા! પણ આવી રીતે આ બધા મહારાજોએ રૂપિયા ભેગા કર્યા છે. એને પાપ નહિ લાગે? અને મને પાપ લાગશે? અને હું જ ચોર?' 'નંદા, પગે લાગ મહારાજને ગમે તેમ તો એ તો ભગવાવાળા ભગવાનના આશ્રિતો છે. તેમનો





હોય આપણાથી જોવાય નહિ.' નંદાના બાપાએ કહ્યું.

નંદાએ સાષ્ટાંગ દંડવત્ કર્યા અને ધોળા મલમલના ધોતિયાં પાછા એમને સુપરત કર્યાં. પોતાનું જૂનું પહેરણ અને ટોપી ઓઢી બાપાની જોડે વતન તરફ રવાના થયો. સોમલો પાછળ દોડયો ને નંદાને નમસ્કાર કર્યા, 'નંદાભાઇ, જેસ્વામીનારાયણ, 'જેસ્વામીનારાયણ સોમલા!'

'નંદાભાઇ, હવે તમે નહિ આવોને ?'

'ના, ભાઇ હવે હું મારે ગામ જઇશ. અમારા શુકલજી પાસે બ્રાહ્મણની દીક્ષા લઇ જનોઇ પહેરીશ.

મોટા બ્રહ્મચારીએ આ છેલ્લો વિધિ જોયો ને ગુસ્સે થઇ સોમલાને પોતાની પાસે બોલાવી લીધો.

# પ્રથમ શોક

**રવીન્દ્રનાથ ટાગોર : અનુ. સુરેશ હ. જોષી**

વનની છાયામાં થઇને જે રસ્તો ચાલ્યો જતો હતો તે આજે ઘાસથી ઢંકાઇ ગયો છે.

એ નિર્જન સ્થાને એકાએક પાછળથી કોઇક બોલી ઊઠયું, "કેમ, ઓળખાણ પડે છે ખરી કે ?"

મેં પાછળ ફરીને એના મુખ ભણી જોયું. કહ્યું, "કંઇક યાદ તો આવે છે, પણ નામ બરાબર દઇ શકતો નથી."

એણે કહ્યું, "હું તો તારો પેલો અનેક વર્ષો પહેલાંનો—પચ્ચીસ વર્ષની વયનો શોક."

એની આંખને ખૂણે કશાકની છલછલ આભા દેખાઇ, જાણે તળાવડીનાં પાણીમાં ચન્દ્રની રેખા.

હું અવાક્ બનીને ઊભો જ રહી ગયો. પછી કહ્યું, "તે દિવસે મેં તને જોયો ત્યારે તું શ્રાવણનાં વાદળના જેવો કાળો હતો, આજે જેને જોઉં છું તે તો જાણે આશ્વિનનાં સોનામાંથી ઘડેલી પ્રતિમા ! તે દિવસનાં આંખમાંનાં બધાં નીર શું સાવ સૂકાઇ ગયાં ?"

એણે કશું કહ્યું નહીં, સહેજ હસ્યો; હું સમજ્યો કે બધું જ આ હાસ્યમાં રહી ગયું છે. વર્ષાનાં વાદળે શરદના પારિજાત પુષ્પનું હાસ્ય શીખી લીધું છે.

મેં પૂછ્યું, "મારા એ પચ્ચીસ વર્ષનાં યૌવનને ય શું આજસુધી તેં તારી પાસે સાચવી રાખ્યું છે ?"

એણે કહ્યું, "આ જોને, મારા ગળાનો હાર."

મેં જોયું: તે દિવસની વસન્તની માળામાંથી એક પાંખડી ય ખરી નથી. મેં કહ્યું, "મારું તો હવે બધું જીર્ણ થઇ ચૂક્યું, પણ તારા ગળામાંનું મારું એ પચ્ચીસ વર્ષનું યૌવન આજે ય મ્લાન થયું નથી."

ધીમે ધીમે એણે એ માળા ઉતારીને મારા ગળામાં પહેરાવી દીધી. પછી પૂછ્યું, "યાદ છે ને ? એક દિવસે તેં કહ્યું હતું, 'મારે સાન્ત્વના જોઈતી નથી, મારે તો શોક જ જોઇએ છે.'"

લજ્જિત થઈને મેં કહ્યું, "હા, મેં એમ જ કહ્યું હતું, પણ ત્યાર પછી તો ઘણા દિવસો વીતી ગયા, હું તો એ ભૂલી પણ ગયો."

એણે કહ્યું, "પણ એ જે અન્તર્યામીનું વરદાન, તે કાંઇ થોડા જ ભૂલે ? હું તે દિવસથી છાયાતલે છુપાઇને તારી રાહ જોતો બેઠો છું. હવે તું મને વરી લે."

મેં એનો હાથ મારા હાથમાં લીધો ને કહ્યું, "આ શું તારું અપરંપાર રૂપ !"

એણે કહ્યું, "જે હતો શોક તે જ આજે બની ગયો શાન્તિ"

[ લિપિકા

# બોધકથાવલિ

ધૂમકેતુ

પ્રૌઢશિક્ષણ માટે અને કિશોરોને સામાન્ય જ્ઞાન આપવાના હેતુને લક્ષમાં રાખીને લખાતા ઇતિહાસ-પ્રસંગો

મહાભારતમાં એક વાત છે. રાજા યુધિષ્ઠિરનો રથ જમીનથી ચાર આંગળ અદ્ધર ચાલતો. એવી એમની સત્ય પ્રત્યે ભક્તિ હતી. પણ એક વખત એ રથ જમીનને અડી ગયો ને અદ્ધર રહેતો બંધ થયો, એ વિષેની આ કથા છે.

અઢાર દિવસના એ જુદ્ધમાં એક દિવસ ગુરુ દ્રોણે એવું તો ભયંકર ઘમસાણ મચાવ્યું કે ન પૂછો વાત. પૃથ્વી અપાંડવી થશે કે શું એવી શંકા સૌના મનમાં આવી ગઈ. ગુરુ દ્રોણનાં બાણ કોઈ ઝીલી શકતું નથી. એના ઘા ધાર્યા આવે છે. વાતવાતમાં માથું ધડને બાજુ ચાલતું થઈ જાય છે. જોદ્ધાઓ એક પછી એક પડતા આવે છે! કોઈ સામે ટકી શકતો નથી. સામે ટકે એક અર્જુન પણ એણે તો ગુરુ સામે હથિયાર લેવાની ના પાડી છે! એ વખતે ભગવાન કૃષ્ણે ભીમને કહ્યું. કે, "હે ભીમ! જ્યાં સુધી ગુરુ દ્રોણના હાથમાં હથિયાર છે ત્યાં સુધી એને હરાવનારો કોઈ માઈનો પૂત હું જોતો નથી. આમ ને આમ જો સાંજ સુધી ચલાશે તો આપણો ઘાણ નીકળી જશે. ગુરુ દ્રોણ હથિયાર છોડી દે એવું કાંઈક કરો. એનો એક જ રસ્તો છે."

"શું?" ભીમે ઉતાવળે પૂછ્યું.

'ગુરુને એનો પુત્ર અશ્વત્થામા હદથી જાદે વહાલો છે. ગુરુ જો સાંભળે કે અશ્વત્થામા મરાયો છે તો એના શોકની કોઈ સીમા ન રહે. એ શોકમાં ને શોકમાં ગુરુ હથિયાર છોડી દે તો છોડી દે. બાકી બીજી કોઈ રીતે ગુરુ હથિયાર છોડે તેમ નથી.'

ભીમ ને સૌ વિચારમાં પડી ગયા. અશ્વત્થામા મરે તો તો ગુરુ હથિયાર છોડે. પણ અશ્વત્થામા શી રીતે મરે? એ પણ મહા જોદ્ધો છે. કેકને ધૂળ ચાટતા કરી મૂકે. એ ક્યાં ગુરુ દ્રોણથી કમ હતો તે ટપ દઈને મરે? એને મારનારો પાંડવદળમાં તો કોઈ મળે નહિ. અને વળી પાછો એ તો ચિરંજીવ. જેને માથે મરણનો જ ભે નહિ. એ શી રીતે મરે?

ભીમે આ વાત જાણી પછી એક યુક્તિ ગોઠવી. માલવરાજનો એક જબરજસ્ત હાથી હતો. એનું નામ પણ અશ્વત્થામા. એ હાથીને ભીમે મારી નાખ્યો. અને પછી મોટેથી આખું સૈન્ય સાંભળે તેમ બૂમાબૂમ ઉપાડી કે અશ્વત્થામા મરાયા છે. અશ્વત્થામા મરાયા છે! વાત માંડી ફેલાવા.

ગુરુ દ્રોણને તો આ એકનો એક પુત્ર હતો. એ મરાય એટલે પછી અંધારું ઘોર! પણ ભીમની વાતમાં ગુરુને વિશ્વાસ બેઠો નહિ. જ્યાં હૈયે હૈયું દળાય એવી જબરી રણભૂમિ ત્યાં શી ખબર પડે? કોણે માર્યો એ પણ શી રીતે જણાય? એટલે એમણે જુદ્ધ છોડ્યું નહિ.

વિશ્વામિત્ર વગેરે ઋષિઓને ચિંતા થઈ કે આ તો ગુરુ દ્રોણે હવે મારો આદર્યો છે! એમનાં વિચાર એ એમનાં હથિયાર છે! ને એમની વિદ્યા એ એમની વિદ્યા છે. કોઈ સામનો કરે તેમ નથી અને ગુરુએ કાઢવા માંડયો છે ઘાણ. એ

* રામાયણ, મહાભારત, ભાગવત કે ઉપનિષદ, તેમ જ બીજાં પુરાણ વગેરેમાંથી ચાલતો આવેલો સાંસ્કારિક વારસો જાળવનારા વિરલ પ્રસંગોને લોકસંસ્કાર દૃષ્ટિએ આંકી ઉતારવાનો પ્રયત્ન કર્યો છે. 'વટને કાજે' પછી અનુક્રમે સંસ્કાર ગ્રંથાવલિમાંથી.





ઋષિઓ પણ ગુરુ પાસે આવ્યા, ગુરુને કહ્યું કે 'તમને આવું જુદ્ધ છાજતું નથી. આ જુદ્ધમાં તમે સૌથી વધુમાં વધુ જાણકાર છો. મોટો સાહસ બાળક સામે જુદ્ધ કરે એવી આ વાત થઈ. તમારે જુદ્ધ છોડી દેવું ઘટે છે!'

ગુરુદ્રોણને લાગ્યું કે વાત તો સાચી છે. મારી બરોબરી કરે તેવો કોઈ સામે છે નહિ. હું લડી લડીને કોની સામે લડું ? એક માણસ બહુ જ બળવાન હોય—ને એક માણસ બહુ જ નબળો હોય—એ બન્ને સાચવટીને જુદ્ધ કરે તો એમાં શરમાવાનું થાય સબળને. એટલે મારે હવે જો પુત્રનું મરણ થયું હોય તો તો હથિયાર છોડી દેવાં ઘટે છે. એ રાજા યુધિષ્ઠિરને પૂછવા ગયા. રાજા યુધિષ્ઠિર મહા સતવાદી હતા. જિંદગીમાં એક વખત પણ જૂઠાણું બોલ્યા ન હતા. એને પ્રતાપે એમનો રથ પૃથ્વીથી ચાર આંગળ અદ્ધર ચાલતો. ગુરુ દ્રોણ, રાજા યુધિષ્ઠિરની પાસે આવ્યા.

હસ્તિનાપુરનું તો શું પણ ત્રિલોકનું રાજ મળે તો પણ જૂઠાણું ન બોલે એવી એમની શાખ. ગુરુ દ્રોણને પણ વિશ્વાસ કે રાજા યુધિષ્ઠિર બોલે એ વાત સો એ સો ટકા સાચી જ હોય, એ જૂઠું બોલે નહિ.

પણ હવે સૌની આકરી કસોટી શરૂ થઈ. ભગવાને યુધિષ્ઠિર રાજાને કહ્યું કે તમે તમારા સતને વળગી રહેશો તો સાંજ પડયે એક જોદ્ધો જીવતો નહિ ભાળો ?

ભીમે કહ્યું કે 'મહારાજ! મેં એક અશ્વત્થામા હાથી માર્યો તો છે. અશ્વત્થામા મરાયો એવી બૂમ પણ મેં પાડી છે. પણ ગુરુને એમાં વિશ્વાસ નથી. એટલે તો તમને પૂછવા આવે છે. તમે તમારું સત્ય જાળવશો તો સેંકડો ને હજારોનાં જીવન જાશે! તમારું કહ્યું એ માનશે તો એ યુદ્ધ બંધ કરશે તમે વિચાર કરો તો સારું."

રાજા યુધિષ્ઠિરની આકરી તાવણી આવી. હવે શું થાય ? જો જૂઠું બોલે છે તો પોતાની સતપ્રતિજ્ઞા ટળે છે. જો જૂઠું બોલતા નથી તો સેંકડોનાં જીવન જાય છે! પોતાનું જીવન આપીને સત્ય પાળવાની વાત હોત તો તો એ કોયડો સહેલો હતો. પણ આ તો વાત જ નવી નવાઈની! દ્રોણગુરુ જુદ્ધમાં હથિયાર છોડે તો જ સેના ઊગરે. પોતે પણ એક સેનાપતિ છે. સેનાને ઉગારવાનો પોતાનો ધર્મ છે. જૂઠું ન બોલવાની પણ જીવનભરની ટેક છે. એ વાતમાં કઈ વાત ચડે ? પોતાની સતટેકની કે સેંકડો માણસના જીવનની?

જ્યારે ગુરુદ્રોણે પૂછ્યું ત્યારે એમણે કહી તો દીધું કે અશ્વત્થામા મરાયો. પણ રાજા યુધિષ્ઠિરનું વેણ એ તો એક સતવાદીનું વેણ હતું. ગુરુદ્રોણને એમાં પૂરેપૂરો ભરોસો હતો એમણે તો એ વેણને સાચે સાચું માની લીધું. માથે ચડાવી લીધું. એ જોઈને રાજા યુધિષ્ઠિરનો અંતરાત્મા એને ડંખ્યો. એમણે તરત ધીમેથી કહ્યું:...'હાથી' 'અશ્વત્થામા મરાયો પણ...હાથી' એમ પોતે જાણે બોલી ગયા. પણ ધીમેથી. ગુરુદ્રોણ સાંભળે નહિ તેમ.

અને જે રથનાં પૈડાં ધરતીથી ચાર આંગળ ઊંચા રહેતાં હતાં એ તે દિવસે ધબ્બ દઈને ધરતીને અડકી પડયાં.

આમાંથી આપણે પણ આપણા જમાનાની વાત ઘડવાની છે. રાજા યુધિષ્ઠિરે અસત્ય વેણ કહ્યું—એ ધર્મ થયો કે અધર્મ? આપણા ઉપર એવું કોઈ સંકટ આવે, એક તરફ



આપણી ટેક હોય ને બીજી તરફ સેંકડો માણસના જીવની વાત હોય તો શું કરવું ? સેંકડો માણસના જીવનને માટે આપણે આપણા સત્યને અને ટેકને એક તરફ મૂકી દેવાં એમાં પણ ધર્મ છે એ આમાંથી મળે છે. પોતાની સત્યવાન તરીકેની કીર્તિને ધર્મરાજાએ ઝાંખી પડવા દીધી. ગુરુદ્રોહ કર્યો. અસત્ય બોલ્યા. વિશ્વાસઘાત થયો. છતાં ધર્મરાજાએ જે કર્યું એ એ સંજોગોમાં સાચું હતું એમ આમાંથી સમજવાનું રહે છે.

માણસ પોતાના ઘરઘરના સવાલમાં આવો ઊંચો વિવેક બતાવે એ જરૂરી છે. કોઇ પણ ટેકને વિવેક વિના ચોંટી રહેવાનું ન હોય. તેમ જ જરાક બાનું મળ્યું કે એમાંથી છટકી જવાનું પણ ન હોય! આ કથામાંથી આવી ઊંડી સમજણ શોધે તો એ કથા.

[ ૨ ]

મનુ મહારાજે એક ઠેકાણે કહ્યું છે કે લાકડાનો હાથી એ હાથી ન કહેવાય. એ કાંઈ યુદ્ધ ન કરી આપે એ તો એક રમકડું છે. તેવી જ રીતે ચામડાનું હરણ એ કાંઇ દોડી શકે નહિ. એ પણ જોવા માટેનું રમકડું થયું ! તે જ પ્રમાણે વિદ્યા વિનાનો બ્રાહ્મણ હોય એ પણ નામનો બ્રાહ્મણ કહેવાય.

આમાંથી આપણને એક બીજી વાતની ચાવી મળી. શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી એ દેહ પછી જેમ એ મુડદું, એ જ પ્રમાણે વિદ્યા હોય તો એ બ્રાહ્મણ. અને વિદ્યા ન હોય તો થઈ રહ્યું—એ પણ માણસ જેવો માણસ !

આપણને વાત વાતમાં નાતજાતના ભેદ નડે છે તે વખતે આ ધોરણ રાખવું જોઇએ. જે સત્કર્મ કરે તે બ્રાહ્મણ સત્કર્મ કરવામાં જેની પ્રીતિ વિદ્યા તરફ વધુ ઢળે તે સાચો બ્રાહ્મણ. જેની પ્રીતિ દેશના રક્ષણ તરફ ઢળે એ ક્ષત્રિય. વેપાર તરફ ઢળે વૈશ્ય. મજૂરી ઉદ્યોગ કરે તે શૂદ્ર. આપણે જેમ હાથ, પગ, નાક, આંખ, એમ શરીરનાં અંગ છે તેમ આ પણ સમાજનાં અંગ છે. એમાં કોઇ ઊંચું નહિ કોઇ નીચું નહિ. ઊંચુ નીચું તો કર્મથી થાય છે. પણ એ કર્મ એટલે માણસ જે ઉદ્યોગ કરે તે નહિ—પણ માણસ પોતાના મનમાં જે ઘાટ ઘડયા કરે તે કર્મ. કોઇ માણસ પોતાની આવડત પ્રમાણે દરજીનું કામ કરે. કોઇ સુતાર હોય, કોઇ ચામડાં કેળવે, કોઇ જોડા સીવે. કોઈ સાફ-સૂફી કરે. એ બધા ઉદ્યોગો સરખા છે. અત્યારે એમાં ઊંચનીચનો ભેદ છે તે ખોટો છે. જતે દહાડે એ નીકળી જવાનો છે. ઉદ્યોગ બધા સરખા, પણ કર્મ વડે માણસ ઊંચો કે નીચો થાય. દરજી ઉદ્યોગ કરતાં કપડું ચોરે, એ કર્મ વડે એ હલકો થયો. ચામડાં કેળવનારો પોતાનો ઉદ્યોગ બરાબર કરે. એ કર્મથી એ ઊંચો થયો.

એક વખત ભગવાન શંકરાચાર્ય નદીએથી નાહીધોઇ સ્વચ્છ થઈને ચાલ્યા આવે. રસ્તામાં એક ઢેઢ મળ્યો. પોતે મહાજ્ઞાની હતા, સમજતા કે ઇશ્વરના દરબારમાં કોઇ નાનો મોટો નથી, છતાં પોતે નાહ્યા હતા, સ્વચ્છ હતા, એટલે વાણી નીકળી ગઇ કે: 'અલ્યા! આઘો ખસ! આઘો ખસ!'

પણ આ તો કાંઇ જેવો તેવો ઢેઢ ન હતો. આઘે ખસવાને બદલે એણે તો સામો સવાલ કર્યો. 'ભગવાન! કોને આઘા ખસવાનું કહો છો? જો આ દેહને કહેતા હો તો જે પદાર્થમાંથી તમારો દેહ બન્યો છે એ જ પદાર્થમાંથી મારો દેહ બન્યો છે, જો આત્માને





કહેતા હો, તો એ તો જેટલો મારો છે તેટલો જ તમારો છે. હવે કોને આઘે ખસવાનું કહો!'

ત્યારે આમાંથી પણ આપણે જમાના સાથે મેળ મેળવવો ઘટે. હોટેલમાં બેઠા થુકયા કરે કે પાન ખાઈને રસ્તો બગાડયા કરે, એ બધાને એ વખતે ઢેઢ જેવા જ ગણવા જોઈએ. માણસ પોતે સ્વચ્છ રહે ને બધું સ્વચ્છ રખાવે તો જ બધા સમાન રીતે શોભે. બધા ધર્મમાં આ એક જ વાત છે. મનથી, કાયાથી, વાણીથી શુદ્ધ બનો. તો બધા જ માણસ સરખા છે. એમાં જેટલો ફેર એટલો ફેર.

[ ૩ ]

દુનિયાની આ ખૂબી તો જુઓ! આજ જ્યાં ઉજ્જડ ટીંબા પડયા છે, ત્યાં એક વખત મોટી મોટી નગરીઓ ઊભી હતી, અને આજ વળી જ્યાં મોટી સાત સાત માળની હવેલીઓ ઊભી છે, ત્યાં કોક દી' કાગડા બોલતા હશે! આ મુંબઇ નગરી જ સો વરસ પહેલાં ઉજ્જડ સીમ જેવી હતી!

આવી આવી વાત માણસ જાણે તો એનો એંકાર-અહંકાર ગળી જાય. હાલતાં ચાલતાં મગજમાં જે રાઇ રાખે છે એમાં ફેરફાર થાય. એક વખત જેના બાપદાદા દિલ્હીના બાદશાહ હતા, તેનાં ફરજંદ આજ દાણાની ગુણો ઉપાડતાં ફરે છે. સમય કયારે શું કરશે તે કોઈનાથી કહેવાતું નથી. એક સાણસાઇ અચળ રહી છે, સમય તો ફરતો આવ્યો છે; ત્યારે આવા જૂના સમયની આપણી પાસે થોડી થોડી નોંધ પડેલી છે. કોઇ ઠેકાણે જૂના સિકકા હોય. કયાંક તળાવ મંદિર વાવમાં લેખ હોય, કયાંકથી વળી ખોદતાં ખોદતાં તાંબાપતરાં હાથ ચડી આવ્યાં હોય, એ બધું સાચવી સાચવીને વિદ્વાન માણસો એમાંથી થોડી થોડી વાત શોધી કાઢે.

ત્યારે આવી આવી જૂની વાત હોય તેને આપણે આપણા દેશનો ઇતિહાસ કહીએ. બહુ જ જૂના વખતના પુસ્તકોમાં પણ આવી વાત લખેલી મળી આવે.

એવી એક વાત આજ માંડીએ.

થોડા સમય પહેલાં જ્યાં લોહીની નદીઓ ચાલી એ પંજાબ દેશની જ વાત છે. પંજાબનો અર્થ પાંચ નદીનો દેશ. ત્યાં નદી પાંચ. જેલમ, ચીનાબ, રાવી, બીઆસ, ને સતલજ.

આ પંજાબ દેશમાં આજથી બે હજાર વરસ પહેલાં એક બનાવ બન્યો.

આજે જેમ રશિયાનું રાજ બળવાન ગણાય છે તેમ તે વખતે ગ્રીસનું રાજ બળવાન ગણાતું. એ ગ્રીસમાં એક રાજા હતો. એનું નામ ફિલિપ. આપણને નવાઇ જેવું લાગે, પણ એ તો દેશ દેશની જેવી ભાષા. આપણામાં મૂળચંદ નામ હોય, મૂળજીભાઈ હોય, અંગ્રેજોમાં માલકમ હોય, મોરીસ હોય, મેકબેથ હોય, એ તો એવી બોલી.

આ ફિલિપ રાજાને એક પુત્ર. એનું નામ અલેકઝાંડર, એનું નામ સિકંદર પણ પડયું છે.

આ સિકંદર જુવાન થયો ત્યારે એક દિવસ એક બનાવ બન્યો.

રાજદરબારમાં એક સોદાગર આવ્યો. ઘોડાનો સોદાગર, એની પાસે જાત જાતનાં ઊંચા કુલવાન ઘોડાં. આજે જેમ વધારે વિમાન હોય એ દેશ લડાઈમાં ખાટી જાય છે, તેમ એ વખતે વધારે ઘોડાં હોય એ દેશ ખાટી જતો. એટલે જાતવાન ઘોડાં તો રાજાઓ જ્યાં હોય ત્યાંથી સંઘરી લેતા. એમાં પાછો

ફિલિપ રાજાને તો ઘોડાનો ભારે શોખ.

સોદાગર પાસે એક ઉત્તમ જાતનો ઈરાની ઘોડો હતો. ઊંચો, પાણીદાર, આંખ જુઓ તો હીરાની જેમ ચળકે. રાજાને એ ઘોડો પસંદ પડયો.

રાજાને પસંદ પડયો એટલે એના ઉપર સવારી કરવા માટે એક દરબારી આગળ આવ્યો. પણ ઘોડાએ એને પેંગડામાં પગ જ મૂકવા દીધો નહિ ને !

ત્યાર પછી તો એક પછી એક ઘોડાના જાણકારો આગળ આવવા માંડયા. આવો મોતી જેવો ઘોડો બીજે જાય એ વાત કોઈને ગમતી ન હતી. પણ ઘોડો ભારે તોફાની લાગ્યો. કોઈનો હાથ જ પીઠ ઉપર ફેરવા દે નહિ! વેચાતો લેવાની વાત ઠેબે ચડી ! ઘોડો રૂપકડો પણ કામનો શું ?

એવામાં રાજકુમાર ત્યાં આવ્યો.

એને પણ ઘોડો પસંદ પડયો. ઘોડો પાણીદાર હતો પણ તોફાની છે એમ સૌએ કહ્યું. એ પોતે જાત પરીક્ષા કરવા આગળ વધ્યો.

ઘોડાની પાસે જઈને એ ઊભો અને એણે તરત વાતનો તાળો મેળવી લીધો. ઘોડો તોફાની ન હતો. સૂરજની સામે એને ઊભો રાખ્યો હતો, એટલે એ પોતાના પડછાયાથી ભડકતો હતો. બીજું કાંઈ ન હતું.

રાજકુમારે ઘોડાની દિશા બદલી નાખી. પડછાયો દેખતો બંધ થયો એટલે ઘોડો ભડકતો મટી ગયો. પછી ધીમે ધીમે અલેકઝાંડરે ઘોડા સાથે દોસ્તી બાંધી. વાંસો થાબડયો. એને શાંત કર્યો. અને એ પળમાં જ એના ઉપર સવારી પણ કરી દીધી !

પછી એને ચક્કરે ચડાવ્યો. પણ શું પાણીદાર ઘોડો હતો. સૌના જીવ તાળવે રહી ગયા હતા. પણ અલેકઝાંડરે તો એને માંડયો રપેટવા થોડીવારમાં તો ઘોડો ઘોડેસવારને જાણી ગયો. અને ઘોડેસવાર ઘોડાને ઓળખી ગયો. પરસેવે રેબઝેબ બન્ને દોસ્ત બનીને ખેલતા ખેલતા પાછા ફર્યા, ત્યારે રાજાએ કુમારને વાંસો થાબડીને કહ્યું : 'બેટા! ગ્રીસ દેશ તારે માટે નાનો છે. તારે તો દુનિયા જીતવા નીકળવું પડશે !'

અને એમ જ થયું. આ અલેકઝાંડર ગ્રીસ દેશમાથી લશ્કર લઈને નીકળ્યો. દેશ જીતતો જીતતો છેક હિંદુસ્તાનમાં આવ્યો.

હિંદુસ્તાનમાં એ વખતે ત્યાં એક બહાદુર રાજા હતો, તેનું નામ પોરસ. પોરસ રાજાએ આ પરદેશી રાજાને ત્યાં જ રોકી દેવાનો વિચાર કર્યો. ગમે તેમ પણ આખા દેશની ચોકી અત્યારે એની પાસે હતી.

પણ પેલી વાતમાં આવે છે નાં કોઈ ને કોઈ પેટબળ્યો ગામ બાળે. આમાં પણ એવું થયું.

એ વખતે ત્યાં એક નગરી હતી. તક્ષશિલા. એ તક્ષશિલાના રાજા આંભી રાજાએ આ અલેકઝાંડરને રસ્તો બતાવ્યો અને એથી એને વિજય મળ્યો. [પોરસ અને સિકંદરની વાત હવે આગળ ચાલશે.]

( અનુસંધાન પાન ૩૨થી )
હોય તેવા બચ્ચાં સૌથી પહેલાં મેદાને પડે છે અને પુખ્ત ઉમ્મરનાં નરમાદા પાછળ આવે છે. આમાં એક સવાલ ઊભો થાય છે કે કોઇપણ જાતના અગાઉના અનુભવ સિવાય આ પક્ષી પંખીઓ ધારેલી જગ્યાએ પહોંચવા પોતાની મુસાફરી જે ઘણાં માઇલોની હોય છે તે કેવી રીતે પૂરી કરતાં હશે. જેમાં તેઓને આવવાનો રસ્તો અને પહોંચવાની જગ્યાની બિલકુલ માહિતી હોતી નથી. જેનો આપણે વિચાર કરીએ તો ન જ હોય એમ લાગે છે. જે તેઓ વગર જોખમે, બિન સાહસિક રીતે અને અચંબો ઉપજાવે એટલી સચોટ રીતે અને અચંબો ઉપજાવે એટલી સચોટ રીતે અને વળી કારણ વિનાના મૃત્યુ સિવાય કરે છે. આનું કારણ આપણી વિચાર શક્તિ તો એટલું જ સમજાવે છે કે આજે ન ગણાય એટલાં વરસોથી આ મુસંબીઓ એક રસ્તે આવે છે અને એક જ રસ્તે પાછાં જાય છે. એટલે તેનાં બચ્ચાંને તે મુસાફરીના રસ્તાનું જ્ઞાન વારસામાં મળ્યું હોય એમ મનાય છે. કારણ કે પંખીની એક જાત અમુક ઘાટનો માળો બનાવે છે. જેના નવા બચ્ચાં મોટાં થઇ જ્યારે કુટુમ્બી થાય છે ત્યારે તે પણ તેના માબાપ જેવા જ ઘાટનો માળો બનાવે છે અને સાથો સાથ ઋતુને પણ સાચવે છે.

પંખીઓ પોતાની સફરનો રસ્તો કેવી રીતે શોધી શકે છે તે બાબત ઘણી ગણુતરી બહાર આવી છે. જેમાં પૃથ્વીના ખેંચાણ અને દેખાતાં જમીન ઉપરનાં નિશાન અને એવું એવું ઘણું, પણ આ બાબતનું જ્ઞાન નાનાં બચ્ચાંમાં કેવી રીતે આવ્યું હોય તેણે તો અવતાર લઇને ઊડતાં શીખી આ બાજુ આવવા નીકળી પડવા વિચાર કર્યો હોય એટલે આ રિવાજ હજુ પણ એક અણઉકેલ કોયડો જ રહ્યો છે.

આવી મુસાફરી અજબ વખતસર અને બરાબર ધારેલી જગ્યાએ પાછાં ફરતાં પંખીઓ કરે છે એટલુંજ નહિ પણ બરાબર પોતાની અસલ માળો બાંધવાની જગ્યા ઉપર જાય છે. આ જગ્યા શોધવામાં એક વખત પોતાના દેશમાં પહોંચી ત્યાંના નિશાનોને ધ્યાનમાં રાખી પોતાની જગ્યાએ પહોંચવામાં કદાચ સફળતા મેળવતાં હોય તો એ માની શકાય એવી હકીકત છે. આધુનિક જમાનામાં આવા સ્થળાન્તરનું બરાબર પ્રમાણ કાઢવા માટે યુરોપ, અમેરિકા જેવા વિજ્ઞાનિક દેશોમાં આવા મુસંબી પંખીઓના અને કાં તો તેના નાનાં નાનાં બચ્ચાં કે જેઓએ હજુ માળો છોડયો ન હોય તે વખતે તેના પગમાં એક ધાતુની પટ્ટી કે વીંટીમાં પહેરાવનાર સંસ્થાનું નામ, નંબર અને ચાલુ વરસની સાલ તેમાં ઉપાડેલાં હોય તે ચઢાવી દે છે. આ પટ્ટીથી તે વીંટી ચઢાવવાના કામને અંગ્રેજીમાં Banding અથવા Ringing કહેવામાં આવે છે. આવી પટ્ટીથી એટલું તો ચોક્કસ થઇ ગયું છે કે, કેટલાંક બેસરાઓને યુરોપની જે જગ્યા અથવા મકાનમાં તેને પટ્ટી ચઢાવી હોય તે જ જગ્યા અથવા મકાનમાં દર વસંત યાત્રામાં આવી માળા બાંધે છે અને બચ્ચાં મોટા કરે છે. આવી રીતે બીજા ઘણાં યાયાવરો કરે છે તે વાત ચોક્કસ છે.

આવી દિવસે દિવસની નિયમિતતા અને ચોક્કસપણું આ બાબતના અવલોકનકારોએ દેશના જુદા જુદા ભાગોમાં વસી નોંધી રાખેલા ઘણાં વરસના સંગ્રહ ઉપરથી બરાબર ગણતરી કાઢી છે કે પોત પોતાની જગ્યામાં પુખ્ત ઉમ્મરનાં પંખીઓ ધારેલા વખતે જ આવી પહોંચે છે. અને જ્યારે તેઓને આવી મુસાફરીમાં કાપવા પડતા માઇલોનો હિસાબ કાઢીએ ત્યારે તો ખરેખર અચંબો થયા વિના રહેતો નથી.

દરેક મુસંબી પંખીનો દરજ્જો તેના જુદા જુદા શિયાળુ રહેઠાણ ઉપર નક્કી કરી શકાય છે. આપણે ત્યાં આવાં પંખીઓ ઉત્તર અને ઉત્તર પશ્ચિમમાંથી આવે છે તેઓ અમુક જગ્યામાં રોકાય છે અને પાછાં પોતાની દક્ષિણ તરફ યાત્રા શરૂ કરે છે, જે લગભગ કન્યાકુમારી અને સિલોન સુધીની હોય છે. આની પછી જે પંખીઓ તે જ જગ્યાએ આવી ત્યાં જ આખો શિયાળો રહી જાય તેને આપણે પાકાં યાયાવર તરીકે ઓળખશું. બીજાં કેટલાંક સ્થળાન્તર યાત્રામાં રોકાય અને ત્યાર પછી તેનાં દર્શન



તો વસંતની વળતી યાત્રામાં થાય તેને આપણે વસંત અને પાનખરમાં આવનાર યાત્રી તરીકે આવકારશું. વળી એવાં પણ યાત્રીઓ છે કે જેઓનો શિયાળુ અને વસંત એટલે આવતાં અને જતાંનો બન્ને રસ્તો જુદો જુદો હોય છે એટલે એવાં પંખીઓ એક જગ્યાએ શિયાળુ યાત્રી અને બીજી જગ્યાએ વસંતમાં દેખાવ દેનાર કહેવાયાં. આ બધાં પંખી જો કે ખરાં યાયાવર કહેવાય તો છે જ. છતાં તેઓની મોટી સંખ્યા ઋતુ સાથેની આવ જા કર્યા કરે છે. તે આપણે પસાર થતાં યાત્રી કહીએ. એ ઉપરથી તેનો દરજ્જો શિયાળુ અને પસાર થતાં યાત્રીની ગણતરીમાં ગણી શકાય.

જેવી મોટી યાત્રા આ પંખીઓ ઉત્તરમાંથી દક્ષિણ તરફ આવવા કરે છે. તેમ આપણા પોતાના દેશમાં વસતાં પંખીઓ પણ ઘરગથ્થુ યાત્રા કરે છે ખરાં, પણ તે એટલી બધી બહાર દેખાતી નથી. તેમાં આપણાં દુધરાજ, પીલક અને નવરંગ જે ઘરગથ્થુ યાત્રા કરે છે તે આપણે નીરખી શકીએ છીએ. ઉત્તર હિન્દમાં અને હિમાલયની તળેટીમાં કે જ્યાં દક્ષિણ કરતાં વધારે વતરાય એવો ઋતુનો ફેરફાર થાય છે, ત્યાં આવી ઘરગથ્થુ યાત્રા બહુ સાફ રીતે અવલોકી શકાય છે, આ નાની યાત્રા પણ તેના વખતે જ શરૂ થાય છે, તે પેલાં પાકાં યાયાવર કરતાં કાંઇ નીચી કક્ષાની નહિ પણ સરખી તો કહી શકાય. આમાં પંખીની અમુક જાત કોઇ ઠેકાણે ઉનાળુ યાત્રી તરીકે લેખાય તો બીજે ઠેકાણે વર્ષામાં આવનાર તો ત્રીજે ઠેકાણે વળી શિયાળુ યાત્રી તરીકે ઓળખવામાં આવે છે. આવી જગ્યા ફેરવવાની યાત્રા જુદી રાખી બીજી જાતની પાક્ષિક યાત્રા પણ પંખીઓ કરે છે જે ગરમી, દુષ્કાળ અને પાણીના પૂરને અથવા તો પોતાને પસંદ ખોરાકની ઉત્પત્તિને લઇ થાય છે. તેમાં અમુક વૃક્ષના ફૂલ અને ફળોના પાકની ઉપર આધાર રાખે છે.

તે ઉપરાંત કુદરતી કાળ-દુષ્કાળના વખતમાં પંખીઓ પોતાની હંમેશની રહેવાની જગ્યા ખોરાકની શોધમાં અને રહેવાની સગવડ માટે કરે છે. એવે વખતે એવા પંખી અકુદરતી રહેણાકમાં મળી આવે છે, ત્યારે રખડુ તરીકે ઓળખાય છે. હિન્દમાં આવી પંખીયાત્રા દરેક દરેક ભાગમાં થાય છે અને થયા કરતી હશે. એને લઇને આવક જાવકની આખી સળંગ સાંકળ બંધાઇ જાય છે.

છેવટે દરિયાની સપાટીથી જે પંખીઓ મોટા પર્વત જેવા કે હિમાલયમાં જે ઊંચાઇએ વસે છે, તેઓને શિયાળુ બરફ સીમા નીચે આવવાથી અને શરીર સોંપટ જનાર ઠંડીને લઇ ઘરાર નીચે આવવું પડે છે, જ્યારે વસંત બેસી જાય ત્યારે બરફ ઓગળવા લાગે છે એટલે પેલાં નીચે વસવા માટે આવેલાં પંખીઓ પોતાની અસલ ઊંચાઇએ બચ્ચાં આપવા પહોંચી જાય છે. આવી યાત્રા તો બહુ ઊંચાઇ ઉપર વસતા પંખી કરે છે. છતાં થોડે ઘણે અંશે સાધારણ ઊંચાઇએ વસતાં પંખી પણ કરતાં માલૂમ પડયા છે.

સ્થળાન્તરનો બરોબર અભ્યાસ કરવા માટે યુરોપ, અમેરિકાના અવલોકનકારો અને વિજ્ઞાનિકો એ પુખ્ત ઉમ્મરના યાયાવરોને પકડી અથવા તો તેવા પંખીનાં બચ્ચાં હજુ જે માળા બહાર નીકળ્યાં ન હોય તેવાંને એલ્યુમીનિયમ અથવા તાંબાની પટ્ટી અથવા વીંટી એક પગમાં ચઢાવી દે જે અંગે મેં ઉપર શરૂઆતમાં જણાવ્યું છે તેટલી સંજ્ઞા લખેલી હોય. આથી આ પંખી પોતાની યાત્રામાં કોઇ ઠેકાણે બંદૂકનો ભોગ થઇ જાય ત્યારે પેલી વીંટી કે પટ્ટી જેણે શિકાર કર્યો હોય તે કાઢી લેઇ પોતાની નજીક એવી સંસ્થા હોય ત્યાં તે અકબંધ પહોંચાડી દે તેની સાથે કયાંથી અને કેવી જગ્યાએથી તેને મારવામાં આવેલું છે તે સઘળું જણાવે, પેલી સંસ્થા જ્યાંની તે વીંટી હોય તેની સાથે પત્ર વ્યવહારથી નકકી કરવા તેને તે સંસ્થા તરફ પાછી રવાના કરવામાં આવે છે; તેની સાથે જે હકીકત આવેલી હોય તે પણ મોકલવામાં આવે છે, જેવી તે વીંટી સંસ્થાને મળે કે તરત જ તેની તે સાલની નોંધ જે બહુ કાળજીપૂર્વક રાખી મૂકવામાં આવેલી હોય તેમાં મેળવી તે સંસ્થા





નક્કી કરે કે આ પક્ષીને અહીંથી આ પટ્ટી ચઢાવેલી અને આ ઠેકાણે તે ગયું એ રીતે એ જ કોમના બીજાં પખીઓને તે વચ્ચેના અંતરમાં મારવામાં આવેલા હોય તે ઉપરથી તેની આખી યાત્રાનો નકશો દોરી કાઢે છે અને એ નકશા ઉપરથી પક્ષી વિશારદો અને વિજ્ઞાનિકો ચોકકસ અને સચોટ હકીકતથી બતાવી આપે છે કે આ જાતના પખી આ જ રસ્તે જાય છે અને આ રસ્તે આવે છે.

આપણા હિન્દમાં આવું વીંટી ચઢાવવાનું કામ બહુ થોડી જગ્યાએ થયું છે જેનો ફાયદો આગળ ઉપર દેખાશે ખરો પણ ભાવનગરમાં અમારા ના. કુ. શ્રી. ધર્મકુમારસિંહજી સાહેબે આપણે ત્યાં વર્ષામાં આવતાં ટીલોર અથવા ખડમોરને આવી પટ્ટીઓ ચઢાવી છે. અને પોતે તેના ઉનાળાના રહેઠાણ નક્કી કરવામાં ઘણો રસ લઇ રહ્યા છે. પણ કમનસીબની વાત તો એ છે કે ભણેલાં અને સમજદાર શિકારીઓના હાથમાં આવી પટ્ટી ચઢાવેલાં ટીલોર આવે તેઓ સાધારણ વાત માની આવી પટ્ટી પાછી ન મોકલતાં ગુમાવી દે છે અને ખાલી જણાવે છે કે પટ્ટીવાળું ટીલોર મારવામાં આવ્યું હતું તો પછી અભણ શિકારીઓને વળી બીક લાગે જો આપણે આવી પટ્ટી પાછી આપવા જઇશું તો વળી શું કરશે એટલે તેઓ પણ પટ્ટી તો શું કામ લાવવા તસ્દી લે અને જાહેર પણ શું કામ કરે. આવો આપણો દેશ છે તેને સમજ આપી સુધારવાનો રહ્યો.

યાયાવર પંખીઓ આવી યાત્રા કરતી વખતે કેટલી ઊંચાઇએ ઊડતાં હશે અને ઉડાનમાં કેટલી ઝડપ રાખતાં હશે, તે જ્યારે આધુનિક જમાનાના હવાઇ જહાજ, ગતિમાપક યંત્ર અને ઊંચાઇ બતાવનાર યંત્ર દ્વારા અને બીજાં ઘણી તરેહનાં યંત્રો દ્વારા ચોકકસ કરી શકાયુ છે, પણ જૂના જમાનામાં આને ન માની શકાય એવા આધારો આપતા હતા. પંખીઓ કેટલી ગતિથી ઊડે છે. અને કેટલાં ઊંચે ઊડે છે. આ ઝડપ પંખીની જુદીજુદી જાતમાં જુદી જુદી હોય છે, પણ તેમાં હવામાન ઘણો ભાગ ભજવે છે.

આ ઉડાનની ઝડપની સરેરાશ કાઢીએ તો ખબર પડે છે કે બદક અને રાજહંસ ૪૦ થી ૫૦ માઇલ કલાકના કાપી શકે છે. પણ હવામાન અનુકૂળ હોય તો આ ગતિમાં જરૂર વધારો થાય છે અને તે વખતે કલાકના ૫૫ થી ૬૦ માઇલની ઝડપે ઊડી શકે છે આમાં એક પંખી દિવસ અને રાત્રિમાં થઇ ૬ થી ૧૧ કલાક ઊડતું હોય તો એક જ ઉડાનમાં આડો (Coot) ૧૬૦ માઇલનું અંતર કાપી નાખે છે. ધોક (Stork) ૬ કલાકના ૧૬૦ માઇલ કાપી શકે છે. વનકૂકડો ( woodcock ) ૨૫૦ થી ૩૦૦ માઇલની સળંગ ઉડાન કાઢે છે જ્યારે ટિટોડીની કોમના પ્લોવર નામનાં (Plover) ૫૩૦ માઇલ કાપી શકે છે. આ બન્ને પંખીના ઊડવાના કલાક ૧૧ ની ગણતરી લેવી.

એવી જ રીતે ક્યાંઇ પણ વિસામો લીધા સિવાય એક ધાગ દરિયા ઉપર જ ૨૦૦૦ માઇલની મુસાફરી આપણે ત્યાં શિયાળામાં આવતાં ઇસ્ટર્ન પ્લોવર ( Eastern Plover ) કરે છે. એવી જ રીતે આ પંખી પશ્ચિમ આલાસ્કા અને ઉત્તર પૂર્વ સાઇબીરિયામાં બચ્ચાં આપી કેટલાંક હવાઇ ટાપુ ઉપર દર વરસે પોતાની હાજરી નોંધાવે છે. આવું જાપાનમાં બચ્ચાં આપતું ચાહા (snipe) પૂર્વ ઓસ્ટ્રેલિયા અને ટાસ્માનિયામાં શિયાળો ગાળવા કોઇ પણ ઠેકાણે વિસામો લીધા વિના ૮૦૦૦ માઇલની દરિયા ઉપર મુસાફરી કરે છે. બીજાં કેટલાય દરિયા કાંઠે વસનાં અને નદી તળાવ ઉપર વસતાં પંખીઓ કોઇ પણ જગ્યાએ ખાવા કે વિસામો લેવા રોકાયા સિવાય દર વરસે હજારો માઇલની સળંગ ઉડાન કાઢે છે.

આપણે ત્યાં આનો સચોટ દાખલો હિમાલયમાં બચ્ચાં આપતાં વુડકોક (Wood cock) શિયાળો નીલગિરિ અને દક્ષિણ હિન્દની ડુંગરમાળમાં વીતાવે છે. આ સફરમાં તેઓ ભાગ્યે જ વચ્ચે કોઇ ઠેકાણે ભૂલા પડેલા પંખી તરીકે જોવામાં આવે છે. આમાં તેઓ સળંગ ઓછામાં ઓછા ૧૫૦૦ માઇલ એક જ ઉડાનમાં કાપી નાખતાં હશે એવી જ રીતે હિમાલયમાં પૂર્વઘાટમાંથી પસાર થતાં અબલખ



મલાગીર પણ સિલોન સુધી લગભગ એટલી જ મુસાફરી એક સળંગ ઉડાનમાં કરે છે.

આવા લાંબા અંતરો કાપવા સાથે એક વિચાર થયા વિના રહેતો નથી કે તે વખતે પંખીઓ પોતાની ઉડાન કેટલે ઊંચે કરતા હશે? આને માટે તેઓને હવાનું દબાણ ઓછું થવા માટે, જમીનનાં નિશાન ઓળખવા માટે અને એવા બીજાં કારણો અને એવું બીજું ઘણું એ બધાં આવરણ ઓછાં કરવા માટે એવી માન્યતા હતી કે તેઓ જમીનથી ઘણાં ઘણાં ઊંચા ઊડતાં હોય છે પણ આને નક્કી કરવા માટે હમણાં હમણાં જાણ થઇ છે કે જો તેઓને મોટી અને ઊંચી ડુંગરમાળ ઓળંગવાની ન હોય તો ભાગ્યે જ ૧૩૦૦ ફૂટથી વધારે ઊંચા ઊડે છે અને બહુ ભાગ્યે જ કોઇ વખત ૩૦૦૦ ફૂટ જમીનથી ઊંચે ઊડે છે. અને કેટલીક જાતનાં પંખીઓ તો ખાસ નીચે ઊડવાની ટેવવાળાં છે. જેઓ તે વખતે દરિયાની સપાટી ઉપર ઊડયાં જાય છે કારણ કે તેઓને આ ઠેકાણે નડતર કરે એવું કશું આવતું નથી. નથી ઊંચા વૃક્ષો કે નથી મોટા ડુંગરા કે મકાનો.

આમાં કેટલાક રો. એ. ફો. ના હવાબાજોએ એવા દાખલા મેળવ્યા છે કે ગોલ્ડન પ્લોવર [Golden Plover] ૬૦૮૦ ફૂટ, ટિટોડી ૬૫૦૦ ફૂટ અને કાગડા (Rooks) ૧૧૦૦૦ ફૂટના ઊંચાઇએ જોયા છે. આ પણ તેઓની સ્થળાન્તર યાત્રા વખતે. પહેલા વિશ્વયુદ્ધમાં કેટલાક હવાબાજોએ ફ્રાન્સના લડાઇના મેદાન ઉપર રાજહંસોને ૯૦૦૦ ફૂટ ઊંચે ઊડતાં જોયા હતા, અને ૧૯૨૧ની સાલના એવરેસ્ટ ઓળંગવા નીકળેલી ટુકડીના માણસોએ સ્થળાન્તર કરતા ગોડવીટ [Godwit] અને ગોલીન્ડા [Gurlew] ને ૨૦૦૦૦ ફૂટની ઊંચાઇએ ઊડતાં દેખ્યાં હતાં; પણ આ બધામાં રાજહંસોએ સૌથી વધારે ઊંચા ઊડી પોતાની તાકાત બતાવી આપી છે. એક હિન્દી વૈજ્ઞાનિકને દેખાઇ આવ્યું કે એક વખત તે સૂર્યની છબી પોતાના દૂરદર્શીય યંત્રવડે પાડતો હતો, તેમાં જ્યારે તેણે પોતાની એક છબીને કાગળ ઉપર છાપી તો તેમાં રાજહંસનું ટોળું ઊડતું આવી ગયું. આ ઉપરથી તેણે ગણતરી કરી કે તેઓ લગભગ દરિયાની સપાટીથી ૨૯૦૦૦ ફૂટ ઊંચે ઊડતાં હતાં.

શિયાળુ અને ઉનાળુ સ્થળાન્તર કરતી વખતે મુસંખીઓ મોટી નદીઓની ખીણો પોતાના મુખ્ય રસ્તા તરીકે વાપરતા માલૂમ પડયાં નથી કે જે બહુ પહેલાંની માન્યતા હતી. આ બાબત પુરવાર કરવા ઘણા સાક્ષીઓ મળે છે તેઓ આખા હિમાલયને સાચી રીતે ઓળંગે છે જેથી કરીને રસ્તો ટૂંકો થાય. નામાંકિત ડુંગરમાળ ખેડનાર સ્વેન હેડીને તિબેટમાં શિયાળુ સ્થળાન્તર કરતી બતકની મોટી સંખ્યાને ઘણી ઊંચાઇએ સિંધુ નદીના મૂળ આગળ જોઇ હતી. એવરેસ્ટ ઓળંગનાર એક મંડળે સપ્ટેમ્બર મહિનામાં આપણી બાજુ આવતાં ઘણાં પંખીને ૧૫૦૦૦ ફૂટ ઊંચે જોયાં હતાં અને કેટલાંક જળચર પંખીઓને આટલી ઊંચાઇએ બોલતાં સાંભળ્યાં હતાં. તેમાં ગોલીન્ડાનો અવાજ બરાબર પિછાનો શકાતો હતો. ૧૯૩૭માં ડુંગરમાળ ખેડનાર એરીક શીપ્ટને કારાકોરમની ડુંગરમાળમાં ફરી ગયેલી બતકો ઘણી સંખ્યામાં જોઇ હતી તે ઊંચાઇ ૧૫થી ૧૬ હજાર ફૂટ હતી. આ બધી બતકો ફેગાસી ગ્લાશીયર પર પથરાયેલી હતી. અને તેણે બીજા ઘણા ગ્લાશીયરો ઉપર તેઓને પડેલી જોઇ હતી. એ ઉપરથી માની શકાય છે. કે આ ઊંચા ગ્લાશીયરો તેઓના બચ્ચાં આપવાના મધ્ય એશિયાની જગ્યા અને શિયાળો ગુજારવાની હિન્દની જગ્યા વચ્ચે આવેલાં હોવા જોઇએ. તેઓને જવાના બીજા રસ્તાઓથી ઘણાં નીચા છે કે જ્યાંથી તેઓ આ ઊંચી ડુંગરમાળને સહેલાઇથી વટાવી શકે પણ તેઓ એ રસ્તા વાપરતા હોય એમ લાગતું નથી.

પંખીઓ જરૂર પડે ઘણી ઊંચાઇએ પાતળી હવાના કારણે જરા ય અડચણ પામ્યા સિવાય બરાબર ઊડી શકે છે કારણ કે એવરેસ્ટ ગયેલી એક ટુકડીએ તેઓની સાથે કાગડા અને ડુંગરાઉ ચકલીઓ ૨૭૦૦૦ ફૂટના તેઓના પડાવ ઉપર જોયાં હતાં. જ્યારે બેરા અને તેના કુટુમ્બી લેમર





ગીયર વીશથી ત્રેવીસ હજાર ફૂટ સુધી હતા અને ડુંગરાઉ કાગડો તો તેઓની સાથે ૨૭૦૦૦ ફૂટ સુધી હતો કે, જ્યાં હવામાન બેહદ પાતળું પડી ગએલું હતું.

જે બેસુમાર પંખીઓનું સ્થળાન્તર હિન્દમાં થાય છે તે વિષયની અગાધતાની દરેક શાખામાં આપણું જ્ઞાન સાવ નહિવત્ જ છે. આને માટે હિન્દના જુદા જુદા ભાગોમાં વસતા અવલોકનકારો અને આ વિષયમાં રસ ધરાવનારાઓ જો મોટા પ્રમાણમાં રીંગીન્ગ અથવા બેન્ડીંગનું કામ હાથ ધરે તો આ ગાઢ વિષયમાં થોડાં પણ સંતોષકારક પરિણામ લાવી શકાય.

આ સ્થળાન્તરના વિષયમાં સૌથી આગળ વધેલો દેશ જર્મની છે. તે ભાષામાં ઘણાં પુસ્તકો છે, અને યુરોપના બીજા દેશો અને અમેરિકામાં પણ આ વિષય ઉપર ઠીક ઠીક સાહિત્ય મળે છે. આ નાના લેખ દ્વારા આપણે ત્યાં અભિરુચિ કેળવાય તેવો પ્રયાસ કર્યો છે

પરિવ્રાજક

## (૧) પ્રાર્થના

દરેક સંસ્થામાં મોટે ભાગે પ્રાર્થના હોય છે તેમ અમારા કન્યા છાત્રાલયમાં પણ પ્રાર્થના રાખેલી છે. વિદ્યાર્થિનીઓ નાની ઉંમરની અને પછાત વર્ગની હોઈ. શ્રી મશરૂવાળાની ગુજરાતી 'ગીતાધ્વનિ'માંથી અમુક શ્લોકો ચૂંટીને પ્રાર્થના બનાવી લીધી છે. ઉપરાંત જુદાં જુદાં ભજનો પણ અવારનવાર રોજ ગાવામાં આવે છે. અને તે પછી, સવાલ જવાબ થાય છે, વિદ્યાર્થિનીઓને કંઈ મુશ્કેલી હોય કે કંઇ કામકાજ હોય તે બધો નિકાલ તે સમયે કરવામાં આવે છે.

વાલી કરીને એક હરિજનની બાર વર્ષની બાળા છાત્રાલયમાં નવી આવી હતી. ભણતી હતી ગુજરાતી ત્રીજી ચોપડી, પણ કુદરતી રીતે બુદ્ધિવાળી હતી. ચબરાક પણ ખરી. કામઢી એટલી અને મિલનસાર પણ ખરી. એક અઠવાડિયામાં તો એ એટલી બધી છાત્રાલયમાં ઓતપ્રોત થઇ ગઇ કે બબ્બે વર્ષની જૂની છોકરીઓને પણ મશ્કરીમાં ઉડાવે. મને પણ અવનવા પ્રશ્નો પૂછે. અને એ પ્રશ્નોમાં સાચે જ એણે કંઇ વિચાર કર્યો છે એમ મને લાગ્યા વગર ન રહે. એટલે એ જિજ્ઞાસુ છે એમ તો મને વસી ગયું હતું.

એક દિવસ, રાત્રે, પ્રાર્થનાના શ્લોક ઉપર એણે એની બુદ્ધિ પ્રમાણે વિચાર કરી સવાલ કર્યો: 'બાઇ ! તમે કહો છો કે દરેકે દિલ ચોર્યા વગર ગજા પ્રમાણે કામ કરવું જોઇએ. અને, પ્રાર્થનામાં તો આવે છે, કે કામથી ક્રોધ ઊપજે, તો કામ કરવું શું કામ જોઇએ ?'

ગીતાના બીજા અધ્યાયના નીચેના શ્લોક પ્રાર્થનામાં હતા તે ઉપરથી એ છોકરીએ એ સવાલ કર્યો હતો.

"વિષયોનું રહે ધ્યાન તેમાં આસક્તિ ઊપજે;
જન્મે આસક્તિથી કામ, કામથી ક્રોધ નીપજે;
ક્રોધથી મૂઢતા આવે, મૂઢતા સ્મૃતિને હરે:
સ્મૃતિ લોપે બુદ્ધિનાશ, બુદ્ધિનાશે વિનાશ છે."

પ્રાર્થનામાં કામનો જે અર્થ હતો તેને બાળક તરીકે એ છોકરીએ સામાન્ય કામકાજના અર્થમાં ઘટાવ્યો, એ જોઇ હું વિચારમાં પડી ગયો. એની બાળક બુદ્ધિ કામનો બીજો અર્થ કરે પણ શું ? હું બાળકો સમજે તેવો અર્થ સમજાવવા એ ઉપર વિચાર કરતો હતો, ત્યાં એને ટેકો આપતાં મોટી મણિએ કહ્યું: 'ખરું છે બાઇ, જ્યારે તમે અમને કશું ને કશું કામ સોંપો છો ત્યારે અમારામાં લડાલડ થાય છે. અને એમાંથી ક્રોધ થાય છે !'

છાત્રાલયમાં મણિ બે હતી એટલે એકને મોટી મણિ અને એકને નાની મણિ એમ કહી અમે એમને જુદી પાડતાં. નાની મણિએ વાતમાં સૂર પુરાવતાં કહ્યું: 'ભગવાન કામથી ક્રોધ થાય એમ કહે છે તો પછી કામ શું કરવા કરવું જોઇએ ?'

## (૨) જાવું જૂનાગઢ

વઢવાણ કેમ્પથી ગાડી ઊપડી એટલે હું જામનગર જાઉં છું એમ જાણતાં મારી બાજુમાં બેઠેલા બાઇએ સવાલ કર્યો: 'જામનગરથી જુનાગઢ કેટલું થાય ?'

હું વિચારમાં પડ્યો. મેં પૂછ્યું: 'તમારે ક્યાં જવું છે ?'

એ બાઇ કહે: 'જૂનાગઢ'

'હા, હા,' મને યાદ આવતાં કહ્યું: 'સાહિત્ય પરિષદમાં જતા હશો.' અને મૂળ વાત પૂછતાં મેં કહ્યું: 'તો પછી તમારે જામનગરની શી જરૂર ?'

પેલા બાઇએ કહ્યું: 'મારી પાસે જામનગરની ટિકિટ છે અને ત્યાંથી જૂનાગઢની બદલાવવાની છે.'

મને હસવું તો આવ્યું, પણ અવિવેક કહેવાય માટે એને ખાળતાં ગંભીરતા જાળવીને મેં કહ્યું: 'જામનગર અને જૂનાગઢ લાઇન રાજકોટથી જૂદી પડે છે. તમારે ટિકિટ લેવી હોય તો કાં જૂનાગઢ કે કાં રાજકોટની લેવી જોઇએ. જ્યારે જામનગર અને જૂનાગઢ તો રાજકોટથી સામસામાં લગભગ સરખે અંતરે આવ્યાં.'

પોતાની ભૂલ સમજાતાં એ બાઇએ કહ્યું: 'હું કાઠિયાવાડમાં પહેલો આવું છું. જૂનાગઢ જતાં





રસ્તામાં જામનગર આવતું હશે એમ મેં તો માન્યું એટલે જૂનાગઢની ટિકિટ ન મળી એટલે જામનગરની લીધી.'

મેં કહ્યું: 'કાઠિયાવાડમાં પહેલા આવો છો, એમ કહીને અભણ છૂટી શકે, તમારા જેવો સાહિત્ય પરિષદમાં જનાર ભણેલો માણસ શી રીતે છૂટી શકે ! ભણતરમાં ભૂગોળ તો આવી હશે ને ? અને છેવટ પૂરો ખ્યાલ ન હોય તો ટિકિટ આપનાર માસ્તરને તો પૂછવું હતું ને ?'

એ ભાઇ કહે: 'બુકીંગ કલાર્કે ઊંધું માર્યું ત્યારે જ આ ભૂલ થઇ ને. એણે જ કહ્યું કે જૂનાગઢની ટિકિટ નથી, જામનગરની લ્યો અને ત્યાંથી આગળ કરાવી લેજો. એણે રાજકોટની કહી હોત તો એ લેત.'

એ ભાઇની વાત પણ મને ગળે ઊતરી જૂનાગઢ અને જામનગરનું સ્થાન ક્યાં છે તે ન સમજનાર એ ભાઇ પોતાની મેળે જામનગરની ટિકિટ લેવી એ સમજે પણ શી રીતે ? મને થયું કે ગામડા ગામના સ્ટેશનનો અબુધ માસ્તર કોઇ હશે. અને ખાતરી કરવા મેં પૂછ્યું: 'કયા સ્ટેશનેથી તમે બેઠા ?'

'...સ્ટેશનેથી.'

'અરે ! એવા મોટા સ્ટેશનના માસ્તરને પણ ગમ નથી કે જામનગર ક્યાં આવ્યું અને જૂનાગઢ !'

પેલા ભાઇ: 'એટલે જ હું છેતરાયો ને. મને ઓછો વહેમ પડે કે બુકીંગ કલાર્ક પણ મારા જેવો હશે ?'

મેં કહ્યું: ' ચાલો એનો કંઇ વાંધો નથી રાજકોટ બુકીંગ ઑફિસે તમને કોઇ નહિ ને કોઇ જામનગર જનાર મળી રહેશે, તેને એ ટિકિટ આપી દેજો અને તમે નવી જૂનાગઢની ખરીદી લેશો એટલે કંઇ ખોટ જવાની નથી. પણ મને જે થાય છે તે એ કે તમારા જેવો સાહિત્ય રસિયો ઘર આંગણાની ભૂગોળ ન જાણે, અને લોકોને માર્ગદર્શક થવાની ફરજવાળો સ્ટેશન માસ્તર પણ છબરડો વાળે એ કેટલું કરુણ !'

## [૩] સેલટેકસ

મારા એક મિત્ર મોટા વેપારી છે. એ મને કહે છે, સરકારે નવા નવા જે બિનઅનુભવી નોકરોની ભરતી કરવા માંડી છે એથી ઊલટ કામમાં ગોટાળો થાય છે. અને એમના અનુભવની વાત કરતાં કહ્યું: 'સેલટેકસ ઇન્સપેકટરે મારાં બિલ ચેક કરતાં અમુક ચીજો ઉપર મેં સેલટેકસ નથી લીધો એની એક લાંબી યાદી બનાવેલી અને જે વેચાણ થએલું તે ઉપરથી મારે વધારાનો સેલટેકસ ભરવો તેમ લહેણું કાઢેલું. હું તેથી એમની ઑફિસે ગયો. મારાં એ બિલ કાઢીને હું એને સમજાવવા લાગ્યો કે, આ બિલમાં પાસિયાં છે, આ બિલમાં કોશ છે, આ બિલમાં લઠ્ઠા છે, આ બિલમાં વાટ છે, આમ જે બિલ એણે ઓડીટમાં કાઢ્યાં હતાં તે બધો માલ ખતીનાં ઓજારોનો હતો. અને તેની ઉપર સેલટેકસ માફ હતો. છતાં એ મિસ્ટરે લાંબુ લિસ્ટ કરેલું.'

મેં પૂછ્યું: પણ કયી વસ્તુ પર સેલટેકસ માફ છે એ એને ખબર નહોતી ?

મિત્ર.' ખબર તો ખરી પણ એમાં તો ખેતીના ઓજારો એટલું લખ્યું હોય. અને બિલમાં તો કોશ પાસિયાં, લઠ્ઠા એની એ બિચારાને ખબર જ નહિ કે આ ખેતીનાં ઓજાર છે !'

મારું મોં મલકી ગયું. સાથે ખેદ પણ થયો. આપણા ભણતરની કેવી કરુણતા ! હિંદનો મુખ્ય ધંધો જ ખેતી છતાં એ અંગે જ કેળવાયેલાને જ્ઞાન નહિ. થોડા વખત ઉપર શ્રી મશરૂવાળાએ સૂચન કર્યું હતું કે, ઇંગ્લંડ બેટ હોવાથી ત્યાંના દરેક નાવિક જ્ઞાન મેળવવાની ફરજ સમજે છે તેમ હિંદ ખેતીપ્રધાન દેશ હોય ખેતીનું જ્ઞાન દરેકને અવશ્ય હોવું જોઇએ.

પણ મારી આ વિચારધારાને તોડતાં વેપારી મિત્રે કહ્યું:, 'અને સેલટેકસ અમે ચોરતા હોઇશું તે આમ બિલ બનાવીને તે રકમ રહેવા દઇએ એવા મૂરખ અમે છીએ ? સેલટેકસ જેમાં ચોરવાનો છે




તેનું બિલ અદ્ધર જ બનવાનું ! વળી કોઇ કોઇ તો એમાંથી બચવા વેચાણની સરકારની મર્યાદા વધવા દેતા નથી.'

એમાં મને સમજ ન પડવાથી મેં પૂછ્યું: 'એ શી રીતે બને ? ઘરાક હોય છતાં વેચે નહિ તો એને જ ખોટ જાય.'

મિત્ર હસીને બોલ્યા: 'ઊંટે કર્યાં ઢેકા તો માણસે કર્યાં કાઠડા. સેલ્સટેક્સ લાગુ પડે તેના મતા આવે એટલે જે નામે વેપાર ચાલતો હોય તે નામના બિલ બૂક બંધ કરી, નવા નામના બિલ બૂક શરૂ કરવાની. પહેલામાં સી. જમનાદાસની કંપની હોય તો બીજામાં ચંદુભાઇ જે. ની કંપની શરૂ થાય. અને એ પૂરી થાય ત્યારે સી. જે. ની કંપની શરૂ થાય !'

હું ખડખડ હસ્યો. બોલ્યો: 'આ બધાં પાપ કયે ભવ ભોગવશો ?'

મિત્ર: 'સરકાર દરરોજ જે કાયદા કરે છે તે પાળવા બેસીએ તો પાર જ ન આવે. એને પાપ માનીએ તો વેપાર જ ન થાય.'

મારી બુદ્ધિ દોડતાં મેં એ જંજાળમાંથી એમને પકડવા સવાલ કર્યો: 'એ ખરું, પણ બીજી બિલ બૂકો હોય તે દુકાનો બતાવવી પડે તો ક્યાંથી બતાવો ? ચાલુ દુકાન ઉપર તો એકનું એક જ બોર્ડ હોય ને?'

મિત્ર મારો ફીફાં ખાંડવા જેવો સવાલ સાંભળી હસ્યો. બોલ્યો: 'દુકાન ઉપરનું બોર્ડ એ એક દુકાન. વખાર હોય તેમાં બીજા નામનું બોર્ડ મૂકી રાખીએ. ઘર હોય તેમાં થોડો માલ રાખી તેમાં ત્રીજું બોર્ડ......ચોરણું સીવડાવનાર પેસાબ કરવાનું રાખે જ !'

## (૪) દીકરીનો બાપ

કોઇ દિવસ નહિ અને આજે, પાંકેલવર્ષેલા નગીનભાઇ ડોકટરને આશ્રમમાં આવ્યા જોઇ મને નવાઇ લાગી. કામ-સિવાય તો એ આવે નહિ એટલે મનમાં સહેજે વિચાર આવ્યો કે એમને મારું એવું શું કામ પડ્યું હશે ?

પરંતુ મનની એ ક્રિયાઓની સાથે સાથે મેં આવકાર આપી બેસવા માટે આસન આપ્યું. પૂછ્યું: 'ફરમાવો, કેમ પધારવું થયું ?'

ડોક્ટર: 'તમારી ઉપર ચુનીભાઇનો પત્ર આવ્યો છે ?'

હું: 'કયા ચુનીભાઇ ?'

ડોક્ટર: 'સન સાઇન લિમિટેડવાળા.'

ઓળખાણ પડતાં મેં કહ્યું: 'ના, મેં એમને પત્ર મારા કામ અંગે લખ્યો છે પણ જવાબ નથી. તમારે એમનું શું કામ હતું ?'

ડોક્ટર: 'તમે એમને રૂપિયા માટે લખેલ તે એમણે મને લખ્યું છે કે બસો રૂપિયા મારે તમને પહોંચાડવા.'

હું: 'તમારે એમની સાથે પરિચય છે કે શું ?'

ડોક્ટર: 'હમણાં નવો થયો છે. મારી દીકરી સુલોચનાનું એમના દીકરા સાથે વેવિશાળ કર્યું છે.'

હું: 'સમજ્યો. પણ એમણે તમને તસ્દી શું કામ આપી ? મારા તો એ મિત્ર છે એટલે દર સાલ એ મદદ કરે છે તેમ આ સાલની રકમ માટે લખ્યું હતું. પણ એની કંઇ એવી ઉતાવળ ન હતી. વળી ચેક મને દર વખત મોકલે છે, તેમ મોકલત તો તમારે તસ્દી લેવી ન પડત.'

ડોક્ટર: 'તમારા મિત્ર એટલે સંસ્થા હિતેચ્છુ હોયને. મુંબઇનો ચેક એટલે તમને વટાવ પડે, વખત લાગે, તે કરતાં મને મોકલ્યો. હું મારા ખાતામાં ભરી દેઇશ. તેમને તરત રોકડ રકમ મળી જાય.'

મેં કહ્યું: 'ચુનીભાઇની આ જ ખુબી છે. આવડા મોટા વેપારમાં ય આવી સામાની નાની ચિંતા ય એ કરતા હોય છે. પણ આપે, ડોકટર સાહેબ તસ્દી લેવાની કંઇ જરૂર ન હતી! માણસને મોકલ્યો હોત તો પણ ચાલત.'

ડોક્ટર: 'ચુનીભાઇનો પત્ર એટલે મારે જ આવવું જોઇએ. નવેનવો સંબંધ એટલે કંઇ ગેર-

સમજ થાય તો, તમને એની ખબર ન પડે પણ અમારી પાટીદાર જ્ઞાતિમાં તો બહુ સાચવવું પડે.'

ભણેલાઓની પણ આ ગુલામીવૃત્તિનો હું વિચાર કરી રહ્યો. બોલ્યોઃ 'પાટીદાર જ્ઞાતિમાં ભલે ગમે તે હોય, ચુનીભાઇ એમાંના નથી. બહુ ભલા માણસ છે.'

ડૉક્ટર. એ તો હું ય જાણું છું. પણ તો ય મનમાં વસવસો રહ્યા કરે કે રખે ને કંઇ......' અને તે સાથે એમણે ખિસામાંથી નોટો કાઢી મારા હાથમાં મૂકી.

મેં ગણી જોતાં કહ્યુંઃ 'આ તો બસો ને બદલે ત્રણસો છે, ડૉક્ટર સાહેબ'

ડૉક્ટરઃ 'સો મારા તરફથી છે.'

સંસ્થામાં દાન લેવાનો સંકોચ મને શાનો હોય ? ઊલટ માગીને પણ લેવાએ છીએ. પરંતુ કોઇ વખત ડૉક્ટરે સંસ્થા પ્રત્યે ઊલટ બતાવી ન હતી. એમાં એમનો દોષ પણ જોતો ન હતો. પરંતુ વેવાઇ થયા એ કારણે ચુનીભાઇ પાછળ અનેચ્છાએ તેમને ખેંચાવું પડે એ મને ન રુચ્યું.

મેં કહ્યુંઃ 'ના. ના', તમારા તો ન લેવાય. ચુનીભાઇને અને મારે ઘર જેવો સંબંધ-અમે લંગોટિયા મિત્રો એટલે હક કરીને માગીને લઉં. પણ તમારે એમને લીધે...'

વચ્ચે ડૉક્ટર બોલ્યાઃ 'એવું કંઇ નથી. તમારા જેવા આખું જીવન લોકસેવામાં ખર્ચી નાખે છે ત્યાં અમે કંઇ રકમ આપીએ એમાં શી નવાઇ કરીએ છીએ ?'

માગેલા આનાકાની શી રીતે વધુ કરાય ? મેં એ સ્વીકારતાં કહ્યુંઃ 'આ તો ઊલટ ચુનીભાઇએ તમને કામ સોંપ્યું તેથી તમને નાહક મુશ્કેલીમાં મૂક્યા'

ડૉક્ટરે એનો સ્વીકાર કરતાં કહ્યુંઃ 'એ રીતે ય મારા જેવાને સંસ્થાને મદદ કરવા પ્રેરી શુભ જ કર્યું છે ને ? એમાં મુશ્કેલી શાની ! શક્તિ બહાર હોય ત્યારે એવું કહેવાય ? ને એમણે ક્યાં મને એવું સૂચન પણ કર્યું છે ?'

ડૉક્ટર ગયા-બિચારો દીકરીનો બાપ !





આ ઉદ્દેશ વધુ અગત્યનો લાગે છે. સત્યની શોધ પાછળ રચ્યા પચ્યા રહેવા કરતાં રોજિંદા ઉપયોગની વસ્તુ બનાવવી એ સામાન્ય માણસને વધુ આકર્ષક લાગે એમાં નવાઈ નથી. પણ વ્યવહારિક ઉપયોગિતા સંશોધનનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઈએ એ ખ્યાલ ભૂલ ભરેલો છે. ઘણી રોજિંદા ઉપયોગમાં આવતી વસ્તુઓ ઉપયોગિતાના ખ્યાલ વગર થયેલા સંશોધનને આભારી છે. ટેલીફોન, ટેલીગ્રાફી, એરોપ્લેન, રેડિયમ, ક્ષ–કિરણો વગેરે શોધોનો વ્યવહારિક ઉપયોગ ઘણો બહોળો હોવા છતાં પણ એ બધી શોધો વ્યવહારિક દૃષ્ટિથી શરૂ કરેલા સંશોધનને લીધે નહીં, પણ મૂળભૂત સંશોધન કરતાં કરતાં જડી આવેલા વૈજ્ઞાનિક સિદ્ધાંતોને આધારે થઈ હતી.

તારના ગૂંચળા પાસે લોહચુંબક લાવવામાં આવે તો તારમાં વીજળીનો પ્રવાહ ઉત્પન્ન થાય છે એ ફેરાડેની શોધને લીધે આજે આપણે વીજળી મોટા પ્રમાણમાં મેળવી શકીએ છીએ. ફેરાડેની પ્રયોગશાળામાં આ વિષે ભાષણ સાંભળવા આવેલા ઇંગ્લાંડના તે વખતના વિખ્યાત મુત્સદ્દી ગ્લેડસ્ટને પ્રશ્ન કર્યો; 'મી. ફેરાડે, આ શોધનો ઉપયોગ શો ?'

"સાહેબ, કોઈક દિવસ તેના **પર કર** નાખી તમે પૈસા ભેગા કરશો." ફેરાડેએ જાણે કે ભવિષ્યવાણી ઉચ્ચારી.

ગુજરાતમાં વૈજ્ઞાનિક સંશોધન થાય છે પણ જેટલા બહોળા પ્રમાણમાં તે થવું જોઈએ તે પ્રમાણમાં થતું નથી. વૈજ્ઞાનિક સંશોધન માટે ગુજરાતમાં યોગ્ય પ્રકારની સંસ્થાઓને અભાવે તે કાર્ય મંદ ગતિએ ચાલે છે. ઘણા ગુજરાતી વૈજ્ઞાનિકો અનેક વિટંબણાઓ છતાંય સંશોધન કાર્ય કરી રહ્યા છે એ આનંદની વાત છે. ખાસ કરીને રાસાયણિક સંશોધનમાં ગુજરાતી વૈજ્ઞાનિકોનો ફાળો પ્રશંસનીય છે, અને હિંદુસ્તાનના બીજા ભાગોમાં થતાં સંશોધન સાથે સરખાવતાં આપણે ગૌરવ લઈ શકીએ એવો છે. વૈજ્ઞાનિક સંશોધન માટે જરૂરી પુસ્તકો, સામયિકો અને બીજી સામગ્રીના અભાવને લીધે ઊંચી જાતનું વૈજ્ઞાનિક સંશોધન મુશ્કેલ થાય છે. અમેરિકાની મેલન યા રોકફેલર ઇન્સ્ટીટ્યૂટો જેવી સંસ્થાઓ ગુજરાતમાં ઉઘાડવામાં આવે તો ઘણો લાભ થાય. આ સંસ્થાઓ ગુજરાતના ખાસ વૈજ્ઞાનિક પ્રશ્નો પર ધ્યાન આપી શકશે. ગુજરાતમાં જુદા જુદા વિજ્ઞાન–વિષયો પર સંશોધન માટે આવી સંસ્થાઓની જરૂર છે. આ સંસ્થાઓ માત્ર ગુજરાતના પ્રશ્નોને હાથ ધરે એવો આગ્રહ પણ ન રાખવો જોઈએ. તે સંસ્થાઓને મૂળભૂત (fundamental) સંશોધન કરવા માટે પૂરતી છૂટ આપવી જોઈએ, જેથી વિજ્ઞાનની પ્રગતિમાં ગુજરાત પોતાનો સક્રિય ફાળો આપવાનું ગૌરવ લઈ શકે.

જો બાળવયથી જ વૈજ્ઞાનિક વૃત્તિ કેળવવામાં આવે તો આગળ જતાં બાળક જરૂર વૈજ્ઞાનિક પ્રવૃત્તિઓ તરફ પ્રેરાય. જ્યાં સુધી આપણા વિદ્યાર્થીઓ આવી વૃત્તિ નહિં કેળવે ત્યાં સુધી વિજ્ઞાનના ક્ષેત્રમાં પોતાનો યોગ્ય ફાળો નહિ આપી શકે, વિદ્યાર્થીઓ વૈજ્ઞાનિક વૃત્તિવાળા બને તે માટે ગુજરાતને આજે વિજ્ઞાનના ઊંડા અભ્યાસથી અને વિશાળ સંશોધનથી પ્રેરણા આપી શકે તેવા અધ્યાપકોની જરૂર છે. જ્યારે ગુજરાત માણસની કિંમત મહિને તે કેટલા રૂપિયા કમાય છે અને કેટલા રૂપિયા ભેગા કર્યા છે તે પર આંકવાનું બંધ કરશે અને હાલ 'પંતુજી'ને નામે ઓળખાતા શિક્ષકને સમાજમાં યોગ્ય સ્થાન અને માન આપશે ત્યારે જ ગુજરાતને યોગ્ય શિક્ષકો મળી શકશે.

આજે શાળાઓમાં વિજ્ઞાન કેવી રીતે શીખવવામાં આવે છે ? પૂરતાં સાધન અને વખતના અભાવે અભ્યાસક્રમમાં સૂચવેલા પ્રયોગોમાંથી અર્ધા ભાગના પ્રયોગો પણ વિદ્યાર્થીઓએ કર્યા નથી હોતા. વર્ગમાં શિક્ષકે બતાવ્યા હોય તો પણ ૪૦–૪૫ વિદ્યાર્થીઓ વર્ગમાં હોવાને લીધે બધા તે બરાબર જોઈ પણ શકતા નથી. પુસ્તકમાં લખ્યું છે અને શિક્ષક કહે છે માટે તે બ્રહ્મવાક્ય છે એમ તેઓ માને છે અને પ્રયોગો જોયા વગર પરિણામો

નોંધે છે.* વૈજ્ઞાનિક શિક્ષણ પ્રયોગો, નમૂનાઓ, નકશા ઇત્યાદિથી કેટલું રસમય બનાવી શકાય ? શોધો પાછળ રહેલો ઇતિહાસ સંશોધકોનો અથાગ પરિશ્રમ, અભ્યાસ, આકસ્મિક શોધો અને નિષ્ફળતાઓનું વર્ણન વિદ્યાર્થીને આપવાની જરૂર છે.

આપણા દેશની ગરીબ સ્થિતિને લીધે જૂજ લોકો વિજ્ઞાન-વિષયક માસિકો ને પુસ્તક વેચાતાં લે છે. વર્તમાન પત્રો તેથી વિજ્ઞાન પ્રચારનું કાર્ય હાથ ધરે એ અગત્યનું છે. પણ વર્તમાનપત્રોએ જેમ ફાવે તેમ ગમે તેની પાસેથી આવેલા વિજ્ઞાન વિષયક લેખો, તેમાં રહેલી હકીકતો બરાબર છે કે નહિ તેની ખાતરી કર્યા વગર, છાપવા ન જોઇએ. જેમણે વિજ્ઞાનનું શિક્ષણ લીધું નથી હોતું, તેઓ કેટલીક વખત કોઇ શોધનું એવું ઝળકતું વર્ણન આપે છે કે તે વિકૃત સ્વરૂપમાં લોકો સમક્ષ રજૂ થાય છે અને તે પ્રચારથી ફાયદા કરતાં હાનિ થવાનો સંભવ વધારે છે.

ગુજરાતી ભાષામાં એક વિજ્ઞાનનું માસિક યા સામયિક કાઢવાની ખાસ જરૂર છે. અંગ્રેજીમાં અનેક લોકપ્રિય વિજ્ઞાનસામયિકો ચાલે છે. અને તે છે પણ મોટા પ્રમાણમાં. આપણે ત્યાં મરાઠીમાં 'સૃષ્ટિજ્ઞાન,' બંગાળીમાં 'બિજ્ઞાન પરિચય,' હિંદીમાં 'વિજ્ઞાન' એવા સમાયિકો છે. આવું કોઇ લોકપ્રિય વૈજ્ઞાનિક સામયિક હસ્તી ધરાવતું નથી તે ગુજરાતને માટે ગૌરવની વાત નથી.

ગુજરાતી સમાયિકોમાં વિજ્ઞાનવિષયક લેખો દિન પ્રતિદિન વધતા જાય છે. વિજ્ઞાનસાહિત્યના પુસ્તકો પણ દર વર્ષે વધતાં જાય છે, મુખ્યત્વે આ લેખો અને પુસ્તકો આ વિષયમાં રસ લેતા ભાઇબહેનો પોતાના ફાજલ સમયમાં પોતાને રસ હોવાથી તૈયાર કરે છે. તેમનો આ ફાળો અગત્યનો અને આવકાર લાયક છે. પણ જો ગુજરાતમાં વિજ્ઞાનનો બહોળો પ્રચાર કરવો હોય, જો ગુજરાતીમા જ વિજ્ઞાનનું પ્રાથમિક અને પ્રૌઢ શિક્ષણ આપવું જોઇએ એવો આગ્રહ રાખવો હોય તો યોગ્ય પુસ્તકો તૈયાર કરવાની જરૂર છે. આ માટે વૈજ્ઞાનિકો અને વિજ્ઞાનના શિક્ષકોની એક સમિતિ યોજના તૈયાર કરે અને યોગ્ય લેખકો પાસે તેમને પૂરતું વેતન આપી પુસ્તકો લખાવે, એ ખાસ અગત્યનું છે.

ગુજરાતમાં વિશ્વવિદ્યાલય સ્થાપના કરવાની વિચારણા ચાલી રહી છે. કેટલાક વિદ્યાલયો પણ નવાં કાઢવામાં આવ્યાં છે. ઔદ્યોગિક સંશોધન માટે પણ મોટી સંસ્થાઓ કાઢવા પ્રયત્નો થઇ રહ્યા છે. વૈજ્ઞાનિક પ્રગતિ માટે ભૂમિકા તૈયાર થાય છે. એ સમયે એક વાત તરફ ધ્યાન ખેંચવું અને જરૂરી લાગે છે, સંશોધન માટે મોટાં મકાનો, સાધનો તથા પુસ્તકાલયો અને બીજી સગવડોની જરૂરિયાત છે. પણ મોટામાં મોટી જરૂરિયાત તો સારા ભાવનાવાળી સંશોધનની ધગશવાળા કાર્યકરોની છે આવા કાર્યકરોની પસંદગી ઘણી સંભાળપૂર્વક કરવી જોઇએ. એવા કાર્યકારોની લાયકાતનું મૂલ્યાંકન તેમની ડીગ્રીઓથી જ નહીં પણ તેમણે સંશોધનના કાર્યમાં આપેલા ફાળાથી કરવું જોઇએ. આપણા દેશમાં ડીગ્રીઓને વધારે પડતું મહત્ત્વ આપવામાં આવે છે. યુરોપ અને અમેરિકામાં આવી નિમણૂકો માટે ડીગ્રી કરતાં વૈજ્ઞાનિક કાર્યને વધારે અગત્ય આપવામાં આવે છે.

ગુજરાતમાં પૈસા છે. વૈજ્ઞાનિક કાર્યકરો પણ સારી જેવી સંખ્યામાં છે. સારા આગેવાનો પણ છે. જરૂર છે આ બધાના સહકારની. આપણે આશા રાખીએ કે આ બધાના સહકારથી થોડા વર્ષોમાં ગુજરાત વૈજ્ઞાનિક સંશોધન તથા બીજી વૈજ્ઞાનિક પ્રવૃત્તિઓમાં ઉચ્ચસ્થાન પ્રાપ્ત કરશે અને પરિણામે આમ જનતાના જીવનનું ધોરણ ઊંચું લાવી શકશે.

* દુઃખપૂર્વક નોંધવુ પડે છે કે કેટલીય મહાશાળાઓમાં ઉચ્ચ શિક્ષણમાં પણ આવું ચાલે છે, ભાષણમાં પ્રયોગો બતાવવાની પ્રથા જૂજ કોલેજોમાં હજી ચાલે છે, બાકી બધે સાહિત્યની માફક વિજ્ઞાનનું શિક્ષણ આપવાનું ચાલે છે.

# ગ્રંથસમીક્ષા

ક્રમશઃ

## રવિશંકર મહારાજ

[લે. બબલભાઈ મહેતા; પ્રકા. કમલ પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય સાડા પાંચ રૂપિયા]

ગાંધીજીએ લોકસેવકનો જે આદર્શ રજૂ કર્યો છે તેને પોતામાં પૂરો મૂર્તિમંત કરનાર શ્રી. રવિશંકર વ્યાસ, ધારાળા અને પાટણવાડિયાના 'મહારાજ' મટી સમસ્ત ગુજરાતના 'મહારાજ' અને અત્યારના જુવાનોના 'દાદા' બની સૌના પ્રેમાદરના અધિકારી બન્યા છે. ત્રણ ત્રણ દશકાથી ગુજરાતની મૂગી સેવા કરનારા આ પવિત્ર સેવાવ્રતી બ્રાહ્મણનું જીવન આજની પેઢીને ઘણી પ્રેરણા આપે એવું છે. પુસ્તકની પ્રસ્તાવનામાં કાકા કાલેલકર લખે છે તેમ મહારાજના સળંગસૂત્ર જીવનચરિત્રની આવશ્યકતા હતી જ.

એ કાર્ય મહારાજના પંથના જ પથિક જેવા મૂક ગ્રામસેવક બબલભાઈ મહેતાએ બજાવ્યું છે એ ઘણું સારું થયું છે. ખરી રીતે તો મહારાજ પાસેથી વખતોવખત પૂછી પૂછીને મેળવેલી માહિતીને યથાક્રમ ગોઠવવાનું કાર્ય જ તેમણે કર્યું છે. એમની પાસે લેખનછટા નથી એમ નહિ, પણ અન્ય કોઈ મહારાજને વધુ પડતા રંગી નાખત તેવું કશું એમને હાથે બન્યું નથી. પરિણામ તે મહારાજની છેલ્લા ત્રણ દાયકાની સેવાસાધનાનું અને મહારાજના જીવન વિશેનું આ પ્રમાણભૂત પુસ્તક.

શ્રી. બબલભાઈ મહેતાએ આની પહેલાં 'મહારાજ થયા પહેલાં' નામે નાનું પુસ્તક લખ્યું છે. એમાં મહારાજના પૂર્વજીવનની કથા છે. મહારાજ કુટુંબરૂપી નાના ઘરમાંથી સમાજરૂપી મોટા ઘરમાં પ્રવેશે ને વસે છે અને આખું જીવન લોકસેવાને સમર્પી દે છે ત્યારથી શરૂ થયેલા તેમના સેવાજીવનને આ પુસ્તક પોતાનો કથાવિષય બનાવે છે. ત્યાર પછીનું એમનું જીવન એટલે એમણે એક પછી એક હાથ ધરેલાં સેવાકાર્યનો ઇતિહાસ. લેખકને ભાગે એ ઇતિહાસ ક્રમશઃ રજૂ કરતા જવાનું અને તેમાં મહેકતા મહારાજના વ્યક્તિત્વને વાચકો આગળ એ નિમિત્તે ધરતા જવાનું જ રહે છે.

આમ એમના સેવા જીવનનો ઇતિહાસ બની જતું આ પુસ્તક મહારાજનું બે સ્વરૂપમાં દર્શન કરાવે છે. એક છે સ્વરાજ લડતના સૈનિક તરીકેનું અને બીજું પતિત પાવન દીનબંધુ લોકસેવક તરીકેનું. સ્વરાજ માટેની રાષ્ટ્રીય લડતોનાં રણશીંગાં જ્યારે જ્યારે ફુંકાયાં છે ત્યારે ત્યારે મહારાજે લડતમાં ઝંપલાવ્યું જ છે. નાગપુર ઝંડા સત્યાગ્રહ, બારડોલી સત્યાગ્રહ, '૩૦ ના મીઠા સત્યાગ્રહ અને '૪૨ ની લડત વેળા મહારાજે જેલવાસ મેળવ્યો જ હતો. જેલોમાં તેઓ આદર્શ સત્યાગ્રહી તરીકે વર્તી જુવાનોના માર્ગદર્શક બની ત્યાંના અમલદારોનો આદર જીત્યા છે. લડત સિવાયના સમયે જ્યારે જેલ બહાર હોય ત્યારે પરિસ્થિતિ માગતી ગઈ તે તે કાર્ય તેઓ જાત ઘસીને નિષ્કામભાવે કરતા જ રહ્યા છે. તેમણે રાષ્ટ્રીય શાળાનું સંચાલન કર્યું છે, ગામડામાં પ્રૌઢશિક્ષણનું કાર્ય કર્યું છે, ખેડૂતો માટે સસ્તા અનાજની દુકાન ચલાવી છે, હૈડિયાવેરા સામેની લોકલડતના પાયદળ સૈનિક બની ગામે ગામ ફરી વળવાનું કર્યું છે, ગામેગામના પાટણવાડિયાઓની ફરજિયાત હાજરી કઢાવી નાખવા માઈલોના પગપાળા પ્રવાસો કર્યા છે, રેલસંકટ વેળા ને પછી રાહતકાર્યો હાથ ધર્યાં છે, રાનીપરજની વહાર કરી છે, જેમ મહીકાંઠાના પાટણવાડિયાને ચોરી ને ગુનાઇત પ્રવૃત્તિમાંથી પાછા વાળી સુધાર્યા તેમ ઉત્તર ગુજરાતના ઠાકરડાઓની પણ નવ નવ વરસ સેવા કરી છે, હરિપુરા મહાસભા વખતે કિસાન રસોડાનો કાબેલ વહીવટ કર્યો છે, કલોલમાં કોલેરાના અને અમદાવાદમાં હુલ્લડના તાંડવ વચ્ચે ઘૂમી ને આસમાની સુલતાનીના ભોગ બનેલાઓની શક્ય તે સેવા બજાવી છે અને હરિજનોને ડાકોરના મંદિરમાં દર્શન કરાવ્યું છે. પુસ્તક એમના આવા અખંડ સેવાયોગનો સમુચિત પરિચય આપી રહે છે.

એવો જ પરિચય એ આપણને કરાવે છે



મહારાજના જીવનના કેટલાક વિશિષ્ટ પ્રસંગોનો, મહારાજની ટેવોનો, એમના સ્વભાવનો, એમના વિચારોનો અને એમની વાણીનો પણ. અંગત જરૂરતને શૂન્યવત્ કરી નાખતાં તેમનાં અપરિગ્રહ અને સાદાઈ, 'પરદુઃખે ઉપકાર કરે તોયે મન અભિમાન ન આણે રે' એવાં આદર્શ વૈષ્ણવજનનાં લક્ષણ, વિશુદ્ધશીલ બ્રાહ્મણત્વ, શ્વાસોચ્છ્વાસ જેવી સહજ બની ગયેલી સેવાભાવના અને દીનદુઃખી માટે કશુંક કરી છૂટવાની–તત્પરતા આ એમની વિશિષ્ટ ગુણસંપત્તિનું પાવનકારી દર્શન આ પુસ્તક કરાવે છે. સેવકને દ્રવ્યની, સાધનોની, વિદ્વત્તાની કશાની જરૂર નથી, મહારાજના જેવો લોકસંપર્ક અને લોકપરિચય હોય, અને લોકો પ્રત્યે–અબુધ, સ્વભાવદુષ્ટ, સ્ખલનશીલ, અભિમાની, સુખી, દુઃખી સર્વ પ્રકારનાં માનવીઓ પ્રત્યે હૃદયમાં ને આંખમાં સાચો ઊંડો પ્રેમ હોય તો બસ છે. સાચા સેવકને સેવાની તકો ને ક્ષેત્રો ખોળવા જવું પડતું નથી, એ જ તેમની પાસે આવી ઊભાં રહે છે, અને તેમાં તે પોતાની હૈયાસૂઝથી ઘટતો જ માર્ગ લે છે. આ બધું પણ મહારાજનું આ ચરિત્ર આપણને શીખવે છે.

પુસ્તકના આદિ ને અંતમાં લેખકે મહારાજને ઉચિત અર્ધ્ય આપ્યો છે અને તેમના કાર્યને મૂલવવા પ્રશંસવાનો જે યત્ન કર્યો છે તેને બધા વાંચનારાઓનો ટેકો જરૂર મળી રહેશે. મહારાજના 'યજ્ઞમય જીવનમાંથી ફેલાયેલી સુવાસ' આ પુસ્તકવાટે ગુજરાતભરમાં પ્રસરે અને મહારાજનું આ જીવન ચરિત્ર ગુજરાતમાં અનેક મહારાજો પેદા કરવામાં સહાયક બને, એમ થાઓ.

### પંચતંત્ર

[સંપાદક–અનુવાદક ભોગીલાલ સાંડેસરા; પ્રકા. ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી ભારતીય વિદ્યાભવન મુંબઈ-૭;મૂલ્ય આઠ રૂપિયા]

ભારતીય વિદ્યાભવન મારફત પ્રકાશિત ગુજરાતી સાહિત્ય પરિષદ ગ્રન્થાવલીમાં આ પુસ્તકથી એક ઘણો મહત્વનો ઉમેરો થાય છે. પરિષદના બાલસાહિત્ય ભંડોળમાંથી આ પ્રકાશન થયું છે. એ ભંડોળમાંથી બાલસાહિત્ય પ્રગટ કરવાનું નક્કી થતાં 'પંચતંત્ર' પર પસંદગી ઉતારવા માટે જે કોઈ જવાબદાર હોય તેણે બહુ સાચી દૃષ્ટિ બતાવી છે. દુનિયામાં સાઠ જેટલી ભાષાઓમાં બધાં મળી બસોથી વધુ ભાષાંતરો અને રૂપાંતરોનું દુનિયાનાં બીજાં કોઈ સાહિત્યની કોઈ સાહિત્યકૃતિને નહિ મળેલું અપૂર્વ માન પામી અનેક દેશોમાં પહોંચેલ 'પંચતંત્ર' તો ભારત જેને માટે ગૌરવ લઈ શકે એવો, મનોરંજક અને રહસ્યગર્ભ પ્રાણીવાર્તાઓ દ્વારા કદી ન છેતરાવાનું દુનિયાદારી ડહાપણ તથા પુરુષાર્થ શીખવતો બાલવાર્તાનો આકરગ્રંથ છે. એનું શાસ્ત્રીય પદ્ધતિએ સંપાદન કરાવી એનો પ્રમાણભૂત અનુવાદ ગુજરાત આગળ ધરવો એ એક સેવા છે. એ સેવા બજાવ્યા બદલ ગુજરાતી સાહિત્ય પરિષદને ધન્યવાદ ઘટે છે.

ધન્યવાદ પરિષદને ઘટે છે એ કાર્ય માટે ખરા અધિકારી વિદ્વાન ભોગીલાલ સાંડેસરાને એ કામ સોંપવા માટે પણ. રા. સાંડેસરાએ પોતાને સોંપાયેલું કાર્ય અપેક્ષિત કરતાંય વધુ સુંદર રીતે પૂરું કર્યું છે એ આ પુસ્તક બતાવે છે. એમણે 'પંચતંત્ર'ની બધી ઉપલબ્ધ પાઠપરંપરાઓ તથા તેનાં બધાં સંસ્કરણોનો, એજર્ટનના પુનર્ઘટિત 'પંચતંત્ર'નો તથા પંદરમી સદીની બે હસ્તલિખિત પ્રતોનો ઉપયોગ કરી પાઠશોધન કરતા જઈ 'પંચતત્ર'નો પ્રવાહી ગુજરાતીમાં અનુવાદ કર્યો છે. અનુવાદના પહેલા વિભાગમાં સામાન્ય રીતે 'પંચતંત્ર' તરીકે ઓળખાતી ને પંચતંત્રની સૌથી પ્રસિદ્ધ પાઠપરંપરા જે પશ્ચિમ ભારતની છે તેના બોમ્બે સંસ્કૃત સીરીઝવાળા સંસ્કરણનો અનુવાદ છે. એમાં પાંચે તંત્રની મળી કુલ ૬૩ કથાઓ છે. બીજા વિભાગમાં એ સિવાયની પ્રાચીન પાઠપરંપરાઓમાં જે વધારાની ૯૪ કથાઓ મળે છે તે સર્વનો અનુવાદ આપ્યો છે પહેલા વિભાગમાં ઘટતે સ્થળે તુલનાત્મક અભ્યાસ માટે ઉપયોગી ટિપ્પણો પણ અનુવાદકે આપ્યાં છે. પંચતંત્રની વાર્તાઓમાં પેટાવાર્તાઓ, ને પેટાવાર્તાઓમાં પાછી આડવાર્તાઓ





આવતી હોય છે. વાર્તાઓના તે તે પ્રકાર બતાવવા અનુવાદકે મુદ્રણમાં એક વિશિષ્ટ વ્યવસ્થા કરી છે, જે વાચકોને માટે વાર્તાનો દોર મગજમાં રાખવાનું સુગમ બનાવશે.

મૂળ કૃતિના ગદ્યભાગમાં વચ્ચે વચ્ચે આવતા શ્લોકો, જે સંખ્યાબંધ છે, તેનો અનુવાદ રા. સાંડેસરાએ ગદ્યભેગો ગદ્યમાં જ કર્યો છે એ પદ્યમાં થયો હોત તો વાચકવર્ગને વધુ ગમત. સ્મૃતિમાં સંઘરવા માટે કે કંઠે વસાવવા માટે પદ્યશ્લોકો વધુ અનુકૂળ હોય છે.

અનુવાદની આગળ જોડેલો સવાસો જેટલાં પાનાંનો ઉપોદ્ઘાત અતીવ મૂલ્યવાન છે. એમાં પ્રથમ 'પંચતંત્ર' ને તેનો સમય અને કર્તા, 'પંચતંત્ર'નું પૃથ્વીપર્યટન, એની પ્રાચીન પાઠપરંપરાઓ અને પશ્ચિમ ભારતીય 'પંચતંત્ર'ની શાખા પ્રશાખાઓ, એ મુદ્દાઓનું એટલે કે 'પંચતંત્ર'ના બહિરંગનું પરીક્ષણ કર્યાં પછી એના અન્તરંગની આલોચના કરી છે, અને છેવટે 'પન્ચતંત્ર'ની આચારદષ્ટિએ તેમજ સાહિત્યદષ્ટિએ વિચારણા કરી અન્તે તેના કર્તાનો પ્રધાન સંદેશ તારવી આપ્યો છે. સમગ્ર ઉપોદ્ઘાત રા. સાંડેસરાનો શ્રમ, એમનો તુલનાત્મક અભ્યાસ અને એમની વિવેચકશક્તિ સારા પ્રમાણમાં એમાં કામ કરે છે એ બતાવી આપે છે. અભ્યાસીઓને એમાં ભાગ્યે કંઇ ઉમેરવાનું રહે છે.

ગ્રંથાન્તે આપેલાં બે પરિશિષ્ટો, ને તેમાં ય ખાસ કરીને 'પંચતંત્ર'ને પાલિ 'જાતક'ના સમાન અને ભેદક અંશો બતાવતું પહેલું, 'પંચતંત્ર' ના તુલનાત્મક અભ્યાસ માટે ઘણું ઉપયોગી નીવડશે.

આ પુસ્તક માત્ર 'પંચતંત્ર'નો અનુવાદ જ નથી, એનું તુલનાત્મક અભ્યાસથી વિભૂષિત શાસ્ત્રીય સંશોધન છે અને વિદ્વતાપૂર્ણ (Scholarly) સંપાદન છે. 'પુરોવચન'માં રા. રામનારાયણ પાઠક સાચું જ કહે છે કે 'હિન્દમાં સંસ્કૃતમાથી વ્યુત્પન્ન થતી ભાષાઓમાં, આટલી શાસ્ત્રીય અને વિશાલ દૃષ્ટિથી 'પંચતંત્ર'નું આ પહેલું જ સંપાદન થાય છે.' એવા સંપાદનને માટે રા. ભોગીલાલ સાંડેસરા આપણા હાર્દિક અભિનંદનના અધિકારી ઠરે છે.

પુસ્તક એના ઉપોદ્ઘાત, ટિપ્પણો અને પરિશિષ્ટોને લઇને વિદ્વાનો માટેનું બની ગયું અને બાલસાહિત્યનું એટલે કે બાળકો કિશોરો વાંચી આસ્વાદી શકે એવું ન રહ્યું એમ કોઇએ કહેવાની જરૂર નથી. જેમને માત્ર 'પંચતંત્ર' ગુજરાતીમાં વાંચવું હોય તેમને માટે તે અહીં સુલભ છે જ.

## જીવનનું પરોઢ

[લે. પ્રભુદાસ છગનલાલ ગાંધી; પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય, આઠ રૂપિયા.]

જેમને ગાંધીજી પોતાની જોડે લઇ ગયા હતા તે એમના ભત્રીજા છગનલાલ ગાંધીના પુત્ર પ્રભુદાસ ગાંધીએ સાબરમતી આશ્રમના હસ્તલિખિત 'મધપૂડા'માં પ્રથમ લખેલી અને પછી 'કુમાર'માં છપાયેલી તેમની બાળપણની સ્મરણયાત્રા આ પુસ્તકરૂપે ગ્રંથાકાર પામે છે. ચાર વર્ષથી બાર વર્ષ સુધીનાં આઠ નવ વરસનું લેખકનું બાલજીવન દક્ષિણ આફ્રિકામાં ગાંધીજી સ્થાપિત ફીનિકસ આશ્રમમાં જ બહુધા વીત્યું છે એટલે એમની કથા ફીનિકસ–કથા પણ બની જાય છે. અને ફીનિકસ આશ્રમની કથા આવે એટલે તેના સ્થાપક ગાંધીજીની કથા એમાં આવ્યા વગર રહે જ કેમ ? રા. પ્રભુદાસનાં બાલજીવનનાં એ વર્ષો એટલે દક્ષિણ આફ્રિકાની હિંદી કોમની આગેવાની લઇ, તેની પરના ગોરી સરકારના અન્યાયની સભાનતા તેનામાં જગાડી, તેની સામે સામૂહિક પાયા પર અહિંસક સત્યાગ્રહની લડત લડતી કરનાર ગાંધીજીના એ રાજકરણી પ્રયોગની સાથે તે જ સમયે થતા રહેલા ધાર્મિક પ્રયોગોનો, એટલે કે ગાંધીજીની સાધનાનો, સમય. એટલે પુસ્તકનું નામ 'જીવનનું પરોઢ' તે લેખકના બાલ્યકાળને જ નહિ પણ તેનું ઉપશીર્ષક વર્ણવે છે તેમ 'ગાંધી-

જીના સત્યાગ્રહી જીવનના ઉદયકાળ'ને પણ સૂચવતું હોવાથી એવડી રીતે સાર્થ બને છે. પરિણામે રા. પ્રભુદાસ ગાંધીના બાલ્યજીવનની આ સંસ્મરણકથા ફીનિક્સ આશ્રમની કથા બનવા ઉપરાંત દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની તેમજ ગાંધીજીના સાધનાકાળની કથા પણ એક સાથે બની રહે છે.

પુસ્તક લેખકની પોતાની સ્મરણયાત્રા છે એટલે જે જે અનુભવો એમને માટે યાદગાર બન્યા હોય તે એમાં વિગતે વર્ણવાયા છે. મુંબઈથી ડરબન સુધીનો જળપ્રવાસ, સ્ટીમર ને તે પરના અનુભવો, ફીનિક્સ આશ્રમમાં પોતાનું બાલ્યજીવન, પોતાનું ભણતર, પોતાનાં અટકચાળાં, ઉગ્રશાસન મગનકાકાને હાથે ખમવી પડેલી શિક્ષાઓ, એ ઉમરે પણ ગાંધીજી પ્રત્યે હૃદયમાં ઊગતી ને જામતી ભક્તિ, પોતાની માંદગી, ગાંધીજીને હાથે થયેલી પોતાની સારવાર, પોતાનું ઘડતર, ગાંધીજીના અપવાસ, ગોખલે અને એન્ડ્રૂઝની મુલાકાતનાં સંસ્મરણ અને એવી ઘણી વાતો લેખકે પુસ્તકમાં રસભરી રીતે નિરૂપી છે, લેખકનું આત્મનિરીક્ષણ સારું છે અને તેઓ પોતે કથાવિષય બનાવે છે તે સમય ને વાતાવરણ વચ્ચે થઈ રહેલા પોતાના ઘડતરને તપાસતા જાય છે, પોતાનાં સ્ખલનો, ટેવોકટેવો અને ઉછેર માટે બહુધા તો પોતાની જ પર અને ક્યારેક એને માટે જવાબદાર અન્ય વ્યક્તિઓ પર ટીકા કરતા જાય છે, અને બાળકોનાં ભણતર ને ઘડતર પરત્વે કેટલાક સારા વિચારો રજૂ કરતા જાય છે, ફીનિક્સ આશ્રમમાં બાળકોના શિક્ષણ અંગેના ગાંધીજીના પ્રયોગોની વાત જે અંદર આવે જ છે તેની સાથે લેખકના આ ભાષ્યને ઉમેરતાં આ પુસ્તક શૈક્ષણિક દૃષ્ટિએ પણ મૂલ્યવંતું બને છે.

પણ પુસ્તકની ખરી મૂલ્યવત્તા તો રહેલી છે એમાં મળતી દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ વખતની ગાંધીજીની નિકટછબીમાં. બૅરિસ્ટરી ને ભોગ છોડતા જઈ સેવા ને ત્યાગની દિશામાં રોજરોજ આગળ વધતા જાહેર સેવક તેમજ હિંદી કોમના નેતા, ફીનિક્સ આશ્રમ ને ટોલસ્ટોય-ફાર્મના સ્થાપક ને અને તેમની નીતિના કડક ચોકીદાર, રાજપ્રકરણી મુત્સદ્દી, રોગીઓના કુશળ વૈદ્ય અને શુશ્રૂષક, કુટુંબવત્સલ વડીલ સત્યાગ્રહી, પોતાના આધ્યાત્મિક વિકાસમાં લાંબી ફાળોભરી રહેલા ધર્મવીર સાધક, ખોરાકના ને રહેણી કરણીના અનેક પ્રયોગો કર્યે જનાર પ્રયોગવીર—એમ અનેક સ્વરૂપમાં ગાંધીજીનું દર્શન આ પુસ્તક કરાવે છે.

ગાંધીજીનાં તેમજ રા. રાવજીભાઈનાં આત્મકથાત્મક તેમજ દક્ષિણઆફ્રિકાના સત્યાગ્રહ સંબંધી પુસ્તકો બહાર પડયાં ન હતાં તે વખતે રા. પ્રભુદાસ ગાંધીની આ લેખમાળાએ ભારે આકર્ષણ જમાવ્યું હશે જ. પણ એ પુસ્તકોના પ્રકાશન પછી આનું પ્રકાશન થાય છે ત્યારે પણ આનું મૂલ્ય એટલું જ રહેવાનું. કારણ આ પુસ્તક એ પુસ્તકોમાં અપાયેલી દક્ષિણ આફ્રિકા વિષયક માહિતીની ઘણી પૂર્તિ કરે છે, અને વધુમાં ઉપર વર્ણવી તેવી ગાંધીજીની નિકટછબી આપે છે. વળી લેખકે બધું લખ્યું છે તે ઇતિહાસકારના નીરસ હેવાલરૂપે નહિ પણ પોતાનાં સંસ્મરણો, અનુભવો ને સંવેદનો રૂપે લખ્યું છે, જેને પરિણામે સમગ્ર લખાણ જીવન્ત અને વાર્તારસવાળું બન્યું છે. ઓતા ગાંધી, કબા ગાંધી, લેખકના દાદા ખુશાલચંદ ગાંધી, પિતા છગનલાલ ગાંધી ને કાકાઓ મગનલાલ તથા જમનાદાસ ગાંધી, અને ગાંધીજીના બે પુત્રો દેવદાસ અને રામદાસ ગાંધી એ સહુનો એટલે ગાંધીકુટુંબનો આવો ને આટલો વિસ્તૃત પરિચય પણ આ પુસ્તક જ પહેલીવાર કરાવે છે. એમાં ઓતા ગાંધી ને કબા ગાંધી એ ગાંધીજીના દાદા અને પિતાના લેખકે દોરેલાં વ્યક્તિચિત્રો યાદ રહી જાય તેવાં છે. ગાંધીજીના સત્યનો આગ્રહ અને એમની સ્વમાનભંગ સહી ન શકતી તેજસ્વિતા એમના દાદા ને પિતા પાસેથી જ ઓઘે ઊતરી આવ્યાં છે એમ એ વાચતાં તરત સમજાય છે. ફીનિક્સની શાળાનાં કોર્ડિસ, વેસ્ટ પુરુષોત્તમદાસ, જેકીબેન, પ્રાગજીભાઈ, મગનભાઈ માસ્તર આદિ દેશીવિદેશી શિક્ષકો રુસ્તમજી શેઠ, કેલનબેક ઇમામસાહેબ મિસશ્લેશિન આદિ ગાંધીજીના સાથીઓ. તથા પ્રભુદાસના રમતગમતના તથા ભણતરના સાથીઓ—એ સૌના પરિચયચિત્રો

